# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી, એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્યસુન્દરીઓના જીવનની સફળતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૬ ઠું] ઈ. સ. ૧૯૦૮ સપ્ટેમ્બર—ભાદ્રપદ. વિ. સં. ૧૯૬૪. [અંક ૧ લો.

## ज्ञान सुगंध.

पद वेळावळ.

अज्ञान टाळवा बेहेनीओ सजो शुभ हथीआर,
आप पुरुपार्थवडे हणो जावाने भव पार.
आलस्यादि दोषो टाळीने करजो दृढ प्रयत्न,
लोभ मोहादिक शत्रुनुं करशो न जत्न.
रजतमना वेग न्याळीने बहेनी विकळ न थावुं,
उपेक्षा करीने तेहनी सुखमय स्थानके जावुं.
विक्षेप आवी करी कदी पीडे अधिक आ स्थूल,
धैर्यवडे तेने न्याळीने हणो अहं मम मूळ.
आशा तृष्णानां मूळ काढीने दुःखद क्लेशने टाळो,
अंतरना मळ धोइने हृदये श्रीहरि न्याळो.
अयुक्त व्यवहार त्यागीने होय योग्य स्वीकारो,
क्रमे परमार्थे चहडी करी, आ जीवने उद्धारो.
अनुकूळ प्रतिकूळ त्यागीने समभावज आणो,
हर्ष शोकादि द्वंद्व धर्म ए मनना वेग जाणो.

सदुपदेशश्रेणी.

# કાવ્ય કુંજ.

## મુગ્ધ દંપતીનું પ્રથમ મળવું.

હરિગીત.

કો મુગ્ધ પ્રેમી દંપતિ જ્યારે પ્રથમ મળતાં હશે,–
શી રીત અંતરદ્વાર ત્યાં એ ઉભયનાં ખુલતાં હશે ?
કો ભીરૂમાંથી ખોલતું ?–ખુલતાં હશે એ આપથી ?
અંતરતણા આવેશથી શું આગળી આધી જતી ?
એ ગુહ્ય છે જગમાત્રનું, જે અનુભવી બસ જાણતા,
ને એક વેળા માણીને પછ સ્વપ્નસું સંભારતા;
જે ભોગવ્યું તે ભોગવ્યું, આ જન્મમાં ફરી ના મળે,
એ દંપતિ એક જ ભલે, પણ મુગ્ધ ઉર ક્યાંથી મળે ?

માલિની.

ધડક ધડક હૈયે ભેટતાં એક વેળા,
પલક પલક આંખે, ન્યાળતાં એક વેળા,
તુટક તુટક સાદે, બોલતાં એક વેળા,
ઉઠ ઉઠ ફરી બેસે,–ઘાયલાં–એક વેળા.
નવ યુગલ કદાપિ હોય એકાંતવાસે,
ઘડી ઘડી ભણકારા થાય " એ કોઇ આવે ! "
બહુ અમુઝણ થાતાં, ઇચ્છતાં 'કોઇ આવે'
વળ મન ફર જાતાં, " બેસીએ ખૂબ આજે. "

તોટક.

ઘડીમાં હસતાં,
ઘડીમાં રડતાં,
ભર જોબનમાં,
લઘુ બાળકડાં !

ગઝલ.

ઘડી કહોલ જો કરતાં,
અને પછી મૌન તો ધરતાં;
નવી માયાળી દુનિયામાં,
નૂતન બહુ રાસ એ રમતાં.

*

## હારણી.

પ્રણય રસથી ભીંજ્યાં જેવાં કહો કદિ ભીંજશો ?
ગત સમય જે વીત્યો તે શું ફરીં ફરીં પામશો ?
જીવન—ઝરણું* દીઠું તોયે તૃષા ન છિપાવશો,
ફરીં લખ પ્રયત્નેયે પત્તો નહિં કદિ ભાળશો.

* મહાન સિકંદરને ખ્વાજા ખીજર આપ એ હયાત ( જીવનનો ઝરો ) દેખાડવા લઈગયા હતા. ખ્વાજા ખીજરે એ ઝરાનું પાણી પીધું અને એ હાલ ચિરંજીવ હોય એમ મનાય છે. સિકંદર પાછો ફર્યો. પાછળથી એ ઝરો શોધવા મહાભારત યત્ન કિધો પણ આખરે નિષ્ફળ ગયો.

એલ્ફિન્સ્ટન હાઈસ્કુલ
મુંબાઈ ૧૨–૮–૦૮

કરીમ મહમદ,
એમ. એ.

## મ્હારી ન્હાનકડી નણંદ. *

( આસો શરદ પુનમની રાત રે સુન્દર વેણ વાગે વેણ વાગે—એ ઢાળ. )

મ્હને વ્હાલી વ્હાલી બહુ મ્હારી રેં નણદી ન્હાનકડી ન્હાનકડી,
ના હું ધરાઉં હૈયે ધારી રે; ,,
રૂડાં રૂડાં એનાં રૂપ રંગ રે, ,,
ન્હાનાં નાજૂક એનાં અંગ રે. ,,

( સાખી. )

મીઠા મીઠા બોલતી કાલા કાલા બોલ,
કામણગારા હાસ્યથી દેતી હર્ષ અતોલ;
ભલું ભોળું એનું છે મન રે, નણદી ન્હાનકડી ન્હાનકડી,
એને લાગે છે સૌ સ્વજન રે, ,,
એનું હૈયું હેતે ઉભરાય રે, ,,
જોઇ બીજાનું દુઃખ દુખી થાય રે,,,

*પ્રેમથી ઉભરાતા હ્રદયવાળી ભાભી પોતાની સખીને મ્હોંએ પોતાની આશરે ચાર પાંચ વર્ષની ન્હાનકડી નણંદને માટે કેવા ઉમળકાથી વાત કરે છે ત્હેનું આ એક ચિત્ર છે. આપણા લોકોના રીવાજ પ્રમાણે વહુઓને જ્યારે સાસરામાં રહેવું જ પડે તેમ છે તો પછી જેમ બને તેમ સાસરામાં વધારે મીઠાશથી, વધારે મ્હોટા મનથી અને વધારે સ્નેહ તથા શાન્તિથી રહેવા પ્રયત્ન કરવાનો બોધ સ્રીઓને આપનો ઘટે છે.

( સાખી. )

સૌને રાજી રાખતી કાંઈ કાંઈ કરીને ખેલ,
કદી કદી વળી ગભરાવતી કરી કરી ખોટા ફેલ;
એનાં તોફાન સૌ નિર્દોષ રે, નણદી ન્હાનકડી ન્હાનકડી,
એના ઘડીના હર્ષને રોષ રે, ,,
એના ઓર જ કાંઇ મીજાજ રે, ,,
સૌના ઉપર ચલાવે એ રાજ્ય રે, ,,

( સાખી. )

કંઠે વળગી કાનમાં લવતી કાંઈ કાંઈ બોલ,
સંદેશા નિજવીરના કહીને કરતી ટોળ;
મ્હારૂં અમોલું એ છે રતન રે, નણદી ન્હાનકડી ન્હાનકડી,
કરશું એનાં રૂડેરાં જતન રે, ,,
મ્હારા પ્રભુ ! એ કારમું બાળ રે, ,,
કરજો એને સુખી સૌ કાળ રે ! ,,

તા. ૨૩—૯—૧૯૦૭ } ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા.
( મુંબાઇ, ગિરગામ

# અમારૂં ગતવર્ષ.

ઉપકાર

"સુંદરી સુબોધ" ને પાંચ વર્ષ પુરાં થયાં છે. અને આજ તેના છઠ્ઠા વર્ષમાં પ્રવેશ કરે છે. ગત પાંચ વર્ષમાં જે સહૃદય અને માનનીય સ્ત્રી અને પુરૂષ લેખકોએ અમને સાહાય્ય આપી છે, તેમજ અન્ય ઉત્સાહી મિત્રો તેમજ સન્નારીઓએ તેના વિષે સારો અભિપ્રાય આપી, તેનો ફ્હોળો ફેલાવો કર્યો છે, તેને માટે અમારી સમાજ તે સર્વનો ઉપકાર માને છે।

"સુંદરી સુબોધ" નો ફેલાવો ઘણોજ ફ્હોળો થતો જાય છે, અને તેના ગ્રાહકો હિંદુસ્થાનમાં વધતા જાય છે, એટલુંજ નહિ, પણ ઇગ્લંડ, આફ્રિકા, બલુચિસ્તાન આદિ મુલકમાં પણ તેના ગ્રાહક છે એ જોઇ અમને ઘણો આનંદ થાય છે. સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવો, તેમને ઉન્નત, રસજ્ઞ, અને વિદુષી કરવી એજ આ માસિકનો આશય છે, ગુજરાતના ઘણાખરા ભાગનાં ઘરકુટુંબમાં આ માસિક વંચાય છે, તેના ઉપર ટીકાઓ થાય છે, તેને અંગે સૂચનાઓ થાય છે, એ સર્વ એમજ સૂચવે છે કે આ માસિક ગુર્જરપ્રજાને પ્રિય થઇ પડયું છે. પણ તેનું માન અમારાં માનવંતા સ્ત્રી અને પુરૂષ લેખકોને છે. ગત વર્ષમાં અમારાં નીચે મુજબ સ્ત્રી લેખકો હતાં.

સ્ત્રીલેખકો
તથા લેખ.

| શ્રી લેખકનું નામ. | વિષયો. |
|---|---|
| અ. સૌ. શારદાગૌરી બી. એ. | બાલશિક્ષણ—જાપાનની સ્ત્રીઓની પાઠશાળા. |
| બ્હેન વિ;... ... ... | બિજલ, ઘેલીરમા, પતિવ્રતારહિમાબીબી, આપણી સ્ત્રીઓની સ્થિતિ સુધારવાના ઉપાય. |
| અ. સૌ. સુમતિ, ... ... | મોહિની ગીત, ઘરસંસારી આનંદનું ચિત્ર, મૃત્યુશય્યા. |
| બ્હેન વિલસુ, ... ... | આર્યપત્નીનાં કર્તવ્ય, સંદિગ્ધ, એક પુકાર. |
| મીસીસ કૃષ્ણાગૌરી રાવળ | કન્યાશાળામાં પાકશાસ્ત્રની જરૂરીઆત, વંધ્યત્વ નિવારણ. |
| બ્હેન સુલોચના | ધર્મ. |
| અ. સૌ. સ્નેહલતા | અથાણાં. |

આ ઉપરથી માલુમ પડશે કે આ સન્નારીઓએ પોતાના લેખોથી સુંદરીસુબોધ અલંકૃત કર્યું છે. અ. સૌ. શારદાગૌરી એક સ્ત્રી ગ્રેજ્યુએટ છે, અને એમના વિષય ઉત્તમ અને મનન કરવા લાયક છે. બ્હેન વિ. ની વાર્તાઓ રસિક અને હૃદયદ્રાવક છે. બ્હેન સુલોચનાનો ધર્મ ઉપરનો નિબંધ તેમનું તે દિશાનું ઉત્તમ જ્ઞાન સૂચવે છે. તેમજ અન્ય સ્ત્રીલેખો પણ સુંદર અને રસિક છે. સુંદરી સુબોધના પાછલાં વર્ષનાં સ્ત્રીલેખકો પૈકી ગતવર્ષમાં અ. સૌ. ઊર્મિલા, બ્હેન નિશા, તથા બ્હેન ત્રિભુવનતનયાના લેખ દૃષ્ટિ ગોચર થતાં નથી. બ્હેન વિલસુને પડેલી વિપત્તિ માટે અમે દિલગીર છીએ. એમના પતિ રા. નૃસિંહરાવ હરિલાલ ધ્રુવ જે અમારા પણ મિત્ર હતા, અને ઉત્સાહી ગુર્જર લેખક હતા, તેમના અકાળ મૃત્યુથી અમે અત્યંત દિલગીર છીએ.

અન્ય લેખકો. સુંદરી સુબોધમાં વિશિષ્ટ લેખસિંચન કરનાર અન્ય લેખકમંડળમાં રા. વસન્ત વિનોદી, રા. પીયુષ, રા. ચિદ્વિલાસી, રા. અભ્યાસી, રા. અમૃતલાલ ઓધવજી, રા. જી. અ. પટેલ, રા. ચંદ્ર, રા. કુન્દન, રા. એન. કે. વૈષ્ણવ, રા. ચંદ્રશંકર એન. પંડ્યા, બી. એ. રા. મુળજી દુર્લભજી વેદ, રા. સ્નેહજ્યોતિ, રા. અનિલ રા. કવિ ન્હાનાલાલ એમ. એ. રા. સરૈયા બી. એ., રા. બિહારી, રા. વિશ્વ, રા. નૂતનશ્રી, રા. અમૃતલાલ સુંદરજી પઢીયાર, રા. પ્રસાદ, શેઠ અરદેશર ફરામજી ખબરદાર, રા. બાપુભાઈ જાદવરાય વૈષ્ણવ બી. એ. રા. કૃષ્ણલાલ અંજારીઆ, રા. લલિત, રા. બકુલ, રા. વન, રા. અપ્યાત્મિક, રા. નિર્ભય-તનુ, રા. મોહનલાલ પી. દવે. એમ. એ. એલ. એલ. બી., રા. માર્કંડરાય એમ. દવે, એલ. એમ. એન્ડ એસ, અને " એક ગ્રેજ્યુએટની સંજ્ઞાથી લખનાર ગૃહસ્થ છે.

અભિપ્રાય. ઉપરનું લીસ્ટ જોતાં લાગશે કે અમારા માસિકમાં ઘણાં ખરાં ગુજરાતનાં જાણીતાં શ્રી પુરૂષ છે. રા. અમૃતલાલ સુંદરજી પઢીયાર, અને રા. કૃષ્ણલાલ અંજારીઆના લેખોએ એક નવિન વિચાર શ્રેણી દાખલ કરી છે. રા. કવિ ન્હાનાલાલ, શેઠ અરદેશર ખબરદાર તથા રા. લલિતનાં કાવ્યોની ઉત્તમતાથી કોણ અજ્ઞાત છે ? વૈદક સંબંધી લેખ લખવા માટે ડૉક્ટર માર્કંડરાય તથા રા.

અભ્યાસીનો ઉપકાર માનવાનો છે, તેમજ રા. મોહનલાલ પી. દવે, અને રા. ચંદ્રશંકર ન. પંડ્યાના ઉત્સાહી લેખો લોકપ્રિય થઇ પડયા છે.

**વિનંતિ**

અમારાં સ્ત્રીલેખકોને એટલી વિનંતિ કરવાની છે, ભરવા ગુંથવાના વિષયો, દેશની ગરીબ અને અજ્ઞાત સ્ત્રીઓની દશા શી રીતે સુધરે તેવી સૂચનાઓ, દેવદર્શનને બ્હાને અથડાતી અને સમયનો દુરૂપયોગ કરતી સ્ત્રીઓને કેવી રીતે પોતાનાં કર્તવ્યનું ભાન થાય એવા નિબંધો, પાકશાસ્ત્રમાં પ્રવિણતા શી રીતે મળે એવા લેખો, તથા કરકસરથી ઘર શી રીતે ચલાવવું, બાળકોની માવજત શી રીતે કરવી ઇત્યાદિ વિષયોની ચર્ચા તેમના તરફથી સુંદરી સુબોધમાં વારંવાર આવવી જોઇએ. ઉંચા કુળની, ઉંચી જ્ઞાતિની વિધવાઓ બ્હાર ગયા વગર સ્વતંત્રપણે શી રીતે પોતાનો નિર્વાહ ચલાવી શકે, તેવા ધંધા સંબંધી સૂચનાઓ થવાની ઘણીજ જરૂર છે, એવા વિષયો ઘણી ખુશીથી "સુંદરી સુબોધ" માં સ્વીકારવામાં આવશે. રા. મલબારી તથા રા. દયારામ ગીદુમલ જેવા મહાન્ પરોપકારી પુરૂષોના પ્રયાસથી "સેવાસદન" સ્થાપવામાં આવ્યું છે, જેનો લાભ ગુજરાતની દરેક સન્નારી લેશે એમ અમે ઇચ્છીએ છીએ. આવી સંસ્થાની બહુ જરૂર હતી. અને તે ખોટ આ નર રત્નોએ પુરી પાડી છે. હવે તેની અભિવૃદ્ધિનો આધાર ગુર્જર સન્નારીઓના ઉત્સાહ ઉપર છે.

**અમારૂં શુભેચ્છક મંડળ**

રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. એલ. બી., રા. મણિશંકર રત્નજી ભટ્ટ બી. એ., (કાન્ત), પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ. એલ. એલ. બી., રા. કમલાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ., રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ., પ્રો. ટી. કે. ગજ્જર એમ. એ. બી. એસ. સી., રા. કૃષ્ણરાવ ભોળાનાથ બેરીસ્ટર એટ લૉ, રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ., મી. કરીમ મહમદ માસ્તર એમ. એ., શેઠ ખબરદાર, કવિ ન્હાનાલાલ દલપતરામ એમ. એ., રા. બળવંતરાય કે. ઠાકોર બી. એ., રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા એમ. એ., ઓનરેબલ રા. ચિમનલાલ હરિલાલ સેતલવાડ બી. એ. એલ. એલ. બી., એડવોકેટ, રા. છગનલાલ હરિલાલ પંડ્યા બી. એ., રા. રણજીતરામ વાવાભાઇ બી. એ., રા. વિશ્વનાથ માધવજી ભટ્ટ બી. એ., રા. ચંદ્રશંકર એન. પંડ્યા બી. એ. આદિ સદ્ગૃહસ્થો તેમજ સ્ત્રીબોધનાં અધિપતિ શ્રીમતી શીરીનબાઈ, તથા અ. સૌ. વિદ્યાગૌરી બી. એ. તથા અ. સૌ. શારદાગૌરી બી. એ., તથા બાઇ હિરાકુંવર વિગેરે સન્નારીઓએ તથા અન્ય સ્નેહી મંડળે "બંધુસમાજ," અને "સુંદરી સુબોધ" તરફ પ્રત્યક્ષ અને પરોક્ષ જે સદ્ભાવ દર્શાવ્યો છે, તેને માટે ઉપકાર માની, તેઓનો તેવોજ ભાવ કાયમ રહે એટલી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

**ભેટ**

સુંદરી સુબોધના ગ્રાહકોને પ્રત્યેક વર્ષે ઉપહાર રૂપે એક પુસ્તક આપવામાં આવે છે. તે પ્રમાણે ગત વર્ષની ભેટ "મનોરમા" તૈયાર થાય છે, જે થોડા સમયમાં અમારા ગ્રાહકોમાં જ્હેંચીશું. લવાજમ સંબંધી અમારા ગ્રાહકોને વિનંતિ કરવી પડતીજ નથી. તેને માટે તેમનો ઉપકાર માનીએ છીએ.

પાંચ વર્ષની દરમ્યાન સુંદરી સુબોધની કદર ગુર્જર પ્રજાએ જે સ્નેહભર્યો આવકાર તેને આપ્યો છે, તેના બદલામાં છઠ્ઠા વર્ષની શરૂઆતથી તેનાં ત્રણ ફૉર્મને લાભ બદલે ચાર ફૉર્મ કરવામાં આવ્યાં છે, અને લવાજમમાં કાંઈ પણ ફેરફાર કર્યો નથી. આ ઉપરથી અમારા સ્નેહીમંડળને માલુમ પડશે કે "સુંદરી સુબોધ"નો લાભ, સુંદરીઓના સુબોધ અર્થેજ વપરાય છે. અમારી ઈશ્વર પ્રત્યે અન્તિમ એવી પ્રાર્થના છે કે "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબ પોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન, અને સુન્દર થાય, અને કુટુંબનું ખરૂં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની બને।"

સુમિત્ર, બંધુસમાજ.

---

# વાર્તાલહરી.

---

## 'પથ્થર ભાંગનાર'

(મળેલું)

એક વખત ઘણોજ વખત પહેલાં જાપાનમાં એક પથરા ભાંગનારો હતો, કે જે મોટા મોટા રસ્તાઓ ઉપર કામ કરતો હતો. આવા રસ્તાઓ ઉપર તે આખા દહાડા સુધી, દરેક જાતની હવામાં, દરેક ઋતુમાં, વરસાદમાં, ખરા બાળી નાંખતા તડકામાં, અને બરફમાં કામ કરતો હતો. તે ભૂખથી અને થાકથી હમેશાં દુઃખી રહેતો. તે પોતાની આવી સ્થિતિથી જરા પણ સંતોષી નહોતો.

"અરે! હું પરમેશ્વરનો કેટલો ઉપકાર માનું," એક દહાડો તેણે એક મોટો નિશ્વાસ મુકતાં મનમાં કહ્યું; "કે જો એક વખત હું એટલો બધો પૈસાદાર થાઉં કે હું સવારમાં બહુ મોડો ઉઠી શકું, જ્યારે હું ભૂખ્યો હોઉં ત્યારે ખાઈ શકું, જ્યારે તરસ લાગી હોય ત્યારે પાણીને બદલે ઠંડાં શરબત પીને તરસ મટાડી શકું. મ્હેં ઘણાને મ્હોડે સાંભળ્યું છે કે કેટલાક માણસોના નશીબ એટલાં સારાં હોય છે કે તેઓ હમેશાં પૈસાદાર અને આનંદી રહે છે. જો હું મ્હારા ઘરના બારણાં અગાડી જાડી ગાદીઓ ઉપર નીરાંતથી સુતો હોઉં, મ્હારી પીઠ સુન્દર રેશમી તકીયાને અટેલતી હોય, હું ઘણા ચાકરો પર હુકમ બજાવતો મ્હારો બપોરનો નાસ્તો લેતો હોઉં, અને મ્હને બધા ઘડીયે ઘડીયે એમજ કહ્યા કરે કે મ્હારે કાંઈ પણ કામ કરવાનું નથી તો હું કેટલો નીરાંતે રાતના સુઈ શકું? ત્યાંથી પસાર થતા એક સ્વર્ગીય દુતે આ વાત સાંભળી અને તે હસીને બોલ્યો. "ગરીબ માણસ! જો તું તેમાંજ સંતોષ પામતો હોય તો તું તેમ થા."

અને એક ક્ષણમાં તે પથર ભાંગનારાએ પોતાની જાતને પોતાના ભવ્ય મહેલના બારણા પાસે સુન્દર રેશમી ગાદી તકીયા ઉપર જોઈ. તે હવે ભૂખ્યો કે તરસ્યો કે થાકથી કંટાળી ગયેલો નહોતો. થોડીવાર લગી તેણે આ ફેરફારથી વખત બહુજ આનંદમાં કહાડયો; તેવામાં તેના બારણા પાસે થઇને મીકાડો ગયો. મીકાડો ! મીકાડો જાપાનનો રાજા, પુર્વમાં સૌથી બળવાન રાજા, અને જાપાનના લોકનો શીરછત્ર હતો.

મીકાડો ફક્ત મન્ન મારવાને, ટર્કીના મ્હોટા ઉમરાવોના કરતાં ભભકાદાર પોષાકો વાળા ઘોડેસ્વારોથી વીંટળાઇને, આખી આલમને પોતાના બાહુબળથી જેર કરનારા લડવૈયાઓ સાથે, પ્રખ્યાત ગવૈયાઓ લઇને, અને દુનિયાની સૌથી સુન્દર અને પ્રખ્યાત ગાનારીઓ કે જેઓ ધોળા હાથીની ઉપર, રૂપાના હોદાઓપર બેઠી હતી. તેઓની વચ્ચે નીકળ્યો હતો. મીકાડો પોતે એક સુન્દર સોનાના હીરાજડીત મ્યાનામાં ભારે રેશમી બીછાના ઉપર બેઠો હતો. તેના મુખ્ય દિવાને એક સુન્દર ઝીણી ઝીણી ઘુઘરીઓથી મઢી લીધેલી શુશોભીત મ્હોટી છત્રી તેના માથા પર ધરી રાખી હતી. પૈસાદાર થયેલા આ પથર ભાંગનારાએ, આવા આવા આડંબરોથી શોભતા, જોનારાઓને ચકીત કરી નાંખતા મીકાડો તરફ ઘણીજ અદેખાઇની નજરે જોયું અને મનમાં બોલ્યો.

" અરે ! શું હું આટલાંમાંજ સંતોષ માનું, શું હું પોતે મીકાડો ન થઇ શકું ? પછી હું આવા હીરાજડીત મ્યાનામાં બેસી બહાર ફરવા નીકળું, એક દિવાન મ્હારા માથાપર છત્ર ઝાલી રાખે અને બીજો દિવાન મ્હને મોરનાં પીછાંનો બનાવેલો પંખો લઇને પવન નાંખે. આહાહા ! હું મીકાડો હોઉં તો કેવું સારૂં ? "

" તારી ઇચ્છા પ્રમાણે થાઓ " સ્વર્ગીય દુતે કહ્યું. અને એકદમ તેણે પોતાને, કારભારીયો, ગવૈયાઓ, લડવૈયાઓ, સુન્દર સ્ત્રીઓ, અને અનેક દાસ દાસીઓ વચ્ચે વીંટળાયલો જોયો; કે જે લોકો તેને જાપાનીઝ ભાષામાં વારંવાર કહેતાં કે " મીકાડો ત્હમે સૂર્યના કરતાં બલવાન છો, ત્હમે ધારો તે કરી શકો છો, અને દેવો બધા તમારૂં નામ સાંભળી થરથર કંપે છે. " પથર ભાંગનારો આથી ઘણો ખુશી થઈ બોલ્યો " ઓહો ! ઘણુ સારૂં, આ માણસો મારી કીમત જાણે છે. " પણ એટલામાં સૂર્ય કે જે તે વખતે ઘણોજ પ્રકાશતો હતો, રસ્તાઓ ધુળ વાળા કર્યા હતા અને જેના તેજર્યા આ મીકાડોની આંખો વીંચાઇ જતી હતી, તેના તરફ નજર જવાથી આ પથર ભાંગનારો ઘણોજ ગુસ્સે થઇને બોલ્યો.

" કોઇ સુરજને ખબર આપો કે આ તું અણઘટતું કરે છે, તને જાપાનના રાજા મીકાડો હુકમ કરે છે કે તું એકદમ આ જગ્યાથી ચાલ્યો જા "

દિવાન ગયો અને થોડીવારમાં પાછો ફર્યો અને કહ્યું " તે સાંભળતો નથી. "

આથી વધારે ગુસ્સે થઇ મીકાડો બોલ્યો. " એ મૂર્ખને શિક્ષા કરો. "

દિવાને નીચા વળી કુરનસ બજાવી કહ્યું " સાહેબ તેને લાયક તો એજ છે, પણ હૂં તેને કેવી રીતે પકડી શકું ? "

" ત્યારે શું હું દેવોના સરખો નથી ? "

દિવાનથી જવાબ ન દેવાયો અને મીકાડો દિલગીર થઇ બોલ્યો, " અરે સૂર્ય મ્હારા કરતાં બલવાન છે, હું ઇચ્છું છું કે હું સુર્ય થાઉં. "

પેલા સ્વર્ગીય દુતે વળી કહ્યું. " તારી મરજી પ્રમાણે થાઓ. " અને તરતજ આ પથર ભાંગનાર આકાશમાં ચળકવા લાગ્યો. તે અતિશય તડકો પાડી પૃથ્વીપર બધાને દુઃખ આપવામાં મજા માનતો હતો, એવામાં એક વાદળું આ સુર્ય અને પૃથ્વીની વચ્ચે આવ્યું. આ જોઇને આણે વિચાર કર્યો વાદળું સુર્યના કરતાં બળવાન છે, જો હું વાદળું ન થઇ શકું તો હું ખરેખર અદેખાઇથી મરી જાઇશ. "

" આટલી ન્હાની વાતમાં આટલો ગુસ્સો કરવો નકામો છે. " પેલો સ્વર્ગીય દુત, કે જેની નજર હમેશાં તેની તપાસમાંજ હતી, તેણે જરા હસીને કહ્યું.

એક સપાટામાં આ મગરૂબ વાદળું સુર્ય અને પૃથ્વીની વચ્ચે આવીને અટક્યું. પછી એટલો બધો વરસાદ વર્ષાવવા માંડયો કે મ્હોટાં મ્હોટાં ઝાડો પણ ઉખડી ગયાં ન્હાના ઝરાઓમાં પણ પુર આવીને તેઓ ભયંકર દેખાવા લાગ્યા, ઘણા ઘરો પડી ગયાં અને જ્યાં ત્યાં હાહાકાર વર્તાઇ ગયો. પણ એક પર્વતે આ તોફાનની સામાં માથું ઉંચક્યું. આટલો વરસાદ છતાં તે ડગ્યો નહિ.

" આહા મ્હારાથી બન્યું તેટલું કર્યું પણ આ પર્વત તે ગણકારતો નથી. આ મ્હારાથી સહન નથી થતું. " વાદળું મોટેથી ગુસ્સે થઇને બોલ્યું.

" તું તે જગ્યા લે, ' દુતે કહ્યું.

આથી પથર ભાંગનારો સંતોષ થયો અને પોતાની જાતને સૌથી બળવાન ગણવા લાગ્યો પણ એટલામાં એક તીણા અવાજે તેનું ધ્યાન ખેંચ્યું. તેણે પાછા વળી જોયું તો જણાયું કે એક ગરીબ પથર-ભાંગનારો બેસીને પથર ભાંગતો હતો.

" અરે આનો અર્થ શું ? આ ચીંથરીઓ, અરે કંગાલમાં કંગાલ પથર-ભાંગનારો આ રીતે મ્હારા કટકા કરે છે અને તેનો હું બચાવ કરી શકતો નથી " પર્વત ખીજવાઇને બોલ્યો.

"ત્યારે તું તે જગ્યા લે." દુત હસી પડયો અને કહ્યું. આ પથર ભાંગનારો પાછો પથર-ભાંગનારો થયો. તેણે પહેલાંની માફક જ આખો દહાડો, સઘળી જાતની હવામાં સઘળી ૠતુઓમાં, ખરા તડકામાં, ધો ધો પડતા વરસાદમાં અને બરફમાં કામ કરવા માંડ્યું. તે દરરોજ અડધો ભૂખ્યો રહેતો હતો, તેમ છતાં તે પોતાની સ્થિતિથી જરા પણ અસંતોષી થયો નહિ.

# રમણી મણિમાળા.

## પદ્મિની.

Virtue is like precious odours, most fragrant when they are incensed or crushed; for prosperity doth best discover vice, but adversity doth best discover virtue. —*Bacon.*

**ભાવાર્થ**—સદ્દગુણ કિંમતી સુગંધિઓ જેવા છે, જ્યારે તેમને સળગાવવામાં કે દબાવવામાં આવે છે ત્યારે તેઓ વધારે સુગંધ આપે છે; એજ પ્રમાણે સંપત્તિ સારી રીતે દુર્ગુણ પ્રગટ કરે છે, પણ સદ્દગુણને સારી રીતે વિપત્તિ પ્રગટ કરે છે.

* * * *

સુપ્રસિદ્ધ ચિતોડની ગાદીપર સત્ય ધીરવીર–દૈવી સત્તા વિભુષિત નરેશ્વર લક્ષ્મણસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. ઉદયગિરિપર પ્રગટિ ભાવને પામતા શ્રી સવિતાનારાયણની માફક તે ઉજ્વલ કીર્તિને દિશાઓમાં પ્રસરાવતો હતો. ન્યાય–નીતિના અવિચલ પંથમાંથી કિંચિત્ પણ તે ચલાયમાન થતો નહોતો. પ્રજાને રાજાના પરસ્પરના શા ધર્મો છે તે જાણી તે પ્રમાણે વર્તવામાં ઢીલ નહોતો કરતો. પ્રજાને પ્રેમથી અને કૃપાદષ્ટિથી પાળતો હતો. દુષ્ટ,છલપ્રપંચી, ઉન્મત્ત ટંટાખોરોને યોગ્ય શાસન આપી પ્રજાના સુખમાં ઉત્સુખ રહેતો. લક્ષ્મણસિંહને ભીમસિંહ નામે કાકો હતો, અને ભીમસિંહને પતિવ્રતા–સાધ્વિ પદ્મિની નામે સ્વરૂપ સંપન્ના પત્ની હતી. ભીમસિંહ તથા પદ્મિની ઉભય સુખમાં દિવસો વ્યતિત કરતાં હતાં.

આર્યાવર્ત્તમાં ચિતોડનું રાજ્ય સર્વોપરી હતું. તેની કીર્તિને ઝાંખ ન લાગે એમ રાજ્ય ગાદીપતિઓ વર્ત્તતા. મૂળતી આબરૂને સાચવી રાખી રક્ષણ કરવામાં પછાત પડતા નહિ. વળી સર્વ દેશો કરતાં ચિતોડના રાજા શસ્ત્રાસ્ત્ર કળામાં અને બળમાં ઉત્તમ પદ ભોગવતા. સ્વતંત્રતામાં રહેવું એજ શુભકર છે એમ તેઓ સારી રીતે જાણતા. પરતંત્રતામાં રહેવા કરતાં મરણને તેઓ અધિક પસંદ કરતા. અદ્યાપિ પર્યંત તેઓ કોઇના શરણમાં રહેલા નહોતા. ચિતોડની ગાદીપર મહાન્ રાજ્યકર્ત્તાઓ અક્ષયકીર્તિના ઉજ્વલ સ્થંભોને સબલ રીતે રોપી ગયા છે, કે જેના ગુણાનુવાદો હાલ પણ એવા જ ભાવથી વદાય છે. ચિતોડના ઇતિહાસ તરફ નજર કરતાં તેમનાં દષ્ટાંતો ઉત્તમ શૂરવિરતાના પૂરાવા તરીકે જડી આવે છે. પ્રતાપની બહાદુરીથી, અને તેના જીવનચરિત્રથી પ્રત્યેક મનુષ્યમાં શૂરવિરતાના સંસ્કારો પ્રબલપણે જાગ્રત થાય છે; તો તેના પૂર્વજોમાં વિશેષ બળ હોય એમાં કાંઇ આશ્ચર્યસ્પદ નથી.

બહાદૂર લક્ષ્મણસિંહ પણ પ્રતાપી, ઝનુનવાળો હતો. તેના સમયમાં અલ્લાઉદીન નામનો યવન બાદશાહ રાજ્ય કરતો હતો. અલ્લાઉદીન મૂળથી જ ઉન્મત્ત અને ક્રુર, ઘાતકી હૃદયનો હતો; આ ઉપરાંત વિષયાંધ પણ હતો. અલ્લાઉદીને પ્રતાપી ચિતોડની ગાદીપર હલ્લો લેઇ જવા વિચાર્યું. તેના મંત્રિઓએ તેને એવી કુમતિ આપી કે પદ્મિની ઘણી જ સ્વરૂપવાન્ છે. તેમજ આપના તખ્તને શોભા આપે તેવી છે, સ્વર્ગની અપ્સરાઓ કરતાં

પણ અધિક સુંદર અવયવ વાળી મનોહરાને જો તમે લાવો તો, તે તમને અકથ્ય સુખ આપશે. વળી ચિતોડનો રાજા સર્વોપરી સત્તા ભોગવે છે. તે અભિમાની થઇ આપણી સત્તાથી વિમુખ થતો જાય છે. જો આપ નામદાર તેને સત્તાબળમાં ઉમેરો તો હીંદુસ્થાનમાં બીજું એ શિવાય એકે કાર્ય કરવાનું અધિક રહેશે નહિ. ચિતોડ જીતાયા પછી સર્વ જીતાશે. અને સિંહ કબજામાં આવતાં અજના ભાર નથી કે સામા થાય ?

ખરાબ સલાહોથી અવળી દિશામાં ગયેલા અલ્લાઉદ્દીને ચિતોડ પર ચઢાઈ કરી. પરંતુ ચિતોડના શૂરવિર યોદ્ધાઓ તેથી નિર્માલ્ય બને એ અસંભવિત હતું. મરવું કે મારવું એ તેમનો દૃઢ નિશ્ચય હતો. તેઓના હૃદયમાં એવું સુવર્ણાક્ષરે કોતરી રહેલું હતું કે, સુવર્ણને જેમ વિશેષ અગ્નિમાં તપાવવામાં આવે છે તેમ તે અધિક કિંમતી બનતું જાય છે. રજપૂતોએ મરણપર્યંત નમતું આપવું નહિ. મનુષ્ય શું કરવા શક્તિમાન નથી ? આપણા પૂર્વજો ડિંડિમ્ સ્વરે વદે છે કે-જેનાં રોમે રોમમાં કર્તવ્યતાનાં અણુઓ પ્રગટિ ભાવને પામ્યાં છે, અને દૃઢ નિશ્ચયને પ્રબલપણે પોષ્યો છે, તેનાં જીવનો સર્વદા અક્ષય કીર્તિને પ્રાપ્ત કરી ગયાં છે. મરવું એકજ વખત છે. તે સત્ય છે કે કંગાલિયતથી જીવનપ્રવાહને વહેતો મૂકવો તેના કરતાં કૃતનિશ્ચયથી પ્રબલપણે ઘુમી તેમાંજ આયુષ્યનો ક્ષય કરવો અધિક પ્રશંસનીય છે. હિંદુસ્થાન હિંદુઓની પવિત્ર ભૂમિ છે. સ્વદેશ મમત્વ ન રાખનાર પુરૂષો-પુરૂષવર્ગમાં પોષાય એ અયોગ્ય છે. ચિતોડના સિંહો બકરીઓથી બી જાય એ તદ્દન્ અસંભવિત્ છે. ઉદયગિરિ પર પ્રકાશ આપતા સૂર્યદેવના પુત્રોમાં ઉજ્વલ કીર્તિ અક્ષયવાસ કરી રહેલી છે. સમર્થ સૂર્ય પિતાના શિષ્યોમાં કાયરતાના સંસ્કારો આચ્છાદિત થાય, એ રજપૂતોને કલંકરૂપ છે. તે મહાન્ દેવ ગુપ્ત રીતે પુત્રોનાં હૃદયમાં અપૂર્વ ધૈર્યતાનાં બિજકો પોષે છે. આવી સબળ સહાય હોવા છતાં-કૃષ્ણ રથ હાંકવા છતાં—અર્જુન, દુર્યોધનના સૈન્યથી સંતાઈ જાય એ બનવું કેમ સંભવે ? પૂર્ણ શ્રદ્ધા-પૂર્ણ નિશ્ચય અને પૂર્ણ પુરૂપાર્થના પુત્રો આવો સંકલ્પ કરી અલ્લાઉદ્દીનના સૈન્ય સામે ઉભા રહ્યા હતા. લઢાઇ થઇ, રક્ત નદિઓ વહેવા માંડી યોદ્ધાઓના મૂખમાંથી શૂરવિરતાના શબ્દોએ સમરાંગણને ગુંજાવી મુક્યું. યાહોમ કરવા તૈયાર થયેલા રજપૂતો બહાદૂરીથી લઢયા શત્રુઓને હંફાવ્યા—તેમના સૈન્યનો સંહાર કર્યો, અને અલ્લાઉદ્દીનને પાછો હઠાડયો.

પદ્મિની સ્વરૂપવાન હતી. તેના પ્રફુલ્લ વદનમાંથી પ્રગટતી શ્વેત રશ્મિ-સર્વ પ્રતિ આકર્ષણ કરતી હતી.* દીર્ઘ ચક્ષુમાંથી પ્રતાપવાન રશ્મિ જ્યોતિ અપ્રતિમ પ્રભાવ પ્રસરાવતી હતી. શરીરના અવયવો યોગ્ય ને પ્રફુલ્લ થયેલા હતા. કમર પાતળી ને ભુજાઓ કમર ઓળંગી આગળ વધેલી હતી. દાંતની હારો શ્વેત ને સમાન હતી. સ્વલ્પમાં તેનું શરીર

* માલવિકાગ્નિ મિત્ર નાટક.

दीर्घाक्षंशरदिन्दुकांति वदनंबाहू नतावंसयोः ।
संक्षिप्तं निबिडोन्नतस्तनमुरः पार्श्वेप्रमृष्टेइव ॥
मध्यः पाणिमितोनितंबिजघनं पादावुदग्रांगुली ।
छंदो नर्त्तयितुर्यथैव मनसः सृष्टं तथास्यावपुः ॥

અનેક પ્રકારના સૌંદર્યના નમુનારૂપ હતું. આવી મનોહરાને કવિઓથી વર્ણવાએલી જોઇ-ખુશામતીઆઓથી ગવાએલી જોઇ અલાઉદીન, વિષયમાં અન્ધ, શું ન કરે? લડાઈ ક-રીને પ્રાપ્ત કરવી. વા ગમે તે રીતે હસ્તમાં લાવવી એવો તેનો સબળ નિશ્ચય હતો. આ નિશ્ચયમાં અનેક વિઘ્નો આવે, આપત્તિ વિપત્તિ પડે તોપણ અવિચલ રહેવું એમ માની બેઠો હતો. એક વખત જય ન મળ્યો તો બીજી વખત, બીજી વખત જય ન મળ્યો તો ત્રીજી વખત પણ ગમે તે રીતે તેને તો તેનો વિચાર પૂર્ણ કરવામાંજ જીવ-નની સફલતા હતી.

પદ્મિની તથા ભીમસિંહ ઉભય પ્રેમમાં રહેતાં. પદ્મિનીને મન ભીમસિંહ પરમેશ્વ-રથી પણ અધિક પૂજનિય હતો. પોતાના વ્રતમાં દ્દઢ રહી પતિને આનંદ આપવામાં તે પછાત પડતી નહોતી. ૧ ખરે ! આવી સ્ત્રીઓમાંજ પતિની શુભાશાનાં અંકુરો હોય છે. તે સારી રીતે સમજતી હતી કે પતિની ઇચ્છાઓ સંપૂર્ણ થવાથી, તેમનું હૃદય સર્વદા પૂર્ણ આનંદપ્રદ મોજાંથી છલબલ રહેશે. આ આનંદપ્રદ મોજાં તેમની દૃષ્ટિ મર્યાદામાં શિતલ પવન પ્રગટાવશે, અને એ રસના લ્હાવને પદ્મિની પણ લેશે. આ ભાવથી વિરુદ્ધ જવાથી, વા શિતલ પવનને તપિત કરવાથી અભિપ્સિત પૂર્ણ નહિ થાય. માટેજ પ-તિની શુભાશાઓમાંજ તે કર્ત્તવ્યમય રહેતી. સુખ દુઃખમાં સમાન ભાગ આપતી. આ-શાના વેગને સહાય આપતી અને દિવ્ય રસમાં તૃપ્ત રહેતી.

અલાઉદીને પ્રથમ ચઢાઈ કરી તેમાં સંહાર થવાથી બીજી વખત લશ્કરના ભારે બળથી ચઢી આવ્યો. આ વખતે અલાઉદીનનો નિશ્ચય સબલ વેગ ધરી રહ્યો હતો. ગમે તેમ કરી પદ્મિનીને મેળવવી એ દૃઢ હતું. આ પ્રયત્નમાં તેની આ છેલ્લી જીત હતી, અને છળ, બળ, તથા કળનું જ્ઞાન સ્ફુરાવવાની આ તક હતી. આ ત્રણે ઉપાયોમાંથી એક પણ રીતે પદ્મિનીને સ્વાધિન કરવી એ તો નિર્વિવાદ સિદ્ધ હતું. આવી સિદ્ધ દશામાંથી આપત્તિ અને વિપત્તિમાં ચલિત થવાતું નહોતું.

ચિતોડપતિ લક્ષ્મણસિંહને આ વાતની ખબર પડી. પોતાના કાકાની સંપત્તિ મા-ગવા સીપાઈ દ્વારા તેમને બોલાવવામાં આવ્યા. ભીમસિંહની આંખોમાં રક્તપ્રભા, પ્રચંડ રૂપ ધારી રહી હતી. તેમના રોમે રોમે ક્ષત્રિયપણાનાં અંકૂરો પ્રગટિ ભાવને પામ્યાં હતાં. શૂરવિરતામાં છલબલ થતું તેમનું હૃદય સિંહની માફક ઉછળતું હતું. બાહુમાં સાક્ષાત્ પરશુરામનું બળ આવ્યું હોય તેમ દેખાતું હતું. પણમાં ભગિરથ સમાન ભીમસિંહ ભત્રિજા લક્ષ્મણસિંહની સમીપ આવી બેઠો. આ રામ–આસનપર બેઠા છતાં તેના બળની ખુમારી અણુ અણુ પ્રસરી રહેલી હતી, તે શબ્દે શબ્દે બહાર જણાઇ આવતી હતી.

"ભીમસિંહ ! વર્તમાન સ્થિતિ તમારાથી અજ્ઞાત નથી. દુરાત્મા અલાઉદીનની શી ઇચ્છા છે તે તમે જાણો છો ?" લક્ષ્મણસિંહે અલાઉદીનના મોકલેલા જાસુસ સાથેની ખબરથી કહ્યું.

---

1. It is a truth, universally acknowledged that a single man in possession of a good fortune must be in want of a wife. —*Jane Austen.*

" અલાઉદીનની શી ઈચ્છા છે ?" સિંહની માફક ગર્જના કરતાં ભીમસિંહે જણાવ્યું.

" તેની ઈચ્છા ! હા ! ક્ષત્રિકુળને કલંક દેનાર ઈચ્છા ! એ ઈચ્છાથીજ વીરરજપૂતોનાં લોહી ઉછળે તેમ છે ? " લક્ષ્મણસિંહે કહ્યું.

" લક્ષ્મણ ! લક્ષ્મણ ! કહે ! સત્વર કહે ! શું રજપૂતોની કીર્તિ અધઃપતનાને પામી છે ? રજપૂતોએ તેનો નિશ્ચય જાણવો તો જોઇયે. " ભીમસિંહે વિશેષ ગર્જના કરતાં જણાવ્યું.

" પદ્મિની...પદ્મિની...ની......" લક્ષ્મણસિંહે શોક ને ધ્રુજતા સ્વરે કહ્યું.

" હા ! અલાઉદીન ! તું જાણતો નથી કે રજપૂતો નિર્માલ્ય નથી. તેમની રગમાં પ્રસરેલું લોહી પ્રવિત્ર માતાની કૂખને કલંકિત નહિ કરે ! પૂર્વ દિશામાંથી પ્રગટતો સૂર્ય પશ્ચિમ દિશાથી પ્રગટે, સમુદ્ર મર્યાદા મૂકે, પરમાત્માનો કોપ થાય ! પરંતુ દૃઢ નિશ્ચય અહીં વીર રજપૂતો તે ઈચ્છાને આધિન નહિ થાય. અરે ! ક્ષત્રિઓની શક્તિ હજુ પૂર્વવત્ છે. લક્ષ્મણ ! લક્ષ્મણ ! ! ચિતોડની ગાદીની અભિલાષા કરતાં વીરતાનાં લક્ષણો પ્રગટાવી ઇંદ્રાસનની ઇચ્છા પ્રગટાવવી એજ માત્ર રજપૂતોને હાથ રહ્યું છે. સ્વતંત્રતાનાં બાલકો કદી પરતંત્રતાની ધુંસરીએ જોડાશે ? ના. ના. તે નહિ બને ! ભીમસિંહના હાથમાં ચકચકતી તરવાર હજારો પાપીઓનાં રક્ત પીવા તલસી રહી છે. " રગેરગમાં લોહીના વીરતાના ઉછાળા મારતા ભીમસિંહે કહ્યું.

" કાકા ! તમે જાણોછો—એટલુંજ નહિ પરંતુ કેવી આશાઓ આપી છે. 'તમને જાગીરો આપીશ. તમારા હક્કોને નુકશાન નહિ પહોંચાડું. અમારામાં તમારૂં માન યથેચ્છ રીતે સાચવી રાખીશ. ચિતોડને વિશેષ પ્રકાશમાં મૂકીશ " લક્ષ્મણસિંહે કહ્યું.

" દુષ્ટ ! ત્હારી ઈચ્છા ! ત્હારી ઈચ્છા અને આશાનો ખપ નથી. શું જીવન આપનાર પરમાત્માની ઈચ્છા અને આશાનો તિરસ્કાર કરી નાશવંત દુનિઆમાં ત્હારો સત્કાર કરવો એજ પ્રશંસનિય છે ? ના. ના. સ્વાર્થિની આશા અને તેના હવાઇ કિલા દઢિભાવને પામેલા હોતા જ નથી. અરે ! એવી આશા અને ઇચ્છાઓને પ્રાણદાન આપવું એજ વીર રજપૂતોને ઉચિત છે. અમારા હકો, તું પ્રાણિ ! જગતનું એક મોજું, તે મહાન્ વિભુના હક કરતાં કેટલું નીચું, સમુદ્રમાં ત્હારા જેવાં અસંખ્ય મોજાં પ્રગટે છે. તેમાંનું તું અમારા હકો શું આપનાર છે ? ચિતોડનું રાજ્ય લુખી કીર્તિ માટે સર્જાયેલું નથી. તેને એવી જુઠી કીર્તિની અભિલાષા નથી. અમારાં નામો અમર કરવાનેજ ચિતોડનું પ્રતાપી રાજ્ય ઉંચી દ્રષ્ટિ કરી જુવે છે. એવા હક, એવી આશા, એવી ઈચ્છા ! તું શું પૂર્ણ કરીશ ? ભીમસિંહે ગર્જીત અવાજે જણાવ્યું.

" કાકા ! શાન્ત થાવ ! આ માગણીનો તિરસ્કાર પૂર્વક ઉત્તર આપેલો છે. અને વીરયોદ્ધાઓને લડવા તૈયાર રહેવા જણાવ્યું છે. તમે હવે ઘેર જાવ ! કરવાનું સર્વ કરવામાં આવે છે. પરમાત્મા જેમ ધારશે તેમ થવાનું છે. " આ વગેરે વાક્યો કહી ભીમસિંહને લક્ષ્મણસિંહે વિદાય કર્યા.

બીજે દિવસ અલ્લાઉદીને એવી ખબર મોકલાવી કે, મારે ચિતોડપર હલ્લો કરવો નથી, શુર રજપૂતોને નુકશાન કરવું નથી, તેમજ તેમની કીર્તિને કલંકિત કરવી નથી.

મારી ઇચ્છા હવે એટલી જ છે કે 'પદ્મિની આપના મારફતે તેમનું મ્હોં બતલાવે.' આ ઇચ્છા પૂર્ણ થયા પછી અમારૂં લશ્કર તેમને સુખી જોઈ પાછું ફરશે. કેટલીક આનાકાનીથી લક્ષ્મણસિંહે તથા ભીમસિંહે તે વાત કબુલ રાખી.

ભીમસિંહે પદ્મિની આગળ તે વાર્તા જણાવી. પદ્મિનીની આંખમાંથી અશ્રુઓ અસ્ખલિતપણે વહ્યા કરતાં હતાં. પોતાને માટે સર્વને દુઃખ થતું જોઇ તેનું હ્રદય કંપવા લાગ્યું. દર્પણ મારફત પોતાનુ મુખ જોવા પતિની આજ્ઞા થઇ તેમાં તે વચ્ચે કાંઈ બોલી શકી નહિ. બીજે દિવસ અલાઉદીન કેટલાંક માણસો સાથે ચિતોડગઢમાં આવ્યો. આ વખતે પદ્મિની તથા ભીમસિંહ તે પ્રસંગની વાર્તામાં રોકાયા હતા. ' પ્રિય પતિ ! કદાપિ દુષ્ટ અલાઉદીનનો આ પ્રસંગે નાશ થાય તો શી હાનિ છે ? ' પદ્મિનીએ કહ્યું પરંતુ ભીમસિંહે તે વાતને તુચ્છકારી કાઢી. ક્ષત્રિ કદાપિ અવિશ્વાસુ થતા નથી એમ સારી રીતે જણાવ્યું

ધન્ય છે ! આવા રજપૂતોને. પ્રાણહાનિ થવા છતાં પણ અકર્તવ્ય તો નજ કરવું, એવો જેમનો સબળ નિશ્ચય છે. અલાઉદીનનો તેઓ ક્ષણમાં સંહાર કરે, પરંતુ તેમનો દ્રઢ વિશ્વાસ તેમને અન્યાયપથમાં જવા દેતો નથી. શરણમાં આવેલાનું ખુન કરવું એ તેમની કીર્તિને કલંકરૂપ છે. એમ માની પદ્મિનીને ભીમસિંહે સમજાવી. એટલામાં અલાઉદીન દ્વાર આવી ઉભો, અને અલાઉદીન થોડાં માણસો સાથે આવેલો ધારી તેથી ખુશ થયો. અલાઉદીને પદ્મિનીનું મુખ દર્પણ દ્વારા જોયું, અને તે જોતાંજ કામનો સબળ પ્રભાવ તેના અણુ અણુમાં પ્રસરાઇ ગયો. પદ્મિનીને મેળવવી એ વાત તો નિઃસંશય, એમ ખાત્રી થઇ આવી. સ્વરૂપવતી કન્યા પોતાના મહેલને શોભાવશે એમ નિશ્ચય થયો. પરંતુ એક પણ અક્ષર બોલ્યા શિવાય તે ચાલ્યો. બહાર આવ્યો. ભીમસિંહ પણ તેમને વળાવવા માટે બહાર આવ્યો. આ અવસરનો લાભ લેઈ અલાઉદીને તેને કેદ પકડાવ્યો.

પદ્મિની પોતાના પ્રિયપતિના અચાનક પકડાવાથી મુર્છાગત થઇ. તેની પાસે એક દાસી હતી તેણે તેને શુદ્ધિમાં આણી. છતાં આ વજ્ર પ્રહાર તેનાથી સહન થઇ શકયો નહિ. અને ચક્ષુમંડલમાંથી અસ્ખલિત પ્રવાહ વહેવા માંડયો. કપટ કરી અલ્લાઉદીને તેને કેદ કર્યો, એ પોતાના માટેજ થયું જાણી તેની ધીરતા છુટી ગઈ. અને નીચે પ્રમાણે બોલવા લાગી. " હે ! પરમાત્મન્ ! તેં આ શું કર્યું. મારે માટે મારા પતિનો આવો દેખાવ મારાથી જોવાતો નથી. તારા રંક બાલકને આવું કરતાં તારૂં કઠણ હ્રદય કેમ કૃતઘ્ન બન્યું. હા ! પરમાત્મા ! " એમ કહી રડવા લાગી. પરંતુ તેની દાસીએ ધીરજ આપવા માંડી. ' વીરપત્ની ! તમે આ શું કરો છો ? વિદ્વાનો ગત વાર્તાને સંભારી વિલાપ કરતા નથી. પરંતુ તેના ભવિષ્યમાં કેવા ઉપાયો યોજવા તેજ વિચારી તેમાંજ યાહોમ કરે છે. થઈ વાત હવે ન થનારી નથી,

પદ્મિનીએ હવે ભવિષ્ય માટે વિચાર કરવા માંડયો. તેના પ્રેરક પરમાત્માએ તેને બુદ્ધિ સુઝાડી કે " લશ્કર તૈયાર કરી શિબિકાઓ મંગાવવી. દરેક શિબિકામાં યોદ્ધાઓ બેશી રહે તેની તજવીજ કરવી. અને સંકેત પ્રમાણે ભીમસિંહને છુટા કરવા ! આ યુક્તિ દાસીને કહી, અને અલાઉદીનને કહેણ મોકલ્યું.

ઠરાવવા પ્રમાણે શિબિકાઓ આવી. વીર યોદ્ધાઓ શસ્ત્ર સજીને માંહી બેઠા. વચ્ચેની શિબિકામાં પદ્મિની અને તેની દાસી બેઠાં. અલાઉદીનના મુકામે પહોંચ્યાં. ત્યાં બાદશાહને કહેવરાવ્યું કે "પદ્મિનીનો વિચાર એક કલાક ભીમસિંહને મળવાનો છે, માટે તેટલો સમય રજા આપવી." અલાઉદીને આ માગણી સ્વીકારી. તેટલા સમયમાં ભીમસિંહ તથા પદ્મિની ચિતોડગઢમાં આવ્યાં. એક કલાક થયા પછી અલાઉદીને પદ્મિનીની તપાસ કરાવી, પરંતુ પદ્મિની કે ભીમસિંહ બન્નેમાંનું કોઇ ત્યાં નહોતું. એટલામાં શિબિકાવાળા યોદ્ધાઓ શસ્ત્ર સાથે બહાર નીકળી યુદ્ધ ચલાવવા લાગ્યા. પરંતુ અલાઉદાનના લશ્કર આગળ તેમનો પરાજય થયો. છતાં વીર યુદ્ધથી અલાઉદીનને પાછું હઠવું પડ્યું.

પદ્મિની તથા ભીમસિંહ ચિતોડગઢમાં આવ્યાં. અને શત્રુને આપત્તિઓ વેઠવી પડી પરંતુ અલાઉદીન બીજી વખત ભારે સૈન્યથી ચિતોડગઢપર ચઢી આવ્યો. આ લઢાઇમાં રજપૂતો લઢયા. પદ્મિની પુરૂષના વેશમાં સમરાંગણમાં ભીમસિંહની સાથે ઉતરી પડી. પરંતુ મહાસાગરમાં સરિતાનો સમાગમ થયો. શત્રુઓના મોટા દળમાં ચિતોડીઆઓનું ચાલ્યું નહિ, અને બહાદુરીથી મરણ પામ્યા.

વીરપદ્મિનીએ મરણ પર્યંત પણ પતિવ્રતનો ટેક તજ્યો નહિ. પતિવ્રત એ કેવું મહાન્ વ્રત છે, એ જાણી સાચવી રાખ્યું. ધન્ય છે સતિ પદ્મિનીને! મહાત્મા લોકોના વાક્યને તેણે અક્ષરે અક્ષર જીવનપ્રવાહમાં કોતરી રાખ્યું * Let men of all ranks whether they are successful or not, whether they triumph or not—let them do their duty and rest satisfied.

**ચિદ્વિલાસી.**

---

# વિવિધ વિહાર.

## માતુશ્રીના શ્રાદ્ધ વખતે થયેલા વિચારો.

દિવ્ય સ્નેહથી, અત્યંત પ્રેમથી અમૃતમય દષ્ટિ ફેંકતી ફેંકતી હે માતર્! તારો કૈલાસવાસ થયો, તેને આજે સાત વર્ષ પૂરાં થઇ આઠમું ચાલે છે. માતુશ્રી! ત્હારા અતુલિત સ્નેહનું વર્ણન શું કરી શકું? ત્હારા સ્નેહ જેવો સ્નેહ મને બીજા કોઇ સ્થળે ભાસતો નથી. માત્ર દરેક માતાઓમાંજ દશ્યમાન થાય છે. મને જ્યારે તાવ આવતો તે વખતે તને કેટલી બધી ચિંતા થતી હતી? માત્ર મ્હારૂં માથું દુઃખતું હોય તો પણ તું અડધી અડધી થઇ જતી!! બધી માતાઓ પોતાના બાળક ઉપર સ્નેહ રાખતી હશે પરન્તુ ત્હારો સ્નેહ, ત્હારા નિર્મળ સ્નેહનો ઝરો અવિચ્છિન્ન સર્વ કોઇ તરફ વહ્યાજ કરતો હતો. મારા દરેક મિત્રો તરફ પણ તેવોજ સ્નેહનો ઝરો ત્હારી તરફથી વહેતો

---

* ફતેહ મળે કે ના મળે, પરંતુ સઘળી સ્થિતિના મનુષ્યોએ પોતાનું કર્તવ્ય સાધી સંતુષ્ટ રહેવું જોઇએ.

હતો. અને કોઇને પણ કટુ વચન નહિ કહેતાં સર્વ આપ્ત વર્ગને ત્હારી અમૃતમય મીઠી વાણીથી હે માતર્ ! દરેકના હૃદયમાં તું શાંતિ રેડતી હતી ! ! વ્હાલી માતા ! આ ત્હારી પુત્ર વધુ આજે ત્હને ખાસ યાદ કરીને ત્હારા ગુણાનુવાદનું સ્મરણ કરીને અશ્રુઓપ કરે છે ! માતુશ્રી ! પુત્ર વધુઓને ઘણું કરીને સાસુ ઉપર પ્રીતિ હોતી નથી પરન્તુ ત્હારા વાત્સલ્ય સ્નેહથી માતા તરિકે તને માનતી આવેલી હોવાથી તેને અત્યારે ત્હારી પૂરેપૂરી ખોટ પડે છે ! ! માતુશ્રી ! ત્હારાં ગુણનું, ત્હારા ધૈર્યનું, ત્હારી સહન શીલતાનું અને પિતાશ્રી પ્રત્યે ત્હારી પતિભક્તિ વિગેરેનું શું વર્ણન કરી શકું ? પિતાની આજ્ઞાને અનુસરીને જે વખતે મ્હારી પોતાની ઉમર સાત આઠ વરસની હતી તે વખતે તેં ભણવાનું શરૂ કર્યું; અને " પાકે ઘડે કાંઠા ચઢે નહિ " એ કહેવત ખોટી પાડીને, જો કે ત્હારી ઉપર પચીસેક વર્ષની થયેલી હતી તે છતાં હે માતર્ ! તેં અનેક સંકટો સહન કરીને અન્તે કોલેજની પરિક્ષા પસાર કરીને પિતાશ્રીની ઇચ્છા પરિપૂર્ણ કરી ! શાબાશ છે, માતુ ! ! ધન્ય છે તને ! ! અન્ય માતાઓ સ્નેહાળ તો જોવામાં આવે છે પરન્તુ ત્હારી માફક અનેક આપત્તિ વેઠીને પણ, પતિની આજ્ઞાને અનુસરનારી માતાઓ મ્હને તો દ્દષ્ટિગોચર થતી જ નથી, અત્યાર સુધીમાં જે જે મિત્રોના સહવાસમાં હું આવ્યો છું તે સર્વેનો ગૃહસ્થાશ્રમ જોતાં, પતિની આજ્ઞાને અનુસરનારી સ્ત્રીઓમાં હે માતા ! તુંજ પ્રથમ પંક્તિમાં બિરાજમાન થાય છે. મ્હારા ઘણા મિત્રોના મનમાં એમ હમેશાં થયાં કરે છે કે, " અમારી સ્ત્રીઓ અમારા જેવી વિદ્વાન્ અને ભણેલી ગણેલી હોય તો કેવું સારૂં ? " અને એવો વિચાર કરીને તેઓ પોતાની ધર્મપત્નીઓને શિખવા માટે ચોપડીઓ લાવી આપે છે. પરન્તુ અફસોસ ! તેમને શિખવાને માટે પૈસા ખરચીને લાવી આપેલાં પુસ્તકો એમને એમ રખડયા કરે છે અને તેઓ બિલકુલ તે તરફ લક્ષ આપતાંજ નથી. પતિની ઘણી ઇચ્છા હોય તો પણ તેમની ધર્મપત્ની દેખી તે ઇચ્છાનુસાર કદીપણ રાગોપાગ ચાલતી નથી. વ્હાલી માતા ? આ હું નિષ્પક્ષપાતપણે સત્યજ કહું છું. પતિવ્રતની સત્ય છાપ ત્હારા પોતાના દાખલાથીજ પડોશમાં રહેતી અન્ય સ્ત્રીઓ ઉપર મજબુત રીતે તેં પાડી છે. અને હજી સુધી તેઓ સર્વે ત્હારાં અહર્નિશ વખાણ કર્યાં કરે છે. માતુશ્રી ! અત્યારે મ્હારી પ્રેમમયી આશીષથી જે કંઇ મહત્તા, પદવી ને લક્ષ્મી પ્રાપ્ત કરીને મ્હારા જીવનનો સ્રોત શાંતિમાં હું વહન કરૂં છું તે ત્હારી કૃપાના કટાક્ષથી કરીનેજ. સર્વ કોઇને આપ્તવર્ગ ગણીને તેના ઉપર દયા, ને સ્નેહભાવ રાખવો એ ગુણ, તેં બાલ્યાવસ્થાથીજ ત્હારા પોતાના સદ્વર્તનથી મારા હૃદયમાં ઠસાવેલો છે. તેથી હે જનનિ ! જ્યાં જ્યાં હું જાઉં છું ત્યાં સર્વ કોઇને મ્હારા મિત્રજ જોઉં છું. કોઇપણ મ્હારૂં દુશ્મન છે જ નહિ. છતાં સ્વાર્થ પરાયણતાને લીધે, તેના પોતાનાજ કર્મથી, કોઇ મારા ઉપર દ્વેષ રાખે છે, તો હે માતર્ ! ત્હારી ઉચ્ચતમ શિક્ષાથી હું તેના ઉપર દ્વેષ રાખી શકતોજ નથી, પરન્તુ મને તેની ઉપર દયા ઉત્પન્ન થાય છે ? ! હે માતર્ ! પિતા તરફના ત્હારા આજ્ઞાનુસારીપણાએ પણ મને સજ્જડ બોધ આપેલો છે, કે જેથી દરેક મારા ઉપરી અધિકારી મ્હારા ઉપર વિશેષ પ્રીતિ રાખતા આવ્યા છે. આ સર્વ ત્હારા ઉચ્ચતમ સદ્વર્તનના પ્રભાવની છાપ અમારા હૃદયમાં અમારી બાલ્યાવસ્થામાંજ લાગેલી તેનો પ્રતાપ છે. પ૦

જુ અમે તે સર્વે ઉપકારોનો બદલો અરે રે ! ! પણીજ કૃતઘ્નતામાં વાળેલો છે. જાણે અજાણ્યે લાડમાં માતા ગણીને અજ્ઞાનથી તારી સામે થતો, ત્હારી શિક્ષા અનુસાર વખતે વખતે ચાલતો નહિ તે સર્વે હે માતર્ ! તું ક્ષમા કરજે.

" માતા ! માતા ! મ્હારા ભયંકર મંદવાડ વખતે જે તેં અતુલિત સ્નેહ, ધૈર્ય, નિઃસ્વાર્થતા દર્શાવીને આત્મજીવન સમર્પણ કર્યું છે તે જ્યારે જ્યારે હું સંભારૂં છું ત્યારે ત્યારે હું અત્યંત ચકિત થઈને રડી પડું છું કે અહો ! મ્હારે માટે મ્હારી માતાએ આત્મજીવન સમર્પી દીધું ! ! હે જનનિ ? આજથી આઠ વર્ષ ઉપર ત્રીસ દિવસના સખત તાવ અને Pneumonia ( ત્રિદોષ ) થી હું પીડાતો હતો, મ્હારી આંખમાંથી પાણી ચાલ્યાં જતાં હતાં, અને મને બિલકુલ ભાન નહિ હતું તે વખતે તું મારા માથા ઉપર હાથ ફેરવતી ફેરવતી ચોધાર આંસુએ રડતી હતી, તે છતાં ત્હારી પુત્રવધુને તું આશ્વાસન આપતી હતી, એટલુંજ નહિ, પરંતુ મ્હારા સર્વ મિત્રો જે મને જોવાને હોસ્પીટલમાં આવતાં તે સર્વેની આગળ ધૈર્યથી મારા મંદવાડનું વર્ણન કરતાં કરતાં ત્હારાથી રડી પડાતું હતું છતાં પણ રોવું ખાળી રાખતી હતી ! પરન્તુ જે વખતે તું ચિત્ત ભ્રમિત થઈને માંદી પડી, ને પિતાની આજ્ઞા નહિ છતાં, ત્રીસ દિવસના તાવને લીધે અશક્તિ અત્યંત આવી ગયેલી હોવાથી, નાના બચ્ચાંની માફક ઘુંટણીએ ચાલતો ચાલતો ત્હારી ખબર કાઢવા ત્હારી કોટડી આગળ આવ્યો, તે વખતે તું એકદમ—જો કે માંદી હતી તોપણ સફાળી ઉઠી બોલી " ભાઈ ! તું શું કામ આવ્યો ? હવે તને તાવ ઉતરી ગયોને ? મારા બેટા ! જા તને કંઇ પણ હવે થશે નહિં ? ત્હારી અજલ મેં લઇ લીધી છે. બાબરે જેમ હુમાયુનું મૃત્યુ લીધું હતું તેવીજ રીતે મેં પ્રભુ પાસે પ્રાર્થના કરી છે ને તે સર્વશક્તિમાન દયાળુ પ્રભુએ મ્હારી નમ્ર વિનંતિ સાંભળીજ છે, એમ મ્હારા હૃદયમાં કોઇ ગેબી સ્વર કહે છે; અને ભાઈ ! તેથી તું બચ્યો છે. પ્રભુએ તને બચાવ્યો છે, અને ત્હારૂં મૃત્યુ હુંજ લઇ લઉં છું. " મ્હારી વ્હાલી સ્નેહાળ માતા ! તે વખતે તો ત્હારૂં બોલવું મેં ગાંડામાંજ ગણી કાઢ્યું. પરન્તુ ખરેખર ! ત્હારા દિવ્ય સ્નેહના પ્રતાપથીજ, ત્હારા આજ્ઞાનુસારી કઠીન વ્રતના પ્રભાવથી પરમાત્માએ ત્હારી સ્તુતિ લક્ષમાં લીધી, અને મને તુરતજ સાજો કરીને ત્હારાં અતુલિત સાંસારિક તપના તેજથી મ્હારા શરીરમાં ઘર કરેલો તાવ જીવ લઇ તે નાઠો ને ત્હારી પોતાની દૃઢ ઇચ્છાથી જ આમંત્રણ કરાયેલું મૃત્યુ, જે મ્હારો પ્રાણ હરી લેવાને આવ્યું હતું તે ત્હારા આત્મસમર્પણથી તને લઈને ચાલતું થયું ! ! ! અને હાય ! માતુશ્રી ! તે દિવસથી, ત્હારા પુણ્ય પગલાના જવાથી, ત્હારા સ્નેહમય જીવનના જવાથી તેની સાથેજ અમારૂં સર્વ સુખ નષ્ટ થઇ ગયું—તે સાથેજ જતું રહ્યું ! ! માતર્ ! ! ત્હારા દિવ્ય સ્નેહથી, ત્હારા જવા પછી, પિતાશ્રી પણ ચિત્તભ્રમ જેવા થઇ ગયા, અને ત્હારા સ્નેહના આકર્ષણથી ત્રણ ચાર મહિનામાંજ અરેરે ! તેં ત્હારી પાસે બોલાવી લઇને અમને ત્હારા જવાથી પેહેલાં તો તેં "નમાયા" કરેલાં હતાંજ અને વળી "નબાપાં" કરી મૂકયાં !! હે જનનિ ! હે દિવ્ય સ્નેહની મૂર્તિ ! તે છતાં અત્યારે ત્હારી, અંતરિક્ષ રહેલી દિવ્ય કૃપા અનુભવાવીને તું અમને અમારા સંસારમાં સુખી રાખે છે, અને અમને કોઈ વાતે પણ અડચણ પડવા દેતી નથી ! અહા માતર્ ! જાણે હજી પણ તું ત્હારા સૂક્ષ્મ દેહથી

અમારૂં સુખ ઇચ્છતી અંતરિક્ષમાં ઉભી રહીને દિવ્ય રક્ષા કરતી હોય નહિ, એવી મારા મનમાં વારંવાર પ્રેરણા થઇ આવે છે.

પરમ સ્નેહાળ માતુશ્રી! આવી રીતે તમને શ્રાદ્ધાંજલી આપીને પ્રાર્થના કરૂં છું કે પરમ કૃપાળુ પ્રભુ, આપને સર્વદા ચિરસ્થાયી શાંતિ આપો, અને આપના નિરાધાર બાલકો ઉપર દિવ્ય સ્નેહથી અમૃતમય કૃપા વર્ષાવ્યા કરો. એવી મ્હારી નમ્ર પ્રાર્થના છે.

ઓમ્ શાંતિઃ શાંતિઃ લિ. ત્હારા અનંત ઉપકારનો કૃતજ્ઞી,

બાલક

કૃષ્ણ.

સ્નેહમયી બ્હેનો અને માતાઓ! આ લેખ લખવાનો ખાસ ઉદ્દેશ એટલો જ છે, કે વાર્તા અને નવલકથા કરતાં સત્ય બનેલા બનાવોથી, આપણા હૃદય ઉપર મજબૂત છાપ પડે છે. ઘણા લોકો કહે છે કે "સ્ત્રીઓને કેલવણી આપવાની શી જરૂર છે?" તેઓનું કહેવું કેવળ ગેરવ્યાજબી છે. જો મારી માતાએ કેલવણી ન લીધી હોત તો બાબરને હુમાયુંના વૃત્તાંતની ખબર તેને કોઇ દિવસ પણ પડી જ ન હત. અને જે અત્યંત સ્નેહના આવિર્ભાવથી આત્મજીવન સમર્પણ કર્યું તે કોઇ દિવસ બનત જ નહિ.

આ પ્રત્યક્ષ સત્ય જીવનવૃત્તાંતથી વાચક બ્હેનો! તમારે ઘણો જ બોધ લેવાનો છે અને આપણા પતિ પ્રભુની આજ્ઞા શિરસાવંદન કરીને આજ્ઞાનુસારી થવાની ટેવ પાડવી એ ઘણું જ આવશ્યક છે. પતિની સર્વ આજ્ઞાને અનુસરવાથી સ્ત્રીઓ પોતાના ગૃહસંસાર સ્વર્ગ તુલ્ય સુખમય કરી નાંખે છે. વળી આપણા પોતાના સદ્વર્તનથી આપણા પુત્ર-પુત્રીઓ ઉપર બચપણથી જ કેવી સારી છાપ પડે છે તે પણ તમારે લક્ષમાં લેવાનું છે. કોઈ દિવસ પણ કંકાસ નહિ કરનારી દયાળુ, સ્નેહમય, અને સદ્વર્તનશાળી માતાઓનાં બાળકો હમેશાં તેના જેવાંજ બને છે એમાં જરાપણ શક નથી.

આ ટુંકા જીવનવૃત્તાંતથી પુરૂષોને પણ બોધ લેવાનો છે કે પોતાની પત્નીના હૃદયમાં સારા સારા વિચાર ઠસાવવા તથા પોતાની ઇચ્છાનુસારી પત્નીને પોતાની ઇચ્છા અનુસાર ચાલવા માટે તેમને સર્વ સાધનો પૂરાં પાડીને તેઓએ પણ ખાસ પરિશ્રમ લેવાની જરૂર છે. પોતાના જેવીજ વિદ્વાન્ ધર્મપત્નીઓ થાય એવા વિચારવાળા વાચક બન્ધુઓને હું પ્રાર્થના કરૂં છું કે આપ જ્યાંસુધી આપની ધર્મપત્નીને આપના જેવી વિદ્વતા પ્રાપ્ત કરવાને, અનેક પ્રકારનો શ્રમ અને દીર્ઘ પ્રયાસ નહિ કરો. ત્યાંસુધી તે કોઇ દિવસ તેવી રીતે થવાનાં નથીજ. સ્ત્રીઓને શ્વસુરગૃહે આવ્યા પછી માતા તરીકે, તેમની સાસુ છે, અને ગુરૂ તરિકે તેમનો પતિ છે. સાસુનું પુત્રવધુ તરફ માતા તરિકેનું જીવન આપણા આર્ય ગૃહ સંસારમાં તો છેજ નહિ, છતાં કેટલીક સ્નેહાળ સ્ત્રીઓ, જેઓને પોતાના માતા પિતા તરફથી અને પતિ તરફથી રૂડી શિખામણ મળેલી હોય છે તેઓ તો પોતાની પુત્ર વધુઓને પોતાની પુત્રી માફકજ ગણીને તેમની સાથે તેના વાત્સલ્ય ભાવથી વર્તે છે. પતિએ પણ વિદ્વાન્ અને ધાર્મિક, અને સદ્વર્તનશાળી થઇને પોતાના જ વર્તનથી બોધ આપીને પોતાની ધર્મપત્નીને, તેવાજ પ્રકારવાળી બનાવવાની

ખાસ જરૂર છે. મ્હારા ઘણા બંધુઓ કહે છે કે " અરે એ શું એમાં સમજે; એ વખત રાંધી આપે છે એટલું બસ છે. " આવા કેવળ સ્વાર્થી અને કાયરપણાનાં વચનોના ઉદ્ગાર શ્રવણ કરી મારૂં હૃદય ઘણું જ ખિન્ન થાય છે. પોતાની પત્નીને જે પતિ સુશિક્ષિત, ધાર્મિક અને સદ્વર્તનશાલી કરી શકતો નથી, વા કરવાને પ્રયત્ન કરતો નથી તેણે બિલકુલ લગ્ન કરવાની જરૂર છેજ નહિ, અને લગ્ન કર્યા પછી જે નિરાધાર અબળાને પોતાનું સમગ્ર જીવન તેની મુનસફી ઉપર સમર્પણ તેણે કરાવેલું હોય છે તેને જો તે માર્ગે ચાલવા દે, અથવા તો અજ્ઞાન અને અધર્મમાં પ્રવૃત્ત થવા દે તો તે પરમેશ્વરનો મ્હોટો ગુન્હેગાર થાય છે. કારણ કે તેથી કરીને તેની પ્રજા પણ તેમની માતા જેવી જ થાય છે, અને તેવી જ રીતે દેશની સ્થિતિ પણ પ્રજાની ઉપર આધાર રાખીને સારી અથવા ખરાબ થાય છે.

" કહે નેપોલિયન દેશને કરવા આબાદાન, દ્યો માતાને જ્ઞાન. "

એ શિક્ષાનુસાર માતાને જ્ઞાન આપવું પ્રથમ જ આવશ્યક છે, અને તેથી પતિએ જો પોતાના બાલકની માતાને જ્ઞાન આપ્યું હોય, તેને સુશિક્ષિત કરી હોય તો તેની પ્રજા હમેંશા તે કેળવાયેલી માતા તરફથી સુશિક્ષણ પ્રાપ્ત કરીને સારી જ નિવડે એમાં કંઇપણ સંશય નથી. તેથી હે! સુજ્ઞ વાચક બંધુઓ અને બ્હેનો!! આપ સર્વે આ લેખકના માતા પિતાના સત્ય અસરકારક દાખલાથી આજ ક્ષણે, પોતાની ફરજ બજાવવાની ખાસ પ્રતિજ્ઞા લ્યો, અને આપણી આર્યમાતા—હિંદદેવી જે વિવિધ વિપત્તિથી આક્રંદ કરતી અનંત અશ્રુના ઓઘ વરસાવ્યા કરે છે તેને સુખયુક્ત કરનાર મહાન્ પ્રજા તૈયાર કરો, એવી આ લેખકની આ લેખ લખવામાં સવિનય ખાસ વિનંતિ છે. તથાસ્તુઃ—

પંડિત કૃષ્ણજી.

---



## ચર્ચાપત્ર.

મહેરબાન વ્યવસ્થાપક સાહેબ;—

આપના માસિક " સુન્દરી સુબોધ " ના ૧૯૦૮ ના જુલાઇ માસના અંકમાં " પ્રજાને એક અરજ " ના લેખના સંબંધમાં વિનતિ જે " સેવાસદન " એ આ દેશની સ્ત્રીઓ અને તેમાં પણ વિશેષે કરીને હિંદુ કોમની બાળ વિધવાઓ અને પારસી કોમની કુમારીકાઓને માટે એક આશીરવાદ રૂપ થઇ પડશે એ નિર્વિવાદજ છે.

પરંતુ મારા ધારવા ને માનવા પ્રમાણે " સેવાસદન "ના તમામ કાયદા કાનુનો અને તેની બારીકમાં બારીક વિગતોથી ભરપુર સંપૂર્ણ હકીકત જાહેર પેપરો અને વિશેષે કરીને સ્ત્રીવર્ગમાં પ્રચાર પામતાં પેપરો અને માસિકોમાં આપવામાં આવે તો વિશેષ ફલપ્રદ થવા સંભવ છે.

વળી નીચેના પ્રશ્નોનો " સેવાસદન " માટે નીમાએલ કમીટીના કોઇ મેંબર સાહેબ અથવા તો તે ખાતાની વિશેષ માહીતી મેળવનાર કોઇ માનવંતાં બ્હેન કે બન્ધુએ સંપુર્ણ અને વાસ્તવિક નિર્ણય કરશે તો સ્ત્રી વર્ગ ઉપર એક આભાર જ ગણાશે.

૧. નર્સ, શિક્ષક, વકતા કે ઉપદેશક વગેરે માટે અપાતાં શિક્ષણનો કંઇ ક્રમ બાંધવામાં આવ્યો છે કે કેમ ? અને જો ક્રમ બાંધવામાં આવ્યો હોય તો તે દરેકનો કોર્સ કેટલી કેટલી મુદતનો રાખવામાં આવ્યો છે ?

૨. " દયાની બ્હેનો " એ મુંબઇમાં જ રહીને પોતાનું કાર્ય પુર્ણ કરવાનું છે ? કે કમીટીની આજ્ઞા કે સલાહ અનુસાર હિંદમાં તેઓ મોકલે તે જગોએ પણ જવાનું છે?

૩. જો કમીટીની આજ્ઞા કે ઇચ્છા અનુસાર તેને બીજે સ્થળે મોકલવામાં આવે તો તેમાં તે દયાની બ્હેનની સંમતિ લેવામાં આવશે કે કેમ ? અને જો તેની સંમતિ ન મળે તો કમીટી પોતાનો ઠરાવ ફેરવી શકશે કે કેમ ?

૪. સદનમાં દાખલ થયા બાદ એક, બે કે ચાર, છ વર્ષ પછી કોઇ દયાની બ્હેન સદનમાંથી છુટી પડવા માગે તો તેમ થઇ શકશે કે કેમ ?

૫. સેવાસદનમાં હમેશને માટે જોડાવાની ઇચ્છા તુરતાતુરત જ ન રાખતાં કોઇ અબળા સદનના કાયદા કાનુનને માન આપી અમુક વિષયના અભ્યાસ માટે તે અભ્યાસનો કોર્સ પૂરો થતાં સુધી સદનમાં જોડાવા માગે તો તેમ થઇ શકશે કે કેમ ?

૬. તેમના પોશાક માટે કંઇ ફરજીઆત નિયમ રાખવામાં આવશે કે કેમ ?

૭. સદનમાં દાખલ થતી વખતે તંદુરસ્ત હોય પરંતુ કદાચ કોઇ અકસ્માત કે એવા બીજા સંજોગને લઇને કોઇ " દયાની બ્હેન " લાંબી કે જીંદગીપર્યંતની બીમારીનો ભોગ થઈ પડતાં પોતાની ડયુટી બજાવવાને હમેશને માટે અશક્ત થઇ પડે તો તેને માટે કમીટી શું બંદોબસ્ત કરશે ?

૮. " દયાની બ્હેનો " ના સર્વ પ્રકારનાં રક્ષણનું જોખમ કમીટી પોતાને શીર રાખે છે કે કેમ ?

૯. " દયાની બ્હેનો "ના અવસાન સમયે સ્વકોમના રીતી રીવાજ અનુસાર ક્રિયા કરવામાં આવશે કે કેમ ?

એક બ્હેન.



## મ્હારી નાશીક ત્ર્યંબકની યાત્રા.

આ મ્હારી યાત્રાનું વર્ણન લખવાનું માત્ર એટલુંજ પ્રયોજન છે કે જે થોડાં ઘણાં પુરૂષો તથા સન્નારીઓ યાત્રાર્થે જવાની ઇચ્છા રાખતાં હશે ત્હેમને પ્રથમથી જ ત્યાંની વસ્તુ સ્થિતિનું વર્ણન મળ્યે થોડી ઘણી અગવડો દુર થશે અને જે યાત્રાર્થે જવાની ઇચ્છા રાખતાં નહિં હોય ત્હેમને તે ઇચ્છા પ્રદીપ્ત થવામાં આ વર્ણન ફળિભૂત થશે.

નાશીક ત્ર્યંબકની યાત્રા વીકએન્ડ ટીકીટમાં થાય છે. વીકએન્ડ (જતા આવતાની) ટીકીટ ખાસ થોડી કીંમતે મળે છે. તે ટીકીટ દર અઠવાડીઆના શુક્રવારથી તે મંગળવારના બપોરના બાર વાગ્યા સુધી ચાલે છે. તેથી હું એક રૂપિઓ અને ચઉદ આનાની તે ટીકીટ લઇ બોરીબંદરથી બપોરે બરોબર સવાત્રણ વાગે ઉપડતી નાશીક એક્સપ્રેસમાં બેઠો. આ ગાડી નાશીક સુધીજ જાય છે, અને હેની ઝડપ મેઇલ જેટલીજ છે, બોરીબંદરથી ઉપડેલી તે થાણે ઉભી રહે છે, અને થાણેથી ઉપડેલી કલ્યાણ ઉભી રહે છે. કલ્યાણથી પુનાની ગાડીનો રસ્તો બદલાય છે. અહિંથી ઉપડેલી કસારા સ્ટેશને ઉભી રહે છે. અહિંઆં બોરીબંદરથી જોડેલું એન્જીન બદલાય છે અને પર્વત તથા ઘાટના રસ્તાઓ ન્હડવા સારૂ ખાસ બનાવેલાં પાડા જેવાં જબરાં એન્જીનોમાંનું એક જોડવામાં આવે છે. આ સ્ટેશને ઘાટના ગાર્ડો સારૂ એક સરસ વેઇટીંગ રૂમ છે. હેમાં સારો ફરનીચર ગોઠવેલો છે તથા લોઢાના વાળાની સ્પ્રીંગવાળા બીછાના સહીત ખાટલાઓ ગોઠવેલા છે. આ સ્ટેશનથી ગાડી ઉપડતી વખતે જો કે થોડો ઘણો દીવસ હતો તોપણ ડબ્બાઓમાં દીવા કરવામાં આવ્યા. કારણ ઘાટની ટનલોમાં જતાં અંધારૂં હોય છે અને હેનો લાભ લઈ ઘણા ચોરો ચોરી કરે છે. તે અગવડ દૂર કરવાને દીવા કરવામાં આવે છે. આ સ્ટેશનેથી ગાડી ઉપડી આસપાસ આવેલા ડુંગરો તરફ જાય છે. ઉંડી ખીણોનો અદ્દભુત દેખાવ નજરે પડે છે. આસપાસ પર્વતો શીવાય કાંઇ જણાતું નથી. થોડી મીનીટમાં રીવર્સીંગ સ્ટેશન આવે છે, જ્યાં જે એન્જીન આગળ જોડેલું હતું તે ફક્ત પાછળ જોડી દેવામાં આવે છે અને ગાડી પાછી વળે છે. પણ તે આવેલે રસ્તે ન જતાં ઘાટ ઉપર ન્હડે છે. ઘાટ ઉપર ન્હડ્યા પછી જ્યાંથી ગાડી આવી પાછી વળેલી તે સડક ઘણીજ નીચી, ન્હાની અને રમણિય દેખાય છે. ટુંકામાં ગાડી બહુજ ઉંચી જાય છે. એન્જીન કલાકે ચાર માઈલની ઝડપે દોડે છે. સાધારણ એન્જીનમાં અને ઘાટના એન્જીનમાં ઘોડા અને બળદ જેટલો ફેર છે. ઘોડા વેગથી દોડે છે પણ વધારે ભાર ખેંચી શકતા નથી. બળદ ધીમે ધીમે પણ વધારે ભારને ખેંચી જાય છે. તેમ આ બળદ જેવું એન્જીન ધીમે ધીમે પર્વત ન્હડી જાય છે. જ્યાં પર્વત ઢાળ વગરનો અને એકદમ ઉંચો છે ત્યાં ટનલો ( પર્વતની આસપાસ કોરેલો રસ્તો ) કોરેલી છે. ઉપર ન્હોટા ડુંગર હોય છે અને હેની નીચે થઇને ગાડી ચાલી જાય છે. એહાવી સોળેક ટનલો આ રસ્તે આવે છે. જે ટનલો બહુ લાંબી હોય છે હેમાં હવા આવવા સારૂ ઉપર એક બે બાકાં રાખેલાં હોય છે. પણ જ્યારે બે ન્હોટા પર્વત ઉપર બાંધેલો પુલ અને હેની નીચેની ઘણીજ ઉંડી ખાઇનો દેખાવ આવે છે ત્યારે તો ન્હને પણ ભય લાગવા માંડ્યો. જો પુલ તુટે તો શરીરનો કકડો પણ હાથ આવે નહિં. ચોમાસાને લીધે પર્વતો રળીઆમણા લાગતા હતા. બીજે વરસાદ ન્હોતો પરંતુ પર્વત વરસતો હતો હેનું કારણ એ કે પાણીની વાદળીઓ પર્વતની ટોચે અથડાઈ પોતાનું પાણી ખાલી કરતી. જાત જાતની વનસ્પતી ઉગેલી હતી. પર્વત ઉપરથી પાણીના ધોધ વહેતા હતા. છેવટે ઇગતપુરીનું સ્ટેશન આવ્યું, ત્યાં ઘાટનું એન્જીન બદલાઈ ગયું અને સાદું એન્જીન જોડાયું. ત્યાંથી ઉપડેલી ગાડી દેવલાલી ઉભી રહી. આ હવા ખાવાનું સ્થાન છે. તરતનાં સાજા થએલાં તથા ક્ષીણ શક્તિવાળાં સ્ત્રીપુરૂષો આરોગ્યતા મેળવવા અહિં આવે છે. મુંબાઈના ભારી-

આઓ તથા પારસીઓના બંગલાઓ ખાસ વધારે જોવામાં આવે છે. અહિંથી નાશીકનું સ્ટેશન પાંચેક મીનીટમાં આવે છે. આ સ્ટેશન બરોબર સ્હાડા સાતે આવે છે. હું સ્ટેશન પાસે મ્હારા મિત્રને ત્યાં ઉતર્યો. યાત્રાનું વર્ષ હોવાથી કોલેરા, પ્લેગ વિગેરે રોગ ફાટી નીકળે નહિ તે સારૂ દાકતરોની અહિં ખાસ ગોઠવણ કરવામાં આવી છે. ચ્હા, દુધ પી હું સુઈ રહ્યો. સ્હવારે હું વ્હેલો ઉઠ્યો. નાશીક સ્ટેશનથી શેહેર પાંચ માઈલ દુર છે. શેહેરમાં જવા સારૂ ટ્રામ, ટાંગા, મોટર તથા ગાડાં હોય છે. રસ્તો સારો છે. અમદાવાદ કેમ્પના રસ્તા ઉપરની વડની ઘટા આ રસ્તે પણ જોવામાં આવે છે. ટ્રામ માણસ દીઠ બે આના લે છે. ટાંગાનું છ આના ભાડું આપવું પડે છે અને મોટર આઠ આના લે છે. સ્હવારે આઠ વાગે હું આવતા જતાના બે રૂપિઆ કરી ટાંગામાં બેશી નાશીક શહેરમાં ગયો. શહેર નજીક આવતાં ગોરોનાં ટોળાં નજરે પડયાં. ત્હેમના હાથમાં ચોપડાઓ હતા. ગામમાં દાખલ થતા પહેલાં દરેક યાત્રાળુ ને ચાર આનાનો કર મ્યુનીસીપાલીટીને આપવો પડે છે, અને ટાંગા વિગેરે વાહનને પણ ટોલ આપવો પડે છે. અહિં મ્હારો ટાંગો ઉભો રહ્યો કે તરતજ ગોરો મ્હારી આસપાસ ફરી વળ્યા. તે દક્ષણી હતા પણ તેઓ ગુજરાતી ભાષા બોલી જાણતા હતા. ત્હેમણે મ્હારૂં નામ, જ્ઞાતિ તથા અડક પુછયાં, મ્હારા મિત્રે ગોરોનો હેવાલ ગઇ રાત્રે મ્હને આપ્યો હતો. તેઓ ગરીબ યાત્રાળુને પોતાને ત્યાં ઉતારી ત્હેમની પાસેથી ઘણું પડાવતા. પરદેશી યાત્રાળુને ગોરના ઘર શિવાય બીજે કોઇ ઠેકાણે સગવડ મળતી નથી, તેમ તે ભૂમિના પણ તેઓ અજાણ્યા હોય છે તેથી તેઓને ગોરને ત્યાં ઉતરવું પડે છે. ગોરો પોતાની તક સાધી બને તેટલું યજમાનો પાસેથી લે છે. તેઓ યાત્રાળુનું નામ, ગામ તથા અડક પુંછી પોતાના ચોપડાઓ ઉઘાડે છે. ચોપડાઓની કૃતિ શબ્દ કોશ ( ડીકશનરી ) જેવી છે. તેઓ યાત્રાળુઓના બાપદાદા કે જેઓ ત્હેમની યાત્રા સમયે ગોરને ત્યાં ઉતરેલા હોય તેમનાં નામ તરત શોધી કહાડે છે. આ તોફાનથી છુટો થઇ અને યાત્રાળુના કરની ટીકીટ લઇ હું નાશીક શહેરમાં થઈ ગોદાવરીના પુલ પાસે આવ્યો. હું અહિં ટાંગામાંથી ઉતર્યો. પુલ પાસેના આરા ઉપર મ્હેં ગોદાવરીમાં સ્નાન કર્યું. સ્નાન કરી રામચન્દ્રજીના મંદિર તરફ વળ્યો. યાત્રાળુઓમાં ખાસ સાધુઓનું ઝુંડ વધારે જોવામાં આવતું હતું. મંદિરમાં રામ, સીતા અને લક્ષ્મણની મુર્તિઓ હતી. ત્યાં દર્શન કરી હું પાસેની સીતા ગુફા જોવા ગયો. ગુફા જોવાનો એક પૈસો ત્યાંનો પુજારી લે છે. તે આપી હું ગુફામાં ઉતર્યો. ત્હેમાં બેઠે બેઠે ઉતરવાનું છે. ફકત એકજ માણસ નીચું વળી જઇ શકે છે. સ્હામેથી માણસથી આવી શકાય તેમ નથી. આપણા શરીરને સંકોચવું પડે છે. જાડા માણસને તે ગુફામાં જવા હું સલાહ આપતો નથી. કદાચ કોઇ હામ બીડી જાય ખરૂં પણ છેવટનાં ન્હાનાં બાકાં જેવાં પગથીઆમાં ભરાઈ રહેતો મ્હોટી પીડા થાય. ગુફાનાં બારેક પગથીઆં ઉતર્યા પછી રામ સીતા અને લક્ષ્મણની મૂર્તિઓ આવે છે. ત્યાં થી શંકરના સ્થાન તરફ જવાને બહુજ ન્હાનાં પગથીઆં આવે છે. આ કામ કાચા પોચા માણસનું નથી. હું બહું પાતળો છું એટલે મ્હેં જવાની હીંમત ધરી. પણ શંકરના સ્થાન પછી પાછી બીજી ગુફામાં ઉતરવાનું હતું તે તો ઘણુંજ કઠિન હતું. એક તો પગથીઆં બહુજ સાંકડાં અને બીજું ખરાબ હવાથી ગુંગળાઈ જવાની બ્હીક હતી.

પરંતુ ખરાબ હવા વિષે મ્હને વધારે ભય ન્હોતો કારણું મુર્તિ પાસેના દીવા બરોબર બળતા હતા. ત્યાંથી શરીર ઘસતો તથા માથું નમાવતો માંડ માંડ હું બ્હાર નીકળ્યો. સૂર્યનારાયણના દર્શન કર્યાં અને બે મીનીટ થાક ખાધો. આ ગુફા મ્હને પુરાતન કાળની લાગતી નથી. બહુ તો તે દોઢસો કે બસો વર્ષ પહેલાનું કામ હશે. ગુફા પાસે પંચવટી છે. પંચવટીના પાંચ વડ છે. પણ તે વડ ન્હાના અને થોડા વર્ષ પહેલાના લાગે છે. ત્યાંથી દુર જતાં તપોવન આવે છે. આ સઘળું જોઈ હું પાછો ગોદાવરીના પુલ ઉપર ગયો. ટાંગો જોડાવ્યો અને સ્ટેશન તરફ જવા નીકળ્યો. કારણ જોવા જેવી જગ્યાઓ મ્હેં જોઈ લીધી હતી. નદીની બન્ને બાજુએ મોટી મોટી ધર્મશાળાઓ છે. ત્હેમાં ચીઠ્ઠી વગર કોઈને ઉતરવા દેતા નથી. અને ચીઠ્ઠી હોય તો પણ આઠ દીવસથી વધારે રહેવાતું નથી. પુલથી તે શહેરના નાકા સુધી બન્ને બાજુએ દુકાનોની હાર હતી. એક ઠેકાણે નાટકનું થીએટર બનાવ્યું હતું. માટીનાં રમકડાં વેચાતાં હતાં પણ મુખ્યત્વે કરીને વાસણોની દુકાનો સારી હતી. મ્હેં થોડાં ઘણાં વાસણો લીધાં. ત્યાંના ગંગાજમની લોટાઓ વખણાય છે. સ્હાડા અગીઆરે હું નાશીક સ્ટેશને પ્હોંચ્યો. મ્હારા મિત્રના આગ્રહથી મ્હેં મિષ્ટાન બનાવી ખાધું. થોડો આરામ લઇ ચાર વાગે હું ટાંગામાં બેશી પાંડવ ગુફા જોવા નીકળ્યો. નાશીક સ્ટેશનથી તે આશરે ૭ ગાઉ દુર છે. ટાંગાનું ભાડું સ્હાડા ત્રણ રૂપિઆ કર્યું હતું. ૭ વાગે પાંડવ ગુફાના ડુંગર પાસે હું આવી પ્હોંચ્યો. અંધારૂં થઇ જવાની બ્હીકથી હું ડુંગર એકદમ ચ્હડી ગયો, પણ થોડો ઘણો થાક લાગ્યો. પાંડવ ગુફા ડુંગરની મધ્યમાં તેમજ એક જ હારમાં છે. પર્વતમાં મ્હોટી મ્હોટી ગુફાઓ કોતરી કહાડેલી છે. થાંભલાઓ પણ કોરી કહાડેલા છે. બે મ્હોટી અને લાંબી ગુફાઓમાં બે બાજુએ રૂષિઓના આશ્રમો છે. અને વચમાં મંદિર છે. આ ગુફાઓમાં ઘણું ખરૂં અંધારૂં રહે છે. દીવો થયે બધું જણાતું હતું. આગળ જતાં એક મ્હોટી ગુફાની વચ્ચે ભીમની ગદા છે. ત્યાંથી આગળ જતાં ઇન્દ્રસભાની ગુફા આવે છે. આ ગુફા બીજી ગુફાઓ કરતાં ઉંચી છે તેથી તે સ્થળે જવા સારૂ એક લોઢાની નીસરણી મુકેલી છે હું તે ઉપરથી અંદર ગયો આ ગુફા ન્હાની છે. વચમાં ઇન્દ્ર છે અને જમણી અને ડાબી બાજુએ સૂર્ય ચન્દ્રની મૂર્તિઓ છે અને આસપાસ બીજા દેવોની મુર્તિઓ છે. ત્યાંથી ઉતરી હું પાસેની એક મ્હોટી અને લાંબી ગુફામાં ગયો. ત્યાં અજવાળા સારૂ એક કાકડો સળગાવવો પડયો. તે ગુફામાં એક મંદિર હતું. તે મંદિરમાં જતાં ધર્મરાજાની ઘણી જ ભવ્ય અને ગંભીર મૂર્તિ છે. જમણી અને ડાબી બાજુએ નકુળ અને સહદેવ ઉભેલા છે. મંદિર બહાર નીકળતાં ડાબી બાજુએ અર્જુન ઉભો છે અને ત્હેની પાસે શ્રીકૃષ્ણ ઉભા છે. જમણી બાજુએ ભીમ છે અને ભીમની પાસે દ્રૌપદી ઉભી છે. આ ગુફાને પાંડવ ગુફા કહે છે. આ બધું જોઇ હું પર્વત ઉપરથી ઉતર્યો અને ટાંગામાં બેશી ઘેર આવ્યો. રાત્રે ચ્હા દુધ પી સુઇ રહ્યો. સ્હવારે ત્ર્યંબક જવા આવવા સારૂ બાર રૂપિએ એક ગાડું ભાડે કર્યું. ત્ર્યંબક નાશીક સ્ટેશનથી બરોબર ૨૧ માઇલ દુર છે. જમી પરવારી સ્હવારમાં સ્હાડા નવે હું ત્ર્યંબક જવા નીકળ્યો. ગાડીની ગતિ બહુ જ થોડી હતી બળદ જોકે શરીરે ઠીક હતા પણ ચાલવામાં કમ જોર હતા. નાશીક ગામથી ત્ર્યંબક જવાનો રસ્તો સારો છે. છેવટના ભાગનો રસ્તો વરસાદથી ધોવાઇ

ગએલો છે. નાશીક ગામથી એક માઈલ દુર નાશીક કેમ્પ છે. બંગલાઓ બેઠી બાંધણીના અને છુટા છુટા છે, તે જગા બહુ રમણિય છે અને ત્યાંની હવા પણ બહુ સારી છે. ત્યાં ગાડીવાળાએ ટોલ આપ્યો. આગળ જતાં આંબાનું વન આવે છે. આસપાસનો દેખાવ જોતાં મન હરે છે. થોડું થોડું અંતરે નદી નાળાં આવે છે. વરસાદની ઋતુને લીધે ત્હેમાં પાણી વહે છે. ગાડામાં બેઠું બેઠું મ્હારૂં શરીર અકડાઈ ગયું અને હું ગાડામાંથી ઉતરી પગે ચાલવા માંડયો. ગાડું આગળ અને હું પાછળ. અહિં બીજા યાત્રાળુઓના ગાડાનો ભેરો થયો. તે યાત્રાળુઓમાંનો એક કાઠીઆવાડી ફેંટાવાળો ઘણો રમુજી હતો, અને આનન્દમાં વખત ન જણાય તે સારૂ વાર્તાઓ કહેતો અથવા ગાયન ગાતો, એકાદ રમુજી ટુચકો સાંભળી મ્હને હસવું આવ્યું. તે હું અહિં લખવાની રજા લઉં છું. " ચાર પાંદડાંનું પત્રાળુ ને બે પાંદડાંનો પડીઓ, ગોદાવરીનો સંઘ ચાલ્યો ત્હેમાં રાંડીરાંડો વ્હડીયો" રસ્તાની રમણિયતા નીહાળતો અને અનેક વિચારો કરતો હું થોડું ચાલ્યો. ત્ર્યંબકને અડધે રસ્તે એક નદી અને ન્હાનું ગામડું આવ્યું, ત્યાં ગાડું છોડયું. ગાડાવાળાનું નામ રામો હતું અને બળદનાં નામ બંસી અને તામ્બુલ હતાં. બંસી અને તામ્બુલે નદીનું પાણી પીધું અને રામાએ ચારાવાળી પાસેથી લીલી ઘાસ લઇ ત્હેમને ખાવા નાંખી. રામો નદીના વ્હેળા પાસે જઈ ભાથું છોડી ખાવા બેઠો. હું મ્હારા પગ ધોવા નદીમાં ગયો. પહાડી પ્રદેશને લીધે આ નદીમાં રેતીને બદલે પથરા છે. પાણીમાં લીલવાળા પથર ઉપર પગ મુકતાં તે લપશી ગયો અને હું પડયો. મ્હારી ટોપી, ધોતીયું અને પેરણ ભીનાં થયાં. ધોતીયું બદલી નાંખ્યું, કલાક પછી મ્હારૂં ગાડું આગળ ચાલ્યું. આ રસ્તો બહુજ ઉંચો નીચો હતો, કારણ તે ડુંગરીઓ ઉપર હતો. આ રસ્તે ડાંગર ( ચાવલ ) નો પાક બહુ જ હતો. પહાડી પ્રદેશ એટલે પાણીની ખોટ નહિં. જ્યાં ત્યાં વરસાદને લીધે ઝરણાં વહેતાં હતાં. બળદોને ઢાળ ચ્હડવો બહુ આકરો લાગતો હતો, પણ ઉતરવું બહુ સેહેલું લાગતું હતું. આ રસ્તે પણ મ્હેં ગાડામાંથી ઉતરી પગે ચાલવા માંડયું. સ્હાંજના સ્હાડા સાત વાગ્યે ત્ર્યંબક દોઢ ગાઉ દૂર રહ્યું. આંટલે છેટેથી મ્હને ત્ર્યંબકના ગોરોનાં દર્શન થયાં. કયમ કયાં રહેવું, આપનું નામ, જ્ઞાતિ અને અટક શી " ના ઉત્તર આપતાં હું કંટાળી ગયો. ગોરને ત્યાં ઉતરવું હોય કે ન હોય તો પણ જ્યારે ત્હેમના સવાલનો બરોબર ઉત્તર મળતો ત્યારેજ તેઓ જંપતા. અહિં મ્હને ઇચ્છા થઇ કે ગોરોને મ્હારૂં નામ આપવું. મ્હારાં સગાં સંબંધી તથા પૂર્વજો અહિં આવ્યા હશે કે નહિ ત્હેની ખબર પડશે. છેવટે રાત્રે સ્હાડાઆઠ વાગ્યે મ્હારૂં ગાડું ત્ર્યંબક આવી પહોંચ્યું. અહિં પણ બે આનાનો યાત્રાળુનો કર આપ્યો. અહિં ગોરોની સંખ્યા ઘણી જ હતી સવાલના ઉત્તર દેતાં આખરે એક ગોરે પોતાનો ચોપડો ઉઘાડી મ્હારા પુર્વજો અને સગાં સંબંધીનાં નામ કહાડયાં. ગોરે મ્હને પોતાને ત્યાં ઉતરવા કહ્યું પણ મ્હેં ના પાડી. હું ત્ર્યંબકના દવાખાનામાં ઉતર્યો. અહિંના દાકતર ઉપર નાશીકથી મ્હેં મ્હારા મિત્રની ચીઠ્ઠી આણી હતી. ગોરે પોતાને ત્યાંથી ગોદડું આણી આપ્યું તથા તાજું દુધ શ્હેરમાંથી આણ્યું. રાત્રે સ્હા દુધ પી હું સુઈ રહ્યો. અહિં ટાંડી વિશેષ હતી. અહિં વરસાદ બહુજ પડે છે. કારણ ત્ર્યંબક ડુંગરો અને પર્વતોની મધ્યમાં છે. સ્હવારે ૭ વાગ્યે ઉઠી હું ત્ર્યંબક શેહેરમાં ગયો. ગોર સ્હવારમાં વ્હેલો મ્હારી પાસે આવ્યો હતો. ગોરે

મ્હને કુશાવર્તમાં સ્નાન કરાવ્યું. તે કુંડમાં લુગડાં ધોવા તથા નીચોવવાની મનાઇ છે તે સારૂ પોલીસની ગોઠવણ રાખી છે. ત્યાંથી હું ગોર સાથે બ્રહ્મગિરિ ચ્હડયો. પર્વત ઉપર ચ્હડવાને ડોળીઓ પણ એક એક રૂપિએ મળે છે. પથ્થરનાં પગથીઆં ચ્હડવાંન હતાં. વરસાદ અને ચોમાસામાં પર્વતમાંથી વહેતાં ઝરણોને લીધે પગથીઆં ભીનાં અને લીલવાળાં હતાં. સ્હાડાસાતસો પગથીઆં ચ્હડવાનાં હતાં તે ચ્હડયા પછી હું વરાહ તીર્થ આવ્યો. બ્રહ્મગીરિની ઘણીજ ઉંચી અને એકદમ સીધી કરાડ કે જ્હેના ઉપર શંકરનું સ્થાન છે ત્યાંથી શ્રી ગોદાવરીનો પ્રવાહ શરૂ થાય છે. એ કરાડ સ્હામે ઉંચી નજર કરતા આંખ કહ્યું કામ કરતી નથી. તે કરાડ નીચે એક ન્હાની દેરી છે, અને ત્હેમાં ગોદાવરીની મૂર્તિ છે. તે મૂર્તિના પગ નીચે ગૌમુખ છે. તે મુખમાં એક સુવર્ણની જીભ મુકેલી છે. તે જીભમાંથી નિર્મળ, મીઠા અને હીરાની માફક સ્વચ્છ જળની ધાર વહે છે. અહો! કુદરતની શી લીલા! આ જગ્યા જોવા જેવી છે. ગોદાવરીનું મૂળ સ્થાન બહુજ રમણિય છે. આ સ્થળને ગંગાદ્વાર કહે છે. ત્હેની પાસે વરાહતીર્થ નામનો ન્હાનો પરંતુ અસ્વચ્છ પાણીનો કુંડ છે. આ કુંડમાં સ્નાન કર્યા પછી ગંગાદ્વારમાં જઇ મ્હે શ્રીગોદાવરીનું પુજન કર્યું. અહિંનો ગોર જુદો હોય છે. તે ઘણુંજ કમાય છે. ગંગાદ્વારની નીચેજ એક બીજો ન્હાનો કુંડ છે ત્હેમાં સ્વચ્છ જળ વહે છે. અહિંથી શ્રી ગોદાવરી પર્વતમાં ગુમ થઇ જાય છે. ગંગાદ્વારની પાસે પાર્વતીનું મંદિર છે. ત્હેની સીધાણમાં પણ થોડે દુર ગૌતમ રૂષિનું સ્થાન આવે છે જ્યાં શીવલીંગ છે. અહિ ગૌતમરૂષિએ શ્રી ગોદાવરી સારૂ શંકર પ્રત્યે સ્તુતિ કરી હતી. શંકરે તુષ્ટમાન થઈ બાણ છોડયું અને ગોદાવરીનો પ્રવાહ બ્રહ્મગીરિની ઉંચી કરાડમાંથી વહેવો શરૂ થયો. અહિ ચોમાસામાં વાદળીઓ પર્વત સાથે અથડાય છે. તે રમ્ય દેખાવ જોવા હું ભાગ્યશાળી છું. આવા અવર્ણનીય દેખાવો ભાગ્યેજ આપણી નજરે પડે છે. હવે મ્હેં ઉતરવા માંડયું. ચારસો પગથીયાં ઉતર્યા પછી રામતીર્થ આવે છે. અદ્રશ્ય થએલ ગોદાવરી અહિં પ્રગટ થઇ ગૌમુખમાંથી અધિક પ્રવાહમાં વહે છે. અહિં રામ, સીતા, અને લક્ષ્મણની મૂર્તિઓ છે. આ સ્થાને એક ત્રીજો ગોર બેસે છે, અને તે પણ યાત્રાળુઓ પાસેથી સારૂં કમાય છે. અહિં મ્હે પુજન કર્યું. અહિંનું જળ બહુજ મીઠું હતું. પાસે એક ન્હાનો કુંડ હતો. ત્યાંથી તે પ્રવાહ પાછો અદશ્ય થઇ જાય છે. ડુંગર ઉતર્યા પછી તળેટીમાંના સાગરતીર્થ નામના તળાવમાં તે પ્રવાહ જાય છે અને ત્યાંથી ત્ર્યંબક શહેરમાંના કુશાવર્તના કુંડમાં થઇ શ્રીગોદાવરી પ્રગટ થાય છે. શ્રી ગોદાવરી ગામની વચ્ચે થઇ જાય છે. ગામમાં નદીને પગથીઆંથી બાંધેલી છે. નદી કીનારે અને ગામની શરૂઆતમાં ત્ર્યંબકનાથનું મંદિર છે. તે મંદિર બહુજ વિશાળ અને મ્હોટું છે. આસપાસની ભૂમિ પથરથી જડી લીધી છે. નીલકંઠની માફક અહિં પણ શંકરનું લીંગ બહુ ઉંડાણમાં છે. શંકરનું લિંગ ન્હાનું છે. યોનિમાં એક લિંગને ઠેકાણે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનાં ત્રણ લિંગ છે. તે ત્રણે લિંગની આકૃતિઓ વચ્ચેના ખાડામાં છે, સોમવાર હોવાને લીધે મ્હેં ગોરને મ્હારી તરફથી એક રૂદ્રિ કરવાનું કહ્યું. બ્રહ્મગિરિ પાસે નીલગીરિ નામનો એક પર્વત છે. ટુંકામાં ત્ર્યંબક ગામ પર્વતોની મધ્યમાં છે. ગામમાંથી થોડાં વાસણ લઇ હું ગોર સાથે પાછો દવાખાને આવ્યો. ગોરને યોગ્ય દક્ષણા આપી. ત્હેના ચોપડામાં મ્હેં મ્હારી સહી કરી અને મ્હારાં ભાઇ બ્હેન વિગેરે સગાં સંબંધીનાં નામ લખ્યાં. ચ્હા પી, દાકતરની રજા લઇ અગીઆર વાગે હું નાશીક જવા નીકળ્યો. આનંદ

સારૂ હું કોઇ વખતે ગાડામાંથી ઉતરી પગે ચાલતો હતો. અડધે રસ્તે પ્રથમ વર્ણવેલી નદી આગળ બેસી અને તામ્બુલના ચારા પાણી સારૂ રામાએ ગાડું છોડયું પોણા કલાક પછી ચાલવા માંડયું. સ્હાંજે સવા ૭ વાગે મ્હારૂં ગાડું નાશીક કેમ્પ પાસે આવી પહોંચ્યું. આ સમયે કેમ્પનો દેખાવ અતિ આનન્દદાયક હતો. સ્હાંજના સોનેરી તડકાએ જાણે કેમ્પને સુવર્ણથી મઢયું ન હોય તેમ લાગતું હતું. પંખીઓનો કલરવ મધુર હતો. ઇગ્રેજોનાં છોકરાંઓ બકરા ગાડીમાં ફરવાને નીકળ્યાં હતાં. એક જગાએ ઇગ્રેજો ટેનીસ રમતા હતા. છેવટે રાત્રે સવા નવ વાગે હું નાશીક સ્ટેશને આવ્યો. રાત્રે થાકથી કંટાળી જઇ થોડું દુધ પી હું સુઇ રહ્યો. મંગળવારે સ્હવારે હું વ્હેલો ઉઠી દાતણ પાણી કરી તથા ન્હા પી સ્ટેશને જવા નીકળ્યો. મ્હારો મિત્ર મ્હને સ્ટેશને મુકવા આવ્યો. મ્હારા મિત્રનો હું ત્હેની સારી પરોણાગત સારૂ ઉપકાર માની સવા આઠ વાગે ઉપડતી નાશીક એક્સપ્રેસમાં હું બેઠો અને બાર વાગે બોરીબંદર સ્ટેશને આવી પહોંચ્યો.

વિષ્ણુધ.



## સેવાસદન માટે તૈયાર કરવામાં આવેલી યોજના.

સેવાસદન માટે હાલમાં એક યોજના તૈયાર કરવામાં આવી છે, અને અમને પુરી પાડવામાં આવી છે તે ઉપરથી જણાય છે કે "આપણે અંતરમાં એક હોઇએ તો જેવી રીતે આપણે આપણી જાતને ચાહીએ છીએ તેવી રીતે આપણે આપણાં ભાઇ બ્હેનોને ચ્હાવાં જોઇએ. જીંદગી એ ન્યાસ હોય અને આપણે જો તેના ન્યાસધારી હોઇએ તો વિશ્વાસઘાતનું પાતક આપણે શિર ન બેસે તેની આપણે તપાસ રાખવી જોઇએ. જે દુઃખો આપણે વેઠવાં પડે છે તે આપણે હાથે કરીને ઉભાં કર્યાં છે, ને તેટલા માટે આપણા પોતાનાં જ પ્રયત્નોથી તે દુઃખો દૂર કરી શકાશે. આપણી બુદ્ધિ, આપણી દોલત આપણાં સાધન સંપત્તિ–ટુંકામાં જે કાંઇ આપણું હોય તે સર્વ જો આપણે ન્યાસ જેવું ગણીશું અને સેવાના પવિત્ર પંથે એક નિષ્ટાથી પળીશું તો આપણાં ભાઇ બ્હેનોમાંથી ઘણાંખરાંનાં ભાગ્ય હાલમાં છે તે કરતાં અત્યંત વધારે સારાં થશે જ.

આપણી સેવાર્થીઓના હૃદયમાં આ સત્યો ઠસાવવાં, વૈદિક કામ, શિક્ષણ કામ તથા લોકસેવાનાં કામ કરનાર સેવિકાઓ તરીકે સ્નેહમય અને સ્વાર્પણશીલ સેવા કરતાં તેમને શીખવવું એ આ મંદિરનો ઉદ્દેશ છે. પગાર વગરના કામ કરનારની દેશને ઘણી જરૂર છે. અને આ જરૂર પુરી પાડવી એ સદનનો આશય છે. એક સ્થાને એમ કહ્યું છે કે " ખરૂં જોતાં સ્ત્રીઓની પ્રવૃત્તિઓ પૈસો કમાવામાં કદિપણ વપરાવી જોઈએ નહિ. માત્ર હાલની અવ્યવસ્થિત સામાજીક સ્થિતિને લીધે એમ જોવામાં આવે છે તે અનુચિત છે. એક એવી સંસ્થાની આવશ્યકતા છે કે જ્યાં સુશિક્ષિત સ્ત્રીયોની દેખરેખ નીચે યોગ્ય સ્ત્રીઓ જનસમુહના કલ્યાણાર્થે પોતાની શક્તિઓ, જાણે પોતાના સ્વજનમાં વસી વાપરતી હોય એમ વાપરી શકે. આ સંસ્થામાં તેઓ સુરક્ષિત રહે તેવું હોવું જોઇએ, અને

કંઈપણ લાભની લાલસા સિવાય તેમના ઉદરપોષણનાં સાધનો તેમાં હોવાં જોઇએ. પ્રભુ-સંકેતથી આવી સંયોજના બનવાની સેવાસદનની ઉમેદ છે. સદનને રૂ. ૧૦૦૦) ની કુલ માસીક રકમ મળવાની હતી તે રકમ વધીને રૂ. ૧૫૦૦) ની થઈ છે. તેમાંથી અડધી રકમ શિક્ષણમંદિરને માટે વપરાશે અને રૂ. ૫૦૦) દર મહિને સેવાર્થીઓના ભરણપોષણમાં ખર્ચાશે. એવી આશા રાખવામાં આવે છે કે પદવીધર સ્ત્રીઓમાંથી તેમજ બીજી સુશિક્ષિત સ્ત્રીઓમાંથી જેઓ પોતાની જીંદગીને ન્યાસ જેવી પવિત્ર ગણતાં હોય તેઓ આ કામની સિદ્ધિ કરવામાં મદદગાર બનશે.

કેવળ પુસ્તકોના ભણતર કે અભ્યાસક્રમ ઉપર આધાર રાખીને સદન બેસી રહેશે નહિ. સાધુજીવન અને સામાજીક કાર્યદક્ષતા માટે કેલવણીની ઉત્તમ રીતિ એ છે કે જેઓ સારાં હોય અને જેઓ સારાં કામ કરે તેનાંઓનો સત્સંગ કરવો. દરેક જાતમાં એવી સ્ત્રીઓ હોય છે કે જેઓ પોતાની જાતિના ભૂષણરૂપ છે અને જેઓ ભક્તિ, પવિત્રતા તથા સ્વાર્થત્યાગના દૃષ્ટાન્તરૂપ હોય છે. જાણે કે અદૃષ્યનાં દર્શન, શ્રવણ, આસ્વાદન અને સ્પર્શ તેમણે કર્યા હોય નહિ શું એવું આપણને લાગે છે. આવી સ્ત્રીઓને પોતાનું એક "સાધ્વી મંડળ" બનાવવાને વિજ્ઞપ્તિ કરવામાં આવશે. તે મંડળનું પ્રયોજન એવું છે કે સેવાર્થીઓની અધ્યાત્મિક અન્તઃપ્રેરણાઓને ખીલવવી, તેમનાં જીવન ઘડવાં અને તેમના ઉપર સારા સંસ્કાર પાડવા. બહાર ગામથી આવનાર સેવાર્થીઓને માટે પાલક માતાઓ પણ મેળવી આપવામાં આવશે.

દિવાળીના તહેવાર પછી નવેમ્બરથી માંડી તે મેની શરૂઆત સુધી પહેલું સત્ર ગણાશે. જુનના મધ્ય ભાગથી દિવાળીના તહેવારો સુધી બીજું સત્ર ગણાશે.

સોમવાર, મંગળવાર, બુધવાર, અને શુક્રવારના દિવસોએ મુંબાઈ ટાઇમ ૧૧ થી ૧ અને ૨ થી ૪ સુધી, વિશેષ અભ્યાસક્રમને માટે નિયમિત વર્ગો રાખવામાં આવશે.

બુધવાર અને શનિવારના દિવસોએ મુંબાઈ ટાઇમે ૨ થી ૪ સુધી બપોરના સામાન્ય વ્યાખ્યાનો થશે. તે દિવસોએ સવારે સેવાર્થીઓને જૂદી જૂદી સંસ્થાઓ બતાવવા લઇ જવામાં આવશે.

સાધારણ રીતે એવા સેવાર્થીઓને શિક્ષણમંદિરમાં દાખલ કરવામાં નહિ આવે કે જેઓને ઓછામાં ઓછાં ૧૫ વરસ નહિ થયાં હોય, અને જેઓનું સામાન્ય જ્ઞાન હાઈસ્કુલના અભ્યાસક્રમ જેટલું નહિ હોય.

પંદર વર્ષની નીચેની સેવાર્થીઓને શિક્ષણમંદિરમાં વ્યાખ્યાનો સમજી શકવાને તેઓ લાયક થાય ત્યાં સુધી પસંદ કરેલી કોઇ હાઇસ્કુલમાં ભણવા મોકલવામાં આવશે.

મોટી ઉમ્મરની સેવાર્થીઓ કે જેમને માટે સાધારણ શાળાક્રમ બહુ લાંબો ગણાય અથવા તો સેવાર્થી મોટી ઉમ્મરના પ્રમાણમાં અનુકૂળ ન ગણાય તેમને માટે સેવાસદનમાંજ શિક્ષણ આપવાને ટુંક અભ્યાસક્રમો ગોઠવવામાં આવશે. (તે ક્રમ બનશે તો બરલીટઝની પદ્ધતિ પ્રમાણે ગોઠવવામાં આવશે ).

હિંદુ, મુસલમાન અને પારસી એ દરેક જાતની સેવાર્થીઓ સદનને માટે નીમેલી

પોતપોતાની જાતિની આશ્રમ કમીટિએ યોજેલા આશ્રમોમાં રહેશે. સદનવાસી સેવાર્થીઓ ઉપરાંત બહારવાસી સેવાર્થીઓને પણ નિયમિત વ્યવસ્થિત અભ્યાસક્રમનો લાભ લેવા દેવામાં આવશે પરંતુ તે માટે તેમણે શિક્ષણ કમીટિને ખાત્રી કરી આપવી પડશે કે શિક્ષણકમીટિ તથા આશ્રમકમીટિએ સદનવાસી સેવાર્થીઓને માટે સંયમ, સદાચાર અભ્યાસ અને બીજી બાબતોમાં જે નિયમો નક્કી કર્યા છે તે પ્રમાણે તે બહારવાસી સેવાર્થીઓ વર્તે છે.

જે ૬૦ સામાન્ય વ્યાખ્યાનો આપવાનાં છે તેના ક્રમની વિગત પુરવણી અ માં આપી છે એ ક્રમ ગૃહસ્થ સેવિકાઓને માટે પણ ખુલ્લો રાખવામાં આવશે. જે સર્વ ધર્મોમાં સાધારણ છે એવી સ્વાર્પણની અને પરોપકારની ભાવનાઓ શીખવવાનો, નાત જાત કે સંપ્રદાયનો ભેદ રાખ્યા વગર માણસ માત્ર તરફ અનુકંપા અને સ્નેહ ઉત્પન્ન કરવાનો, અને દરેક જાતની ધાર્મિક આકાંક્ષાઓ ને મતમતાંતરો તરફ માન દ્રષ્ટિથી જોવાની ટેવ પાડવાનો આ વ્યાખ્યાનક્રમનો હેતુ છે. કોઈપણ ધર્મની નિંદાનો એક શબ્દ પણ બોલવા દેવામાં આવશે નહિ.

આસ્થા વિષે ભાવીની આશને વિષે
આ લોકમાંહી મતભેદ હો ભલે;
તથાપિ સારી જન જાતિનું સદા
સમસ્ત કર્તવ્ય પરોપકાર છે.

વૈદક કામ કરવાની ઇચ્છાવાળી સેવિકાઓને યોગ્ય સ્ત્રી ડાકટરો પાસે તે વિષયમાં ખાસ કેળવણી અપાવાશે. (તે સ્ત્રી ડાકટરોનો કમીટિ ઘણો આભાર માને છે.) એ શિક્ષણના વિષયો પૂરવણી બ માં આપેલા છે. સ્ત્રીઓને માટે સદનમાં દવાખાનું અને ઔષધોપચાર ઉઘાડવામાં આવ્યાં છે. તેમાં હાલમાં માત્ર ચાર રોગી રાખવાની ગોઠવણ કરી છે. તેમાં રોગની ચિકિત્સા, ઔષધોપચાર વિગેરે વ્યવહારિક કામ શીખવવામાં આવશે. તાત્કાલિક ઉપાય અથવા ઉપચાર વિધિ શીખવાની ઇચ્છા રાખનાર ગૃહસ્થ સેવિકાઓને ખાસ સગવડ કરી આપવામાં આવશે. મીસ નાઇટીંગેલ કે જેમનો આદર્શ ગૃહોપચારનો હતો તેમણે કહ્યું છે કે ઉપચારવિધિ-માંદાની માવજત-એ એક કળા છે; અને તેટલા માટે એક ચિત્રકાર કે શિલ્પી જેટલી બધી એક નિષ્ઠાથી અને પુષ્કળ તૈયારી પછી કામ કરે છે તેટલીજ એક નિષ્ઠા અને તૈયારી માંદાની સારવાર માટે જરૂરની છે. એ એક સુક્ષ્મકળા છે. બીજા કોઇ ધંધાને પોતાના જીવનનું મુખ્ય કામ માની શીખને ખાતરજ કળા શીખનાર માણસ સારો કળાવાન થઇ શકતો નથી, તેવીજ રીતે શીખને માટેજ ઉપચાર વિદ્યા શીખનાર સ્ત્રી પ્રવિણ ઉપચારિકા થઇ શકેજ નહિ. ઉપચારવિદ્યા, સારવાર કરવાની કળા એ ઉપર આ સંસ્થામાં ખાસ લક્ષ આપવામાં આવશે.

ઉપર જણાવ્યા પ્રમાણે લોકસેવાનું શિક્ષણ આપવા માટે સેવાર્થીઓને દર અઠવાડીયામાં બે દિવસ જૂદી જૂદી સંસ્થાઓ બતાવવાને લઇ જવામાં આવસે. કામના અનુભવથી શીખવાને પણ તેમને પ્રેરવામાં આવશે. તે ઉપરાંત, કેટલાક રવિવારના દિવસોએ ગૃહસ્થ સેવિકાઓ જ્યારે માંદા માણસો, ગરીબ ગરબાંઓ અને અપંગ આદ-

મીઓને જોવા જતાં હશે, કે બીજાં કાંઇ સેવા કાર્યો કરતાં હશે, ત્યારે સેવાર્થીઓને પણ તેમની સાથે જવા દેવામાં આવશે. વળી ઔષધોપચાર શાળામાં જે દર્દીઓ હશે તેમની સવારે ને બપોરે તેઓ સેવા ચાકરી પણ કરશે.

એમ જણાયું છે કે હાથે કરવાના કામકાજથી મગજ ખીલે છે, એટલા માટે દરેક સેવિકાએ કાંઇ પણ કળા કે હુન્નર શીખવા પડશે. એટલે અઠવાડીયામાં રવિવાર વિના દરરોજ એક કલાક સદનમાં આવેલી સ્ત્રીઓના કળા ખંડમાં સેવાર્થીઓએ ગાળવો પડશે.

જોઇતા વ્યાખ્યાનકારો જ્યારે મળી રહેશે ત્યારે શિક્ષણકામ ને લોકસેવાનાં કામના અભ્યાસક્રમ નક્કી કરવામાં આવશે. આગળ વધેલી સેવિકાઓને માટે સાહિત્ય અને શાસ્ત્રના ઉંચાક્રમ નક્કી કરવામાં આવશે. સેવાર્થીઓ અને ગૃહસ્થ સેવિકાઓ ઉપરાંત, વ્યાખ્યાનોમાં અને શિક્ષણવર્ગમાં બીજી સ્ત્રીઓને પણ અનુકૂળતા પ્રમાણે દાખલ કરવામાં આવશે. તેઓએ દાખલ થવા માટે શિક્ષણકમીટિને અરજી કરવી.

ત્રણ વર્ષનો સંપૂર્ણ વ્યવસ્થિત શિક્ષણક્રમ પૂરો કર્યા પછી નૈષ્ઠિક સેવિકાના કામ માટે જોઇએ તેટલી લાયકાત મેળવી છે એવો સંતોષ પરિક્ષકોને જે આપશે તેમને નૈષ્ઠિક સેવિકાઓનાં પદવીપત્ર આપવામાં આવશે. તેમજ કેટલીક ખાસ સ્ત્રીઓની બાબતમાં ઉંચ અભ્યાસ, ઉંચ શિક્ષણ અથવા ભક્તિ, અથવા એવી કોઇ બીજી યોગ્યતા મેળવી હોય કે જે તેમને માટે પુરતી ગણી શકાય. તો તેવી સ્ત્રીઓને પણ એક વર્ષના અથવા તેથી ઓછા શિક્ષણ પછી પદવીપત્ર આપવામાં આવશે.

પોતાને માટે ખુલ્લાં હોય તેવાં વ્યાખ્યાનોનું એક વર્ષ સુધી જેમણે શ્રવણ કર્યું હશે તેમને હાજરીનું પ્રમાણપત્ર આપવામાં આવશે. જો તેઓ કોઇપણ વિષયની પરીક્ષા આપશે તો તેમની સિદ્ધ થયેલીની પૂર્ણતાને માટે પણ પ્રમાણપત્ર આપવામાં આવશે.

આ મંડળની સલાહ પ્રમાણે શિક્ષણ કમિટિ વ્યાખ્યાનો તથા અભ્યાસનાક્રમ ગોઠવશે. પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રીઓ અને નિપુણોમાંથી પસંદ કરેલા પ્રમાણ પુરૂષોને આ મંડળમાં નીમવામાં આવશે. વ્યાખ્યાનો તૈયાર કરવામાં શિક્ષણ કમીટિ તથા મંડળ તરફથી વ્યાખ્યાનકારને બનતી મદદ આપવામાં આવશે. તેઓ વ્યાખ્યાનકારોને પસંદ કરેલાં પુસ્તકો પુરાં પાડશે, શાસ્ત્ર અને કળા સંબંધીના શિક્ષણ માટે સગવડ કરાવી આપશે, તેમજ વ્યાખ્યાનોના મુદ્દાઓની નોંધના અથવા તો વ્યાખ્યાનના તરજુમા માટે દેશી ભાષાઓના શબ્દો તથા ભાષાન્તરો પુરાં પાડશે, તે વ્યાખ્યાનો શિષ્યોમાં વહેંચવા માટે છપાવવા જેવાં લાગશે તો છપાવશે."

## પતિપ્રેમપરાયણ ભક્તિ.

( રાગ ખમાચ ઝીંઝોટીમાં પણ ગવાય છે ).

પ્રેમ પરાયણ ભક્તિ વડેથી બ્હેની ! પતિવ્રત પાળો રે,
સ્નેહતણા સંકટમય શકટે પતિમય જીવન ગાળો રે;
બ્રહ્મર્ષિની ભરત ભૂમીમાં ભાગ્ય થકી વસનારાં રે,
સંયમ શમમય તિક્ષણ તપની જ્યોતિ વિષે ફરનારાંરે —પ્રેમ પરાયણ.
રાક્ષસ હસ્તે હરણ થયેથી વસમા વનમાં વસતાં રે,
સીતાએ નવ પ્રીતિ છાંડી પતિ થકી છોડાતાં રે —પ્રેમ પરાયણ.
બ્રહ્મા વિષ્ણુ ને માહેશ્વર ગયા સતિને છળવા રે,
અનસૂયા નિજ પતિને પ્રણમી ગઇ પુત્રોને મળવા રે —પ્રેમ પરાયણ.
દોષ રહિત દમયંતિ પણ નળનાથીજ ત્યજાઈ રે,
અનેક સંકટ વનમાં વેઠી પતિમાં ગઈ સમાઇ રે —પ્રેમ પરાયણ.
પાંચાળી જે પાંડવ પત્ની કેવા દિન ગુજાર્યા રે,
ભરી સભામાં ચિર ખેંચાયાં એ દુખડાં વિસાર્યાં રે —પ્રેમ પરાયણ.
પરહસ્તે નવ પડતાં જેણે ઝેરી ઝોહર પાળ્યું રે,
ચિતોડની તે શૂરી બાળા દુખમય જીવન ગાળ્યું રે —પ્રેમ પરાયણ.
પતિ પરાયણ પત્નીઓએ કહાડયા દહાડા ભટકીરે,
અપૂર્વ રસથી ચાખી જેણે પ્રેમ તણી જે મટકી રે —પ્રેમ પરાયણ.
પ્રેમ ચાખીએ, સદાકાળને ન ગણો નરસો સારો રે,
દુનિયાની ઘટમાળ વિષે આ વારાફરતી વારો રે —પ્રેમ પરાયણ.
મ્હારું ત્હારું સમજી મનમાં પતિમાં મન્મય થાજો રે,
મન વિષે ઓ બ્હેની ! મ્હારી પ્રીત અનેરી ધરજો રે —પ્રેમ પરાયણ.

અધ્યાત્મિક.

## સિન્ધુ તીરે પૂર્ણિમા.

ગરબી.

વ્હાલા આવોને કહું એક ગોઠડી રે,
આ ચન્દ્રમા તણી રૂપેરી રેલમાં જો—વ્હાલા૦
રઢીયાળીને રંગીલી મઝમ રાતમાં રે,
તમે બેસોને આ સિન્ધુ તીરે સાથમાં રે;
જ્યહાં સ્નેહ વરસે તમારી વાતમાં જો—વ્હાલા૦
આ ઉદધી શું ચન્દ્રને રમાડતો રે,
વારે વારે તરંગથી એ ભેટતો રે;
વળી માળ એ મોતિ તણી ઉછાળતો જો—વ્હાલા૦

આજે પૂર્વ દિશા અનુપમ શોભતી રે,
સેંથી મુક્તાફળો તણી પરોવતી રે,
આ ચન્દનના ચાંદલાથી ઓપતી જો—વ્હાલા૦
નિશા તણી પ્રિય ચન્દ્રિકા અલબેલડી રે,
સ્નેહે ત્યાં આ મળી સાહેલડી રે;
શું ગણુગણ્યે સ્વરેથી કહેતી વાતડી જો—વ્હાલા૦
આ નભ વિષે નક્ષત્ર સઉ ગરબે રમે રે,
મધ્યે ઉભો શશી પણ આ સમે રે;
પ્રિતે તાલ દઇ નીર સાયર ભમે જો—વ્હાલા૦
તરલ હસ્તથી એ ઉર્વિને આલીંગતો રે,
દોડી આવી આલીને એ સ્પર્શતો રે;
જળ બિન્દુથી ઉન્માદમાં અભિશીયતો જો—વ્હાલા૦
નિજ પ્રેમ મૂર્ત્તિ ચન્દ્રિકા તન્મય થઇ રે,
રોમે રોમે તરંગમાં વ્યાપી ગઇ રે;
ઘણા વ્હાલથી અંતર વિષે મચી રહી જો—વ્હાલા૦
સકળ વિશ્વ આ આનંદથી નિહાળતું રે,
દિવ્ય તેજને એ સૃષ્ટિમાં વિસ્તારતું રે;
મુજ ઉર વિષે અમીરસ છાંટતું જો—વ્હાલા૦

અધ્યાત્મિક.

---

# સ્વાગતમંદિર.

---

**ધાત્રીશિક્ષા અથવા સૂયાણી અને સૂતિકા** * આ નામના પુસ્તકનો સ્વીકાર કરતાં અમને ઘણો આનંદ થાય છે. ડૉ. યદુનાથ મુખોપાધ્યાયે પ્રકટ કરેલા બંગાળી ગ્રન્થનું આ ભાષાન્તર છે. આ ઉપયોગી પુસ્તક પ્રકટ કરી "વૈદ્યકલ્પતરૂ"ના ગ્રાહકોને ભેટ તરીકે આપવા માટે શ્રીયુત વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદીને ધન્યવાદ ઘટે છે. ગર્ભાવસ્થામાં તેમ પ્રસુતિના સમયમાં સ્ત્રીઓના-તેમ સ્ત્રીઓ પ્રત્યે-શા શા ધર્મ છે તેમ પ્રસવ પછી બાળક બે વર્ષનું થાય ત્યાં સુધી તેના આરોગ્યના સંરક્ષણ માટે કેવી સંભાળ રાખવાની જરૂર છે, હુશિયાર સુતિકાનાં, દાયણનાં લક્ષણ કેવાં હોવાં જોઇએ તે વિષે આ પુસ્તકમાં સરળતાથી, ઉત્તમ રીતે, અગત્યની માહિતી આપવામાં આવી છે. અનેક અનિષ્ટકારક સાંસારિક રૂઢિઓથી, સાંપ્રત સુધારા અને મોજશોખના સમયથી, વૃત્તિઓના ઉન્માદથી, નિરંકુશ આહાર વિહારથી, નિર્બળતાનો ભોગ થઇ પડતી, અનિયમિત આરોગ્યનાં અસંખ્ય સંકટો, અસહ્ય વેદનાઓ ભોગવતી, વારેવારે, જીવનની આશા અને મૃત્યુના ભય વચ્ચે લટકતી અબલાઓ માટે, તેમની ભવિષ્યની પ્રજાના આરોગ્યની સુરક્ષા માટે તંદુરસ્તીને લગતાં આવાં પુસ્તકો આશીર્વાદ સમાન છે. ગર્ભાવસ્થા અને પ્રસુતિ સ્ત્રીઓના આરોગ્યપર ઘણી અસર કરે છે. આ સમય એવો બારીક, એવો અગત્યનો છે

---

* પ્રકટ કરનાર રા. રા. વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી, અમદાવાદ. મૂલ્ય એક રૂપિઓ.

કે તેમાં કાંઈપણ, જરા પણ ભૂલ કરવામાં આવે તો, તે સમયે સ્ત્રીઓની પોતાની તરફથી તેમ કુટુમ્બ તરફથી યોગ્ય સંભાળ લેવામાં ન આવે તો સ્ત્રીઓ તેમ બાળકો નિરંતર રોગી, નિરંતર નિર્બળ રહે છે અને ઘણી વખતે મૃત્યુને શરણ પણ થાય છે. હિન્દુસ્થાનના લોકોના મરણ પ્રમાણમાં નાનાં બાળકોનાં તેમ ગર્ભાવસ્થા અને પ્રસુતિ કાલમાં સ્ત્રીઓનાં મરણની જે મોટી સંખ્યા આવે છે, તે પરથી આ સત્ય સારી રીતે સમજાઈ આવે છે. ભવિષ્યમાં માતાની ગૌરવાન્વિત પદવી ધારણ કરનાર, હાલ પણ માતાનું મહિમાયુકત પદ ધારણ કરનાર સ્ત્રીઓએ આ પુસ્તક ખાસ વાંચવા જેવું છે. આવાં ઉપયોગી તેમ દરેક કુટુમ્બમાં વંચાવા યોગ્ય પુસ્તકોની કિંમત હલકી રાખવાની આવશ્યકતા છે. ડાહ્યાભાઇ લક્ષ્મણ, બન્ધુસમાજ.

## સમયતરંગ.

**પરીક્ષા પસાર કરી.** મિસ સોફાયા કાઝી નામનાં ઈસ્લામી બાનુએ કલકત્તા યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશન પરીક્ષા પસાર કરી છે.

**સેવાસદનની શાખાઓ.** મેસર્સ મલબારી અને ગિદુમલના પ્રયાસથી સ્થપાયલા સેવાસદનની શાખા, અમદાવાદમાં મિસિસ લાલશંકર, સુરતમાં મિસ નાનીબાઇ ગજ્જર અને પૂનામાં મિસિસ રમાબાઇ રાનડેની દેખરેખ નીચે નીકળવાની વાત બહાર આવી છે.

**મિસિસ તિલક માટે બાનુઓની દિલસોજી.** શ્રીયુત બાલગંગાધર તિલકને તેમની વૃદ્ધાવસ્થામાં રાજદ્રોહ માટે સખ્ત સજા કરવામાં આવી તે સંબંધમાં દિલસોજી દર્શાવવા માટે મુંબાઇમાં બાનુઓની એક જાહેર સભા મિસિસ સરલાદેવીના પ્રમુખપણા નીચે - ચાલુ માસમાં મળી હતી. સભામાં ૭૦૦ બાનુઓ હાજર રહી હતી.

**ઝનુની સ્ત્રી.** અફ્ઘાન સરહદ તરફના મેંગલ તાયફાવાળાના પદભ્રષ્ટ કરવામાં આવેલા સરદારની સ્ત્રીએ તેના અનુયાયીઓમાં પોતાનો ચણિયો ફેરવ્યો હતો અને સાથે એવો સંદેશો કહેવડાવ્યો હતો કે જો તમે બાયલા ગણાવા માગતા ન હો તો તમારે તેને સળગાવી મૂકવો અને પુરૂષને, મરદને છાજે તેમ વર્તવું અને તેમ કરવું પસંદ ન પડે તો "બાયલા" નાં મહેણાંથી હમેશાં કલંકિત રહેવું. આથી તાયફાવાળાઓ ઉશ્કેરાઈ ગયા હતા અને તેઓમાં નવું કૌવત આવ્યું હતું.

**વિદેશીનું વર્જન.** નાગપુરમાં થોડાક વખતપર બાનુઓની એક સભા મળી હતી. એકઠી થયેલી સ્ત્રીઓએ પરદેશી બંગડી, સાકર અને પરદેશી કપડાં નહિ વાપરવા ઠરાવ કર્યો હતો.

**અનાથ કન્યાઓ માટે સખાવત.** અનાથ પારસી કન્યાઓ માટે એક આશ્રમ સ્થાપવાના હેતુથી મુંબાઈનાં હમાબાઇ ફરામજી પીટીટ નામનાં પારસી બાનુએ ૧૨ લાખ રૂપિઆંનું પોતાનું ઝવેરાત ટ્રસ્ટીઓને નામે ચઢાવી આપવા ઠરાવ કર્યો છે.

**સરકારની મહેરબાની.** પૂના લેડિઝ ક્લબ માટે ના. સરકાર મફત જમીન

---

"સુન્દરી સુબોધ"ના પાંચમા વર્ષના ગ્રાહકોને ભેટ.

તૈયાર થાય છે **મનોરમા.** તૈયાર થાય છે

## ગ્રાહકો, લેખકો વગેરેને સુચના.

"સુન્દરી સુબોધ" ના સંપાદક (તંત્રી) તેમ વ્યવસ્થાપક કોઇ એક વ્યકિત નહિ પરન્તુ સમગ્ર બન્ધુસમાજ છે. આ સંબંધે, ગ્રાહકો વગેરેમાં ગેરસમજુત થવાથી તેની વ્યવસ્થાને કેટલીક હરકત પહોંચે છે માટે ગ્રાહકો, લેખકો, વગેરેએ, સર્વ પ્રકારનો વ્યવહાર (પત્ર વ્યવહારાદિ) કોઇ પણ વ્યકિતને નામે નહિ કરતાં, કૃપા કરી "મન્ત્રી," બન્ધુસમાજ, સુંદરીસુબોધ ઓફિસ, એ નામથી કરવો.

મન્ત્રી, બન્ધુસમાજ.

## વિદ્વાન ડોકટરોના ઘણા સારા અભિપ્રાય પામેલું.

# 'માતા ફરજ' યાને 'બાળકોપયોગી ઔષધ.'

આ ન્હાના પણ અતિ ઉપયોગી પુસ્તકને સુપ્રિન્ટેન્ડેન્ટ આર્વન મેડીકલ સ્કુલ (મુંબઇ) આસિસ્ટન્ટ સરજન (રામપુર સ્ટેટ) મેડીકલ ઓફીસર (માણાવદર સ્ટેટ) હાઉસ સરજન જ્યુબિલિ હોસ્પીટલ (જામનગર) વગેરે તરફથી ઘણા ઉત્તમ અભિપ્રાય મળેલા છે બન્ને ભાગ સાથે. પ્રથમ ભાગમાં 'માતાની પોતાનાં બાળક પ્રત્યેની સંપૂર્ણ ફરજ, કેળવાયેલી અને નહિ કેળવાયેલી માતાઓ સમજી શકે એવી રીતે લખવામાં આવી છે. બીજા ભાગમાં બાળકોનાં નીચે પ્રમાણે રોગની અનેક દેશી દવાઓ તથા વિશેષ માહિતી આપવામાં આવીછે.

બાળદના, બાળકોના તાવ, સગ્રહણી રોગ, અતિસાર, અર્શ-હરસ-મસા, અજીર્ણ, પેટ ચડવું, ભાર રહેવો, પેટમા જીવડા પડવા, આકડી, વાયુનો ગોળો, અતિ ખાયા કરે તે રોગ, પેટમાં દરદ થઇ કટકે કટકે ઝાડે જવું, આફરો, રો, રો, કરવુ, ઉલટી, તૃષા, ચૂંક, માટી ખાવી, કબજીઅત, માટી ખાવાથી આવેલી દિકાસ, બાદી, હેડકી, હાંફણ તથા બગાઇ આવવું, સસણી, ખાસી, શ્વાસ, હેડકી, નબળાં બાળકોને પોષણ માટે, પેટ વધવું, દુર્બળતા, સોજા, નાભીનો પાક, વા, રતવા, ગુદ ભ્રંશ, શીતળા, ઓરી, અછબડા, ખસ, મોઢાની ગરમી, સ્વરભેદ, મુખપાક, મુખસ્રાવ, લાળ પડવી, ખંજવુ, લુખસ, દાત આવવા, તાળવું પાકવું, ગળુ પડવું, તાળવામાં ખાડો પડવો, ગળાના સોજા, ગળાની ગાંઠો, ગાલ પચોળા, શીળસ, મૂત્રકૃચ્છ, મૂત્ર અટકીને આવવુ, મૂત્રસ્રાવ, વધરાવળ, વાંઇ, રક્તપિત્ત, સોઢી પાડું, નાકસરી ફૂટવી, આચકી, મૂર્છા, આખના રોગ દાહ-અળઈઓ, પાંડુરોગ, અકસ્માત, ઉંચેથી પડવું, કાનના રોગ, દાઝવુ, બાળાગોળી વધારે ખાવી, જખમ, ઉંદરી, ખસ-દાદર, માથું દુખવુ, ગુમડા, અળાઇ, માથામાં જૂ, તથા ખોડો, ઇત્યાદિ બાળકોનાં દરદોની પિછાણ સાથે અનેક દેશી દવાઓ લખવામાં આવી છે.

આ પુસ્તકની ઉપયોગીના ઉપરના આસિસ્ટન્ટ સરજનોના ઉંચા અભિપ્રાયથીજ જણાઇ આવે છે, આવી રીતનું ટુકું, સાદુ, અને સરળ લખાણ વાચવાથી માતાને પોતાનાં બાળકો પ્રત્યે પોતાની રહેલી જવાબદારીનું સારૂં જ્ઞાન મળી શકે છે, જેથીજ આ લઘુ પુસ્તક દરેક કુટુંબમા હોવાની આવશ્યક્તા છે કિંમત આના આઠ પોસ્ટેજ જુદું.

માણાવદર (કાઠીયાવાડ) એન. કે. વૈષ્ણવ, ટાઇપીસ્ટ.

(હજુર ઓફીસ.)

*Regiesterd No. B. 346.*

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्तरमन्ते तत्रदेवताः । मनु.

( પ્રસન્ન દેવતા રૂહે, ત્યા પામે સન્માન સુન્દરી )



**સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.**




| | | |
|---|---|---|
| પુસ્તક. ૬ | સંપાદક | ઇ. સ ૧૯૦૮ ઓકટોબર. |
| અંક ૨ | બન્ધુસમાજ. | વિ સ ૧૯૬૪ આશ્વિન. |


વિષયસૂચન

# કાવ્યકુંજ.

## ઠગાયલી વિધવા.

( હરિણી )

મુજ સમિપ ઓ વ્હાલાં મ્હારાં નહિં નહિં આવશો;
નહિં નહિં કદી અશ્રુ મ્હારાં તમે નવ લુછશો.
મુજ નયનની અશ્રુધારા સુકાઇ હવે ગઇ,
મણ જીગરના દૂઝે તેમાં ઉપાય કશો નહિં.
મુજ હૃદયની પીડા, વ્હાલાં, નહિં તમને કહું,
મુજ રૂદનથી આંખો; વ્હાલાં, નહિં તમ ભીંજવું.
અમિત સુખનાં લ્હાણાં લેજો તમે, નહિં હું બળું,
નહિં નહિં કદી રેડું મ્હારૂં હલાહલ ઉરનું.
મુજ જીગરના કાંટા, વ્હાલાં, નહિં તમને ખુંચે,
કદી અવદશા દેખી મ્હારી નહિં રડશો તમે.
જીવીશ સઘળું અંધારામાં નહિં નજરે પડું,
રડી રડી હવે આયુ મ્હારે પુરૂં કરવું રહ્યું.
મુજ હૃદયનાં મીઠાં ગાનો હવે કડવાં થશે,
વિષ હૃદયમાં રેડયું ધર્તે રગેરગ સંચરે.
મુજ મલિનતા ધોવી અશ્રુ પ્રવાહ મહિં હવે,
દુર ઉડી ગયાં મીઠાં હાસ્યો, રહ્યું રડવું હવે.

નર્મદાશંકર બાળાશંકર.

---

## " ચાલો, દેવી ! વસંત વસંત વધાવીયે: "

૧

નિજ શરણમાં જે સંભાળે મને સખિ ! સાંચવો
વિરસ  તાં જે ચિંતાએ મને સખિ ! ચિંતવો;
વર્ષોએ નિવૃત્ત કંઈ રચ્યું;
ંખોએ પ્રવૃત્ત સદા ફર્યું.

૨

રચે સ્વર-મૂર્ત્તિ તે—
ે અણુમય આળખે;

હૃદય-ભગિની ! એવી તું સૌ સ્થિતિ સ્થલ કાલમાં—
 તરવરી રહે ગાયાં ગાવા સદા તુજ ભક્તનાં !

૩

પ્રિય દીલભરી દેવી ! ઝીલું મીટેમીટ માંડતાં
 પુનિત પગલે ત્હારે વન્દી શીખું દીનદાસતા
મહીયર ગણી મ્હારાંમાં હ્‌ઉં સ્વીકારી પરાર્થતા
 કરીશું જગની એ આદેશે તપસ્વિની ! સેવના.

૪

બટુક ગણુની અંબે ! તુંથી સજોડીલ *સામ્ય હું
 જગજીવનની ધેનુ ! તુંથી ધુરંધર ભદ્ર હું
સમય-પટને " ચાલો દેવી ! " સમૃદ્ધ બનાવીયે
 જગ-સરલનું બાલૂડું આ " વસંત વધાવીયે "

લલિત.

---

મંગલગીત.

જંપો આ જોડલાં: દેવા !
 સુખ શાંતિનાં અમી ઝરણાં
રૂમ ઝુમ ગોળ ઘુમટમાં રમજો
તારલીયાનાં તાન જગવજો
અજવાળાં અંતર નીતરજો
 ચન્દન સમ શીતલ—
 ચન્દની મય પટ વત્સલ
 એ પાથરજો: જંપો આ જોડલાં: દેવા !

---

રાત્રિ સમા ધાત્રી રાણી રહી
પોપકું ચન્દ્ર સમા પાલક રહી
વસુંધરાનાં રત્ન ઉજાળી
 રાજયોગનાં વ્રત
 ઉજમાળાં દેવ જુગલ
 એ આથરજો: જંપો આ જોડલાં: દેવા !

લલિત.

બોલવું હસવું મધૂરૂં આજ હું ર્‌હાતો નથી
એકાન્તની કંઇ નર્મ ગોષ્ઠીનો સમય ર્‌હાતો નથી
પણ બન્ધુતાના શુદ્ધ સાત્વિક સ્નેહને ઝળકાવજો !
ને દૂર રહીને પણ શશીસમ કુમુદને વિકસાવજો ! ૧૧

પણ રે ! અરેરે ! પૂર્વના દિવસો ફરી આવે નહીં ?
સ્વર્ગીય રૂડાં રમ્ય સુખનાં સ્વપ્ન પણ લાવે નહીં ?
જો એમ તો માગું પ્રભુની પાસ કે શુભ ધામમાં
આ દેહ બન્ધન છૂટતાં વસીએ સદા આરામમાં ! ૧૨

ત્યાં લોક ભય કે રુઢિ કૃત્રિમનો જરી અવકાશ ના
ને સરલ હૃદયોમાં અશુદ્ધિનો જરી પણ પાસ ના
ઉજળા અનન્તાવાસમાં ક્ષણ એક પણ છૂટાં નહીં !
સુખને સુનીતિ સર્વદાને આપણે વિખુટાં નહીં ! ૧૩

ત્યારે અધીરો હું થતો શું અજ્ઞ લોકોના સમો ?
ત્હારા મને મ્હારા વિચારો લેશ પણ કદી ના ભમો !
હું પણ વિસારૂં પ્રિય સખી !–કેમે કર્યું એ ના બને !
પ્રિય બ્હેની ! હા ! પ્રિય બ્હેની મ્હારી ! હૃદય મ્હારૂં કહે ત્હને ! ૧૪

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

## પ્રીતિ.

### માલિની

સુખદ સમય હોયે, બંસલી કહાન વાજે;
દુખદ દિવસ આવે. અશ્રુ સંગ્રામ ગાજે;
ભુવન ભભકતાંમાં, રંગ બેરંગ લ્હેરે;
મધુરી મહુલી માંહે, નૃત્ય આનંદ લહેરે, ૧
પ્રીતિ નિજ ફરકાવે, આણ દિવાનખાને,
વળી લશકર ગાહે, કુંજ, શૃંગે ઋષિને;
મનુ મહિ તળ તાબે, સંત સ્વર્ગે છ માની;
પ્રીતિ મહિં પુરી ઈંદ્ર, ઈંદ્રપુરીજ પ્રીતિ. ૨

( અંગ્રેજી ઉપરથી ભાષાંતર )
કરીમ મહમદ માસ્તર, એમ. એ.

## નિદ્રાવશ સુન્દરી.

---

( રાગ—મ્હોલે પધારો મ્હારાજ માણીગર મ્હોલે પધારો. )

ઉંઘી ગઈ તું આજ રસિકડી ઉંઘી ગઇ તું
સૂતી સુખે અંક માંહ્ય મધુરી ઉંઘી ગઇ તું
પંકજ રૂપ આ નેણમાં નીંદરડીનો વાસ
સુન્દર સ્મિતમય ગાલમાં
આવે અમિમય પુષ્પ સુવાસ—રસિકડી.

સ્વપ્નતણા આનન્દમાં મલકાતી દેખાય
મોહ ભરેલા મુખ વિષે
કંઇ કંઇ દંતકળી શોભાય—રસિકડી.

પ્રેમતણાં આન્દોલનો અંક હીંચોળા ખાટ
ઝૂલી સ્નેહ તરંગમાં
સૂતી ત્યાગ કરી ઉચાટ—રસિકડી.

અતિ શિથિલ અંબોડલો કેશ સમુહ ફરકાય
મન્દ પવનની રેલમાં
શું અમુલું ચિર સરકાય—રસિકડી.

કમળ કોષ ઉદ્‌બોધવે મૃદુલ તેજથી જેમ
કુમળા રૂડા હસ્તથી
આ હૃદય ઉમળક્યાં તેમ—રસિકડી

સ્વાદુ રસના ઘુંટડા પિયે નિદ્રિત અંગ
ચંપક વરણી બાલિકા
આજે લે તું નિદ્રા સુરંગ—રસિકડી.

અધ્યાત્મિક.

# વિવિધવિહાર.

## સ્ત્રીઓના વહેમ.

( ઘરમાં કે આંગણુંમાં અથવા પાસેના મોહોલ્લામાં સર્પ નીકળે છે તે વખતનો સામાન્ય દેખાવ. )

( એક ઘરનાં આંગણામાં પડતી કોઇક ઘરની પછીતની ભીંતના ચીરાડોયામાંથી આશરે ત્રણ ફુટ લાંબો સર્પ બ્હાર નીકળી ભીંતનાં મૂળમાં ચતોપાટ પડે છે. તે જોકે છે સજીવન પણ કાંઇક આહાર (ભક્ષ) કર્યો હશે તેથી સુસ્ત થઇ લાંબો પડયો છે. દરમીયાનમાં પાસે કોઇ છોકરા રમતા હતા તેમાંના એક આઠેક વરસના છોકરાની નજરે તે સાપ પડે છે તેથી તે બુમ પાડે છે. )

બાળક—( બ્હેબાકળે ચેહેરે ) ઓ બાપા ! સાપ ! સાપ !

બાપ—( દોડતો આવીને ) કયાં ? કયાં ? કયાં છે તે બોલતો નથીને સાપ સાપ શું કરે છે ?

બાળક—આ રહ્યો, આ રહ્યો, જુઓને ! ઓહો ! વામ પણું લાંબો છે. મરી ગયો લાગે છે. ( એમ કહે છે તેટલામાં સાપ જરા હાલે છે. ) ના, ના, ઓ ડાશ્યો, છે તો જીવતો.

બાપ—( સાપ પર નજર પડે છે એટલે બાળકનો હાલ ઝાલી દુર ખસેડી ) ઓ હો ! તું છેટે છેટે થા. જા જા કોઇકને બોલાવી લાવ જલદી. તેટલામાં સાપ નાશી ન જાય તે વાસ્તે હું આંહી ઉભો ઉભો જોઉં છું.

ભત્રીજો—આ લ્યો લ્યો સાણસો.

એક પુરૂષ—પેલાં સાણસાને શું કરે ? સાંબેલુ બાંબેલું લઈ આવોને જેથી દબાવીએ એકવાર, નહીં તો સાણસામાં આવશે પણ માંડ.

બીજો માણસ—ભાઈ, પૂરોજ કરી નાંખીએ લ્યોને; પકડવાને આડાં અવળાં થાશો તેટલામાં જતો રહેશે.

સર્વે સ્ત્રીઓ—(એકદમ બૂમ પાડી) ના, ના, અમે મારવા નહીં દઈએ. જુઓ ને એક જગાએથી ખસતોએ નથી. દબાવશો તો જલદી ઝલાઈ જશે. કોંઈક આવડા (આહાર) કરી આવ્યો લાગે છે તેથી આમ થઈ પડયો છે. ઉંદર કાં છછુંદર પેટમાંછે. મારી નાંખશો ! કંઇ વિચાર છે ? ખેતરપાળ સાથે બાથ બીડવી છે. ફલાણાને સાદ કરોને તે ઘણે ઠેકાણે પકડવા જાય છે.

(સાંબેલું કોઈક લઈ આવે છે. દરમીયાનમાં એક હિમ્મતવાન વિધવા સ્ત્રીઓનાં ટોળામાંથી ધસી આવે છે. તે સર્પ પકડવામાં પંકાયલી હતી.)

વિધવા સ્ત્રી—બચ્ચા સાંબેલું લાવ, સાંબેલું લાવ મને. હું દબાવું છું. હો હો કરશો એટલામાં તો જાતો રહેશે. (સાંબેલુ લઈ દાબવા જાય છે કે જગાએ ઉછળે છે. પણ હિંમત ધરી તે સ્ત્રી તે પર સાંબેલું દબાવે છે ખરી તે સર્પ જોરાવર હોવાથી ખુબ તરફડીયાં મારે છે એટલે એક સુતાર જે કરતો હતો અને જે આ ગડબડ સાંભળી દોડી આવ્યો હતો અને તેની હતો તેને તે સ્ત્રીએ કહ્યું.)

વિધવા સ્ત્રી—સુતારભાઇ, સુતારભાઈ. આને તમે દબાવો ભઇ, મારામાં સત્તાએ નથી. ઓ હો ! હો ! કોઇ વેગ છે કોઇ વેગ છે !

(તે સ્ત્રીના હાથમાંથી સુતાર સાંબેલુ લઇ લે છે તથા જોરથી સર્પ

સુતાર—હવે લ્યો સાણસો. આમ આવો, ભાઈ જાળજો

(ભત્રીજો સાણસો લઈ સાપને પકડે છે. થોડીક મહેનત સાંડસાનાં બન્ને પાંખડાં વચ્ચે આવી જાય છે.)

ભત્રીજો—બસ હવે સાંબેલુ લઇ લ્યો. બરાબર સકંજામાં આ

સુતાર—મૂકું ? જો હાથ પોચો ન મૂકતો, ભાઇ !

ભત્રીજો—અરે હવે મગદૂર નથી જે છુટી જાય. મૂકોને તમે તમ

(સાપને પકડી દરવાજા બ્હાર તળાવમાં મૂકી આવવા જાય વાતો થાય છે.)

સ્ત્રીઓ—હાસ ! કાંઈ રંમાડા કીધા નાં. હે ખેતરપાળ દેવતા (રક્ષણ) કરજો. અમે નાગપાંચમનો અણગોખ કરવો કદી નહીં

એક પુરૂષ—આ મકાન પાછળ કોણે રહે છે ? જુઓ તો ભળી ગઇ છે. ન ચૂનો ન વ્હાઇટવૉશ. પાણી તદન ખવાઈ ગયા બહુ નુકસાન કરે. આવાં ઠેકાણાંમાં જીવજંત ભરાય તેમાં નવાઇ

બીજો પુરૂષ—હા, હા, એ વાત પરધણીને કાને પડવી જોઈએ

પહેલી સ્ત્રી—ફલાણી તારા દીકરા ઉપરથી તો ઘાત ગઇ હો.

હતો. તમારા ભાયડા અણુગોખ કરે કે ન કરે ? જો આ ફેરે કરજો હો. ( છોકરાને ) બેચ્યા તું પણ અણુગોખ કરજે ભલા. પેહેલવહેલી નજર તારી પડી છે સાપ ઉપર તે વાસ્તે.

છોકરાની મા—હમણાં બે વરસ થયાં કરે તો બધાય છે અણુગોખ પછી કોણ જાણે કાંઈ ચૂક રહી ગઈ કે કેમ. હવે આ ફેરે સંભાળીને કરશું. બાકી આ ( છોકરો ) તો અણુગોખ કેમ કરી શકે ! બાળક છે.

પહેલી સ્ત્રી—કાં એમાં શું છે ! બપોરે અણુગોખ કરીને પછી ભૂખ લાગે તો નાસ્તો ભલે કરે ને. પણ નાગની પૂજા કર્યાં પેલાં કાંઇ મ્હોમાં નાંખે નહીં તેની સંભાળ રાખવી.

છોકરાની મા—અરે હવે સાંભર્યું. તે દીવસ કુલર કસણતાં ગોળ ઠીક પડયો છે કે નહીં તે જોવા મેં જરાક મ્હોંમાં નાંખી ખરી. હે ભગવાન ઠીક સાંભર્યું. હે નાગ દેવતા મારી પાપણીની ભૂલ માફ કરજો.

બીજી સ્ત્રી—તારા ભત્રીજાને પણ અણુગોખ કરાવજે, કેમ કે સાપ પકડયો એણે છે.

ત્રીજી સ્ત્રી—ના, ના, એને કાંઇ નહીં. સાપની ડોકી છુટી હોત તો તેને અણુગોખ કર્યા વગર છુટકો નહોતો. પણ ડોકી તો સાંડસામાં પકડાઈ ગઇ હતી એટલે એને કાંઈ જરૂર નથી.

બીજી સ્ત્રી—તોપણ અણુગોખ કરવામાં શું જાય. અધિકનું અધિક ફલ (**अधिकस्य अधिकंफलम्** )

( ભત્રીજો સાપને નાંખી દઇ પાછો આવે. છે. )

બીજી સ્ત્રી—કાં નાંખી આવ્યો નાં. હવે નાગપાંચમનો અણુગોખ કરજે હો.

ચોથી સ્ત્રી—બચ્ચા સાંડસો ધોઈ નાંખ. સાંબેલું ધોયું ?

ભત્રીજો—ના. હવે એય ધોઉંછું.

( આ સર્વે બનાવ જોતો સાંભળતો એક અનુભવી અને સંસારી બાબતોથી વાકેફ પ્રેક્ષક આ સ્ત્રીઓની ચર્ચા સાંભળી ચાલતાં ચાલતાં મનમાં વિચાર કરતો જાય છે.)

પ્રેક્ષક—આહા ! દુનિયામાં માણસો પડયાં છે નાં ! ખરેખર મનુષ્યને આડે રસ્તે લઇ જનાર તે પોતેજ છે. અને ખરૂં પુછાવો તો વાંક પણ તેનો પોતાનોજ છે. જાય છે ધર્મિષ્ટ થાવા તેમાં ભૂલ કરી નાંખે છે કાંયની કાંય. જાણે છે કે અમે ધર્મ કરવા જઇએ છીએ અને નાગ વગેરેને પૂજી આસ્તિક લેખાઇએ છીએ. પણ તે સર્વનો સરજનાર જે પરમાત્મા સર્વવ્યાપી સ્વયંભૂ તેને તો કયાંએ ભૂલી જાય છે. અને તેરી મહાભારત ભુલથી અજ્ઞાન અને વહેમરૂપી ઓરડામાં પડયા આમ તેમ આથડીયાં માર્યા કરે છે. જાણતા નથી જે સર્વ પ્રાણી પદાર્થનો સરજનાર કે સ્રષ્ટિકર્તા તે મહાન્ શક્તિમાનની આજ્ઞાથી ઉલટું કરવાનો મગદૂરકોનો છે? એક બિચારૂં સરપૂલીયું સ્રષ્ટિમાં અસંખ્ય જીવોમાંનું એક જે પરમેશ્વરના નિયમ વિરૂદ્ધ એક ડગલું પણ ભરી ન શકે તેને તેઓ પરમેશ્વરથી પણ અધિક લેખી ખુદ પરમેશ્વરને તો કયાંએ કોરે વીસારી દે છે. વાહ કેવી અજ્ઞાનતા ! કેવી મૂર્ખાઇ ! વળી તેને પરમેશ્વરથી પણ અધિક લેખી તેની પાસે પોતાની ઇચ્છાઓ ફળિભૂત કરાવવા માગે છે. એ શું થોડી મૂર્ખાઇ !

આવા વહેમો સ્ત્રીજાતિમાં હોઇને તેમાંથી અજ્ઞાન સ્ત્રી જાતિ ને આધીન પુરૂષોમાં પ્રવેશ કરે છે. તેનું ખરૂં કારણ જોવા જશો તો "સ્ત્રીકેળવણી" ની ન્યૂનતાજ છે. આપણા લોકોની ઉન્નતિનો ગુપ્ત મંત્ર "સ્ત્રીકેળવણી" જ છે. અને જ્યાં લગી આ મંત્ર સર્વે માબાપોના મનમાં નથી ઠસ્યો અને જ્યાં લગી આ મંત્ર તેઓ વિધિપૂર્વક જપવા નથી મંડયાં ત્યાં લગી આપણા દેશની ઉન્નતિની આશા રાખવી, એ ખાલી ધૂમાડામાં બાચકા ભરવા બરાબર છે. નેપોલ્યન જેવા મહાન્ પુરૂષો પણ જાતિ અનુભવથી કહી ગયા છે કે દેશની આબાદીનું કારણ "સ્ત્રીકેળવણી"જ છે. અને છે પણ તેમજ. કેમકે છોકરાંઓ ઉછેરવાનું કામ આપણા સંસારમાં માતાઓનુંજ છે. અને છોકરાંઓનો પરિચય સ્વાભાવિક રીતે પિતા કરતાં માતા સાથે ઘણો રહેો. તો તેઓ સાથે હમેશાં કેવી રીતે વર્તવું, તે, તેઓને વિદ્યારૂપી શિક્ષકના યોગ્ય ભોમિયા વગર ક્યાંથી ખબર પડે? અને જ્યારે આમ બને છે ત્યારે છોકરાં પણ તેવાં રહે તેમાં નવાઈ શી? અને Child is the father of man એ અંગ્રેજી કહેવત અનુસાર જ્યારે અમૂક મુદત પછી આ છોકરાંઓનો જમાનો આવે છે ત્યારે દેશ બેહાલ થાય તેમાં કોની કસૂર! હાલમાં કેટલાંક સમજૂ માબાપો પુત્રીઓને ભણવા મૂકે છે ખરાં, પણ ત્યાં જે કેળવણી આપવામાં આવે છે તેમની પ્રકૃતિને તદ્દન પ્રતિકૂળ છે. જે કેળવણી સ્ત્રીવર્ગને આ દુનિયાનાં કાર્યવ્યવહાર ચલાવવામાં બરોબર મદદ કરે, જે કેળવણીથી તેઓ પોતાના પતિને ખુશ રાખે, અને જે કેળવણી છોકરાંઓને કેળવવામાં મદદગાર થાય તેવી કેળવણી તો હજુ પણ આપવામાં નથી આવતી. હાલના જમાનામાં ધૂમ સુધારાનાં કામો થયાં જાય છે તેમાં પણ આવી કેળવણીની ખામી રહી ગઈ ખરી. ઠીક છે. હવે જોઇએ શું થાય છે. કેટલાક ખંતીલા ઉત્સાહી ગૃહસ્થોએ આ વાત ધ્યાનમાં લીધી છે તેઓ જોઇએ શું શુક્રવાર કરે છે.

વારૂ એતો ઠીક જે આ સઘળું હવે થવાનું છે. પણ જે ઉમ્મરે પોંચી ગયા તેઓ વેહેમરૂપી અંધારા કોઠામાં વેહેમી સ્ત્રીઓના ભમાવ્યાથી ભમ્યા કરે છે તેને બહાર કહાડવાને શું ઉપાય લેવા? તેઓને એ વેહેમરૂપી અંધારી કોટડીમાં અથડાયાથી કંઈ પીડા નહીં થતી હોય? વળી એતો જુઓ કે કોઈ હિમ્મતવાન ઐશ્વરી પ્રેરણાથી અંધારાંમાંથી તેમનો હાથ ઝાલી બહાર કહાડવાની કોશીશ કરવા જાય છે તો તેને મિથ્યાભિમાની જીવરામ ભટની પેઠે તોરમાં જ તરછોડી કાઢે છે. અને નરકના કીડાની પેઠે દુખી થાય છે, કુટાય છે, પીટાય છે, અને અંતરમાં પણ કોઈ વખત સમજે છે જે અમારી સ્થિતિ આવી દુઃખદાયી છે તોપણ તે વેહેમરૂપી અંધારાંમાંથી બહાર આવવાનું મન પણું કરતા નથી. અને જો કોઇ કદાચ ભોગ જોગે અંધારાંમાંથી આભાસમાં માત્ર દેખાદેખીથી આવવા ચહાય છે તો તેને મિથ્યાભિમાની હઠીલો સ્વભાવ આડો આવે છે. અને તેનું પરિણામ અંતે શું આવે છે કે તે તેવીજ હાલતમાં અંધારાંમાં ન ચાલતે રહેવું પસંદ કરી કંગાળીયત રૂપી ગીરણા કાદવમાં ગળચવાં ખાધા કરે છે. અને તેવીજ હાલતમાં રહી કંગાળીયતમાં જ પોતાની હયાતીની આખર આણે છે.

આહા! હા! હે સચ્ચિદાનંદ હું તારી પાસે કરગરી અંતઃકરણપૂર્વક અરજ કરૂંછું કે તું અમને એવું મતિ બળ દે કે જેની મદદથી ધૈર્ય રાખી ખંતીલાપણાંથી તે

અટકાવવાનો એક જ રસ્તો એ હતો કે, એક મનુષ્ય પોતે જ પોતાનુ વૈર વાળે; ચોરી એક ગુન્હો છે એવી લાગણીના અભાવનું કારણ, તે વખતે તમામ વસ્તુ જનસમૂહનો સામાન્ય છે તેવું ગણવામાં આવતું. સ્પાર્ટામાં ચોરી એ ગુન્હો નથી તેવો કાયદો હતો હેતું કારણ, કેટલેક અંશે લડાઈ પ્રસંગની કુશળતા તેથી લોકો વિશેષ મેળવે એ હતું, પણ મુખ્યત્વે, પૈસો એકઠો ન થાય તેમ કરવું એ હતું. ગુલામી પ્રથમ દયા ભાવથી દાખલ થયેલી; દેશ જીતનારા હારેલાનો જીવ લેવાને બદલે ગુલામ તરીકે તેને રાખતા; આ બધું ખરૂં છે, પણ એક બીજો વધારે સામાન્ય ઉત્તર છે. નીતિના નિયમોનું એક સરખી રીતે અનુકરણ સર્વ કાલનાં લોકોએ કરવું એવી સમજુતોની આશા રાખી શકાય નહીં, તેમ તેવું આધાર પૂર્વક કહેવામાં પણ નથી આવતુ. એટલી જ દલીલ છે કે નીતિના નિયમો પોતે સર્વ કાલ વિષે સામાન્ય છે. કેટલાંક કૃત્યો જે આજે આપણને રાક્ષસી વૃત્તિનાં અનુસંધાનમાં લાગે છે તે, પ્રથમ ખરેખર દયાળુતાની લાગણીથીજ પ્રેરાયેલાં હતાં, જો કે તે કૃત્યો એમ બતાવી આપવાને ટાંકવામાં આવે છે કે સર્વની નજરમાં તેમાં સુકૃત્ ન્હોતું, અને જ્યારે દયાળુતાથી પ્રેરાયેલ નહીં હોય, ત્યારે એટલું જ સમજાય કે તે વખતે માનુષ્યતનું ધોરણ ઘણું હલકું હતું, પરંતુ તે વખતે પણ મનુષ્યતા એ એક સદ્ગુણ અને ક્રૂરતા એ એક દુર્ગુણ છે એમ ગણાતું. જો અંતરથી જ નૈતિક શક્તિ હોય તો નીતિ સંબંધમાં સુધરવું એ કેમ સંભવે એવી આશંકા ખોટી કરવામાં આવે છે. અંતર્જ્ઞાન વાદવાળાનું કહેવું પ્રથમતો એ છે કે કેટલાક ગુણો અવશ્ય ધર્મ પરાયણ છે. તોપણ તેની સાથે તેનું કબુલવું એ પણ છે કે તે ગુણોનું પ્રમાણ અથવા તો ધર્મનું ધોરણ મનુષ્યોમાં ધીને ધીમે ફેરફાર પામી વધારે ઉચ્ચ બની શકે. બીજું અંતર્જ્ઞાન વાદવાળાનું કહેવું એ છે કે સદ્ગુણનું કારણ ફક્ત સ્વાર્થ બુદ્ધિ છે એમ નથી, પરંતુ તેના .પ્રતિપક્ષી ( ઉપયોગવાદવાળા ) માફકજ પૂરી કબુલત આપે છે કે મનુષ્યોના સુખમાં વૃદ્ધિ કરવી એ એક સદ્ગુણ છે, અને આપણું ખરૂં હિત શામાં રહ્યું છે તે જણાય તેટલા વાસ્તે જે શોધ થાય તે આપણા કર્તવ્યના પ્રકાર ઉપર નવું અજવાળું વખતે રેડે. મનુષ્યતા પ્રસંગે જે વિચારો ન્હેં દર્શાવ્યા છે તે પુરૂષ અને સ્ત્રીવર્ગના વિવિધ સંબંધને પણ બરોબર લાગુ પડે છે. જ્યારે પુરૂષ વર્ગની ઇન્દ્રિય વૃત્તિઓ છેક નિયમ બ્હાર હોય છે ત્યારે, વિષયવાસનાની તમામ વિચિત્ર રીતિઓ દાખલ થાય છે. આ બાબતમાં જ્યારે સ્વભાવની સુધારણા વાસ્તે પ્રયત્ન કરવામાં આવે છે, ત્યારે વિષયવાસનાના નિગ્રહ તરફ લક્ષ્ય તે રાખશે. પણ ત્યાં પણ તે નિગ્રહ અમુક હદ સુધી થઈ શકે છે. પ્રથમ તો મનુષ્ય જાતિની પરંપરા વાસ્તે તે નિગ્રહ હદમાં હોવો જ જોઇએ. કામવાસનાનો પ્રભાવ અને મનુષ્યની નબળાઈ એટલાં ઘણાં છે કે નીતિશાસ્ત્રને, હિસાબમાં લેવું જોઇએ કે સઘળી સમાજોમાં તેમાં ખાસ કરીને જેમાં ઘણા વખતથી કામવાસના અંકુશ વિના વૃદ્ધિ પામેલી હોય ત્યાં, ફક્ત વંશની વૃદ્ધિ વાસ્તે જરૂરની નહીં એવી વિશેષ છુટ મૂકવી પડશે. કોઇ પણ બંધન વિનાનો સ્ત્રી પુરૂષનો વ્યવહાર અટકી લગ્નની ગ્રન્થિથી એક કરતાં વધારે પત્ની કરવાની છુટ આપવામાં આવે તો તે એક સુધારો થયો કહેવાય, અને સદ્ગુણનું એક ધોરણ સ્થપાયું જણાય; અને એમ પગલે પગલે સુધરવું ત્વરત બને. યાહુદીમાં કાયદાથી બ્યભિ-

ચારનો નિષેધ હતો અને વધારે સ્ત્રીઓ એકી વખતે પરણવાની છૂટ હતી, પરંતુ ઘણી વધારે નહીં પરણવી તેવું ઠરાવેલું હતું. ગ્રીસમાં એકજ સ્ત્રી પરણવી એવો કાયદો હતો જો કે તેમાં અપવાદ હતા; પરંતુ પ્રતિકૂલ સંયોગોને લઇ પુરૂષવર્ગે ઉચ્ચધોરણ રાખેલું નહોતું, અને તેઓનું ધ્યાન એકજ પત્ની તરફ નહોતું. રોમમાં ધોરણ વધારે ઉચ્ચ હતું. સ્ત્રીઓનો પતિવ્રત ધર્મ ક્રાઇસ્ટના ધર્મના અનુયાયીના જેટલો ઉચ્ચ હતો; જો કે પુરૂષ વર્ગના પરણ્યા પ્હેલા થયેલો એ પ્રસંગનો દોષ, દોષ તરીકે નહીં ગણાતો. કેથોલિક લોકોમાં પરણવું એ તરફ બે રીતિથી ધ્યાન અપાતું; એ એક વંશવૃદ્ધિનું સાધન છે; અને મનુષ્યજાતિના દોષને લઈ એનો સ્વીકાર છે, અને ફક્ત પરણવાની છુટ શિવાય બીજી રીતિથી વિષય-કામવાસનાની તૃપ્તિનો તિક્ષ્ણતાથી સાફ નિષેધ કરેલો છે. આ દૃષ્ટાન્તોમાં પોતાના વિષયોનું દમન કરવામાં અને અનુચ્ચભાવને વશ થઇ વિષયાસક્તિ રાખવામાં મનુષ્યોએ ન્યૂનાધિક ઉત્સાહથી પ્રયોગ કર્યો દેખાય છે; પરંતુ સદ્ગુણ તરફજ તમામ પ્રવાહની ગતિ છે એમાં તફાવત નથી. જોકે વ્યભિચારની અને પ્રજાઉત્પત્તિની બાબતમાં સ્વાર્થ અને ઉપયોગપણાના સવાલ ઉભા થાય છે, તોપણ આપણને ખબર પડે છે કે સામાન્ય પ્રવાહ તેથી તદન બીજાજ વિચારો ઉપર ચાલે છે. સર્વ મનુષ્યની લાગણી, સર્વ જનસમૂહની ભાષા, ઘણી વખત નરમ થઇ જતો પણ કદી છોડી દેવામાં નહીં આવતો અભિપ્રાય કે કામવાસના તૃપ્તિ અતીવ યથાયોગ્ય સ્થાને પણ આચ્છાદિત હોવી જોઇએ, મર્યાદા અને નિર્લજ્જ શબ્દોથી જે કંઇ સૂચિત છે તે, એ સર્વ એવું નિર્ણીત કરે છે કે, આપણને અંતરથી, સહજ, અશિક્ષિત બોધ થાય છે કે આપણા સ્વભાવમાં વિષય તરફ જે વલણ છે તેમાં કંઈક અધોગતિ છે, લજ્જા કુદરતથીજ રહી છે, કંઇક એવું છે કે પરમપવિત્રતાની આપણી મતિથી વિરોધી છે, કે જે કોઈ પણ સંગતિથી પરમશુચિભૂતને આરોપી શકાય નહીં.

"Silence."

---

## પ્રો. કર્વેનું અનાથ બાલિકાશ્રમ.

---

અને પોતે ગામમાં હોવાથી તેઓ કાંઇ પણ ખબર આશ્રમના માણસોને કરી શક્યા નહતા. આશ્રમ પુના શહેરથી પાંચેક માઈલ દુર એકાદ ન્હાના ગામડા પાસે એકાન્ત સ્થળમાં બાંધેલો છે.

સ્હવારમાં આઠેક વાગ્યાને શુમારે હમે ચાર પાંચ જણા ગાડીમાં બેસી ત્યાં જવા સારૂ નીકળ્યાં. એક ન્હાની ટેકરીની પછવાડી એક અર્ધ ચંદ્રાકાર ગોળ રસ્તાને મુકી ન્હાને રસ્તે થઇ આશ્રમમાં જવાય છે. આશ્રમનું મકાન બે માળનું છે, ને અગાડી એક ન્હાની અગાશી કહાડી પોર્ટીકો જેવું કહાડેલું છે. હમારા જવાની કોઇને કાંઇ પણ ખબર પડેલી નહોતી ને મ્હોટા દરવાજો બંધ હોવાથી હમે ન્હાના બારણામાં થઇ અંદર દાખલ થયાં. લગભગ નવ વાગી ગયા હતા. તેથી સર્વે મંડળ પોતપોતાના કામમાં ગુંથાઇ ગયેલું હતું. હમે આગલા ઓરડામાં બેઠાં તે અરસામાં મ્હારા પિતા આશ્રમનાં ઉપરી શિક્ષક બાનુ મીસીસ દેવધર કરીને છે ત્હેમને તેડી લાવ્યા.

હમે જે ઓરડામાં બેઠાં હતાં તે ઓરડો, લાઇબ્રેરી, ત્યાંની કન્યાઓને હાથે થયેલાં, ગુંથણ તથા ભરતકામોના નમુના વિગેરે સંગ્રહના ઓરડા તરીકે તથા મુલાકાત લેનારને બેસાડવાના કામમાં આવતો એમ હમને પાછળથી ખબર પડી. મીસીસ દેવધરે આવીને હમને ઘણાજ માયાળુપણે નમ્રતાથી આવકાર દીધો. તેઓ મદ્રાસ યુનિવર્સિટીનાં એફ. એ. થયેલાં બાનુ ગ્રેજ્યુએટ છે. ખરી અને નિયમિત કેળવણીથી કેવી જાતનો વિનય આવે છે તે ત્હેમના મુખ ઉપરથી સ્પષ્ટ જણાય છે. તેઓની તબીયત કાંઈ નાદુરસ્ત હોવાથી આશ્રમ દેખાડવાનું કામ ત્હેમણે ત્હેમનાં જેવાંજ બીજાં બાનુ શિક્ષક મીસિસ નામજોશીને સોંપ્યું. પ્રથમ ત્હેમણે નિશાળ તરીકે વપરાતો ભાગ દેખાડયો. ઇંગ્રેજી તથા મરાઠી બન્ને નિશાળના ધોરણ પ્રમાણેજ ત્યાં શીખવવામાં આવે છે. દરેક ધોરણને સારૂ શિક્ષકો રાખવામાં આવેલા છે. પણ પરણ્યા વગરના પુરૂષોને અથવા યુવાન વયનાને ત્યાં દાખલ કરતા નથી.

શિક્ષકોને રહેવા સારૂ સ્હામેજ એક બેઠા ઘાટનું છુટા છુટા ઓરડાવાળું ન્હાનું મકાન બાંધેલું છે. જ્યાં તેઓ પોતાના કુટુંબ સાથે રહી શકે તેવી સગવડ કરેલી છે, અને એમ સહકુટુંબ રહેવાનેજ તેઓ બંધાયેલા છે. દરેક ધોરણમાંથી હમને કાંઈ વાંચી અથવા ગાઇ સંભળાવવામાં આવ્યું. નીશાળના ઓરડા જોઈ રહ્યાં. એટલે હમને બીજા ભાગ તરફ લઇ જવામાં આવ્યાં. આ ભાગ કન્યાઓના રહેવાના ઉપયોગમાં આવે છે. દરેક ઓરડામાં ત્રણ અથવા ચાર કન્યા રહે છે. કોઇ ઓરડા મ્હોટા છે ને ત્હેમાં વધારે રેનો પણ સમાસ થાય છે. રહેવાનું ઘણું સાદાઇથી રાખેલું છે. એક તરફ ભીંતના કબાટમાં નિગ્રહ છોકરીનાં ખાવાનાં તથા પીવાનાં વાસણો મુકવામાં આવે છે. બીજી તરફ સ્હામી ઘણાં છે કે ચોપડીઓ મુકે છે. સુવા સારૂ ચટાઇ અને કામળા, અને ઓઢવા સારૂ એકેકું ...ન જેમાં ઘણા ખાપે છે.

...ની વૃદ્ધિ વાસ્તે જપડાં ઘણું ખરૂં કન્યાઓ પોતાને સાથેજ લાવે છે. પણ જે અત્યંત ગ...નાનો સ્ત્રી પુરૂષનો વ્ય ત્હેને આશ્રમ પણ કપડાં પુરાં પાડે છે. માંદાંને રહેવાનો એક ઓ...છુટ આપવામાં આવે તેમાં આવ્યો છે. અને માંદાંની દેખરેખનું કામ પણ વારાફરતી રથપાયું જણાય; અને એમું પડે છે. એ ઓરડા વટાળી આગળ જતાં કોઠાર તથા પછીથી

રસોડા તરફ જવાય છે. કોઠારમાં પણ સરસ બંદોબસ્ત રાખવામાં આવે છે. અથાણું વિગેરે પણ નિયમસર ત્યાં કરે છે. બીજા બધા ફાયદા દૂર રાખીએ તોપણ ત્યાં રહેનાર કન્યા ત્યાંથી નીકળ્યા બાદ ઘણાજ સારા બંદોબસ્તથી ઘર ચલાવી શકે છે. એમ કબુલ્યા વગર જોયા પછી આપણે રહેતાં નથી. બધું કામ નિયમિત એક ઘડીઆળની પેઠે ચાલે છે. રાંધવાનું કામ કરનાર એક આધેડ વયની બ્રાહ્મણ સ્ત્રી છે. પણ દરેક છોકરીને વારા પ્રમાણે મદદમાં રહેવાનું હોય છે. ખાવાનું પણ પ્રમાણમાં ઘણું ઉત્તમ મળે છે, એમ મ્હારૂં ધારવું છે. પણ કોઇ પણ જાતના ભપકા (Luxury) જેવું ત્યાં છેજ નહિ. બન્ને ઉપરી બાનુઓ પણ ઘણીજ સાદાઇથી રહે છે, અને સુવા કરવાનું છોકરીઓની સ્હાયેજ ત્હેમની પેઠેજ રાખે છે. આ રીત ઘણીજ ઉત્તમ છે. કારણ કે જો શિક્ષકો વધારે ઠાઠથી રહેતા હોય તો કન્યાઓના મન ઉપર તેથી ખરાબ અસર થાય. નીચેના સર્વે ભાગ જોઇ હમે ઉપર ગયાં. ઉપર પણ બે હોલ ભણવાના કામમાં વાપરે છે,

બીજી તરફનો એક વિશાળ ઓરડો ગીતાના અભ્યાસ માટે રોકેલો છે. દરરોજ સ્હવારમાં એક શાસ્ત્રી ગીતાના પાઠ શીખવે છે. આશ્રમની દરેક કન્યા ત્યાં એકઠી મળે છે, ને સર્વેને સ્હાયેજ શીખવવામાં આવે છે. બપોરના ચાર કલાક ભણવામાં ગાળે છે, ને સાંઝના ફરવામાં, ખુલ્લી હવામાં આનન્દ કરવામાં ગુજારે છે.

રાત્રે રામાયણ, મહાભારત વિગેરે પુરાણોમાંથી નીતિની વાતો એકાદ બાનુ વાંચી સંભળાવે છે, ને છેલ્લે પ્રાર્થના કરી સર્વે પોતપોતાના ઓરડામાં રાત્રીનો આરામ લેવા જાય છે. મકાનની પછવાડેજ એક નહેરમાંથી નળ મૂકી પાણી આણી મ્હોટા હોજ જેવું બાંધી લીધેલું છે. ત્યાં સર્વ કન્યાઓ સ્હવારમાં પ્હેલી ન્હાઇ લેછે, ને પોતપોતાનાં કપડાં હાથેજ ધોઈ લેછે. ન્હાવાનું, પાણી કહાડવાનુ વિગેરે એવી સરસ રીતે ગોઠવણ કરી કર્યું છે કે ન્હાનારને કસરત થાય, આનંદ આવે ને કામ પણ થાય, સુમારે કલાક હમને આશ્રમ ફરીને જોતાં થયો. જોઇ રહ્યા પછી હમને ફરી ગીતા–અભ્યાસના ઓરડામાં લઈ જવામાં આવ્યાં અને ત્યાં સર્વ બાળાઓને આણી કોઇએ પ્રાર્થના કરી, કોઇએ ગીતાજીના શ્લોક કહ્યા ને કોઇએ ઇંગ્રેજી કવિતા ગાઇ સંભળાવી. સર્વે કામ પુરૂં થતાં શુમારે અગ્યાર વાગે હમે આશ્રમને સારૂ ઘણીજ માનની લાગણીનાં બીજ હમારા મનમાં રોપી ત્યાંથી પાછાં ફર્યાં. સ્વભોગનો પ્રત્યક્ષ દાખલો આ આશ્રમમાંથી મળી આવે છે. મીસીસ દેવધર ઘણાં કેળવાયલાં બાનુ છે. મદ્રાસની એક મ્હોટી કન્યાશાળાનાં લેડી–સુપ્રીન્ટેન્ડન્ટની રૂ. ૩૦૦) ની જગ્યા ખાલી પડવાથી મીસીસ દેવધરને તે લેવા વિનંતી કરવામાં આવી. ત્હેમણે આગલે દિવસેજ આ આશ્રમની જગ્યા કબુલ કરેલી હોવાથી આવું પરમાર્થી કામ છોડી પૈસાને ખાતરની નોકરી તરછોડી હાલ તેઓ તથા મીસીસ નામજોશી બન્ને પોતાના સ્વાર્થનો ત્યાગ કરી આ આશ્રમનેજ પોતાનું ઘર સ્હમજી દરેક કાર્યો ઘણીજ ઉમદા રીતે બજાવે છે. એ પવિત્ર મકાનનાં દર્શનથીજ મનમાં પવિત્ર લાગણી ઉત્પન્ન થાય છે.

કોઈ પણ જાતની પુનર્લગ્નની કે બીજી કાંઇ બંધનની સરત આ આશ્રમમાં દાખલ થનારને નથી. કેટલીક કુંવારી અને કેટલીક પરણેલી કન્યાઓ પણ ત્હેમાં છે. પણ મ્હોટો ભાગ વિધવાઓનોજ છે. ઉંચા કુળની, ઉંચી ન્યાતની બાળાઓ પણ વગર

ચિન્તાએ ત્યાં દાખલ થાય છે. ત્યાંથી નર્સિંગનું, સ્ત્રીશિક્ષકનું વિગેરે દુનિયામાં ઉપયોગી થઇ શકાય ત્હેવું શિખવાય છે.

આશ્રમ દિવસે દિવસે ચ્હડતીમાં આવે છે. તેને નીકળે પુરાં છ વર્ષ પણ થયાં નથી તેટલામાં ઘણું સરસ કામ ચલાવે છે. આગળ ઉપર એ ઘણું સરસ થશે એમ આશા છે. ખરેખર ! ગુજરાતમાં પણ આની જાતનાજ આશ્રમોની કેટલી જરૂર છે. કેટલી બળતી આંતરડીઓ ત્હાવાં કામથી ઠરશે. દક્ષિણના લોક વગર બોલવે પોતાની ફરજો બજાવે છે, અને પરમાર્થ ખાતર સ્વભોગ આપે છે. આપણે ત્હેમાંનું કાંઈ હજી કરી શક્યાં નથી.

કોઇ પણ પ્રો. કર્વેની માફક પોતાના પૈસા ખરચી થોડો વખત નુકશાન ખમી સારૂં કરનાર બ્હાર પડતું નથી. માત્ર પરમાર્થની ખાતરજ પ્રો. કર્વેએ પણ સર્વ ખર્ચ કર્યું છે ને પ્રથમ નુકશાન પણ ખમ્યું છે. પણ હવે ઇશ્વર ત્હેનો બદલો આપે છે અને આપશે. દિવસે દિવસે મદદ વધતી જાય છે ને કામ ઘણા સારા પાયાપર ચાલે છે. આશ્રમ કહાડવાની વાત દુર રાખીએ તોપણ ત્હાવા આશ્રમોને મદદ આપવી તે પણ ખરે સ્તુત્ય છે. જો આ વાંચનારમાંથી કોઇને દયાભાવ ઉત્પન્ન થાય ને ત્હાવાં સારાં કામમાં મદદ કરવા ઇચ્છા થાય તો થોડી ઘણી પણ મદદ કરે એવી મ્હારી વિનંતી છે.

પ્રો. કર્વે જેવા સ્વભોગ આપનાર પુરૂષો આપણા ગુજરાતમાં પણ થાય ને એવાં આશ્રમો અહિં પણ થાય એવું પ્રભુ પાસે પ્રાર્થું છું, અને પ્રો. કર્વેના આશ્રમની પણ દિન પ્રતિદિન ચ્હડતી થાય અને આશ્રમનાં ઉપરી તથા કામ કરનારાઓનું સદા સર્વદા ઇશ્વર કલ્યાણ કરે એજ પ્રાર્થના છે. ઇશ્વર સર્વેને સહાય થશેજ.—તથાસ્તુ:

**સૌ. સુમતિ.**

---

# વાર્તાલહરી.

---

## પવિત્ર શાન્તિદેવી.

સંધ્યાનો શાન્ત સમય હતો. હું મારૂં અભ્યાસ કામ પુરૂં કરી, અગાસી ઉપર ચડી આસપાસની મનોહારિ શોભા જોતો હતો. અમારૂં રહેવાનું સ્થાન અતિ સુંદર સ્વચ્છ ને મનહર હતું. એને લગોલગ બાર સુંદર આવાસ હતા. કેટલાંક નિસર્ગ સુંદર ને કેટલાંક મનુષ્ય હાથથી વાવેલાં તરૂને રોપાથી વિલસતું અમારૂં વિશાલ આંગણું હતું. આ આશ્રમને સુખાઇનિવાસીઓ આનંદભવન એવું કહેતા. દિવસનાં કલેશથી ને શ્રમથી કંટાળી તેઓ અહીં આનંદભવનનાં આવાસોમાં રહી, પોતાનાં અંતરાત્મામાં આનંદ સુધા સીંચતા; ને રાત્રિમાં શીતલચંદ્રિકામાં કુટુંબ સાથે બેસી વાર્તાવિનોદ કરતા. કૈલાસ માફક આનંદભવન પણ પર્વત ઉપર આવેલું હતું.

આનંદભવન ઉપર રેલતી સમીરની લ્હેર ત્રિવિધ તાપથી તપેલાં હૃદયને શીતલ કરી દેતી; કર્ણમાં આનન્દમંત્ર ફુંકી જતી. પર્વતની તળેટી નીચે નજર નાંખતા, પ્રેમ, શોક, હાસ્ય, ક્રોધ, વેર, અને ઉદ્યમનાં વિચારવાળાં જનથી ભરપૂર આગગાડી આવતી જાતી દેખાતી. સૂર્યાસ્ત થતાં સામે રત્નાકર સોનેરી તરંગમાં ઉછળતો હતો; તથા એનાં ઉભય તટ ઉપર ઉગેલાં તાલવૃક્ષ ઉપર સોનેરી માંગલ્ય પાડતો હતો. આસપાસ વન્યરોપાથી લીલી દેખાતી પર્વતની ટેકરીઓ આવી રહી હતી; ને સૂર્યાસ્ત થતાં એમાંથી પણ વિવિધ રંગની જ્યોતિ ઝબકતી.

સંધ્યા શમી ગઈ. મુંબાઈવાસીઓ એક પછી એક સૂનાં પડેલાં આનંદભવનનાં આવાસની મુંબઈથી આવી આવી સંભાળ લેવા મંડયાં. અમારા મકાનની સામેનો બંગલો ભરાઇ ગયો, નિર્મલા શેઠાણી આજે અતિ ઉલ્લાસમાં હતાં. ઘેર આવી મુંબઇથી આવનાર નાની બ્હેન, શાન્તિ માટે મધુરમિષ્ટ ભોજન તૈયાર કરતાં હતાં. નિર્મલાની વયોવૃદ્ધ માતા રાધાકાકી દેશમાં મરકી હોવાથી મુંબઇ આવી મોટી પુત્રીને ઘેર રહ્યાં હતાં. એમનાં આગ્રહથી તથા નિર્મલાનાં અતિ પ્રેમને લીધે આજે શાન્તિબેનને અહિં આવવા આમંત્રણ કર્યું હતું.

નિર્મલાને, રાધાકાકીએ સહસ્રરૂપા મ્હોર લઈ સામાન્ય સ્થિતિનાં વલ્લભદાસ નામનાં ગૃહસ્થ સાથે પરણાવેલ હતી. હાલ નિર્મલાશેઠાણી યૌવનપૂરમાં તરતાં હતાં. એમનું વય ૨૧ વરસનું, તથા એનાં પતિનું વય ચાલીશ ઉપર અમૂક વરસ હશે એવું દેખાતું. નિર્મલા શેઠાણી શરીરે કૃશ હતાં. આનંદ અને શોક એથી એનાં કપાલ ઉપર વિચિત્ર કરચલી પડતી. વલ્લભદાસ શેઠમાં વૃદ્ધાવસ્થાનાં ચિન્હ જણાતાં હતાં; પણ પવિત્ર વૃત્તિ રાખી નિર્મલા શેઠાણીએ એના પતિનેજ પ્રેમનો પવિત્ર ઝરો માનેલ હતો. એ ઝરાનાં સંસાર તાપથી ને વયથી સુકાઈ જતાં પણ શેષ રહેલ જલને શેઠાણીએ મધુર માની આ સંસારનું તપદૃષ્ટિથી મુગ્ધ દર્શન કર્યું હતું. કૃશ બની, દીન બની આનન્દને શોકની છાયામાં એની મુખ છાયાવડે એ રમ્ય સ્મિત પ્રકટ કરતી.

શાન્તિ સોલ વરસની મુગ્ધબાલાનું ચારિત્ર્ય વધારે કરૂણરસભર્યું હતું. નિર્મલાનું દુઃખ શાન્તિનાં દુઃખ પાસે કંઇ નહતું. નાની બેન શાન્તિનો દુઃખી સંસાર જોઈ નિર્મલા પોતાનું સહુ દુઃખ વીસરી જતી. વલ્લભદાસ શેઠનો ગૃહસંસાર નિર્મલ હતો નિર્મલા પતિ પ્રેમી હતી ને શેઠ જોતાં ઘેલી ઘેલી થઇ જતી. પ્રેમલીલા પ્રકટ કરતી. રાધાકાકી તથા એનાં પતિનાં દુષ્ટ કર્મની સીમા નહતી. પોતાનાં પાપી પિંડપોષવા એણે આવી, વસન્તમાં આમ્રમંજરી જેવી વિલસતી, પ્રેમભરી, શાન્ત હાસ્ય ભરી, શાન્તિને મુંબાઈમાં કોઇ સાઠ વરસનાં વૃદ્ધ શેઠને પરણાવેલ હતી.

શાન્તિદેવીનાં પતિ આ વૃદ્ધ શેઠનું શરીર, નદીમાં ઉગેલ નેતર પેઠે, ચાલતાં વળી જતું ને અર્ધ વર્તુલ જેવું દેખાતું. રંગ પાંડુવર્ણનો તથા ત્વચા શિથિલ હતી. શણ જેવા શ્વેત વાળ એને માથે શોભતા. એનાં નેત્રનું તેજ સૂર્યાસ્ત થતાં ગાત્રે શમી જતું. દશનપંક્તિ બે વરસનાં બાલક પેઠે હજુ આવીને આવશે એમ લાગતું. વૃદ્ધ વયે પરણી શેઠે ધોળામાં ધૂળ નાંખી હતી. હવે એણે શરમાલ પ્રકૃતિ ધારણ કરેલી હતી. 'સગાં વ્હાલાં

તથા મિત્રવર્ગ એનાં ઢંગને મુખનો વિચિત્ર રંગ જોઇ હસશે, એવું ધારી, અને શાન્તિદેવીનો સંસાર સૂનો કર્યો મારે સહુ, અંતરથી શ્રાપ આપશે એવું લાગતાં, સાસરાને ઘેર તથા મોટી સાળી નિર્મલાને ઘેર પણ વરસનાં ભૂલ્યા ચુક્યા એક વખત ઇચ્છા વિના તે જતા. બિચારી શાન્તિનો સંસાર કેવળ દુઃખી હતો. શેઠને ઘેર આવતાં કોઇ નવાં માણસ, 'શેઠ આ તમારી દીકરી છે કે ?' આવું પુછતાં તે શેઠ શરમાઇને નીચું જોતાં. અતિથીઓ શેઠને દ્વારે, રજા લેતાં, ગળગળા થઈ આંસુ ઢાળી જતા. શાન્તિ બેનને સૌ કોઇ દયાદૃષ્ટિથી જોતું. ચરાચર જગત પણ શાન્તિદેવીનાં શોકમાં ક્ષણભર વૈર માત્ર વિસરી જઇ ભાગ લેતું. શાન્તિદેવીનો અને એનાં વૃદ્ધપતિનો સંસાર સમાપ્ત હતો. વિકસતી શાન્તિને શૃંગારશાલા સ્મશાનભૂમિ જેવી ભીષણ લાગતી.

શાન્તિ ક્યારે આવશે, એમ વાટ જોતાં નિર્મલા શેઠાણી અધીરાં બની રહ્યાં હતાં. ત્યાં તો, હંસગતિથી ચાલતી, નૂપુરનાં રણકારથી બંગલામાં દિવ્ય પ્રત્યાઘાત કરતી શાન્તિ દેવી આવી પહોંચી એનાં મંગલ વસ્ત્રાલંકારથી આ એની દેહકાન્તિ વિશેષ મોહક લાગતી હતી. કપાલમાં સૌભાગ્યતિલક હતું. કંઠમાં ચંદનહાર સાથે મોગરાની કલીની મધુરમાળા લચી પડી પવિત્ર સુગંધ ફેલાવતી હતી. કરમાં કનકનાં કમનીય કંકણ હતાં. અનેક રંગની ઝાંઇવાળી, કલહંસ ચિત્રવાળી, રેશમી સાડી એનાં શરીર ઉપર શોભી રહી હતી. તસતસતી જરીનાં ભરતની સોનેરી બુટ્ટાદાર ચોળી પહેરી હતી. નિર્દોષ હાસ્ય કરતી, મનના નિશ્વાસ મનમાં શારતી ને સમાવતી શાન્તિદેવી આવી પહોંચી. એના આવવાથી નિર્મલા અતિ પ્રસન્ન થઇ બેનને બાથમાં લઇ ભેટી પડી.

ગંગા યમુનાનો પુણ્ય સંગમ થયો. હૃદયનાં ઉભરા ઠલવતું, મનની વરાળ કાઢતું, આ બેનનું દુઃખી જોડું જોઇ મારા નયનમાં અશ્રુધારા અખંડ ચાલી. પ્રેમને કરૂણરસ ઉભરાયાં. " પ્રભુ ! પ્રેમની સીમા અનંત છે. વાસન્તી ને કરૂણામયી સીતા, ચિત્રલેખા ને ઉર્વશી, મહાશ્વેતા ને કાદંબરી, કુસુમ અને કુમુદ એમના શુદ્ધ સમાગમ મારે જેટલાં સ્નેહનાં અને શોકનાં અશ્રુ પાડો એટલાં ઓછાં. " સ્નેહ પરિરંભ છુટયો. નિર્મલા બોલી, "બેન શાન્તિ તને આજે આવતાં મોડું થયું હો ? બેન ઉપર સ્નેહ આવેજ હોય કે ? હવે રાત્રિ અહિંજ રહેજે, ને વાર્તાવિનોદ કરી આપણે હૃદય શાન્ત કરશું." "મોટી બેન" ? શાન્તિ મધુરસ્વરે બોલી. ' મને ઘેરથી રજા નથી. ' બે ત્રણ કલાકમાં મારે મુંબાઇ પાછું જવું પડશે. દુઃખી બેનનો વાર્તાપ્રસંગ આગળ વધ્યો. એની માતા રાધાકાકી આજે શાન્તિનું નિર્દોષ હાસ્યથી શોભતું મુખ જોઇ ક્ષણવાર સ્તબ્ધ બની ઉભી રહી. શાન્તિને મળી ન મળી એટલામાં એનાં હૃદયે કહ્યું ન કર્યું; ને આવી રૂપ ગુણશાલિની વ્હાલી પુત્રીને સંસારનાં મંગલ સુખથી વિમુખ કરવા, એની હૃદયવાસના રૂંધી કષ્ટમય તપનો અનુભવ કરાવવા, વૃદ્ધપતિ સાથે મુખે માગતા પૈસા લઇ પરણાવી, વેચી, મારે પશ્ચાતાપ કરતી. એકાન્તમાં જઈ ડુસકો મુકી રડવા લાગી. ' ઓ પ્રભુ ! બેનો સંસાર છે ને નથી. આવી ડાહી અને તપસ્વિની દીકરીનું દુઃખ મારાથી શે જોવાશે ? ' વધારે દુઃખી થતી એ અમારે ત્યાં આવી. હું આ વખતે ક્યારનો નીચે ઉતરેલ હતો; ને મેં કહ્યું.

' રાધાકાકી ? શાન્તિબેન આવ્યાં છતાં તમે આજ દુઃખી જેવાં કેમ લાગો છો ? કહો તો ખરાં કાકી ? શું શરીરે આનન્દ નથી ? '

' ભાઇ શરીરે સારૂં છે. મડાંને વિજળીનો ભય હોય કે ? પણ હું તો શાન્તિનો વિચાર કરૂં છું કે થોડીવારમાં આવી ને મુંબાઈ જશે. '

' રાધાકાકી ? પતિનું ઘર એણે શાન્તિબેને મંગલમંદિર માન્યું છે. માટે એ આવે એટલો સમય આનન્દ રાખવો; તથા એનાં દુઃખી હૃદયને સુખ થાય એવા ઉપાય યોજવા.'

આ વખતે શાન્તિનાં ભવિષ્ય સંસારનાં વિચાર એક પછી એક રાધાકાકીનાં મનમાં પ્રગટ થવા લાગ્યા. શોક છાયા એમના મુખ ઉપર સહજ તરી આવી ને બોલ્યાં.

' ભાઇ ? મારી શાન્તિને ઘેર પ્રભુની પુન્યાઇ છે. ખાવાપીવાની લ્હેર છે. કામકાજ જરા પણ કરવું પડતું નથી. મુંબાઇમાં એના વરને કાપડની મોટી દુકાન છે. ઘરનાં બે બે માળા છે. પણ જમાઇ ઉમરમાં વૃદ્ધ છે, એટલું શાન્તિને દુઃખ છે.'

' રાધાકાકી ? એજ પરમ દુઃખ છે. આ સંસારમાં પુત્રીઓનાં દુઃખ અનંત છે. પુત્રીરૂપી સુવર્ણનો ઢાળીઓ, એનાં શાશા અલંકાર બનાવવા, એનું ભવિષ્ય કેમ સુધારવું, આ સહુ ચતુર માબાપ ઉપર આધાર રાખે છે. એ સુંદર પુષ્પની વેલ તો ભાગ્યશાલીનાંજ ઘરમાં ખીલે છે. એને તાપમાં રાખી તો કરમાઇ જવાની. રાધાકાકી ? આવી પુષ્પવેલની અધમ દશા કરવી એનું પાપ માબાપને શિર છે. એ અબોલ પુષ્પવેલીને કોઇ સારા મંદિરમાં શોભાવવી. એની વિપરીત દશા કરી તો, વનમાં ઉગેલી પુષ્પવેલની પેઠે ઉપભોગ રહિત, દુઃખમાં ને દુઃખમાં આ સંસાર યાત્રા સમાપ્ત કરવાની. આશા ભર્યા એ ઉદાસી પ્રાણીનાં હૃદયમાંથી જે જે નિશ્વાસ નીકળે એનું પાતક એનાં દયાહીણ માબાપને.'

* * * * * *

રાધાકાકી આ પાપનું પ્રાયશ્ચિત કરતાં હોય એમ આંખમાં આંસુ લાવી બોલ્યાં. ' ભાઇ મને બહુ થાય છે. આ દીકરાના પાડની દીકરીની દશા મારાથી કેમ જોવાશે ? દીકરીના પૈસા મીંદડીની રૂંવાટી જેવાં છે. અમારૂં ઉદરપોષણ કરવા, આ મોંઘી મણિમાલા જેવી પુત્રીને વેચી, એનો ભવ બાળી નાંખ્યો; ઉછેરીને ગળામાં ફાંસી આપવા જેવું અધમ કૃત્ય કર્યું. એને માટે પ્રભુ દુભાશે, રે ! અમને જીવતાંને જીવતાં આ સંસારમાં બાળી નાંખશે; ને મરણ પછી યમદ્વારમાં રૌરવ નર્કનાં અધિકારી બનાવશે. ભાઇ ? શું કરવું ? ભાઈ ? મને ને મારી મોટી નિર્મલાને આવું દુઃખ નહિ હો ! ! !

" રાધાકાકી ? માઠું ન લગાડશો. કહેવું પડશે કે. તમે પુત્રીને પતિસુખ શું એનો વિચારજ ન કર્યો. ધનના ઢગલાથી અંજાઇ જઇ, તમે શાન્તિબેનને દુઃખી સંસારનુંજ દર્શન કરાવ્યું હો ! કાકી ? સ્ત્રીને પતિસુખ આગળ વસ્ત્રાલંકાર ખાતું પીવું એ સહુ કંઇ નથી. એ સુખના અભાવે સહુ વૈભવો ઉલટા એને પીડા કરે છે. ગામડામાં ખેડુતની સ્ત્રીઓ જુઓ. એને રાત્રિ દિવસ સખ્ત ઘરકામકાજ કરવું પડે છે. દુકાળ પડતાં પેટ ભરી પુરૂં ખાવા પણ નથી મળતું. સારા લુગડાંની વાતજ શું કરવી. છતાં દિવસે નહિ એટલી રાત્રે અને રાત્રે નહિ એટલી દિવસે વધે છે. એનું કારણ બીજું નહિ હો ?

સંસારનો લ્હાવો ને પતિનું સુખ. રાધાકાકી ? દીકરીના પૈસા કઢાવી તમે વેપાર ચલાવો, ને યોગ્યાયોગ્ય કર્મનો વિચાર ન કરો ત્યારે તમારાં જેવાં માબાપને દીકરી કરતાં દ્રવ્ય વ્હાલું એમજ કે ? કાકી ? સાચું પુછો તો પગત્રોડ કરી વસ્તીપત્રક ગણી લોટ માગનાર, પણ પુત્રીને સંસારમાં યોગ્ય પતિ સાથે વરાવી સુખી કરનાર, ને પોતાનાં નિર્દોષ કુટુંબનું સુખ જોઇ સંસારમાં સ્વર્ગ જેવું સુખ માનનાર, એક ભિક્ષુક બ્રહ્મબંધુ સારો; પણ બજારના માલની પેઠે આવાં અમૂલ્ય મંગળ કન્યારત્ન ઉપર ધનના ચડાવા કરનાર, પાપી પિતા ભુંડો; એ વિચારતાંજ કેટલો ત્રાસ છુટે છે.

કાકી ? આવી પુણ્ય પુષ્પમાળા પ્રભુએ આપણે ત્યાં નાંખી એને યોગ્ય પતિનાં કંઠમાં અર્પણ ન કરતાં, પગેથી છુંદીને કળકળતાં પાણીમાં બાળી નાંખવી આથી અધમ કૃત્ય બીજું કયું જાણો છો? ભીખ માગવી સારી, પણ આવી ચંદનલતા જેવી સુવાસ ભરી પુત્રીને વેચી એના વૃદ્ધ પતિનાં શબ સાથે બાળવા કામે લગાડવી આ કંઈ ઉત્તમ કૃત્ય ન કહેવાય. આવા તીવ્ર ઉપદેશ શબ્દોથી રાધાકાકી ઘણું રડી પડયાં. એનાં હૃદય ગિરિમાંથી શાન્તિ ઉપર દયાનો પ્રવાહ છુટયો. કાકી ? તમે જાતે કેવાં સુખી છો. તમારા ઉપર પ્રભુની કૃપા પુનઃ ફળી છે. સારે નસીબે પુત્રીઓ તો બેજ છે. તો શામાટે શાન્તિ ને નિર્મલાને વેચી વૃથા પાપ ભાગી થયાં ? શું મારા કાકાને મજુરી કરતાં, ભિક્ષા માગતાં શરમ લાગી કે પોતાનાં સુખ માટે આવાં અબોલ પ્રાણીને દુઃખમાંજ રડતાં રાખ્યાં ! ! !

હવે તમારે ત્યાં જે શાન્તિની નાની બેન અવતરે, તો એને આવું દુઃખ આપશોમાં. મારાથી આવાં સંકટ પૂર્ણ ચિત્રો જોવાતાં નથી. જો હવે તમારી ભવિષ્યની પુત્રીની આવી દશા કરશો, વેચશો, તો મારા ને સાથે દયાવાળાં આ જગતનાં સહુ મનુષ્યનાં પ્રાણ ઉડી જશે..........

ભાઈ ? મારા શરીરને શું નું શું થઇ જાય છે. પ્રભુ એવું હવે સ્વપ્ને પણ ન સુઝાડે. દુઃખનું પ્રાયશ્ચિત દુઃખ છે. તારા કાકાને પુરૂં ન પડયું. લક્ષ્મીથી લોભાય જઇ મારી વ્હાલી પુત્રીની દશાનો વિચાર ન કર્યો. એ ધન તો ક્યારનું અસ્ત થઇ ગયું, અને અમે પાપી આવાં મનને વીંધી નાંખે એવાં દુઃખ જોવા આ સંસારમાં રહ્યાં. અમને જીવતાં શૂળીએ ચડાવે પણ કેમે કરી શાન્તિનું દુઃખ અમારાં હૃદયમાંથી જશે નહિ. ”

હસતાં હસતાં શાન્તિ બેને આવીને રાધા કાકીને કહ્યું. “ મા ચાલો ભોજન તૈયાર છે. ” શાન્તિ બેન વિજળાનાં ચમકારાની પેઠે અદશ્ય થઇ ગઇ; અને પાછળ કાળી વાદળની પંક્તિ ઘસડાતી હોય, એમ રાધા કાકી દુઃખ આગળ ચાલ્યાં. બિચારી શાન્તિ બ્હેનને સુખ શાનું હોય ? હાસ્યની સાથે એનાં હૃદયનાં નિશ્વાસ સ્ફુટ દેખાતા. સુશીલ શાન્તિ બ્હેન, માતા પિતા મારૂં દુઃખ જોઈ રડી પડશે, એમ જાણી પોતાનું દુઃખ કળાવા ન દેતી; ને માતાપિતા પાસે મંગલ વિનોદ કરી ઉલટું સુખ આપતી.

નિર્મલા શેઠાણીનો પતિ નિર્મલા પાસે પ્રસંગોપાત શાન્તિનાં દુઃખનું વર્ણન કરતાં ત્યારે એ દીન બની જતી. શાન્તિનાં દુઃખ વિચારી, આરસપૂતળી સમાન સ્થિર રહી રેડી પડતી. આર્યબાલા બીજું શું કરે ?

પોતાનાં કરતાં પણ નાની બેન શાન્તિનું ચરિત્ર કષ્ટમય જાણી નિર્મલાને બહુ લાગી આવતું. શાન્તિના લગ્ન વેળાએ પોતાને ઘેર રહી સઘળો સમય રડી રડી ગાળેલ હતો. વૃદ્ધ વરને આવી બિચારી શાન્તિનું બલિદાન આપતાં, એનાં માતાપિતાને કંઇ દયા ન ઉપજી, એ જોઇએ અને એને એનો પતિ બે દિવસ કેવલ ઉપવાસી રહ્યાં હતાં.

શાન્તિબેન જમી રહ્યાં હતાં. માતાને બેનની રજા લઇ શાન્તિબેન પતિને ઘેર શોકમાં ચાલી; સાથે યમના દૂત જેવો મુંબાઈથી આવેલો ચાકર પણ ચાલ્યો. આકાશમાં ચંદ્રકલા ખીલી હતી. ચદ્ર પણ શાન્તિને શોકાતુર જોઈ વાદળમાં ભરાઈ ક્વચિત રાતો પ્રકાશ નાંખતો હતો. અમારો આવાસ છોડયો; ને પર્વત ઉપરથી થોડું નીચે જતાં સ્ટેશન આવ્યું. ગાડી આવીને શાન્તિબેન મુંબાઈ સીધાવ્યાં.

શાન્તિબેનનું કરૂણરસ નાટક અહિંથી પુરૂં નથી. સુજ્ઞ વાચક ? શાન્તિબેનનાં દુઃખને માટે દયાનાં આંસુ પાડજે. આવી કરૂણાજનક સત્ય કથામાંથી ઉત્તમ સાર શોધજે. કન્યાવિક્રયની હોળીમાં બળતી શાન્તિ જેવી અનેક આ દેશની રંક બાલાને ઉગારવા, પરમાર્થ કૃત્ય ધારી કુટુંબમંડલમાં તથા મિત્રમંડલમાં જ્યાં જ્યાં આવાં દુષ્ટ કૃત્ય થતાં હોય ત્યાં અટકાવવા શુદ્ધ પ્રયત્ન કરજે, એજ મંગલસુખ તથા એજ સુકૃત્યની પરાકાષ્ટા છે.

વિશ્વ.



# વિદ્યાકળા.

## વાતાવરણ.

મનુષ્યના મુખ્ય જીવનનો આધાર હવા અને પાણી છે. કોઇપણ મનુષ્ય થોડાક કલાક સુધી તરસ્યો રહી શકે છે પરંતુ પાણી વિના કદીપણ જીવી શકાય નહિ. કેટલીક વખત પાણી ન હોય તો આપણે દુધ પીને તરસ છીપાવીએ છીએ. આ તરસ છીપવાનું મૂળ કારણ દુધમાં રહેલું પાણી છે. શેર દુધમાં લગભગ પોણાશેર ઉપર પાણી હોય છે. તેને લીધે આપણી તરસ છીપે છે. આજ પ્રમાણે કેટલાક વૃક્ષનો રસ, કેટલાંક ફળો વિગેરેથી આપણી તરસ છીપે છે. મહાન્ વિકટ રેતાળ રણોની અંદર માણસો પોતાની પાસેજ પાણી રાખીને ફરે છે, અને પાણીની કિંમત ખરેખરી એવા પ્રદેશમાં અથવા એવા સંકટોમાં થાય છે. જેમ મનુષ્ય પાણી વગર જીવી ન શકે તેજ પ્રમાણે હવા વિના જીવવું અશક્ય છે. કેટલાક મુસાફરો માટે આપણે વાંચીએ છીએ કે તેઓ લાંબા વખત સુધી પાણી વિના રહે છે. કેટલાક વ્રત નિયમ માટે પાણી વગર રહે છે. પરંતુ કોઇપણ મનુષ્ય હવા વગર થોડો વખત પણ જીવી શકતું નથી. હવા એ મનુષ્યના પ્રાણ છે. મનુષ્ય તો શું પણ પશુ પક્ષિ જીવડાં ઝાડપાલો સર્વેને હવા ઘણીજ જરૂરની છે. હવા શા માટે આટલા ઉપયોગની છે તેમજ પાણીમાં રહેનાર પ્રાણીઓ અને વૃક્ષો કેવી રીતે હવા લેછે એ જાણવું ઘણુંજ અગત્યનું અને આનન્દદાયક છે.

આપણી પૃથ્વિની આસપાસ લગભગ બસેંથી અઢીસે માઈલ સુધી હવા રહેલી છે. આને આપણે વાતાવરણ કહિએ છીએ. આખુ વાતાવરણ પાણીની માફક એક પદાર્થ નથી પરંતુ જુદી જુદી હવાનું બનેલું છે. અને એ હવામાંથી એકજ હવા એવી છે કે જેવડે આપણે જીવી શકીએ છીએ. આ હવાને રસાયણશાસ્ત્રીઓ 'ઓકસીજન' કહે છે.

જેમ આપણે કાગળની અથવા રબરની કોથળીને ફુંક મારીને ફુલાવીએ છીએ તેવીજ રીતે કોઈપણ વાસણમાંથી હવા ચુશી શકાય છે. આપણે ફક્ત ચુશીને કોઈપણ વાસણમાં બધી હવા કહાડી શકતા નથી પરંતુ જેમ આપણે ઘાસલેટના ડબામાંથી 'પંપ' નામના યંત્રવડે ઘાસલેટ ખેંચી કહાડીએ છીએ તેવીજ રીતે કોઈપણ વાસણમાંથી બધી હવા કહાડી શકીએ.

આ વાસણમાં જો એકાદ માખી અથવા કંઇક ન્હાનું જીવડું મુકીએ તો તરત તે ગુંગળી મરી જાય છે, એટલુંજ નહિ પણ ઝાડપાલો પણ થોડા વખતમાં કરમાઈ જાય.' આ ઉપરાંત એ વાસણમાં એક દિવો મુકવામાં આવે અને જેમ જેમ આપણે હવા કહાડી નાંખતા જઇએ તેમ તેમ દિવો ઝાંખો થતો જાય છે અને સાફ હવા કહાડી નાખ્યા પછી એકદમ ગુલ થાય છે. આ બધું બનવાનું એકજ કારણ છે. વાસણમાં સમૂળગી હવા નથી અને તેથી એની અંદર દિવો પણ બળી શકતો નથી.

આપણે કેટલીક વખત સાંભળીએ છીએ કે જુનો કુવો અથવા ભોંયરૂં ઉઘાડી માણસ એકદમ અંદર ઉતરે છે તો તત્કાળ ગુંગળાઇને મરી જાય છે જો તે ભોંયરામાં દિવો ઉતારવામાં આવે છે તો તે પણ ગુલ થઇ જાય છે. તે કુવા અથવા ભોંયરામાં હવા ન હોવાથી આ થતું નથી પરંતુ અંદર ખરાબ હવા હોય છે. આ હવા શું છે અને કેવી રીતે થાય છે એ આપણે જોઇશું.

એક બળતા અંગારા ઉપર એક ન્હાનો પ્યાલો ઢાંકી દઇએ તો ધીરે ધીરે અંગારો ઝાંખો થઇ છેલ્લે બુઝાઈ જશે. બુઝાવા પહેલાં જો આપણે પ્યાલો ઉપાડી લઇએ તો થોડીકવારમાં અંગારો પાછો ઝગઝગાટ થાય છે. એક કાચના પ્યાલા અથવા બરણીમાં આ સળગતો દીવો મુકી બંધ કરીએ. તો થોડીકવારમાં દિવો ઝાંખો થાય છે અને ગુલ થાય છે. પણ ગુલ થયા પહેલાં જો આપણે ઢાંકણું ઉઘાડી નાખીએ તો તરત પાછો બળવા માંડે છે.

આજ પ્રમાણે કોઇ ઢાંકેલા વાસણમાં ઉંદર અથવા કોઇપણ પ્રાણી રહેતાં મરી જાય છે અને મનુષ્યની પણ એજ અવસ્થા થાય છે. આ ઉપરથી એક વાત આપણને જણાય છે. વાસણમાં રહેલી હવાઓ જે વાતાવરણનો એક ભાગ છે ત્હેમાંની એક હવા દિવો બળવાને, તેમજ પશુ પક્ષિના જીવવાને માટે જરૂરની છે. જેમ આપણે એક પ્યાલાનું પાણી થોડું થોડું પીને ખલાસ કરીએ છીએ તેવીજ રીતે આ હવા જેને લીધે દિવો બળે છે તેમજ પશુપક્ષિ શ્વાસ લઇ જીવે છે એ વાસણમાંથી ઓછી થઇ ખલાસ થઇ જાય છે અને એ હવાને અભાવે આખરે દિવો ગુલ થાય છે અને પ્રાણીમાત્ર મરી જાય છે. પણ વાસણનું ઢાંકણું ઉઘાડયા પછી જો દિવો બળતો રહ્યો હોય અથવા પ્રાણી જીવતું રહ્યું હોય તો ફરી વધારે જોરમાં આવે છે, કારણકે વાતાવરણમાંથી આ હવા પાછી વાસણમાં દાખલ થાય છે. દિવો હોલાયા પછી અથવા પ્રાણી મરી ગયા પછી આ ઢાંકણ

સજીવન થતાં નથી. આ હવાનું નામ 'ઓક્ઝીજન' છે. માણસ ડુબી જાય છે ત્યારે આ હવા પાણીમાંથી લઇ શકતો નથી અને તેથી મૃત્યુ પામે છે. પણ જો થોડાક શ્વાસોશ્વાસ રહ્યો હોય તો હેને બહાર કહાડી હલાવીને શ્વાસોશ્વાસ આપવાથી જીવે છે. 'ઓક્સીજન' નામની હવાથીજ આખું વાતાવરણ ભરેલું નથી, કારણુ કે એકલા 'ઓક્સીજન' માં જો કોઇ પ્રાણી મુકીએ તો થોડા વખતમાં ખુબ શ્વાસોશ્વાસ લઇ મરી જાય છે. તે હવામાં જો આપણે એક અંગારો મુકીએ તો એકદમ એનો ભડકો થાયછે. અર્થાત્ જોઇએ તે કરતાં પણ વધારે જોરથી શ્વાસોશ્વાસ આવવાથી એકદમ તાવ જેવી અસર થઈ પ્રાણીમાત્ર એમાં મૃત્યુ પામે છે. આને લીધે વાતાવરણમાં એક બીજી હવા એની સાથે મળેલી છે. એને 'નાઇટ્રોજન' કહે છે. આ હવા ઝેરી નથી પરંતુ આમાં દિવો બળી શકે નહિ તેમજ કોઇપણ પ્રાણી જીવી શકતું નથી. કારણકે આ ગુણો ફક્ત 'ઓક્સીજનમાં 'જ રહેલા છે.

જ્હારે આપણે શ્વાસોશ્વાસ લઇએ છીએ ત્યારે વાતાવરણમાંથી થોડીક હવા આપણા ફેફસામાં આવે છે. આ હવામાં ઉપર જણાવ્યા પ્રમાણે 'ઓક્સીજન' પણ હોય છે. આ આપણા લોહી સાથે મળી જાય છે. લોહી સાથે આખા શરીરમાં ફરે છે, અને શરિરના ખરાબ પદાર્થોને સ્વચ્છ કરે છે. આ કરવામાં એક શ્વાસોશ્વાસમાં લીધેલો 'ઓક્સીજન' ખપી જાય છે અને એથી આપણે ફરીથી શ્વાસ લેવો પડે છે. પશુપક્ષિઓ પણ આ પ્રમાણે શ્વાસ લેછે. વૃક્ષોને પણ 'ઓક્સીજન' ની જરૂર પડે છે. દરેક વૃક્ષના પાંદડાંઓમાં ન્હાના ન્હાના આકારનાં છીદ્ર રહે છે અને આ છીદ્રને વાટે વૃક્ષમાં વાતાવરણ પ્રવેશ કરે છે, જ્હેમાંથી વૃક્ષો પોતાને જોઇતો "ઓક્સીજન" લે છે. જળચરો જુદીજ રીતે હવા પોતાના શરીરમાં લેછે. મગર, વ્હેલ, કાચબા, વિગેરે જળચરોને હવા લેવા અર્થે પાણીમાંથી બહાર ડોકીયું કહાડવું પડે છે અને એ પ્રાણી આપણી માફક નાક વાટે શ્વાસોશ્વાસ લેછે. પરંતુ માછલીઓને તેમ કરવાની જરૂર નથી. હમેશાં પાણીમાં થોડી ઘણી હવા મળેલી રહે છે. દરેક માછલીના મ્હોં આગળ ન્હાની ન્હાની ચાંમડીની કોથળીઓ હોય છે જેને ચુંઈ કહે છે. આ કોથળીને લીધે પાણીમાં રહેલી હવા એમના લોહિ સાથે મળે છે જેમાંથી એમને જોઇતો 'ઓક્સીજન' મળી રહે છે.

માછલીઓ વાતાવરણમાંથી આપણી માફક શ્વાસ લઇ શકતી નથી એથી પાણીમાંથી કહાડયા બાદ ગુંગળાઇ તરફડીને મરી જાય છે. આ ઉપરથી એક વાત સિદ્ધ થાય છે. ઝાડ, પશુ, પક્ષિ, મનુષ્ય વિગેરેને એકજ હવાની જરૂરીયાત છે અને જ્યારે દિવો અથવા દેવતા બળે છે ત્યારે પણ આજ હવા ધીરે ધીરે વપરાઈ ઓછી થતી જાય છે. આ માટે કોઇ પણ જગ્યાનાં બધાં બારણા હવા ન આવે એવી રીતે બંધ રાખી સુવું એ ઘણુંજ નુકશાનકારક છે. અને ત્હેમાં ખાસ કરીને દિવાઓ રાખવાથી વધારે નુકશાન છે કારણ કે દિવાને પણ જે હવા આપણને જીવવા માટે જોઇએ છે તેજ હવા એમના બળવાને માટે જોઇએ છે. હમેશાં સુવા બેસવાના ઓરડામાં હવા આવે એવી ગોઠવણ રાખવી જોઇએ. ન્હાની બંધ કરેલી જગ્યામાં વધારે માણસ સુવાથી ઘણુંજ નુકશાન થાય છે. કારણ કે વાતાવરણ સાથેથી બારણા બંધ થવાથી સંબંધ તુટી જાય છે અને ઓરડીમાં રહેલી હવામાંથી થોડીવારમાં બધો 'ઓક્સીજન' શ્વાસ લે-

વામાં ખપી જાય છે. પરિણામે મૃત્યુ થાય છે. આજ રીતે કલકત્તાના બ્લેકહોલમાં માણસો ગુંગળાઇને મરી ગયા હતા. સાધારણ રીતે છાપરાનાં કાણાંઓમાંથી ભીતની તરોમાંથી હવા આવે છે, અને એથી ઘણું ખરૂં બંધ બારણે સુઇએ છીએ છતાં કાંઇ હરકત થતી નથી. પરંતુ પત્રાંનાં છાંપરાં જ્હાં એકે પણ કાણું હોતું નથી તેમજ પ્લાસ્તર કરેલી ભીંતોમાંથી હવા આવવાનો જરા પણ સંભવ નથી. આવી હવા આવવા જવાને એકાદ બારણાની ઘણીજ અગત્ય રહે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે જે ઢાંકેલા વાસણમાં દિવો ગુલ થયો હોય તે વાસણમાં આપણે ફરીથી દિવો મુકીએ અથવા માખી કે કોઇ જીવજંતું મુકીએ તો તે એકદમ ગુલ થઈ જાય છે. અથવા મરી જાય છે. માણસને પણ એમજ થાય છે. એ વાસણમાં એક નવી હવા હવે રહેલી છે. આનું નામ ' કાર્બનડાયોકસાઇડ ' છે. આ હવા આખા વાતાવરણમાં ઘણાજ થોડા અંશમાં છે. આ હવા જુના કુવા ભોંયરાં વિગેરે બંધ રાખેલી જગ્યામાં ઘણાજ ભાગે રહેલી હોય છે, અને તેજ કારણને લીધે ભોંયરામાં ઉતારેલો દિવો ગુલ થાય છે અથવા માણસ મરી જાય છે.

જ્યારે જ્યારે કાંઈ પણ ચીજ બળે છે અથવા કોઈ પણ પ્રાણી શ્વાસ કહાડે છે ત્યારે આ હવા નિકળે છે. જો આ હવા આમને આમ એકઠી થતી હોય અને ' ઓકસીજન ' ધીરે ધીરે વપરાતો જતો હોય અને નવો ન બનતો હોય તો થોડાં વર્ષોમાં સર્વ જીવતાં પ્રાણીઓનો અંત આવી જાય. પરંતુ ઈશ્વિરની ખુબી કાંઇક ન્યારીજ છે. જે ' કાર્બનડાયોકસાઈડ ' આપણને ઝેર રૂપ છે તેજ ' કાર્બનડાયોકસાઇડ ' બધાં વૃક્ષોનો ખોરાક છે. વાતાવરણમાંથી આ હવા પાંદડાંમાં રહેલા ન્હાનાં છિદ્રો વાટે પાંદડાંમાં જાય છે અને ન્હાંસુધી સૂર્યનાં કિરણો એ પાદડાંઓ ઉપર પડે છે ત્યાં સુધી આ હવામાંથી વૃક્ષો પોતાનો ખોરાક બનાવે છે. આ ખોરાક બનાવવાની શક્તિ પાંદડામાં રહેલા લીલા રંગમાં છે. આને લીધે દરેક વૃક્ષનાં પાંદડાં લીલાં હોય છે, અને જ્હેનાં પાંદડાં લાલ અથવા બીજા રંગના હોય છે તે પાંદડાઓમાં પણ આ લીલો રંગ અંદર ઢંકાયલો હોય છે. આ ખોરાક બનાવવાની ક્રિયા સૂર્યાસ્ત સુધી રહે છે. સૂર્યનાં કિરણ વૃક્ષ ઉપર પડતાં બંધ થતાંજ આ ક્રિયા બંધ થાય છે તેથી રાત્રે આ ખોરાક તેઓ બનાવી શકતા નથી. આને લીધે ' કાર્બનડાયોકસાઇડ ' વાતાવરણમાંથી ઓછો થતો જાય છે. આ ઉપરાંત આ ખોરાક બનાવવાની ક્રિયામાં એક બીજો ફેરફાર થાય છે. જેમ ' કાર્બનડાયોકઝાઈડ ' વૃક્ષો છિદ્રો વાટે અંદર લે છે તેમ તે છિદ્રો વાટે 'ઓકસીજન' બહાર કહાડે છે. આ ક્રિયા પણ સૂર્યના કિરણો પડે છે ત્યાં સુધી ચાલે છે.

વૃક્ષો આ રીતે બે કામ બજાવે છે. એક ' કાર્બનડાયોકસાઇડ ' જે આપણને ઝેર સમાન છે એ લઇ લે છે અને બીજું ' ઓકસીજન 'ની આપણને જરૂરીયાત છે તે વાતાવરણમાં બહાર કહાડે છે. આથી બાગબગીચાની હવા સારી હોય છે. રાત્રીમાં

જમાં સુવું હાનિકારક છે. પાણીની અંદર ઉગતાં વૃક્ષો પાણીમાંથી 'કાર્બનડાયોક્સાઇડ' લેછે અને પાણીમાં 'ઓકસીજન' બહાર કહાડે છે. કુંડામાં રહેલ લીલ ઉપર જો આપણે પાણી રેડીએ તો થોડીવારમાં હવાના પરપોટા દેખાય છે. આ 'ઓકસીજન' ના છે.

વાતાવરણમાં આ હવાઓ ઉપરાંત હમેશાં થોડી ઘણી વરાળ રહે છે. જો આપણે એક કાચના પ્યાલામાં બરફ મુકીએ તો બહાર શેવાળ બાઝે છે કારણકે હવામાં રહેલી વરાળ પ્યાલા ઉપર ઠંડકને લીધે પાણી થઈ ચ્હોંટી જાય છે.

હમેશાં વાતાવરણમાં જુદા જુદા રોગોના જંતુઓ ઉડયા કરે છે. આ જંતુઓ આંખે દેખાતા નથી પણ સુક્ષ્મદર્શક યંત્રથી જોઈ શકાય છે. આ જંતુઓ એકલાં ઉડતાં નથી પણ હમેશાં હવામાં ઉડતી ધુળને વળગી રહે છે. જો આપણે ધુળના રજકણો વગરની હવા સુક્ષ્મદર્શક યંત્રથી જોઇએ તો એમાં બીલકુલ જંતુઓ હોતાં નથી પણ ધુળવાળી હવા જોતાં પુષ્કળ દેખાય છે. ક્ષય જેવા ચેપી રોગો હવામાં ઉડતા આવા જંતુઓથી ફેલાય છે. આથી ઘણીજ ધુળ રાખવાથી, ઘણો ગેરફાયદો થાય છે તેમજ ધુળવાળી જગ્યાઓમાં પણ રહેવાથી હાનિ થાય છે, કારણકે ઉડતી ધુળના રજકણોને જંતુઓ વળગેલા હોય છે અને જેમ વધારે ધુળ હોય તેમ વધારે જંતુઓ વાતાવરણમાં રહે છે. અને આપણા શ્વાસોશ્વાસમાં હવાની જોડે દાખલ થઇ લોહિમાં, પ્રવેશ કરી લોહિને બગાડે છે. આ ઉપરથી એટલું લક્ષમાં રાખવું જોઇએ કે ઘરમાં હવા આવવા જવાને બ્હારી બારણા સારી રીતે રાખવાં જોઇએ. તેમજ સુતી વખત બધાં બારણાં બંધ કરવાથી ઘણુંજ નુકશાન થાય છે. તેમજ કોઈ અવાવર્યા ઘરના ઓરડામાં કે ભોંયરામાં એકદમ ન પેસતાં દિવો પહેલો મુકવો. જો તે દિવો ન હોલાય તો સ્વચ્છ હવા ધારી અંદર જવું. વૃક્ષો ઘર આગળ રાખ્યાથી ફાયદો થાય છે, અને ધુળવાળી જગ્યાઓમાં બનતા સુધી રહેવું ન જોઇએ.

વિજ્ઞાન.

## સમયતરંગ.



**સુવર્ણનાં કંકણ અર્પણ.** બંગાળાના બેરિસાલ કોન્ફરન્સ વખતે જ્યારે પ્રમુખનો સત્કાર કરનાર "વન્દેમાતરમ્" સરઘસ વિખેરી નાંખવામાં આવ્યું ત્યારે નરોત્તમપુરનાં બંગલક્ષ્મી શ્રીમતી સરોજિની બોઝે તે બનાવના સ્મારકમાં પોતાના હાથપરનાં કંકણ ઉતારી નાંખ્યાં હતાં અને જ્યાં સુધી "વન્દેમાતરમ્" ના સંબન્ધનો સર્ક્યુલર પાછો ખેંચી લેવામાં ન આવે ત્યાં સુધી કંકણ પહેરવાં નહિ એવી તેણે પ્રતિજ્ઞા લીધી હતી. આ સન્નારીઓની એક સભા ગયા માસમાં ડૉ. તારિણીકુમાર ગુપ્તના મકાનમાં મળી હતી. આશરે ૩૦૦ સન્નારીઓ આ મિલાવડામાં હાજર હતી.

**સેવાસદનનો મુસલમાન વિભાગ.** સેવાસદનના મુસલમાન વિભાગની એક સભા મુંબાઇ ખાતે મિસિસ ફતેહઅલી શેખએહમદના મકાનમાં મળી હતી, અને નીચેના ઠરાવ પસાર કર્યા હતા. ૧ કમિટીના સભાસદોની સંખ્યા ૨૦ અથવા તેથી વધારે અને કોરમ

મારે સભાસદોની સંખ્યા ૪ ની મુકરર કરવી. ૨. ઓનરરી સભાસદો નીમવાની કમિટીને સત્તા આપવી. ૩ મિસિસ હાજી યુસુફ અને બીજી ચાર સન્નારીઓને કમિટીનાં વધારાનાં સભાસદ તરીકે ચુંટી કાઢવાં. ૪. એક સંયોજક મંડળ નીમવું. ૫. બનતાં સુધી આ વિભાગનું કામ ઉર્દૂ ભાષામાં ચલાવવું. ૬ મિસિસ અલિઅકબર, મિસિસ લુકમાની મિસિસ ફૈઝી અને બીબી દિલસાદ બેગમ નવાબ મિરઝાંને સેવાસદનની જનરલ કાઉન્સીલમાં મુસલમાન વિભાગનાં પ્રતિનિધિ તરીકે નીમવાં. ૭ આ વિભાગ સ્થાપવા માટે શ્રમ લેનાર મિસિસ અલિઅકબરનો ઉપકાર માનવો.

**"સરસ્વતી" નું પદ.** કલકત્તાના "સંજીવની" પત્રના આધપતિ બાબુ કૃષ્ણકુમાર મિત્રનાં પુત્રી મિસ કુમુદિની મિત્ર બિ. એ. ને બનારસના પંડિતસમાજ તરફથી "સરસ્વતી" નું પદ આપવામાં આવ્યું છે.

**શિવવાનો ક્લાસ**—કપોળ બ્હેનો અને માતાઓને શીવવા તથા વેતરવાનું શિક્ષણ મળે તે માટે મુંબાઈમાં બારભાયાના મહેલ્લામાં એક ક્લાસ ઉઘાડવામાં આવ્યો છે!

**કન્યા વિક્રય કરવો નહિ.** ભાવનગર જૈન એસોસિએશનના સભાસદોએ કન્યા વિક્રય નહિ કરવા ઠરાવ કર્યો છે.

**ચુંટણીનો હક માગનાર સ્ત્રીઓ.** બ્રિટિશ પ્રધાન મંડળની એક બેઠક ચાલુ માસની તા. ૧૧ મીએ થઇ હતી તે વખત ચુંટણીનો હક માગનાર સ્ત્રીઓનાં ટોળેટોળાં પ્રધાન મંડળની ઑફિસ આગળ એકઠાં થએલાં હોવાથી બંદોબસ્ત માટે ઑફિસમાં પોલિસની એક ટુકડી રાખવામાં આવી હતી.

**ઇનામનો મિલાવડો.** રાજકોટ બાર્ટન ફિમેલ ટ્રેનિંગ કોલેજનો ઇનામનો મિલાવડો રાજકોટમાં ચાલુ માસની ૧૩ મી તારીખે કાઠિયાવાડના એજન્ટ ટુ ધ ગવર્નર મિ. સિ. એચ. એ. હિલ સિ. આઇ. ઇ. ના પ્રમુખપણા નીચે મળ્યો હતો મિ. હિલે આ પ્રસંગે કરેલા ભાષણમાં કેટલાક વિચાર જાણવા જેવા હતા. તેણે જણાવ્યું હતું કે, બીજા દેશો જ્યાંની કેળવણીની પદ્ધતિ, હિન્દુસ્થાન કરતાં વહેલી નક્કી થઇ હતી ત્યાં માલમ પડયું છે કે સ્ત્રી કેળવણીની અભિવૃદ્ધિ થયા પછી જ, પુરૂષોને મળતી કેળવણીના સંપૂર્ણ લાભ મળી શકે છે. પાશ્ચિમાત્ય દેશો કરતાં, આ દેશમાં બાળકોના ચરિત્રની રચનાપર સ્ત્રીઓની વધારે અસર રહે છે. જ્યારે આ દેશની સ્ત્રીઓ યોગ્ય કેળવણી મેળવશે, તેઓ વર્તમાન હીલચાલો અને બનાવો વાંચી, સમજી શકશે ત્યારે તેઓ આ દેશના પુરૂષ વર્ગ તેમ યુવાન્ વર્ગ ઉપર જોઇએ તેવી અસર કરી શકશે. મૂર્ખ છોકરાઓ અને યુવકો, તેમનાથી અર્ધી પડધી સમજાતી બાબતોમાં ગુંચવાઇ જાય છે એનું કારણ મારા માનવા પ્રમાણે મોટે ભાગે એ છે કે આ દેશની પુખ્ત વયની સ્ત્રીઓ પોતાના પતિ અને બાળકોની ઐહિક આકાંક્ષાઓ, હજુ સમજી શકતી નથી તેમ તે તરફ લક્ષ આપતી નથી.

# પુષ્પમાળા હેર ઑઇલ




આ તેલ ફ્રાન્સમા બનતા, વાળનુ પોષણ કરનાર ઉત્તમ રોપમાથી ખાસ અમારા પરફ્યુમરી બનાવવાના લાંબા અનુભવથી ઘણીજ મ ભાળ સાથે બનાવવામા આવ્યુ છે. આ તેલ નબળાઇથી ખરી જતા વાળનો ઝટ અટકાવ કરે છે તેમજ મગજ ઠડુ રાખી બાલને વધારે છે તેમજ બાલને કેઇ પણ જાતની ઇજા કરવા વગર સારી અને સુશોભિત બનાવે છે. ખાસ કરીને સ્ત્રીઓ તેમ વિદ્યાર્થીઓ અને મગજનું કામ કરનારાઓને આશિર્વાદ સમાન છે. દરેક કુટુંબે પુષ્પમાળા તેલ હરહમેશ વાપરવુ જોઇએ.

શીશી ૧ નો ફક્ત રૂ ૧ એક

બનાવનાર, રીગોડની કંપની, પારીસ (ફ્રાન્સ)

સોલ એજન્ટ

મોહનલાલ સ્વરૂપચંદની કંપની

- ભાજીપાલા સ્ટ્રીટ, મુંબાઈ.

---

કદી નહિ વાપરેલું અનુપમ ઉંચુ સેન્ટ.

# સમરત બોકે

આ સેન્ટ દેખાવમાં દેશી સુધરેલી રીતથી બનાવવામાં આવ્યુ છે ફ્રાન્સ કે જ્યાં ઉત્તમોત્તમ પરફ્યુમરી બને છે ત્યાના જુદી જુદી જાતના ખુશબોદાર ફુલોમાથી ખાસ આ સેન્ટ તૈયાર કરવામાં આવ્યુ છે તેના ફક્ત બેજ ટીંપા રૂમાલ ઉપર છાંટવાથી આઠ દીવસ સુધી સુગધ જતી નથી. ફક્ત એક વખત સમરત બોકે વાપરવાની ખાસ ભલામણ કરવામા આવે છે આ સેન્ટ વાપર્યાંથી પછી કદી બીજા સેન્ટો વાપરવા ગમશે નહિ શીશી ૧ ના ફક્ત રૂ ૨) બે

હિન્દુસ્થાન માટે એકલા મંગાવનાર

મોહનલાલ સ્વરૂપચંદની કંપની.

પરફ્યુમરી વગેરેના વેપારી

ભાજીપાલા સ્ટ્રીટ, મુંબાઇ.

Registered No. B. 436.

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવતા રહે, ત્યાં પામે સન્માન સુન્દરી )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.

પુસ્તક ૬. | સંપાદક બન્ધુસમાજ. | ઇ. સ. ૧૯૦૮ નવેમ્બર.

અંક ૩ | | વિ. સ. ૧૯૬૫ કાર્તિક.

વિષયસૂચન



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે માત્ર સવા રૂપિઓ

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારેઃ—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૬ ઠું.] ઈ. સ. ૧૯૦૮ નવેમ્બર—કાર્તિક. વિ. સં. ૧૯૬૫. [અંક ૩ જો.

## ज्ञानसुगंध.

### अग्निहोत्र.

( शिखरिणी )

लवे विश्वे लोको—' परिचय वध्ये प्रेम घटतो;
जवानीए फूंक्यो क्षण चर्ध्यो पछी अग्नि शमतो.'—
शुं जाणे तत्त्वोने जगजन भमे मोहवन जे ?
महामोंघो अग्नि दिन दिन नवी दीप्ति ज सजे.

( इन्द्रवज्रा. )

डूबी जइने घन अन्धकारे
शीते धूजी सृष्टि समस्त त्हारे
स्वर्गे थकी ऊतरी हूंफ देतो
आव्यो अहिं दिव्य ज अग्नि ए तो.

( शिखरिणी. )

उतारी स्वर्गेथी मुज हृदय स्थाप्यो स्थिर वसे
अमोलो ए अहिं दिन दिन वधार्यो पछी रसे
धीमे रहीं संकोरी मृदु कर वडे, जीवनसखि !—
कदी ए ना भूलुं सदय तुज ए तो उपकृति.

( उपजाति. )

रही सदा ए सहधर्मचारे
आ विश्वयात्रामहिं भक्तिभारे
संकोरी संवर्धी ज दिव्य वह्नि,
अपूर्व बे आपण अग्निहोत्री. ४

ए वह्निने भक्तिथी संघरीने,
हविष्य मीठां महिं होमी प्रीते,
चाल्यां जशुं जीवनपार क्षेमे,
पूजीशुं त्हां ए सखि ! अग्नि प्रेमे. ५

नरसिंहराव भोळानाथ.

---

## કાવ્યકુંજ.

### મીઠી મોરલી.

મીઠી મોરલી મધુ ભર્યું શું વાય છે જો,
વહી વનવને અનેરું, ઘેરું ગાય છે જો;
પાતાં વેણુ, વ્હાલો જીવ ઉડી જાય છે જો,
આલી ! અંતરે કંઈ–કંઇ–કૈં થાય છે જો. મીઠી૦

ગીતલ્હેર વ્હાલીડી ઝુલી ઝુલી જતી જો,
હુરકુંજમાં ઊંડેરું ગાન ગુંજતી જો;
નેહ લગનિ લાગી, દિલડું બધું દે મથી જો,
બીજું બ્હેની ! ગમતું–ગમતું કાંઈએ નથી જો. મીઠી૦

ઓઘ આંસુડાં અમોઘ તણા ઉછળે જો,
મંજુ અંગુલિ શું લલિત બાહુડી લળે જો;
શ્યામસુન્દર મુખ મોહિની સુહાય છે જો,
વ્હાલી વેણુ જીવન ધીમિ ધીમિ છાય છે જો. મીઠી૦

ઝીણું ઝરમરઝર ઝરત ગાન ગ્હેવલો જો,
શીખું કોયલ ને લોલ લવે મોરલો જો;
મોહન મન્દિરિયે પ્રેમતણી હેલિ છે જો,
થઇ બ્હેના ત્હારી આજ ઘેલિ–ઘેલિ છે જો મીઠી૦

દૂર દૂર અભિરમ્યસુર આવતા જો,
ઉર ઉર તણા ભેદને ડુબાવતા જો;
પ્રભુજી અધર રેમ્યાં વાચક છલકાય છે જો,
સકળ જગત કહિંય ઉતરી-સરી જાય છે જો. મીઠી૦

ગગન ચંદની શી ટપક- તારલા રહી જો,
જીવન અંજની શી રજનિ હૃદયમાં વહી જો;
સ્થૂલ ચેતનને નન્દિના પ્રિય બંસરી શું જો,
સજનિ ! એકરૂપ-એક આત્મ બની રહું જો. મીઠી૦

રાગસાગર કલ્લોલમાં હું ડોલતી જો,
પ્રાણ હુહુકતા અમોલ બોલ બોલતી જો;
વિરલ પ્રાતમ રેલી માધુરીમાં ન્હાઉં છું જો,
સખી ! વારી વારી તન-મન-ધન જાઉં છું જો. મીઠી૦

સુમન્ત.

---

## રમ્ય દર્શન.

ઇરાવતી જલ તરંગ કૂદે ઉલાસે
સોનેરી રમ્ય સવિતા કિરણો પ્રકાશે
દૂરે વિરાજતિ બધી જલની સપાટી
ને આવતી સુતરણિ કંઇ ડોલ ખાતી. ૧
નેત્રો થયાં સજલ પ્રેમનું પૂર ચાલ્યું,
પેખી પવિત્ર રસમૂર્તિ મધુરતાની
વ્હાલાં મળ્યાં હૃદયમાં કંઇ દિવ્ય ગાયું
હો ઇષ્ટ પ્રેમીજનને પલ એકતાની. ૨

* * *

શીળાં સરોવર મહીં કમલો વિકાસે
હાસ્યો થતાં અવનવાં સ્થલ આ ઉલાસે
પ્રેમી પ્રિયા શરણ લાડકી બાલ લેતાં
શાન્તિ દવાતી હરખાતી સમીપ રહેતાં. ૩
સ્વામી તણો સહી વિયોગ દુખે વિલાસી
યોગે રહી વિકસતી હૃદયે પ્રકાશી
વિસ્તારતી શશિકલા સમીએ કલાએ
વ્હાલા સુધારક તણી ભગિની રમાએ. ૪

વિદ્યા.

## " મ્હારૂં અંધારૂં."

એ અંધારૂં—હે અંધારૂં
વ્હાલું અંધારૂં
આવ, આવ તું, આવ અહિંઆં
મ્હારાં ઉરનું તું
હો સાથી અંધારૂં—વ્હાલું૦

શશી, રવિ ત્હાં સર્વ ઉગે છે
સ્નેહ વિલીન દ્રય ત્હાંજ બને છે
દિશા વિરૂદ્ધ પ્રવાસ કરે છે
તેજ તણી દ્રય રેલ સરે છે
હોયે ત્હાં અંધારૂં
મ્હારૂં ઘેલું એ અંધારૂં—વ્હાલું૦

સર્વ બનાવો વિશ્વતણા ત્હાં
એક એકથી મ્હડતા સહુ જ્યાં
રમતા સહુએ કેવી દિશામાં ? ?
દશ્યા દશ્ય સહુય નિશામાં
મ્હારૂં એવું એ અંધારૂં
સ્વછંદી અંધારૂં—વ્હાલું૦

એ અંધારાં ઉરનાં મીઠાં
તુજ સમ વ્હાલાં કોઈ ન દીઠાં
સુખ દુખ એ તું કર્ય અણદીઠાં
એવાં મ્હારાં મીઠાં
રસીયાં અંધારાં—વ્હાલાં૦

સહુ જનો તુજને બહુ નીંદે
પ્રકાશને તો સહુ એ ઇચ્છે
મ્હારે તોપણ તુંયજ તું છે
હસતાં અંધારાં
હે જીવન અંધારાં—વ્હાલાં૦

બાલક્રી.

# પ્રકૃતિ અને માનવહૃદય.

આનન્દ પૂર્ણ નકી પ્રકૃતિમાં ભર્યો છે,
ત્યાં તો નહિજ કદી શોકનું સ્થાન કૈં છે !
આનન્દ માત્ર, પ્રકૃતિ—પ્રભુની પ્રતિમા
સર્વ સ્થલે ધરી રહી નકી વિશ્વમાં આ !

કેવાં દિસે મધુર આ હસતાં તરૂઓ,
ને નાચતી અતુલ હર્ષથી વૃક્ષ ડાળો !
આનન્દ શાન્ત વનમાં પણ છે ભરેલો !
આકાશમાંય વળી તારકવૃન્દ તું જો !

સૂર્યોદયે હૃદય નૂતન હર્ષ પામે,
જો, શીત રમ્ય શશીકિરણ શાન્તિ પ્રેરે !
જો, પક્ષીઓ મધુર ગાન કરે પ્રભાતે,
પ્રત્યક્ષ હર્ષ પ્રતિસ્થાન વિષે વિરાજે !

આનન્દનાં પ્રકૃતિના, પ્રતિબિમ્બ આ સૌ
પ્રત્યક્ષ માનવ ઉરે પડતાં જ જો તું !
જો ! મીઠ આ અનિલ મન્દ ગતિથી વાય,
ને રમ્યતા મધુર શી ઉર ઉભરાય !

આનન્દ, શાન્તિ નકી પ્રકૃતિમાં ભર્યાં છે,
ક્લેશાગ્નિ જ્વાલ જગની નહિ ત્યાં કદીએ !
આનન્દનોજ નકી નીધિ અખૂટ એ છે,
સંસ્કારી પુણ્ય હૃદયો નકી શાન્તિ લે છે !

અશ્રુ ! ત્હને ન અવકાશ કશો નહીં છે,
હર્ષાશ્રુ માત્ર તહીં તો સરવું ઘટે છે !
સૌંદર્ય સૃષ્ટિ તણું રમ્યજ એવું ભાસે,
શોક પ્રસંગ કદી પ્રકૃતિમાં ન વાસે !

કુન્જ.

## " મ્હારૂં અંધારૂં."

ઓ અંધારૂં—હે અંધારૂં
વ્હાલું અંધારૂં
આવ, આવ તું, આવ અહિંઆં
મ્હારાં ઉરનું તું
હો સાથી અંધારૂં—વ્હાલું૦

શશી, રવિ ત્હાં સર્વ ઉગે છે
સ્નેહ વિલીન દ્રય ત્હાંજ બને છે
દિશા વિરૂદ્ધ પ્રવાસ કરે છે
તેજ તણી દ્રય રેલ સરે છે
ત્હોયે ત્હાં અંધારૂં
મ્હારૂં ઘેલું એ અંધારૂં—વ્હાલું૦

સર્વ બનાવો વિશ્વતણા ત્હાં
એક એકથી મ્હડતા સહુ જ્યાં
રમતા સહુએ કેવી દિશામાં ? ?
દશ્યા દશ્ય સહુય નિશામાં
મ્હારૂં એવું એ અંધારૂં
સ્વછંદી અંધારૂં—વ્હાલું૦

ઓ અંધારાં ઉરનાં મીઠાં
તુજ સમ વ્હાલાં કોઈ ન દીઠાં
સુખ દુખ એ તું કર્ય અણદીઠાં
એવાં મ્હારાં મીઠાં
રસીયાં અંધારાં—વ્હાલાં૦

સહુ જનો તુજને બહુ નીંદે
પ્રકાશને તો સહુ એ ઇચ્છે
મ્હારે તોપણ તુંયજ તું છે
હસતાં અંધારાં
હે જીવન અંધારાં—વ્હાલાં૦

બાલશ્રી.

ટંકશાળમાં ઉંચા પગારના હોદ્દા ઉપર નોકર હતા એટલે સાસુજીના ઉંચા મન સિવાય શારદા સુન્દરીને પતિગૃહે બીજું કાંઈ દુઃખ નહતું. પરંતુ વિધવાએ જાણે એટલું પણ સુખ ભોગવવાનું ત્હેમના કર્મમાં લખ્યુંજ નહતું. બાલ્યાવસ્થામાં મ્હોટા ભાઈના સન્યાસનું સ્મરણ, પતિગૃહે સાસુજીનો તિરસ્કાર એ બધું જાણે ત્હેમને સંસારસુખ ઉપર વિરકતી લાવવાને માટે ઓછાં હોય એમ અધુરામાં પુરું, ૨૫ વર્ષની યુવાન વયે પ્રિયપતિ પ્યારિમોહનના મૃત્યુથી ત્હેમનો સૌભાગ્યચન્દ્ર પણ અસ્ત થયો. ત્હેમને પેટે ચાર કન્યા અને ત્રણ પુત્ર એમ મળી સાત સન્તાન જન્મ્યાં હતાં. પરન્તુ શોકની વાત એ છે કે ત્હેમના મૃત્યુ સમયે એમાંથી એક પણ સન્તાન જીવતું નહતું. પોતાના સંતાન તો બધા આગળ ચાલ્યા ગયા એટલુંજ નહી પરન્તુ અનેક પૌત્ર, પૌત્રી, દોહિત્ર દોહિત્રી અને જમાતાના મૃત્યુના ઘા પણ ત્હેમને સહન કરવા પડયાં. કેવી દુઃખી સ્ત્રી ! બીજી કોઇ સ્ત્રી હોત તો આટલા દુઃખમાં દીવાના જેવી થઇ જાત, પરન્તુ શારદાસુન્દરી એટલા બધા શોકમાં ઘેરાઇને ધીમે ધીમે ભગવાનની તરફ આકૃષ્ટ થયાં. ત્હેમનું શોકથી ઘવાયલું હૃદય, એકમાત્ર પરમાત્માની સાથે સ્નેહ જોડીને શાન્તિ મેળવવા લાગ્યું. કેશવચન્દ્ર આવી જનની મેળવીને ભાગ્યશાળી થઇ ગયા છે. ત્હેમના વિદ્વાન ચરિત્ર નિરૂપકો કહે છે કે આવાં જનનીના ગર્ભમાં જન્મ પામવાથીજ તેઓ કેશવચન્દ્ર થવા પામ્યા હતા. તેમજ શારદાસુન્દરી પણ કેશવચન્દ્રને પુત્ર રૂપે મેળવીને ભાગ્યશાળી થઇ ગયાં છે એમાં પણ શક નથી. ધર્મના માર્ગમાં કેશવચન્દ્રે ત્હેમને જે સહાયતા કરી છે તેવી સહાયતા આ જગતમાં ઘણી થોડીજ માતાઓ પુત્ર પાસેથી મેળવવા પામે છે.

કેટલાક ચાલતા આવેલા ધર્મ સંબંધી આચાર વિચારો ઉપરથી જ્યારે કેશવચન્દ્રનો વિશ્વાસ ઉઠી ગયો અને જ્યારે પોતાના નવા વિશ્વાસ અનુસાર ત્હેમણે જાતિભેદ અને મૂર્તિપૂજાનો ત્યાગ કર્યો તે સમયે ઘણાખરા સ્વજન પણ ત્હેમનો સાથ છોડી ચાલી ગયા. પરન્તુ આવે વખતે પણ શારદા સુન્દરીનો માતૃસ્નેહ કવચની માફક સ્વાભાવિક રીતેજ કેશવચન્દ્રનું રક્ષણ કરવા માટે આવી રહ્યો. પરન્તુ પુત્ર પ્રતિના કુદરતી સ્નેહ ઉપરાંત જ્યારે એમણે કેશવચન્દ્રની ઇશ્વરભક્તિ અને ધર્મનિષ્ઠા જોયાં ત્યારે ત્હેમનું ધાર્મિક હૃદય પુત્ર આગળ નમવા લાગ્યું. કુલદીપક પુત્રને દેવતા સમાન ગણી તેઓ ત્હેમની ભક્તિ કરતાં હતાં. કેશવચન્દ્ર એક પક્કા સુધારક બ્રાહ્મધર્મી હતા. કેશવજનની સદૈવથી હિન્દૂધર્મી હતાં. મૃત્યુ પર્યન્ત ત્હેમણે નિષ્ઠાવતી હિન્દૂ વિધવાની માફક જીવનના સઘળાં ધર્માનુષ્ઠાનો કરવા છતાં પણ બ્રાહ્મધર્મના ઉચ્ચ તત્વો તેઓ હૃદયમાં ધારણ કરવા પામ્યાં હતાં. તેઓ ઘણીવાર કહેતાં કે ' દશ્યમાન દેવદેવીઓની પૂજા કરવા છતાં પણ હું તેથી અતીત એવા પ્રાણ રૂપી પરમાત્માની અર્ચના કરૂં છું. ' થોડા સમય પૂર્વે કેશવચન્દ્રના ઉપાસનાગૃહ કમળ કુટિરમાં ત્હેમની સરલ વ્યાકુલ પ્રાર્થના સાંભળીને ઘણાના જીવ તૃપ્ત થયા હતાં. કેશવચન્દ્રસેન પ્રાર્થનાનું રહસ્ય જે ત્હેમને સમજાવી ગયા છે તેજ પ્રાર્થના પરાયણતા ત્હેમનાં જીવને દિલાસો આપવાનું એક માત્ર સાધન નીવડ્યું છે. તે કહી ગયાં છે કે " કેશવચન્દ્રના મૃત્યુ પછી એક દિન શોકથી વ્યાકુલ હૃદયે રૂદન કરતાં કરતાં મ્હેં અન્તર્યામિ પ્રભુને પુછયું ' ત્હેં મ્હને મ્હારા પ્રિય સન્તાનથી વિખુટી કેમ પાડી ? ' અન્દરથી ઉત્તર મળ્યો ' તું મ્હને ચાહે છે કે સંસારની વસ્તુ-

એને ? ' મ્હેં ઉત્તર આપ્યો ' ના પ્રભુ સંસારને ચાહતી નથી ત્હને જ ચાહું છું ' અન્તરમાંથી ફરીથી ઉત્તર મળ્યો "ત્હારે સંસારની સર્વ કાંઈ વાસના છોડવાને તૈયાર થા."

થોડા દિવસ પછી ત્હેમના જ્યેષ્ઠ પુત્ર નવીનચન્દ્ર અને વળી થોડા સમય પછી સૌથી ન્હાના પુત્ર કૃષ્ણવિહારીના મૃત્યુ થયાં. એક એક કન્યાઓ પણ બધી ચાલી ગઈ. પરન્તુ તરતજ તે આત્માને સંતોષ આપી કહેવા લાગ્યાં કે 'કેશવે જો ન્હને પ્રાર્થના કરતાં શીખવ્યું ન હોતતો ક્યારનીએ હું મૃત્યુ મુખમાં પતિત થઇ ગઈ હોત. "

કેશવ-જનની વાસ્તવમાં એક આદર્શરૂપ સ્ત્રી હતાં. કેશવચન્દ્રે જે સમયે પોતાના અંતઃકરણના આદેશને આધીન થઈ, હિન્દુસમાજનો ત્યાગ કરી બ્રાહ્મધર્મ ગ્રહણ કર્યો તે સમયે ત્હેમના માતાની સહાનુભૂતિએ ત્હેમના હૃદયને યથેષ્ટ બલ આપ્યું હતું. મતભેદ પડતાં જ્યારે કેશવચન્દ્ર પોતાના ગુરૂ મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરની આદિ બ્રાહ્મ-સમાજથી છુટા પડયા તે સમયે પણ ત્હેમણે જનનીની પ્રબલ સહાનુભૂતિનો લાભ મેળવ્યો હતો. ન્યાયનો માર્ગ વિપદ્‌થી ઘેરાયલો હોવા છતાં પણ તેમાં અગ્રેસર થવા સન્તાનને ઉત્તેજન આપીને દેવી શારદા સુન્દરી આર્યજનનીઓને એક મહાન્ શીક્ષણ આપી ગયા છે.

અનિલ.

---

# વિદ્યાકળા.

## ' પ્રદર રોગ. '

પ્રદર—સ્ત્રીને આર્ત્તવકાળ (રજોદર્શનના સમય) વિના લોહી વહે છે તેને પ્રદર કહે છે. તેથી સ્ત્રીને શરીરે કળતર, પીડા, દુર્બળતા, દાહ વગેરે ઉપદ્રવ થાય છે. એ વાતાદિ પૃથક તથા સમગ્ર દોષથી ચાર પ્રકારનું છે. શ્વેત પ્રદરને સોમ રોગ કહે છે.

હા. સંહિતા.

કફજ પ્રદર—ખારો, ઘટ્ટ પરપોટાવાળો, કિંચિત ધોળો, ચોખાના ધોવરામણ જેવો સ્ત્રાવ થાય છે એને શ્વેત પ્રદર કહે છે.

પિત્તજ પ્રદર—કિંચિત પીળો, નિલ, કાળો, રાતો અને કાઢા જેવો પ્રદર વહે છે, તેમાં દાહ, ચરચળવું, ઇત્યાદિ પિત્તથી પીડા થાય છે, અને તે પ્રદરનો વેગ ઘણો હોયછે.

વાતજ પ્રદર—રૂક્ષ, રાતો ફીણવાળો, થોડો થોડો, માંસ ધોયેલા પાણી જેવો, એવો પ્રદર વહે છે અને તેમાં વાયુની પીડા થાય છે.*

ત્રિદોષજ પ્રદર—જે પ્રદર મધ, ઘી, હરતાળ અને મજ્જા એના રંગ જેવો અને દુર્ગંધયુક્ત હોય છે, તે ત્રિદોષજ જાણવો. એ અસાધ્ય છે, લોકો આ રોગના શ્વેત પ્રદર અને રક્ત પ્રદર એવા બે પ્રકાર માને છે.

નવા થયેલા પ્રદર ઉપર, એરંડીવાનો રેચ આપવો અને હમેશાં સુતી વેળાએ ગાયના ગરમ કરેલા દુધમાં ખાંડ અને થોડી સુંઠની ભુકી નાંખી તે પીવું.

તાંદળજાનાં મૂળો ચોખાના ધોવરામણમાં વાટી તેમાં મધ અને રસાંજન નાખી તે આપવું.

શ્વેત પ્રદર ઉપર—અરડુસાના પાનનો રસ મધમાં આપવો, ગળોનો રસ મધમાં આપવો આંબળાનો રસ અથવા ચૂર્ણ મધમાં આપવું. નાગકેશર છાશમાં વાટી ૩. દિવસ આપવું, અને છાશ ભાત ખાવાં.

રક્ત પ્રદર ઉપર—નાગકેશરની ભૂકી ઘીમાં પલાળી રાખી સોપારી જેવડી ગોળી કરી બે વખત આપતાં જવી, ખેરી ગુંદ રાત્રે પાણીમાં ભીંજવી રાખી સવારે સાકર નાંખી આપવો.

સોમરોગ—આ શ્વેતપ્રદર જેવોજ એક પ્રકારનો રોગ છે. સોમનાં લક્ષણ:—ઘણોજ સ્વચ્છ થંડો. ગંધ તથા વેદના એથી રહિત ધોળો એવો અતિ સ્રાવ થાય છે. તેમાં તે સ્ત્રી અતિ દુર્બલ થાય છે. ઉપચાર પાકેલાં કેળાં અને આંબળાનો રસ એકત્ર કરીને તેમાં સાકર નાંખીને આપવું.

પ્રદરમાં રાતું પાણી પડતું હોય તો જેઠીમધ ૧ તોલો ચોખાના ધોણમાં વાટી ૪ તોલા સાંકર નાંખી આપવાથી ફાયદો થાય છે.

આસોદનું ચૂર્ણ ગાયના દૂધમાં સાકર નાંખી બે વખત આપવું, એટલે પ્રદર અને ધાતુવિકાર દૂર થઇ શક્તિ પણ આવે છે.

નાગકેસર ચોખાના ધોવરામણ સાથે વાટીને તેમાં સાકર નાંખીને પાવાથી પણ પ્રદર મટે છે.

સ્ત્રીઓનાં રક્તપ્રદરને-લોહીવાને આંબળાં એકદમ બંધ કરે છે. પ્રદરમાં શક્તિની દવાની જરૂર છે અને આંબળામાં રક્તવર્ધક તથા સ્તંભક ગુણ હોવાથી તે પ્રદરના સ્રાવને બંધ કરે છે.

દાડમની છાલનો ઉકાળો પ્રદરમાં બહુ ઉપયોગી છે.

નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ, ટાઇપીસ્ટ.

---

# ધર્મ.

## મારો વનવાસ.

પુંડરિક—પ્રિયે આજે શ્રાવણ માસનો સોમવાર છે તો આપણે સોમપ્રદોષ કરીશું.

રમા—મારી તો કયારનીએ ઇચ્છા છે પણ આ અરણ્યમાં જ્યાં પાસે કોઈ વસ્તી પણ નથી, તેમ શંકરનું મંદીર પણ નથી એટલે પુજા પાઠ કરવાનો પણ પ્રસંગ આવતો નથી. શહેરમાં તો આજે ઘણી ધામધુમ હશે. ખાસ્સાં મહાદેવજીને કમળ ચઢવાનાં. રાત્રે મહાપુજા થવાની, અરે પ્રભૂ એવાં તે શાં પાપ કર્યાં હશે કે એ દર્શનના આનંદનો આપણુને લાભ નહીં મળતો હોય.

પુંડરિક—તારો વિચાર જરા મને ખોટો લાગે છે. ઇશ્વરના વાસ વા તે કાંઈ માણસના બનાવેલા મંદીરનો ખપ હશે? શું કમળના ફુલનો અભિષેક કરીએ તોજ પ્રભૂની પુજા કરી કહેવાય! જરાક વિચાર કરીને જોઈશ, તો તારા મનનો ખેદ દૂર થશે જો આસપાસ નાનામરખા પોતાની મેળેજ ઉગેલા-કુમળા છોડ કેવા ખીલી રહ્યા છે. એની ઘટા કેવી-સરખી અને જાણે કોઈ પ્રવિણ માળીએજ બરોબર કાપી-કુંપીને ગોળ કરેલી હોય. એને વાવવાને અને આવું શુશોભિત સ્વરૂપ આપવાને કયો માળી કામે લગાડયો હતો. ઇશ્વરની રચના જોવી હોય, તેના સ્વરૂપનું દર્શન કરવું હોય તો મને તો આ વનવાસજ ખરો લાગે છે. જો પેલી તળાવડીમા સારસનું જોડું પણ કલ્લોલ કરી રહ્યું છે. અરે પેલી તારા જેવી વ્હાલઘેલી ટીરોડી જાણે પોતેજ પોતાનાં બચ્ચાને બચાવ કરવાને સમર્થ હોય એમ ઉંચે પગે સુઇ રહે છે, કે રખેને આભ તૂટી પડે તો મારાં બાળકડાં કચરાઇ જશે. એ ટીરોડીનેજ જો મૂર્ખ કહીએ તો માણસને શું કહેવું કે ગાડાં તળેના કૂતરાની માફક પોતેજ બધુ કરતા હરતા છે એમ સમજે છે.

વ્હાલી, ગામમાં રહેવાથીજ કાંઈ પ્રભૂની પુજા થતી હશે. શું મંદીરોમાં જઇ વખત બેવખત દર્શન કરી ગાલે તમાચા મારવા એટલે આપણો પ્રભૂ પ્રત્યેનો ધર્મ બજાવાઇ ગયો. માણસ એ ઇશ્વરની બનાવેલી અદ્દભૂત પ્રતિમા છે. તેમાથી ગરીબ ગરબાં હોય, શરીરે વ્યાધિથી પીડાતા હોય, તેવાઓની બરદાસ્ત કરવી, આપણા ગજા પ્રમાણે તેમની તંગાશ પૂરી પાડવાનો આપણી દોલતનો વ્યય કરવો એમા સર્વ સમાઇ જાય

તને યાદ હશે કે કેટલાક વખત ઉપર “ સુદરીસુબોધ ” ના એક અંકમાં વીરમગામનો એક બ્રાહ્મણ અને એક તવંગર શેઠીઓ બે જણ કાશીની યાત્રાએ જતા હતા. તેમાં પેલા તવંગર છતાં લોભી શેઠીઆએ થોડા પૈસા સાથે રાખી યાત્રાને અર્થે નીકળ્યો પણ વચમાં કંઇ ધર્માદા વાપર્યો નહીં અને પોતાને ઘેર મૂકીને આવેલો છોકરો બધું પોતાની ગેરહાજરીમાં ઉરાડી મૂકશે એની આખે રસ્તે ફીકર કર્યા કરતો હતો. પેલા ગરીબ બ્રાહ્મણે તો રસ્તામાં એક રોગથી પીડાતા ગરીબ માણસની આસનાવાસના કરવામાં જે બે પૈસા પોતાની પાસે હતા તે વાપરી નાખ્યા. હવે જોઇલે ઇશ્વરના ઘરનો ન્યાય. કાશિ વિશ્વનાથના દર્શન કરવાને મંદીરમાં જાય છે તો ખરૂ પૂછે તો કાશિ વિશ્વનાથે પેલા ગરીબ બ્રાહ્મણનાં દર્શન કર્યા, અને પેલા શેઠીયા દર્શન કરતા કરતાં કેવા ગોથમડાં ખાતા હતા. ઇશ્વરને ત્યાં આપણા આચરણનો ખરો ભાવ થાય છે. પવિત્ર આચાર-ઉચ્ચ વિચાર રાખીને રાત દિવસ ઉત્તમ જીંદગી ગાળીએ તો પછી અગીયારશ ન કરો તોપણ ચાલે અને પૂજા અને દર્શનને બ્હાને ઘરનું પણ કામ બગાડીને બહાર ન અથડાઓ તોપણ ચાલે.

રમા—વ્હાલા ખોટું ન લગાડશો તમે તો હવે જ્યારથી ઇંગ્રેજી ભણ્યા ત્યારથી નાસ્તિક થઈ ગયા. હવે મને શિખામણ દ્યો છો ત્યારે તમે પોતેજ કેમ ન્હાના હતા ત્યારે રોજ સવારમા ગળામાં માળા નાખી કપાળે આલ્લા-ટીલાં કરી રોજ દોડયા દોડયા મહાદેવજીની પૂજા કરવા જતાં. એતો બધું ન કરવું હોય ત્યારે આવાં આવાં બ્હાના કહાડવાં. હું કરૂં એ બધું ખોટું અને તમે કરો તે સાચું, પેલા તુલજાશંકર મહાગજાને

જ્યારે શીધુ આપવાનું મેં કહ્યું ત્યારે તમે મને આપવાની ના પાડી અને એ બાવાને આપી દેવરાવ્યું.

પુંડરિક—તુળજાશંકર મહારાજ કાંઈ મારો લોટ ખાધા વિના મરી જવાનો નહોતો. અને એ બાવો બીચારો કેવો ગરીબ હતો અને કેટલાક દહાડાનો ભૂખ્યો હતો. આપણે તો વળી એટલું પણ લઇ બેઠા છીએ કે આપણી જીંદગીથી આપણે કોઇને ઉપકાર કરી શકતા હોઇએ, અને એવોજ માર્ગ લીધો હોય કે જેમ સુઝે તેમ જનસમુદાયનું ભલું કરવું તો આપણે તો પહેલું આપણું શરીર સારૂં રાખવું.

રમા—વ્હાલા તમારૂં કહેવું હું બરોબર સમજુ છું. હવે હું તે પ્રમાણે વર્તીશ. પણ શહેર તે શહેર અને આ વગડો તે વગડો. એ તો આપણે બધાં સાથે રહીએ છીએ એટલે સારૂં લાગે છે. બાકી એકલાં તો છાતી ફાટી જાય. વળી નવરાત્રના દિવસ આવશે ત્યારે ગામમાં ગોરી ગરબો રમવાને નિસરશે. આઠ દહાડામાંજ કેવા જ્વારા થઇ જાય છે. એ માતાજીનો વાસ હતો ત્યારે બાકી બીજે વાવી જુઓ જોઇએ થાય છે. સારાં સારાં કપડાં પહેરી બેચાર ગરબો ગાવા નીકળશે. ઠેકાણે ઠેકાણે હવન જાગ થવાના. આ વગડામાં એ કાંઇ જોવાનું છે? આ તો સવાર થઇને રાત પડી ને પેલા કાળા જમદૂત જેવા બા. વળીઆનાં ઝાડ ઉગ્યાં છે તે જોવાના. આ બિચારો છોકરો અહીં ક્યાં દશેરાની સ્વારીમાં ચઢવાનો હતો.

પુંડરિક—વળી સ્વારીમાં જ એને મોકલવો હશે તો અહીંથી બે ગાઉ છેટું અનાયતપુરા ગામ છે ત્યાં મોકલીશું કે જેટલાં જોઇએ તેટલાં ઘોડાં. નવરાત્રના મહાત્મ્ય વિશે હું શ્રદ્ધા નથી રાખતો તેમ નહીં. એ તો ચોમાસુ આખુ મહેનત કરી તેની ખુશાલી ખાતે પ્રભુનો ઉપકાર માનવાને તે નિમિત્ત છે. અને જે શક્તિથી આશ્રમ સફળ થયો તે શક્તિનું આવાહન કરી તેની પ્રાર્થના કરવી. શું એમાં મારૂં નાસ્તિકપણું છે કહે. આખું નભમંડળ રંગ બેરંગી વાદળાંથી શણગારેલું છે. અને જ્યારે વિદ્યુતના ચમકારા અને મેઘની ગર્જના પ્રભુને આરતી ઉતારે છે અને ઘંટનાદ કરે છે ત્યાં તારા બોડા માથાવાળાના ઘંટ અને આરતી તે શી ગણતરીમાં. મેઘધનુષ તો ત્યાં શંકરની નામરેષ છે. આવાં દિવ્ય સાધન આગળ શું આપણા મંદીરોની રોશની અને શું સમજ્યા વિના ગરગડી જવાની આરતી. વ્હાલી એમજ સમજજે કે જ્યારે આવાં દિવ્ય સાધનભૂતનાં દર્શન થવાં મુશ્કેલ હોય ત્યારેજ એ બધું સારૂં લાગે. બાકી તો સાવ જીવ વિનાની ચિતારાની ચિતરેલી છબી જેવું. તું હવે બહુ ચિડાઇ કેમ. ખરેખર મેં તારા મનનો પવિત્ર ભાવ જોઇ લીધો. જ્યારે તુળસીના છોડ આગળ ઉભા ઉભા સૂર્યનું સ્તવન કરે છે ત્યારે તારી છબી જોઇ મારા મનમાં અલૌકિક વિચાર આવે છે. પૂજાપાઠ કરજે. પણ તે સમજીને અને તેમાં ધ્યાન આપીને. પૂજાપાઠની ગૃહસ્થાશ્રમીને ખાસ જરૂર છે. તેથી તેના બાળ બચ્ચાં ઉપર પ્રથમથી જ કાંઇ સારી છાપ પડે છે. જે ઘરમાં ઈશ્વરનો વાસ તે ઘરનું તેજ જ ઓર રહે છે. જ્યાં દેવનો વાસ ત્યાં ભૂત, પ્રેત, શાંકણ, શાકણના કાંઈ માદળીઆં બાંધવાં પડતાં નથી. વ્હાલી આપણા શરીરમાંજ પ્રભુનો વાસ છે તે મેં તને તે દિવસે જ કહ્યું હતું. આપણાં બાળ બચ્ચાં છે, તેનામાં પણ પ્રભુનો

વાસ છે. બલ્કે તે આપણા કરતાં વધારે નિર્દોષ હોવાથી વધારે પવિત્ર છે, તો તેને રિઝવવા તેને કેળવવાં, તેમાં પણ આપણે આપણો ધર્મ બજાવીએ છીએ. ચાલો ત્યારે અત્યારે આ એક ભજન ગાઇ પાણી પી સુઈ જઇએ.

દયાનીધિ આપ અમારૂં ધામ.
તાપ નિવારો, મન દુખ કાપો.
આપો ચિદ્દ્ઘન જ્ઞાન-- દયાનીધિ.
અહીં નથી ગંગા અહીં નથી યમુના,
સ્નાન કરૂં કયે ધામ-- દયાનીધિ.
નાની તલાવડી કમળ ભરેલી,
સારસ યુગલનું ધામ-- દયાનીદિ.
મોતી સરીખું નિર્મળ પાણી,
સ્નાન કરૂં ધરી ધ્યાન-- દયાનીધિ.
હુ નથી કરતો હું નથી હરતો.
નથી કાંઇ જ્ઞાન નિદાન-- દયાનીધિ.
તોપણ ભક્તિ તારી કરૂં પ્રભૂ,
લેજે હરી નિજ ધ્યાન-- દયાનીધિ.

ગૃહસ્થ.

---

## હિન્દુ ધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

એક બાઇ—( બીજી બાઈઓને ) આ દેવી પધારે. ચાલો, એમને જઈ પૂછીએ, ને સ્હમજીએ કે હિન્દુધર્મ એટલે શું ?

( એક તરફથી જોગણુ આવે છે. ).

સૌ બાઇઓ:—માતાજી ! પાયે લાગીએ.

જોગણુ:—અખંડ સૌભાગ્ય, પુત્રીઓ ! કલ્યાણ થાવ સૌનું, આ લોકમાં અને પરલોકમાં.

પહેલી બાઇ:—માતાજી ! ઘણો વિચાર કર્યો પણ અમે કાંઇ સ્હમજ્યાં નહીં વિદ્વાનો યે એમાં મૂંઝાય છે. આપનો સત્સંગ થયો એટલે હવે પ્રકાશ મળશે. અમને આજ સ્હમજાવો કે આપણો ધર્મ એટલે શું ?

જોગણુ:—આપણે હજી બુદ્ધિમા બાળક છીએ, વ્યાખ્યાઓ અને ન્યાયશાસ્ત્રના ઊંડા વમળોમાં પડવાની આપણે જરૂર નથી. વિદ્વાનો ભૂલા પડતા હોય એ માર્ગ આપણે લેવાનો નથી. છતાં યે ઉપયોગી કેટલીક સુચનાઓ સાંભળો તો તમને કહું.

બીજી બાઇ.—માતાજી ! સંભળાવો એ, ને સન્માર્ગે દોરો અમને.

જોગણ:—ત્હારે પહેલું તો એ રહમજ્જે કે સૌનું—મનુષ્ય, પ્રાણી-સૌનું સદા ભલું ઇચ્છે એ આપણો હિન્દુ ધર્મ. વ્યાસજીનું વચન ભૂલશો મા કે પારકાનું ભલું કરવું એ પુણ્ય, અને દુઃખ દેવું એ પાપ. પરોપકારઃ પુણ્યાય, પાપાય પરપીડનમ.

બીજી બાઇ:—માતાજી ! ત્હારે પ્રભુની વાત એમાં નથી ?

જોગણ:—છે, દીકરી ! છેઃ પ્રભુને આધારે તો જગત બધું ઉભું છે. એકો દેવઃ સર્વ ભૂતાન્તરાત્મા. પ્રભુ છે, તે એક છે, તે અદ્વિતીય છે. માળા તો ફેરવો છો ને ? એ માળાના પારામાં જેમ દોરો છે, એમ પ્રાણીમાત્રના અન્તરમાં તે અન્તર્યામી વિરાજેલો છે.

પહેલી બાઇ:—માતાજી ! ત્હેની તે ભક્તિ કરવી ? કે ત્હેનું તો જ્ઞાન જ અમને તારશે ?

જોગણ:—બેટા ! કોઈ પણ પુણ્યના પ્રકારે એ પ્રભુના અનુભવ અન્તરમાં લેવાઃ જ્યોતમાંથી જ્યોત પ્રગટાવો છો એમ એ પ્રભુને અડકી-ત્હેનો યોગ કરી ત્હેનાં પુણ્ય ને પવિત્રતા પામવાં. એ અમૂલા અનુભવને પછી ભલે જ્ઞાન કે ભક્તિ કે સમાધિ કહેજો. અર્થ રહમજો તો શબ્દ રુચે તે વાપરજો.

બીજી બાઇ:—ત્હારે દેવિ ! માણસની તે ગતિ શી હશે ?

જોગણ:—અઘરો સવાલ છે, પણ યથામતિ રહમજાવું છું. ચેતન ભણી નજર કરતાં માણસની અને સૌ વસ્તુઓની ગતિ ઉંચી છે. બાલક ખીલી મનુષ્ય થાય, અને મનુષ્ય ખીલી દેવ થાય, એવું જગતનું બન્ધારણ તો છે. છતાં જગતની નિસરણીએ ચ્હડનારા ચ્હડે છે, ને ઉતરનારા ઉતરેય છે. કરણી ત્હેવી પાર ઉતરણી છે, દીકરીઓ ! પણ નરકમાંથી યે અન્તે ઉદ્ધાર થાય એવું માનતો આપણો ધર્મ તો આશાવાદી છે.

બીજી બાઈ:—ત્હારે માજી ! આપણે અન્ય ધર્મવાળા સાથે વિરોધ છે ?

જોગણ:—સર્વ દેવ નમસ્કારઃ કેશવં પ્રતિ ગચ્છતિ. જેમ સહુ નદીઓનાં નીર સાગરને જઇ મળે છે, તેમ સર્વ દેવને કરેલા નમસ્કાર પ્રભુને પ્હોંચે છે; એવું માનનારને કોની સંગે વિરોધ હોય ? એક વડની ડાળીએ ડાળી અથડાય, પણ થડ કોઈ શાખા સાથે અથડાવા જતું નથી. જૂઓ, દીકરીઓ ? ગીતાજીનો એક શ્લોક શીખવું છું. સૌ સધર્મ ભણી એ નજરે નિરખજો.

યો યો યાં યાં તનૂ ભક્તઃ શ્રદ્ધયાર્ચિતુમિચ્છતિ
તસ્ય તસ્યાચલાં શ્રદ્ધાં તામેવ વિદધામ્યહમ્

શ્રીકૃષ્ણ મહારાજનું એ વચન મા વીસરજો, અને એમને એ પગલે ચાલજો. આટલું કરશો તો આ લોક ને પરલોક બન્નેમાં ત્હમારૂં કલ્યાણ થશે. પ્રભુને સંભારજો, ને પુણ્યને પન્થે ચાલજો સદા.

પહેલી બાઈ:—દેવિ ! માતાજી ! આવું આવું તો ઘણાં યે કહે છે, પણ કોઈ પાળતું નથી ને ?

જોગણ:—પુત્રીઓ ! ઘડે ત્હેવું નહીં, પણ મૂલવી લે ત્હેનું ઘરેણું: તેમ, બોલે ત્હેનો નહીં, પણ પાળે ત્હેનો ધર્મ. ત્હમે ત્હમારો ધર્મ પાળજો, અને જગત તરજો. જય જગન્નાયનો !

નાનાલાલ દ. કવિ.

# વિવિધ વિહાર.

## સેવાસદન.

( સેવા સદનના મંત્રી તરફથી મળેલું )

૧. આપણામાં મરકી તથા દુકાળ બહુ વખત સુધી ચાલ્યાં છે, અને તેને લીધે અસંખ્ય સ્ત્રીઓ વૈધવ્યદશામાં આવી પડી છે. તેમજ આપણા સમાજની સ્થિતિ દિવસે દિવસે બદલાવા માંડી છે, વળી કેટલીએક છોકરીઓ ઉમ્મરે પહોચેલી હોવા છતાં પરણવા ઇચ્છતી નથી અને આખી જીંદગી સુધી અવિવાહિત જ રહેવા માગે છે. જ્યારે આમ છે ત્યારે જે સ્ત્રીઓના મનમાં કાંઇ પણ ભલું કરવાની ઇચ્છા હોય-પછી તે વિધવા હોય કે અવિવાહિત હોય-તેઓ સર્વને પોતાનાં ઇષ્ટ કાર્યમાં યોજી **ભરતભૂમિની ભગિની** તરીકે તેઓનો લાભ લેવાનો ખરેખરો વખત શું નથી આવ્યો ?

૨. આ પ્રમાણે કરવાથી સ્ત્રીઓ માટે એક નવો ઉદ્યોગ ઉપન્ન થશે, અને તેઓની મદદથી આપણા સાંસારિક, નૈતિક,આર્થિક, તેમ જ આરોગ્ય સંબધી, વૈદક સબંધી અને કેળવણી સબધી ઘણા સવાલોનું નિરાકરણ થઈ શકશે આ રીતે તેઓ શું શું કામ કરી શકે એમ છે, તે છાપેલી ટુંકી વિગત ઉપરથી જણાશે.

૩. બીજી સસ્થાઓ અને સેવાસદન વચ્ચે ફરક શો? **પ્રેમપુરઃસર સ્વાર્થત્યાગી સેવા.** પરમેશ્વર પ્રીત્યર્થ ભગિનીસેવા કરવાની જેઓની ઇચ્છા હશે તેઓનો સદનમા ઘણી ખુશીથી સ્વીકાર કરવામા આવશે. જે સ્ત્રીઓ ગ્રેજ્યુએટ અથવા અંડરગ્રેજ્યુએટ હશે અને જેમને આવા પરોપકારી કામ કેવી રીતે કરવા તે વિષે સારી તાલીમ મળી ચૂકી હશે, તેઓ થેડો વખત ઉમેદવારી કરશે, પછી તેઓના નામ, સદનનુ કામ કરવાને બરોબર લાયક હરેશી નિયમિત ભગિનીઓ Regular Sisters.) ની નામાવલિમાં મૂકવામાં આવશે, અને તેઓના નિર્વાહ માટે તેઓને દરમાસે રૂપિયા પચાસ તથા રહેવાની મફત જગ્યા આપવામા આવશે જેઓને સદનના કાર્યસંબધી શિક્ષણ લેવાની જરૂર હશે તેઓને શિક્ષણ આપવ નો સારો બન્દોબસ્ત કરવામાં આવ્યો, અને તેઓને રહેવાની મફત જગ્યા,ઉપરાંત તેઓની જરૂરીઆત પ્રમાણે દરમાસે રૂ ૨૦) થી રૂ. ૩૦) સુધી આપવામાં આવશે જે સ્ત્રીઓ પ્રમપુરઃસર સ્વાર્થત્યાગી સેવા પાછળ જ પોતાનું આયુષ્ય અર્પણ કરવા ઇચ્છતી હોય તેવી ભગિનીઓની અમારે ખાસ કરીને જરૂર છે પરંતુ તે શિવાય બીજી રીતે કામ કરવા ઇચ્છનાર સ્ત્રીઓને માટે પણ **સેવાસદન** હમેશાં

ખુલ્લું છે; સરત માત્ર એટલી કે જેટલો સમય તેમણે સદનના પૈસાથી શિક્ષણ લીધું હોય ઓછામાં ઓછા તેટલા સમય સુધી સેવા કરવાને તેમણે બંધાવુ પડશે.

૪. સદનમાં એક હિન્દુવિભાગ રાખવામાં આવશે. એની ઘણીખરી વ્યવસ્થા ભગિનીઓ પોતે જ કરશે. એક હિન્દુ કમીટી આ વિભાગને પૈસા તથા સલાહ આપી જોઇતી મદદ કરશે. તે જ પ્રમાણે એક પારસીવિભાગ તથા એક મુસલમાનવિભાગ પણ રાખવામાં આવશે. અમને આશા છે કે વખત જતે સદનને માટે એક મ્હોટા વિસ્તારવાળી જગ્યા મેળવવા અમે શક્તિમાન થઇશું, તે જગ્યા ઉપર, સૌથી ઉપલા વર્ગની ભગિનીઓને રહેવાને માટે, ત્રણ જુદાં જુદાં મકાન બાંધવાનો અમારો વિચાર છે. તે ઉપરાંત સદનની સર્વ ભગિનીઓ એક બીજા સાથે મળી શકે તથા પોતપોતાના અનુભવની વાતો કરી શકે એ હેતુથી એક સામાન્ય ખંડ સર્વ ભગિનીઓને માટે રાખવામાં આવશે. મધ્ય કાઉન્સીલમાં આ ત્રણે વિભાગ પોતાના પ્રતિનિધિઓને મોકલશે. આ કાઉન્સીલ ત્રણે વિભાગની પ્રવૃત્તિઓનું સંમેલન કરવાનો પ્રયત્ન કરશે, અને તેમને દ્રવ્યની સહાયતા કરશે. દરેક વિભાગનું ફંડ જુદું રહેશે અને તેના ઉપર તે સંપૂર્ણ સ્વામીત્વ ભોગવશે.

૫. સદનનું કામ કરવાને નિયમિત ભગિનીઓ ( Regular Sisters ) અને ઉમેદવાર ભગિનીઓ ( Probationers ) ઉપરાંત અમારે પ્રસંગે પ્રસંગે કામ કરી શકે તેવી બહારની પ્રાસંગિક ભગિનીઓ ( Lay-Sisters ) ની પણ જરૂર છે; આવી ભગિનીઓ પૈસાદાર લોકોમાંથી ઘણી મળી શકે એમ છે. તેમાં ખાસ કરીને પરણેલી સ્ત્રીઓ સદનને બહુ ઉપયોગી થઇ પડશે. [ આ ભગિનીઓએ જે કામ કરવાનાં છે તે માટે છાપેલી ટુંકી વિગત જુઓ. ]

૬. આ સદનનો ખાસ હેતુ એવો છે કે ગરીબ લોકોના હિતને માટે સુયાણીઓ અને ઉપચારિકાઓ ( nurses ) નો એક આખો વર્ગ જ તૈયાર કરવો તેમ જ સર્વ પ્રકારની સ્વાર્થત્યાગી પ્રેમમય સેવાને માટે પરિવ્રાજિકાઓ ( Lady-missionaries ) ને સ્થળ સ્થળે મોકલવી.

૭. આ કાર્ય મુગાં મુગાં નમ્રપણે અને ખરેખરી ધાર્મિક વૃત્તિથી કરવાનું છે. ત્યારે જ ઇશ્વર તેને સફળ કરશે.

૮. આવી વૃત્તિથી પરોપકારી કામ કરનારાઓનાં થોડાંક ઉદાહરણ અત્રે આપીએ છીએ.

( ક ) જર્મનીના કૈઝરવર્થ નામના શહેરમાં એક નમ્ર સ્વભાવનો પાદરી રહેતો હતો. તેણે ૧૮૩૬ ની સાલમાં ઉપચાર માટે એક નાની સંસ્થા ( Nursing Institution ) સ્થાપી. તે વખતે ફ્લૉરેન્સ નાઈટીંગેલ જેવી યોગ્ય શિષ્યા તેને મળશે અને આ શિષ્યાની મારફત, પોતાની નાનકડી સંસ્થા યુરોપ અને અમેરીકા ખંડમાં આ કામનો મજબૂત પાયો નાંખશે. એ સર્વનો તે પાદરીને ખ્યાલ સરખો એ ન હતો. ફ્લૉરેન્સ નાઈટીંગેલના પ્રયાસથી સ્ત્રીઓને માટે નવો ઉદ્યોગ

[૧] આરોગ્યશાસ્ત્ર અને નિયમન.
માંદાંની માવજત, અકસ્માત્ અને તેના તાત્કાલિક ઉપાય.
( ૨ ) ઇન્દ્રિયવિજ્ઞાન અને શારીરિક શાસ્ત્રનાં મૂળતત્વો.
( ૩ ) પ્રસૂતિશાસ્ત્ર.
( ૪.) સ્ત્રીઓના તથા બાળકોના રોગ, અને તેના ઉપચાર.

૨. નીચેના વ્યાવહારિક વિષયો ઉપર ભાષણ આપીને:—
( ૧ ) ગૃહનીતિ.
( ૨ ) બાલોદ્યાન શિક્ષણપદ્ધતિ.
( ૩ ) પરોપકારી કાર્યો કરવાની પદ્ધતિ.

૩. સ્ત્રીઓને રસ પડે અને ઉપયોગી થાય એવા સામાન્ય વિષયો ઉપર ભાષણો આપીને કે પુસ્તકો વાંચીને; દાખલા તરીકે સાધુ પુરૂષો અને સ્ત્રીઓ તેમ જ વીરપુરૂષો અને વીરાંગનાઓનાં જીવનચરિત્ર, ઇત્યાદિ.

૪. સ્ત્રીઓની શિલ્પશાળામાં કોઈપણ કળા અથવા હુન્નરનું શિક્ષણ આપીને.

૫. અનાથ છોકરીઓ, વિધવાઓ અને અન્ય દુઃખી સ્ત્રીઓની સંભાળ લઇને.

ख. સેવા-સદનની બહાર.

૧. જે છોકરીઓ ઉમર થઇ જવાથી તથા જ્ઞાતિબન્ધનને લીધે ઘર બહાર નીકળી શકતી નથી તેમને તથા અન્ય સ્ત્રીઓને ઘેર શીખવવાના વર્ગો કાઢીને તથા સામાન્ય કેળવણીનો પ્રસાર કરીને.

૨. ઇસ્પિતાલોની અને સ્ત્રીઓના તથા છોકરાઓના વિભાગોની મુલાકાત લઇને તેમ જ તેમાનાં આજારી સ્ત્રી તથા બાલકનું સાંત્વન કરીને.

૩. આજારી સ્ત્રીઓ તથા બાલકોની સારવાર કરીને.

૪. કારખાનામાં ધંધે લાગેલી છોકરીઓ તથા સ્ત્રીઓ, તેમ જ અન્ય ગરીબ છોકરીઓ તથા સ્ત્રીઓ, જ્યારે મંદવાડમાં અથવા વિપત્તિમાં આવી પડે ત્યારે ભગિની તરીકે તેઓની સેવા કરીને.

૫. આજારી અને અપંગ માણસોના આરામને માટે પ્રાર્થના કરીને, સ્તવન કીર્ત્તનનાં પદ ગાઇને તેમ વાજીંત્ર વગાડીને, ઇત્યાદિ.

૬. મદ્યપાન કરવાની, દેવું કરવાની, તથા કોર્ટે ચઢવાની વૃત્તિઓનો અટકાવ કરીને.

૭. ગરીબ લોકોને દવાની અને બીજી મદદ મેળવી આપીને.

૮. જે સ્ત્રીઓને તથા બાળકોને અન્યાય થયો હોય તેમને દાદ મેળવી આપીને.

૯. સ્ત્રીઓ ઉપર તથા બાળકો ઉપર થતા જુલમ અને અન્યાયને અટકાવીને, તથા જે રૂઢિરીવાજો તેમને હાનિકારક હોય તે ધીમે ધીમે કાઢી નંખાવીને.

૧૦. ઘરકંકાસનું સમાધાન કરાવીને.

૧૧. બંદીવાન સ્ત્રીઓની મુલાકાત લઇને તથા તેમને સુધારવા પ્રયત્ન કરીને. જ્યારે તેઓ કેદખાનામાંથી છૂટે ત્યારે તેમને પ્રમાણિકજીવન ગાળવા મદદ મેળવી આપીને.

૧૨. દીવાનાશાળામાં સ્ત્રીવિભાગની મુલાકાત લઇને.

૧૩. પતિત થયલા કમનશીબોનો પુનરુદ્ધાર કરીને.

૧૪. આંધળાની શાળાઓ, બહેરાંમુગાંની નિશાળો તેમ રક્તપિત્તની હૅાસ્પિતાલ જેવી, પરોપકારી સંસ્થાઓની મુલાકાત લઇને, અને તેમાં વસતા માણસોના ચિત્તને સ્વસ્થ અને પ્રસન્ન કરીને.

૧૫. સેવાસદનને માટે કામ કરનારા, મદદ કરનારા, અને લાગણી ધરાવનારા મેળવી આપીને.

---

## સેવાસદન બોધપત્રિકા.

---

### અંક ૧.

મ્હારી બ્હેનો ! તમે કે જેઓને મરકી તથા દુકાળે વૈધવ્ય આપ્યું છે તે અમારી પાસે કાં ન આવો અને પરમેશ્વરપ્રીત્યર્થ સ્નેહમય શ્રમ કરવામાં તમારા જીવનને કાં ન ગાળો ? દયાળુ પરોપકારી આત્માઓ ! તમારી સ્થિતિ ગમે તેવી નજીવી હોય છતાં તમે આવો—જેઓ શ્વેત હિમના જેવાં શુદ્ધ હો તે અમારી પાસે આવો—કર્તવ્યના વિકટ પંથપર પ્રવાસ કરવાને તત્પર હો તેવાં સર્વ કોઈ અમારી પાસે આવો—તમારી માતૃભૂમિની સ્થિતિ સુધારવા, તેની વર્તમાન દશામાં મીઠાશ આણવા, તેનો ભાર હલકો કરવા તમે અમારી પાસે આવો.

વિષયોના પાશ અને બન્ધનો વચ્ચેથી નિષ્કલંક રીતે ચાલી જઇને, મ્હારી મધુર ભગિનીઓ, પરમેશ્વરની સંપૂર્ણ યોજનાને સફલ કરવાને અન્તઃકરણથી સદૈવ ઇચ્છયાં કરો—ઇશ્વરેચ્છાને સર્વાંશે આધીન બનો—તેની આજ્ઞાનું પાલન કરો—અહંતાનો નાશ કરો—તથા સ્વાર્પણમાં તત્પર રહો, અને જરૂર તમારૂં જીવન સુગન્ધી શ્વેત મંજરી જેવું બની સ્વર્ગપ્રતિ ઉડશે અને સ્વર્ગના દિવ્ય રંગથી રંગિન બનશે.

જાઓ ! દયાળુ, નિઃસ્વાર્થ અને સફલ કુટુંબજીવનનાં અમૂલ્ય ગાનો શીખવવા માટે જાઓ !—એક નજીવામાં નજીવું ઘર, રે અંધારામાં અંધારૂં બંધીખાનું, પણ એક પુષ્પના કુંજ જેવું કેવી રીતે બનાવાય તે શીખવવા માટે જાઓ !—ઘા ઉપર ઘા પડવા છતાં, જંજાળોમાં ભરાઈ પડ્યા છતાં, મર્મવેધક વેદનાથી વિંધાયા છતાં, કોઇ પણ પ્રકારની મદદથી હીન હોવા છતાં, અને મિત્રમંડળથી ત્યજાયા છતાં આપણે દિવ્યપ્રેમની પાંખો ઉપર જ્ઞાનપર્વત સુધી ઉંચે કેવી રીતે ઉડી શકીએ તથા સ્વર્ગીય સૂર્યના તેજ સરોવરમાં સ્નાન કરી આનંદસ્વરૂપ પરમાત્મામાં લીન કેવી રીતે થઈ શકીએ એ શીખવવા માટે તમે જાઓ ! ! !

મ્હારી બ્હેનો ! પવિત્ર આત્માર્પણના, સ્વર્ગમાં વિહરનાર ધર્મના, નિષ્કલંક વિશુદ્ધિના તથા દિવ્ય નમ્રતાના વિચારોથી તમારી જાતનું પોષણ કરો. તમારા જીવનની દયાપૂર્ણ સલાહશાન્તિથી આ ગરીબડી પૃથ્વીને પવિત્ર બનાવી તેનો સ્વર્ગ સાથે સંબંધ કરો. તમારી વાણીથી તથા હસ્તથી મનોહર સંગીતનો રસ રેલો અને તમારા અન્તરાત્માના સુગન્ધથી તમારી માતૃભૂમિને સુવાસિત કરો.

જેઓ દયાનાં સત્કાર્યોને શુદ્ધવિચાર તથા ધ્યાન સાથે મેળવે છે, જેઓ સન્માર્ગના દ્રષ્ટા છે, જેમનાં નેત્ર તથા કાન આગળ આકાશ જેવું પણ ખુલ્લું છે તેમને અનર્થની દુષ્ટશક્તિઓ અને સંસારની મલિન ઈર્ષ્યા શું કરી શકે તેમ છે ?

પરમેશ્વરની પુત્રીઓ અને માનવજાતિની ભગિનીઓ ! જેમણે નિર્દોષતાનાં વિશુદ્ધ વસ્ત્ર ધારણ કર્યાં છે, જેમનાં હૃદય શુદ્ધ તથા શાન્ત છે, અને જેમના મુખચન્દ્ર ઉપર અદૃશ્ય પરમાત્માનો પ્રકાશ છવાઈ રહ્યો છે તેવી મીઠાશભરી પરોપકારી દેવીઓ બનો ! તમારા કોમલ હાથે દુઃખી મનુષ્યોને શાન્તિ આપો; તેમ જ જેઓ જડ બનાવી દેનાર દારિદ્રયનો ભોગ થઈ પડી છે અથવા અસહ્ય દુઃખોને લીધે જેના ગાલ કરમાઈ ગયા છે, જેઓની ભમ્મર ઉપર કરોચલીઓ પડી ગઇ છે અને જેઓનાં શરીર વળી ગયાં છે તેવી તમારી અસંખ્ય બ્હેનોને તમારા કોમળ દયાર્દ્ર હૃદયે સ્નેહમય શબ્દોવડે તથા સ્નેહમય સેવાવડે તમે સહાય કરો. દુઃખને શાન્ત બનાવી દ્યો—ક્ષીણ થતા જીવનને ટેકો આપો—પ્રામાણિક શ્રમમાં મીઠાશ આણો—ગરીબ, અશક્ત, થાક્યાંપાક્યાં તથા ભારે મરતાં ભાઈબ્હેનોના ઉમળકાભર્યા આશીર્વાદ લ્યો. સદ્‌ગુણનાં બીજ વાવો અને ન્હાનકડાં બાળકોનાં હૃદયોમાં તેના પુષ્પોને ઉઘડતાં જુઓ તથા તેનાં પાકતાં અને પરિપકવતાથી નરમ થતાં ફલને નિહાળો. તેમનાં જીવનોને નિષ્કલંક, વિશુદ્ધ તથા સ્વર્ગની સુવાસથી મીઠાશભર્યાં બનાવો. બીજાને દુઃખ દઇને અથવા તો બીજાનું લોહી ઢોળીને પુષ્ટ બનવું એ ધિક્કારને પાત્ર છે એવુ તેમના મન ઉપર ઠસાવો અને કોઇને પણ ઇજા કર્યા વગર બધાની સાથે સલાહશાન્તિમાં જીવન ગાળતાં તેમને શીખવો.

મ્હારી મધુર ભગિનીઓ ! હું તમને કરગરીને પ્રાર્થના કરૂં છું કે તમારા પોતાના જ દૃષ્ટાન્તથી તમે સત્યની સુન્દરતા દર્શાવો, તેમજ સ્વર્ગનાં રમણીય ફલફૂલની સુન્દરતા પણ તમે પ્રસરાવો. એ ફલફૂલ તે કયાં ?-તે બીજાં કંઇ નહિ પરન્તુ સ્વર્ગમાં ફૂલની સ્થિતિમાંથી ફલમાં રૂપાન્તર પામનાર માયાળુ શબ્દો અને લોકોપયોગી સત્કાર્યો !-સ્નેહમય શબ્દરૂપી પુષ્પો કે જે આપણા અન્તરમાં રહેલી પશુવૃત્તિને નિઃશસ્ત્ર બનાવી દે છે, ભક્તિમય સત્કાર્યોરૂપી અમૂલ્ય ફલ કે જે આપનારને તથા લેનારને માટે દિવ્ય ભોજન પૂરૂં પાડે છે !-તે ફલ અને તે ફૂલ તમારા બળમાં વધુ બળ ઉમેરશે, તમારા આત્માને પવિત્ર બનાવશે, તમારા અન્તરમાં નવા વિચારોને જન્મ આપશે; આ બધી ક્રિયા ત્યાંસુધી થશે કે જ્યાંસુધી તમારા વિષયોમાં ડુબી ગયેલો, જડ અને નાસ્તિક વાસનાદેહ તમારાથી જુદો પડશે અને દુઃખદ્વારા ઉન્નત જીવનપ્રદેશમાં ઉડનાર નવીન પ્રાણીનો પ્રાદુર્ભાવ થશે.

## બાઇ ન્હાનીબ્હેન ગજ્જરનું વ્યાખ્યાન.

મ્હારી વ્હાલી બ્હેનો ! મ્હારી ભરતભૂમિની પરમ આશાઓ ! સેવાસદને સંસારના મંદિરમાં આપણી પ્રતિષ્ટા કરી. સેવાસદનનું મંગળાચરણ આરંભાયું. શ્રીગણેશને પાટે બેસાડતાં આપણે ત્હેની બન્ને પત્નીઓને આમંત્રણ કરીએ. દેવ પધારે ત્યાં દેવીઓ ન હોય તો આપણને કુડું લાગે. આપણાથી જવાય જ નહિ શુદ્ધિમાતા ! અન્તર્પટના મળ ધોનારી દેવી ! બુદ્ધિમાતા ! અન્તર્ચક્ષુઓમાં ચૈતન્ય આપનાર જ્યોતિ ! ચાતુર્માસના ગણપતિ ઉત્સવમાં અમે અમારાં હૃદયમન્દિરોમાં તમારી સ્થાપના પ્રથમ કરીએ છીએ ! પ્રભો ! અમારી શુદ્ધિ બુદ્ધિને મંગળમાતાઓ અમૃતથી પોષો.

સેવાસદનનો આરંભ કરી આપણે સેવાનાં વ્રત લીધાં. બ્હેનો ! સેવાસદનની પતિતપાવની માતા બ્હેનોને સેવાધર્મ માટે તેડે છે. સેવા જ કરવા પધારજો, મેવા માટે નહિ. કીર્તિની પ્રીતિ રાખતાં ના. ધનનો લોભ રાખતાં ના. મલિન વાસનાઓ મુકીને આવજો. કલ્યાણવાસના સતેજ કરી પધારજો. નાના રંગના રાગ ત્યાગી પધારજો. દૃષ્ટિમાંથી વિકાર છોડી આવજો. સર્વપર પોતાસમી પ્રીતિ રાખજો. કો ધર્મના વિરોધી ન થતાં, કો ધર્મમાં બદ્ધ ન થતાં. સેવાસદન વિલાસનુ સ્થાન નથી. સેવાસદન કર્તવ્યભૂમિકા છે. કામ કરવા પધારજો. દુનિયા ડરે છે, ત્રાસે છે, મરે છે તેની દયા જાણતાં પધારજો. દુનિયાને દુઃખી ગણી અને તમારા અતિથિ ગણી તેમનું સ્વાગત કરવા પધારજો. સત્યમાં પ્રીતિ રાખી પધારજો. પ્રભુમાં શ્રદ્ધા રાખી પધારજો. હૃદયને વિશુદ્ધ બનાવી પધારજો. સેવા કરવા—સેવા કરવા મનમાની સેવા કરવા—બદલા વિનાની સેવા કરવા પધારજો—પધારજો.

સેવા કરવી એ તો સ્ત્રીઓનો જ અધિકાર છે. પુરૂષોનાં પરાક્રમ પુરૂષાર્થમાં છે. સ્ત્રીઓનાં કર્તવ્ય સેવામાં છે. સ્ત્રીઓ તપસ્વિની છે—દયાની દેવીઓ છે-ક્ષમાની મૂર્તિઓ છે. બ્હેનો, ત્હમારી દયાને વિકસાવો. અહો ! મંગળમૂર્તિ સૌભાગ્યદેવીઓ ! તમારો ચુડો શ્રીનાથ અમર રાખો. તમારાં હૃદય વિશુદ્ધ બનો. ગૃહદેવીઓ ! ત્હમારાં ગૃહમાં આનન્દ વધારજો, પતિપત્નીની એક ગ્રન્થિએ સંધાયાં છો, અમર ગ્રન્થિએ સંધાવ. દેવી ! પતિને જાગ્રત કરજો. પતિજીવન જાગ્રત રાખજો. પતિની સમૃદ્ધિનો સદુપયોગ કરજો. પતિની વાસનાને પુનીત કરજો. ગૃહિણી ! પતિના મન્દિરની તું કારભારી છે. ત્હારો કારભાર દીપાવજો. ગૃહઆંગણું શુદ્ધ રાખે તેમ હૃદયઆંગણું શુદ્ધ રાખજો. સ્મિત કરતી ઉઠજો. સ્મિત કરતી બોલજો. સ્મિત કરતી ફરજો. સ્મિત કરતી શીખજો અને શીખવજો. સચ્ચિદાનન્દ ત્હારાં સ્મિત અખંડ રાખો ગૃહિણી ! આજે પત્ની કાલે માતા થશે. માતાઓને મંગળ આશિષ સેવાસદન આપે છે. માતા ! પુત્ર પુત્રી પર સરખો સ્નેહ રાખજો. એકને જ્ઞાન આપે છે તેમ બીજાને આપજો. પુત્ર માટે સારી વહુ જોઇએ તો પુત્રી માટે સારો પતિ શોધજો. ઘરમાં વહુ સાસરીઆં ઉજાળે. પરઘરનો પરોણો જમાઇ પુત્રીને સંસારસાગર તરાવે. પુત્રીને જેમ લડાવે છે તેમ વહુને લડાવજો. સાસુ ન થતી. માતા થજો. નણંદ-નાનંદ ન થતી આનન્દ થજો. પતિ બહારથી આવે, ઘર સ્વર્ગ ભાસે. પતિ હારી જાય કે નવી પ્રેરણા પામે. પતિનો દુઃખભાર હલકો થાય. પતિની સમૃદ્ધિ દીપાવે. પતિના કામમાં કુટુંબસેવામાં,

દેશસેનામા, વિશ્વસેનામા જોડાય--આનુ નામ ધમ પત્ની, આનુ નામ સેના સૌભાગ્યવતી! આગલુ કામ કરશે તો ત્હારૂ ઘર સેવાસદન છે ત્હારા નનાટકુ કુમ અમર રહો

સૌભાગ્યની ઝાખી જ કરેલી, સ સારના દિવ્ય સ્વપ્નામાથી બહિર્મુખ થએલી વિધવાઓ ! તપ કરવા તત્પર થયેલી અનાથ બાળાઓ ! મરકી દુકાળના દુ ખમા એકાકી થયેલી મો ! જીવનસફળતા સમજો તમારામા તપ છે, તમારામા ક્ષમા છે, વિદ્યા નથી પુત્ર જેટલુ પુત્રીને કોણ ભણાવે છે ? અરે પુરૂષો ? વિચાર કરો પુત્રીને કમાવુ નથી, પણ સ સારસાગર તરવો છે અરે જનની ! સ સારસાગર તરવાનુ નાવ તું દીકરીને નહિ આપે ? સ સારનુ વગર જોયે વગર તપાસે આપેલુ સૌભાગ્ય ઉડી જાય ને બાલિકા દુ ખ-દરિયામા ડુબી જાય યૌવન પહેલા વૈધવ્ય પામે-વિકાસ પહેલા ક્ષય થાય. ભરતી પહેલા મન્થન શરૂ થાય-બુદ્ધિના વિકાસ પહેલા વાગ્દાન થાય-પગ આ વ્યા પહેલા દોડવા દેવાય-તરવા શીખ્યા પહેલા સમુદ્રમા ન ખાય આવી આવી બાણુશય્યાપર પુત્રીઓને સુવાડનાર નિષ્ઠુર પુરૂષો ! તમારી નિષ્ઠુરતા કયારે ત્યજશો ? દેવોનુ અર્ચન કરો છો-અને નિ શ્વાસતી દીકરીઓની ગણત્રી પણ કરતા નથી, તો ધુપ, દીપ, નૈવેદ્ય વિગેરે અર્પી પૂજા તે કયાથી કરશો ? આગળ દેવો શેના રમે ? પિતાઓ ! માતાઓ ! દીકરીઓને હૃદય રક્ત વહે છે, અ ર્જાિ ભરી પ્રાયશ્ચિત લ્યો રૂદનમાથી સ્મિત વિકસાવો ડુબતા તારો, પાપીને ઉગારો. બાળકોને પાખ આપો પ્રભુએ આપેલુ જીવન પામરતા માટે નથી. સુન્દરતા વિકસાવો. જીવન વિનાસ માટે નથી, કર્તવ્યગીતા શિખવો વિધવા ! વિધવા ! અનાથ થયેલી વિધવા ! તુ પ્રભુમય જીવન કા ન ગાળે ? પ્રભુમય જીવનમાં સનાથ કેમ ન બને ?

" વરીએ તો વિઠ્ઠલ વર વરીએ
વરીએ તો શામળીઓ વરીએ
સ સારીનુ સુખ કાચુ, ઝાઝવાના નીર જેવુ,
તેને તુચ્છ કરીએ રે.
સ સારીનું સુખ કાચુ, પરણીને રડાવુ પાછુ,
પરણુ તો પ્રીતમ પ્યારો, અખ ડ સૌભાગ્ય મ્હારો,
રાડવાનો ભય ટાળ્યો રે
મીરાબાઇ બલિહારી, આશા એક મ્હને તારી,
હવે હુ તો બડભાગી રે.
મોહન ત્હારા મુખડાની માયા લાગી રે

એમ ગાતી ગાતી મીરાએ જીવન પ્રભુમય કર્યું સ સારના દુ ખ વિસરીને સ સારમા ભ્રષ્ટ ગણાયલીએ સ'સારમા સ્વર્ગના દ્વાર ઉઘાડનારી ભક્તિ રેલી. વિધવાઓ, મીરાબાઇને ગુરૂ કરી પ્રભુમય જીવનમા સનાથ બનો એકલી છો તે પ્રભુની દીકરી બનો પ્રભુની દીકરી અને સ સારની માતા બ્હેન ! સ સાર દુ ખી છ, દુ ખ ભૂલી દુનિયાના દુ ખ દૂર કરો મીરાબાઇએ દીક્ષા લીધી તેમ—"હા ! સૌ વિધવા ધર્મદીક્ષા લે તો મ્હારા દેશમાં સાધ્વીઓના વન વધે, સરસ્વતી, ધન્વન્તરી ને પ્રભુના મન્દિરો "—રથપાદ. વિધવાઓ

સંસારની માતાઓ બને, અનાથને આશરો આપે, દુઃખીના દુઃખ કાપે, બન્ધનમાંથી મોક્ષ અપાવે સંસારમાં તપ કરતી જોગણ સમી સંસારમાં માતાનું, ગુરૂનું, વૈદ્યનું, ઉદ્ધારનારનું, અને પાવન કરનારનું કામ કરે, સંસારયાત્રાને સહજ કરે આ પ્રભુનાં વ્રત આપવા, શીખવવા, બોધવા, પ્રેરવા, દુઃખમય જીવનને કર્તવ્યમય બનાવવા, સ્વાર્થનાં રૂદન ભૂલી પરમાર્થનાં હાસ્ય પમરાવવા પધારો પધારો. અનાથ અબળાઓ ! સેવાસદન તમને આમન્ત્રે છે.

સેવા કેમ કરશો ? સેવા કરતાં શિખી સેવા કરજો, બાળિકાઓને ભણાવજો. કૌમારીઓનું હૃદય વિકસાવી, કૌમાર-વ્રતની દીક્ષા પણ આપજો. સંવનનનાં જ સ્નેહલગ્ન કરાવજો, દિવ્યવેલીને દિવ્યવૃક્ષનો સયોગ કરાવજો, હૃદયરસનો વિકાસ થાય તેવાં સાધન સ્થાપજો. ધર્મમય જીવન કરાવજો. પતિઓ પિતાઓ, માતાઓ, સાસુઓ, પુત્રો, પુત્રીઓ સર્વેને ધર્મો શીખવજો. દુઃખીને સુખી કરજો ને પડતાંને પકડજો. માંદાની માવજત કરજો, ને રીબાતાંને આશ્વાસન આપજો, ભુખ્યાંને ભોજન અને પામરને જ્ઞાન દેજો. પશ્ચાતાપ કરનારને ક્ષમા દેજો. પાપીને તારજો અને પતિતને ઉદ્ધારજો. અનાથને અને વિધવાને આશ્રય આપી, જ્ઞાન આપી, શક્તિ આપી, સંસારમદનાં સાધુસાધ્વીઓ બનાવજો. નીતિની ને ધર્મની ધારાઓ ચલાવજો. જ્ઞાનીને રસ શીખવજો. રસિકને જ્ઞાની કરજો. સન્યાસીઓને સંસારમાં અલખ જગાડવા તેડજો. શ્રીમંતોને દાનવિધિ શીખવજો સંસારીનાં હૃદય સન્યાસી બનાવજો. જડવાદને દૂર કરજો. જ્ઞાની ગરીબોને લક્ષ્મીનો યોગ કરાવજો. તમસ ઉડાવી કર્તવ્ય ભૂમિકા પર થનથન નૃત્ય કરાવજો. દૃષ્ટિ સાત્વિક કરજો. સંસારમાં સમૃદ્ધિ વેરજો. પ્રત્યેક ગૃહને પ્રભુમન્દિર બનાવજો. અસ્તુ.

---

## મુંબાઇના સેવાસદન–આશ્રમો.

### હિંદુ, મુસલમાન અને પારસી.

---

#### સામાન્ય નિયમો.

૧. ઉપરની ત્રણ જાતોની સેવાર્થીઓને રહેવા માટે આશ્રમોની ગોઠવણ કરવામાં આવી છે.

૨. જુદા જુદા આશ્રમો જે સાધ્વી કે રક્ષકમાતાઓની દેખરેખ નીચે હોય તેઓને તે આશ્રમોની આંતરવ્યવસ્થા સોંપાશે.

૩. કોઇ પણ સેવાર્થીને બહિર કરવાનો હક આશ્રમકમિટીને છે.

૪. ૧૨ વર્ષની નીચેની સેવાર્થીઓને આશ્રમોમાં દાખલ કરવામાં આવશે નહિ.

૫. આશ્રમમાં રહેવા ઇચ્છનાર સેવાર્થીને પ્રવેશપત્રિકા બ બરાબર ભરી આપવી પડશે. તે પ્રવેશપત્રિકા ઓફિસમાંથી મળશે.

૬. દાખલ થવા માટે દરેક ઉમેદવારને ધ્યાનપૂર્વક અભ્યાસ કરવાની અને નૈષ્ઠિક સેવિકા તરીકે યોગ્યતા મેળવવાની દૃઢ અભિલાષા છે એવી ખાતરી આશ્રમકમિટીને કરી આપવી પડશે.

૭. દરેક અરજી ઉપર બે ખાતરી આપનારાઓની સહી જોઈશે. ખાત્રી આપનારા-માંથી કોઇપણ ઉમેદવારનો સગો ન હોવો જોઇએ. બે ખાતરી આપનારમાંથી એક જણ તેને તથા તેના કુટુંબને બરોબર ઓળખતો હોવો જોઇએ અને તેને ઉમેદવારની સ્થિતિનું બરાબર જ્ઞાન હોવું જોઇએ, બીજો ખાતરી આપનાર ઉમેદવારે જ્યાં અભ્યાસ કર્યો હોય તે શાળા કે તેવી કોઈ સંસ્થાનો ઉપરી હોવો જોઇએ.

૮. ઉમેદવારની શારીરિક લાયકાતના સંબંધમાં પણ કમિટીઓને સંતોષ મળવો જોઇએ.

૯. આશ્રમમાં રહેવા આવનારને નીચેની પ્રતિજ્ઞા લેવી પડશે —

જે સાક્ષાત્ નિયમ અને સ્નેહ છે એવા પરમાત્માની સમક્ષ હું ધર્મપ્રતિજ્ઞા કરું છું કે સ્વાર્પણશીલ સ્નેહમય સેવાને માટે મ્હારૂં જીવન એક પવિત્ર ન્યાસ છે એમ હું લેખીશ, અને એ પ્રકારની સેવા હું કરીશ એમાં પ્રભુ મને સહાય થાવ.

સૂચના—અપવાદ તરીકે મતાંતરના વાંધાને માન આપવા માટે આ પ્રતિજ્ઞામાં ઘટતો ફેરફાર કરવામાં આવશે.

૧૦. સદનવાસી સેવાર્થીઓનાં રહેવા ખાવાના, કેળવણીનાં તથા બીજા સામાન્ય ખર્ચ સદન પૂરાં પાડશે.

૧૧. સેવાર્થીઓએ દિવસની શરૂઆતમા તથા અંતમા પ્રાર્થના અને ધ્યાન કરવાં પડશે, અને ત્યારપછી ભક્તિનાં પદો અને ભજનો ગવાશે, અને ધર્મ પુસ્તકો વંચાશે. દરેકને રોજનીશી રાખવી પડશે. આશ્રમમા તેમને ઘરનું કામકાજ કરવાનું વ્યાવહારિક શિક્ષણ પણ આપવામાં આવશે, તેમજ તેમની શારીરિક આરોગ્યતાની સંભાળ લેવામાં આવશે.

૧૨. આમંત્રણ સ્વીકારતા પહેલાં તથા કોઇ મેળાવડામાં જતાં પહેલાં સેવાર્થીએ જે સાધ્વી અથવા રક્ષકમાતા આશ્રમની અધિકારી હોય તેની રજા લેવી જોઇશે, તેમજ ગેરહાજરી પછી અથવા સાંઝે બહાર જઇ આવ્યા પછી ખબર આ-પવી જોઇશે.

૧૩. સ્હવારે ને સાંઝે જમતી વખત સેવાર્થીઓએ હાજરીપત્રકમાં પોતાની સહી કરવી પડશે

૧૪. જે સાધ્વી અથવા રક્ષકમાતા આશ્રમની અધિકારી હોય તેની સંમતિ લીધા પછી મુલાકાત લેવાના ઓરડામાં કોઇ મળવા આવનારને સેવાર્થી મળી શકશે.

૧૫ દરેક આશ્રમકમિટી પોતાના આશ્રમ માટે ખાસ નિયમો ઉમેરી શકશે.

## સેવાસદન શિક્ષણમંદિર,

### અભ્યાસક્રમની યોજના.

સામાન્ય વ્યાખ્યાનોમાં મુખ્યત્વે કરીને નીચેના વિષયોનો સમાવેશ કરવામાં આવશે. (૧) માનવજાતિની એકતા. (૨) જીવન એ ન્યાસ. (૩) સેવિકાઓને માટે દયા તથા પરોપકારની ભાવનાઓ. (૪) કુમારિકા, પત્ની તથા માતાના આદર્શો. (૫) ગૃહ, પ્રજા અને માનવજાતિના પોષણવર્ધનમાં સ્ત્રીઓના સહધર્માચાર. (૬) લોકસેવાનાં અને પરોપકારનાં કાર્યોનો અભ્યાસ. (૭) સેવાનો પન્થ. (૮) હાથે કરીને વ્હોરેલાં દુઃખો. (૯) ગરીબોની લાલચો. (૧૦) ગરીબાઇના બદલાઓ. (૧૧) અહિંસા-અથવા મન, વાણી તથા કર્મથી દયા તથા ક્ષમા રાખવી અને કોઇને ઉપદ્રવ ન કરવો. (૧૨) સત્ય-વિચાર, વાણી અને કૃત્યમાં. (૧૩) અસ્તેય-પ્રમાણિકતા. (૧૪) બ્રહ્મચર્ય. (૧૫) અપરિગ્રહ-જીવનમાં સાદાઈ અને વિચારમાં ઉચ્ચતા. (૧૬) શૌચ-મન તથા શરીરની શુદ્ધતા અને સ્વચ્છતા. (૧૭) સંતોષ. (૧૮) તપ-આત્મનિગ્રહ, આત્મમાન, અને આત્મજ્ઞાન. (૧૯) સ્વાધ્યાય-કાળનો યોગ્ય વ્યય. (૨૦) ઈશ્વર પ્રણિધાન. (૨૧) ઋષિમુનિઓ, સંતસાધુઓ, મહાન્ પુરૂષો તથા સાધ્વીઓનાં જીવનચરિત્રો. ( ભજનો અને કીર્તનો રોજ ગવાશે. )

---

## ચર્ચગેટથી અંધેરી.

### લોકલ ટ્રેનમાં લેડીઝ કોમ્પાર્ટમેન્ટમાં થતી રમુજોનું ચિત્ર.

એન્જીન ફુંકારા મારતું ચર્ચગેટના સ્ટેશનમાં આવ્યું, અને સ્હાથે ડબ્બાઓનો ગુંજ પણ લેતું આવ્યું; હું મ્હારા પિતા સ્હાથે તરતજ સ્ટેશનમાં આવેલી હોવાથી ઉતાવળમાં લેડીઝ કોમ્પાર્ટમેન્ટમાં દાખલ થઈ. હજી હું પગથીઆપર પગ મુકું તે પ્હેલાં તો ચાર પાંચ હિન્દુ તથા પારસી છોકરીઓ મ્હને પુરી ચ્હડવા પણ ન દેતી હોય તેમ ઉતાવળ કરતી ને ધક્કા મારતી દાખલ થઈ. દાખલ થતાંજ મ્હેં જોયું કે ડબ્બામાં સ્ત્રીઓની સારી સંખ્યા એકઠી થઈ હતી. હિન્દુ, વાણીઆ, ભાટીયા, વિગેરે—પારસી, મુસલમાન, ઇંગ્રેજ દરેક જાતની સ્ત્રીઓ માંહિ બેઠેલી હતી. હજી મ્હેં જરા જગ્યા કરી બેઠક ન લીધી તેટલામાં તો ગાડી ઉપડી અને હમારા ડબ્બામાં પણ સર્વે જણે પોતાની જીભ-રૂપી એન્જીનની બ્રેક છોડી દીધી. વાતોની શરૂઆત થઈ.

બે યુવાન પારસી ટચાક છોકરીઓ નિશાળેથી પાછી જતી હોય એમ લાગતું હતું. બન્ને ખુણે સામસામાં બન્ને નિરાંતે લાંબા પગ કરી બેઠેલાં હતાં. અને આવનારાંઓની મશ્કરી કરતાં હતાં.

પહેલી બોલી—અરેરે શીરીન ! આ જોયા હિન્દુ લોકોના ઢંગ ? આણે કોણ જાણે ક્યાં ક્યાં ભટકી પગ ઉપર મણ કાદવ ચ્હડાવ્યો છે, ને પાછી હેના પગ સાથે આવતાં

---

* શિક્ષણમંદિરની પ્રવેશ-પત્રિકામાં વિદ્યાર્થી અને શ્રાવાનું નામ, શિરનામું, પિતા, પતિ, વાલીની સહિ, જાતિ, અભ્યાસ, માતૃભાષા વગેરે હકીકત માગવામાં આવે છે.

જરા શરમાતીઓ નથી ! બીજીએ જવાબ દીધો. ફ્રેની ડીયર ! એ લોકો સાળાં બીલકુલ સંભાળતાં નથી, ને તેથીજ એઓમાં પ્લેગ વિગેરે દરદો બહુ થાય છે. જ્યાં ત્યાં જાય ને ચેપ લઇને આવે. હેવાં લોકોની સાથે બેસતાં બી જીવ સુગઈ જાયછ." આ ટીકા બહુ ધીમે સાદે એક ભાટીયણ ઉપર થતી હતી. હું બન્નેની બહુ નજદીક હતી તેથી આ વાતો સાંભળી શકી. એવામાં પેલી ભાટીયણની નજર બન્ને પારસી બાનુઓપર પડતાં ત્હેમની વાતો બંધ થઇ અને મ્હારૂં ધ્યાન બીજી બાજુની વાતોમાં રોકાયું. ઉપર કહેલ ભાટીયણ બાનુ પાસે ત્હેમનાં અતિ વૃદ્ધ સાસુજી બેઠેલાં હતાં. સાસુજી પુરૂં દેખતાં ન હોવાથી વહુને મોટો ઘાંટો પાડી પુછ્યું. "વહુ આપણે વૈષ્ણવને તે આ બધું ઘટે ? મુવાં પારસી ને અંગ્રેજની સાથે બેસી અભડાવું ને વટલાવું. હું તો મ્હારે ઘેર જઇને તરત ન્હાઇ લઇશ, ને ત્હારે પણ ન્હાવાનું છે. સમજી કે બેટા ?" હજી તો આ વાત પુરી ન થઇ ત્યાં ગ્રાન્ટરોડનું સ્ટેશન આવ્યું, અને ગાડી ઉભી. તરત એક ઘરડાં પારસી ડોસાંને બે ત્રણ હિન્દુ સ્ત્રીઓ દાખલ થઇ. હવે ડબ્બામાં બેસવાની બીલકુલ જગ્યા ન્હોતી પણ એક હિન્દુ સ્ત્રી તો પેલી ટચાક પારસી છોકરીના પગ ઉપર પગ મુકી બેસી ગઇ. બીજી બે ઉભી. બિચારાં પારસી ડોસાં ગભરાવા લાગ્યાં ને ધ્રુજવા માંડયું. ત્હેમની સાથે ત્હેમનું કોઇ ન હોવાથી મ્હને ત્હેમની દયા આવી ને મ્હેં ઉભાં થઈ ત્હેમને મ્હારી જગ્યાએ બેસાડયાં. બિચારાં મ્હારો ઘણો ઉપકાર માનવા લાગ્યાં. "મરેરે બધી ત્હમારી ઉપરથી મરી જાઉં આતે સહુકાઈ ગણાય ! માય હમારી જાતવાળીઓ તો હવે બહુ બીબાવલી થઇ ગઇ છે" "કાંઇ નહિં કાંઇ નહિ" જવાબ દઇ જ્યાં હું આસપાસ જોઉં ત્યાં તો મ્હેં પેલી પારસી અને હિન્દુ સ્ત્રી વચ્ચે તકરાર જામેલી જોઇ.

પારસી બાનુ—જરા આંખો ઉઘાડી રાખીને બેસો. કોઇને વાગે છે ત્હેની તો જરા દરકાર રાખો.

હિન્દુ સ્ત્રી—જરા ઉતાવળમાં આવીએ ત્યારે ગમે ત્યાં ઝટ લઇને બેસી જવાય. ત્હેમાં આટલો બધો મીજાજ શાનો કરો છો ? કાંઈ અડકાશે તો વટલાઇ તો નહિં જાઓ. હમારા હિન્દુ લોકોની આટલી બધી છીટ શાની રાખો છો ? હમારે લીધે તો ત્હમે આ સ્થિતિએ પ્હોંચ્યાં છો."

પારસી બાનુ—"હવે ત્હમારૂં ભાષણ બંધ કરો. પણ ડબ્બામાં આવીએ ત્યારે જોઈએ કે ભીડ બહુ છે. ને તેથી વિચાર કરી પ્હેલેથી બીજામાંજ બેસીએ."

હિન્દુ સ્ત્રી—"ઓ હો જાણે બાપની ગાડી. પૈસા તો સહુ આપે છે. ત્હમેએ આપ્યા અને હમે પણ આપ્યા. જો બહુ ટીચકું હોય તો લઇએને ફર્સ્ટક્લાસની ટીકીટ. કોણે કહ્યું હતું કે સેકન્ડમાં બેસજો." તકરાર જામી અને જોવાની મઝા પણ બહુ હતી. પણ ડબ્બામાંના સર્વને પોતાની સામું જોતાં જોઈ બન્ને જણ ચુપ રહ્યાં.

વળી બીજી તરફ બે વાણીયણ બાનુઓની વાત ચાલી રહી હતી. આજ મ્હેં મણ ઘૂરી લીધી ને બીજાં બોલ્યાં મ્હેં મરચાં લીધાં ને ચાલી ઘરની વાતો. મ્હને ઘણો વિચાર થયો. શું લોકો આમ બધી વાતો ખુલ્લી ટ્રેનમાં જ્હેના ત્હેના દેખતાં કરતાં હશે તે કશી શરમ નહિં આવતી હોય. ઘરનાં મા, દીકરી સાથે હોઇએ પણ એક બીજા અમરતું

જરા પૂછતાં પણ શરમાઇએ ને આતો ચાલ્યું. કાંઈ બ્હીક નહિં, કાંઇ શરમ નહિં. પોતાને સુઝતું બોલવું ને કરવું.

વળી એક ઇંગ્રેજ બાનુ તો એકલાં ખુણામાં ચોપડીમાં માથું ઘાલી બેસી જ રહ્યાં હતાં. ત્હેમણે તો પેલી તકરાર ચાલી ત્યારે પણ ડોકું ઊંચું ન્હોતું કર્યું. વાતો કરતાં વાંદરાનું સ્ટેશન આવ્યું, અને પાંચ છ જણ ઉતરી ગયાં. હવે મ્હને બેસવાની જગ્યા મળી. ને તેથી હું જરા શ્વાસ મુકી નિરાંતે બેઠી. મ્હારી પાસેજ મ્હારાં ઘણાં જુનાં વખતનાં ઓળખીતાં એક હિન્દુ બાનુ બેઠેલાં હતાં. ત્હેમણે મ્હારા મ્હોં ઉપરનો થાક જોયો. ને મ્હને ઉભા રહેવા માટે બેશીકરાઇથી મ્હારે ઘાંટે ઠપકો દીધો." બ્હેન તું તો હજી હેવીને હેવીજ રહી. હેવાં બહુ ભલાં ન થઈએ. એમ કાંઇ દુનિઆમાં નહિં રહી શકાય. ઉલટાં ખાસડાં ખાશો. જરા સમજુ ને પક્કી થા. આમ તો સહુ લુંટી જશે. આજ તો કોઇની દયા આવી ને બેસવા જગ્યા આપી પણ કાલે ઉઠીને તો કહીશ કે મ્હને પેલા ગરીબની દયા આવી છે તે ઘર આપી દઉં. માટે આવાં ન થઇએ જો કેટલો પરસેવો થયો છે ? આટલું ભાષણ કર્યા પછી મ્હારે વાંસે હાથ ફેરવવા લાગ્યાં. મ્હેં કાંઇ જવાબ ન દીધો, ને હું નીચું જોઇ બેસી રહી. આસપાસ સહુ પોતપોતાની વાતોમાં મશગુલ હતાં. એક વૈષ્ણવ સ્ત્રી હિન્દુ ધર્મની જુદી જુદી વાતો એક અઢાર વયનાં પારસી બાનુને સમજાવતાં હતાં પણ મ્હારા ભાગ્યમાં એ વાત પુરી સાંભળવાનું ન્હોતું કારણ કે મ્હારે ઉતરવાનું સ્થળ આવ્યાથી મ્હારે ઉતરી જવું પડયું.

હું ઉતરી ને ટ્રેન તો પોતાનો રસ્તો કાપતી આગળ નીકળી દુનિયામાં માણસોને પણ એક બીજાની દરકાર હોતી નથી ? વખતને અને સંચાઓને તો શું કામ હોય ? ને તેથી ઘર આવતાં વખતને જતાં પણ વાર ન લાગી, ને ટ્રેન પણ દરકાર કર્યા વિનાજ ચાલી ગઈ.

સૌ. સુમતિ.

---

# ગૃહધર્મ.

---

## હિંદુ ગૃહસંસાર.

૩

પ્રિય બન્ધુઓ,

ગઇ કાલે મારા કામમાંથી નિવૃત્ત થઈ પેલા ગત મિત્ર માધવને ત્યાં કાર્યપ્રસંગે ગયો હતો. ચિ. વિનોદ જરા મોટો ને સમજુ થવા માંડયો છે ને તેનું કાલુંકાલું બોલવું બહુજ રૂડીયાળું લાગે છે. સુકીર્તિ બેન પોતે ભણેલાં હોવાથી તથા ખાનદાન કુટુંબમાં ઉછરેલાં હોવાથી તેને બહુજ સારી રીતે ઉછેરે છે તે જોઈ તેને મારી પાસે રાખવાનો વિચાર મેં હમણાં બંધ રાખ્યો છે. માતા સારી સુશીલને ઉચ્ચ વિચારવાળી હોય, સામાન્ય જ્ઞાનમાં કુશળ હોય ને છોકરાંને રાખતાં, પાળતાં, ઉછેરતાં ને કેળવતાં આવડતું

હોય તો બાળકને તે અમૂલ્ય બક્ષીસ છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી એમ આ સુકીર્તિ બેનને જોઇ સર્વ કોઇને લાગે. હું ગયો ત્યારે ચિ. વિનોદ આંગણામાં રમતો હતો, તે મને જોઇ પ્રણામ કરી, ' આવો ' કહી, પોતાની બાને મારા આવ્યાના સમાચાર કહેવા ઘરમાં ગયો. હું બેઠો એટલે તે મારા ખોળામાં આવીને બેઠો. બે ત્રણ મીનીટમાં પોતાની બાની રજા લઈ પાછો છોકરાં ભેગો રમવા જતો રહ્યો. સુકીર્તિ બેન ઘઉં વીણતાં હતાં. વીણતે વીણતે વાતો કરવા મંડયાં. સ્વાભાવિક રીતે પૂર્વેકાલનું સ્મરણ કરતાં તેમણે મને એક વાત કહી. તે દૃષ્ટાન્ત તરીકે વિચારવા યોગ્ય હોઇ હું તે આપની તરફ લખી મોકલું છું.

તેમણે કહ્યું, ' એક સમયે તમારા મિત્રના કૈલાસવાસ પહેલાં એકાદ મહીનાપર એક અજવાળી રાત્રે આઠેક વાગ્યાને સુમારે વાળુ કર્યા પછી અમે નદીને કિનારે ફરવા ગયાં હતાં. વાતો કરતે કરતે અમે એક એકાંત સ્થાનમાં આવી પહોંચ્યાં. તેટલામાં કિનારાપર પાણી પાસે કોઈ સ્ત્રી જેવું ઉભેલું હોય એમ જણાયું. ' કોણ છે ? ' એમ પુછતામાં તેણે પાણીમાં ઝંપલાવ્યું. ડબુક ડબુક થવા લાગ્યું. આવે સમયે અહીં એકાંતમાં સ્ત્રીને નદીમાં પડવાનું શું કારણ હશે, તે કોણ હશે, કે આ ભ્રાન્તિજ છે એવો હું વિચાર કરૂં છું એટલામાં તો ડાકટરને તરતાં બહુ સારૂં આવડતું હતું તેથી ઉપરનાં કપડાં ઝડપથી કાઢી નાંખી પાણીમાં પડી તેને પકડી કીનારાપર લઇ આવ્યા. પેટમાંથી પાણી કાઢી નાંખી શ્વાસોશ્વાસ પાછો ચાલતો કરી તેમણે પોતાની પાસેની કંઇ ' સેન્ટ ' સુંઘાડી, તેથી તેને ભાન આવ્યું. થોડીવારે ' બાઇ ! તમે કોણ છો ? અહી અસૂરે એકલાં કમાંથી ? ને નદીમાં પડવાનું કારણ શું ? ' તે પુછતા તે રડી પડી, ને પોતાને પાણીમાંથી કાઢી તે માટે ભાગ્યને નિન્દવા લાગી ને કપાળ કુટવા લાગી. તેને આશ્વાસન આપી વાત પુછતાં અમને લાગ્યું કે તે અમને ઓળખે છે. થોડીવારમા આંસુ લુછી તેણે પોતાની વાત શરૂ કરી.

" બેન, ડૅાકટર સાહેબ જેવા તમારા પતિ હોવાથી તમે અતિ ભાગ્યશાળી છો એટલે અમારા જેવી દુર્ભાગીના દુખનું તમને ભાન ક્યાંથી થાય? મારા માતપિતાએ મને પોતાનાથી બને તેટલી સારી રીતે કેળવી એકના એક ખપતા વરને મને દીધી. ચોરીમાંથીજ મને તે પસંદ નહતો; તોપણ ' પડયું પાનું સુધારી લે ' એ શીખામણને અનુસરી યોગ્ય પત્નીધર્મ બજાવતી સાસરે રહેતી હતી. આપણામાં કહેવત છે કે ' જમ ને જમાઇ બન્ને સરખા ' તે વાત મારા દૃષ્ટાન્તમાં ખરી પડી, ને વહુને મારે ખોળા પાથરનાર તથા રીતભાત બમણી કરી ' મારી વહુ, મારી લાડકી વહુ ' કરનાર સાસુ તેમને ભરમાવે તે પ્રમાણે તેમણે ભરમાઇ મારા માતપિતાને અપમાન કરવામાં, ગાળો દેવામાં, તથા તેમની વહાલી પુત્રીને કોઇપણ રીતે દુખ દેવામાં બાકી રાખી નથી. જો માત્ર પતિ આપમતિએ ચાલતા હોત, ને કાનના કાચા ન હોત તો આમાંના કોઇ દુઃખ ને નહિ ગણકારતાં હું સાસરૂં સ્વર્ગસમાન ગણત. કેટલીક પડોશણોએ મને વશીકરણ-વિદ્યા અજમાવવાની સલાહ આપી; પણ પ્રેમ,—અનન્ય ભક્તિ—અને એક ચિત્તથી સેવા એજ ઉત્તમ વશીકરણ છે એમ માની મેં તેમની સલાહ ગણકારી નહિ. પણ સેવા

તથા સર્વ યત્નો નિષ્ફળ નીવડયા. રોજ મ્હેણાં ટુણાં, શાપ, કલેશ કંકાસ; પતિ રીસાય ખાય નહિ; મારે રોજ પોશપોશ આંસું પાડવાં પડે ને ભૂખી સુઇ રહું.

“ આમ કરતે કરતે પણ ઇશ્વરે સારો દિવસ દેખાડયો. પણ તેમાં પણ આંસુની અંજલિ લીધા વિના કદી સૂર્યનારાયણ આંથમતા નહિ. છોકરી આવી ને કર્મ—સંયોગે દેરાણીને તેજ પ્રસંગે પુત્ર પ્રસવ્યો. એટલે મૂળ હું અળખામણી ને દીકરીની મા તેથી થઇ વિશેષ. દીકરો કે દીકરી કંઇ બેન ! આપણા હાથમાં છે ? પણ આપણી સાસુએ તો દીકરીની માને તણખલાંથી પણ હલકી ગણે છે. ફીકી છ મહીનાની થઈ કાકાબળીઆં થી મરી ગઇ, એટલે થઈ ‘ રાંડ વાંઝણી ’ ભોગજોગે દીકરીનો જ વસ્તાર થવા માંડયો એટલે તો ઉઘાડે છોક સાસુ કહેવા લાગ્યાં કે વહુ સુવાવડમાં મરતી હોય તો સારૂં કે મારો દીકરો બીજી પરણે. એમ કરતે કરતે ધણી ગયા આફ્રીકે કમાવા. તે હતા ત્યાં સુધી તો કાંઇ ઠીક હતું તો હવે વાત હદપાર વધી. તે હતા તે જોઇને પણ હું મન વાળતી; હવે તો તે પણ દૂર ગયા. ને કોણ જાણે કેમ, પણ વરસ એકાદ થઇ ગયું પણ મને સંભારતાય નથી. દીકરી બેઉ–એક કોલેરામાં ને બીજી પ્લેગમાં મરી પરવારી. માબાપ પણ મરી પરવાર્યાં. પીયરમાં બીજું કોઈ નહિ હોવાથી ત્યાંનું તાળું વસાયું. અહીં ઘરનું ગધેડીની માફક બધું વૈતરૂં કરૂંછું, ને માત્ર ઇશ્વરપર શ્રદ્ધા રાખી દિવસ જેમ-તેમ કરી ગાળું છું. આજે સાસુએ મારાપર ખોટું આળ ચડાવી, મને ‘ રાંડ વેસ્યા ’ ઠરાવી. ભરીશેરી વચ્ચે મને પાણીછલી કરી નાંખી. મારો ભારબોજ તદ્દન જતો રહ્યો. આબરૂના કાંકરા થઇ ગયા. હવે જીવવું ? શા સારૂં ? કોને સારૂં ? જીવીને શું કરવું ? એનો હું હિંમત હારી, મેં ધૈર્ય તજી દીધું, ને આમ કલેશ સહી રહેલું જીવન પૂરૂં કરવા કરતાં આપઘાતનું પાપ વહોરવું સારૂં ધારી હું અત્યારે અહીં આવી, ને બે હાથ જોડી છેલ્લી ઈશ્વર—પ્રાર્થના કરતી હતી એટલામાં તમે મને પકડી રાખશો ધારી તમારો બોલ સાંભળતાં નદીમાં એકદમ પડી. પણ હજુ ભોગવવાનું બાકી રહેલું પૂર્વજન્મમાં કરેલાં પાપનું ફળ આ પાપિણીને ભોગવવું બાકી હશે તેથી તમે દયા લાવી પાછી કાઢી.

“ ઘરનું કલંક બીજાને કહેવું ન જોઇએ, પણ મારાથી આવેશમાં કહી જવાયું. ડાકટર સાહેબ ! પાછું વીત્યું યાદ આવે છે ને ઘેર જતાં કંપારી છુટે છે, મારે મને પડવા દો, ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે. ”

“ આ વેળા ડાકટર તેને સમજાવા લાગ્યા ને દિલાસો આપવા લાગ્યા તેટલામાં ઘેર ‘ તે નદીમાં પડવા ગઇ છે ’ એમ ખબર પડવાથી તેનો દીયર દોડતો આવેલો તે તેનો ચોટલો ઝાલી ઘેર ખેંચી લઇ જવા મંડયો. ડાકટર વચ્ચે પડયા ને તેને ધીરો પાડી, સમજાવી તેનામાં દયાભાવ ઉત્પન્ન કરાવી અમે બધાં પાછાં ફર્યાં. મને અમારી શેરી સુધી પહોંચાડી ડાકટર તેને તેમને ઘેર મૂકવા ગયા. જતા—વેંત ‘ રાંડ વેસ્યા ભવાડા કરવા બેઠી છે ’ ઇત્યાદિ સારાં વાકયોથી સાસુએ સર્વને વધાવી લીધા. ડાકટર બનતી શાન્તિ કરી ઘેર આવ્યા. અમને આ બીનાથી આખી રાત ઉંઘ આવી નહિ. હિંદુસંસારમાં વહુવારૂને કેવી નઠારી રીતે રાખવામાં આવે છે તે વિગેરેપર વિવેચન કરતાં, તથા તે બીચારીને બચાવી તેજ ખોટું કર્યું એવો વિચાર કરતા કરતામાં સવાર પડી. ડાકટર

દાતણ પાણી કરી ચાહ પી સાઇકલપર બેસી એ રસ્તે થઇને દુકાને જાય છે તેટલામાં તે ઘર આગળ રડારોળ થઈ રહેલી તેમણે જોઈ. બાઈડીયો કુટવા મંડી પડેલી, ને પેલી બાઇની સાસુ કુદી કુદીને ધડીંગ ધડીંગ કુટતી હતી. ડાક્ટરે પુછપરછ કરી ત્યારે ખબરપડી કે પેલી બાઇ મરી ગઈ. તેમણે પુછ્યું શાથી, ત્યારે તેનો દીયર કહે ' તે તો માંદીજ હતી ' પણ તેને લઈ જવાનું કરે છે એટલામાં ગામમાં વાત પ્રસરવાથી ડાક્ટર લઇને પોલીસ આવી પહોંચ્યા ને મડદાની તપાસ કરી, તપાસ કરતાં માલુમ પડ્યું કે તેણે પોતાના ધણીયાના નાડાવતે રાત્રે ગળે ફાંસો ખાધેલો હતો. પંચ કેસ થયો, ને ડાક્ટરે પણ જુબાની આપી. કેટલાક પાડોશીનું કહેવું એમ નીકળ્યું કે રાત્રે નદીયેથી આવ્યા પછી થોડીવારે સાસુની શીખવણીથી દીયરે તેને ખુબ મારેલી, પણ મડદાના કોઈપણ ભાગ ઉપર સોળ હૈ એવાં કોઇ ચિન્હ નહિ જણાયાથી આપઘાત ઠર્યો, ને ખરેખરાં અપરાધી ક્રૂર માણસો કાયદાના પંજામાંથી છુટી ગયાં. ઘેર આવી ડાક્ટરે મને આ વાત કહી."

આ વાત કહેતાં કહેતાં વચ્ચે વચ્ચે સુકીર્તિ બેન ગળગળાં થઈ જતાં, ને ક્વચિત રડી પડતાં. તેમનું કોમળ હૈયું, વિશુદ્ધ જીવન, પ્રાણિમાત્ર—પર દયા, ને સર્વ પ્રતિ બન્ધુભાવ, એ ગુણો બધી સ્ત્રીયોને અનુકરણ કરવા યોગ્ય છે.

કૃષ્ણલાલ ત્રિકમલાલ અંજારીયા.

---

## વર્ત્તમાનરંગ.

અને જ્યારે તેઓ જાતેજ તન, મન, અને ધનથી તે ખીલવવા યત્ન કરે છે, ત્યારે અમને ઘણો આનંદ થાય છે. મહારાણી આગળ ભાષણ ચલાવતાં બોલ્યાં હતાં કે " શીખંતી બાળાઓને હું જણાવું છું કે તમારા ઘરનું સુખ તમારા પોતાનાં ઉપર જ આધાર રાખે છે. હાલ તમે કેળવણી લ્યો છો, તેનું સંગીન પરીણામ તમારી સંતતી ભોગવશે. તમે ઘરસંસારી કેળવણી તમારી ભવિષ્યની પ્રજાને જેવી આપશો તેના ઉપર તમારા તથા તેઓના સુખનો આધાર છે, તમે કેળવણીના સંસ્કાર પામી ઉત્તમ પ્રકારની પતિવ્રતાઓ થશો, તો તમારાં ચારિત્ર્યની અસર તમારાં બાળક છોકરાંઓ ઉપર થયા વગર રહેશે નહીં. ।

મહારાણીના મુખમાંથી નીકળેલાં આ વચનામૃતને સ્હમજી તેનું પાન કરી, તેઓશ્રીના ઉપદેશને વર્તનમાં મૂકશે તો અમારી ખાત્રી છે કે આપણા દેશની સન્નારીઓ ઘણીજ ઉત્તમ પંક્તિ ભોગવશે.

**એક ઉત્તમ પ્રકારની સખાવત**—કપોળ જ્ઞાતિનાં બાઇ લાડકોર બાઈ જમનાદાસ લલ્લુભાઇ જેઓએ ૩૯ વર્ષની વયે સ્વર્ગવાસ કર્યો છે. તેઓ એક વીલ કરી ગયાં છે, તેમાં રૂપીઆ ત્રણ લાખ ધર્માદા માટે કહાડયા છે, જેમાંથી પોતાની જ્ઞાતિનાં નિરાધાર બાળકો તથા વિધવાઓને લાભ આપવાનો છે, અને એક ધર્માદા દવાખાનું કહાડવાનું છે. ત્રણલાખ રૂપીઆ એ ન્હાની રકમ નથી. આ ઉદારચરિત સન્નારીના સંસ્કાર કેટલા ઉત્તમ હશે, તે તેમની દાનવૃત્તિ ઉપરથી જણાય છે. આપણા દેશમાં આવી જાતની દાનવૃત્તિ ઉત્પન્ન થવાની જરૂર છે. આપણામાં ધર્માદા આપવાની ભાવના તો બાળપણથી જ ઠસેલી હોય છે. પણ તેને કીયે માર્ગે વાપરવું તેની જુદી જુદી રીતો છે. ઘણે ભાગે મરી ગયેલાંની પાછળ નાતો જમાડવામાં, આપણો ધર્મ સમાયલો છે, એમ સ્હમજીએ છીએ. પુરૂષો આવા મત ફેરવવા યત્ન કરે છે, પણ સ્ત્રીઓની અંધશ્રદ્ધા તેમ થવા દેતી નથી. સ્વર્ગસ્થ લાડકોરબાઈ એ પોતાની અજ્ઞાન અને સાધારણ બુદ્ધિવાળી સ્ત્રીઓને દાનમાર્ગનો એક નવો માર્ગ બતાવ્યો છે. અને અમે આશા રાખીએ છીએ કે આપણા દેશની શ્રીમતી સન્નારીઓ તેમનું અનુકરણ કરશે. અપાત્રે દાન આપવાથી પુણ્ય થવાને બદલે પાપ થાય છે. દેશમાં આળસ, તથા દુર્ગુણ વધે છે. તેને ઉત્તેજન નજ મળવું જોઇએ. ગરીબ વિધવાઓ, જેઓ મર્યાદાને લીધે યાચના કરી શકતી નથી, તેઓની દયા ખાવાની છે. તેઓને મદદ કરવાની દરેક સન્નારી તેમ સજ્જનની ફરજ છે. નિરાધાર અથડાતાં બાળકોની પણ સંભાળ લેવી એ મહાન્ પરોપકાર છે. આવા શુભ કૃત્યમાં ત્રણ લાખ રૂપીઆ જેટલી ગંજાવર રકમ જે સન્નારીએ પોતાના મૃત્યુ સમયે અર્પણ કરી તેનો આત્મા ઇશ્વરના અનંતધામમાં જવો જ જોઇએ. ગરીબ વિધવાઓના અને નિરાધાર બાળકોના આશીર્વાદ—અંતરથી નીકળતા શુભ આશીર્વાદ આ સ્વર્ગસ્થ સન્નારીના આત્માને ઉત્તમ ગતિ અપાવશે એવી અમારી ખાત્રી છે.

સુમિત્ર, બન્ધુસમાજ.

## સમયતરંગ

**મિસિસ એનિબિસેન્ટનું ભાષણ**—લખનૌની ટ્રેનિંગ કોલેજમાં કેટલાક સમય ઉપર મિસિસ એનિબિસાંટે ભાષણ કર્યું હતું તેમાં તે સન્નારીએ જણાવ્યું હતું કે કે હિન્દુસ્થાનની હાલની સ્થિતિનું મુખ્ય કારણ "સ્ત્રીઓની સંસારપરની અસર"ની ગેર હાજરી" છે.

**કન્યાશાળાને મદદ**—ભાવનગરના નાં૦ મહારાજા મહારાણી શ્રી કેટલાક વખત પર કોલ્હાપુર ગયેલાં તે વખતે તેમણે રૂ. ૩૦૦૦ ની રકમ સ્કોલરશીપ આપવા માટે ત્યાંની કન્યાશાળાને આપ્યાં હતાં. તે સાથેજ કોલ્હાપુરના નાં૦ મહારાજાએ મહારાણી શ્રી નંદકુંવરબાની મુલાકાતની યાદગીરીમા પોતાની તરફથી પણ ૩ વધારે સ્કોલરશિપ આપવાનો ઠરાવ કર્યો છે,

**દરદી સ્ત્રીઓ માટે ગોઠવણ**—વડોદરાની જમનાબાઈ હોસ્પીટલમાં અંદરના દર્દીઓ તરિકે સ્ત્રીઓને રાખવા શ્રીમંત મહારાજા સાહેબની ઇચ્છા છે. તે સંબંધમાં મકાન. વગેરેની વ્યવસ્થા કરવા મેડિકલ કમિટી નીમાઇ છે.

**પ્રસુતિ સાહાયક સંસ્થા**—વડોદરાના સ્વર્ગવાસી મહારાણી શ્રીમતી ચીમનાબાઇનું સ્મારક ફંડ ઉભું થયેલું તે સંબંધે એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે આ ફંડને શ્રીમતી સૌભાગ્યવતી કૈલાસવાસી મહારાણી ચિમનાબાઈ પ્રસુતિ સહાયક સંસ્થા એવું

# લવાજમની પહોંચ.

## પાંચમા વર્ષ પેટે.

૨૭૭ રા. મગનલાલ.
૨૭૮ શ્રી શિક્ષક પદ્ધતિ પાઠશાળા. વડોદરા.
૨૭૯ થી ૨૮૮ સુધી મીત્રમંડળ લાયબ્રેરી તરફથી. પેટલાદ.
૨૮૯ મીસ સરસ્વતી સુતરિયા. મુંબાઇ.
૨૯૦ રા. હંસરાજ લક્ષ્મીદાસ. ,,
૨૯૧ રા. રમણિકલાલ ઉદેરિધ. ખાટવા
૨૯૨ રા. હીમતરાય કલ્યાણરાય અમદાવાદ.
૨૯૩ રા. પ્રતાપરાય છોટમલાલ ભરૂચ.
૨૯૪ રા. મજરાય જાદવરાય વડોદરા.
૨૯૫ મીસીસ. જી, કે ઉપાધ્યાય. ધોરાજી
૨૯૬ રા. માર્તંડરાવ રતનલાલદિવાટીયા. ગોધરા
૨૯૭ મે. સર ભગવત સિંહજી લાયબ્રેરી ગોંડલ
૨૯૮ રા. મગનભાઇ ચતુરભાઇ વડોદરા.
૨૯૯ રા. મનસુખરામ કે. મ્હેતા મુંબાઇ
૩૦૦ રા. હરિશંકર કૃષ્ણરામ દવે. ઉમરેઠ
૩૦૧ રા. સુતાર ઘેલાભાઇ ખુશાલદાસ જંગબાર
૩૦૨ રા. વિષ્ણુલાલ નટવરલાલ જુનાગઢ.
૩૦૩ રા. કરણુલાલ નટવરલાલ થેરી.
૩૦૪ રા. શંકરલાલ કે. મ્હેતા. રાણપુર
૩૦૫ રા. મુકુંદરાય શામળપ્રસાદ ડૉક્ટર અ.
૩૦૬ રા. મંગળેશ્વર વેણીરામ. ભટ્ટ સીરસા
૩૦૭ રા. ભગવાનદાસ માધવદાસ મુંબાઇ
૩૦૮ રા. રતિલાલ છગનલાલ પંડીત. અમદા.
૩૦૯ રા. એ. આર. બીમાણુ રંગુન
૩૧૦ રા. કેશવલાલ જે. ધોલકિયા રામપુર સ્ટેટ
૩૧૧ રા. કેશવલાલ હર્ષદરાય અમદાવાદ
૩૧૨ રા. મોરારજી રામભાઈ દેશાઇ ખારાઘોડા
૩૧૩ રા. હરિલાલ મોતીલાલ દેશાઇ કરાંચી
૩૧૪ રા. હરિપ્રસાદ ઉત્તમરામ ધરાસણા
૩૧૫ મે. વડોદરા શિક્ષક પુસ્તકાલય વડોદરા
૩૧૬ સૌ. સુંદરબાઇ હાથા
૩૧૭ રા. કૃષ્ણલાલ નરસીલાલ એમ. એ અ.
૩૧૮ રા. પોપટલાલ જસરાજભાઇ રાજકોટ
૩૧૯ મે. એજયુ. ડીપાર્ટમેન્ટના સુ. પાલીતાણા.
૩૨૦ રા. મોહનલાલ જુગતરામ સીહપુર
૩૨૧ રા. ઇન્દ્રવદનરામ મધુરંજકરામ અમદાવાદ
૩૨૨ બેન ઇચ્છાબાઇ રેવાછાભાઇ રાજકોટ
૩૨૩ રા. ડાહ્યાભાઇ મોતીલાલ શેઠ આવરે
૩૨૪ અ. સૌ. શિવલક્ષ્મી સુરત
૩૨૫ રા. નારણજી મુંબાઇ
૩૨૬ રા. મણિભાઈ ગોકળભાઇ મોડાસા
૩૨૭ રા. કરશનદાસ પીતામ્બરદાસ મુંબાઈ
૩૨૮ રા. મનસુખલાલ આત્મારામ ,,
૩૨૯ રા. કેશવલાલ મુળચંદ ,,
૩૩૦ રા. મનસુખરામ સુર્યરામ ત્રીપાઠી ,,
૩૩૧ રા. મુકુન્દરાય પ્રતાપરાય મ્હેતા ,,
૩૩૨ રા. પરાવતરાય નથુરામ માનકર ,,
૩૩૩ રા. પુરશોત્તમ ગોપાળદાસ ,,
૩૩૪ રા. ખીમજી લીલાધર ,,
૩૩૫ રા. મોતીલાલ ગંગાદાસ ,,
૩૩૬ રા. હરજીવન મોતીચંદ ,,
૩૩૭ રા. મણિલાલ માણેકલાલ ,,
૩૩૮ રા. લલ્લુભાઇ પ્રેમાનંદ પરીખ ,,
૩૩૯ રા. ગંગાદાસ મોતીલાલ ,,
૩૪૦ રા. છગનભાઇ નાથાભાઇ ,,
૩૪૧ રા. પોપટલાલ ધારશી ,,
૩૪૨ રા. ટી. કે. ઠાકોર ,,
૩૪૩ રા. રમણિકલાલ નરસીલાલ ,,
૩૪૪ રા. હીરજી દયાળ ,,
૩૪૫ પાટણ. વલ્લભજી જોશી ,,
૩૪૬ રા. ભોગીલાલ રાજારામ. ,,
૩૪૭ રા. મૂળજી રણછોડ વેદ ,,
૩૪૮ રા. એલ. વસંતરામ નરભેરામ ,,
૩૪૯ મીસીસ કાશીબહેન મજમુદાર ,,
૩૫૦ રા. માધવદાસ મોરારજી ,,
૩૫૧ રા. લલ્લુભાઇ આત્મારામ ,,
૩૫૨ ધી ન્યુ શોપ મેન્યુ કં. ના માલેક ,,
૩૫૩ રા. લીલાધર સુન્દરજી ,,
૩૫૪ રા. પુરોહીત મૂળશંકર દેવજી ,,

(બાકીનાની પહોંચ હવે પછી).

# પુષ્પમાળા હેર ઑઈલ




આ તેલ ફ્રાન્સમા બનતા, વાળનું પોષણ કરનાર ઉત્તમ રોપમાથી ખાસ અમારા પરફયુમરી બનાવવાના લાંબા અનુભવથી ઘણીજ સભાળ સાથે બનાવવામા આવ્યુ છે આ તેલ નબળાઇથી ખરી જતા વાળનો ઝર અટકાવ કરે છે તેમજ મગજ ઠંડુ રાખી ખાયને વધારે છે તેમજ બાનને કોઇ પણ જાતની ઇજા કરવા વગર સારી અને સુશોભિત બનાવે છે ખસુમ કરીને સ્રીઓ તેમ વિદ્યાર્થીઓ અને મગજનું કામ કરનારાઓને આશિર્વાદ સમાન છે દરેક કુટુંબે પુષ્પમાળા તેલ હરહમેશ વાપરવું જોઇએ

શીશી ૧ નો ફક્ત રૂ ૧ એ.

બનાવનાર રીગોડની કુંપની, પારીસ (ફ્રાન્સ)

સોલ એજન્ટ

મોહનલાલ સ્વરૂપચંદની કંપની

ભાજીપાલા સ્ટ્રીટ, મુંબાઇ.

---

કદી નહિ વાપરેલું અનુપમ ઉંચુ સેન્ટ.

# સમરત બોકે

આ સેન્ટ હેલામાં હેલી સુધરેલી રીતથી બનાવવામા આવ્યુ છે ફ્રાન્સ કે જ્યા હુચીજ પરફ્યુમરી બને છે ત્યાના જુદી જુદી જાતના ખુશબોદાર ફુલોમાથી ખાસ આ સેન્ટ તૈયાર કરવામા આવ્યું છે તેનાં ફક્ત બેજ ટીપા રૂમાલ ઉપર છાટવાથી આઠ દીવસ સુધી સુગધ જતી નથી ફક્ત એક વખત સમરત બોકે વાપરવાની ખાસ ભલામણ કરવામા આવે છે આ સેન્ટ વાપર્યાથી પછી કદી બીજા સેન્ટ વાપરવા ગમશે નહિ શીશી ૧ ના ફક્ત રૂ ૨) એ

હિન્દુસ્થાન માટે એકલા મંગાવનાર

મોહનલાલ સ્વરૂપચંદની કુંપની.

પરફ્યુમરી વગેરેના વેપારી

ભાજીપાલા સ્ટ્રીટ, મુંબાઇ

---

## ગ્રાહકો, લેખકો વગેરેને સુચના.

"સુન્દરી સુબોધ" ના સંપાદક (તંત્રી) તેમ વ્યવસ્થાપક કોઇ એક વ્યકિત નહિ પરન્તુ સમગ્ર બન્ધુસમાજ છે. આ સંબંધે, ગ્રાહકો વગેરેમાં ગેરસમજુત થવાથી તેની વ્યવસ્થાને કેટલીક હરકત પહોંચે છે માટે ગ્રાહકો, લેખકો, વગેરેએ, સર્વ પ્રકારનો વ્યવહાર (પત્ર વ્યવહારાદિ) કોઇ પણ વ્યકિતને નામે નહિ કરતાં, કૃપા કરી "મન્ત્રી" બન્ધુસમાજ, સુંદરીસુબોધ ઓફિસ એ નામથી કરવો.

મન્ત્રી, બન્ધુસમાજ.

નવીન ફેરફાર સાથે,

# "સુન્દરી સુબોધ."

( ૬ ઠું વર્ષ. )

સ્ત્રીઓ માટે શુદ્ધ ગુજરાતી ભાષામાં પ્રકટ થતુ પ્રથમ માસિક

ગયા માસથી ૩ ફોર્મને બદલે ૪ અર્થાત્ ૨૪ પૃષ્ઠને બદલે ૩૨ પૃષ્ઠ કરવામાં આવ્યાં છે.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે માત્ર સવા રૂપિઓ.

નમૂનાનો અંક મફત.

મંત્રી, બન્ધુસમાજ.

---

અમૂલ્ય ભેટ.

## "વૈદ્ય વિદ્યા."

Registered No. B. 436.

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्रदेवता: । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી. )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.


| | | |
|---|---|---|
| પુસ્તક ૬. | સંપાદક. | ઇ. સ. ૧૯૦૮ ડિસેમ્બર. |
| અંક ૪ | બન્ધુસમાજ. | વિ. સં. ૧૯૬૫ માર્ગશિર્ષ. |


વિષયસૂચન.



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે માત્ર સવા રૂપિઓ.

# કમર સુધીના કાળા વાળ

## એ સ્ત્રી જાતીનું પ્રથમ ભૂષણ છે.

અને એથી ડુ ! અને ખરી જતા વાળને વધારી મજબુત કરવા માટે ઘણી સ્ત્રીઓ
તા તોડ મહેનત કરે છે એમને અમારી ભલામણ છે કે 'કુસુમમાળા તેલ' ના
સે વાપરવાના સેવનથી એમની ... નીચિંતા દુર થશે. એમાં મુખ્ય પાંચ ગુણ છે




# કુસુમ માળા

# તેલ

૧ વાળને વધારી કાળા કરે છે.

૨ ખરી જતા વાળને અટકાવે છે.

૩ યાદ શકિતને તિવ્ર કરે છે.

૪ ચહેરાને ખુબસુરત બનાવે છે

૫ વાસમાં ટકાઉ અને મધુર છે.

આ કુસુમમાળા એ પણ શણગારની સામગ્રી છે. માટે એકવાર વાપરી ખાત્રી
કરો સર્વ સ્ત્રી પુરૂષોને ભલામણ કરીએ છીએ. પણ કુસુમમાળાને બદલે નકલી
સાવધ રહેજો.

એકલા માલેકો.

**કે. એમ. નારણજીની કુંપની**

૨૭ કાલબાદેવી રોડ મુંબાઇ.

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તે "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી; અને પ્રજા વિના રાજ્ય નથી.. "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

પુ ૬ ઠું.] ઈ. સ. ૧૯૦૮ ડિસેમ્બર—માર્ગશિર્ષ, વિ. સં. ૧૯૬૫. [અંક ૪ થો.

## ज्ञानसुगंध.

शिखव शिखव, प्रभो !
जन सेवाना अनुकरणीय उदात्त पाठो.
परदुःखभंजन विक्रमनो अचल
अविस्मरणीय, गौरवशाली "पण"नो महिमा
लखीए अमारां हृदयपट पर ने अनुसरीए.
ओ सकल ब्रह्मांडाधिपती ! ओ स्नेहज्योति !
वधारो अमारो अधिकार
ने करावो "स्नेह"नी पिछान:
"आस्था"नूं ओळखाण ने "हित"नी कदर
बीजुं शुं मागीए ? अमे केवळ बे खबर.
माफ कर अमारा अपराधोने माफ करतां शिखव.
ओ प्रभु ! अमने सहुने दे हमेशानूं "स्नेहजीवन."
मागतां आवडतूं नथी पण एज अमारुं अधुरुं मागवुं.
ओ ज्ञानघन परमात्मन् !

सागर.

# કાવ્યકુંજ.

## नवा वर्षने दिवसे.

( વસંતતિલકા. )

રૂઢતણું સતત પૂજન જે કરો છો
ને આંખડી નજીવી વસ્તુ વિષે ધરો છો
તે શું નહીં મનથકી કદીયે વિસારો ?
શું અર્થહીન નિયમો થકી સ્નેહ ટાળો ! ૧

જ્યાં સ્નેહ ત્યાં નિયમ કુત્રિમ ના પળાતા
એ સત્વના પ્રબળ વેગ નહીં ખળાતા
સન્માર્ગમાં હૃદય શુદ્ધ તણાઇ જાતું
ત્યાં લોક–રીતિથી વિરૂદ્ધ સુખે કરાતું ૨

એવું ત્હમેય પણ કીધું અનેકવારે
તેનું નહીં સ્મરણ શું મનમાં ત્હમારે ?
હાથે અહો વ્યજન, ને પદમાંહિં જોડા
તે વાત લોક કરતાઃ–નહીં મૂર્ખ થોડા ! ૩

રે ! શોભિતી કર વિષે ગ્રહી આતપત્ર
તેયે બની વિષય વાતની તુર્ત તત્ર !
ને જેહ પામી કંઇ નામ ઘણું બિચારી
તે ચોળી શું નહિં ગણાઇ અનર્થકારી ? ૪

અજ્ઞાન, આળસ, અને મદથી ભરેલા
નિન્દા અને અધમ રીત વિષે પડેલા
વહેવાર–સ્વાર્થતણી ગન્ધથકી સડેલા
તે શુદ્ધ નીતિ રીતિને જરી ના અડેલા ! ૫

તેનું કહ્યું શ્રવણયોગ્ય જરી ન ધારો !
રે ! માર્ગ શુદ્ધ સુખદાઇ ન કેમ ઝાલો ?
જૂદા પ્રસંગમાંહિં જો ત્યજતાં રૂઢિને
તો શીદને વળગતાં અહિં તે ભુંડીને ! ૬

\+ \+ \+ \+

જ્યારે અનેક સુખ-દુઃખતણા વિચારો
અસ્વસ્થ ચિત્તમહિં જે કરતા વિહારો
ને લાવતા નયનમાં જળ-બિન્દુ થોડાં
જે આખરે ટપકતાં બની કેંક મ્હોટાં ૭

એવા વિચાર હૃદયે ફરી ઉભરાતા
માધુર્ય-હર્ષ-સુખ સર્વ તણાઇ જાતાં
ત્યારે જણાય મૃદુ સ્નેહીની ખોટ કેવી
માતા, અને ભગિની, ને ગૃહદેવી જેવી ! ૮

એ ખોટ એક સમયે શું ત્હમે ન પૂરી ?
એ સ્નેહ કેમ કરી બ્હેન ! જવાય ભૂલી !
એ સ્નેહ શું ક્ષણિક,-માત્ર બતાવવાનો ?
રૂઢિ ત્યજેલ પણ તે ફરી પાળવાનો ? ૯

ના ! ના ! અસત્ય નહિં એહ વિષે કદાપિ !
(એ કૂમળાં હૃદયમાં કુટિલત્વ ક્યાંથી ?)
વૈધવ્ય તે વિધિતણું વિસરાવનારાં,—
અશ્રુ અમૂઝણતણાં પણ લૂછનારાં,— ૧૦

દુઃખે ભર્યા હૃદયમાં સુખ સ્થાપનારાં,—
નાના પ્રકાર થકી સાન્ત્વન આપનારાં,—
તે કેમ આજ વિપરીત વિચાર લાવો
ને ' રૂઢિ ' ' રૂઢિ ' કરીને સુજને સતાવો ! ૧૧

× × × ×

આ વર્ષ નૂતન થજો સુખદાઇ સારૂં !
ને પૂરજો સકળ વાંછિત ઇશ ત્હારૂં !
રૂઢિ ત્યજી સુખદ ને શુભ માર્ગ સ્હાજો !
પ્રીતિ-નીતિ વિજયવન્ત સદાય થાજો ! ૧૨

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# વાર્તાલહરી.

## મેનકા.

જગતના વ્યવહારમાં જ્યારે જ્યારે સ્ત્રીપુરૂષની કુશળતાને પરસ્પર સ્પર્ધા કરવાનો સમય આવે છે ત્યારે ત્યારે પુરૂષ, સ્ત્રીની કુશળતાને કનિષ્ઠ પંક્તિપર મૂકવાને, સ્ત્રીઓ પુરૂષ આગળ કાંઇજ નથી, ક્ષુદ્ર છે, એમ બતાવવાને, સ્ત્રી કાંઇ પ્રશંસાપાત્ર કામ કરે તો તેની અવગણના કરવાને, જેમ બને તેમ પોતે આગળ પડવાને અને સ્ત્રીને પાછળ પાડવાને પુરૂષ પ્રયત્ન કરે છે. "સુન્દરી સુબોધ" માં તેમ અન્ય સ્થળે જ્યાં જ્યાં સ્ત્રી લેખ પ્રકટ થાય છે ત્યાં ત્યાં કેટલીક વખતે અજ્ઞાન, અને, ઘણી વખતે અજ્ઞાન તેમજ દ્વેષી પુરૂષો પ્રશ્ન કરે છે કે શું ખરેજ આ લેખો સ્ત્રીઓના પોતાના હશે ? કોઇ ધ્યાન ખેંચે એવો સ્ત્રીલેખ જો પ્રકટ થાય છે તો તેઓ એમ પણ કહે છે કે તે લેખ સ્ત્રીનો નહિ પણ પુરૂષનો લખેલો હોવો જોઇએ. આવી લેખનશક્તિ સ્ત્રીઓમાં હોય જ નહિ એમ પણ કેટલાક પુરૂષો કહે છે સ્ત્રીઓની લેખનશકિતના સન્માનને ખાતર કહેવું જોઇએ કે, "સુન્દરીસુબોધ" ના લેખો પસંદ કરતા સ્ત્રીઓના કેટલાક લેખ, પુરૂષોના કેટલાક લેખોથી ઘણી વખત ઉત્તમ માલમ પડતા એકાદ યુવક જેમનો લેખ યોગ્યતાને અભાવે, દાખલ થઇ શકયો નહોતો, તેઓએ સ્ત્રીઓના લેખ, પક્ષપાતથી દાખલ કરવામાં આવે છે, એમ પણ પોતાનો વિચાર, સ્ત્રીલેખકો પ્રત્યેની પોતાની ઇર્ષ્યાને લીધે, પ્રસિદ્ધ કર્યો હતો. યુનિવર્સીટીની પરીક્ષામાં સ્ત્રીઓ જ્યારે પુરૂષ-વિદ્યાર્થીઓ સાથે બેસે છે ત્યારે પણ પુરૂષ-વિદ્યાર્થીઓ એમજ કહે છે કે એમના તરફ પક્ષપાત થાય છે, એતો પાસજ થશે માનવ સ્વભાવમાંજ એવું કાંઇક છે કે, મનુષ્યને પોતાથી હુશિયાર માણસ કરતાં પોતાથી ઉતરતા જ્ઞાનવાળા માણસની સંગતિ ગમે છે. જ્યાં સમાન, વા, વિશેષનું ભાન તેને થાય છે ત્યા ઇર્ષ્યાનો પ્રાદુર્ભાવ થાય છે. સ્ત્રીઓ લેખ લખી ન શકે, તેમને તો તેમના પતિ કે પુરૂષવર્ગમાંના તેમના સ્નેહી સંબંધીઓ લેખ લખી આપે છે એ ઉદ્ગારો માત્ર ઇર્ષ્યાના છે જેવી રીતે આરમ્ભમાં પુરૂષ-લેખકો, પોતાના લેખમાં મિત્રો યા વડીલોની સહાયતા લે છે તેજ મુજબ પ્રારમ્ભમા સ્ત્રીઓ પણ પોતાના પતિ યા વડીલ આદિની સહાયતા લેતી હશે અને લેછે કેટલાક પુરૂષો લેખનકલાનો એક અંશમાત્ર પણ જાણતા નથી, બીજાઓ પાસે લેખો, પુસ્તકો વગેરે લખાવે છે અને પોતાના નામથી પ્રકટ કરે છે તેમ કેટલીક સ્ત્રીઓ પણ પતિ આદિ પાસે લેખ લખાવી પોતાને નામે પ્રગટ કરે છે એ વાત ખરી છે પરન્તુ તેથી પુરૂષોજ લેખ લખે, પુરૂષો જ ઉત્તમ લેખ લખી શકે, સ્ત્રીઓ લખીજ ન શકે ઉત્તમ લેખ તો તો નજ લખી શકે-એવા વિચાર પ્રકટ કરવા તેમ, સ્ત્રીલેખ સારો સ્ત્રીલેખ જોતાં તેના ખરાપણા વિષે શંકા લાવવી એ પુરૂષોની ઇર્ષ્યા, પુરૂષોની અધમતા માત્ર છે. લંડનની ફાર્માકયુટિકલ સોસાઇટીનું પર્સીવલ મેડિકલ-બ્યુરિબન્ડનું વાર્ષિક સન્માન જેની ઘણાં અપેક્ષા રાખે છે અને ભાગ્યેજ મેળવી શકાય છે તે સન્માન, સ્ત્રી તેમ પુરૂષ વિદ્યાર્થીઓમાં, વ્યાવહારિક જ્ઞાનમાં, પ્રથમપદ મેળવનાર મિસ જરટ્રુડ હોલેન્ડ રેનને, જ્યારે, વિદ્યાર્થીઓના મિલાવડામાં આપવામાં આવ્યું ત્યારે પ્રમુખ મિ. યંગે જણાવ્યું હતું કે જ્યારે " સ્ત્રીઓને, વિજ્ઞાન, સાહિત્ય તેમ વ્યાપારમાં સમાન અનુકૂળતા મળે છે ત્યારે તેઓ સારી રીતે પોતાનું પાણી બતાવી આપે છે. " * આ ઉદ્ગારો સર્વ રીતે સત્ય છે, એમાં કાંઇ અસત્ય નથી સ્ત્રીઓના લેખ

*"Wherever women have had an equal chance with men in science and letters, even in commerce—they have more than held their own."—Mr. Young.

પ્રત્યે પક્ષપાત કરવામાં આવે છે, એવો “ સુન્દરીસુબોધ ” પર આક્ષેપ મૂકાયો તે અરસામાં જ મદ્રાસમાં પ્રકટ થતા અંગ્રેજી માસિક “ ઇંડિયન રિવ્યુ ” માં મિસિસ કમલા સત્યધન એમ. એ. એ લખેલી વાર્તા આ લેખકના જોવામાં આવી અને સ્ત્રીઓની લેખનશક્તિના પ્રતિપાદન માટે સ્ત્રીઓ કેવા સરસ લેખ લખી શકે છે તે અલ્પ રીતે પણ જતાવવાને, આ વાર્તાનો અનુવાદ કરવાને તેણે નિશ્ચય કર્યો. મિસિસ કમલા સત્યધન મદ્રાસનાં એક મહાન્ વિદુષી સન્નારી છે. સ્ત્રીઓ માટે પ્રકટ થતા “ ઇંડિયન લેડિઝ મેગેઝીન” નાં તેઓ તંત્રી છે. સ્ત્રીઓ માટે, સ્ત્રીઓ તેમજ પુરૂષો તરફથી આખા હિન્દુસ્થાનમાં પ્રસિદ્ધ થતાં સર્વ માસિકોમાં આ માસિક ઉત્તમ છે. ‘ઇંડિયન સોશિયલ રિફોર્મ ’–હિંદી સાંસારિક સુધારણા એ સંબંધે ડૉ. ભાંડારકર, મી. દયારામ ગિદુમલ, મી. જી. સુબ્રહ્મણ્ય આયર, રાયબહાદુર લાલા બૈજનાથ, રાવબહાદુર વામનરાવ એમ. કોલ્હાટકર જેવા જૂદા જૂદા મહાન્ વિદ્વાનોથી લખાયલા લેખોનો સંગ્રહ મી. સી. વાય. ચિંતામણિ એ પ્રકટ કર્યો છે તેમાંનો "પ્રાચીન અને અર્વાચીન હિન્દુસ્થાનમાં સ્ત્રીની પદવી" એ એક ઉત્તમ લેખ મિસિસ કમળા સત્યધને લખ્યો છે. ઉપર જણાવ્યા મુજબ આજ સન્નારીએ અંગ્રેજીમાં આ વાર્તા લખી છે અને તેના અનુવાદ પરથી પણ સ્ત્રીઓની લેખનશક્તિ વિષે કાંઇક ખ્યાલ આવી શકશે.

---

ઇંગ્લાંડ જઇ આવ્યે મને છ વર્ષ થયાં હતાં, મારી ભાવનાઓની મને કાંઇક વિશેષ ચટ હતી. મારા મિત્રો અને સંબંધીઓ મારી મજાક કરતા અને એવા મોટા મોટા વિચારથી કાંઇ લાભ થવાનો નથી એમ કહેતા પણ હું તેમની જરાપણ દરકાર કરતો નહિ. હું યુવાન્ હતો, ધનવાન્ હતો. મેં પરીક્ષાઓ સારી રીતે પસાર કરી હતી, પણ હું મારા ભાઇ જેટલો હુશિયાર નહોતો. ખાસ કરીને મારા પિતાની મારાપર કૃપા હતી આથી હું મારી ભાવનાઓ—મારી ઇચ્છાઓ મુજબ ચાલી શકતો. આગળ ઉપર ગમે તો મને મારો ભ્રમ કદાચ સમજાઇ આવે પણ હાલતો મહાન્ બાબતો ખોળવી અને તે પૂર્ણ કરવી તે એક પ્રકારની મારે મન રમત હતી. આનો અર્થ એવો નથી કે હમેશાં મને ફતેહ મળતી. મારા મોટા મોટા મનોરથ મેં કદી પરિપૂર્ણ કર્યા હોય એમ હું ધારતો નથી. પણ એમ પણ ખરૂં કે તે પરિપૂર્ણ કરવાને મેં મારાથી બનતા પ્રયાસ કરેલા ખરા. વારૂ, પણ મારે મારી પોતાની વાત આટલી બધી કરવાની કાંઈ આવશ્યકતા ! કાંઈ જ નહિ. આ સઘળું વિવેચન કરવાનું કારણ એ હતું કે ખાસ એક બાબતની મને ચટ હતી અને તે મારે કહી બતાવવું હતું. કોની સાથે મારે લગ્ન કરવું એને લગતી આ ચટ હતી. અમુક લક્ષણોવાળી સન્નારી સાથે મારે લગ્ન કરવું હતું. મારા વૃદ્ધ પિતા ખાસ કરીને જૂના વિચારના હતા, જેમ બને તેમ મારૂં લગ્ન વહેલું થાય તે માટે તેઓ ઘણા ઉત્સુક હતા. તેમણે મારે માટે એક કન્યા પસંદ પણ કરી રાખી હતી. પરન્તુ મેં આગળ કહ્યું તેમ તેઓની મારાપર મહેરબાની હતી, વળી મારો ધંધો સારી રીતે ચાલતો હતો એટલે હું તદન સ્વતંત્ર રહી શકું એમ હતું.

મારે આ પ્રકારની સ્ત્રી સાથે લગ્ન કરવું હતું. સ્ત્રીનાં ખાસ લક્ષણવાળી, ઘરપર મમતા રાખનારી, ઘરનાં કામકાજ તરફ સારૂં લક્ષ આપનારી, પરથી જેની દૃષ્ટિમર્યાદા અટકે નહિ તેવી, જીવનની જૂદીજૂદી મજાને સમજનારી, બુદ્ધિમાન્. પરીક્ષાઓજ પાસ કરી હોય તેવી ખાસ નહિ, છતાં જીવનનાં ઉંડા રહસ્ય પર ચર્ચા કરી શકે તેવી તે સાથે ક્યારે

વાત કરવી અને ક્યારે ન કરવી તે જાણનારી. ટુંકામાં અસંત કુશળ અને સહૃદય, બહાદૂર સ્ત્રી,-સંકટ સમયે બેશુદ્ધ થઇ જાય તેવી નહિ, સર્વ રીતે શુદ્ધ અંતઃકરણવાળી, પ્રમાણિક, કદાપિ અસત્ય ન બોલે, તેમ ગમે તેવી વિકટ જવાબદારી માથેથી કાઢી ન નાંખે તેવી, જેનાપર હું સંપૂર્ણ રીતે વિશ્વાસ રાખી શકું, એવી નેક, અને એવી મિલાશવાળી, જેને માટે હું મારો પ્રાણ અર્પણ કરૂં, ઉદાર ચરિત, અત્યંત પવિત્ર, અન્ય જનની ન્યૂનતા સમજી શકે છતાં તેમને ઉચ્ચ જીવનપર લાવવાના સુપ્રયાસ સાથે તે ન્યૂનતાની દરગુજર કરે, એવી સ્ત્રી; પણ લગભગ અસંભવિત એવી ભાવનાનો આટલો બધો વિસ્તાર શા માટે ? છતાં મને તો ખાતરી હતી, કે આવી સ્ત્રી મને મળશે. આવી ભાવનાને તૃપ્ત કરે તેવી સ્ત્રી માટે હું યોગ્ય નહોતો. પણ તે દલીલ શા માટે, તેનો ઉપયોગ શો ! આ પ્રકારની મારી ભાવના હતી અને તે દૃઢ રહેવાની હતી, જવાની નહોતી.

જગતમાં નવીન નવીન બાબતો બને છે. કામથી હું કાયર થઇ ગયો હતો. કેટલાક અગ્રેજ અમલદારોની સહેલી મહેરબાની અને હિંદી અધિકારીઓની સ્વાર્થપરાયણતાથી હું કંટાળી ગયો હતો. આ કારણથી જે ગામમાં મારો જન્મ થયો હતો ત્યાં-મારે વતન થોડાક વખત આરામ મેળવવા ગયો આ નાનું-મારૂં વ્હાલું ગામ ટેકરીઓની તળેટીમાં હતું. ઉદ્યોગી જગતના કોલાહલથી તે ઘણું દૂર હતું. મને તે ઘણું પ્રિય હતું. નજીકના એક નાના ઘરમાં હું આનંદથી રહેતો હતો. હું સંતુષ્ટ અને સુખી હતો છતાં મારી ટેવ પ્રમાણે હું કાંઇક નવીનતાના, કાંઇક પરાક્રમના સંશોધનમાં ગ્રસ્ત રહેતો. પણ આ ગ્રામ્યસ્થાનમાં પરાક્રમ કરવા જેવું શું હોય ? એક દિવસે સાંજે હું એક સીધા, સાફ, સફેદ, એકાંત માર્ગપર ચાલતો હતો. બંને બાજુએ લીલાં ખેતર, પ્રફુલ્લતા સાથે પ્રસન્ન જણાતાં હતાં, મજુરો તેમાં કામ કરતા હતા, ઢોરના આરડવાના અને ઘેટાંના "બેં બેં" કરતા સ્વર શ્રોત્રને આનંદજનક લાગતા હતા. હું મારી મનોરમાનાં સ્વપ્નમાં ચાલ્યો જતો હતો. આશ્ચર્ય પામવા જેવું કે આવા રમ્ય સ્થળે મારા મનમાં તેને વિષે હમેશા વિચાર આવતા. એવામાં એકાએક પૈડાનો ઘસારો, ઘોડાનો પગરવ અને માણસોની બુમ મારે કાને પડ્યાં એ બધું શું હતું ? ઘોડો ન્હાસતો હોય એમ જણાતું હતું. હા, એક કદાવર બળવાન ઘોડો ઉંચા ડોગ-કાર્ટ સાથે ન્હાસતો હતો અને ડૉગ-કાર્ટમાં કોણ બેઠું હતું હું ભૂલતો તો ન્હોતો ? અરે, હા, એક આર્યબાલા, મને જણાયું તેમ, હાથમાં લગામ, કાળી સાડી પહેરેલી, ઘોડાના દોડવા સાથે પવનના સપાટાથી, વિખરાયલા ઉડતા, મનોહર કેશ સાથે ડોગ-કાર્ટમાં બેઠી હતી. આંખના એક પલકારામાં મેં આ સઘળું જોયું. ઘોડો મારી લગોલગ આવી પહોંચ્યો. મેં તેના માથા તરફ ફટકો માર્યો. થોડીક ખેંચતાણ થઇ અને ઘોડો હાંફતો હાંફતો ઉભો રહ્યો. મેં તે બાળા તરફ દૃષ્ટિ કરી. તેનો સુંદર ચહેરો લાલચોળ થઈ ગયો હતો. તેનાં શ્યામ, સુન્દર નયન. આવેશથી પ્રકાશ મારતાં હતાં. છતાં તે ભય પામી હોય એમ જણાતું નહોતું. તે બહાદૂર હતી એ નિઃશંક પણ, ગાડી હાંકવાનું તેને હાથ, ક્યાથી ? હિંદુસ્થાનમાં સ્ત્રીઓ ગાડી હાંકતી નથી. પરન્તુ જિજ્ઞાસાનો આ સમય ન્હોતો. હું તેની પાસે જઇને ઉભો અને સહાયતા જોઇએ તો આપવા તત્પરતા જણાવી. પ્રથમ બોલતાં તે ઘણી સંકોચ પામી. પછી તેણે પોતાના હોઠ ઉઘાડ્યા, અને મારી માતૃભાષા, સુન્દર ચોખ્ખી તેમજ માંજ આભારના થોડાક

શબ્દોનો ઉચ્ચાર કર્યો. હું મોહ પામ્યો. તેના મુખથી વિશેષ વચન સાંભળવાની ઉત્સુકતા થઇ. પરન્તુ વિનીતતા અને લજ્જાને લીધે તે વધારે બોલી શકી નહિ. આથી મારાથી તેની સાથે ડોગ-કાર્ટમાં ચઢી બેસાયું નહિ; જો કે હું જાણતો હતો કે તેમ કરવામાં કાંઈ ખોટું નહોતું. પણ હિન્દુસ્થાનની અને ઇંગ્લાંડની છોકરીઓમાં ફેર હોય છે. મારે સંભાળવા જેવું હતું. મેં ઘોડાને લગામથી પકડયો. તે સીધે સફેદ રસ્તે અને કેટલેક બાજુને માર્ગે તેને દોર્યો. ખેતર વચ્ચે આવેલા એક નાના સફેદ મકાન આગળ અમે આવી પહોંચ્યાં ત્યાં તે છોકરીને તેના પિતા મળ્યા. તે વૃદ્ધ સદ્‌ગૃહસ્થે ખાસ સ્વદેશી પોશાક ધારણ કર્યો હતો. તેણે તેને જોઈ કે તરતજ તે બોલી ઉઠયા અને તેલગુમાં તેને પ્રશ્નપર પ્રશ્ન પૂછવા લાગ્યા. તે ટુંકા ટુંકા ઉત્તર આપતી હતી.

" શું મારે માટે ઉભી રહેલી ગાડી તારા જોવામાં આવી અને તને હાંકવાની ઈચ્છા થઇ ? આપણી અહિંની છોકરીઓ આવી છુટ લઈ શકતી નથી તે તું જાણતી નથી ? શું ગામડામાં તેની હરકત નહિ ? કોઇના પણ જોવામાં તે નહિ આવ્યું હોય ? સાંસારિક સુધારકોની વાતો સાંભળવાનું અને બીજી છોકરીઓની પેઠે તને નહિ પરણાવવી દેવાનું આ પરિણામ છે. આ યુવાને ઘોડો પકડી રાખ્યો ? તે કોણ છે ? ઘણીજ અવિનીત છોકરી ! અરે એતો ઇંગ્લાંડથી આવેલા નવા બેરિસ્ટર છે. મેનકા, તેં મને તેવી વાત કેમ ન કરી ? ".

આ પ્રમાણે અમારા વચ્ચે ઓળખાણ થયું. હું વારંવાર તે સફેદ નાને ઘેર ઘણી વખત જતો અને તે બાળાના સરલ નિખાલસ; તેને વિષે અસંત અભિમાન અને પ્રીતિ રાખનાર; પિતા સાથે ઘણી ઘણી વાતો કરતો. તે એક સુધારક હતા.

તે કહેતા કે " મેનકાનું વય પંદર સોળ વર્ષનું થાય ત્યાં સુધી હું તેનું લગ્ન કરવા માગતો નથી. અમારા લોકો અમને નાત બહાર મૂકવા માગે છે પરન્તુ તેની મને દરકાર નથી. મારે બે પુત્રીઓ માત્ર છે. મારી સ્ત્રી જેના વિચાર મારાથી જૂદા હતા તે મરણ પામી છે. આથી હું સ્વતંત્ર છું; અને અંગ્રેજીનું શિક્ષણ આપવાની મેં ગોઠવણ કરી છે. પ્રથમ તે શીખી નહિ, " સ્વદેશી " વગેરેના તેને તરંગ હતા. શું તે બોલતી નથી ? હા, તે ઘણી શરમાળ છે. તમારી નજીક પણ નથી આવતી ? નહિજ આવતી હોય. તેવા તેના સ્વભાવ માટે હું તેને ચાહું છું. હાલજ તેને બાર વર્ષ થયાં છે. મેનકા મને બહુ ગમે છે.

ખરેખર તે ઘણી મજાની છોકરી હતી, મધુરવદના, મૌન, શાન્ત, ગૌરવાન્વિત; તે ઘણીજ શાન્ત, ઘણી મૌન હતી. હું જ્યારે તેની પાસે જતો ત્યારે તે સટકી જતી. મારે ને તેને એક શબ્દ પણ વાતચિત થઇ નથી. છતાં હું મારો અન્તરનો ભેદ કહું છું કે મને મારી મનોરમા મળી હતી.

## પ્રકરણ ૨ જું.

મારા કામ ધંધે લાગી ગયા પછી, મારા મિત્રોએ ગામ છોડયું. મારા અને તેમના માર્ગ જૂદા હતા. પરન્તુ ઉન્હાળામાં તેમની પાસે જવાનો મેં નિશ્ચય કર્યો કારણ કે મેનકાને મેળવવી એવો મેં સંકલ્પ કર્યો હતો. ઉન્હાળાની રજામાં ઘણા બનાવ બન્યા. મારા વ્હાલા, વૃદ્ધ પિતા મરણ પામ્યા. અત્યાર સુધી મારા ભાઇ વિષે વાત કરવાનું હું ભૂલી ગયો છું, જો કે હું તેના જેટલો હુશિયાર ન્હોતો એવું મેં કહ્યું છે એમ હું ધારૂંછું. પણ હવે હું તેને વિષે કાંઇક કહેવા માગું છું. તે મારાથી નાનો હતો. મારા પિતાને ફરજંદમાં અમે બે જણજ હતા. તે ઈંગ્લાંડ હતો અને ઇંડિયન સિવિલ સર્વિસ માટે અભ્યાસ કરતો હતો. તે એક ખુબસુરત તરૂણ હતો, મારા કરતાં વધારે દેખાવડો, હુશિયાર મશ્કરો અને આનંદી હતો. હું ઘણું થોડું બોલનારો, ઉદાસીન અને મજાકનું નામ જાણતો નહોતો; તેણે હવે ઇંડિયન સિવિલ સર્વિસની પરીક્ષા પસાર કરી હતી અને ઘેર પાછો આવતો હતો. તેના ઘેર આવવાને લગતા બંદોબસ્તમાં હું રોકાયો હતો. આ શિવાય મારા પિતાના મૃત્યુપત્રના સંબંધમાં કેટલીક મુસ્કેલીઓ ઉભી થઇ હતી. પૈસા પુષ્કળ હતા અને વ્હેંચણ મારા ભાઇ અને મારી વચ્ચે સરખી રાખવામાં આવી હતી. આ બાબત ઘણી વ્યવસ્થા કરવાની હતી; આથી ગામડાના મારા મિત્રોને હું મળી શક્યો નહિ; જો કે ખરી વાત પૂછો તો મારા હૃદયમાંથી તે જરા પણ ખશી ન્હોતી.

જગત્ બહુ મોટું નથી. એક દિવસે હું સમુદ્રકિનારે ચાલતો હતો તેવામાં બે પરિચિત વદન એક દોડતી ગાડીમાં મેં જોયાં ! આ બે ચ્હેરા તે સુંદર બાળા અને તેના પિતાના હતા. આ પછી દરરોજ હું સમુદ્રકિનારે જતો. એક દિવસ, આખરે, મેં મેનકા અને તેના પિતાને ઉતરતાં જોયાં, મારા દરરોજના પરિશ્રમનો બદલો મને મળ્યો. આ પછી, બીજી બધી વાત કાંઇ કઠિન નહોતી. મેં મારા હૃદયની ઇચ્છા તેમને કહી. મારી માગણી સ્વીકારવાને મેનકાના પિતા તદ્દન ખુશી હતા પરન્તુ મારે મેનકાનું દિલ મેળવવાનો વિચાર હતો.

આથી હું તેમને ત્યાં ઘણીવાર જતો. ધીમે ધીમે મેનકાની મારી શરમ ઓછી થતી ગઇ. કેટલીક વખત હું તેને બાગમાં મળવાની ગોઠવણ કરતો જો કે તે હમેશાં સટકી જવાને યત્ન કરતી. ધીરે ધીરે, મેં તેનું મૃદુ, વિચારશીલ, મન મેળવી લીધું અને અમે કાંઇક મિત્ર જેવાં બન્યાં. મેનકાને બહુ વાતો કરવાની ટેવ ન્હોતી. હાલ પણ તે પ્રસંગોપાતજ પોતાનું હૃદય ખોલતી. ધીમે ધીમે મારી તરફ તેનું વલણ થતું જણાયું અને દુનિયા ઘણી મજાની છે એમ મને લાગ્યું.

## પ્રકરણ ૩ જું.

મારો ભાઈ હરિ, જેને ઇંગ્લાંડમાં હૅરિ કહેતા તે ઉન્હાળામાં એક દિવસ સહવારે સ્વદેશ આવ્યો. હું તેને સ્ટીમરપર મળ્યો હતો. તેનામાં ફેરફાર થયેલો જોઇ હું ઘણું આશ્ચર્ય પામ્યો હતો. પહેલાં તે બહુ દેખાવડો તો હતોજ. પણ હાલ તે કેવો હતો ? હું દમામમાં રહું છું એમ લોકો કહેતા પરંતુ હરિ આગળ હું કાંઇજ નહોતો. વર્ણ શિવાય દરેક બાબતમાં તે અંગ્રેજ જેવો લાગતો અને તેપણું યુરોપના દક્ષિણ તરફના તડકો ખાધેલા યુરોપિયનમાં તે ખપે તેટલો ગોરો લાગતો હતો. કેવી સરસ વાત તે કરતો અને તે કેવો આનંદી હતો !

"વાહ એતો ઠીક," તેણે કહ્યું કે "તમારો વિવાહ થયાની વાત મેં કાંઇક સાંભળી છે. કન્યા કેવીક છે ? તમને તે બાબતની ઘણી ચટ હતી તે, મને યાદ છે."

મેં માત્ર કહ્યું કે "તું આવજે અને જોજે ! પણ તે તને પસંદ પડશે એમ હું ધારતો નથી. તે બહુ બોલતી નથી."

તેજ સાંજે હું તેને મેનકાના પિતા પાસે લઇ ગયો. થયું એમ કે, મેનકાના પિતાને હું પસંદ પડયો હતો પણ હરિ તેને વધારે પસંદ પડયો. તે દિવસે બહુ ગમત થઇ. મેનકા હાજર હતી પણ હમેશની પેઠે શાન્ત હતી. છતાં તે પ્રસન્ન હતી એમ જણાતું હતું. હરિ તેની સાથે મિત્રતા કરવા પ્રયાસ કરતો હતો. કેટલીક રીતે તે ફતેહ પામ્યો કારણ કે તે મારા કરતાં તેની સાથે વધારે વાર્તાચિત કરતી જણાઇ. મેનકાની પાંચ છ વર્ષની નાની પણ ચાલાક બેન તરફ પણ સર્વનું લક્ષ ખેંચાયું. હરિ તેને રમાડતો હતો અને ખીજવતો હતો. એકંદર રીતે, અમને બહુ આનંદ મળ્યો.

પરન્તુ, સમય જતો ગયો તેમ મારામાં કાંઇક ઇર્ષ્યાનો પ્રાદુર્ભાવ થયો. મેનકા પ્રત્યે, હરિ વિશેષ પ્રીતિ રાખતો જણાયો. મેનકા પણ, મારાથી શરમાતી તેના કરતાં હરિથી ઓછી શરમાતી. પ્રથમ તો મને એવો વિચાર આવ્યો કે તેની હુશિયારીને લીધે, મારા કરતાં, તેના તરફ તેનું વધારે આકર્ષણ થતું હશે. પરંતુ ધીરે ધીરે મને જણાયું કે મેનકા મારાપર પ્રીતિ રાખતી તેના કરતાં હરિપર વધારે પ્રીતિ રાખતી. મને ઘણી ઇર્ષ્યા આવતી. મને ઘણો ઉદ્વેગ થતો. પણ મારો ઉપાય નહોતો. મેનકાનું મારી સાથે નક્કી થયું નહોતું. હરિ મારા કરતાં વધારે લાયક હતો. તે આઇ. સિ. એસ હતો. તે શિવાય મેનકાને તે પસંદ હતો. આથી હું પાછળ પડવા લાગ્યો.

અત્રે થોડાક ખુલાસો કરવાની આવશ્યકતા છે. હિન્દુસ્થાનનાં સ્ત્રી પુરૂષ એકબીજા સાથે આવી રીતે હળે મળે, તે આશ્ચર્યકારક લાગશે. પણ યાદ રાખવું જોઇએ કે મેનકાનો પિતા એક પ્રસિદ્ધ સુધારક હતો. અને પોતાની પુત્રીઓને પણ સ્વાતંત્ર્ય આપતો. બીજા હિંદુઓને આ વાત ગમતી આવતી નહિ. આથી ખરી રીતે તેને કોઇ પણ મિત્ર ન્હોતા અને પોતે ન્હાતો તેમ તે ઘણું કરી શકતો.

## પ્રકરણ ૪ થું.

હરિ માણસ તો ઠીક હતો. પણ તે ઘણો ઉડાઉ હતો. પોતાના ગજા ઉપરાંત તે ખર્ચ કરતો. એક દિવસે, ખિન્ન થયેલો, તે મારી પાસે આવ્યો. તેણે કહ્યુ "ભાઇ, મારે કેમ કરવું ? હું બહુ મુઝવણમાં આવી પડયો છુ. "યંગમેન્સ બેનિફિટ ફંડ" જેના તમે પણ મેમ્બર છો તેનો હું ટ્રેઝરર છું તે તમે જાણો છો. મારી પાસે તે ફંડના ઘણા પૈસા હતા. મેં તે ખર્ચી નાંખ્યા છે."

"પૈસા ભરી દે."

"પણ મારી પાસે પૈસા નથી."

"હું તને આપીશ."

"તમારો મોટો ઉપકાર" પણ ખરી વાત એ છે કે મેં ખોટો હિસાબ તૈયાર કર્યો છે અને મેંબરોને તેની ખબર પડી છે. તેઓ મારાપર શક 'તો લાવે છે અને હુ ભરી દઊ તો તેઓ-"

"હરિ, તારામાં અક્કલ નથી. એકદમ તું તે ભરી દે અને પછી જેમ થતું હોય તેમ થવા દે."

હરિએ પૈસા ભરી દીધા અને વાત ગુપચુપ રહી. પરન્તુ લોકોને શક ઉત્પન્ન થયો તે તો થયોજ. અમારા મસ્તકપર એક દિવસે વજ્રઘાત થયો. અમે સર્વ મેનકાના પિતા ના મકાનમાં એકઠાં થઇ બેઠાં હોતા. તે વૃદ્ધ સદ્‌ગૃહસ્થ વાત કરતા હતા. તેવામા પોસ્ટ મેને આવી એક પત્ર આપ્યો. તેણે તે ફોડયો. થોડાક વાચ્યો અને તેનો ચ્હેરો બદલાયો. તેણે મને એક બાજુએ બોલાવ્યો. અમે તેની ઓફિસ-રૂમમાં ગયા. વૃદ્ધ ગૃહસ્થે બારણાં બંધ કર્યાં અને મારી સામે જોયુ.

"તેણે ધ્રુજતે અવાજે, મને પૂછ્યું. આ બધાનો અર્થ શો ?"

"શાનો ?"

"લ્યો આ વાચો."

પત્રમાં હકીકત આ પ્રમાણે હતી. "તમારી પુત્રી સાથે જેનું લગ્ન થનાર છે તેના સંબંધમાં હું તેમને તમારા કુટુમ્બના એક જૂના મિત્ર તરીકે ચેતવણી આપુછુ. તે એક સંન્માનપાત્ર, શ્રીમંત, પ્રતિષ્ઠિત કુટુમ્બનો અને વજન વાળો યુવક જણાય છે એ નિઃસંદેહ છે પણ તેની સામે શક છે. તેનો ભાઇ એક બેનિફિટ ફંડનો ટ્રેઝરર છે. હમણાં હમણાં તે ફંડમાથી પૈસા ઉપડેલા જણાય છે. અમને શક લાવવાને કારણ છે કે ટ્રેઝરરના ભાઇએ ગુપ્ત રીતે કુંચીઓ લીધેલી અને ઘણા પૈસા ખાઇ ગયેલો તેના ભાઇએ, સ્વાભાવિક રીતે તે બાબત છુપાવવાને ખોટો હિસાબ લખ્યો. પૈસા ભરી દેવામાં આવ્યા છે પરન્તુ શક કાયમ છે."

મેં ઉંચું જોયું. મકાનનો તે ખંડ મારી આગળ તરવા લાગ્યો. "હરિને બોલાવો એટલુંજ હું કહી શકયો. તે આવ્યો તેણે તે પત્ર વાંચ્યો. તેનો ચ્હેરો [illegible]

પણ તે એક શબ્દ બોલ્યો નહિ, મારા તરફ માત્ર આજીજીની નજરે જોવા લાગ્યો. ત્યારે જ મને કાંઇક અર્થ સમજાયો. હું એકદમ ઉભો થયો.

ખભા હલાવી મેં કહ્યું " મારા બચાવમાં મારા બોલવા શિવાય, મારો વિશ્વાસ ન આવતો હોય તો મારે જતા રહેવું એ બહેતર છે. જય, જય."

તે વૃદ્ધ ગૃહસ્થે, સવિનય મારા સામું જોયું, મેં તેની સામે જોયું, અને તે ખંડમાંથી નીકળી ઘરની બ્હાર ચાલી નીકળ્યો.

આખો દિવસ હું મારા ખંડમાં ભરાઈ પેઠો. મેનકાના પત્રની રાહ જોઇ પણ કાંઇ આવ્યું નહિ.

બીજે દિવસે મેં અમેરિકાની ટિકિટ લીધી અને એક અઠવાડીયા પછી હું ગયો. હરિ મને સ્ટીમર ઉપર વળાવવા આવ્યો હતો. છેલ્લી ઘડીએ તેણે મને કહ્યું:—

" મોટાભાઈ, મને માફ કરો "

" હરિ, એ વાતજ જેહાનમમાં જવા દે. તું તારે માર્ગે ચાલે છે, હું મારે માર્ગે જાઉં છું. હવે તારે મારે કાંઇ સંબંધ નથી. "

" પણ તમે મને ઉઘાડો પાડશો નહિ. "

" ઓહો, તેનીજ તારે માત્ર દરકાર છે ને! તેની તારે ખાતરી રાખવી. જય જય."

" જરાક એક મિનિટ, મેનકા— "

" મારે તેના સંબંધમાં એક શબ્દ સાંભળવો નથી. મારે ને તેને સંબંધ નથી." તેવામાં સ્ટીમર પરથી ઉતરી જવાની સિગ્નલ અપાઈ અને હરિ, મારા ધારવા પ્રમાણે, મુક્તિના, સુખના નિશ્વાસ સાથે મારી આગળથી ગયો.

---

## પ્રકરણ ૫ મું.

---

૭ વર્ષ સુધી હું અમેરિકામાં રહ્યો. મેં ત્યાં શું કર્યું તેનું કાંઇ કામ નથી. એટલુંજ કહેવું બસ છે કે કામ પ્રમાણિક હતું અને મેં તે સારી રીતે કર્યું. પ્રથમ કરતાં હું ઘણો ધનવાન થયો. મારાપર લોકો વિશેષ પ્રીતિ રાખતા અને સન્માન આપતા. એમ ધારી શકાય કે હું સુખી હતો.

પરન્તુ હું સુખી ન્હોતો, હંમેશાં ઘેર અને જન્મભૂમિ માટે અભિલાષા થતી. આથી એક વખતે મેં મારા ધંધો રોજગાર બંધ કર્યો અને હિંદુસ્થાન પાછો આવ્યો અને એક ભોજનગૃહમાં ઉતર્યો. આકસ્મિક તજવીજથી માલમ પડયું કે હરિ ગામમાં ન્હોતો તેણે જે લાઇન લીધી હતી તેમાં તેણે વિજય સંપાદન કર્યો હતો, પણ તે પરણ્યો હતો મેં આ ધારીજ મૂકયું હતું અને અલબત માનતોજ હતો કે મેનકાનેજ તે પરણ્યો હશે

આ પછી હું મેનકાના પિતાને ત્યાં ગયો. તેઓ હજી પહેલાંની માફકજ તદુરસ્ત અને ઉત્સાહી હતા. મને જોઇને વિસ્મય પામ્યા. હું કાંઇક જૂદુંજ ધારતો હતો પરન્તુ મને જોઇ તે પ્રસન્ન થયા.

તેમણે કહ્યું " કેમ ભાઇ તમે આવ્યાછો ? તમે અમને ક્ષમા આપી છે ? "

" તમને ક્ષમા ! મારે તમારી ક્ષમા માગવી જોઇએ. "

" ત્યારે તમે જાણતા નથી કે તમારી નિર્દોષતા સાબિત થઈ છે. "

" કેવી રીતે ? "

" તે સઘળું હરિએ કર્યું હતું એમ માલમ પડી આવ્યું છે. ગુપચુપ તે કામ ઠંડુ પાડી દેવામાં આવ્યું છે. તેણે બધા પૈસા ભરી દીધા છે. "

અને તમારાં પુત્રી, એમની તબીયત સારી છે ને ?

તે વૃદ્ધ ગૃહસ્થે નયનના પ્રકાશના એક પલકારા સાથે પ્રશ્ન કર્યો, "કયી પુત્રી ? " મેનકા, તે સુખી છેને " ?

"તે સુખી કેવી રીતે હોય "?

" હું ધારૂછુ કે હરિની કસુર, લગ્ન થઇ ગયા પછી માલમ પડી આવી હશે. પણ મેનકા— "

તેણે એકદમ પતાવી દીધું, " મેનકાને ને હરિને કાંઇ સંબન્ધ નથી. નાની બ્હેનનું લગ્ન દુર્ભાગ્યે હરિ સાથે કરવામા આવ્યું છે. તેની સ્થિતિ સારી છે એમાં તો કશો શંક નથી. ત્યારે મેનકા— "

"હા, મેનકા, તે તમારે લીધે પરણી નથી. તમે તેનો ત્યાગ કર્યો એમાં બહાદુરી બતાવી નથી. "

" મેં તેનો ત્યાગ કર્યો ? પણ તેનો મારાપર વિશ્વાસ નહોતો "

" તમારો વિશ્વાસ નહોતો ? ત્યારે તેના કાગળનું શું થયું ? તમે ગયા તે પહેલાં આ પત્ર તેણે હરિને લખ્યો હતો. બિચારી મેનકા, તેને તે વાતની ઘણી શરમ છે. હરિએ વાત કરી હતી કે તેણે તમને કહેવાનો પ્રયત્ન કર્યો પરન્તુ તમે કહ્યું કે મારે ને એને સંબન્ધ નથી. આથી તેણે લગ્ન કરવા મેનકાને માગણી કરી. મેનકાએ ના પાડી તેનું લગ્ન નાનીબ્હેન સાથે થયું. હવે સઘળી વાત સમજાઇ ? "

" હા, સઘળું સમજાયું. સઘળું સ્પષ્ટ થઈ ગયું. "

મનોરમા મેનકા સાથે મારૂં લગ્ન થયું. મારી ભાવના મને પ્રાપ્ત થઈ.

—ડાહ્યાભાઇ, બન્ધુસમાજ.

# વિદ્યાકળા.

## રોજ વપરાવા જોઇતાં વાસણ.

હજારો વર્ષના અનુભવથી આપણે ઘરના કામકાજમાં ત્રાંબા પિત્તળ તથા લોઢાનાં વાસણો વાપરીએ છીએ. રસોઈ વિગેરેમાં આપણે કલાઇ કરાવેલાં વાસણો વાપરીએ છીએ. પણ લોઢાનાં વાસણોને કદાપિ કલાઈ કરાવતા નથી. તેમજ લોઢાનાં વાસણમાં ભાતદાળ વિગેરે કરતા નથી. ઉન્હું પાણી કરવામાં ઘણું ખરૂં આપણે કલાઇ કરાવ્યા વિનાના ત્રાંબાનાં વાસણો, વાપરીએ છીએ પરંતુ દહિ, છાશ, અથવા એવી કોઈ ખાટી ચીજ ભરી રાખવા માટે માટીનાં વાસણ અથવા કલાઈ કરાવેલાં ત્રાંબાનાં વાસણ અથવા કલાઇનાં વાસણો વાપરીએ છીએ. હમણાં હમણાંમાં બે નવિ ધાતુઓ દાખલ થઇ છે. એક 'કોપરબરાસ' છે અને બીજી 'એલ્યુમીનમ' છે. જેટલો પગપેસારો આપણા વાપરવાનાં વાસણોમાં 'કોપરબરાસે' કર્યો છે તેટલો 'એલ્યુમીનમે' કર્યો નથી પણ એમ આશા રખાય છે કે આગળ જતાં આપણાં ઘરનાં ઘણાં વાસણો 'એલ્યુમીનમ'નાં થઈ જશે.

વાસણો વાપરવાના આ બધા ભેદો ઉપર આપણે વિચાર ભાગ્યેંજ કરીએ છીએ છતાં વંશપરંપરાથી ઉતરતી પદ્ધતી આપણને ઘણીજ અનુકુળ થવાથી તે પ્રમાણે ચાલીએ છીએ. કેટલીક વખત આપણે અમુક વાસણો વાપરવાનાં કારણો ટુંકા શબ્દોમાં આપીએ છીએ. કલાઇ વગરના વાસણમાં 'કટાઇ' જાય અથવા લોઢાનું વાસણ 'ખવાઇ' જાય એમ કહિ અમુક ફેરફારો આપણા વપરાશનાં વાસણોમાં કરીએ છીએ પણ એનું મૂળ કારણ આપણે સમજતા નથી. જો તે સમજવામાં આવે તો કેટલીક આપણી બે દરકારીનો રહીઓ મળી જાય.

ત્રાંબાનાં વાસણો અવવાવરાં ઘરમાં પડી રહે તો તેના ઉપર લીલો કાટ ચઢી આવે છે. આને આપણે જંગાલ કહિએ છીએ. આ ઘણોજ ઝેરી પદાર્થ છે અને માણસના ખાવામાં આવે તો જીંદગીને હાની કરતા છે. પિત્તળના તેમજ કોપરબરાસના વાસણ ઉપર પણ આ પ્રમાણે લીલો કાટ દેખાય છે. આ બે ધાતુઓ ઉપર દેખાવાનું કારણ એ છે કે પિત્તળ તેમજ કોપરબરાસમાં ત્રાંબું છે. ત્રાંબા અને 'ઝીંક' નામની ધાતુના મિશ્રણથી પિત્તળ બને છે, અને ત્રાંબુ, 'ઝીંક' અને 'નિકલ' નામની ધાતુ, જ્હેના એક આનીના સિક્કા બનાવવામાં આવ્યા છે તે મિશ્ર કર્યાથી 'કોપરબરાસ' બનેછે. આથી ત્રણે જાતની ધાતુઓ ઉપર લીલો કાટ દેખાય છે. ત્રાંબા પિતળનાં વાસણમાં આપણે દહિં આંબલીનું પાણી અથવા લીંબુનો રસ વિગેરે ખાટા પદાર્થો મુકીએ તો પણ આવો લીલો કાટ દેખાય છે. આ પદાર્થ જો કે જંગાલ નથી પરંતુ ત્હેના જેટલોજ ઝેરી છે અને આ આપણે અનુભવથી શીખ્યા છીએ કારણ કે એવી કટાયલી વસ્તુ આપણે કદી ખાતા નથી તેવાંજ વાસણોમાં આપણે ઘી, તેલ, અથવા એરંડીયું ભરીએ છીએ તો પણ થોડા વખતમાં એમાં લીલો કાટ થાય છે. કલાઇ વગરની ખોપરણીમાં રાખેલાં ઘીના વાસણને

છે અને જેમ ચોખ્ખું પાણી તેમ આ ઝેરી પદાર્થ વધારે પેદા થઇ પાણીમાં મળી પાણીને વધારે બગાડે છે. વિલાયતમાં શરૂઆતમાં જ્યહારે નળ નંખાયા ત્યહારે લોઢાને બદલે સીસાની નળીઓ વાપરી હતી આથી લોકોની તબીયત ઘણીજ બગડતી ગઇ અને આનું કારણ માલુમ પડવાથી સીસાને બદલે હવે બધે લોઢાની નળીઓ કરવામાં આવી છે.

આ ઉપરથી માલૂમ પડશે કે સીસું કેટલું ઝેરી છે અને આ ઝેર ધીરે ધીરે આપણી પાચનશક્તિ બગાડી શરીરમાં રોગ પેદા કરે છે. આ ન ગણકારવા જેવી બાબત નથી કારણ કે આવા ધીમા ઝેરને લીધે ઉપર કહ્યું એ પ્રમાણે આખા દેશની તબીયત બગડી અને સીસાને બદલે લોઢાની નળીઓ વાપરવી પડી. આથી આપણે સમજી શકીશું કે આપણા કહેવાતાં કલાઇનાં વાસણો ઘણાંજ હાનીકારક છે, કેમકે એમાં સીસાનો ભેગ કર્યા વિના ચાલતું નથી. સીસું હવામાં રહેવાથી કાળું પડે છે આને લીધેજ આપણાં કલાઇનાં વાસણો કાળાં પડી જાય છે પણ કલાઇ કરાવેલાં વાસણોની કલાઇ કદી કાળી પડતી નથી. માટે કલાઇનાં વાસણો આપણે પાણી ભરવાના પણ વપરાશમાં લેવાં નહિ, અને દહિ વિગેરે રાખવામાં પણ કદી વાપરવાં નહિ. આ બાબત બહુજ લક્ષમાં રાખવા જેવી છે.

સાધારણ રીતે પાણી ભરવાનાં વાસણો આપણે પિત્તળ અથવા ત્રાંબાના વાપરીએ છીએ. લોઢાનાં વાસણો કેટલીક વખત વાપરવામાં આવે છે પણ બહુ ચાલતાં નથી. ત્રાંબુ જો કે લોઢાથી ઘણું મોઘું મળે છે અને પાણી લોઢા સાથે મળીને કાંઇપણ ઝેરી પદાર્થ બનાવતું નથી છતાં એ વાસણો વાપરવામાં શી હરકત છે એ સવાલ કરકસરની રીતે જોતાં અગત્યનો છે. લોઢાનાં વાસણો ન વાપરવાનું કારણ જાણવું ઘણુંજ સહેલું છે. જ્યારે આપણે તવેતો વિગેરે લોઢાનાં વાસણ ધોઇને લોહ્યાવિનાં મુકીએ છીએ તો બીજા દીવસે તે વાસણ ઉપર તેમજ મુકેલી જગ્યા ઉપર લોઢાનો કાટ થયો હોય છે. પાણી હવાની સાથે મળીને લોઢાનો કાટ કરે છે અને જો એક વખત કાટ થવા માંડ્યો ક પછી લાંબ થયાજ કરે છે. આથી એ જગ્યાનું લોઢું ખવાય છે. અને લોઢાના પતરાંને બદલે કાટ રહે છે. પડ પછી પડ આમ ખવાઇને થોડા દિવસમાં ત્યહાં બધુ લોઢું કાટ થવાથી કાણું પડે છે અને વાસણ ઉપયોગમા આવતું નથી; ત્રાંબા ઉપર પણ પાણીની અસર થાય છે. જ્યારે ત્રાંબાનું વાસણ નવું હોય છે અથવા ખુબ માંજેલુ હોય છે ત્યારે લાલસુરખ દેખાય છે. થોડા દિવસમાં એ રંગ ફીકો થઇ જાય છે અને ઘણા દિવસના વપરાશ પછી સહેજ કાળાશ આવે છે જે ત્રાંબાનાંજ વાસણ ઉપર દેખાય છે. પાણી હવા સાથે મળીને ત્રાંબા ઉપર એવાજ રંગનો કાટ બનાવે છે. લોઢાના કાટમાં અને આ કાટમાં એટલોજ ફેર છે કે એક વખત આ કાટ વાસણ ઉપર થયો કે નિચેનો ભાગ આ કાટથી ઢંકાઇ જાય છે અને આથી અંદર રહેલા ત્રાંબાના પડને પાણી અસર કરતું નથી. જ્યહારે આપણે વાસણ માજીએ છીએ ત્યહારે એ કાટ આપણે ઘસી નાંખીએ છીએ, અથવા જ્યહારે વાસણને આપણે દહિ, છાશ, આંબલી વિગેરેથી ખટવીએ છીએ ત્યહારે એ વસ્તુમાં રહેલો ખાર એ કાટને પોતામા ગાળી દેછે અને એ વાસણ ધોયા પછી નીચે રહેલું ત્રાંબાનું ચોખ્ખું પડ ચકચકાટ કરતું નિકળી આવે છે.

'પાણીમાં લોઢાનાં વાસણો આવી રીતે કાટ ખવાવાથી આપણે ત્રાંબાનાં વાસણો વાપરીએ છીએ. આ કારણને લીધે આપણે ખાળના નળ વિગેરે પત્રાના અથવા લોઢાના ન રાખવા જોઇએ. કારણ કે પાણીથી આખરે ખવાઇ જાય છે. પણ આપણે જો કોઈ રીતે લોઢા અને પાણીનો સ્પર્શ અટકાવીએ તો એ કાટ થતો અટકે અને લોઢું ન ખવાય. આથી ઘરમાં ડામર ચઢાવેલા કાળા નળો વાપરવા. જો કે શરૂઆતમાં આ નળો મોંઘા પડે છે પણ તે નાંખવાથી બહુજ લાંબા વખત સુધી ચાલે છે અને એમાં કાણાં ન પડવાથી ગંદકી થતી અટકે છે.

આપણને જો એવી ધાતુ મળી આવે કે જે પાણીથી ખવાય નહિ તેમજ જ્હેની અંદર કોઇપણ ક્ષારવાળી વસ્તુ જેવી કે ઘી, દહિં વિગેરે મુકવાથી ક્ષારની અસર એના ઉપર થાય નહિ તેમજ કલાઇના જેવી નરમ ન હોય તો આપણને ઘણી ઉપયોગી થઇ પડે. આવી એક ધાતુ હમણાં હમણાં ઉપયોગમાં આવવા માંડી છે. આ ' એલ્યુમીનમ ' છે. ' એલ્યુમીનમ 'નો રંગ સાફ ધોળો હોય છે. પણ ' એલ્યુમીનમ 'ના વાસણોનો રંગ ભુખરો હોય છે. આવો રંગ ખાસ કરીને આ વાસણો ઉપર આણવામાં આવે છે. ' એલ્યુમીનમ ' ધાતુ ઉપર દરેક જાતનો ક્ષાર અસર કરે છે. તેમજ ' એલ્યુમીનમ ' ઉપર પાણી અને હવાની અસરથી એ કાટ થાય છે. આ કાટ એવો છે કે એક વખત થયા પછી તે નીચે રહેલી ધાતુ ઉપર પાણીથી થતી અસરને અટકાવે છે. આ કાટ થવાથી એલ્યુમીનમના વાસણો ભુખરા રહે છે. આ કાટનો બીજો એક મ્હોટો ગુણ છે. આ કાટ કોઈપણ ક્ષારમાં મળી શકતો નથી. આથી દહિં, આંબલી, વિગેરેમાં રહેલા ક્ષારની અસર આ કાટ ઉપર થતી નથી. આને લીધે પહેલેથી જ એલ્યુમીનમનાં વાસણો ઉપર એક રીતે તે કાટ ચઢાવવામાં આવે છે. આથી દહિં વિગેરે ચીજો સાથે કોઇપણ ધાતુ ન મળતાં તે ચોખ્ખાં રહે છે અને સહેજ પણ હાનીકારક નથી. આથી એલ્યુમીનમના વાસણો કલાઈ કરાવ્યા વગર વાપરવામાં હરકત નથી. તેથીજ એ વાસણો ઉપર કલાઇ થતી નથી, બીજું એલ્યુમીનમના વાસણનો ભુખરો રંગ જોઇ ખરાબ છે એમ ગણવાં નહી કારણ કે આ ભુખરા રંગને લીધેજ આ વાસણો કામમાં આવે છે.

' એલ્યુમીનમ ઉપર ચઢાવેલો કાટ સાબુના પાણીમાં ગળી જાય છે.' અને પછી સાબુનું પાણી 'એલ્યુમીનમને પણ ધીરે ધીરે ગળી જઈ ત્હેમાં કાણું પાડે છે. આથી 'એલ્યુમીનમ'ના વાસણમાં લુગડાં ધોવાને સાબુનું પાણી અથવા સાબુની ભુકીનું પાણી કદી ઉકાળવું નહિ કારણ કે વાસણ ઝપાટામાં ખવાઇ જાય છે. બીજા બધા ઉપયોગમાં આ વાસણો લઈ શકાય છે. અને જતે દિવસે આ વાસણોનો ઉપયોગ વધારે થઇ પડે એવી આશા છે. ખાસ કરીને આપણા ઘરમાં વપરાતાં ભેગવાળાં કલાઇનાં વાસણો જેવાં કે દહાણી વિગેરેને બદલે 'એલ્યુમીનમ ' નાં વાસણો વપરાય તો સીસાનું ઝેર આપણાં શરીરમાં આવતું રહે અને આપણી પાચનશક્તિ વિગેરે ઉપર થતી એ ઝેરની ખરાબ અસરો અટકે.

આ ઉપરથી કેટલીક બાબતો આપણે યાદ રાખવાની છે. પ્રથમ તો કલાઇ કરાવ્યા વગરના ત્રાંબા પિત્તળના વાસણમાં ઘી, તેલ પણ કદી ભરવું નહિ, દહિં છાશ વિગેરે

ખટાઈ વાળા પદાર્થો રાખવા પણ હાનીકારક છે. બીજું કલાઈ કરાવતાં કલાઇ રાશી વપરાવવી નહિ કેમકે એમાં સીસાનો ભેગ આવે છે; બનતા લગણુ લોઢાનાં વાસણે જેવાં કે લોઢાંનાં પીપ, નળા વિગેરે પાણી ભરવામાં ન વાપરવા. એમ કરવાથી વાસણો ઝટ ખવાઈ જાય છે અને આખરે ત્રાંબાનાં વાસણે કરતાં વધારે ખર્ચ થાય છે. કલાઇનાં વાસણો જેવાં કે દહાણી, કલાઇના વાડકા, વિગેરે વપરાશમાંથી સાફજ કહાડી નાંખવા અને ધીરે ધીરે ' એલ્યુમીનમ ' નાં વાસણો વાપરવા માંડવાં. છેલ્લે 'એલ્યુમીનમ ' નાં વાસણોમાં સાબુનુ અથવા સાબુની ભૂકીનું પાણી કદી કરીને રાખવું નહિ અથવા ઉ-કાળવું નહિં કારણ કે એથી આ વાસણો ઝટ કાંણાં થાય છે.

—વિજ્ઞાન.

## ઝુલ ગુંથવાની રીત.

### ગુંથવામાં જોઇતી ચીજો:—

૨૦ નંબરના સુતરના દોરા અને ચાર નંબરનો લોખંડનો સોયો જેને આંકડી અથવા અંકોડી કહે છે.

**રીત:—**

**પેહેલી હાર**—જેટલી લાંબી ઝુલ કરવી હોય તેટલી લાંબી સાંકળી ગુંથવી, પછી ત્રણ સાંકળી ગુંથીને ફેરવીને ત્યારપછીની સાંકળીમાં આંટાવાળો ટાંકો ગુંથવો.

**( આંટાવાળો ટાંકો ગુંથવાની રીત. )**

સોયાપર એક ટાંકો હોય તેની સાથે આંટો લેવો અને તે આંટા સાથે સોયો સાં-કળીમાં ખોસીને સોયાપર આંટો લેવો અને તે આંટા સાથે સોયો સાંકળીમાંથી કાઢવો એટલે સોયાપર ત્રણ ટાંકા થશે. પછી પાછો સોયાપર આંટો લેવો અને તે આંટા સાથે સોયાપરના ત્રણ ટાંકામાંથી એક ટાંકો મુકીને બાકીના બે ટાકામાથી સોયો ખેંચી કાઢવો એટલે સોયાપર બે ટાકા થશે. પછી સોયાપર આંટો લઈને બે રહેલા ટાંકામાંથી પાછો સોયો ખેંચવો એટલે એક ટાંકો રહેશે.

એક સાંકળી ગુંથવી અને નીચેની એક સાંકળી મુકીને બીજી સાંકળીમાં આંટા-વાળો ટાંકો ગુંથવો એક સાંકળી ગુંથવી એવી રીતે હારના છેડા લગી ગુંથી જવું.

**બીજી હાર**—પાંચ સાંકળી ગુંથવી અને નીચે ગુંથેલા બે આંટાવાળા ટાંકા મુકીને તે પછીની સાંકળીમાં આંટા વગરનો ટાંકો ગુંથવો.

**( આંટા વગરનો ટાંકો ગુંથવાની રીત:— )**

સોયા ઉપર એક ટાંકો હોય તે ટાંકા સાથે સોયો સાંકળીમાં ખોસવો અને સોયા-પર આંટો લઈને તે આંટા સાથે સોયો સાંકળીમાંથી ખેંચવો અને પાછો તે સોયાપર આંટો લઈને બે ટાંકામાંથી સોયો આંટા સાથે ખેંચવો. ) પછી ત્રણ સાંકળી ગુંથીને

નીચેનો એક આંટાવાળો ટાંકો મુકીને ત્યાર પછીની સાંકળીમાં આંટા વગરનો ટાંકો ગુંથવો. પાછી ત્રણ સાંકળી ગુંથવી અને નીચેનો એક આંટાવાળો ટાંકો છોડીને પછીની સાંકળીમાં આંટા વગરનો ટાંકો ગુંથવો. પાછી ત્રણ સાંકળી ગુંથવી અને નીચેનો આંટાવાળો ટાંકો છોડીને ત્યાર પછીની સાંકળીમાં આંટા વગરનો ટાંકો ગુંથવો. પાંચ સાંકળી ગુંથવી અને એ પ્રમાણે હારના છેડા લગી ગુંથી જવું.

**ત્રીજી હાર**—પેહેલાં ગુંથેલી પાંચ સાંકળીમાં છ આંટાવાળા ટાંકા ગુંથવા અને નીચે જે ત્રણ સાંકળીની ત્રણ જાળી પડેલી છે તેમાંની પેહેલી જાળીમાં ત્રણ સાંકળી ગુંથીને આંટા વગરનો ટાંકો ગુંથવો. ત્રણ સાંકળી ગુંથવી અને બીજી જાળીમાં આંટા વગરનો ટાંકો ગુંથવો. ત્રણ સાંકળી ગુંથવી અને ત્રીજી જાળીમાં આંટા વગરનો ટાંકો ગુંથવો. ત્રણ સાંકળી ગુંથવી. ને પાંચ સાંકળીની જાળીમાં છ આંટાવાળા ટાંકા ગુંથવા એમ હારના છેડા લગી ગુંથી જવું.

**ચોથી હાર**—પેહેલા ગુંથેલા છ આંટાવાળા ટાંકામાં દરેકમાં એક આંટાવાળો ટાંકો ગુંથવો. અને તેને લાગેલી ત્રણ સાંકળીમાંની પેહેલી સાંકળીમાં પણ એક આંટાવાળો ટાંકો ગુથવો. ત્રણ સાંકળી ગુંથવી અને નીચેની ત્રણ સાંકળીની જે બે જાળી છે તેમાંની પેહેલી જાળીમાં એક આંટા વગરનો ટાંકો ગુંથવો. ત્રણ સાંકળી ગુંથવી અને બીજી જાળીમાં આંટા વગરનો ટાંકો ગુંથેવો ત્રણ સાંકળી ગુંથવી અને નીચે ગુંથેલા છ આંટાવાળા ટાંકાને લાગેલી ત્રણ સાંકળીમાંથી છેલી સાંકળીમાં આંટાવાળો ટાંકો ગુંથવો અને તે પછીના દરેક આંટાવાળા ટાંકામાં એકેક આંટાવાળો ટાંકો ગુંથવો અને તે પછીની ત્રણ સાંકળીની પેહેલી સાંકળીમાં આંટાવાળો ટાંકો ગુંથવો એટલે આઠ આંટાવાળા ટાંકા થશે. ત્રણ સાંકળી ગુંથવી અને એ પ્રમાણે હારના છેડા સુધી ગુંથી જવું.

**પાંચમી હાર**—પેહેલા ગુંથેલા આંટાવાળા ટાંકામાં દરેકમાં એકેક આંટાવાળો ટાંકો ગુંથવો અને તેને લાગેલી ત્રણ સાંકળીમાંથી પેહેલી સાંકળીમાં એક આંટાવાળો ટાંકો ગુંથવો. ત્રણ સાંકળી ગુંથવી અને નીચેની ત્રણ સાંકળીની એક જાળીમાં એક આંટા વગરનો ટાંકો ગુંથવો. ત્રણ સાંકળી ગુંથવી અને નીચેના આઠ આંટાવાળા ટાંકાને લાગેલી ત્રણ સાંકળીમાંથી છેલ્લી સાંકળીમાં એક આંટાવાળો ટાંકો ગુંથવો ત્યાર પછીના દરેક આંટાવાળા ટાંકામાં એકેક આંટાવાળો ટાંકો ગુંથવો અને તેને લાગેલી ત્રણ સાંકળીમાંથી પેહેલી સાંકળીમાં એક આંટાવાળો ટાંકો ગુંથવો. જેથી દશ આંટાવાળા ટાંકા થશે. ત્રણ સાંકળી ગુંથવી આ પ્રમાણે હારના છેડા સુધી ગુંથી જવું.

**છઠ્ઠી હાર**—નીચેની હારના પેહેલા આંટાવાળા ટાંકામાં એક આંટા વગરનો ટાંકો ગુંથવો બે સાંકળી ગુંથવી અને નીચેની એક સાંકળી છોડીને તે પછીની સાંકળીમાં એક આંટા વગરનો ટાંકો ગુંથવો બે સાંકળી ગુંથવી અને નીચેની એક સાંકળી છોડીને તે પછીની સાંકળીમાં આંટા વગરનો ટાંકો ગુંથવો. બે સાંકળી ગુંથવી એ પ્રમાણે હારના છેડા લગી ગુંથવું એટલે ઝુલ પુરી થશે.

લી૦
અ. સૌ. કીર્તિદા.

# ગૃહધર્મ.

## હિંદુ ગૃહસંસાર.

૪

પ્રિય બન્ધુઓ,

થોડા દિવસપર હાઇકોર્ટ પાસે થઈ જતા તેનાપર ધજા ફરકતી જોઇ હાલમા મેશન્સ કોર્ટ બેસતી હશે ધારી કેસ સાભળવાની ઇચ્છાથી હુ ત્યા ગયો, ને ચાલતો કેસ સાભળવા એક ખુરશીપર બેઠો આરોપી એક પચીશેક વર્ષની બાઇ હતી, ને તેનાપર તહોમત બાળકને મારી નાખ્યાનુ હતુ. વેષ ઉપરથી તે વિધવા લાગતી હતી ને નાતરીઆ નાતની હોય એમ તેના ચ્હેરાપરથી લાગતુ નહતુ. સરકાર તરફથી તેમજ આરોપી તરફથી બાહોશ બારીસ્ટરો રોકવામા આવ્યા હતા જ્યુરીમા* અડધો અડધ દેશીઓ હતા ને જડજ સાહેબ અગ્રેજ હતા કેસ તરતજ શરૂ થયો હતો સરકાર તરફથી જુબાની લેવામા આવી આરોપીએ આ ગુન્હો કર્યો છે એમ સાબીત કરનારા પુરાવા ઉપરા ઉપરી આવતા મળ્યા કેસ કઇ બહુ ગુચવાડાવાળો નહતો આરોપીને બચાવ કરવા પુરાવો આપવાનો નહતો, એટલે સરકારી વકીલે પોતાનુ ભાષણ શરૂ કર્યું પોતાની તરફેણમા જેટલુ કહેવાય તેટલુ તેણે કહ્યુ પછીથી આરોપીના વકીલની બોલવાની વારી આવી. આરોપીએ ગુન્હો કર્યો છે એવુ તો સાબીત થયેલુ હતુ કે તેનાથી વિરૂદ્ધ બહુ કહી શકાય તેમ નહતુ, તો પણ જુબાનીમા કાઇ ઉલટપાલટ તપાસમાં સાક્ષીઓએ બોલવામા કરેલ ભૂલો તથા ફેરફારો ઉપર તેણે જ્યુરીનુ ધ્યાન ખેચ્યુ. ત્યાર પછી પૂર્ણ છટાથી તેણે એક સરસ ભાષણ કર્યું આ ભાષણ એવુ તો અસરકારક હતુ કે શીન વગરના, ક્ષણે ક્ષણે અન્યાયી ચુકાદો આપનારા, પક્ષપાતી, પટલાઈ કૂટનારા નિષ્ઠુર હૃદયના, નાતના પટેલોને ત્યા ઉભા રાખવામા આવ્યા હોત તો તેઓ પણ રડયા વગર રહ્યા ન હોત તે બહુજ મનન કરવા યોગ્ય હોવાથી તમારા વાચકોને માટે તેનો સાર લખી મોકલુ છુ

" આરોપી બાઇ હિંદુ છે ને વિધવાઓના પુનર્લગ્ન વિરૂદ્ધ મતવાળી નાતની છે. આવી નાતના લોકોના રીતરિવાજથી આપ બધા (જ્યુરીના ગૃહસ્થો) વાકેફ નહિ હો તેથી તેનુ ટુંકુ વર્ણન કરવુ યોગ્ય ધારૂછુ તેમનામા એક વહુ મરી જાય તો વર બીજી ખુશીથી બીન હરકતે પરણી શકે છે, તેને શોક પાળવો પડતો નથી, ને તેને પોતાના

* મોટી ફોજદારી કોર્ટોમા ચાલતા કેસની બધી હકીકત સાભળી આરોપી ગુન્હેગાર છે કે નહિ તેનો નિર્ણય કરવાને કેસ શરૂ થતી વખતે સામાન્ય પંક્તિના દશ કે કવચિત્ બાર માણસોને ચુંટી કાઢવામા આવે છે આ મડળને જ્યુરી કહે છે આવા કેસોમા જ્યુરી આરોપી ગુન્હેગાર છે એવો નિર્ણય આપે તો આરોપીને શિક્ષા કરવાનુ કામ જડજનુ છે ફોજદારી કેસ મ ચાલતા હશે તેનો ચિતાર આપવો તે પણ આ લેખનો એક હેતુ છે

દ ત્રિ અ

સુખનો ભોગ પોતાની વહુની પાછળ આપવો પડતો નથી; જ્યારે ધણીના ગુજરવાથી સ્ત્રીનું સર્વસ્વ ગયું કહીયે તો ચાલે. તેમાં બાળવિધવાનું પુછવુંજ શું ? તેને વરસેક ઘરના અંધારામાં અંધારા ઓરડાના ખુણામાં બેસી રહેવું પડે. તેનાથી દિવસે ખવાય નહિ. રાત્રે પણ બાજરીના રોટલાજ ખવાય. ઘરેણાં વિગેરે તજી દેવાં પડે. માથાના વાળ કઢાવી નંખાવવા પડે. દિવસમાં ત્રણ ત્રણ વાર એમ એક વર્ષ સુધી તેનાં સગાં કુટવા આવે તેની જોડે કુટવું પડે. જીવતા સુધી જમણવાર વિગેરે તજવાં પડે. રાંડ કહેવાય, ને સામી મળે તો અપશુકન ગણાય ને ગાળો ખાય જીવતા સુધી ઓશિયાળો રોટલો ખાવાનો, ને 'મોઇ રાંડ, મરે તો સારૂં' એમ સાંભળવાનું. ટુંકામાં ધણી મરી ગયો એટલે રહેલું જીવન જેમ તેમ કરી શુષ્ક વેદાંતની વાતો કે નીરસ કથાઓ સાંભળી નકામું ગાળવું, ધણીની પાછળ આમ ઝુરીઝુરીને મરવું–એ હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે છે એમ માની નાતના પટેલો ઉપર જણાવેલી રીતથી તેમને વિરૂદ્ધ આચરણ કરવા દેતા નથી. સુજ્ઞ ગૃહસ્થો ! આ કેટલે અંશે સારૂં કે નઠારૂં છે તે ચર્ચવાનો આ પ્રસંગ નથી. મારે માત્ર આ રીતિનું તમને સામાન્ય ભાન કરાવી હાલની સ્થિતિપર તમારૂં ધ્યાન ખેંચવાનો ઇરાદો છે. હવે આ બાઇ બાર વર્ષની કુમળી વયમાં પરણી ત્યારથીજ ચોરીમાંથી જ કહીયે તો ચાલે–વિધવા થયેલી તે, તથા અત્યાર સુધી વિશુદ્ધ રીતે પળાયેલુ વૈધવ્યવ્રત અમુક પુરૂષના જૂલમથી તેની મરજી વિરૂદ્ધ તુટેલું, તે વાત પુરાવાપરથી સિદ્ધ થાય છે. તેના ફળ વિષે તમે જાણો છો એટલે નહિ બોલું.

"માથે નાહતી થયા પછી પોતાની સખીયોને તેમના પતિ જોડે બેસતાં ઉઠતાં સખીયોને માંહોમાંહે ઠીગલીયો કરતાં તથા ઘેર રાખવી, મેડી શણગારવી, વિગેરે રિવાજો જોતાં અને તેમને ઇશ્વરે આપેલાં અંગો સ્વાભાવિક રીતે ખીલતાં બિચારી બાળવિધવાના મનપર તે સર્વની અસર ન થાય એમ કયો મૂઢ ધારશે ? ખીલતી યુવાનીમાં ઘડપણનો શુષ્ક ઉપદેશ તેમનો આ આવેશ દાબી શકે એમ માનવું કેવું મૂર્ખતા ભરેલું છે? મદમત્ત કામિનીઓનાં વિકાસતાં અંગોનો જે કંઇ અવર્ણનીય વિલાસયુક્ત હાવભાવ દેખાય છે તે શું વિકારવિહીન પણ બિચારી બાળવિધવાઓનાં ખીલતાં અંગોમાં સ્વાભાવિક રીતે થોડે ઘણે અંશે પણ દૃશ્યમાન નથી થતો ? અને માત્ર તેમનાં ઘરેણાં લઇ લેવાથી, માથું બોડાવવાથી, કાળાં લુગડાં પહેરાવવાથી તથા સુકા રોટલા ખવડાવવાથી તેની સ્વાભાવિક ખીલતી યુવાની પોતાનું સૌન્દર્ય શું છુપાવી શકે ?

"તેમાં વળી કોણું જાણે કેમ પણ કેટલાક પુરૂષો બિચારી બાળવિધવાઓની પાછળ ખાઈ પીને મંડયા હોય છે. અરે ! સામાન્ય માણસ તો શું, પણ નીતિ શીખવાડનાર માસ્તર, કથા કહેનાર શાસ્ત્રી કે વેદાંતનો ઉપદેશ કરનાર વેદાંતીઓની પણ નજર બગડે છે; ને પુરૂષના પાપે સ્રીયોને ખમવું પડે છે.

"જો વિધવાઓને જીવન પર્યન્ત વિધવાજ રાખવી હોય તો તે લોકોએ વિધવાઆશ્રમો કાઢી તેમને કોઇ પારમાર્થિક પ્રવૃત્તિમાં દોરવી જોઇએ જેથી તેમનું મન બીજા વિષયોમાં પરોવાતાં પોતે દોષ રહિત રહી અન્યને ઉપકારક થઈ પડે. નહિ તો આ સામાન્ય હિંદુ સમાજમાં, જ્યાં યુવક–યુવતીયોની મસ્ત ગોષ્ટી, વિકારયુકત વિનોદ આદિ

ચાલી રહ્યાં જ્યાં ત્યાં જોવામાં આવે છે, જ્યાં વર, વહુ, આણું, સીમન્ત ઈત્યાદિ શબ્દો જ્યાં ત્યાં સંભળાય છે, જ્યાં પુરૂષો પોતે સદ્‌વૃત્ત રહી પોતાનાજ મનને કબજે રાખી શકે એવા નથી ને કવચિત્ બને તો જૂલમ કરવામાં પણ ચૂકે તેવા નથી, ત્યાં વિધવાઓને રાખી તેવા સંયોગો છતે પોતાની મનોવૃત્તિઓ દાબી રાખે ને કવચિત્ બહુ બોલી છુટ લેનારા લોકોને દૂર રાખી શકે એમ માનવું તે સ્ત્રીયોને લગાડતો 'અબળા' શબ્દજ અસંભવિત બતાવે છે. એ તેમને જીવતે બેવડું દમવા સરખું હું માનું છું. ગૃહસ્થો ! આપજ ધારો કે આપજ એવે સ્થાને હો તો આપની મનોવૃત્તિ કેવી રહે ? આવી સ્થિતિમાં શું માણસ કદાપિ ભૂલ ન કરે ? માણસ-તે આખરે માણસજ તેનું મન નબળું ને સંયોગો પ્રબળ થતાં ભૂલ નજ કરે એમ માનવું તે તો માણસને ઈશ્વરપદ પ્રાપ્તજ છે એમ માનવા સરખું છે. તેમાં પણ બિચારી સ્ત્રી, જેનાપર જૂલમ પણ થઇ શકે. મન હોય કિંવા ન હોય તથાપિ વિધવા-બાળવિધવા-જાતે નારી, કંઈક જરાક થાય તો નિન્દાપાત્ર, ને વાત ઢાંકી રહી તો કંઈ ઠીક, પણ આરોપીના કેસમાં થયું તેમ થાય તો બીચારીના ભોગજ. માબાપ ઝેર દેવા ફરે, લોકો ફટફટ કરે, જ્યાં ત્યાંથી હડેહડે થાય, નહિ માણસમાં, નહિ કુતરામાં પોતાનો ગુન્હો છુપાવવા સર્વ કોઇ આવા સંયોગોમાં યત્ન કરે એ સ્વાભાવિક છે, તેમ કરવા પ્રેરણાજ પ્રેરે છે. ને તેવે પ્રસંગે જો બીન-અનુભવી હોવાથી પહેલાં ચેતી શકી નહિ, ડાકટરો કે દોશીયોની શરમને માર્યે સલાહ લઇ શકી નહિ તો આ કર્મ કરે એમાં કાંઈ નવાઇ જેવું નથી. રોજ લોકો આવી ભૂલો કરે છે પણ વધારે લુચ્ચા હોવાથી કોર્ટો ને કાયદા કાનુનોના ફાંસામાં ફસાતા નથી. ઈંગ્લાંડ વિગેરે દેશોમાં કુમારીકાઓ ને વિધવાઓ આવી ભૂલો નહિ કરતી હોય? ઉલટી પ્રમાણમાં વિશેષ. ત્યાં પણ બાળકને માટે અનાથાશ્રમો છે, જ્યાં ગુપ્ત રીતે પોતાનું બાળક પોતે મૂકી શકે છે. આખા હિન્દુસ્થાનમાં એવાં અનાથાશ્રમો ગણ્યાં ગાંઠયાંજ છે ને તેનો લાભ પણ પુરતા પૈસા અનુકૂળ સંયોગો વિગેરે નહિ હોવાથી આવી બાઇડીયો લઈ શકતી નથી. તેથી હિંદુસ્થાનમાં આવા કેસો થાય નહિ એમ ધારવું ભૂલ ભરેલું છે એટલુંજ નહિ પણ વિધવાઓ-વિશેષે બાળવિધવાઓ-પ્રતિ હિંદુઓની આવી વર્તણુક, તેમનું સામાજીક બંધારણ, વિધવાઓને સારી અન્ય પ્રવૃત્તિમાં દોરવા વિધવા-આશ્રમોની તંગી તથા બાળકને મારી ન નાંખવા અનાથાશ્રમોની અછત એ વિગેરેથી થતા ગુન્હા કાયદાના સખ્ત અમલથી બંધ થાય એમ માનવું તે પેટમાં દુખતાં માથે ઓસડ ચોપડવાથી સારૂં થશે એમ માનવા સરખું છે. સામાન્ય વિધવાઓને માટે જો આ ખરૂં છે તો આ બાળવિધવા—અરે ! એ શબ્દજ બોલતાં કંપારી છુટે છે-તેની વિરૂદ્ધ શાસ્ત્ર પુરાણ, તેની વિરૂદ્ધ માબાપ, તેની વિરૂદ્ધ લોકો, તેની વિરૂદ્ધ કાયદો, ને તેની પાછળ શ્વાનવૃત્તિના માણસો તેની તરફેણમાં હું જેટલું બોલું તેટલું ઓછુ છે. મારી અલ્પમતિથી જે કંઈ કહેવાય તે મેં કહ્યું છે. તોપણ કંઇક વખત, કંઇક વિનય મને વિશેષ બોલતાં તેના દુઃખનું વધારે તાદસ્ય ચિતાર આપતાં અટકાવે છે. ગૃહસ્થો ! આને હિંદુ-સ્ત્રી તરીકે ગણી, તેમના શાસ્ત્ર, આચાર કે રૂઢી પ્રમાણે તમારે આ કેસનો વિચાર કરવાનો નથી. પણ તમે સર્વ મનુષ્ય છો, તે પણ મનુષ્ય છે; તમે સબળ છો, તે અબળા છે; તમે સારી સ્થિતિવાળા છો, તે બાળવિધવા, ને નાત તથા ધર્મના રીવાજ પ્રમાણે અને

રીતે દબાયેલી છે. ઉપર કહેલા સર્વ સંયોગો ધ્યાનમાં લઇ તમારે તેને ગુન્હેગાર કે બીન ગુન્હેગાર ઠરાવવાની છે. જુબાનીના સંબંધમાં મેં તમને પહેલાં કહ્યું છે એટલે ફરી બોલતો નથી. પણ ફરી યાદ લાવું છું કે તેનાપર જુલમ કરવામાં આવ્યો હતો તે વાત કરવાપરથી જણાઇ આવે છે. છેવટમાં, ગૃહસ્થો ! તમે માણસ તરીકે હરરોજ કેટલી ભૂલો કરી તેને છુપાવવા યત્ન કરતા હશો તો તે તમારી ધર્મની બ્હેન, એકજ નિયંતા, સર્વના પિતાની દીકરી છે તો તે આવા સંયોગોમાં ભૂલ કરી તેને છુપાવવા સર્વ કોઈની માફક યત્ન કરે તેને માટે તેને ગુન્હેગાર ઠરાવી કેટલે દરજ્જે સજા પાત્ર ગણવી તે હે માનવંતા જડજ સાહેબ તથા જ્યુરીના ગૃહસ્થો ! હું આપને સોંપું છું. છેવટમાં તમને આરોપીએ ગુન્હો કર્યો છે કે નહિ એવો જરાય પણ સંદેહ પડતો હોય તો તેનો લાભ આરોપીને આપશો, ને કદાચ તમારા ધ્યાનમાં ગુન્હો કર્યો છે એમ આવે તો આ મારી ઉપર કહેલી વાત ધ્યાનમાં લઈ જડજ સાહેબને આરોપીપર દયા બતાવવા વિનંતિ કરશો એવી આશા રાખું છું. આખરે દયાયુક્ત ન્યાય કરવો એ પરમાત્માનું મુખ્ય લક્ષણ છે એટલું કહી બેસી જવાની રજા લઉછું."

આ ભાષણ કરતે કરતે વકીલની આંખમાંથી ક્વચિત્ ક્વચિત્ આંસું પડતાં. આ વેશમાં આવતાં તે વચ્ચે બોલતો બંધ રહેતો. તેનાથી બોલાતુંજ નહિ. ભાષણ પૂરૂં થતાં તેની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. સાંભળનારમાં એવો એકે નહતો જેણે ઓછાં વત્તાં પણ આંસુની અંજલિ આપી નહિ હોય. જડજ સાહેબ પણ વચ્ચે ગળગળા થઇ ગયા હોય એમ દેખાતું હતું. આરોપી બાઇ તો કેસ ચાલ્યો ત્યારથીજ નીચું મ્હોં રાખી છાનું છાનું રડયાંજ કરતી હતી; ક્વચિત્ આછાં ડસકાં સંભળાતાં ને જ્યારે તેના વકીલે ભાષણ કરવા માંડયું ત્યારથી તો જાણે એક શ્રાવણને બીજે ભાદરવો. જડજ સાહેબે જ્યુરીને ટુંકમાં કેસની હકીકત તથા કાયદાની કલમ ઉપર વિવેચન કરી મસલત કરવા રજા આપી. જ્યુરીએ દયા બતાવવાની સખ્ત ભલામણ સાથે આરોપી ગુન્હેગાર છે એવો નિર્ણય આપ્યો, ને તે બાઇને સાત વર્ષની દેશનિકાલની સજા કરવામાં આવી. સાંભળનારા સર્વ આ હિંદુઓના રીવાજને તિરસ્કારતા, બાળવિધવાઓની દયા ખાતા વિખરાઈ ગયા. આરોપીના બારીસ્ટરે ફી લીધેલી નહતી ને પછીથી પણ લેવાની ના પાડી. કોર્ટ બરખાસ્ત થઈ ગઈ, ને આરોપીને પોલીસો લઈ ગયા. હું પણ આ સર્વ બીનાપર વિચાર કરતો કરતો ઘર તરફ આવવા નીકળ્યો.

કૃષ્ણલાલ ત્રિકમલાલ અંજારીયા.

તાં. ક. આરોપીનો બારીસ્ટર અંગ્રેજ હતો તેથી, તથા વકીલ પોતાના અસીલને માટે ખરૂં ચિત્ર રંગ પૂરીનેજ આપે, મરી મશાલો ભભરાવીનેજ બોલે તેથી તેના ભાષણમાંની રજેરજ વાત ખરી છે એમ સમજવું નહિ. તથાપિ સરવાળે ભાષણ મનન કરવા યોગ્ય છે, ને હિંદુશાસ્ત્રીઓ, નાતના પટેલો, સ્ત્રીઓ તથા બાળવિધવાઓને તેમાં ઘણું વિચારવા યોગ્ય માલુમ પડશે.

# વિવિધવિહાર.

## નવા વર્ષના બે બોલ.

બ્હેનો ! સાલ મુબારક ! આ નવું વર્ષ તમારૂં સહુનું સુખમાં જાવ ! શાન્તિમાં જાવ ! શરીરની અને ચિત્તની પ્રસન્નતામાં જાવ ! કુટુંબપરિવારની આબાદીમાં જાવ ! આજે હસો છો, ઉત્સાહમાં છો, આનન્દમાં છો, એવાંજ હસતાં ઉત્સાહી અને આનન્દી સારા વર્ષભર રહો તમારા એક ભાઇનો આશીર્વાદ છે.

આજે વિક્રમ રાજાનું વર્ષ ૧૯૬૫ મુ બેઠું. લગભગ બે હજાર વર્ષનો પડદો ચીરી ત્હેની પાછળ જરા નિહાળો. ઇશુખ્રીસ્ત તે વખતે જન્મ્યો પણ નહતો, ને યૂરોપ ઉપર સેનાપતિ સીઝરનો ઝુન્ડો ઉડતો. છેટું ઘણું છે, છતાં કલ્પનાની પાંખ પ્રસારો, અને ચાલો, જુવો. આજથી લગભગ બે હજાર વર્ષ ઉપર માલવદેશમાં આપણા હિન્દના ઇતિહાસમાં યાદગાર એક બનાવ બન્યો. ભોગવિલાસી શૃંગારી મટી મહાત્મા ભર્તૃહરિ રાજાએ ભેખ લીધો, ને વનમાં મઢુલી બાંધી અને ઉજ્જયનીના નાગરિકોએ તેમના ભાઈ વિક્રમાદિત્યને વનમાંથી શોધી લાવી તખ્તનશીન કીધા. નાગરિકોની પસંદગી સફળ ઉતરી, ને એ મહારાજ વડા પરાક્રમી નીવડયા. તે બહાદુર હતા, રાજકાજમાં ચતુર અને કુશળ હતા પણ બહાદુર ને કુશળ તો અનેક રાજાઓ હોય છે, જેમનો ઇતિહાસમાં નામશેષે રહે છે, કે નથી રહેતો. મનુષ્યની કથામા થોડાક જ રાજાઓ સારા કહેવાય છે, અને એ સારામાંથીએ થોડાક જ—ઘણા થોડાક જ 'મહાન્' પદવીને પામે છે. પણ એવા નૃપતિ તો વિરલજ હોય છે કે જેમના નામના શક પ્રવર્તે, પ્રજાઓ જેમના પુણ્યનામ પોતાના વ્યવહારમાં સદા આગળ ધરે, ને જેમના તખ્તનશીન થવાની મંગલ ઘડીથી જ જાણે કાલની શરૂઆત થતી હોય એમ વર્ષમાલા ગણવા માડે. પ્રજા જેમને એટલા પૂજ્ય ને પાવનકારી ગણે એવા તો જગતમાં કોકજ રાજર્ષિ હોય છે. એવા એક રાજર્ષિ ધર્મરાજ યુધિષ્ઠિર હતાઃ એવા બીજા રાજર્ષિ પરદુઃખભંજન વિક્રમરાજ હતા.

વિક્રમ રાજાનો સમય વીતી ગયો. પ્રજાજનોએ તેમના પુણ્યશ્લોક નામથી પોતાનાં આવતાં જતાં વર્ષો ગણવા માંડયાં, અને એમ કેટલાંક શતક ચાલ્યાં ગયાં. પછી એક વેળા એવું બન્યું કે એક ગામની સીમમા કેટલાક બાલકો રાજારાજાની રમત રમતા હતા. એક બાલક રાજા થઇ ધૂળના ઢગલાના તખ્ત ઉપર વિરાજી મણુ મણુનો ન્યાય આપતો હતો. બીજો બાલક પ્રધાન બન્યો હતો. ત્રીજો બાલક સેનાપતિ થયો હતો. અને અન્ય બાલકો પુરજન થઇ ન્યાય માગવા આવતા હતા. આમ બાલકો રાજખેલ ખેલતા હતા. એવામાં એક માનવી 'અન્યાય' 'અન્યાય' પોકારતો એ રસ્તેથી નીકળ્યો. તે માણસને પછી બાલકો પોતાના બાલરાજા પાસે લઇ ગયા, અને તેને ઇન્સાફ આપવાને માટે વિનંતિ કરી. તેની હકીકત સાંભળી તે બાલરાજાએ દેવરાજાથી ઉલટો ચુકાદો આપ્યો,

અને તે બાલકનો ચુકાદો તપાસ કરતાં અન્તે ખરો પડ્યો. પંડિતોનો ગુણજ્ઞ, કાવ્યરસિક, તેજસ્વી ભોજ રાજા એ બાલકોનો દેશપતિ હતો. બાલકોના ખેલની, અને તેમના ચુકાદાની બધી વાર્તા એ રાજાને કાને પડી, અને શોધ કરતાં તે રાજાને જનમહિમા નહીં, પણ સ્થાનમહિમા જણાયો. તે ઉપરથી એ બાલખેલના રાજાએ જે ઢગલા ઉપર બેસી ન્યાય કર્યો હતો ત્યાં ખોદાવતાં ભોજરાજાને બતરીશ પૂતળીઓવાળું એક રમણીય રાજ-સિંહાસન મળી આવ્યું. એવી કથા છે કે એ સિંહાસનને ભોજરાજા રાજદરબારમાં લઇ ગયા, અને રાજસભામાં પોતાના સિંહાસનને સ્થાને ગોઠવ્યું. રાજસભા ભરી પોતે એ સિંહાસન ઉપર ચ્હડવા જાય છે ત્ય્હાં એ પૂતળીઓએ ભોજરાજાને વાર્યા, અને કહ્યું કે વિક્રમાદિત્ય જેવા પરદુઃખભંજન રાજવી જ આ સિંહાસનને યોગ્ય છે. પછી પુરપતિના* પૂછવાથી તે બતરીશે પૂતળીઓએ પરદુઃખભંજન મહારાજ વિક્રમાદિત્યની અદ્દ્ભુત વાર્તાઓ કહી સંભળાવી. કેવા તે રાત્રિએ નગરચર્યા જોવા નીકળતા, કેવા તે પ્રજાહિતને જ જીવનધર્મ જાણતા, કેવા તે અન્ધારપછેડો ઓઢી અણધાર્યે સમયે ને અણધાર્યે સ્થલે જઈ આવી, નજરે વસ્તુસ્થિતિ નિરખી લઇ, લોકનાં સંકટ હરતાઃ એ બધી અજબ પ્રજાસેવાની કથાઓ આપણા મહાકવિ સામળે ગાયેલી છે. એવી લોકસેવાથી જ વિક્રમાદિત્ય પરદુઃખભંજન કહેવાયા, એવા પ્રજાપ્રેમથીજ તે પુણ્યશાલી થયા, એવા વિરલ સન્તપણાને લીધેજ તેમના નામનો શક પ્રવર્ત્યો, એવા અનુકરણીય દૈવી ગુણોથકી જ આ બે હજાર વર્ષ પછી પણ આપણે અહીં જ માત્ર નહીં પણ ભરતખંડમાંના કરોડો જન એમને સ્નેહથી—પૂજ્યતાથી સંભારે છે. એનું નામ તે ભૂપાલ કે નૃપાલ, કે જેમણે પૃથ્વીને, માનવીને પોતાનાં ગણી પોતાનાંની પેઠે પાળ્યાં परोपकाराय सतां विभूतयः એ વચન વિક્રમરાયના જીવનસૂત્ર રૂપ હતું. આજ એમના ઉત્સવનો ધન્ય દિવસ છે. બે હજાર વર્ષ ઉપર થઇ ગયેલા રાજર્ષિના સદ્દ્ગુણ સંભારી આજ આપણે ઉત્સવ પાળીએ છીએ. વનવાસીને મહેલવાસી કરી પ્રજાએ એમને માથે મુગટ ધરાવ્યો એ મંગલ તિથિની આજ ૧૯૬૫ મી સંવત્સરી છે. બ્હેનો ! એમને અને એમના જેવાઓને સહુ આશીર્વાદ આપો !

આવા આપણા રાજા હતા, અને આવા સહુ રાજા થાય એમ પ્રભુ પાસે પ્રાર્થી લઇએ છીએ. પણ આંખડી અન્તરમાં વાળો, ને નિહાળો કે આપણું શું ? બે હજાર વર્ષ દરમિયાન આપણામાં કર્તવ્યદક્ષતા કેટલી વધી ! આપણામાં સુજનતા કેટલી ખીલી ? આપણા પોતામાં જ સદાચાર, પુણ્યભાવના, હેત, સંપ, ભક્તિ, ઉદારતા કેટલાં વિકાસ પામ્યાં ? બે હજાર વર્ષમાં ઉન્નતિક્રમની સ્હીડીનાં કેટલાં પગથીઆં આપણે ચ્હડયાં ? ઉભાં રહો, થોભો જરા. દરેક જણ પોતપોતાના અન્તરના ઓરડાઓમાં જાવ; ને જુવો ઝીણી નજરે. અહીં પુણ્યને પ્રભુતાની સ્થાપના છે કે બીજી કોઈ ? અન્તરના મન્દિરમાં આત્મા દેવરૂપે બિરાજે છે કે દાનવરૂપે ? આપણી પોતપોતાની ભૂલો આપણે પોતપોતે જ જોઈ સુધારીએ તો બીજાને કહેવા વારો જ ન આવે.

દિવસો જતાં દુનિયા બદલાતી જાય છે. ત્હેનાં રંગરૂપ આકારમાં જમાનાઓના વહેવા સાથે મ્હોટા ફેરફારો થતા જાય છે. સ્થળને ઠામે જળ અને જળને ઠામે સ્થળ, એવી મનુષ્યને હાથે થતી તેમજ કુદરતી ઉથલપાથલો ચાલ્યાં જ કરે છે, છતાં કુદરતના

અચલ નિયમો કંઇ બદલાયા છે ? ગુરુત્વાકર્ષણ અને એવા બીજા પ્રાકૃતિક મહાસિદ્ધાંતો એવા ને એવા અવ્યહત જ રહ્યા છે. એવીજ રીતે મનુષ્ય સ્વભાવનાં મૂલ અંશો પણ લગભગ અણબદલાયેલા જ છે. મનુષ્યની ધર્મભાવના, મનુષ્યના રાગદ્વેષ, મનુષ્યની કર્તવ્યભાવના, મનુષ્યની શક્તિઓ ને વિભૂતિઓ, તેમજ તૃષ્ણા, લોભ, લાલસા, મદ, મોહ, કામ, એ સૌ તો એનાં એજ છે, એ સૌ તો લગભગ સૃષ્ટિ જેટલાં જૂનાં જ છે. કુદરત અને મનુષ્યસ્વભાવનાં મૂલતત્ત્વો વૃદ્ધ થતાંજ નથી, તેમને જરા અડકતી જ નથી. એ અંશો તો આદિથીજ સદા યૌવનમાં ઘૂમે છે. બ્હેનો ! આટલે વર્ષેય આપણાં કર્તવ્ય જૂનાં થયાં નથી, આપણા ધર્મ જરજરી ગયા નથી. આપણે તે કરવા અને પાળવાનાં છે. આપણી દૈવી સંપત્તિ પણ ખુટી ગઈ નથી, લૂટાઇ ગઇ નથી. સદ સદ્ સૌ શક્તિઓ એવી જ પૂરયૌવનમાં છે.

ત્યારે અત્યારે તો આપણે સ્હેજ જરા વિચારી જોઇએ કે સ્ત્રીજાતિનાં કર્તવ્ય શાં છે ? સંસારના કામની વ્હેંચણીને પરિણામે સ્ત્રીના વિશેષ ધર્મ પુરુષના વિશેષ ધર્મથી નિરાળા છે એટલું તો હવે સ્પષ્ટ જ છે. ભણવું ગણવું, ખાવું પીવું, ધર્મ પાળવો, નીતિ પાળવી, સ્વચ્છતા, સુઘડતા, સન્તોષ, વિવેક રાખવાં. આવા આવા અનેક ધર્મ તો સ્ત્રી પુરુષ ઉભયને સામાન્ય છે. સ્ત્રી એ મનુષ્ય છે, ને પુરુષે મનુષ્ય છે; એટલે દેહ અને આત્માના મનુષ્યધર્મ તો ઉભયને માટે એક સરખા જ છે. છતાં સ્ત્રી તે સ્ત્રી છે, ને પુરષ નથી; અને પુરુષ તે પુરુષ છે, ને સ્ત્રી નથી. એ કારણથી ઉભયનાં વિશેષ ધર્મ નિરનિરાળા જ છે. ત્યારે સ્ત્રીજાતિના વિશેષ ધર્મ શા છે ?

સ્ત્રીઓનો પહેલો વિશેષ ધર્મ તે પત્નીધર્મ. કન્યકા મટી વધૂ બને, કૌમારને આરેથી ઉતરી લગ્નને તીરે જઈ બેસે, ત્યારથી સૌ સ્ત્રીઓને પત્નીધર્મ પ્રાપ્ત થાય છે. સ્વતંત્ર જે તારિકા ફરતી હતી તે તારિકા સૂરજમાલાની અંગભૂત બને છે, અને તે પછી સદા તેને સૂરજમાલાની સાથે જ ઘૂમવાનું રહે છે. કોઈ પણ વ્રતથી વ્રત લેનાર બન્ધાય છે, નિયમનમાં આવે છે. લગ્નવ્રતથી પણ પતિપત્ની નિયમનમાં આવે છે, ને પરસ્પરથી બન્ધાય છે. બ્હેનો ! લગ્નવ્રત લેતી વેળાએ ત્હમે કીયા નિયમન સ્વીકાર્યાં છે એ યાદ છે ? ગોરે ત્હમારો હાથ તમારા પતિના હાથમાં મૂકયો તે વેળાએ તમારી સૌતી પાસે પ્રતિજ્ઞાઓ કરાવી છે. એ પ્રતિજ્ઞાઓ તમને આજ સ્મરણે છે ? સ્મરણે ન હોય, વીસર્યાં હો તો ગોરને પૂછી જોજો, શાસ્ત્રમાં વાંચી લેજો. એ પ્રતિજ્ઞાઓ વીસરવી તે તો કયાં જવું છે તે નક્કી કર્યા વિના મુસાફરી આદરવા જેવું છે. સંસારની સફરમાં ત્હમારૂં વ્હાણ ત્હમે મેલ્યું છે. ત્હેને કયાં લઇ જશો ? કેમ ચગાવશો ? બ્હેનો ! સંસારની સફર આદરતાં જ તમે એ નિયમન ઉચ્ચાર્યાં છે. તે વખતે માત્ર ઉચ્ચાર્યાં છે, કે ત્હમારે બદલે ગોરે ઉચ્ચાર્યાં હશે. હવે એ સમજી લેવા જોઇએ. એ સૌ નિયમનનો સમાવેશ પત્નીધર્મમાં થાય છે. સ્ત્રીજાતિની સ્વાભાવિક સરલતા, ઉચ્ચતા, સ્નેહાળતા, ધાર્મિકતા, શ્રદ્ધા, આસ્થાને પૂછી એ પન્થે પળશો તો ભૂલાં નહીં પડો.

સ્ત્રીજાતિનો ત્યારે બીજો વિશેષ ધર્મ કંઈ છે ? હા. પતિ અને પત્નીએ સ્નેહ બાંધી–કે ન બાંધી–લગ્નવ્રત લીધું, કે તરત એક કુલ સ્થપાયું, દુનિયાનાં કુટુંબોમાં એક

કુટુંબ વધ્યું. ઘણે ભાગે તો સહુ દંપતી ઉપર પ્રભુના આશીર્વાદ જ ઉતરે છે, ને પરિવાર વધે છે. પણ સન્તાનની લીલાથી ઘર ભરાવ કે ન ભરાવ, બાલકોના બોલ ઘરમાં ગાજી રહો કે ન ગાજી રહો, કુટુંબ તો લગ્નતિથિથી જ મંડાયું, ગૃહનો માંડવો તો તે ઘડીથી જ રોપાયો. તે ઘડીથી જ સ્ત્રીને ગૃહિણીધર્મ પ્રાપ્ત થાય છે. એ ગૃહિણીધર્મ તે સ્ત્રીનો બીજો વિશેષ ધર્મ, ગૃહની વ્યવસ્થા—ઘરસંસાર ચલાવવો એ પત્નીધર્મથી નિરાળી વાત છે, છતાં બન્નેની અખંડ બેલડી છે. લગ્નવ્રતમાંથી એ બન્ને જોડકી બ્હેનો જન્મે છે. ગૃહિણીધર્મ શા છે તે મ્હારા કરતાં તમે વધારે જાણો છો. હું ત્હમને એ વિષયમાં કહું ત્હેનાં કરતાં તમારી પાસેથી સાંભળવા વધારે આતુર છું. માટે એટલું જ સૂચવું છું કે તમારા કુટુંબમાંથી કલેશ ઘટે, ને સ્નેહ અને સંપ વધે, શરીરનાં આરોગ્ય અને ચિત્તની પ્રસન્નતા, બ્હારનાં ને અન્તરનાં બલ તથા વૈભવ, સુખ સન્તોષ ને શાન્તિ સદા વિકાસ પામે એવું કરજો. તમારા મંડપ એવા રચજો કે તેમાં તાપ કે સન્તાપ ન આવે, છતાં તે ઉષ્મા અને અજવાળાંથી શોભી રહે. ત્હમારી આંખડીમાં અમી રાખજો, તમારા હાથમાં કર્તવ્ય ચાતુરી રાખજો, ત્હમારી જીભમાં મીઠાશ રાખજો, તમારા આચરણમાં હેત રાખજો. એ સહુ કંઈ નવાં લાવવાં પડે તેમ નથી, એ સૌ તમારી પાસેજ છે. માત્ર ત્હેમને ખોતાં નહીં, ઢાંકતાં નહીં, રજ ચડવા દેતાં નહીં. સુન્દરી જો પોતાની સુન્દરતા પ્રગટવા દે તોએ જગતનાં વડાં સૌભાગ્ય ઉઘડે.

બ્હેનો ! પત્નીધર્મ અને ગૃહિણીધર્મની ઝાંખી જરા આપણે કરી. એક વધારે વિશેષ ધર્મનો આપણે વિચાર કરી લઇએ. પતિપત્ની ઘર માંડે છે તે વગડાને આરે નહીં, પણ સંસારની વચ્ચે. ઘર બાંધતી વખતે જેમ આપણે આપણા પાડોશીઓના હક સાચવવા પડે છે, તેમ સંસારમાં જીવન ગાળતી વેળાએ પણ આપણે અન્ય સંસારવાસીઓના હક જાળવવાના છે. આ ધર્મને આપણે સંસારિણીધર્મ કહીશું. જે સંસાર આપણું ચોપાસેથી રક્ષણ કરે છે, જે સંસાર પોતાનો ભૂતકાલનો બધો સંચય આપણા ચરણમાં ફુલ્લો મૂકી દે છે, જે સંસારવાસીઓ આપણી સાથે ખંભેખભો મેળવી ઉભા રહે છે, તે સંસાર અને સંસારીઓ તરફ આપણા પણ અનેક ધર્મ છેજ. જે કેળવણી આપણે લીધી તે કેળવણીની પદ્ધતિ વધારે લાભદાયક કરવી, જે ઔષધશાળાઓએ આપણને સાજાં કર્યાં તે ઔષધશાળાઓને સમરાવવી, જે બાગ ચોટાં મન્દિરોએ આપણને આનન્દની, જરૂરીઆતની અને ઉન્નતિની સામગ્રી પૂરી પાડી, ત્હેમને વધારે શોભાવન્તાં, ઉપયોગી અને પવિત્ર કરવાં; કોણ કહેશે કે એ આપણા ધર્મ નથી ? સંસાર અનેક રીતે આપણી સુશ્રૂષા કરે છે. આપણને ઘટે છે કે આપણે એ સંસારની સુશ્રૂષા કરવી

બ્હેનો ! એ સંસારસેવાના યથાશકિત મતિઅવકાશ આચરવાના અનેક માર્ગ છે; ખંતથી શોધશે ત્હેમને સૌને તરત જ તે જડશે. અહીં તો એટલુંજ વિનવું છું કે સંસારમાંનાં વડીલો ભણી પુત્રીભાવ, સંસારમાંના સમાનવયી ભણી ભગિનીભાવ, અને સંસારમાંનાં ન્હાનેરાંઓ ભણી માતાભાવ રાખજો. એ ત્હમારો સંસારિણીધર્મ, જે ભાવથી પુત્રી, ભગિની અને માતા થઇ કુટુંબમાં વિચરો છો, એ ભાવથી સારા યે સંસારમાં સદા વિચરજો ! એમાં જ તમારું અને સંસારનું ઉભયનું કલ્યાણ છે.

બ્હેનો ! કલ્યાણ થાવ તમ સહુનું. આટલુંએ આપણે સમજી શીખી આચરવા માંડશું, તો આપણને ઘણું ઊંચે સ્હડવાનું મળશે. પરદુઃખભંજન વિક્રમરાજનું આ ૧૯૬૫ નું વર્ષ આપણું સફળ થશે, અને આપણા ગુજરાતમાં અનેરાં અજવાળાંજ ઉઘડશે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડલનાં સભાસદોને એ તો કહેવું પડે એમજ નથી કે આપણે સૌ ગુર્જરીનાં સન્તાન છીએ. ગુર્જરીનો યશ અને મહિમા આપણે હાથ છે માબાપની કીર્તિ અકીર્તિ હમેશાં સન્તાનના હાથમાં હોય છે. ગુર્જરીની લાજ અને શોભા પણ આપણેજ સાચવવાની ને વધારવાની છે. ગુજરાતનાં ખંત ને ઉદ્યોગ, ગુજરાતની વ્યાપારકુશળતા, ગુજરાતનાં સાગર ઉપરનાં સાહસ, ગુજરાતનાં ડહાપણ અને દૂરઅન્દેશી, ગુજરાતની ભક્તિ અને પરોપકારિતા, ગુજરાતનાં શાન્તિયુગનાં પરાક્રમ ગુજરાતની મધુરતા, સુન્દરતા, પુણ્યભાવનાઃ ઓ ભાવી ગુજરાતની માતાઓ ! એ અમારી સૌ આશાઓ તમારા ધાવણમાં છે. ગુજરાતના વીરપુરુષો, ગુજરાતના તત્ત્વચિન્તકો, ગુજરાતના રાજનીતિજ્ઞો, ગુજરાતના કવિઓ, ભક્તો, દાનેશ્વરોઃ ઓ ગુજરાતની જનનીઓ ! એ સહુ યશપુત્રો તમારા જડ અને ચેતન દેહમાં સચેલા છે. મિસરથી માંડી સારો પશ્ચિમ આફ્રિકાનો કાંઠો આપણા ગુજરાતીઓએ ખીલવ્યો હતો. અરબસ્તાનથી આદરી સારો અરબી સમુદ્ર અને હિન્દી મહાસાગર ડહોળી નાખી જવા, સુમાત્રા અને ચીન સુધી આપણાં ગુજરાતી વહાણો સફર ખેડતાં, એ સમુદ્રો તો આપણા પુરાણા ખલાસીઓને મન મોટા સરોવર જેવા હતા. સુરત અને ખંભાત જેવાં બન્દરો હતાં. દ્વારિકાં અને પ્રભાસ જેવાં તિર્થો હતાં. આ અલબેલી મુંબઈનગરીની જાહોજલાલી ખીલવનારા ભાટિયા, કપોળ અને અન્ય વૈશ્યો, પારસી, ખોજા, મેમણ, એ સહુ આપણાં ગુર્જર માતાનાં સન્તાન છે. બ્હેનો ! એટલું સ્મરણમાં સંચી રાખજો કે જ્યાં જ્યાં ગુર્જરી ભાષા બોલાય છે ત્યાં ત્યા ગુજરાત જ છે ગુજરાતના એ પુરાણાં પરાક્રમ અને દૈવી સંપત્તિના વિજય હજી આથમ્યા નથી. એ વિજયને વધારે યશવન્તા કરે એવાં સન્તાન ગુર્જર દેવીને ખોળે મૂકજો. એ જયકીર્તિને વધારે ઉજ્જ્વલ કરે, પાવન કરે એવા મહાભાગ દેવપુત્રો અને દેવપુત્રીઓની જનનીઓ થજો ! બ્હેનો ! દેવો પણ તમારે પેટ અવતરવા ઇચ્છે એવાં ઉજળાં અને પવિત્ર તમે સૌ રહેજો કલ્યાણ થાવ તમારૂં સહુનું, અને વિક્રમરાયનું આ વર્ષ સહુનું તમારૂં અખંડ પ્રકાશમાં વીતો !

સ્થાને સંયમ, પ્રવૃત્તિને રૂચતા ઉત્સાહ આગ્રહને ઠેકાણે જડસંતોષ જીવનમાં વણી લેવામાં જે સ્ત્રીઓ પોતાનું આયુષ્ય ગાળે છે તેઓ આરજા છે. પોતાની નૈસર્ગિક શક્તિઓ વાપરતી નથી પણ કટાવી-કરમાવી દે છે. સંસારમાં અનગલરતન જેવું જીવન ગાળી પંચતત્ત્વમાં વિલીન થઇ જાય છે અને પોતાના જન્મ વખતે જગત્ જેવું હતું તેવું ને તેવુંજ મૂકી અવસાન પામે છે.

**વેશ્યા** એટલે પોતાની સહજ શક્તિઓનો જેઓ દુરૂપયોગ કરે છે તે. પોતાના યોગ્ય કર્તવ્યને અવગણી નિરર્થક, નિર્માલ્ય, દુષ્ટ અને હાનિકર પ્રવૃત્તિઓમાં મચી રહે છે. ચોમાસામાં સ્વચ્છન્દ ઉગતી વનસ્પતિની પેઠે હ્મેમની મનોવૃત્તિઓના ઘોડાઓ, મરજી મુજબ લગામનો દાબ ન રહેવાથી દોડયા જાય છે અને પોતાને તેમજ બીજાને હેરાન કરે છે. જગતનું ભલું કરવાનું તો દૂર રહ્યું પણ નાહકનું નુકશાન કરવામાંજ હ્મેમની સર્વે ધમાધમી પરિણમે છે. દુઃખપીડિત, અનાથ, અકિંચન, રોગી કે વ્યથિતની શારીરિક, માનસિક કે આધ્યાત્મિક સુશ્રુષા કરી હ્મેમને સુખી, આનંદી, અનાથ, સાધનભર, આરોગ્ય કે ઉત્સાહી કે પવિત્ર કરવાને બદલે ઓર હ્મેમને વધુ પતિત કે વિષયગામી થવાના રસ્તા બતાવે છે. ખોટા બીનજરૂરી ખર્ચો, ફેસનો અને ફિશિયારીઓ, રીતરસમો, સમાજમાં દાખલ કરી અનેક કુટુમ્બોને તેથી કલહશીલ, દુઃખી કે વ્યગ્ર, વેશ્યાઓ કરે છે. પતંગીઆ કે ઢીંગલી જેવું જીવન ગાળી બાહ્ય ઠાઠમાઠમાં જ મચી રહે છે. અંતર અણવિકસ્યું રહે, આત્માપર મલીન રજ ચડે, પોતાની આસપાસનું માનુષ વાતાવરણ ઝેરી થાય, તેબધાંની દરકાર રાખ્યા વગર પોતાની મનમાનતી મોઝો માણ્યા કરે છે. જાણીબુજીને સંસારમાં જે અનર્થો, ઉત્પાતો તે ઉપજાવે છે હ્મેને માટે બીલકુલ પશ્ચાતાપ હ્મેને થતો નથી તો અનાયાસે થયલી ભૂલો માટે તો અનુતાપનું નામ જ શાનું ? જન્મ વેળા જગત્ હોય છે તેને વધારે સારૂં કરવું યા તો હતું તેવુંજ રહેવા દેવું—તેમ ન કરતાં તેને વધારે પતિત કરનાર વેશ્યા છે.

પરમાર્થનું કેન્દ્ર,સ્વાર્થત્યાગનું મૂર્તિમંત સ્વરૂપ, સેવાધર્મ જેના લોહીના ટીપેટીપામાં ઉછળી રહ્યો છે, આનન્દના ફુવારા જેના શરીરમાંથી ફુટી રહ્યા છે, જેના હૃદયમાં ઘૂઘવાટ કરતો ભરતીની માફક મનુષ્ય કિનારાઓને પખાળવા ધસતો જાય છે, કલ્યાણ જેની આંખમાં વસી રહ્યું છે, સૌભાગ્ય જેના કપાલમાં ઝગઝઘાર મારી રહ્યું છે, પવિત્રતાથી જેનો દેહ બંધાયલો છે એવી ઉત્કૃષ્ટ મહિલા તે **માતા** છે. બાલકને જન્મ આપી કુટુમ્બ અને રાષ્ટ્રની વૃદ્ધિ કરવાથી જ તે માતા થાય છે એમ નથી. સંસારીઓનાં ઉદ્ગમનો, અભિલાષા, વાંછના, ભાવના, રસ, સ્નેહ, ભક્તિ પોષી માતા પેઠે ઉછેરવાથી જ તે **માતાના** સન્માનને પાત્ર છે. શીલ, દયા, આસ્થા, પ્રેમ, ત્યાગ, નિષ્ઠા, આગ્રહ —જેમનામાં જાગતાં જ્યોત છે, જેનો પ્રકાશ સર્વત્ર રેલી અનેક મનુષ્યોના જીવન ખીલવે છે—હ્મેમનાં પ્રભાવ, વચનો, કામો અને સ્નેહથી સંસારનો વેગ સપાટાબંધ ધપતો જાય છે. જન્મભૂમિ અને ઇશ્વરને તેથીજ સંસાર **માતાના** પવિત્રભાવથી પૂજે છે. **માતૃભૂમિ** અને **અમ્બા વન્દે માતરમ્**ના અલૌકિક પવિત્ર ધ્વનિથી જ અર્ચાય છે.

પુત્રી, સખી, પત્ની, ગૃહિણી, સંસારિણી માતૃભાવથી ભરેલી થશે ત્યારે જ સ્ત્રીનું સ્ત્રીત્વ પવિત્ર પ્રતાપથી ઓજસ્વી થશે, પૂજા પામી સમર્થ થશે અને સુજન હેતુ સફલ કરશે.

**અનંતરાય મુનશી.**

# " ચર્ચાપત્ર. "

## ગુજરાત પૈસાફંડના સ્ત્રીવિભાગ તરફથી સર્વ સન્નારીઓને અપીલ.

અત્રે નવા વર્ષના માંગલિક દિવસે પુરૂષ વર્ગ તરફથી હુન્નર ઉદ્યોગની ખીલવણી સારૂ એક " ગુજરાત પૈસાફંડ " સ્થાપવામાં આવ્યું છે. પુરૂષોએ આરંભેલા આ દેશોન્નતિના કાર્યમાં સ્ત્રીઓએ યથાશક્તિ મદદ કરવી એ સ્ત્રીધર્મને અનુસરતું છે, તેથી એ કાર્ય અત્રેના નાગર ગૃહસ્થના સ્ત્રીવર્ગ તરફથી ઉપાડવામાં આવ્યું છે. અને તેમને પ્રજા તરફથી સારો આશ્રય મળ્યો છે. ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય તેવીજ રીતે પૈસો પૈસો એકઠો કરતાં રૂપીઓ થાય, અને રૂપીઆ એકઠા કરતાં સારી રકમો મેળવી શકાય અને તે ઘણીજ સ્હેલાઈથી, માટે એકેક પૈસો લેવામાં આવે છે, જો કે જેમને વધારે આપવું હોય તેમની પાસે યથાશક્તિ જે આપવાની ઈચ્છા હોય તે આભાર સહિત સ્વિકારીશું.

પૈસાફંડની જરૂર વિષે સવિસ્તર કહેવાનો આ પ્રસંગ નથી. પરંતુ ટુંકામાં આટલુંજ બસ થશે. આપણા આર્યદેશની દરિદ્રતા વિષે એટલું તો લખાયું અને બોલાયું છે કે એ વિષે ફરી ફરી કહેવાની જરૂર નથી. દરિદ્રતાની ઉંડી ખાઈમાં પડેલા આપણા દેશને સંપત્તિના ઉંચા શિખર ઉપર લઈ જવો હોય તો મુખ્ય પ્રયત્નો હુન્નર ઉદ્યોગની ખીલવણી અર્થે થવા જોઈએ. દેશની ઉન્નતિનો આધાર હુન્નર ઉદ્યોગ ઉપર છે એ સત્યનું રહસ્ય જાપાનના ઉદયનો ઈતિહાસ જેમણે વાંચ્યો હશે તેમને સમજાવવું મુશ્કેલ નથી. "સુંદરીસુબોધ" માં જાપાન વિષે ઘણીવાર લેખો આવી ગયા છે અને જેમણે એ લેખો વાંચ્યા છે તેમને એ સમજાયું જ હશે.

પૈસાફંડનો ઉપયોગ શું ? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉઠશે તેનો ખુલાસો કરવો યોગ્ય છે કે પૈસાફંડના ઉપયોગનો આધાર એકઠી થતી રકમના ઉપર છે. જેમ રકમ મ્હોટી તેમ ઉપયોગ સારો થશે. હુન્નર ઉદ્યોગની મફત કેળવણી અપાય, હુન્નર ઉદ્યોગના સાહસોને યોગ્ય આશ્રય અપાય, અનાથ ઉદ્યોગાલયો સ્થપાય અને બીજું ઘણું થઈ શકે. પણ એ સર્વનો આધાર ફંડની રકમ ઉપર છે. દક્ષિણમાં એક આવું ફંડ થયું અને તેને પરિણામે એક કાચનું કારખાનું હાલ સારૂં કામ કરે છે. એ કાંઈ ઓછો લાભ નથી.

ગુ. ફં. માં નાણાં ભરવાની પોતાની ફરજ છે એવું લોકો સમજે પોતે દેશને અમુક દેવું આપવાનું છે એવી બુદ્ધિ સ્ફુરે તો એટલાથીજ એ ફંડની સ્થાપના સફળ થશે. કારણ કે બ્હારના સાધનો ગમે તેવાં હોય તોપણ જે દેશના લોકોમાં " મારો દેશ " એવી ભાવના જન્મી નથી તે દેશની ઉન્નતિ નથી, સ્ત્રી પુરૂષ પરસ્પરનું અપૂર્ણ સ્વરૂપ છે, અને પુરૂષોએ સ્ત્રીઓને તેમના કાર્યમાં જેટલી સાહ્ય આપવી ઘટે છે તેટલીજ સાહ્ય સ્ત્રીઓએ તેમના કાર્યમાં પુરૂષોને આપવી ઘટે છે.

માટે સર્વ સન્નારીઓને વિનંતી કરવાની કે આ દેશોન્નતિના શુભકાર્યમાં અમને યથાશક્તિ મદદ કરશો. અમને આશા છે કે સર્વ સન્નારીઓ તરફથી હમોને આ કામમાં સારો આશ્રય મળશેજ અને વિનંતિનો સ્વીકાર થશેજ. સુરત તા. ૧૦-૧૧-૧૯૦૮.

લી.

સૌ. રતીમન, સૌ. મીરાં બ્હેન, સૌ. કાન્તીદા, સૌ. દ્રૌપદી, સૌ. કમલગૌરી, હસમનગૌરી.

# વર્તમાન રંગ.

**સતી થયેલી પારસી બાનુ**—પતિના મરણથી પોતાનો દેહ ત્યાગ કરવાનું-સતી થવાનું-કાર્ય એક જાતનો આપઘાત મનાતો હોવાથી અયોગ્ય ગણાયું છે; અને તેમાં પણ જ્યાં ખરો ભાવ લાગણી કે સ્નેહ ન હોય, પણ માત્ર આબરૂ, કુલાચાર, લોકલાજ કે એવા કોઈ બ્હારના હેતુથી જ, ફક્ત રીવાજ ખાતર જ, આવું કાર્ય થતું હોય, અને વળી વિશેષે કરીને બીજાં સંબંધીઓના દબાણથી તે કરવું પડતું હોય, ત્યાં તો તે દુષ્ટતા, ક્રૂરતા, નિન્દાને પાત્રં જ થઈ પડે છે. તેવાં કાર્યોમાં સતીત્વના વાસ્તવિક સ્વરૂપને બદલે માત્ર બાહ્ય આડંબરનું જ આપણને દર્શન થાય છે, પરંતુ જેની સાથે આત્માનું સંલગ્ન થયું હોય, હૃદયની સ્નેહગાંઠ ગુંથાઇ હોય, તન મન અને જીવનની એકતા રચાઇ હોય, તેવા પતિના વિદેહથી આ સંસાર નિઃસાર, કાંઇપણ હેતુ વિનાનો, ખારો લાગતાં, અર્ધું અંગ નાશ પામવાથી બાકીના અર્ધા અંગને જુદી હયાતી ભોગવવાની કેવલ અશક્યતા સ્હમજતાં, જે પત્ની પક્ષાઘાતથી પીડાતા પોતાના જીવનનો, પોતાને જ હાથે, અન્યજનો તરફથી તેમ ન કરવાની સલાહ-દબાણ છતાં પણ, અંત આણે છે, તે આત્મત્યાગી સ્ત્રીને માનની દૃષ્ટિથી ન જોવી, તેના સ્મરણને વંદન ન કરવું, એ શુદ્ધ, પરમ સ્નેહની દિવ્યતા ન સ્વીકારવા જેવું જ છે. થોડાક વખત ઉપર મુંબાઇમાં બનેલું એક યુવાન પારસી બાનુનું દૃષ્ટાન્ત ઉપર જણાવ્યું તેવા ખરા સતીત્વનું જ ભાન કરાવે છે. હિંદુઓમાં થયેલી સતી લાંબા સહવાસથી પૂર્વે મળતી પ્રતિષ્ઠા પોતે પ્રાપ્ત કરવાના લોભથી, ભવિષ્યમાં સ્વર્ગ મળશે એવી પોતાના ધર્મે આપેલી આશાથી કે એવા કોઇ લૌકિક હેતુથી આકર્ષાઈ હોય એમ માનવાને કાંઈ કારણનો સંભવ રહે. પરંતુ, જ્યાં રીતસરનું-ધર્મવિધિથી થયેલું લૌકિક-લગ્ન નહિ, પણ માત્ર વિવાહ જ થયો હતો ( માત્ર હૃદયનાં લગ્ન જ થયેલાં હતાં ), જે કોમમાં સતી થવાથી માન, આબરૂ કે કીર્તિ પામવાનો ભૂતકાળનો ઇતિહાસ નથી તેમ વર્તમાનનો સામાન્ય અભિપ્રાય નથી, જે કોમ ધર્મમાં તેવા કાર્યથી પરલોકમાં કલ્યાણ પ્રાપ્ત કરવાનું ફરમાન નથી, જ્યાં પોતાના મરણથી પાછળ રહેતાં પોતાનાં પાસેનાં સંબંધીઓ-વૃદ્ધ પિતા અને ન્હાના બાલકભાઇઓ-નિરાધાર દશામાં આવી પડવાનું સંપૂર્ણ ભાન હતું,-તેવા સંજોગોમાં, વચમાં વિઘ્ન ન આવી પડે એમ ગુપ્તપણે, અસહ્ય વેદનાથી ભરપુર માર્ગે (શરીર ઉપર ઘાસલેટ રેડી કપડાં સળગાવી મુકીને), કરવામાં આવેલા દેહત્યાગનો હેતુ લૌકિક કરતાં કાંઈક દિવ્ય હોવાનો ઘણો જ સંભવ છે. શુદ્ધ, ઉચ્ચ, પરમ સ્નેહ, સ્નેહનાં દૃઢ લગ્ન, આત્માની એકમેકતા, માત્ર કવિઓની કલ્પનામાં જ, લેખકોના મગજમાં જ, હોય છે એ શંકાને ધોળી નાંખવા આવાં દૃષ્ટાન્તો પુરતાં થઇ પડે છે.

પાન્થ, બન્ધુસમાજ.

# સમયતરંગ.

**પુનર્લગ્ન**—ગયા માસમાં મુંબાઇમાં સુધારક મી. ભગવાનદાસની મદદથી ભાટીઆ કોમના એક ગૃહસ્થ ઠક્કર દામોદર ધરમસીંહની દીકરી હીરાબાઇએ પોતાની કોમના એક સરકારી નોકરીમાં સારો હોદ્દો ભોગવતા ગૃહસ્થ સાથે પુનર્લગ્ન કર્યું હતું. આ લગ્ન કરનાર બાઇ પોતાના પૂર્વ પતિનું સૌભાગ્ય ભોગવતાં ૨૪ વર્ષની વયે વિધવા થયાં હતાં; હાલ તેમની ઉમ્મર ૨૮ વર્ષની છે. પુનર્લગ્ન કરનાર ગૃહસ્થ બે વર્ષ ઉપર જ ઘરભંગ થયા હતા. સુધારકમંડળ તરફથી આ લગ્ન કરાવી આપવામાં આવ્યું હતું.

**ભાષણો**—કાઠીયાવાડમાં આવેલા વળા સંસ્થાનના ઠાકોર સાહેબ તરફથી ઇવનિંગ પાર્ટી તથા રમતગમતના મેળાવડા થયા હતા, તે પ્રસંગે સ્ત્રીઓ તથા ન્હાનાં બાલકોનો પણ એક સમારંભ કરવામાં આવ્યો હતો. તેમાં ત્યાંના હજુર શીરસ્તેદાર મી. દલસુખરામના પત્ની સૌ. સંતોક બ્હેને તથા ત્યાંની કન્યાશાળાનાં હેડ મીસ્ટ્રેસ રેવાબાઇએ ભાષણો કર્યાં હતાં.

**છોકરીઓ માટે હાઇસ્કુલ**—મદ્રાસમાં ખ્રીસ્તીઓની છોકરીઓ મારેની મ્હોટી શાળાઓ તો છે, પરંતુ એકલી હિન્દુબાળાઓ મારેની હાઇસ્કુલ ન હોવાથી મેટ્રીક્યુલેશનના અભ્યાસ સુધી શિખવાય એવી એક હાઇસ્કુલ સ્થાપવા મદ્રાસની સરકાર વિચાર ચલાવે છે.

**પરધર્મી કન્યાએ હિંદુ થઇ કરેલાં લગ્ન**-પંજાબના આર્યસમાજીઓ અત્યાર સુધી, મૂળ હિંદુ ધર્મમાં હોના છતાં વટલી ગયા પછી પસ્તાવો ભોગવનારાઓને પાછા હિંદુ ધર્મમાં લેતા આવ્યા છે, પરન્તુ હાલમાં તેઓએ હિંદુ ધર્મના વિસ્તારને માટે તેથી પણ આગળ પગલું ભર્યું છે. હિંદુસ્થાનમા યુરોપીઅન મા કે બાપને પેટે જન્મેલાંઓની એક જુદી કોમ છે, તે યુરેઝીઅન નામથી ઓળખાય છે, અને તેઓ ખ્રીસ્તી ધર્મ પાળે છે. આ કોમની એક યુવાન કન્યાને હિંદુધર્મના આર્યસમાજી પંથમાં લેવામાં આવી છે, અને તે અલગ્નિત ન રહે તેટલા માટે હાઝારાના મદદનીશ સર્જન ડૉ. સોમદત્તે તેની સાથે લગ્ન પણ કર્યાં છે. તથા તેનું નામ ઉષા રાખ્યું છે.

**ઘરેણાંની શોભાથી એક બાળક ઉપર આવી પડેલું સંકટ**-થોડી મુદ્દત ઉપર ગયા જીલ્લાના પતિયાળા ગામમાં એક બાણુને ત્યા તેના એક ૧૧ વર્ષના છોકરાને, તેમના ઘણા વખતથી રહેતા એક વિશ્વાસુ નોકર " ચાલો આપણે દર્શન કરી આવીએ " એમ કહી ઘણે દૂર જંગલમાં લઇ ગયા પછી અંગ ઉપર પ્હેરેલાં ઘણાં ઘરેણાં કાઢી લઇ તેને મારી નાંખવાની તૈયારી કરતો હતો, એટલામાં અકસ્માત્ દૈવયોગે ત્યાં એક વાઘ આવી પેલા ગભરાયેલા નોકરને પકડી નીચે નાંખી તેને ફાડી ખાવા લાગ્યો; તે દરમીઆન પેલા છોકરાએ નાશી જઇ થોડે દૂર આવેલા સ્ટેશનના માણસોને ખબર આપી તેમણે જાતે ત્યાં જઇ વાઘને તેમ કરતાં જોઇ ખાતરી થયાથી તે છોકરાને તેના બાપને ઘેર પહોંચાડી આપ્યો.

પાન્થ, બન્ધુસમાજ.

# પુષ્પમાળા હેર ઑઈલ




આ તેલ ફ્રાન્સમા બનતા, વાળનુ પોષણ કરનાર ઉત્તમ રોપમાથી ખાસ અમારા પરફ્યુમરી બનાવવાના લાંબા અનુભવથી ઘણીજ સભાળ સાથે બનાવવામા આવ્યુ છે આ તેલ નબળાઇથી ખરી જતા વાળનો ઝટ અટકાવ કરે છે તેમજ મગજ ઠંડુ રાખી ખાનને વધારે છે તેમજ બાનો કોઇ પણ જાતની ઇજા કરવા વગર સારી અને સુશોભિત બનાવે છે ખસુસ કરીને સ્ત્રીઓ તેમ વિદ્યાર્થિઓ અને મગજનું કામ કરનારાઓને આશિર્વાદ સમાન છે દરેક કુટુંબે પુષ્પમાળા તેલ હરહમેશ વાપરવુ જોઇએ

શીશી ૧ નો ફક્ત રૂ ૧ એક

બનાવનાર, રીગોડની કુંપની, પારીસ (ફ્રાન્સ)

સોલ એજન્ટ

મોહનલાલ સ્વરૂપચંદની કંપની

ભાજીપાલા સ્ટ્રીટ, મુંબાઇ

---

કદી નહિ વાપરેલું અનુપમ ઉચુ સેન્ટ.

# સમરત બોકે

આ સેન્ટ છેલ્લામા છેલ્લી સુધરેલી રીતથી બનાવવામા આવ્યુ છે ફ્રાન્સ કે જ્યા ઉચીજ પરફ્યુમરી બને છે ત્યાના જુદી જુદી જાતના ખુશબોદાર ફુલોમાથી ખાસ આ સેન્ટ તૈયાર કરવામા આવ્યુ છે તેના ફક્ત બેજ ટીપા રૂમાલ ઉપર છાટવાથી આઠ દીવસ સુધી સુગધ જતી નથી ફક્ત એક વખત સમરત બોકે વાપરવાની ખાસ ભલામણ કરવામા આવે છે આ સેન્ટ વાપર્યાથી પછી કદી બીજા સેન્ટો વાપરવા ગમશે નહિ શીશી ૧ ના ફક્ત રૂ ૨) બે.

હિન્દુસ્થાન માટે એકલા મંગાવનાર

મોહનલાલ સ્વરૂપચંદની કુંપની.

પરફ્યુમરી વગેરેના વેપારી

ભાજીપાલા સ્ટ્રીટ, મુંબાઇ

## લવાજમની પહોંચ.

### પાંચમા વર્ષ પેટે.

૩૫૫ રા. ઠાકોરદાસ ઘેલાભાઇ ,,
૩૫૬ શેઠ ખીમજી આસર વિરજી ,,
૩૫૭ રા. કુસુમનદાસ ભગવાનદાસ ,,
૩૫૮ રા. કરીમમહમંદ માસ્તર એમ. એ. ,,
૩૫૯ રા. ભીમજીભાઇ નારણજી દલાલ, ,,
૩૬૦ રા. જેઠાભાઇ મૂળજીભાઇ ,,
૩૬૧ રા. ચુનીલાલ છબીલદાસ ડૉ. ,,
૩૬૨ રા. ગોવિન્દલાલ નરભેરામ ,,
૩૬૩ સૌ. જયકુંવર માણેકબાઇ દેવચંદ ,,
૩૬૪ રા. જુગટરામ શંકરપ્રસાદ વૈદ ,,
૩૬૫ રા. સુરારજી નરોત્તમદાસ ,,
૩૬૬ સૌ. હિરાલક્ષ્મી મંન્છારામ ,,
૩૬૭ સૌ. મોતીબાઇ ધનજી લક્ષ્મીદાસ ,,
૩૬૮ રા. વૈદ્ય દામોદર કાનજી મુંબાઇ
૩૬૯ રા. લલ્લુભાઇ ઝવેરદાસ ,,
૩૭૦ શાહ હીરજી કાનજી ,,
૩૭૧ શેઠ જીવણદાસ પ્રભુદાસ ,,
૩૭૨ રા નરોત્તમદાસ બાણજી ,,
૩૭૩ રા. રેવાશંકર જગજીવન ,,
૩૭૪ ઓન. ચીમનલાલ હરિલાલ ,,
૩૭૫ રા. દયારામ ત્રીકમજી મુંદ
૩૭૬ રા. વલ્લભજી રામજી મુંબા
૩૭૭ રા. ભુલાભાઈ જી. દેસાઈ ,,
૩૭૮ મીસ લીલાવતી સાકરલાલ ,,
૩૭૯ દેસાઈ ગોકુળલાલ સંતોકરામ ,,
૩૮૦ રા. લક્ષ્મીદાસ જીવરાજ ,,
૩૮૧ સૌ. હીરાબાઇ ,,
૩૮૨ રા. જીવણદાસ નારણદાસ ,,
૩૮૩ રા. મોતીલાલ નાનચંદ ,,
૩૮૪ ડૉ. આર. જે. વેદાન્ત ,,
૩૮૫ વૈદ્યશાસ્ત્રી રતનસીંહજી ગોવીંદજી ,,
૩૮૬ રા. ઝીણાભાઇ ભીમજીભાઇ દેશાઇ ,,
૩૮૭ રા. રાયચંદ મોતીચંદ ,,
૩૮૮ મીસીસ ગેનરીબ્હેન બાપુભાઇ દેશાઇ ,,
૩૮૯ બાઇ પરશનકુંવર માણેકચં પાચે

૩૯૦ મે. ભુલેશ્વર લાયબ્રેરીના સેક્રેટરી ,,

૩૯૧ રા. હિરાલાલ ઉમીયારામ ,,

૩૯૨ રા. યશવંતરાય વજેશંકર બી એ. ,,

૩૯૩ રા. હિરાલાલ રણછોડદાસ મુનીમ ,,

૩૯૪ રા. ખંડુભાઇ ભીમભાઇ દેસાઇ ,,

૩૯૫ રા. મૂળજી દુર્લભજી વેદ ,,

૩૯૬ રા. હંસરાજ ગોકળદાસ ,,

૩૯૭ રા. જમનાદાસ ત્રીભોવનદાસ ,,

૩૯૮ સૌ. વસન્તબાઇ C/o ચંદ્રશંકર ન. ,,

૩૯૯ સૌ. ઝવેરબાઇ C/o દેવજી ઉમરસી ,,

૪૦૦ રા. મોરારજી આનન્દજી ભાવનગર

૪૦૧ રા. ગભચંદ પ્રેમચંદ શાહ ,,

૪૦૨ રા. ત્રીકમલાલ ડબાભાઇ બી. એ. ,,

૪૦૩ રા. કુંવરજી આનન્દજી ,,

૪૦૪ મીસીસ વીરમતિ મગનલાલ દેસાઇ. ભરૂચ

૪૦૫ રા. અમરતરાય નરભેરામ દેસાઇ ,,

૪૦૬ સૌ. હિરલક્ષ્મી ડુંગરલાલ ,,

૪૦૭ રા. ઇશ્વરલાલ ધીરજલાલ ,,

૪૦૮ સૌ ગુણવન્તલક્ષ્મી ઉત્તમલાલ કેશવલાલ ,,

૪૦૯ રા. મણીદાસ લાલભાઇ સુરત

૪૧૦ બાઇ જીવકોર ત્રીભોવનદાસ ,,

૪૧૧ રા. હરરાય અમુલખરાય ,,

૪૧૨ ડૉ. મનવંતરાય મદનરાય ,,

૪૧૩ રા. ગુલાબચંદ આનન્દજી ભાવનગર

૪૧૪ રા. મોતીચંદ ગીરધર કાપડીયા ,,

૪૧૫ બ્હેન ચંદન અમરચંદ ,,

૪૧૬ સૌ. કમળાગૌરી ધીરજરામ સુરત

૪૧૭ રા. રણજીતભાઇ કાળાભાઇ ,,

૪૧૮ રા. ભાનુસુખ નિર્ગુણરામ રાજકોટ

૪૧૯ બાઇ ગુલાબ હરિભાઇ મુંબાઇ

૪૨૦ મીસીસ માણેકબાઇ ડૉક્ટર ,,

૪૨૧ રા. ત્રીકમલાલ ઠાકોરદાસ ,,

૪૨૨ રા. રંગીલદાસ નરભેરામ ,,

૪૨૩ રતનબાઇ લાલજી વીરજી ,,

બાકીનાની પહોંચ હવે પછી

## સ્વીકાર.

નીચેનાં પુસ્તકોનો ઉપકાર સાથે સ્વીકાર કરવામાં આવે છે—

૧. ભાગવત એકાદશ સ્કંધ, ૨. શિવાજી અને નેણુનિસ્સા, ૩. દલપત ગરબાવળી, ૪. વૈરાગ્ય શતક, ૫. માતાફરજ, ૬. સાહિત્ય રત્ન, ૭ બે મુદ્રિકા, ૮. કૃષ્ણ ચરિત્ર.

---



---

"સુન્દરી સુબોધ"ના પાંચમા વર્ષના ગ્રાહકોને ભેટ.

તૈયાર થાય છે **મનોરમા.** તૈયાર થાય છે

---

## ગ્રાહકો, લેખકો વગેરેને સુચના.

"સુન્દરી સુબોધ"ના સંપાદક (તંત્રી) તેમ વ્યવસ્થાપક કોઇ એક વ્યકિત નહિ પરન્તુ સમગ્ર બન્ધુસમાજ છે. આ સંબંધે, ગ્રાહકો વગેરેમાં ગેરસમજુત થવાથી તેની વ્યવસ્થાને કેટલીક હરકત પહોંચે છે માટે ગ્રાહકો, લેખકો, વગેરેએ, સર્વ પ્રકારનો વ્યવહાર (પત્ર વ્યવહારાદિ) કોઇ પણ વ્યકિતને નામે નહિ કરતાં, કૃપા કરી "મન્ત્રી" બન્ધુસમાજ, સુંદરીસુબોધ ઓફિસ એ નામથી કરવો.

મન્ત્રી, બન્ધુસમાજ.

૩૯૦ મે ભુલેશ્વર લાયબ્રેરીના સેક્રેટરી ,,
૩૯૧ રા હિરાલાલ ઉમીયારામ ,,
૩૯૨ રા યશવંતરાય વજેશંકર બી એ. ,,
૩૯૩ રા. હિરાલાલ રણછોડદાસ મુનીમ ,,
૩૯૪ ગ. ખંડુભાઇ ભીમભાઇ દેશાઇ ,,
૩૯૫ રા મૂળજી દુર્લભજી વેદ ,,
૩૯૬ રા હંસરાજ ગોકળદાસ ,,
૩૯૭ રા જમનાદાસ ત્રીભોવનદાસ ,,
૩૯૮ સૌ વસન્તબાઇ C/o ચન્દ્રશંકર ન ,,
૩૯૯ સૌ ઝવેરબાઇ C/o દેવજી ઉમરસી ,,
૪૦૦ રા મોગરજી આનન્દજી ભાવનગર
૪૦૧ રા તાપચંદ ફતેચંદ શાહ ,,
૪૦૨ રા નીકમલાલ ટભાભાઇ બી એ ,,
૪૦૩ રા કુંવરજી આનન્દજી ,,
૪૦૪ મીસીસ વીરમતિ મગનલાલ દેશાઇ ભરૂચ
૪૦૫ ગ. બળવંતરાય નરભેરામ દેશાઇ ,,
૪૦૬ સૌ હિરાલક્ષ્મી કૃષ્ણલાલ ,,
૪૦૭ રા છગનલાલ ધીરજલાલ
૪૦૮ સૌ ગુણવન્તલક્ષ્મી ઉત્તમલાલ
૪૦૯ રા કાળીદાસ લાલભાઇ
૪૧૦ બાઇ છબકોર ત્રીભોવનદાસ
૪૧૧ રા હરરાય અમુલખરાય
૪૧૨ ડૉ મનવંતરાય મદનરાય
૪૧૩ રા ગુલાબચંદ આનન્દજી
૪૧૪ રા મોતીચંદ ગીરધર કાપડીયા ,,
૪૧૫ બ્હેન ચંદન અમરચંદ ,,
૪૧૬ સૌ. કમળાગૌરી ધીરજરામ સુરત
૪૧૭ રા રણછોડભાઇ કાળાભાઇ ,,
૪૧૮ રા ભાનુસુખ નિર્ગુણરામ રાજકોટ
૪૧૯ બાઇ ગુલાબ હરિભાઇ મુંબાઇ
૪૨૦ મીસીસ માણેકબાઇ ડૉકટર ,,
૪૨૧ રા. ત્રીકમલાલ છગનદાસ ,,
૪૨૨ રા રંગીલદાસ નરભેરામ ,,
૪૨૩ રતનબાઇ લાલજી વીરજી ,,

બાકીનાની પહોંચ હવે પછી

## છઠ્ઠા વર્ષ પેટે.

૧ રા પરશોત્તમ નારણભાઇ નાદોદ
૨ મે. શ્રી લાયબ્રેરીના સેક્રેટરી વડોદરા
૩ દેસાઇ નાનાભાઇ છોટાભાઇ પેટલાદ
૪ [illegible]
૨૨ રા છોટુભાઇ અનોપરામ વકીલ ,,
૨૩ રા. છોટાલાલ મોતીચંદ ,,
૨૪ અ. સૌ ઇચ્છાગવરી નાગરજી ,,

Registered No. B. 436.

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.


| | | |
|---|---|---|
| પુસ્તક ૬. | સંપાદક. | ઇ. સ. ૧૯૦૯ જાન્યુઆરી |
| અંક ૫ | બન્ધુસમાજ. | વિ સં ૧૯૬૫ પોષ. |


વિષયસૂચન



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે માત્ર સવા રૂપિઓ.

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતા "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરે "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર વિકાસોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી. "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૬ ઠું. ] ઈ. સ. ૧૯૦૯ જાન્યુઆરી—પોષ, વિ. સં. ૧૯૬૫. [ અંક ૫ મો


## ज्ञानसुगन्ध.



### स्वदेश धर्म. *

म्हारी भार्तीं भूमि एक-अभेद्यज ए मुज श्रद्धा छे,  
म्हारी भार्तीं निज बालकनी प्रियमैया, उर श्रद्धा छे;  
म्हारी भार्तीना उपदेश सुदिव्य विशे दृढ श्रद्धा छे,  
म्हारी भार्तीं केरी संतति-संतवीरोमां श्रद्धा छे.

उच्च पवित्र गिरीश्वर रक्षित भूमि अजय्य श्रद्धा छे,  
सागरनो उछरंग सुहावन जननि पळमां [illegible] ७१.  
सृष्टिनी सौन्दर्य वाडीं-फुल झरणमयीमां श्र[illegible] छे,  
मातृभूमि प्रत्येक कणे पावनकारी दृढ श्रद्धा छे.

* "પ્રબુદ્ધ ભારત" માં પ્રકટ થયેલ 'સ્વદેશ ધર્મ" ના "વસન્ત" માં આવેલા

भारतीनां प्राचीन तनुजनी भस्म जीवन मुज श्रद्धा छे,
ए पूर्वजना पिंड थकीज बनेल शरीर मुज श्रद्धा छे;
सर्व काळ ने सकळ वर्णना भारती ऐक्ये श्रद्धा छे,
भिन्न धर्म, जाति, पण भारतवासी बन्धु, ए श्रद्धा छे.

दुनियांना सगपणथी य व्हाला दिव्य प्रजात्वे श्रद्धा छे,
भारतीना सोनेरी भूत तेजस्वी भाविमां श्रद्धा छे;
बन्धुओनी देशभक्ति, नीति, धर्म, वीर्यमां श्रद्धा छे,
ब्हेनोनी कोमळता, त्याग, सुपवित्रतामां श्रद्धा छे.

भारती भूमि अर्थेज अमारुं जीवन मरण, दृढ श्रद्धा छे,
भारतीमां एकज कर्त्तव्य, प्रजात्व भावना, श्रद्धा छे;
भारतीनुं सेवन सर्वस्वज, जीवन प्राण मुज, श्रद्धा छे,
भारती मैया ! तुज आशिष कल्याणकारी हो, श्रद्धा छे.

गुजरातीपत्र.

---

# કાવ્યકુંજ.

બન્ધુસમાજના
સ્નેહ સંમેલનને ચરણે.

એક દીન યાચના.

બાલા ! બટુ ! કૌમાર વ્રત વરિયે ગોવાળીશાં:
લાડીલાં લલકાર ગોપાલનનો ગજવિયે !
કોઈ એકલાં એક ચુંદડલીએ અંચળે—
બ્હેન બન્ધુની પેઠ ભાંડરડાંને સેવિયે !
કઈ જોડાવ સજોડઃ સ્વર્ગ રચો સંસારમાં:
રખવાળાંમાં કોડ બાળકડાંના પૂરિયે !
દેવ[illegible]ન દ્રષ્ટાંત ગોપાલકતાથી ભર્યાં:
લગ્ન અંત કલ્યાણ ગણી બાળ સંભાળિયે !
માનવકુલનાં દેવ સારખસ જોડિલ સંચરો
જનની જનક સેવ પ્રભુ બાલકની પામિયે

લલિતાશ્રય ગોંડળ } સ્નેહાધીન
લલિતના જયદેવ વન્દન.

## સખિ સ્મરણ.

રતિ-મૂર્તિ સખે !
રસ-વ્યાપિ સખે !
રસ-સ્રષ્ટિ સખે !
હૃદ-સાર સખે !

રસ પૂર્ણ સખે !
રસ ચંદ્ર સખે !
રસની સરિતા છલકાઈ સખે ! રતિ.

મુખ-ચંદ્ર હસી ગૃહ રંજ સખે !
મદ-સૌરભ-ઝુલ ઝુલે તું સખે !
મૃદુ કેલિ ગીતો કુલ ગુંજજ સખે !
ગૃહ સ્વર્ગ સમું મલકાવ સખે ! રતિ.

તુજ પાદ સ્પૃશે ધરણી બનતી-
મૃદુ, ચેતન થૈ નમતી લળતી !
ગૃહ ભાવ બધા રૂપ સ્પર્શ ગ્રહી
સખિ પ્રિય, દમે સ્મરણો રચવી ! રતિ.

રસની પ્રતિમા રસમાં વિલસે !
રસ સાગરમાં તરતીજ દિસે !
છુટી વેણુ વિષે, સ્ફુટ અંગ વિષે !
કંઈ મત્ત દિસે સ્મિત હાસ હસે ! રતિ.

મુજ દષ્ટ-પથે છલકે ઉદધિ-
રસ નામ તણી વિચિઓ ઉછળી !
તુજ મૂર્તિ હૃદે પ્રગટી ઉજળી !
મધુ પ્રેમ પ્રભા પ્રસરાવી રહી ! રતિ.

રસ દષ્ટિ થતાં બળ અંતરનાં-
હુલકે રચશે કંઈ ભવ્ય નવાં-
ભુવનો, સ્રજશે કંઈ સત્ય નવાં, !
જગ રીઝવશે નિજ કૃત્ય નવાં ! રતિ.

રસ ચિંતન તો રચતાં પ્રિયનું,
જન જીવન ગામા ઉંચુંજ ઉંચુ !
રસ–ધોધ વહે: હૃદ-શૃંગ ફુટી !
રસ-ઘોષ વિષે ક્ષિતિ દિવ્ય ઝુલી ! રતિ.

તટ સ્વર્ગ તણો મુજ તુંજ બની !
ઉડું પાંખ પ્રસાર ઘણીજ ઘણી,
બળથી ઉડતાં તુજ તેજ ભણી,
નવલું બનતું મુજ દેહ મણી ! રતિ.

મુજ અંતર ધૂન ધપે પ્રિયનું,
શુભ નામ રટે વર આનનનું,
મુજ અંતર મંતર પ્રેમ રટે !
રટતાં નયને સારતા છલકે ! રતિ.

પ્રિય મુગ્ધ રમા ! ત્યજ રોષ જરી,
તુજ નેત્ર વિશાલ ચુમાવ ઠરી !
મુજ જીવન એ: મુજ ખેલન એ !
ચુમતાં અધરામૃત સ્નેહ ઘને ! રતિ.

ગળી ભક્તિ રસે ભળી જેમ મીરાં,
ગળી તેમ રસે ભળું દિવ્ય રમા !
દ્વય રૂપ ભુલી પ્રભુ રૂપ થશું !
નવલી પ્રભુતા બતલાવ જશું !! રતિ.

દયાશંકર તુળજારામ પંડયા

## સ્નેહ–પ્રેમ.

કવિતા:— " વિચરીએ અતુલ કંઈ આનન્દે;
" સખિ ! તારિકા–નવોઢા વૃન્દે ટેક.

" તું, બાલા, ચન્દા સમી, હું, પરિમલિત અનિલ;
" સ્પર્શું ત્હારા પ્રાણને, છાંટી સ્નેહ–સલિલ !
" વિહરીએ સ્નેહ–સલિલ–આનન્દે.

" સ્નેહ–સલિલ–શીકર સહુ, રસ બિન્દુ બની જાય,
" રસે પ્રાણ પોષાય ત્ય્હાં, નવલ રંગ ઉભરાય !
" વિલસીએ નવલ રંગ આનન્દે.

" નવલ હર્ષ–ઉદધિ મહિં, સકલ વિશ્વ ભીંજાય;
" વિશ્વ ભીંજાતાં પ્રેમની, સતત બ્હાર બ્હેકાય !
" વિકસીએ શુદ્ધ–પ્રેમ આનન્દે.

" પ્રેમલ વિશ્વ બધું થતાં, સાત્વિક, સાત્વિક, છન્દ
" ઉચ્ચ–ઉચ્ચ, આશય નવા, સકલ વિશ્વમાં ફેર
" વિનંવીએ મન્મથ પ્રભુ, આનન્દે

# વાર્તાલહરી.

## કેપીઓલાની.

બપોર નમતો હતો અને છાયાઓ લંબાતી હતી. આરામ ખુરશીપર પડી હિમાની ટેનીસનના કાવ્યો વાચતી હતી. પાસે પડેલો એડવર્ડ છાનોમાનો સુઇ રહેતો કે બાગમા કાંઇ નજરે પડતુ તો સળવળતો ઉપરથી લટકતા પાંજરામા જંગબારી પોપટ મીઠા સરોદ કહાડતો હતો.

પગથીઆં ઉપર પાણી છાટતો માળી ઘોડાના દાબડાનો અવાજ સાભળતાજ અટક્યો. એટલામા વરંડાના પગથીઆ આગળ ગાડી ઉભી અને ત્હેમાથી ઉતરતી યુવતીને હિમાનીએ સત્કારી પોતાની આરામ ખુરશી પાસે સોફાપર આગતા સ્વાગતાથી બેસારી એડવર્ડ ઉઠી સ્વર્ણસુદરીના પગમા ભરાવ લાગ્યો ત્હેને પંપાળતા પંપાળતા પૂછ્યુ. "કેમ બ્હેન શુ ચાલે છે ?"

"વસતોત્સવ ઉજવતી વખતે ગાનાના રાસડાઓનો સગ્રહ છાપવા મોકલ્યો હતો, ત્હેનાં પ્રૂફ તપાસી જરા ટેનીસન વાચતી હતી."

"કેમ ? નાટ્યપ્રયોગો કરવાના છે તે માટે ?"

"હા એક પ્રસગ કાવ્યોમાથી મળ્યો છે અને બીજો શોધતી હતી."

"કયો પ્રસગ મળ્યો. ? તૈયાર લખેલો પ્રસગ મળી આવ્યો છે કે શોણિત પ્રસાદભાઇને અને તમારે લખવો પડયો."

"ના લખવો પડ્યો. ચાલો અદર લખેલો ત્હમને બતાવુ."

બન્ને સખી ઉઠી અને પાછળ પૂછડી હલાવતો કુતરો પણ ગયો અભ્યાસખંડમા પેસી બે ખુરશી પર બેઠા ટેબલના ખાનામાથી કુચી લઇ ટેબલ પાસેનુ કબાટ ઉઘાડી અદરથી એક 'ફાઇલ' ક્હાડી હિમાનીએ સ્વર્ણસુદરીના હાથમા મૂકી ફાઇલના પાના ફેરવતી ફેરવતી હિમાની બોલવા લાગી "શરૂઆતમાજ અનુક્રમ આપ્યો છે ને ? ખદીજાનો એટલે મહમદ પેગમ્બરના પ્રથમ ધર્મ પત્નીને ?"

"હા. પછી સુવિખ્યાત ગાર્ગી વાચકનવીનો પ્રસગ છે. સાધ્વી યમુના મૈયાએ તે દિવસે કથામા ગાર્ગીનુ ચરિત્ર કહ્યું હતું તે તો યાદ છે ને ?"

૧

હકાર બતાવતું માથુ ધૂણાયુ એટલે હિમાનીએ બૌદ્ધ સઘમા સાધ્વી થવા ઇચ્છતી બુદ્ધની સાવકી મા અને માશી પ્રજાપતિ ગૌતમીનો, ફ્લોરેન્સ નાઇટીંગલનો, નૂરજહાનનો, બોએડીશીઆનો, મીરાંબાઇનો, અને સાવિત્રીનો, એટલા પ્રસગો આ 'ફાઇલ' માં છે એમ અનુક્રમણિકા ઉપરથી વાચ્યુ. ત્હેના હાથમાથી ફાઇલ લઇ સ્વર્ણ-

સુંદરી બોલી "ત્હમે દંપતી લખવામાં પણ સારો સહધર્મચાર પાળો છો. આમાં ત્હેં ક્યા ક્યા લખ્યા અને ત્હારા વરે ક્યા ક્યા લખ્યા એ તો તું જ નથીજ કહેવાની ને ?"

"બ્હેન, આ કાંઈ આજ નવો સવાલ નથી. એનો ઉત્તર કે દા'ડનો અપાઈ ગયો છે." હસતાં હસતાં હિમાની બોલી.

"હા. હા. મ્હને ખબર છે. હજૂ હઠ નથી છોડવીને ? કાંઈ નહીં. કોઈ દિવસે જણાયાં વિના નથી રહેવાનું. વારૂ ટેનીસનમાંનો પ્રસંગ ક્યાં છે ? આ તો બધા પ્રસંગ મ્હને જાણીતા છે. રાજકુમારીનો કે રાણી ગિનિવેરનો તો પ્રસંગ નહીંજ હોય. ત્રીજેજ વર્ષે તે તો ભજવ્યા હતા."

"આ વર્ષે નવોજ પ્રસંગ મેળવ્યો છે. કેપીઓલાની વિશેની ન્હાની કવિતા ઉપરથી લખ્યો છે."

"કેપીઓલાની ! અનુક્રમમાં તો નામ નથી, લખવાનું રહી ગયું હશે. પણ કેપીઓલાની કોઈ બાઈનું નામ છે ?"

"પ્રશાંત મહાસાગરના હાવાઈ ટાપુની રાણી તે કેપીઓલાની."

"મ્હને એનો ઈતિહાસ ખબર નથી. ટુંકામાં એની હકીકત કહે. અથવા પ્રસંગ લખ્યો હોય તો લાવ વાંચુ."

"પ્રસંગ પૂરો લખાયો નથી એટલેજ અનુક્રમમાં નામ નથી. એમનો ઇતિહાસ ધ્યાનથી સાંભળ."

હાવાઈ ટાપુમાં મૌના-લોઆ નામનો જ્વાળામુખી છે. ત્યાં નવ માઈલ ફરતું બળતા રસથી ભરેલું સરોવર છે. નિરંતર પ્હાડમાંથી ભડકા નીકળ્યા કરે, રાખના ઢગ જામે, બળી ગયલા પ્હાણાનો રસ પ્હાડપરથી નીતર્યાં જાય એટલે અજ્ઞાન લોકો જ્વાળામુખીમાં કોઈ દેવદેવીની સ્થાપના માન્યા વિના રહેજ નહીં. ત્હેના પરાક્રમથી, ઐશ્વર્યથી કે કોપથી બળતા પ્હાડમાં થતી ક્રિયા બને છે એમ માને. તેમ હાવાઇના લોકો પીલે નામની દેવીનું ત્યાં સ્થાનક છે એમ માની પોતાની ઇષ્ટ દેવીની ત્યાં જઇ પૂજા કરતા. દેવીની પૂજા કરવા પૂજારીઓ-બ્રાહ્મણોનો ખાસ વર્ગ હતો. સ્ત્રીઓને ત્યાં જવાની સખ્ત મના હતી. જો જોગ જોગે કોઈ સ્ત્રી ત્યાં જઈ ચ્હડે અને ટોચ ઉપર ઉગતા ઝાડનાં ફળ તોડે તો દેવી કોપ્યા વિના રહેજ નહીં અને ટાપુ સમુદ્રમાં ડૂબી જાય અથવા પ્હાડમાંથી ઉડતાં રાખ અને રસમાં દબાઇ જાય એવી ઉગ્ર શિક્ષા દેવી કોપમાં કર્યા વિના નજ રહે-આવું બ્રાહ્મણો શીખવતા, બીચારાં અજ્ઞાનીઓ શ્રદ્ધાથી આ સ્વીકારતા."

"દુનિઆમાં બધેજ એવું છે. પ્રભુ મંદિરમાં ભક્તિ કરનારાઓના ભેદ ભાવ, સરસ્વતી મંદિરમાં પૂજન કરનારાઓના ભેદ ભાવ બધેજ જોવામાં આવે છે. આપણે ત્યાં પણ ક્યાં હજૂ એવું નથી. વારૂ પછી."

૨

હિમાનીએ વાત ચલાવી. "ઘણા વર્ષો વીતી ગયાં, એવામાં કેપીઓલાની ગાદીનશીન થઇ. ખ્રિસ્તી ધર્મ ફેલાવવા પાદરીઓ દેશ દેશ ફરતા હતા. એવામાં એક પાદરી હાવાઇ જઇ ચ્હડ્યો અને રાજ્યસભામાં જઇ ઉપદેશ આપવા લાગ્યો. જગતનો કર્તા,

નિયંતા, અને પિતા એકજ પરમેશ્વર છે. હેને છોડી બીજાની પૂજા કરવી એ પાપ છે. હેની મૂર્તિ કરી પૂજા કરવામાં પણ પાપ છે. હેનો સ્નેહ અનુભવવો અને જગતમાં પણ સર્વત્ર એવોજ સ્નેહ ફેલાય એમ આચરવું તે પુણ્ય. આ ઉપદેશની અસર યુવાન રાણીને થઇ. સભામાંથી ઉઠી અને જ્વાળામુખી ઉપર ગ્હડી. મના કરેલ ઝાડનાં ફળ તોડ્યાં અને દેવીના કોપની દરકાર કર્યા વગર કીલૈઇઆના બળતા સરોવરમાં તે ફેંક્યા ને ગર્જના કરી; "પીલે! ત્હારી સત્તા બતાવ. ત્હારાથી થાય તે કરજે. શુદ્ધ સાચા પવિત્ર ઇશ્વરની હું પૂજારણ બનીછું. હે પિતા! આપની બાળકીએ પાપની સાંકળો તોડી પોતાને અને પોતાની પ્રજાને વિશુદ્ધ અને પુણ્યશાળી થવાનો જે પ્રસંગ આણી આપ્યો છે તે તારી કૃપાથીજ. ત્હારા સ્નેહથી, ત્હેમાથી મળતા બળથી એ પ્રસંગનો અમે લાભ લેવા શક્તિમાન થઇશું."

"શાબાશ! ત્હારૂં ખરૂં વીરત્વ છે, કેપીઓલાની હિમાનીહું કેપીઓલાની બનવાની હોં."

"ભલે જેવી ત્હારી ઇચ્છા. ખાસ ધ્યાન આપીને પ્રસંગ લખીશ અને પછી ત્હારા અભિનયથી જે સૌંદર્ય, જે રસ, જે પ્રભાવ ત્હારે પાડવાં હોય તે પાડજે."

"પછી તો બ્રાહ્મણો બહુ ખીજવાયા હશે. બળતું સરોવર ઉભરાઇ જશે અને દેવીના કોપથી ટાપુમાં બળતો પ્રલય થશે એવુ એમણે માન્યું હશે અને આજ સુધી તે બનાવની રાહ જોતા હશે નહીં!"

"તું કહે છે તેમજ."

સત્ય આગળ અસત્ય, જ્ઞાન આગળ અંધ શ્રદ્ધા, પ્રકાશ આગળ અંધકાર, શક્તિ આગળ દંભ, સ્નેહ આગળ વૈરવતા ક્યાં સુધી ટકે.?"

"ખ્રિસ્તી ધર્મથી તેઓ સુધર્યા કે વિફર્યા તે તું જાણે છે કે-આટલી બધી આફ્રીન થઈ ગઇ?" હિમાનીએ હસતાં હસતા સવાલ કર્યો

"એ બહુ અગત્યનું અત્યારે નથી. કેપીઓલાનીના દૃઢાગ્રહ, વીરત્વ, શુદ્ધ શ્રદ્ધા, અને ભક્તિથીજ મ્હારૂં હૈયું એના તરફ ઢળ્યું છે. મ્હને તો—"

"ચા ટીફીનનો વખત થયો છે. સાહેબ પણ પધાર્યા છે"—ખંડમાં આવી નોકરે કહ્યું.

"હેં, શોણિતપ્રસાદભાઇ આવ્યા? ક્યાં છે?" એમ પૂછતી સ્વર્ણસુંદરી ઉઠી અને પરસાળ પર ગઇ. હિમાની પણ સખી પાછળ પતિ પાસે ગઇ.

A. M.

---

તે ૯

૩

## દિવ્ય પ્રેમ.

હજાર બા.

ઇચ્છતી બુદ્ધની "કાંઈ સ્વાર્થ કે કારણ તહારા પ્રેમમાં મ્હારે નથી;"

નૂરજહાનનો, બોએમનું કારણ પ્રેમ, તે વીના બીજું ગમતું નથી."

'ફાઇલ' માં છે એમ! તેણીને સારી પેઠે ઓળખતાં હતાં. દાક્તરનું પ્હેલું બાળક હજી

તો બેસતાં પણ શીખ્યું ન્હોતું અને આયા ત્હેને ઠેલણ ગાડીમાં સુવાડીને બ્હાર ફરવા લઈ જતી, ત્યારથી તે પણ તેણીને પિછાનતી હતી. પ્રથમ પરિચય વખતે તો તે ગુસ્સે પણ થઈ હતી ! જૂનાં, ઘસાઈ ગયેલાં અને ટૂંકાં પડતાં લુગડાં પ્હેરેલી એક અજાણી સ્ત્રી આમના મ્હોટા માણસોમાં ગણાતા દાક્તર સાહેબના એકના એક પુત્રને હાથમાં લઈ રમાડવા માગે તો ખરેખર ગુસ્સો તો આવેજને ? દાક્તરના આ પ્હેલા બાળકનાં કપડાં સ્વચ્છ, સુન્દર અને ફેશનદાર હતાં; આ સમયે દાક્તરની સ્થિતિ સારી, આશાજનક હતી. પણ જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ આયાએ તેડેલાં બાળકોનાં વસ્ત્ર પ્રથમ જેવાં ન્હોતાં; ઝભલાંના છેડા વખતે ઘસાઈ ગયેલા હોય અને વખતે ઓઢવાના રૂમાલને થીગડું પણ મારેલું હોય; આવું આવું કઈંકવાર જોવામાં આવતું: આ હકીકત હવે ધીમે ધીમે વધતીજ ચાલી ! પેલી ટૂંકાં કપડાં પ્હેરનારી બાઇએ છોકરાં મ્હોટાં થતાં ગયાં તેમ તેમ ત્હેમનો દેખાવ વધુ વધુ ખરાબ થતો. કેમ થયો, તે વિશે તપાસ કરવા માંડી. કારણ કે એ દેખાવથી તેણીનું દિલ દુખાતું હતું. છોકરાં તરફનો તે સ્ત્રીનો પ્રેમ જોઇને આયાનો ગુસ્સો લાંબો વખત ટકયો ન્હોતો અને છોકરાં પણ તેણીને પોતાના મિત્ર તરીકે ચ્હાતાં હતાં. એનું નામ ત્હેમને ખબર ન્હોતું કારણ કે એ પોતાનું નામ કોઈને પણ કદિ જણાવતી નહિ પણ જે અતિશય માયા ત્હેમના તરફ તે રાખતી ત્હેને લીધે તેઓ પણ બહાર ફરવા જતી વખત એની પાસે થઇને ગયા વિના રહેતાં નહિં. તેઓ તેણીને મીઠીબાઇના નામથી ઓળખતાં, કારણ કે ત્હેને ઘેરથી તેઓ કદિ પણ મિઠાઈ પામ્યા શિવાય પાછાં ફરતાં નહિ.

"છોકરાં સાથે પેલી કેઇ બાયડી વાત કરતી હતી ?"

એક દિવસ દવાખાનાના મકાન આગળ, છોકરાં આયા સાથે ઘેર આવતાં હતાં એવામાં ન્હાના બચ્ચાની ખબર જાણવા મીઠીબાઇએ ઉભાં રાખ્યાં તે બારીએથી દાક્તરની સ્ત્રીએ જોઈ આયાને ગુસ્સાથી કહ્યું. "અજાણ્યાં માણસો સાથે ઓળખાણ કરવાની રીત મ્હને બિલકૂલ પસંદ નથી.

"બાઈ સાહેબ ! " આયાએ નરમાશથી જવાબ દીધો: "એનો દેખાવ સારો નથી તો પણ એ બાઇ બહુ ભલી છે, અને મ્હોટાભાઇ પારણામાં સૂતા ત્યારનું એની સાથે અમારૂં ઓળખાણ છે. તેણીને છોકરાં ઉપર બહુ હેત આવે છે. એ કહેતી હતી કે દાક્તર સાહેબે એની એક વખત બહુજ સારવાર કરીને એને જીવતદાન દીધું હતું."

એક દિવસ સ્હવારમાં છોકરાં આયા સાથે બ્હાર ફરવા નીકળતાં હતાં એવામાં મીઠીબાઇ ત્હેમને મળી; એટલે બધાં ઉભાં રહીને વાતચીત કરવા લાગ્યાં. આ બધો દેખાવ દાક્તરની સ્ત્રી બેઠી બેઠી જોતી હતી, એવામાં દાક્તર ચ્હા પીવાને ત્યાં આવ્યો.

"પેલી મેલી ઘેલી ઉડાસલી કોણ છે ?" તે અંતઃકરણમાંથી અકળાઇ જતી હોય એમ તપીને બોલી ઉઠી. તે હમ્મેશાં પોતાના પતિ સાથે એવીજ ઢબથી બોલતી. "છોકરાં ઉપર તો તે બહુ ભ . રાખતી જણાય છે. આયા કહે છે કે એક વખત ત્હેમે એ માંદી હતી ત્યારે એની દવા કરી હતી."

દાક્તરે બહુ વિચાર કીધો: "કોઇ દહાડો એને જોયાનું કે એની દવા અથવા સાર

રવાર કર્યાનું મ્હને યાદ આવતુ નથી અલબત, કોઇવાર દર્દી તરીકે ન્હે એને જોઈ હશે, પણ મ્હને હાલ સાભરતુ નથી ”

ત્હેણે ઉંડો, અ તરમાથી નીસાસો નાખ્યો ત્હેને હમણા હમણામા એવા દીર્ઘ નિ શ્વાસ મૂકવાની ટેવ પડી ગઈ હતી હાલ તે બહુ સારી જીદગી ગાળતો ન્હોતો. જુવાનીમાં ત્હેણે બહુ ઉમગથી આશાભર્યો ધધો શરૂ કર્યો હતો પણ હાલ બીજા દાક્તરો-વૈદો વધ્યાથી ત્હેનુ પ્હેલા જેટલુ સારૂ ચાલતું ન્હોતું અને જેમ જેમ છોકરા વધતા ગયા, ઉન્મરે મ્હોટા થતા ગયા, તેમ તેમ ખર્ચ તો વધતુંજ ચાલ્યુ વળી, અધૂરામા પૂરૂ, ત્હેને સ્ત્રી પણ ખરચાળ, સ્વાર્થી અને બળકણીજ મળી હતી, જેનો ચ્હેરો સુન્દર, શરીર મનોહર હતુ પરન્તુ ત્હેના અ ત કરણમા ક્રોધ અને ઝેર ઉભરાયાજ કરતા તે પણ દાક્તરને પૈસા વધુ પેદા ન કરવા માટે નિર તર મ્હેણા ટૂણા સ ભળાવ્યા કરતી હતી હાથમાં જેટલા પૈસા આવે ત્હેની કિન્મત ન પિછાનતા, નજીવી-નકામી બાબતોમાં અને ખાલી બડાશ પાછળ તે ઉડાવી દેતી અને તેથી સર્વદા તે ભીડમા રહી, દાક્તરને ગરીમાઈ માટે હાર્યા કરતી હતી। પત્ની અને માતા તરીકેના પોતાના ધર્મ શુ છે ત્હેનો તો ત્હેને જરા ખ્યાલ પણ ન્હોતો આથી તેણીના છોકરા મીઠીબાઇ પાસે જવા આકર્ષાય ત્હેમા કાઈ નવાઇ જેવુ ન્હોતું છોકરા એને “ **પેલી મેલી ઘેલી ડા સલી !** ” કહેતાં ન્હોતા. જૂના સાધેલા લૂગડા, ઉચો-ટૂ કો પડતો ચણિયો તથા ઘસાઈ ગયેલો કબજો તે પ્હેરતી, અને સૂક લકડી-ડોશી જેવી લાગતી, ત્હેના વાળ પણ સફેત થવા લાગ્યા હતા, છતાં છોકરા પોતાની સગી મા હોયની એટલા વ્હાલથી મીઠીબા ઇને ન્હાતાં

દાક્તરના મ્હોટા છોકરાએ એક દિવસ ત્હેને પૂછ્યુ, “ત્હમે બાપાને ઓળખો છો ?” મીઠીબાઇએ જવાબ દીધો, “હા ભાઇ, હુ એમને ઘણા લાબા વખતથી ઓળખુ છુ હુ એક વખત બહુ માદી હતી ને ખાટલેવશ હતી ત્યારે ત્હમારા બાપાએ મ્હને મરતે મરતે ઉગારી લીધી હતી કાળ ઘણો થઈ ગયો એટલે એમને કદાચ હુ નહિ સાભરતી હોઉં, પણ મ્હારા ઉપરનો એમનો ઉપકાર હુ કદિ વિસરવાની નથી” તે છોકરાની અને ત્હેની નજર એક થઇ, એટલે તે બોલતી બ ધ થઇ ગઈ દાક્તરની આખોના જેવીજ આબેહૂબ ત્હેના છોકરાની પણ આખો હતી તે છોકરાએ કહ્યુ,“બાપા બહુ ભલા છે હો, એમના જેવુ તો કોઇ બહુ નહિ હોય ?” તેણીના હૃદયમાથી ઉત્તર નીકળી આવ્યો, “આખી દુનિયામા નથીજ ”

છોકરા ગયા પછી પોતાના ઘરમા હીંચકા ઉપર એકલી તે બેઠી હતી, એવામા ત્હેને પોતાની પાછલી હાલત યાદ આવી એક વખત એવો હતો કે જ્યારે એને નિરાધાર બાળ વિધવા મૂકીને એનો પતિ અકાળ મરણને વશ થયો, ત્યારે તે તે પોતાની વૃદ્ધ દાદીને ઘેર રહેતી હતી અને જેમ તેમ કરીને તેઓ પોતાનુ ગુજરાન નિભાવતા હતા. એના માબાપ તો ક્યારનાએ ગુજરી ગયા હતા, અને કાળ જતા, દાદીએ પણ પોતાનુ જીવન પૂરૂ કર્યું આ વખતે તે પચીશેક વર્ષની ઉન્મરે પ્હોચી હતી પોતાના ઘરમા એકલા ન રહેવુ એવી હિતેચ્છુઓની સલાહ ઉપરથી તે એક આબરૂદાર

ગૃહસ્થના કુટુમ્બમાં રસોઇ કરી આપવા રહી. એચાર વર્ષ ત્હેણે આ પ્રમાણે જીંદગી ગાળી, એવામાં એક એવી સખ્ત માંદગીમાં તે આવી પડી કે બે ત્રણ મહિના સુધી તો બિલકૂલ ખાટલેવશજ ત્હેને રૂહેવું પડયું હતું. આ વખતે એક જુવાન, શ્રદ્ધાવાન, આનંદી અને માયાળુ સ્વભાવવાળો દાકતર જે તે ગામમાં ટૂંકી મુદતથીજ આવેલો હતો ત્હેની દવા અને સારવાર નીચે ત્હેને રૂહેવું પડયું હતું. આ દાકતરે જે મહેનત, કાળજી, અને માયાથી ત્હેની જીંદગી સંભાળી હતી તે ત્હેને હજી પણ ત્હેવું ને ત્હેવું યાદ હતું. અને દાકતરની સાથેની ત્હેની છેલ્લી મુલાકાત તો ત્હેના જિગરમાં કદિપણ ખસે નહિ. એવી રીતે છપાઇ ગયેલીજ હતી; તે જે ઓરડામાં સૂતી હતી ત્હેમાં પ્રભાતનાં સૂર્યનાં રમણીય, જીવન આપતાં કિરણો રમતાં હતાં. દાકતરે હસતે મ્હોંરે આવીને ત્હેણીની નાડ તપાસી જોઈ, અને આજ જેટલા નિખાલસપણાથી ત્હેનો છોકરો ત્હેણીની સામે જોઇ રહ્યો હતો, ત્હેવાજ-તેટલાજ નિખાલસપણાથી તે તેણીની સામે જોઈ રહ્યો. "હમે હવે તદ્દન સારાં થયા છો" દાકતરે મધુર વાણિથી કહ્યું; " હમ્મેશાં દિલ ઉલ્લાસમાં રાખ્યાથી દાકતરનો પણ ખપ નથી પડતો, એ હમે જાણતાં હશો. હવે દવા લેવાની કાંઇ જરૂર નથી. કુદરત પોતાનું કામ કરશે અને ત્હેને મદદ કરવાનું કામ હમારૂં છે. ધીમે ધીમે પાછી હમારી તબિયત હતી ત્હેવી થશે. દરેક વસ્તુ બગડેલી ચીજ પણ-શ્રદ્ધા અને શાન્તિ રાખ્યેથી લાંબે વખત નિઃસંશય પાછી ઠેકાણે આવે છે, એ યાદ રાખજો. પ્રભુ સઘળું આપણા સારા માટેજ કરે છે."

આ ત્હેનાં મીઠાં વેણ અને ઉમંગી સલાહ, નિખાલસ દિલ અને માયાળુ પ્રકૃતિ,- એ સર્વના સ્પર્શથી ત્હેણીનું હૃદય કેવું કૂદયું હતું ? જુવાની,—જીંદગીનો વસન્તકાળ, અને પ્રેમ,—આત્માનો પાવનકારી વિકાસ, એના ઉભરામાં અંતર કેટલું બધું તે ઘડીએ ગરક થઇ ગયું હતું ? મેઘ ધનુષના રંગથી રંગાયલું જીવન તે ઘડીએ કેવું એકજ રંગમય ભાસતું હતું ?-પરન્તુ પ્રભુ કૃપાથી ધીમે ધીમે તે સર્વ પાછું પોતાની સ્થિતિને અનુકૂળ થઈ ગયું; અને ત્હેની જીંદગીનો એકમાર્ગી પ્રવાહ પાછો આગળની પેઠે વ્હેતો થયો. રહી ગયા માત્ર પેલા થોડા દિવસના પ્રીતિ ગુંજનના ભણકારા-અને તે પણ દાકતરને માટે દિનપર દિન વધતી જતી અલૌકિક ભક્તિભાવના જ ઉત્પન્ન કરતા રહ્યા !

કાળ જતાં, તેણીનું નશીબ પણ ફર્યું અને જે શેઠાણીની સેવા ત્હેણે અહોરાત્ર દિલોજાનથી ઉઠાવી હતી, ત્હેને કોઇ નિકટનું સગું નહિં હોવાથી તે આ બાઇનેજ પોતાની મિલ્કતની કુલ વારસ કરતી ગઇ. પૈસો આવ્યો. પણ તેણીએ પોતાની રહેણીમાં કાંઇ જ ફેરફાર કીધો ન્હોતો. લોકો એને કંજુસ કહેતા, ધિક્કારની નજરથી જોતા, અને હસતા. અને એટલું તો ખરૂંજ હતું કે તે બહુ સાદાઇથી રૂહેતી અને જાણે પાઇએ પાઇ બચાવવાને યત્ન કરતી હોવની એમ લાગતું હતું. તેણીને કોઇપણ જાતનો મોજશોખ પસંદ ન્હોતો; અને ખર્ચ પણ ઘણીજ કરકસરથી કરતી. પરન્તુ દાકતરનાં છોકરાં અને ગામનાં ગરીબ, અપંગ તથા દુઃખી મનુષ્યો જ ત્હેના પૈસાનો ખરો ઉપયોગ તે કવી રીતે કરતી તે જાણતાં.

વર્ષો ગયાં તેમ તેમ છોકરાં મ્હોટાં થયાં અને ત્હેમને ભણાવવાની તથા બીજાં વ-

ધે જતાં ખર્ચોની જંજાળથી ગુંચાઇ ગયેલા ડાકતરના વાળ સફેત થવા લાગ્યા અને કપાળપરની-કરચોલીઓ વધવા લાગી. મ્હોટો છોકરો તેર વર્ષનો થયો અને હાઇસ્કુલમાં ગયો ત્યારે એક આશ્ચર્યકારક બનાવ બન્યો: ડાક્તરના ઉપર એક કાગળ આવ્યો જેમાં રૂ. ૫૦૦૦ નાં નોટ હતાં અને ત્હેમાં એટલુંજ લખેલું હતું કે.—

"ત્હમારા મ્હોટા છોકરાની કેળવણીમાં વાપરવા" "માટે—એક આભારી દર્દી તરફથી."

ડાક્તરે બહુ તપાસ કરી પણ તે પત્ર મોકલનાર કોણ હતું ત્હેનો પત્તો ન લાગ્યો; અને દરેક બાળક તેર વર્ષનું થયું, ત્યારે એજ મુજબ હકીકત બનતી રહી. પેલી બાઈ, જેને છોકરાં મીઠીબાઈ કહેતાં અને ડાક્તરની સ્ત્રી '**પેલી મેલી ઘેલી ડોસલી**' કહી જેના વિશે વાત કરતી, ત્હેવી સ્ત્રીની પાસે આટલા બધા રૂપિયા આમ આપી દઈ શકે ત્હેવા હોય એવું તો સ્વપ્નું પણ કોને આવે? મ્હોટો છોકરો પુખ્ત ઉમ્મરનો થવા લાગ્યો ત્યારે વળી એક વિશેષ આશ્ચર્યકારક હકીકત બની કે એક વકીલનો કાગળ ડાક્તર ઉપર આવ્યો જે ત્હેણે ફરી ફરીને વાંચ્યો પણ તેથી મગજ એટલું બધું ભમતું અને હૃદય ધડકતું થઇ ગયું કે તે બરોબર એકદમ સમજાયો નહિ! જો કે પત્ર તો સ્પષ્ટ અને સારી ભાષામાં લખાયલો હતો. એમાં જણાવ્યું હતું કે,—

"બાઈ લક્ષ્મીબાઇ, મરહુમ જગજીવનદાસ પુરુષોત્તમદાસનાં વિધવા, રહેવાશી— ગામનાં, તેઓએ વીલથી પોતાની સઘળી મિલ્કત ત્હમોએ તેઓના ઉપર કરેલી મહેરબાનીની આભારી યાદગીરી તરીકે, ત્હમારા છોકરા અને છોકરીઓના હિત અર્થે, ત્હમોને ટ્રસ્ટમાં આપી છે." અને ત્હેમાં આખરે મિલ્કતનું વર્ણન હતું.

મિલ્કત પુષ્કળ હતી; ડાક્તરે ભમતે મગજે અને ધડકતે હૃદયે પણ પ્રભુનો ઉપકાર માન્યો. આવી ઉમદા બક્ષીસ કરનારનું નામ પણ ત્હેની જાણ બ્હાર હતું, એ ત્હેને બહુ નવાઇ ઉપજાવનારૂ થઇ પડયુ. મ્હોટી છોકરી થોડીવાર વિચાર કરીને બોલી ઉઠી: "અરે! એતો આપણાં મીઠીબાઇ જ!" ત્હેની માએ ન્હીડાઇને કહ્યું,

"શું, ત્હારી **પેલી મેલી ઘેલી ડોસલી**? જા. જા. એવો ખાલી લવારો કરીને માથું ફૂટાવતી નહિ!"

આવા અમીરી, બાદશાહી ઉપકારને લાયક થવાને માટે પોતે શું કર્યું હશે તે યાદ કરવાને ડાક્તરે બહુ પ્રયાસ કર્યા, પણ તે સહુ ફોકટ ગયા. આખરે મ્હોટા છોકરાને કાંઈ યાદ આવવાથી તે બોલ્યો, "બાપા, મીઠીબાઇ હમ્મેશાં કહેતાં કે ત્હમે ત્હેમનાં ઉપર બહુ માયા રાખતા અને એમને જીવતદાન દીધું હતું."

ડાક્તર ફરી વિચારમાં પડી બબડયો: "હે પ્રભુ! મ્હેં એવું શું અને કોની તરફ કીધું હશે?" તે તો ખરેખર ભૂલીજ ગયો હતો; પરન્તુ તે વાત "**પેલી મેલી ઘેલી ડોસલી**ના નિમકહલાલ અને પ્રેમીલા અન્તઃકરણે પોતાની ઉંડામાં ઉંડી ગુહામાં હમ્મેશને માટે સચેતન છુપાવી રાખી હતી.

વડોદરા. મનવન્તરાય ગુલાબરાય મુન્શી.

# વિદ્યાકળા.

## મેલેરિયા ( Malaria. ).

હાલના જમાનામાં આ બીમારી સંબંધી જ્ઞાન લગભગ સંપૂર્ણતાને પહોંચેલું હોવાથી આરોગ્યતાનાં રક્ષણ ખાતર આ વિષયની સામાન્ય સમજ સર્વને હોવી જોઇયે.

નિદાન અને ઉત્પત્તિ—જે બીમારીને આપણે ગુજરાતીમાં " ટાઢીયો તાવ " ( શીતજ્વર ) કહીયે છીએ તેને અંગ્રેજીમાં " એગ્યુ " ( Ague ) અથવા " મેલેરિયા " ( Malaria ) કહે છે. " મેલેરિયા " એટલે ખરાબ ઝેરી હવા. પ્રથમ એમ માનવામાં આવતું હતું કે આ જાતનો તાવ ખરાબ અથવા ઝેરી હવાની અસરથી માણસને લાગુ પડે છે. પણ ચાલુ જમાનાના વિદ્વાન્ ડાકટરોએ અથાગ મહેનત લઈ, અનેક અખતરા અજમાયશ કરી સિદ્ધ કર્યું છે કે એક પ્રકારના અતિશય બારિક જંતુઓ લોહીમાં દાખલ થઇ આ ઉપદ્રવ પેદા કરે છે. અને એમ પણ નિઃશંસય નક્કી થઇ ચૂક્યું છે કે એ જંતુઓને માણસનાં લોહીમાં દાખલ કરનારા એક જાતના મચ્છરોજ છે. ( મચ્છરો પણ જૂદી જૂદી જાતના હોય છે ). તે એટલે સુધી ચોક્કસ વાત છે કે ડૉકટરો, આ તાવનું નામ " મેલેરિયા " ને બદલે " મચ્છરિયો તાવ " ( Mosquito fever ) મચ્છરોથી ઉત્પન્ન થતો તાવ–રાખવા ચાહે છે.

જે માણસને તાવ આવતો હોય છે તેનાં લોહીમાં અસંખ્યાત એવા જંતુઓ હોય છે. તે બીમારને મચ્છર જ્યારે ડંખ મારી લોહી ચૂસે છે ત્યારે, એ જંતુઓ પણ મચ્છરના પેટમાં જાય છે, ત્યાંથી તેનાં આખાં શરીરમાં પ્રસરી જાય છે અને તેની લાળ ( થૂક ) માં પણ જોવામાં આવે છે. એજ મચ્છરો વળી તંદુરસ્ત માણસને ડંખે છે, ત્યારે તેના ડંખ અને લાળ મારફત એ જંતુઓ માણસના શરીરમાં પ્રવેશ કરે છે. અને ત્યાં પોષણ પામી ઝેર પેદા કરે છે જેની અસરથી તાવ આવે છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે જેમ પ્લેગના જંતુઓ ઉંદરો ફેલાવે છે એમ માનવામાં આવે છે તેમ ટાઢીયા તાવના કારણ રૂપ મચ્છરો છે માટે આ રોગ અટકાવવાને આપણે મચ્છરોથી સંભાળવાનું છે.

જૂની ગુજરાતી બીજી ચોપડીમાં એક બ્હીકણ છોકરાની વાત છે કે જે ઉંદર કુરકુરિયાં વગેરે ન્હાનાં પ્રાણીઓથી પણ બ્હીતો તે વાંચી આપણને બાળકપણમાં હસવું આવતું. પણ હાલના જમાનાની શોધોને આધારે જે મહાન્ શૂરવીરો તોપના ગોળાથી ડરતા નથી તે પણ મચ્છર ઉંદરથી ડબકે છે ! ત્યારે આપણે એ જીવોથી ચેતીને ચાલશું તો આપણને કોઈ ડરકુ કે વહેમી નહીં કહે. કોઇ હસશે નહીં. કેમકે આ બ્હીક સકારણ છે. અને તંદુરસ્તી ખાતર આપણે તેનાથી દૂર રહેવાની, અથવા તો આપણી નજદીકથી તેને ડાહપણ, પ્રકારે દૂર કરવાની કોશિષ કરવીજ જોઇયે.

**બંધ પાણી વાળાં**—એટલે કે જેને કોઈ જગ્યાએથી દૂર વહી નીકળવાનો માર્ગ ન હોય તેવાં-તળાવ, કુંડ, ખાબોચિયાં, ખાડા, નહેર, નાળાં, ખાળ કે બોય ખાળ, કૂવાનું પાણી જ્યાં થાળાં નજદીક હરવખત ઢોળાતું હોય ત્યાં-વગેરે ઠેકાણાં કે જ્યાં વરસાદનું કે બીજે કોઇ રસ્તેથી આવતું પાણી સદા ભરાઈ રહેતું હોય અને સડયા કરે તેવાં પાણીની સપાટી ઉપર મચ્છરોની માદાઓ પોતાનાં ઈંડાં મૂકે છે. તેમાંથી એક જાતના પ્રમળને મળતા કીડા પેદા થાય છે તે પાણી ઉપરજ રહે છે. અને અમુક મુદતે તે કીડાઓને પાંખ આવી મચ્છર બની જાય છે. તે નજદીકનાં રહેઠાણોમાં ભરાઈ રહે છે અને બીમાર તેમજ તંદુરસ્ત માણસને કરડી રોગનો ઉપદ્રવ ફેલાવે છે.

હમેશાં ચોમાસાં પછી તરતજ ભાદરવા-આસો મહીના લગભગ આ રોગ-તાવના વાયરા ફાટી નીકળે છે તેનું કારણ હવે વાંચનારને ઠીક સમજાશે. એ મોસમમાં ખાડા ખાબોચિયાં વગેરે સ્થળે વરસાદનું પાણી ભરાઈ રહેલું હોવાથી મચ્છરોની ઉત્પત્તિને પુષ્ટિ મળે છે.

### ટાઢીયા તાવના પ્રકાર અને ચિન્હ:—

આ તાવનાં ચિન્હ વગેરેથી સૌ જણને થોડી ઘણી માહિતી જરૂર હોય છે. તો પણ એ સંબંધી જરૂરી બે બોલ લખવાનું આહીં દુરસ્ત લાગે છે.

ટાઢીયા તાવના મુખ્યત્વે ત્રણ પ્રકાર છે, અને તે રોજીયો, એકાંતરીયો, અને ચોથીઓના નામથી જાહેર છે. એ બધા તાવોની ખાસ ખૂબી એ છે કે તે અમૂક મુકરર વખતેજ આવે છે અને બનતા સુધી અમૂક મુકરર વખતેજ પરસેવો આવી ઉતરી જાય છે. તે પછીના વખતમા તબીયત બિલકુલ સારી રહે છે.

**એવા દરેક તાવની સામાન્યત: ત્રણ અવસ્થા હોય છે, એટલે કે:—**

**(૧) ટાઢ ચડવી**—ઘણું કરી બપોરે એટલે અગીયાર બાર વાગ્યાને સુમારે બીમારીની શરૂઆત થવા માંડે છે. શરીરમાં સુસ્તી જણાય છે. દરદી આળસ મરડયા કરે છે. આખું બદન કળે છે. અંગો તૂટવા માંડે છે. બગાસાં આવે છે. અનાજ ઉપર રૂચી નથી થતી. માથાં અને કમરમાં દુખાવો થાય છે. વાસો ફાટે છે આંખો બળે છે. હવા અણગમતી જણાય છે. તડકામાં બેસવું ગમે છે. હાથ પગ શરદ થઇ, હોઠો, નાકની ડાંડી, અને કાનની બુટ ટાઢાં પડી કાળાશ પકડે છે. શરીરની ચામડી કર્કશ ( સુકી અને ખડબચડી ) બની જઈ રૂવાટાં ઉભાં થાય છે. એકાદ ઉલટી થાય છે અને એકદમ જોશભેર ટાઢ ચડી આવે છે.

ન્હાની ઉમ્મરનાં બાળકોને ઘણીવાર આવી રીતે ટાઢ ચડી આવવાને બદલે તાણ અથવા આંચકીથી શરૂઆત થઈ આવે છે તે જોઇ માતાએ ગભરાવું નહિ. એટલે કે વાઇ અથવા ચકરી જેવાંજ ચિન્હ જણાય છે. બાળક બેભાન થઇ જાય છે. હાથ પગ ખેંચાય છે. અને મ્હોંએ ફીણ આવે છે. થોડી મિનિટમાં ભાન આવે છે અને તાવ તપી આવે છે.

**( ૨ ) તાવનું તપી આવવું**—આવી રીતે દરદી ટાઢની સ્થિતિ આસરે કલાક

પોણો કલાક સુધી અનુભવે છે. બાદ તાવ તપી આવે છે. બદન ગરમ થઇ ચહેરો લાલ થઇ જાય છે. લમણાંની નસો જોરથી થડકે છે અને માથાંના દુખાવાથી દરદી આખો વખત બેચેન રહે છે. શ્વાસોશ્વાસ ગરમ અને જલદીથી લેવાય છે. નાડી ઉતાવળી, ખૂબ ભરેલી, અને ઉછળતી દોડે છે. ઉલટી અને ઉછાળો ચાલુ રહે છે. નાક, હોઠ, મ્હોડું સુકાય છે. પાણીની તરસ લાગ્યા કરે છે. પેશાબ લાલ અને ગરમ આવ્યા કરે છે. બાળકને અને કોઈ વખત જુવાનને પણ નકસીર ફુટે છે,

( ૩ ) **પરસેવો વળવો**--તાવ સાત આઠ કલાક રહી: બધાં ચિન્હો નરમ પડવા માંડે છે,-નાડી ધીમી અને નરમ પડે છે. ચામડી સુંવાળી અને ભીની લાગે છે. અને પરસેવો વળવા માંડે છે. પ્રથમ ચહેરા ઉપર વળે છે અને ધીમે ધીમે આખા શરીર ઉપર વળી કપડાં ભીંજાય છે. અને દરદીને વ્યાધી મુક્ત થઈ શાંતી મળતાં ઉંઘ આવી જાય છે.

તાવ ઉતરી ગયા બાદ કેટલાકને બન્ને હોઠોની આસપાસ એક પ્રકારની ફોલ્લીઓ નીકળી આવે છે જેને " ગ્રામ્યભાષામાં તાવ મૂતરી ગયો " કહે છે.

**ચિકિત્સા અને ઉપદ્રવનો ફેલાવો થતો અટકાવવાના ઉપાય:—**

( ૧ ) " કવીનાઇન" એ દરેક જાતના ટાઢીયા તાવ વાસ્તે અકસીર દવા છે, દરેક સ્ત્રી પુરૂષ જે બીજી દવાથી અજાણ હશે તે "કવીનાઇન" નાં નામ અને વપરાશથી જરૂર વાકેફગાર હશે. એટલે બીજી કોઈ અજાણી દવા સૂચવવી પડે એમ નથી.

ઉપરાંત આપણી દયાળુ સરકારે ગરીબ અને અજ્ઞાન વર્ગ વાસ્તે વરસો થયાં એવી સગવડ કરી આપી છે કે દરેક નાનાં મોટાં ગામડાંની "પોસ્ટ ઓફિસ"માં ભરોસા લાયક "કવીનાઈન"નું એક એક પૈસાની કીમતનું એક પડીકું પણ મળી શકે છે. તે એક પડીકું ઘણું કરી સાત (આસરે ચાર રતી) સાત ગ્રેનનું હોય છે.

આમ "કવીનાઈન" ગામડાંમાં પણ સહેલાઇથી મળી શકે એમ છે તો પ્રથમ તેનોજ ઉપયોગ કરવો જોઇએ. જો બરાબર ધોરણસર નીચે બતાવ્યા મુજબ આપવામાં આવે તો બીજે યા ત્રીજે વારે નવો ટાઢીઓ તાવ અવશ્ય અટકી જાય છે. જો કે તાવ અટકાવવાની બીજી દવાઓ પણ બેશક છે અને ફાયદો પણ કરે છે. પણ "કવીનાઈન" સૌથી ઉત્તમ અનુભવ સિદ્ધ જણાયું છે. અજ્ઞાનતાથી "કવીનાઈન"ની શ્રેષ્ઠતા જેના સમજવાંમાં નથી આવી અને "કવીનાઇન"ની ગરમીનો ગેરવાજબી ડર જેઓમાં–વિશેષે કરી સ્ત્રીવર્ગમાં—શરૂઆતથીજ ઠસી ગયો છે તેઓ બીજા ચાલુ ઘર ગતુ ઓષધ વેસડ કરી તાવને લંબાવવા દેછે જેથી કરી બરોળની ગાંઠ મોટી થઈ આવે છે તેને લીધે નવું લોહી આવતું નથી, નબળાઇ વધતી જાય છે અને પછી એવા જુના તાવમાં "કવીનાઇન" પણ મોડી અસર કરે છે.

( ૨ ) **" કવીનાઇન " એક પૂરાં પ્રમાણમાં**—એટલે કે દસ ૧૦ ગ્રેન, પાંચ રતીભાર, અથવા બે આનીભારનું અરધું-( બાર ૧૨ વરસની ઉમ્મરના બીમારને એથી અરધી માત્રામાં )—તાવ ઉતરી જઇ પરસેવો વળે ત્યારે અને વળી [illegible] આ—

વાનો વખત હોય તેથી ઓછામાં ઓછા પાંચ કલાક પહેલાં, એમ ફક્ત બે વખત લીધાથી તાવ તરત અટકી જાય છે.

**દાખલા તરીકે**—એક શખ્સને એકાંતરીયો તાવ વારા મુજબ બપોરના બાર વાગે આવ્યો અને રાતના આઠ વાગે તાવ ઉતરી પરસેવો વળવા માંડયો. તો એકાદ કલાક રહીને એટલે નવ વાગે એકદમ દસ ૧૦ ગ્રેન ( અથવા પોંરટ આશીસનું દોઢ પડીકું ) કવીનાઇન આપી દેવું. બીજે દીવસ તાવનો વારો નથી, માટે સવારના પહોરમાં પ્રથમ "દીવેલ" અથવા "એરંડીયું તેલ" એક ઔંસ (અઢી તોલા) પેટ સાફ થવા આપી દેવું. બાદ દીવસમાં ચાર વખત પાંચ ૫ ગ્રેન (અરધું પડીકું બસ થશે) "કવીનાઇન" આપતા રહેવું. ત્રીજે દીવસ બપોરના બારને સુમારે તાવનો વારો છે તે દીવસ સવારમાંજ દસ ૧૦ ગ્રેન કવીનાઇન એકદમ આપી દેવું એટલે તે દીવસ તાવ આવશેજ નહીં. અને ફરી દવાની જરૂર નહી પડે. આવી રીતે આસરે ચાલીશ ૪૦ ગ્રેન–પાંચ ૭ પૈસાની કીમતનાં–કવીનાઇનથી બીમારીને શરીરમાં ઘર કરતી અટકાવી શકાય છે.

તોપણ ફરી ઉથલો ન કરે તે વાસ્તે ત્રણ ચાર દીવસ સુધી રોજ સવારે ફક્ત એક વખત પાંચ ગ્રેન ફાકી લેવાનો રિવાજ બહુ ડહાપણ ભરેલો છે. દીવસમાં બે ત્રણ વખત દુધ સાકર પીવાથી કવીનાઇનની ગરમી દબાય છે.

( ૩ ) **સગર્ભા સ્ત્રીને** "કવીનાઇન" એકદમ મોટાં પ્રમાણમાં આપવું અલબત જોખમી છે. તેવી સ્ત્રી વાસ્તે તેમજ જે બીમારથી કવીનાઇનની ગરમી સહન થઈ શકે નહીં તેઓ વાસ્તે એક બીજો ઇલાજ પણ છે, કાકચીયા સાગરગોટા, તેની અસર "કવીનાઇન" જેવીજ છે. આ કાકચીયાથી દરેક ગાંધી વાકેફ હશે અને તેની દુકાને મળે પણ છે. જેટલા વજનનાં કાકચીયાનાં બીજ તેથી અરધાં મરી ( તીખાં )— એટલે કે બે તોલા કાકચીયા તો એક તોલો મરી–લઇ બારીક ખંડાવી ચૂરણ કરી રાખવું. તેમાંથી એક બે આની ભાર ( વીસ ૨૦ ગ્રેન ) દીવસમાં છ ૬ વખત ત્રણ ત્રણ કલાકે ફકાવવું. કદાચ પ્રમાણ વધી ગયું તોપણ આ દવા નિર્દોષ છે, નુકસાન નથી કરતી. આ દવા સગર્ભા સ્ત્રીઓને અને બીજા સેંકડો બીમારોને આપી જોઈ છે અને ફતેહમંદ નીવડી છે. ચોથીયો તાવ પણ રોકી દે છે.

( ૪ ) મેલેરિયાની બીમારીમાં ખાસ તાવની હાલતમાં ઇલાજ કરવાની થોડી જરૂર રહે છે. કેમકે કોઇ ઉપચારો કરો યા ન કરો તોપણ પોતાના વખત ઉપર આવી પોતાની મેળે ઉતરી જાય છે. છતાં દરદીની તકલીફ ઓછી થવા અને બેચેનીની હાલતમાં શાંતી આપવા કોશીશ કરવીજ જોઇએ. તે વાસ્તે ડાક્ટર યા વૈદ્યની સલાહની ગેરહાજરીમાં નીચે બતાવ્યા મુજબ ઘરગતુ ઉપયોગી ઉપચાર ધ્યાનમાં રાખવા યોગ્ય છે, જે યોગ્ય પ્રમાણમાં અજ્ઞાનના હાથથી અપાય તોપણ નિર્દોષ છે અને દરેક પ્રકારના બીજા તાવોમાં પણ નુકશાનકર્તા નથી:—

(અ) કપૂર—એક રતી ( આસરે બે ગ્રેન ) દર બે બે કલાકે ગોળ, ખાંડ યા પતાસામાં લપેટી આપવાથી પરસેવો વળે છે, અને બેચેની અને માથાનું દરદ પણ નરમ પડે છે.

(ળ) સૂરોખાર—બે ચપટી ( દસ ૧૦ ગ્રેન ) એક પ્યાલી પાણીમાં મેળવી બે બે કલાકે પીવા આપવું તેથી તૃષા ( તરસ ) દાહ અને ઉતાપ શાંત થાય છે અને પેશાબ સાફ આવી ગરમી ઓછી થાય છે.

(ક) સૂરોખાર અને નવસાર ચાર ચાર આનીભાર એક ચાના પ્યાલા બરાબર ગુલાબ જળ અથવા સાદા પાણીમાં નાખી તેમાં કપડું ભીંજવી માથાં ઉપર રાખવું. તેથી તાવ જોર નહી કરે અને માથાંની પીડા હળવી પડશે.

(ક) ઉલટી અને ઉછાળા વાસ્તે સોડા અને એસિડ ( બાઇકારબોનેટ ઓફ સોડા, અને ટારટરિક એસિડ ) જે પાણીમાં નાંખતાં ઉભરાઈ ફીણુ આવે છે તે પાઇ દેવું

(છ) એ જો ન મળી શકે તો—લોબાન દેવતામાં નાંખતાં ધૂમાડો નીકળે તે ઉપર લોટો ઉંધો પકડવો એટલે તેમાં ધૂમાડો ભરાઇ રહે કે તરત તેમાં પાણી નાંખી લોટો થોડી વાર ઢાંકી રાખવો. આવી રીતે તૈયાર કરેલ લોબાનનુ પાણી જરૂર પડે ત્યારે ત્યારે પીવા આપવું.

(એફ) તરસ શાંત કરવા વારંવાર પાણી આપવાથી ઉલટી થઈ જતી હોય તો પાણી પીવા ન દેવું પણ ગરમ પાણીથી વખતો વખત કોગળા કરાવતા રહેવું. તેથી મ્હોડું બહુ સુકાશે નહીં અને તરસ ઓછી લાગશે.

(ળ) ટાઢ આવવા જેવું જણાય કે તરત કાળી—ચૂનનો—કાવો—ચાર પાંચ મરીના દાણાનો ભૂકો નાંખી ગરમ ગરમ પીવા આપવાથી ટાઢ જલદી દબાય છે.

મેલેરિયા ફેલાતો અટકાવવાની સૂચના:—

(૧) મેલેરિયા ફેલાવનાર મુખ્ય કારણ રૂપ મચ્છરો છે માટે ઘરમાં કે ઘરની આસપાસ મચ્છરો થવા ન પામે એવા ઉપાય પ્રથમ યોજવા જોઇએ. મચ્છરો થતા અટકાવવાનું મુખ્ય હથિયાર સ્વચ્છતા છે. આપણા ગૃહસંસારમાં ગૃહવ્યવસ્થા સ્ત્રીઓની હોય છે. વાસ્તે સ્વચ્છતાની બાબતમાં સ્ત્રીઓએ ખાસ લક્ષ રાખવાનું છે. ઉપર નીચે ખૂણા ખાંચા, ટેબલ, કબાટ, પલંગ વગેરે ફરનીચર, તથા અનાજ દાણાની ઉતરડ વગેરે જેની પછવાડે અથવા નીચે મચ્છરો ભરાઇ રહેવાનો સંભવ છે, તેમજ જ્યાં જાળાં બંધાઇ મચ્છરોને છુપાવાને આશ્રયરૂપ થઈ પડુ છે તે સઘળાં ઠેકાણાં હમેશાં વાળી ઝાડી સાફ રાખવાં. ઘરના ખાળ, મોરી, ઠામ વાસણ ધોવાની અને નહાવાની જગ્યા, અને પાયખાનાં પેશાબનાં સ્થળોએ. પાણી એકઠું થઇ ભેજ થવા ન પામે અને જલદી સૂકાઇ જાય એવી ગોઠવણ રાખવી. ગૌશાળા વગેરે જાનવર બાંધવાની જમીન ઉપર પણ ગંદકી રહેવી ન જોઇએ. એ બધે ઠેકાણે જ્યાં બની શકે ત્યાં ભેજ અને ગંદકી દૂર કરવા સુકો ચૂનો અને રેતી છાંટવાનો રિવાજ રાખવો.

(૨) ઘરની આસપાસ બહાર ખાડા ખાબોચિયાં જેમાં પાણી ભરાઇ રહેતાં હોય

તે સઘળાં પૂરાવી નાખવા. તે બની શકે તેમ ન હોય તો તેમા ભરાઈ રહેલ પાણીની સપાટી ઉપર આપણું ચાલુ બાળવાનું "કેરોસીન" તેલ જેને આપણે "ગાસલેટ" તેલ કહીયે છીએ તે રેડવુ. તેની બારીક છારી પાણી ઉપર ફેલાઈ જાય છે તેને લીધે મચ્છરો ઇંડા મુકવા નજદીક પણ નથી આવતા. જે ઇંડા પાણીમા હોય છે તેનો નાશ થાય છે.

"**કેરોસીન ઓઇલ**" ( ગાસલેટ તેલ ) મચ્છરોને અટકાવવાને અને તેનો નાશ કરવાને બહુ સસ્તો અને અકસીર ઇલાજ છે એમ ડાકટરોએ ઘણી ઘણી અજમાયશ પછી નક્કી કર્યું છે. અને હાલમા દુનીયામાં જે જે પ્રદેશોમા "મેલેરિયાનો" ઉપદ્રવ બહુ છે તે તે પ્રદેશોમા મોટા તળાવ, સરોવરો ઉપર એ તેલ છાંટવામા આવે છે. તેથી મચ્છરોની પેદાશ ઓછી થઈ એ મુલકોમાથી "મેલેરીયા"નું જોર ઓછું થતું જાય છે.

(૩) મચ્છરો દીવસના સંતાઈ રહે છે અને રાતના બહાર નીકળે છે એ જાણીતું છે એટલે રાતે વિશેષ સંભાળ લેવાની છે. તેને બહારથી મકાનમા આવતા અટકાવવા ને બારી બારણાઓને બારીક તારની જાળીઓ જડી લઇ બધ રાખવામા આવે છે. અને સૂવાના પલગ વગેરેને મચ્છરદાની હોય છે.

(૪) મકાનમાથી મચ્છર દૂર કરવાને ગંધકની અથવા "અકલગરા" ( આ દવાના મૂળીયા દરેક ગાંધીની દુકાને મળી શકે છે ) ની ધૂવાડી કરવી.

(૫) જ્યા મચ્છર ઘણા હોય અને દૂર કરવાનું ન બને એવી જગ્યાએ કોઇ વખતે રહેવાનુ થાય તો કપડાં પહેરી સુવુ, અને હાથ પગ અને ચહેરાના ખુલ્લા ભાગો જ્યા મચ્છરો ડખવાનો સભવ ત્યા બાળક તેમજ મોટાએ સાધારણ કોઇ પણ તેલ અથવા કપૂરવુ તેલ રાતના સુવા વખતે લગાડવુ જેથી ડંખની અસર નહી થાય અથવા તો મચ્છર કરડવાજ નહીં પામે,

(૬) જ્યા "મેલેરિયા" જોરમા ચાલતો હોય તેના ડિસ્ટ્રિક્ટમા વારંવાર જવા આવવાનું અથવા રહેવાનુ થાય તો "કવીનાઇન" નુ એક પડીકુ એટલે કે આસરે સાત ૭ ગ્રેન ચોથે પાચમે દીવસ એક વખત સવારના પહોરમાં દુધ સાથે ફાકતા રહેવું.

# વિવિધ વિહાર.

## નારાયણ સરોવરની યાત્રા.

આર્યાવર્તમાં નારાયણ સરોવર ઘણુંજ પવિત્ર તીર્થ ગણાતું આવ્યું છે. એમ કહેવાય છે. જે જે માણસે બધાં તીર્થ કર્યાં હોય પરંતુ નારાયણ સરોવરનું તીર્થ ન કર્યું હોય તો તેની કરેલી યાત્રા અપૂર્ણ ગણાય છે.

નારાયણ સરોવર કચ્છ દેશમાં આવેલું છે. તે કચ્છના પાટનગર ભુજથી આશરે એંશી માઈલ દૂર પશ્ચિમ કીનારા તરફ છે. આપણે અમદાવાદથી જઈએ તો વઢવાણ જંકશનથી જવાય છે. વઢવાણથી વાંકાનેર થઈ રાજકોટથી જામનગર પહોંચાય છે અને ત્યાંથી સ્ટીમલોન્ચ મારફતે કચ્છને કીનારે ઉતરાય છે. આ ઉપરાંત વાંકાનેરથી મોરબીને રસ્તે પણ કચ્છ જવાય છે. બન્ને રસ્તા સરખા પરંતુ મોરબી વાળો રસ્તો લગાર સગવડ વગરનો છે તેથી જામનગરથી જવાનું વધારે સુગમ થઈ પડે છે. અમદાવાદથી કચ્છ પહોંચવાને દર માણસ દીઠ આશરે પાંચ રૂપીયા બેસે છે. કચ્છના બંદર તૂણે ઉતર્યા પછી ત્યાંથી દસ માઈલ સુધી કચ્છ દરબારની રેલવે છે. અંજાર પહોંચ્યા પછી ભુજ બાવીસ માઈલ દૂર રહે છે. ત્યાંથી ભાડાનાં ગાડાં વીગેરે મળી શકે છે. વળી ભુજ સુધીની સડક પણ સારી છે. અંજારથી ભુજ સુધીની રેલવે તૈયાર થઈ ગઈ છે પરંતુ અમે ગયા તે વખતે મુસાફરોને માટે ખુલ્લી મુકવામાં આવી નહોતી.

અમે સર્વે જે વખતે ભુજથી નીકળ્યા તે વખતે ફાગણ માસ ચાલતો હતો. કચ્છ ઘણો વેરાન દેશ હોવાથી રાત્રીએ મુસાફરી કરવી ઠીક પડે છે તેથી અમે સર્વે કૃષ્ણપક્ષની આઠમે રાતના બાર વાગે ભુજ છોડયું. અંધારી રાતમાં અમારાં સિગ્રામ ચાલવાં લાગ્યાં. પ્રાતઃકાળ થતાં ભુજથી સોળ માઈલ દૂર દેસલપુર કરીને ગામ હતું ત્યાં આવ્યા. અહીં સુધી ઘોડાગાડીની સડક છે, એટલે બહુ અડચણ નહોતી નડી. સવારનો આસપાસનો દેખાવ ઘણોજ મનોહર લાગતો હતો. ગામની આસપાસ લીલી વાડીઓ હતી. તેમાં ખેડુતો મોલને પાણી પાતા દ્રષ્ટિગોચર થતા હતા. વળી આ વખતે મધુરી મધુરી ટાઢ પણ વાતી હતી. અહીં દાતણ પાણી કરી જરાવાર રોકાઈ આગળ મુસાફરી શરૂ કરી. હવે સડક બંધ થઈને ગાડા ચીલો આવ્યો. દિવસ પણ ચઢતો ગયો તેમ તેમ તાપ પણ સખત પડવા માંડયો. ઝાડ પાનનું નામ નહીં અને જે તરફ દ્રષ્ટિ ફેરવીએ તે તરફ ડુંગરાની લાંબી અને લાંબી હારજ દેખાતી હતી. આશરે દસ વાગ્યાને શુમારે અમે સર્વે એક ટેકરી પાસે આવી પહોંચ્યા. આ ટેકરીનું નામ જખની ટેકરી હતું. ઉપર જવાને પગથીઆં બાંધેલાં હતાં. અહીં ગાડીમાંથી ઉતરી ઉપર ગયા. ત્યાં પથ્થરની આશરે પચાસેક ઘોડેસવારોની મૂર્તિઓ અમારી દ્રષ્ટિએ પડી.–આ મૂર્તિઓને લોકો જખના ઘોડા કહે છે. એમ દંતકથા ચાલે છે જે ઘણા પુરાણા સમયમાં કચ્છ દેશ ઉપર ઈરાની લોકો ઘોડેસ્વારના દળ સાથે ચઢી આવ્યા હતા

તેમણે કચ્છનો કેટલોક ભાગ સર કર્યો હતો. વખત જતે તે લોકો અહીં દેવ તરીકે પૂજાવા લાગ્યા હાલમા તેમની બાધા આખડીઓ મનાય છે અને વર્ષમા એક વખત મોરો મેળો પણ ભરાતો હતો પરતુ કેટલાક કારણોને લઇને તે હાલમા ભાગી પડયો છે. વળી આ ટેકરીની નજીકમા એક મોટા કિલ્લાના ખડેર છે તેની બ્હાર ભાગી તૂટી અવસ્થામા એક શિવાલય છે. તેને વિષે એવી વાત ચાલે છે જે જે સમયે ઉપર જણાવેલા જખ ( યક્ષ ) લોકો કચ્છ ઉપર ચઢી આવ્યા તે વખતે અહિં એક રાજા રાજ્ય કરતો હતો તેનો વિવાહ કચ્છ દેશનાજ કોઇ રાજાની કુંવરી સાથે થયો હતો કુંવરી હરરોજ શંકરની પૂજા કર્યા પછીજ ભોજન કરતી લગ્ન થયા પછી જ્યારે તેને સાસરે વળાવવાની તૈયારી કરવામા આવી ત્યારે તેણે શકરની સ્તુતિ કરી જે " ભગવન્ આપ પણ મ્હારી સાથેજ મ્હારે સાસરે પધારો " શકરે કહ્યુ જે " હુ ત્હારી પાછળજ આવુ છુ પરંતુ જે સ્થળે તુ પાછી ફરીને દૃષ્ટિ કરીશ તેજ સ્થળે હુ સ્થપાઈ જઈશ " કુંવરીએ આ વાત માન્ય કરી અને ઠેઠ નગરના દરવાજા સુધી આવી પરતુ નગરનો દરવાજો નીચો હોવાથી કુવરીના મનમા શકા આવી જે " આટલા નીચે દરવાજામાથી શકરનું દેવાલય કેવી રીતે આવશે " ? આવા વિચારથી તેણે પાછુ જોયુ કે તરતજ તેજ સ્થળે શિવાલય સ્થપાઈ ગયુ પછી ઘણા પ્રયત્ન કર્યા પણ અદર આવ્યુ નહી આજ કારણથી તે નગરનુ શકરથી રક્ષણ કરાયુ નહી અને છેવટે તે નગરનો નાશ થયો હાલ તેનું ખડેર આ વાતની સાક્ષી પુરે છે. અહીથી આગળ ચાલ્યા બરોબર મધ્યાન્હ થયા હતા તાપ સખત પડતો હતો. રસ્તો પણ પથરા અને રેતીવાળો હતો તેથી સિગ્રામ વારવાર ઉંચા નીચા થતા હતા. આસપાસ ધૂળનો કોટ થએલો હતો આવી રીતે મુસાફરી કરતા અમે આશરે એક વાગે નખત્રાણા ગામમા આવી પહોચ્યા અમે ભુજથી બત્રીસ માઈલ દૂર આવ્યા હતા ગામ એકદર રીતે સારૂ છે આસપાસ ઊંચા ઊંચા ડુગરા છે. અને વચ્ચે લીલી લીલી વાડીઓની અદરના ભાગમા ગામ આવ્યુ છે અમે સર્વે ધર્મશાળામા મુકામ કર્યો ભોજન કર્યા પછી સ્હાજના ગામ જોવા નીકળ્યા. ગામમા પોસ્ટ ઓફીસ તથા એક ગુજરાતી નિશાળ છે ગામ વચ્ચે નાનો કોટ છે તેમાં દરબારી ઓફીસો છે અહીંથી થોડે છેટે એક બીજી જખની ટેકરી છે. તેના ઉપર અમે સર્વે ગયા. હાલમા આ સ્થળે ઘણો મોરો મેળો ભરાય છે. અહીથી આસપાસનો દેખાવ ઘણોજ સરસ અને રમણીય દેખાતો હતો. અસ્ત થતા સૂર્યના કીરણો ઉચા નીચા ડુગરાઓની ટોચ ઉપરથી ચળકાટ મારતા હતા વળી અહીંથી થોડેક દૂર એક નાની નદી વહેતી હતી તેની પાસે એક ગામ વહાલું હતુ. અહીં થોડીવાર વિસામો ખાઈ પાછા ઉતારે જવા નીકળ્યા. રાતના દસ વાગે આ મુકામ છોડયો, અને આગળ મુસાફરી શરૂ કરી સિગ્રામોની લાબીને લાબી હાર આગળ ચાલવા માડી રસ્તો બહુજ ખરાબ આવતો ગયો વારવાર ગાડીમાથી અમને ઉતરવુ પડતું હતું. બપોરના સખ્ત તાપથી મ્હારૂ માથું દુખતુ હોવાથી મને લગાર પણ નિદ્રા આવતી નહોતી, તેમા ગાડીના પૈડાં પથરાની સાથે જોરથી અફળાતા હોવાથી આખું શરીર ગાડી સાથે જોરથી કુટાઈ વળી રસ્તામાં આવતા કાટાવાળા રડા ગાડીના પડદા સાથે જોરથી ઘસાવાથી તડતડાટ સ્વર થતો હતો અને રેતીમા ચાલતા પૈડાના સ્વર સાથે મળી નીદ્રાને ખલેલ પહો-

ચાડતો હતો. આવી મુસાફરી કરતા અમે સવારના આઠ વાગ્યાને શુમારે નખત્રાણાથી આશરે સોળ માઈલ દૂર ગઢશી નામના ગામમાં આવી પહોંચ્યા. અહીં પણ આખો દિવસ કાઢી નાંખ્યો. અને રાતના ત્રણેક વાગે નીકળ્યા. રસ્તો પહાડની વચ્ચે થઈને જતો હતો પરંતુ પહેલી રાતના જેવો વિકટ નહોતો. અંધારી રાતમાં ડુંગરા બીહામણા લાગતા હતા. અહીંથી ફક્ત આઠેક માઈલ મુસાફરી કરવાની હતી તેથી પ્હો ફાટતાંજ માતાના મઢમાં આવી પહોંચ્યા. અહીં કચ્છના દરબારની કુળદેવીનું સ્થાનક છે. આસપાસ લોકો વસેલા છે, અને તેનું નાનુ ગામ થઈ ગયું છે. ગામમાં પોસ્ટ ઓફીસ છે. અહીં થોડા ઘણાં ઝાડની ઘટા પણ છે. પાસે ન્હાવાના કુંડ છે. ઉતારામાં ઉતર્યા બાદ ત્યાં સ્નાન કર્યું અને સ્હાંજના માતાજીનાં દર્શન કરવા ગયા. માતાજીનું દેવાલય ગામની વચ્ચે આવેલું છે. અમે ગયા તે વખતે મંડપમાં આરસ જડાતા હતા. અહીં નવરાત્રીમાં મોટો ઉત્સવ થાય છે તે વખતે આઠ પાડા અને એક ગર્ભીણી ભેંશ માતાજીને ભોગ અપાય છે. તે સમયે કચ્છના દરબાર પણ હાજર હોય છે. સાયંકાળનો સમય હોવાથી માતાજીની આરતી થતી હતી. તે વખતનાં દર્શન કરી અમે સર્વે મુકામ ઉપર ગયા. માતાના મઢ પાસે એક ફટકડીની ખાણ છે. પરંતુ તેનો કોઈ ઉપયોગ કરતું નથી. જો તેનો બરોબર ઉપયોગ થાય તો દેશને ઘણોજ ફાયદો થાય. વળી આ સ્થળે એક જાતનો જમીનમાંથી ધૂપ નીકળે છે. તેની વાસ મને તો ઠીક ન લાગી. માતાના મઢમાં પણ નિયમ પ્રમાણે આખો દિવસ ગાળી રાત્રીના દસ વાગ્યાને શુમારે આગળ ચાલવા માંડયું. સિગ્રામ ચાલવા માંડયું કે તરતજ આંખ મળી ગઈ. સ્હવારનો પ્હોર થયો તે વખતે અમે ઘણાજ દૂર આવી ગયા હતા. અમારા સાથમાં એક બાઈ હતી તે પ્રભાતમાં પ્રભુના કીર્તન ગાતી હતી. તેનો મધુર સ્વર કર્ણને ઘણોજ આનંદદાયી થઈ પડતો. વચમાં વચમાં ગાડીવાળાઓ કચ્છી ભાષામાં વાર્તાલાપ કરતા હતા. પરંતુ તેમની ભાષામાં ભાગ્યેજ મને તો સમજણ પડતી. કચ્છી ભાષામાં નરજાતી અને નારીજાતીજ હોય છે. આ પ્રમાણે આનંદ કરતા કરતા નવેકને શુમારે ચૌદ માઈલ દૂર પાદ્રો કરીને ગામ હતું ત્યાં આવી પહોંચ્યા. આ ગામમાં આશ્ચર્યજનક તોએ હતુ જે તેમાં કોઈપણ હિન્દુનું ઘર નહોતું. બધી વસ્તી મુસલમાનનીજ હતી અહીંથી નારાયણ સરોવર તેમજ કચ્છનું બંદર લખપત બન્ને ચૌદ ચૌદ માઇલને છેટે છે. સિંધ પણ અહીંથી પાસે છે. અહીંથી રાતની મુસાફરી શરૂ કરી રસ્તામાં કાંઈ જાણવા જોગ બનાવ બન્યો નહોતો. જ્યાં સવારમાં આંખ ઉઘડી ત્યાં અમે અમારો સાથ નારાયણ સરોવરના પવિત્રક્ષેત્રમાં આવીને ઉભેલો જોયો. નારાયણ સરોવર દરિયાની ખાડીના કિનારા ઉપર છે. તેની પાસેજ દરિયાનાં મોજાં અથડાય છે. તેની આસપાસ ઉંચો કોટ છે. દરવાજામાં થઇને અમે સર્વે અમારા મુકામ ઉપર ગયા. આશ્ચર્યજનક તો લાગશે જે અમારે માટે દરેક મુકામે કોણે બંદોબસ્ત કરી મુક્યો હશે, પરંતુ મ્હારે તે વિષે એટલું જ લખવાનું જે અમારે માટે સર્વ સ્થળે ખાસ સગવડ કરવામાં આવી હતી. તેથી અમને કોઈપણ પ્રકારની અડચણ નડતી નહોતી. એકલા મનુષ્યને તો ઘણીજ અડચણ પડે તેમાં લગાર નવાઈ નથી. અમે ઉતારામાં ઉતર્યા બાદ જરા વિશ્રાન્તિ લઇ સરોવર ઉપર ન્હાવા ગયા. સરોવર ઉત્તર અને પશ્ચિમ તરફથી બાંધેલું છે. ઉત્તર તરફનો ભાગ ત્રિકમરાયજીના મંદીર તરફ છે. તેની પાસે એક ધર્મશાળા

પણ છે જેમાં યાત્રીઓ નિવાસ કરે છે. પશ્ચિમ તરફના ભાગ ઉપર ગામના લોકોનાં ઉંચાં ઉંચાં ઘર આવી રહ્યાં છે. બાકીની બે બાજુઓ તરફ તળાવ બાંધેલું નથી. અમે સરોવર ઉપર આવ્યા અને ત્યાં ઉગેલા પીપળા પાસે વસ્ત્ર કાઢયાં. પાસેના ઉંચા ઓટલા ઉપર ગોર બેઠો હતો. તેની પાસે પોથીનાં પાનાં ડાભ, અક્ષત, અને પુજાનો સામન હતો. અમે સર્વે સરોવરમાં સ્નાન કરવા ઉતર્યા. દેખાવ ઘણોજ સુંદર લાગતો હતો. પ્રભાતનો બાળ સૂર્ય રંગ બેરંગી વાદળાંને ખસેડી પૂર્વમાં પ્રકાશી રહ્યો હતો. આસપાસના મંદીરોમાંથી ઘંટાનો નાદ આવતો હતો. પવન પણ ઠંડો વ્હાતો હતો. આવે સમયે ગમે તેવું પાપી હૃદય પવિત્ર બની જાય તેમાં જરાપણ સંશય નથી. વિધી પ્રમાણે સ્નાન કરી અમે સર્વે એ અમારાં ભીનાં અબોટીઆં કીનારા ઉપર સુકવ્યાં. કોઇ તો હાથમાંજ રાખી પવનની લહેરોમાં અબોટીઆને ફફડાવવા લાગ્યા. પાસે બ્રાહ્મણોની હાર બેસી ગઇ હતી તેમને સર્વેને દક્ષિણા આપી અમે સર્વે અબોટીયાં પહેરી ત્રિકમરાયજીના મંદીરમાંના ચોકમાં પડતી બારીમાં થઇને મંદીર પાસે આવ્યા. આ મંદીર પશ્ચિમાભિમુખનું છે. તેની સ્હામે બીજાં છ મંદીરો છે. તેમાં પણ જુદા જુદા દેવોની મૂર્તિઓ છે. આ ચોક તથા મંદીરો કાંઈ પુરાતની નથી. તેમને બંધાવ્યાને માત્ર પચાસ વરસ જ થયાં હશે,

એમ કહેવાય છે જે રાવશ્રી દેસલજીનાં બ્હેન એક સમયે દ્વારકાની યાત્રાએ ગયાં હતાં. તે વખતે દ્વારકાંનાથજીના દર્શન કરવા તેમણે ઓઝલ (પડદા મંદીરની આસપાસ બંધાવવા માંડયા આ ઉપરથી ત્યાંના. પૂજારીઓએ વાંધો લીધો અને જણાવ્યું જે "ઠાકોરજીના દ્વારમાં ઓઝલ કેવી ? તેમની સમીપ રાય અને રંક બન્ને સરખાં છે. છતાં જો એમજ હોય તો તમે તમારા દેશમાં આવાં મંદિરો કરાવી ત્યાં ઓઝલમાં દર્શન કરજો " આ શબ્દોથી તેમને ઘણીજ રીસ ચડી અને દર્શન કર્યા શીવાય જ તરત કચ્છ ગયાં. ત્યાં જઇ તેમણે દેશ દેશના પંડિતોને ભેગા કર્યા અને પ્રશ્ન કર્યો જે " દ્વારકાં જેવું આ દેશમા કોઇ પવિત્રતીર્થ છે કે કેમ ? " આ ઉપરથી શાસ્ત્રમાંથી પંડિતોએ શોધી કાઢયું જે નારાયણ સરોવર દ્વારકાં જેવુંજ પવિત્ર સ્થળ છે તેથી તેમણે દ્વારકાં અને બેટનાં મંદીરોનો નકશો લઇ તેજ નમુના પ્રમાણે નારાયણ સરોવરના કિનારા ઉપર મંદીરો બંધાવ્યાં. જેમણે બેટની યાત્રા કરી છે તેમને નારાયણ સરોવરનાં દેવાલયો બરોબર બેટનો જ નમુનો લાગે છે આટલું છતાં નારાયણ સરોવર તો પૌરાણીક છે તેમાં કાંઇ સંશય નથી. નારાયણ સરોવરની યાત્રાએ પાંડવો પણ આવ્યા હતા તે બાબત મહાભારતના વનપર્વમાં સાખીતી છે. નારાયણ સરોવરની ઉત્પત્તિ એવી છે જે દસ પ્રચેતાઓએ સિન્ધુ અને સાગરના સંગમ પાસે ઘણુંજ ઉગ્ર તપ કર્યું. તેથી ભગવાન શંકર ઘણાજ પ્રસન્ન થયા. આથી તેમના નેત્રમાંથી જળનાં બિન્દુ પડયાં તેનું નારાયણ સરોવર થયું. વળી એવી પણ કથા મળી આવે છે કે એક રાજાને કાંઇ પણ સંતાન નહોતું તેથી તે સદા ચિન્તામાં મગ્ન રહેતો હતો. તેણે ઘણા ઘણા દેવની આરાધના કરી પરંતુ તેથી તેની ઇચ્છા ફળિભૂત થઇ નહીં. એક વખતે તે શીકાર કરતો કરતો નારાયણ સરોવર પાસે આવ્યો તે વખતે ખરા મધ્યાન્હ થયા હતા. તેથી જેવો તે પોતાની તરસ છીપાવવા પાણી માટે સરોવરમાં ઉતર્યો તેવી એક હરણી તેની નજરે પડી. તેથી

તેણે તરતજ સચોટ બાણ માર્યું. તે હરણીને વાગ્યું અને ખીજડાના ઝાડના બોથામાં તેનો કાળ થયો. હરણીનું માથુ તેમાં ભરાઇ રહ્યું અને શરીરનો ભાગ લઇ રાજા પોતાના નગર તરફ વિદાય થયો. કેટલેક દિવસે તેની રાણીને ગર્ભ રહ્યો. નવ મહિના પૂર્ણ થયે તેને એક પુત્રી પ્રસવી આશ્ચર્યજનક એ હતું જે તેનું આખું શરીર માણસનું હતું પરંતુ માથું હરણનું હતું. તેથી રાજાએ પંડીતોની સભા મેળવી. પંડિતો એવા નિર્ણય ઉપર આવ્યા જે અમુક સમયે રાજાના હાથથી એક હરણીનો વધ થયો છે. તે હરણીનું માથું હજી જમીન ઉપર સડયા કરે છે. જો તે માથું નારાયણસરોવરમાં નંખાય તોજ તેની પુત્રીનો દેહ સરખો થાય. આ ઉપરથી રાજા તે સ્થળ ઉપર આવ્યો. અને જે સ્થળે માથુ પડયું હતું તે સ્થળેથી લઇ તેને નારાયણ સરોવરના જળમાં પધરાવ્યું. તરતજ તેની પુત્રીનું માથું મનુષ્યનુ થઇ ગયું. ગમે તેમ હો પરંતુ સ્થળતો ઘણુંજ જુનુ હોય તેમ લાગે છે. અમે સર્વે સ્નાન કર્યાં પછી મંદીરના ચોકમાં આવ્યા. તે સમયે ઠાકોરજીની આરતીનો સમય થયો હતો. થોડા વખતમાં અમે સર્વેએ ઠાકોરજીની પુજા કરી લીધી. આરતીનાં દર્શન કરી તથા સ્હામાના મંદીરોમાં જઇ આવીને મુકામ ઉપર આવ્યા. નારાયણ સરોવરમાં દવાખાનું છે. પોસ્ટના કાગળો એકાંતરે આવે છે અને જાય છે. ગામની બ્હાર લાયબ્રેરી છે. તેનું મકાન સારૂ છે. સન્ધ્યાકાળે અમે સર્વે ત્યાંથી એક માઇલ દૂર આવેલા કોટેશ્વર મહાદેવનાં દર્શન કરવા ગયા. રસ્તામાં બીજાં કેટલાંક શીવલીંગ આવતાં હતાં. તેમનાં દર્શન કરી કોટેશ્વર મહાદેવના મંદીરમાં ગયા. મંદીર એક દરિયાના ઉંચા ખડક ઉપર બાંધેલું છે. તેની નીચે એક નાનું સરખુ ગામ વસેલું છે. કોટેશ્વર મહાદેવના મંદીર પાસે બીજુ પણ શીવાલય છે. કોટેશ્વર મહાદેવનું લીંગ ઘણું પુરાતની છે. લીંગના ઉપરના ભાગમાં એક બે લોખંડની મેખો મારેલી છે. આ વિષે પૂછતાં એમ જણાવ્યું જે મહમદ ઘીઝની જ્યારે સોમનાથ તરફથી પાછો વળ્યો ત્યારે તેણે આ રસ્તે આવતા આ શંકરનું લીંગ જોયું. તરતજ તેણે તે ભાગી નાખવાનો હુકમ કર્યો પરંતુ એક કે બે મેખો મારી કે તરતજ તેમાંથી ભમરા નીકળ્યા અને તેની અને તેના લશ્કરની પાછળી પડયા. આથી તેણે તે લીંગને એમતે એમ મુકી આગળ પલાયન કર્યું. કોટેશ્વર મહાદેવ પશ્ચિમાભિમુખના છે. ત્યાંથી સ્હામી નજર દરિયા તરફ જાય છે. આ વખતે સૂર્યાસ્ત થતો હતો. રત્નાકર ઉછાળા મારી રહ્યો હતો; અને સૂર્યના કીરણનો સોનેરી લીસોટો દરિયાનાં ઉંચા નીચાં થતાં તરંગોમાં ઘણોજ ચિત્તાકર્ષક થઇ પડતો. આ સમય ઓટનો હોવાથી દરિયાનાં પાણી દૂર ગયાં હતાં. તેથી અમે સર્વે દરિયાના કિનારા ઉપર ગયા. અહીં એક નાનો કુંડ છે અને કુંડની નજીકમાં મહાદેવનું દેવાલય છે. આ કુંડને સંગમતીર્થ કહેવાય છે. અહીં સિન્ધુ અને સાગરનો સંગમ થાય છે. એમ કહે છે, જે મહાન્ ધરતિકંપ થયા પહેલાં સિન્ધુ નદી આ સ્થળે વહેતી હતી અને તેનો સંગમ પણ આજ સ્થળે થતો હતો. ધરતીકંપ થયા પછી સિન્ધુ નદી સિન્ધમાં જતી રહી જેથી આ તરફનો પ્રદેશ વેરાન થઈ ગયો અને દરિયાનું પાણી ભરાઈ ભરાઇ જમીન ખારી થઇ ગઇ. હાલ એ કુંડ ઉપર હિન્દુઓનાં મડદાં બાળવામાં આવે છે. કુંડમાં દરિયાનુંજ પાણી ભરાએલું છે તેમાં અમારામાંના કેટલાકે સ્નાન કર્યું. સૂર્ય અસ્ત થઇ ગયો હતો તરત અમે મુકામ તરફ વળ્યા. દિવા થતે નારાયણ સરોવરના ઘાટ ઉપર

આવી પહોંચ્યા. આ વખતે આરતી થતી હતી. તેથી ઘંટાઓનો તથા દરવાજાની નોબતનો નાદ થઇ રહ્યો હતો. મંદીરના ચોકમાં ભાવીક યાત્રીઓનાં ટોળે ટોળાં એકઠાં મળ્યાં હતાં. તેમાંના કેટલાક યાત્રીઓ પંજાબ સિન્ધ અને કાશ્મીર તરફથી આવેલા હતા. તે તરફના યાત્રીઓ ઘણું ખરૂં કરાંચીથી દરિયા રસ્તેજ આવે છે. કોઇ કોઈ વખતે ઘણાંજ માણસો એકઠાં થાય છે. નારાયણ સરોવરમાં અમે સર્વે પાંચ દિવસ રહ્યા. બીજે તથા ત્રીજે દિવસે અમારામાંના કેટલાકે પિતૃશ્રાદ્ધ કર્યું. નારાયણ સરોવર ઉપર પણ પિતૃશ્રાદ્ધ સરાવાય છે. અહીં હજામ પાસે માથાના કેશ તથા મુંછ વિગેરે લેવડાવી શ્રાદ્ધ સરાવવું પડે છે. શ્રાદ્ધ સરાવ્યા પછી ગોર યજમાનનો હાથ ફુલની માળાથી બાંધી દક્ષિણાની માગણી કરે છે. આટલું કર્યા પછીજ પિતૃઓ તૃપ્ત થાય છે એમ માનવામાં આવે છે. કેટલાંક તો આટલેથી પણ દૂર જઇને પોતાના હાથ ઉપર શંખ, ચક્ર, ગદા, પદ્મના ડામ લેવડાવ્યા. ડામ લેવડાવવાના પણ પૈસા બેસે છે. આટલું થયા પછી શ્રાદ્ધની સમાપ્તિ થાય છે. દંડ, મુંડને ડામ તે આનુંજ નામ હશે. બાકીના છેલ્લા બે દિવસો પંચકોશી કરવામાં ગાળ્યા. આસપાસનાં મંદીરો તથા ગુફાઓમાં ઠાકોરજીનાં દર્શન કર્યાં. તેમાં કાંઇ જોણવા જેવું નથી. માત્ર એક સ્થળે અમારા ગોરે અમને સર્વેને સરોવરના કિનારા ઉપરથી જેટલી લેવાય તેટલી માટી ખોદી લેવાનું જણાવ્યું. લેવાનું કારણ એ જણાવ્યું કે અંહીથી જેટલી માટી લઇ અમુક સ્થળે નખાય તેટલુ સુવર્ણ તે મનુષ્યને ભવિષ્યમાં મળે.! સૂવર્ણ તો મળે કે ન મળે પરતુ મને તો એમ લાગે છે જે જેણે આ સિદ્ધાન્ત ખોળી કાઢયો હશે તેણે બહુજ વિચાર કરી કાઢયો હશે તેમાં નવાઈ નથી. કારણ કે આ સ્થળે અસંખ્ય જાત્રાળુઓ આવે છે અને જો દરેક મનુષ્ય માટી ખોદી ખોદીને ધર્મને બહાને લઈ બ્હાર નાખી આવે તો સરોવર ઉંડુ થાય તેમાં લગાર પણ સંશય નથી. નારાયણ સરોવરના અધ્યક્ષને બ્રહ્મચારી કહે છે. તે પોતાના માણસોમાંથી ચેલા મુડે છે. મુડેલા ચેલામાંથી જેને કચ્છ દરબાર ગાદીએ બેસવા મંજુરી આપે છે તે બ્રહ્મચારીની ગાદીએ બેસે છે. બ્રહ્મચારીને મંદીરનું ખર્ચ ચલાવવા કેટલાંક ગામ તથા જમીન જાગીર તરીકે દરબાર તરફથી મળી છે. જાગીરની ઉપજ આશરે વીસેક હજાર રૂપિયાની છે. બ્રહ્મચારી આ ઉપરાંત યાત્રીઓ પાસેથી જે આવે છે તે પણ ગ્રહણ કરે છે. અને મંદીર ખાતે જમા કરે છે. કોટેશ્વરની પણ જાગીર જ છે. ત્યાંના મહંતને પીર કહેવામાં આવે છે. પીર તરીકે જેને પસંદ કરે છે તેને એક અંધારા ઓરડામાં આખી રાત સુવાડી રાખે છે. જો તેની ચિત્તવૃત્તિમાં કાંઈ ફેરફાર નથી થતો તો તેને પીર તરીકે બેસાડે છે. આ જાગીરની ઉપજ આશરે પાંચ હજારની છે. હાલ આ જાગીર મેનેજમેન્ટમાં છે. તેનો મેનેજર ત્યાં રહી બધી દેખરેખ રાખે છે. કોટેશ્વરનું સદાવ્રત ચાલે છે તેમાં દરેક યોગી તથા બાવાને સીધુ મળે છે. આ ઉપરાંત કોટેશ્વરના પીરે આયાત અને નિકાસ ઉપર જકાત નાખી છે. નારાયણ સરોવરનો મોટો મેળો કાર્તક માસમાં ભરાય છે તે વખતે ગામના લોકોને પણ રહેવાને મુશ્કેલી થઇ પડે છે. કેટલીક વખત યાત્રીઓને બ્હાર મેદાનમાં મુકામ કરવો પડે છે. અહીં શાક પાન ઝાઝું મળતું નથી. અનાજ પણ ઘણુંજ મોંઘુ મળે છે. બ્રહ્મચારીનો ત્યાંથી ત્રણેક ગાઉ છેટે એક બાગ છે ત્યાંથી મંદીરને માટે રોજ ફુલ ફળાદી આવે છે. નારાયણસરોવર ચાર દિવસ રહી પાંચમા દિવ-

સની સ્હાંજે છોડયું. આવતી વખત જેટલા મુકામ કર્યાં હતા તેટલાજ જતી વખત કર્યાં પરંતુ એક સ્થળ જ્યાં અમે જતી વખત નહોતા ઉતર્યા તે સ્થળે પાછા વળતી વખતે વિસામો લીધો હતો. આ સ્થળ દેસલપુર ગામથી એકાદ માઇલ છેટે છે. અહીં કબીરપંથી બાવા તથા સાધુઓનો આશ્રમ છે. સ્થળ ઘણુંજ રમ્ય છે. મંદીરની અંદર મૂર્તિને સ્થાને તેમના ગુરૂની તસ્વીર છે. તે તસ્વીરની મૂર્તિની માફકજ પુજા થાય છે. મંદીરની આસપાસ ફરતી ઓરડીઓ છે. તેની એક તરફ નાનું સરખુ પત્થરથી બાંધેલું તળાવ છે. તળાવના કીનારા ઉપર એક મનોહર નાનો સરખો બાગ છે. કચ્છ જેવા વેરાન મુલકમાં મુસાફરી કર્યા પછી આ સ્થળ ઘણુંજ આનંદદાયી નીવડયું. અમે અહીં આખો દિવસ ગાળી પાછલી રાતના નીકળ્યા વચ્ચે એક સ્થળે ડુંગરની વચમાં આવેલા કુંડમાં સ્નાન કરી સ્હાંજના ભુજ પહોંચ્યા. જતાં પાંચ દિવસ, ત્યાં રહેવાના પાંચ દિવસ અને પાછા આવતા પાંચ દિવસ થઈ અમને પંદર દિવસ લાગ્યા હતા. અગર જો યાત્રા ઘણીજ આવશ્યક છે, તોપણ સાથ વગરના મનુષ્યને ઘણીજ મુશ્કેલી ભરેલી છે. જે દેશમાં મુસાફરો માટે કાંઇપણ, જોગવાઇ નથી, જવા આવવાના રસ્તા બીલકુલ સારા નથી; અનાજ પાણીનું સાધન નથી તે દેશમાં યાત્રા કરનારનું મન ખમચાય તેમાં જરા પણ નવાઈ નથી. કચ્છમાં મુસાફરોને માટે જરાપણ જોગવાઈ મળી આવતી નથી. કેટલેક સ્થળે એવડી એવડી જકાત લેવાય છે; તેમજ કેટલાંક રસ્તા ઉપરનાં ગામ એવાં છે જેમાં શેર લોટ પણ મળતો નથી. માટે એકલા મનુષ્યને નારાયણ સરોવરની યાત્રા કરવા હું સલાહ આપતો નથી. નારાયણ સરોવર જવાના ઉપર જણાવેલા રસ્તા શીવાય બીજા પણ રસ્તા છે. ઘણા ખરા લોકો મુંબાઇથી માંડવી થઇને નળીઆ કોઠારાને રસ્તે થઇને અહીં યાત્રા કરવા આવે છે, તેમને ગાડાં ભાડું તો સરખુંજ થાય છે કારણ કે ભુજથી જેટલું નારાયણ સરોવર તેટલુંજ તે માંડવીથી છેટું છે. એક ગાડું આખું ભાડે કરીએ તો જવાનું ખર્ચ પંદર રૂપિયાથી ઓછું થતું નથી. વળી તે શીવાય બીજો ખર્ચ થાય તે તો જુદો.

જેમ છે તેમ હો વા ન હો પરંતુ જે મનુષ્યો પરમાત્માની વિભુતિ નિરખવાને તથા તે જોઇને તેનાં ઉત્તમ ગુણોનું મનન કરવાને ઉત્કંઠિત છે તેમને તો આવાં વિઘ્ન નડતાં હોય તેમ લાગતું નથી. બાકી જ્ઞાનવાન્ મનુષ્ય ઘેર હોય વા બહાર હોય તોપણ તેને તો " किंतीर्थे ? हरिपादपद्मभजनम् " એ સુક્તિ યથાર્થ લાગુ પડે છે.

---

# વર્તમાન રંગ.

**સામાજિક પ્રવૃત્તિ:** દુનિયાંની દરેક હીલચાલ સાથે ખરૂં જોતાં સ્ત્રીઓને સંબન્ધ છે. મનુષ્ય સમાજનું અંગ છે અને સ્ત્રી તથા પુરુષ બંને મળીને એક સંપૂર્ણ મનુષ્ય બને છે. પુરુષો અને સ્ત્રીઓ જૂદાં જૂદાં સ્થાનોમાં, જૂદી જૂદી આબોહવામાં રહેતાં નથી, નીતિ નિયમો તથા કાયદા ત્હેમને માટે લગભગ એક હોય છે, મન અને શરીરનાં એકજ પ્રકારનાં દર્દથી તેઓ પીડાય છે અને એકજ પ્રકારની લાગણી ત્હેમને સુખી અથવા દુઃખી દેખાડે છે; એટલે ઘણીવાર જ્યારે આપણે બહુ આગ્રહથી માનતા

હોઈએ છીએ કે અમુક બાબત સ્ત્રીઓને કોઇ પણ રીતે લાગુ પડતી નથી, ત્યારે એમ પણ બની આવે છે કે હ્હેની વધુમાં વધુ અસર, સીધી કિંવા આડી રીતે, સ્ત્રીઓ ઉપરજ થતી હોય છે. દાખલા તરીકે હાલના કેટલાક રાજકીય સવાલો લઇ જોઈશું તો આ સત્યની ખાત્રી થયા વિના રૂહેશે નહિં; દક્ષિણ આફ્રિકામાં યૂરોપિયન વતનીઓ અને એશિયાના રૂહેવાશીઓ વચ્ચે હાલ જે મહાન્ શસ્ત્રહીન વિગ્રહ ચાલે છે તે અગર બંગાળામાં બ્રિટિશ સરકાર અને આપણા બંગાળી બન્ધુઓ વચ્ચે લગભગ ત્હેવાજ પ્રકારની હાલત આવી ગઈ છે તે લઇએ, સ્વદેશી વસ્તુનો પ્રચાર પ્રજાકીય કેળવણી તથા હુન્નર ઉદ્યોગ વધારવાના સવાલો લઇએ; ખેડૂતો ઉપરના ભારે કર, મહેસૂલના વસૂલાતમાં થતી સખ્તાઇ, ખૂનરેજીનાં કામ, પોલીસનો જૂલમ, અનાજની મોંઘવારી, અગર દેશની નિરંતર વધ્યે જતી ગરીબાઈ,-આ અને આવા પૈકી ગમે તે વિષયો લઈ જોઇશું તો ત્હેમની સાથે સ્ત્રીઓને-ગૃહિણીઓ—પત્નીઓ—માતાઓને કેટલો મ્હોટો સંબન્ધ છે તે તરત સમજાયા વિના નહિં રૂહે. આ વખતે આપણે એ પણ વિસારવું જોઇતું નથી કે પૃથ્વીની—હિન્દુસ્થાનની-અથવા ત્હેના કોઈપણ વિભાગની વસતિનો લગભગ અર્ધો ભાગ સ્ત્રીઓ છે. પુરુષો કેસ લ્હડે કિંવા જેલમાં જાય, ધંધામાં નુકશાન ખમે અગર ત્હેમનાં રોજીનાં સાધન નાશ પામે, ઘરની ઝડતી લેવાય અથવા માલ હરરાજ થાય: આ સહુ ત્હેમના સુખ દુઃખની અર્ધભાગિની ત્હેમના કુટુંબની સ્ત્રીઓને અસર ન કરે એમ કહેવાની કોણ હિમ્મત ધરશે ? સ્વદેશની આશારૂપ બાલકોને તેઓ ઉત્તમ મનુષ્યો બને એવું પોષણ—શિક્ષણ આપવું, દુનિયાને દોરનાર પુરુષોને તેઓ જગતની ઉન્નતિનું કામ એકાગ્રચિત્તે કરી શકે એવા શાન્તિસંતોષની બક્ષીસ કરવી અને સકળ મનુષ્યોની જનનિસ્વરૂપ પોતાની બ્હેનોને તેઓ પોતાને મંગલ પગલે વિશ્વમાં કલ્યાણ વર્ષાવતી આવે એવાં પુણ્યપાવન ચરિત્ર દેખાડવાં; આવાં ભવિષ્યવાન સત્કર્મો કરાવવાની જેમની પાસે આપણે આશા રાખીએ છીએ, તે સ્ત્રીઓને પુરુષોની જીંદગીના મહાપ્રશ્નો સાથે સંબન્ધજ નથી એમ કહેવું એ સાહસમાત્ર છે, સત્ય નથી.

આમ અમે માનતા હોવાથી, સંસાર સુધારના, ધાર્મિક, અને સ્ત્રીસમાજના મેળાવડા પરાંત, વિદ્યા હુન્નરની ખીલવણીના, થિયૉસૉફિ ( બ્રહ્મજ્ઞાન ) ના, કેરી ચીજોનો ત્યાગ રાખવાના, તથા રાજકીય હીલચાલના સમારંભો વિશે સઘળું, તથા ત્હેમનાં પરિણામ ણ સ્ત્રીઓએ જાણવાં જોઇએ એ અમને જરૂરનું લાગે છે; એટલે પોતાનાં ગૃહ અને ટુમ્બ કાર્ય ઉપરાંત સામાજિક કામોમાં પણ ત્હેમણે પુરુષોને બનતી સલાહ, સહાય આપવી આવશ્યક છે, એમ અમે માનીએ છીએ. નોકરી અગર રોજી માટે સ્ત્રીઓને દોડાદોડ કરવી પડે તથા પુરુષોની સાથે ચુંટણીની ધમાલ અથવા ધંધાની હરિફાઇમાં ઉતરવું પડે; આ સહુ ત્હેમના ધર્મકાર્યનો ભોગ આપીને કરવામાં આવે ત્હેની સામે તો અમે સકારણ, સર્વદા અન્તઃકરણપૂર્વક છીએજ; અને એમ કહેવાથી કોઇ દિલ દુભાતું હોય તો ક્ષમા યાચીએ છીએ. કારણ કે અરસ્પરસની અનુગુણ-અનુરૂપ શક્તિઓ અને બળો એવાં જૂદી જૂદી રીતે ગોઠવાયલાં છે, ન્યૂનતાઓ એવી રીતે એક બીજાની પૂરી શકાય છે કે, સ્થૂલ વર્તન અને સૂક્ષ્મ ભાવનાઓ, સંસારસંગ્રામ અને ગૃહરાજ્ય, તર્ક અને કલ્પના, બુદ્ધિ અને લાગણી, બળ-જુસ્સો તથા ગૌરવ અને પ્રીતિ મૃદુતા તથા સહનશીલતા-એ સર્વના જૂદા જૂદા પ્રદેશો અને વિષયોમાં, જ્યાં જોઇએ છીએ ત્યાં,

સ્ત્રી અને પુરુષ એ બંનેમાં, ભિન્નતા જ લાગે છે. થોડાં સ્ત્રીપુરુષોમાં એમ નહિં પણ હોય, કોઈમાં બીજાના ગુણ વધારે પ્રબળ પણ હશે, પરન્તુ એવા અપવાદથી સાધારણ નિયમને બાધ લાગી શકતો નથી. આ ઉપરાંત જો સ્ત્રીપુરુષનું લગ્ન ભવિષ્યની પ્રજાઓના જન્મ માટે જગતના ઉદયક્રમમાં જરૂરનું ગણીએ તો હેના પરિણામરૂપ સ્ત્રીઓને માતા થઈ બાલકનું પાલનપોષણ કરવાની ફરજ દૂર ન કરી શકાય એવી છે અને પશુપક્ષિમાં પણ તે સર્વસામાન્ય જણાય છે. આ પ્રમાણે જો પુરુષો સ્ત્રીઓના આ ફરજિયાત કામમાં ભાગ લઇ શકતા ન હોય તો પછી દુનિયાંનાં બીજાં કામ જે પુરુષોને માથે અવશ્ય આવી પડેલાં છે તે કરવાનો, પોતાનાં ધર્મકૃત્ય વીસારીને-હેનો ભોગ આપીને, સ્ત્રીઓ ઉમંગ રાખે અગર તેમ કરવાની હેમને ફરજ પડે એ અમને અન્યાય ભર્યું લાગે છે. બંનેને ઉદયક્રમમાં અમે ઉંચું સ્થાન આપીએ છીએ; જોકે સ્ત્રીઓનું સ્થાન પુરુષો કરતાંપણ વધુ ઉંચું અમને ભાસે છે. કબૂલ છે કે પુરુષો પૃથ્વીના રાજા છે, કારણ હેમણે અન્ય સર્વ પ્રાણીઓને વશ કરી દીધાં છે અને હેમની બુદ્ધિના ચમત્કાર પળેપળ નવીન સૃષ્ટિ, નવું જીવનસ્વરૂપ સમજાવે છે; પણ હેમનાં જીવન અજવાળતી, ચરિત્ર પાવન કરતી, હૃદય ઉન્નત કરતી, હેમના બાલક-છોડ ઉછેરતી સ્ત્રીઓ જગતની મહારાણી છે: એટલે પ્રભુએ નિર્માણ કરેલી યોજનામાં કૃત્રિમ ફેરફાર કરવા એ ઉત્કર્ષપથ ઉપર ન્હડેલી દુનિયાંને પાછાં પગલાં ભરાવવાના પ્રયાસ રૂપ મહાન પાપ છે, એમ અમે માનીએ છીએ.

**મહામંડળોનું સંમીલન:—** ડિસેમ્બર મહિનો અને હેના નાતાલના તહેવાર

**ચોવીસમી ઇન્ડિયન નેશનલ કોન્ગ્રેસ.**

અતિવેગભરી જાગ્રતીનાં વ્હેણથી પ્રજા જીવનને સચેતન બનાવે છે. હિન્દના લોકો એકજ પ્રજા છે એમ બતાવનાર એ એક મહાન્ શુભચિન્હ છે. આપણા ભારતવાસી બન્ધુઓ અને બ્હેનોની વિષાદ અને નિરાશાથી ભરપૂર જીંદગીમાં આવો કાંઇ અમરતાનો ઉલ્લાસ ભર્યો વાયુ થોડો વખત પણ વાય એ આપણે માટે સોનેરી સમય જ છે અને તેથી હેવી મંગળ ઘડીને વધાવી લેતાં અમારા અંતરની ઉંડી આશીષો સ્વદેશને તે સંતોષ, શાન્તિ, વિકાસ અને ઉત્કર્ષ આપો એવી પૂર્ણ પ્રીતિથી આપીએ છીએ.

રાજ્યકારભારની અપૂર્ણતાઓ નામદાર સરકાર પાસે સુધરાવવા પ્રયાસ કરનાર હિન્દી પ્રજા સમાજ આ વર્ષ મદ્રાસમાં મળી હતી, જેના પ્રમુખસ્થાને સમર્થ ન્યાયશાસ્ત્રી ઓનરેબલ મિ. રાસ વિહારી ઘોષ વિરાજ્યા હતા. હેમાં થયેલ ઠરાવો પૈકી નીચેના પણ હતા. ૧ પ્રજાના પ્રતિનિધિઓને રાજ્યકારભારમાં વધુ સામેલ રાખવાની હિન્દી પ્રધાન લૉર્ડ મોર્લિ અને હિન્દના વાઇસરોય લૉર્ડ મિન્ટો તરફથી યોજના તૈયાર કરવામાં આવી છે હેને માટે હેમનો આભાર માનવો. ૨. દક્ષિણ આફ્રિકામાં ત્યાંના યુરોપીયન વતનીઓ તરફથી આપણા ત્યાં વસેલા સ્વદેશી બન્ધુઓની સાથે અન્યાય ભરી વર્તણુક ચલાવવામાં આવે છે હેના ઉપાય લેવા માટે બ્રિટિશ સરકારને અરજ કરવી. ૩. બંગાળાના વિભાગ કરવાથી બંગાળી બન્ધુઓ અતિ મ્હોટા ઉદ્વેગમાં આવી પડ્યા છે. માટે તે રદ કરવા સરકારને વિનંતી કરવી તથા ખૂનરેજી અને જાસ્તીનાં કૃત્યો ત્યાં થાય છે તે તરફ તિરસ્કાર જાહેર કર્યો. ૪. કાયદેસર તપાસ કર્યા શિવાય સ્વદેશી બન્ધુઓને

દેશપાર કર્યા છે તે ઠરાવ ફેરવવા તથા જે કાયદાની રૂએ એ કામ કરવામાં આવે છે, તે કાયદો રદ કરવા સરકારને વિનંતી કરવી. ૫. લોકોને ફરજિયાત અને મફત શિક્ષણ આપવું તથા ન્યાય અને કારોબારીખાતાં જૂદાં કરવાં, લશ્કરીખર્ચ ઓછો કરવો, સ્વદેશીઓને લશ્કરમાં ઉંચા હોદ્દા આપવા, વગેરે બાબત સરકારને વિનંતી કરવી. ૬. સ્વદેશી હીલચાલને ટેકો આપવો. ૭. મોંઘવારીનાં કારણો તપાસ કરવા તથા ખેડૂતોને કચરી નાંખતો મહેસૂલનો દર અને તે વસુલ કરવાની પદ્ધતિ નિયમિત કરવા સરકારને અરજ કરવી.

**ચોથી ઇન્ડસ્ટ્રિયલ કોન્ફરન્સ.** હુન્નર ઉદ્યોગને ખીલાવવાની સમાજનો મેળાવડો રાવ બહાદુર મધોલકરનાં પ્રમુખપણા નીચે મળ્યો હતો, જેમાં મદ્રાસના નામદાર ગવર્નર સર આર્થર લોલી અને હેમના બાનુએ પણ હાજરી આપી હતી. હેમાં કેટલાક નિબન્ધો વંચાયા પછી નીચેના ઠરાવ પસાર થયા હતા. ૧ સરકારને ઉદ્યોગનુ ખાતુ દરેક પ્રાન્તમાં ઉઘાડવા વિનંતી કરવી. ૨ શિલ્પશાસ્ત્ર અને ઉદ્યોગ સંબંધીનુ તથા વ્યાપારનું જ્ઞાન જેમ બને તેમ વધુ ફેલાવવું જોઇએ. ૩. પરસ્પર મદદગાર મંડળીઓ મારફત ખેતીવાડીની નાણાં ધીરનારી પેઢીઓ ( બેંક ) ઉઘાડવા સરકારને વિનંતી કરવી. ૪. ખનીજ, વણાટ અને ખાંડનો ઉદ્યોગ વધારવો. ૫. દેશી કાપડની જકાત કહાડી નાખવા અને માલ ઉપર રેલવેનુ નુર ઓછું કરવા સરકારને અરજ કરવી.

**બાવીસમી સંસાર સુધારા પરિષદ્ તથા ભારત મહિલા પરિષદ્.** સંસાર સુધારા સમાજ ન્યાયમૂર્તિ મિ. શંકર નાયરના પ્રમુખપણા નીચે મળ્યો હતો. આ પરિષદ્‌માં સ્ત્રીઓએ પુરૂષોની સાથે આગળ પડતો ભાગ લીધો હતો. હેમાં થએલા ઠરાવ પૈકી નીચેના પણ હતા. ૧. સ્ત્રી કેળવણીનો વધારો કરવો અને કેળવણીની સંસ્થાઓમાં પોતાનાં બાળકોને બને ત્યાં સુધી મોકલવા પ્રયાસ કરવો. ૨. પરદેશગમન માટે સર્વ રીતે અનુકૂળતા કરવી તથા પરદેશ જઈ આવેલાને મદદ કરવી. ૩. લગ્નનું વય વધારવું તથા ઉપજ્ઞાતિઓમાં અરસપરસ કન્યાવ્યવહાર શરૂ કરવો. ૪. આશ્રમો વગેરે કહાડી વિધવાઓની સ્થિતિ સુધારવી, અને હેમનાં પુનર્લગ્નને નડતી અડચણો દૂર કરવી. ૫. જ્ઞાતિબંધન ઢીલાં કરવા, તથા હલકી કોમોને કેળવણી આપી સુધારવી. ૬. કેફનો નિષેધ કરવો અને સાંસારિક વિશુદ્ધતા જાળવવી. (સંસાર ુધારા સમાજ તથા મહિલા પરિષદ્‌ના ભાષણોનો સાર હવે પછી પ્રકટ કરવામાં આવશે.)

**હિન્દી ધાર્મિક (થિઇસ્ટિક) પરિષદ્.** હિન્દી ધાર્મિક સમાજનું સંમીલન બાબુ અવિનાશ ચન્દ્ર જમુદારના પ્રમુખપણા નીચે મળ્યું હતું. ઇશ્વરોપાસના તથા ધાર્મિકસંવાદ થયા હતા, અને બન્ધુભાવ જગતમાં સર્વત્ર પ્રકટાવવાનો બોધ કરવામાં આવ્યો હતો. આ પરિષદ્‌માં હલકી કોમોના ઉદ્ધાર વિશે વ્યાખ્યાનો થયાં હતાં.

**તેત્રીસમું થિયોસોફિકલ (બ્રહ્મજ્ઞાન) સંમીલન.** મિસિસ એનિબિસાન્ટ અને મિસ લિલિયન એડ્ગરના આગેવાનપણા નીચે આ મંડળનો મેળાવડો મળ્યો હતો, જેમાં આ બન્ને બાનુઓએ ઉત્કર્ષક વ્યાખ્યાનો આપ્યાં હતાં અને થિયોસોફિની વર્ષ દરમિયાન અભિવૃદ્ધિનો અહેવાલ જણાવ્યો હતો.

કેફી વસ્તુઓનો ઉપયોગ ઓછો કરાવવાને પ્રયાસ કરતા મંડળની સભા રેવરંડ મિ. મેકનિકોલના પ્રમુખપણા નીચે મળી હતી જેમાં દારૂની બદીનો ફેલાવો વધતો જોઈ તે વિરૂદ્ધ ખાસ પ્રયાસ કરવાં સૂચના કરવામાં આવી હતી; અને ત્હેમાં લીલાંઉથી દારૂના પરવાના ન વેચવાનું, દારૂ અને અફિણના વેચાણપર અંકુશ રાખવાનું, દારૂની દુકાનો ઓછી કરવાનું તથા કારોબારી અમલદારોની પરવાના આપવાની સત્તા લઈ લેવાનું સરકારને વિનવવું એમ ઠર્યું હતું.

પાંચમું ઑલ ઇન્ડિયા ટેમ્પરન્સ કોન્ફરન્સ.

**સ્ત્રીઓનાં કામ:**—સ્ત્રીઓએ સંસાર સુધારા તથા ધાર્મિક વિકાસ અને સ્વદેશી વસ્તુના પ્રચાર વગેરેનું કામ ખાસ કરવાનું છે અને તે તેઓ બહુ સારી રીતે કરી શકે તથા ત્હેમની સહાય વિના તે સંપૂર્ણ રીતે ન બની શકે છે. એ હવે લગભગ સર્વસામાન્ય છે. ગયું વર્ષ અતિશય કઠિન ગયું; પરન્તુ પ્રકાશનો ઝળકાટ તે કઠિનતાનાં તોફાનોમાં પણ દેખાયા વિના રહ્યો નહિં હતો. દક્ષિણ હૈદરાબાદમાં પાણીની રેલે જે મહાન્ આફત આણી મુકી હતી તે નિવારવામાં સહાયક તરીકે સુપ્રસિદ્ધ સ્ત્રીકવિ સૌ સરોજિની નાયડુની આગેવાની તળે સ્ત્રીઓએ પણ પોતાની નિરાધાર અને દુઃખી થયેલી બ્હેનોના સંકટ નિવારણ અર્થે ઘણાજ પ્રયાસ કીધા હતા, જેના પરિણામે નામદાર સરકારે મિસિસ સરોજિનીને કેસર-ઇ-હિન્દનો સુવર્ણચાંદ અર્પણ કીધો છે. નાગપુરના પ્રદર્શનનો સ્ત્રી-વિભાગ પણ બહુ આશાજનક હતો અને ત્હેમાં કેટલાક કારીગરીના નમૂના કલ્પનાકલાની રચના સારી રીતે દર્શાવતા હતા. શ્રીયુત્ ટિળક અને અરવિન્દ ઘોષની વિપત્તિઓએ દુઃખાર્ત કરેલી ત્હેમનાં કુટુમ્બોની સ્ત્રીઓને સહાય તથા દિલાસો આપવામાં બધીકોમની મહિલાઓએ ભાગ લીધો હતો. પ્રો. કર્વેના અનાથબાલાશ્રમે તથા ત્હેનાં આત્મત્યાગી વ્યવસ્થાપક કાશીબાઇ દેવધર વગેરે તરફથી પણ સારૂં કામ થયું છે. સુરતમાં સ્ત્રીઓ તરફથી પૈસાફન્ડ ઉભું કરવાની યોજના બ્હાર મૂકાઈ છે. આ સર્વ બહુજ આશાજનક છે.

સ્વદેશસેવા અનેક રીતે કરનાર મિ. મલબારી અને ત્હેમના પ્રમુખ સહાયક તથા સલાહકાર મિ. દયારામ ગિડુમલ તથા પ્રો. ગજ્જર એઓએ એક એવી યોજના આરંભી છે કે જેની સફળતા પ્રો. કર્વેના અનાથ બાલાશ્રમ કરતાં પણ ઉપયોગીતામાં વધી જાય; અને આ યોજના સેવાસદન છે, જે વિશે આ પત્રમાં પણ લખવામાં આવ્યું છે. સુરતમાં વનિતાવિશ્રામ નામની સંસ્થા ગં. સ્વ. ન્હાનીબ્હેન ગજ્જર તરફથી કેટલાક વખતથી ઉઘાડવામાં આવી છે, જેની એક શાખા અમદાવાદમાં પણ છે. સુરતના આશ્રમની વિગત વિશે બહુ અમે હજુ સુધી જાણી શક્યા નથી, પરન્તુ અત્રેની સંસ્થાનાં વ્યવસ્થાપકે, અમારી માગણી ઉપરથી, કેટલીક હકીકત અમને મોકલી આપવા કૃપા કીધી છે, જેથી ત્હેને વિશે અમે કાંઈક સૂચન અહિં કરી શકીએ છીએ. અહેવાલના સ્વરૂપમાં આગળ ઉપર તે અનુકૂળતા મુજબ પ્રકટ કરવામાં આવશે.

વનિતા વિશ્રામ અને સેવાસદન.

સંવત્ ૧૯૬૨ના આષાઢના શુકલપક્ષની એકાદશીને દિવસે, અનાથ, અજ્ઞાન સ્ત્રીઓને સહાય કરવા “ શ્રી સરસ્વતી મન્દિર ”ની સ્થાપના કરવામાં આવી હતી.

હેમાં પ્રથમ ધર્મની કથાઓ થતી, પણ પછી એક પુસ્તકાલય પણ ઉભું કરવામાં આવ્યું હતું. ૧૯૬૩ના વૈશાખના શુક્લપક્ષની ત્રીજને દિવસે સુરતવાળા અનાથાશ્રમની સાથે શ્રી સરસ્વતી મન્દિર જોડી દઈ ત્યાંના આશ્રમની શાખા તરીકે હેને સ્વીકારવામાં આવ્યું હતું. હાલમાં આ આશ્રમમાં શાળા ચલાવવામાં આવે છે, જેમાં સંસ્કૃત, ભરતાં ગૂંથતાં શીવતાં વગેરે, ગુજરાતી ભાષા ઉપરાંત શીખવવામાં આવે છે. વખતો વખત વ્યાખ્યાનો પણ ત્યાં થાય છે, જ્યારે અન્ય સન્નારીઓને આમન્ત્રણ કરી બોલાવવામાં આવે છે. પુસ્તકાલયમાં બહુ સારાં પુસ્તકો એકઠાં થઈ શક્યાં છે અને તે તથા બીજી વ્યવસ્થા વગેરેની ગોઠવણ સારૂ આ સંસ્થા હેનાં સંસ્થાપક બ્હેન સુલોચનાને આભારી છે. અન્ય સન્નારીઓ પણ સારી મદદ આપે છે. ટૂંકામાં આશ્રમની યોજના બહુ આશાજનક અને પ્રોત્સાહક છે.

વિધવાઓ પત્નીઓ અને બાલિકાઓના એકાન્ત, દુઃખમય જીવનમાં કોઈપણ માર્ગે પુણ્યસંચાર, પ્રભુ તરફનું પ્રેમવહન, અને નિર્મળતાના પ્રકાશનું પ્રાકટ્ય કેવી રીતે થાય એ વિશેના ઘણા વિચાર આ આશ્રમનું દર્શન હૃદયમાં ઉત્પન્ન કરે છે. આપણા ગૂજરાતના એક સાક્ષર કવિ તથા અન્ય સ્વદેશ પ્રેમી સજ્જનો સાથે, ઇશ્વરકૃપાથી, વનિતાવિશ્રામ જોવાનો લાભ અમને મળ્યો હતો; જ્યારે અમને મનમાં એમ થઇ આવ્યા વિના રહ્યું નહિં કે જે ભૂમિમાં આવાં ઉત્તમ બીજ વવાય છે હેને આપણે હતભાગ્ય શા માટે માનવી? આશ્રમની પવિત્રતા આસપાસના સયોગોને પણ વિસરાવી મૂકે છે અને જ્યારે શિષ્યાઓના કંઠમાં આપણા પુરાણ ઋષિઓની વાણિથી પાવન થયેલાં પ્રભુપ્રાર્થનાનાં સ્તોત્ર સાંભળીએ છીએ, સાંભળતા સાંભળતાં નિર્મળ બાલિકાઓનાં નિર્દોષ વદનનાં દર્શન પામીએ છીએ, સાક્ષાત્ સરસ્વતીના નિવાસ સ્થાનરૂપ ગ્રન્થાલય નિહાળીએ છીએ, અને જીવન પ્રબોધતી ચિત્રમૂર્તિઓ જે મકાનની દિવાલ ઉપર ગોઠવાયલી છે તે હૃદયમાં ઉતારીએ છીએ, ત્યારે ક્ષણભર એમજ થઇ આવે છે કે આપણે આપણા પ્રાચીન ભારતની ઉજ્વળ, મંગલમયી ઉષામાં જાણે વસતા ન હોઇએ ?

પરન્તુ તે ક્ષણભર જ છે; જાગ્રત થતાં હિન્દનાં આ કલેશગ્રસ્ત સંતાનોની સમિપમાં આપણે છીએ એ વાત ભૂલી શકાતી નથી; અને આ બાલ-યોજનાને તો હજી દુનિયાંનાં વાવાઝોડાં અને તોફાનના મહા વેગ હવે સહન કરવાના છે એ યાદ આવ્યાં કરે છે. મહાકવિ ભવભૂતિના સમયમાં પણ જે સત્ય હતું, સ્ત્રી અને વાણીના ગુણ વિશે ટીકા કરવામાં સાધુતા મનુષ્યો ક્વચિતજ રાખી શકે છે—તે હજી પણ [illegible] છે, એમ-આશ્રમના પ્રયોજકોને અમારે જણાવવું અવશ્યનું છે. નિન્દા, નિરાશા, અશ્રદ્ધા, અવિવેક, અને દુષ્ટતાનો પ્રકોપ એમને હજી સહન કરવાનો છે. જગત્‌ની કોઈપણ સારી યોજના હેમાંથી બચી ગઇ નથી એ જાણીતું છે. પરન્તુ તેથી કોઈ પણ રીતે ભીતિ રાખવાનું કાંઇ કારણ નથી; ભગવદ્ વાક્ય છે કે, " જ્યાં ધર્મ છે, ત્યાં કૃષ્ણ છે. અને જ્યાં કૃષ્ણ છે ત્યાં જય છે. " અમારી પ્રભુ પાસે એટલીજ યાચના છે કે આવી શુભ સંસ્થાનું હેના સ્વદેશપ્રેમી વ્યવસ્થાપકોનું અને હેમાં લાભ લેતા શિષ્ય વર્ગનું સર્વદા શુભ થાઓ, કલ્યાણ થાઓ !

**નાટકો અને સ્ત્રીઓઃ**—અમે બહુધા નાટક જોવાની તરફેણમાં નથી. સારાં નાટ-

કોમાં પણ અભિનય, ભાષા કિંવા કવિત્વ એટલું ઓછું નિર્માંલ્ય હોય છે, દોષ એવા ગંભીર નજરે પડે છે, કે પુરૂષો અગર સ્ત્રીઓ-કોઇને પણ તેથી હાનિ જ થવા સંભવ રહે છે. શુદ્ધ આનન્દ મળવો બહુ કઠિન થઇ પડે છે. અમુક નાટકો સ્ત્રીઓને માટે સારાં નથી પણ પુરૂષો તો હાનિ વિના તે જોઇ શકે એવું માનવું અમારૂં નથી; અમારા નમ્ર મત મુજબ જે એકને માટે સારૂં, પાવનકારી, સુબોધક, આનન્દન, તે બીજાને માટે પણ ત્હેવુંજ હોઇ શકે. ઉદયમાર્ગનાં બંધારણ જૂદાં જૂદાં હોયજ નહિં અને નથી એટલે એવાં થોડાંજ નાટકો આપણામાં છે કે જે તદ્દન ઉજ્વલ, ઉત્કર્ષક છે, અને તેટલાંજ સ્ત્રી અને પુરૂષો લાભ સહિત જોઇ શકે, એમ કહેવું પડે છે. આ વસ્તુસ્થિતિ હવે બદલાતી જાય છે, એ અમે બહુ ખુશીથી જોઇએ છીએ. કેવળ દોષરહિત તો નહિં, પરન્તુ ધાર્મિક અને સાંસારિક સુધારા તથા ઉન્નતિનાં નાટકો રંગભૂમિ ઉપર આવવા લાગ્યાં છે, લોકોની રસવૃત્તિ ઉચ્ચ થતી જાય છે, અને આશા રાખવામાં આવી છે કે હવે કેટલાક સમયમાં કોઇ મહાન્ નાટકકાર પ્રકટશે જેની લેખિની અને જેનાં નાટ્યપાત્રો સમસ્ત ભારતને અજવાળશે.

આ આશાનું ફળ ગમે ત્યારે મળો, પણ પ્રકાશનું એક કિરણ તો આપણા નાટ્યપ્રદેશ ઉપર ઝળકી ચૂક્યું છે. કાઠિયાવાડી નાટક કંપનીએ દેવકન્યાનું નાટક અહિંની રંગભૂમિ ઉપર પ્રત્યક્ષ કીધું છે, જેને અમે અન્તઃકરણપૂર્વક સ્વાગત આપવા રજા લઇએ છીએ. જે નાટ્યકવિની સંસ્કારી લેખિનીએ આ નાટક આલેખ્યું છે, અને જે ભવિષ્યવાન ચિત્રકારની પીંછીએ ત્હેને શણગાર્યું છે, તે બંનેનો આ પ્રયાસ એવો આકર્ષક અને મનોરંજક છે અને નાટકનું કવિત્વ તથા વસ્તુસંકલના એટલાં આશાજનક છે કે આપણાથી ત્હેમને અભિનન્દન આપ્યા વિના રહી શકાય તેમ નથી. સ્ત્રીઓ તેમજ પુરૂષો, બાળકો તેમજ વૃદ્ધજનો, કોઇ પણ આ ખેલ ઘણી રીતના લાભ સાથે, કોઇ પણ પ્રકારની હાનિ સિવાય, નિઃસંશય જોઈ શકશે. અમે એમ કહેવા નથી માગતા કે આ નાટક સર્વગુણસંપૂર્ણ છે; પણ એટલું તો કહીશું જ કે કવિત્વ,-સુબોધ અને ઉચ્ચ ભાવનામાં ગૂજરાતમાં ભજવાતા કોઇ પણ નાટક સાથે દેવકન્યા ખરેખર ફત્તેહથી હરીફાઈ કરી શકે તેમ છે; અને ત્હેના માલેક મિ. વિશ્વનાથને આવું ઊંચી પંક્તિનું નાટક રંગભૂમિ ઉપર લાવવાને માટે અમે ધન્યવાદ અર્પીએ છીએ.

નાટકનું વસ્તુ ઘણે ભાગે મહાભારતની એક આખ્યાયિકા ઉપરથી લીધું છે; અને ત્હેમાં સ્ત્રીઓનો પતિવ્રતા ધર્મ, વિરાગ કરતાં પણ વધારે ઉચ્ચપદ અને પ્રતાપ પ્રાપ્ત કરાવે છે એનું સુન્દર નિરૂપણ છે. પતિભક્તિ, માતપિતાની સેવા, સદ્ધર્મ ભાવના, સન્માર્ગ શિક્ષણ, આત્મત્યાગ વિગેરે આ નાટકમાં ઘણું જોવાનું, શીખવાનું મળે તેમ છે; અને ઉંચામાં ઉંચું ભક્તિનું લક્ષણ-પ્રેમના તાદાત્મ્ય કરતાં પણ મનુષ્યોના ઉદ્ધાર માટે વધારે લાભકારક-સ્વાત્મભોગ, પતિના સુખ, કલ્યાણાર્થે પત્નીએ પ્રબળ મનોવૃત્તિઓને પણ ભસ્મવત્ બનાવી પોતાના જીવનને પતિ સેવામાં સમર્પ્યું, એ ભાવના અમને બહુ ઉત્તમ લાગે છે. હિન્દુ ધર્મના વિકટ સિદ્ધાન્તોને સરલ બનાવી પ્રજાની જીંદગીમાં હૃદયમાં ઉતારવા જે પ્રયાસ થયો છે તે એટલો બધો સફળ નથી. પ્રાચીન ભારતમાં પણ પ્રબોધચન્દ્રોદય —અને સંકલ્પસૂર્યોદય વગેરે પ્રયત્નો ફળહીન રહ્યા છે " અને દેવકન્યાનું; ધર્મરહસ્યોનું

શિક્ષણ પણ અમને ધારતી છે કે, લાંબા વખત સુધી તેમજ રૂહેવાનું. પરન્તુ શુભ પ્રારંભ થયો છે અને એ નાટકનું પોતાનુંજ જીવનસૂત્ર "કામ કરવાનોજ આપણને અધિકાર છે, ફળની ઇચ્છા રાખવાનો નહિં, એ મુજબ આ વિષયમાં હ્મેને વિજય ન મળે તો નિરાશ થવાનું કાંઇ કારણ નથી.

જગતના ઉત્કર્ષ માટે સ્ત્રીઓ પતિવ્રત પાળે એ ધર્મ છે, પરન્તુ હ્મેમાંજ કલ્યાણના સહુ માર્ગ સમાઇ ગયા છે એમ તો કવિનું પણ માનવું નહિંજ હોય, એમ અમે ધારીએ છીએ. આસુરી વૃત્તિ મનુષ્યોને દુષ્ટ માર્ગે પ્રેરેછે, પણ સતીત્વના ઉજ્વલ પ્રકાશ આગળ તે વૃત્તિ નાશ પામી હૃદય પવિત્ર થાય છે એના આલેખન માટે અધમ પાત્રોનું નિરૂપણ જરૂરનું લાગે છે. શુભ પાપ અન્તઃકરણને નિરંતર દંશદીધા કરે છે તે તથા સ્નેહ વૃત્તિ અને જીવન સુખનો ભોગ નાયક અને નાયિકા ધર્મના અનુશીલન અર્થે અર્પે છે તે બહુ સારી રીતે ચિત્રાયલું છે

રા. જ. ( બન્ધુસમાજ. )

સ્ત્રીઓ, પુરુષો અને ખાસ કરીને દંપતીઓ માટે આ નાટક લખાયલુ છે, અને તે જોયા પછી ગમે હ્વેવું પણ મનુષ્ય ઉન્નત ભાવનાઓ લઇ ઘેર ન જાય એમ બનવું અસંભવિત અમને ભાસે છે. સ્ત્રીત્વની ઉંચામાં ઉંચી ભાવના કે પતિજ પત્નીનું પરમદૈવત છે એ હ્મેમા નિરંતર ઝળહળ્યા કરે છે, સરસ્વતીચન્દ્રની ઋષિઓના પંચ મહાયજ્ઞની કલ્પના કે જેમા મનુષ્ય માત્રના પ્રત્યેક સંકલ્પ અને કર્મ જીવનયજ્ઞમાં આહુતિ રૂપેજ સ્વીકારવાની માન્યતા દર્શાવી છે હ્વેવાજ પ્રકારનો સુબોધ હ્મેના પ્રત્યેક વિભાગમાં અસ્ખલિત વહે છે, અને ગ્રાહસ્થ્ય અથવા જીવનના મહાન્ કર્તવ્યો એ એવો પરમ ધર્મ છે કે જેની સમિપે ઉંચી પંક્તિના વાનપ્રસ્થ અને સંન્યસ્ત પણ ઝાંખી રેખામાં દેખાય છે,–હ્મેના નિરૂપણમા લેખકની શકિતની સફળતા અનુપમ સ્વરૂપ ધારણ કરતી આપણી નજરે તરે છે.

વિસ્તારના ભયથી નાટકનો સાર લઈ શકાયો નથી, પરન્તુ થોડા ન્હાના ન્હાના ાપપાત્ર જનોના અભિનય આદિના દૂર કરીને જોઈશું તો આપણને આ નાટકની ઉચ્ચ સુન્દરતા સમજાયા વિના રૂહેશે નહિ; કવિત્વ ભર્યા સગાન, દિવ્યભાવનાવાળી કલ્પના ાક્તિ અને વ્યાવહારિક દ્રષ્ટિએ જોતા પણ હ્મેના વસ્તુની સફળતા અમને ખાત્રી કરી આપે છે કે આ નાટકને માટે હજી પણ બહુ આશાજનક ભવિષ્ય છે. અમુક વસ્તુ સ્થિતિ અથવા દ્દષ્ટિબિન્દુ માટે મતભેદ થાય એ સ્વાભાવિક છે; પરન્તુ આપણી સમક્ષ જે પાત્રસૃષ્ટિ અને વિચારશ્રેણિ પ્રદર્શિત થાય છે હ્મેને માટે તો આપણે આ નાટકના કર્તાને અભિનંદનજ આપીશુ. આ નાટકનું પુસ્તકરૂપે પ્રકાશન કર્યેથી હ્મેની ખરી કિમ્મત સમજાયા વિના રૂહેશે નહિં.

# લવાજમ પહોંચ.

## પાંચમા વર્ષ પેટે.

૨૭ ગ. એમ. ડી દીવાનજી „
૨૮ રા. ગણપતરામ ઉર્ફે ભોટાભાઇ નડીયાદ
૨૯ સૌ. તારાગવરી કૃષ્ણુલાલ અંબાલાલ „
૩ રા. બા. સાનભાઇ વહાલાભાઇ વડોદરા
૩૧ રા. મહાવજી વિસનજી આણુદાણી માંડવી
૩૨ રા. જાદવજી હંસરાજ ભુજ
૩૩ અ. સૌ. સુરજગૌરી મુબાઇ
૩૪ બ્હેનશ્રી બચુબાઇ „
૩૫ રા. મકનજી જુઠાભાઇ „
૩૬ રા ભવાનીદાસ નારણદાસ મોતીવાળા „
૩૭ રા. સાકરલાલ હરિલાલ „
૩૮ મીસીસ મમીબાઇ નારણજી હરિભાઇ „
૩૯ *
૪૦ *
૪૧ ર સુન્દરલાલ કેવળરામ માંગરોળ
૪૨ રા. ભાઇશંકર રણછોડ કેરવાડા
૪૩ રા સરદારસીંગ સુરસંગ ટંકારીબંદર
૪૪ રા. રતિલાલ મગનલાલ જામનગર
૪૫ રા. વકીલ ચતુરદાસ ઘેલાભાઇ „
૪૬ રા. ડહેચરાય જદુરાય કાલોલ
૪૭ રા. હીરાભાઇ સામળભાઇ નાસીક
૪૮ રા કેવળરામ દલપતરામ ખાનપુર
૪૯ રા. મોહનલાલ વિ નાગજી વીરાજી
૫૦ રા. મીસીસ કૃષ્ણાગવરી લુણાવાડા
૫૧ રા. સરજારામ સોમેશ્વર લુણાવાડા
૫૨ રા. ભટ જગન્નાથ હરિલાલ ધંધુકા
૫૩ રા. અચરતલાલ પુ જેસર સાબરમતી
૫૪ ગ. ગુલાબરાય જીવણરામ વાનડી
૫૫ રા. ભગવાનલાલ બાપાલાલ સિદ્ધપુર
૫૬ ગ. છગનલાલ પ્રેમચંદ પાદરા
૫૭ સૌ. સુભદ્રાના જુઠેજ અવિનાશ ફુલચંદ ઢોલરા
૫૮ રા. છગનલાલ હરિલાલ પંડ્યા જુનાગઢ
૪૫૯ રા. બા પ્રહલાદજી શીકરામ દહેમ
૪૬૦ રા ઇચ્છાશંકર દુર્ગાશંકર „
૪૬૧ રા. મગનલાલ જમેતરામ
૪૬૨ રા. નૃસિંહપ્રસાદ ગીરજાશંકર અમરે
૪૬૩ રા. શંકર હરિભાઈ „
૪૬૪ ગ વામનરાવ મોમતારાયણ વડોદ
૪૬૫ ગ. હીરાલાલ વસતરાય સાબરમ
૪૬૬ જૈનોદય બુદ્ધિસાગર સમાજ સાણં
૪૬૭ રા રૂપચંદ ગોરધનદાસ કરાંચ
૪૬૮ રા. હરિદાસ લાલજી લક્ષ્મીરામ કરાચ
૪૬૯ રા ઝીણાભાઇ મુળજીભાઇ કરાચ
૪૭૦ રા વલ્લભદાસ વિસનજી કરાચ
૪૭૧ રા વિ-બક એચ મહેતા વડોદર
૪૭૨ સૌ વજીઆબ્હેન વસનજી કલ્યાણજી „
૪૭૩ રા. વિઠ્ઠલદાસ માધવદાસ વઢવાણસીટી
૪૭૪ સૌ ચતુરલક્ષ્મી બાળકૃષ્ણ કંથારીયા મુંબ
૪૭૫ રા. સા. માણેકલાલ સાકરલાલ વડોદર
૪૭૬ ડૉ. મણિલાલ ગગાદાસ દેસાઇ ખેડ
૪૭૭ તારાલક્ષ્મી વિ. રૂપશંકર વડોદર
૪૭૮ રા પુરૂષોત્તમ રણછોડદાસ ઉમરે
૪૭૯ રા જયેન્દ્રરાવ ભાગારાવ વેહ
૪૮૦ રા માધવલાલ ઝવેરીલાલ મજમુદાર ઉમરે
૪૮૧ અ. સૌ સવિતાગવરી વાગર
૪૮૨ રા લાલજી હરજીવનદાસ કરાંચી
૪૮૩ રા. છગનલાલ ઠાકોરલાલ બી એ. વડોદરા
૪૮૪ રા. શા. એ. ડી. ધરમસી કળગામ
૪૮૫ બાઇશ્રી જીતાબા ગોસાહજી શિ-
વપાલગર નાપડ
૪૮૬ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જૈનપુસ્તકાલય પાટણ
૪૮૭ રા પુરૂશોત્તમદાસ ગોવિન્દદાસ દહાણું
૪૮૮ રા ભાનુભાઈ સરજારામ પારડી
૪૮૯ અ. સૌ. પ્રભાવતી બ્હેન ગોડલ
૪૯૦ ગ ઐદલજી ખરશેદજી અમદાવાદ
૪૯૧ રા. લક્ષ્મણભાઈ જેઠાભાઇ વ્યાસ „
૪૯૨ રા. આનંદરાવ હરિવલ્લ પંડીત તારાપુર
૪૯૩ રા રવજી ધરમશી રૂખા કચ્છ માંડવી
૪૯૪ અ સૌ. મમીબાઇ

૪૯૫ રા. નાગરદાસ છગનલાલ　　વઢવાણ
૪૯૬ રા. છોટાલાલ ચતુરભાઇ વકીલ બોરસદ
૪૯૭ વૈદરાજ કેશવલાલ વલ્લભદાસ પાલીતાણા
૪૯૮ મે. હરિવલ્લભ તપકચંદ લાયબ્રેરી વીરમગામ
૪૯૯ રા. મહાશંકર છગનલાલ જોશી ગોધરા
૫૦૦ રા. નરસીલાલ ધમનલાલ　　નગરઠઠ્ઠા
૫૦૧ ડૌ. લક્ષ્મીપ્રસાદ ગીરધરલાલ　　ખેડા
૫૦૨ મીસીસ ચન્દ્રલક્ષ્મી ઠાકોરલાલ　　વાગરા
૫૦૩ શીવગવરી કલ્યાણદાસ　　સુરત
૫૦૪ રા. મોરારજી વલ્લભદાસ કચ્છ માંડવી
૫૦૫ રા. નરોત્તમદાસ મગનલાલ　　મુંબાઇ
૫૦૬ રા. કરશનદાસ દ્વારકાદાસ કચ્છ માંડવી
૫૦૭ બચુભાઇ હરિદાસ તુલસીદાસ　　મુંબાઇ
૫૦૮ રા મણિલાલ ગોરધનદાસ　　નડીયાદ
૫૦૯ બાઇ રાધાબાઇ મગનલાલ　　મોરબી
૫૧૦ બાઇથી બચુબાઇ　　વડીયા
૫૧૧ સૌ. શાન્તાલક્ષ્મી　　મામરોળ
૫૧૨ રા શિવપ્રસાદ દલપતરામ　　બારા
૫૧૩ શા કલ્યાણજી જીવણદાસ　　પોરબંદર
૫૧૪ સૌ. મુક્તાગવરી હરગોવન　　ચલાલા
૫૧૫ કાનપુર ગુજરાતી જ્ઞાનાશ્રમ
લાયબ્રેરી　　કાનપુર
૫૧૬ ગ. આણંદજી નાનચંદ　　કાનપોર
૫૧૭ રા નટવરલાલ કનૈયાલાલ　　માણાવદર
૫૧૮ સૌ. બેન મણિલક્ષ્મી　　પોરબંદર
૫૧૯ ઠાકોરશ્રી હીમતસીંગજી રાય-
સીંગજી　　ગાજણા
૫૨૦ સૌ દુર્ગાબાઇ લલ્લુભાઇ
કલ્યાણજી　　સુલતાનપુર
૫૨૧ રા. ફકીરચંદ કેવળદાસ　　બારેજા
૫૨૨ રા. દેવચંદ રામજી　　ધારી
૫૨૩ *
૫૨૪ રા. કીષ્ણદાસ મોરારજી　　ખભાળીયા
૫૨૫ ગ. હંસરાજ નાનજી શાહ　　રંગુન
૫૨૬ ગ. ગીરધરલાલ ધરમદાસ　　વલસાડ
૫૨૭ બ્હેન મણિગવરી　　નાગપુર
૫૨૮ રા. એમ. જે વૈદ્ય　　માંગરોળ
૫૨૯ રા. અરદેશર ફરામજી ખબરદાર મદ્રાસ

૫૩૦ રા. હરિલાલ એમ ભટ
૫૩૧ રા. રાજવૈદ્ય મણિશંકર આનંદજી પોરબંદર
૫૩૨ શે. દીપચંદ દામોદર　　હીંગનઘાટ
૫૩૩ રા. મુકુન્દરાય વિ. હરસુખરાય　　પૂના
૫૩૪ રા જસરાજ હીરાચંદ　　કોચીન
૫૩૫ રા. ભગવાનદાસ નરભેરામ　　રનાલા
૫૩૬ બાઇ મીઠી બાઇ　　કલકત્તા
૫૩૭ રા. પુરશોત્તમ સુન્દરજી　　રંગુન
૫૩૮ રા. મોતીચંદ નાગરદાસ　　"
૫૩૯ રા. મોહનલાલ ઉજમસી　　"
૫૪૦ રા દલસુખભાઇ વાડીલાલ　　સોલાપુર
૫૪૧ રા. ગોરધનદાસ કરશનદાસ　　અંજાર
૫૪૨ ગ. શેઠ ડુંગરશીનદાસ બાલગોવિન્દ
માટુંગા.
૫૪૩ રા. ગોપાળજી સુન્દરજી　　તલાજા
૫૪૪ રા. હરિદાસ માધવજી રાજા　　વેરાવળ
૫૪૫ ઠક્કર રણછોડદાસ વિ મોરારજી કલકત્તા
૫૪૬ શા. ઉજમસી માણેકચંદ　　મુંબાઇ
૫૪૭ રા ફકીરભાઇ લાલભાઈ　　આણંદ
૫૪૮ રા મનસુખરામ પ્રાણજીવન　　બીલખા
૫૪૯ રા. શિવજી પુંજા　　મુંબાઇ
૫૫૦ રા માણેકધર ગીરજાધર　　ભાટિન્ડા
૫૫૧ રા ચંદુલાલ લલ્લુભાઇ　　ઘોડબંદર
૫૫૨ રા. પ્રેમજી વીરજી　　રુ.લી
૫૫૩ રા રામપ્રસાદ જયકૃષ્ણ　　પાલણપુર
૫૫૪ ડૉ તુલજારામ ચુનીલાલ　　પાલણપુર
૫૫૫ રા. માધવરાવ જેઠાભાઇ બક્ષી રાજકોટ
૫૫૬ રા ગોપાળજી કલ્યાણજી　　મોડાસા
૫૫૭ ઠક્કર ભાણજીભાઇ પ્રાગજીભાઇ કેરીંગમો
૫૫૮ „ દામોદર વિ લીલાધર　　મુંબાઇ
૫૫૯ સૌ પ્રેમાબાઇ મુનસીદેવજી　　આકોટ
૫૬૦ રા. લખુમલ ગોકલ ભાટિયા તાતાસિધ
૫૬૧ રા પ્રભુદાસ દેવીદાસ　　માથેરાન
૫૬૨ રા. ગરધારીદાસ જેઠાનંદ　　તાતા
૫૬૩ રા. જટાશંકર ઘેલાભાઇ　　બાબાવદર
૫૬૪ રા વિશ્રામ હાજી　　સુમરીરોહા
૫૬૫ અ સૌ. જયવંતીબાઇ　　માહીમ
૫૬૬ રા. હીરાશંકર રતનશંકર　　અમદાવાદ
૫૬૭ મે. બી. એ એન્ટી સાહેબ　　ભાવનગર

*આ નંબરવાળા ગ્રાહકોનાં નામ મનીઓર્ડરમાં તદન ન ઉકલે એવા હોવાથી અમે બહાર પાડી શક્યા નથી—

મંત્રી સુન્દરી સુબોધ.

---

## ગ્રાહકો, લેખકો વગેરેને સુચના.

"સુન્દરી સુબોધ" ના સંપાદક (તંત્રી) તેમ વ્યવસ્થાપક કોઇ એક વ્યકિત નહિ પરન્તુ સમગ્ર બન્ધુસમાજ છે. આ સંબંધે, ગ્રાહકો વગેરેમાં ગેરસમજુત થવાથી તેની વ્યવસ્થાને કેટલીક હરકત પહોંચે છે માટે ગ્રાહકો, લેખકો, વગેરેએ, સર્વ પ્રકારનો વ્યવહાર (પત્ર વ્યવહારાદિ) કોઇ પણ વ્યકિતને નામે નહિ કરતાં, કૃપા કરી "મન્ત્રી" બન્ધુસમાજ, સુંદરીસુબોધ ઓફિસ એ નામથી કરવો.

મન્ત્રી, બન્ધુસમાજ.

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ

ભાનદાસ મૂળજી વાંચી ગાફથી ભેટ.

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઇના શબ્દોમાં કહીએ તો—"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી, એ કુટુમ્બનાં ખરા કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે;" સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતાં બાન્ધુનાં આત્મા-હૃદય ઉદ્ધારે; માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસમય કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી......સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૧૧ મું. ] ઇ. સ, ૧૯૧૩ નવેમ્બરઃ-ડીસેમ્બર, વિ. સં. ૧૯૭૦ [ અંક ૩-૪.

## દક્ષિણ આફ્રિકામાં દેશબાંધવોનાં સંકટો.

લેખકઃ શ્રી. બ્હેન ર—ધેરાજી.

એક વખત જે આર્યભૂમિ પાશ્ચાત્ય પરદેશી વ્યાપારીઓનાં સમગ્ર ટોળાંને નિષ્કંટક આવકાર આપતી, તેજ ભૂમિના પુત્રો સામે પાશ્ચાત્ય પરદેશોનાં અને તેમાં પણ ખાસ કરીને બ્રિટીશ સંસ્થાનોનાં દ્વાર બંધ થાય, એ શોચનિય છે. બ્રિટીશ પ્રજામાં ગણના થયા છતાં, બ્રિટીશ નાગરિકોના હક્ક છીનવી લેવામાં આવે, અને દરેક રીતે તેમને રઝાડીને હેરાન કરવામાં આવે, તે એનાથી પણ વિશેષ શોચનિય છે.

હિંદુસ્તાનની પશ્ચિમ દિશાએ આફ્રિકા નામે વિશાળ દેશ આવેલો છે. મુંબઇ બંદરેથી સ્ટીમર રસ્તે હીંદી મહાસાગર ઓળંગી તે દેશમાં જવાય છે. તેનો દક્ષિણભાગ દક્ષિણ આફ્રિકાના નામથી ઓળખાય છે. તેમાં કેટલાંક બ્રિટિશ સંસ્થાનો આવેલાં છે. તેની આબાદી માટે—ઉદ્યોગો ખીલવવા માટે લગભગ ઈ. સ. ૧૮૫૯ની સાલથીજ ગીરમીટીઆ ધોરણની રૂએ હિંદી મજુરો મોકલવામાં આવ્યા. તે વખતે હિંદીઓને ઘણી લલચાવનારી આશાઓ આપવામાં આવી હતી. જેમકે ગીરમીટની મુદત પૂરી થયે સંસ્થાનમાં જમીનની માલીકી ધરાવવાનો હિંદીઓનો હક્ક થશે, અને આ દેશના ખેડુતો કરતાંવધારે સારી રીતે પોતાનો વ્યવહાર ચલાવી આબાદ ભોગવતા ખેડુતો, અને છૂટ ભોગવતા શહેરીઓના હક્ક તેમને પ્રાપ્ત થશે ઉપરની લલચાવનારી આશાઓ સાથે હાલની હિન્દીઓની આફ્રિકા માંહેની દયાજનક સ્થિતિ સરખાવતાં આપણને દીલગીરી સાથે સંસ્થાનવાસીઓ પ્રત્યે તિરસ્કાર થયા વિના રહેતોજ નથી.

આપણા દેશબાંધવોએ ત્યાંના ઉજડ પ્રદેશો વસાવ્યા છે, ઉદ્યોગો ખીલવવામાં આગેવાની ભરેલો ભાગ લીધો છે, અને લાંબા સમયથી મહેનત મજુરી કરીને મીલ્કત મેળવી

શરૂઆતમાં ગીરમીટનો સમય પૂરો થયા પછી તેઓને ઉજડ સંસ્થાનોમાં વસવાટ કરાવવાના ખાસ ઉદ્દેશે સામાન્ય રીતે તેમના તરફ ઠીક વર્તવામાં આવ્યું હતું, અને ઉદાર હૃદયના હિંદીઓ ગીરમીટના સમયમાં પોતાના ઉપર વરતાવેલા ત્રાસદાયક પ્રસંગો વીસારી મૂકીને ત્યાં વસવાટ કર્યો. વખત જતાં ઉદ્યોગી હિંદીઓ યુરોપીઅન વેપારીઓ સાથે સ્પર્ધા કરી શકે તે સ્થીતિમાં આવી શકયા, અને તે સમયથીજ સંસ્થાનવાસીઓની વર્તણુકમાં ફેર પડવા લાગ્યો.

તેમને કાઢી મૂકવાના ઉદ્દેશથી સંસ્થાનવાસીઓએ જે હકો હિન્દીઓ હજી સુધી ભોગવતા આવ્યા હતા. તે એક પછી એક છીનવી લેવામાં આવ્યા પરવાના આપવામાં, ફરીથી નવા કરી આપવામાં અને તે બદલાવવામા અનેક મુશ્કેલીઓ ઉભી કરવામાં આવી.

ગીરમીટ સિવાયનાં દરેક હિંદીઓ-સોળવર્ષની વયના છોકરા અને તેરવર્ષની વયની છોકરીથી દરેક હિંદીઓ ઉપર રૂ. ૪૫નો માથાવેરો નાખવામાં આવ્યો. આ માથાવેરો ઘણોજ અસહ્ય નીવડયો, અને મોટા ઈંગ્રેજી અધિકારીઓ કબુલ કરે છે તેમ આ જુલમી વેરાએ—" ઘરો ઉજડ કર્યા છે મરદોને ગુન્હા કરવાની ફરજ પાડી છે, અને સ્ત્રીઓને-આપણી ત્યાં વસતી આર્ય બ્હેનોને નીતિભ્રષ્ટતાને માર્ગે પ્રેરી છે " આ કેટલી ત્રાસજનક અને દુઃખદાયક બીના ! ?

સંસ્થાનવાસીઓને હજી પણ હિંદીઓની જરૂર તો ઉભી જ પરંતુ તેમને કેવા હિંદીઓ જોઈએ છીએ ? વ્હાલી બ્હેનો ! તમોને જાણીને આશ્ચર્ય સાથે દીલગીરી થશે કે તેઓ-માત્ર બોજો ઉપાડનારાં પશુઓ "તરીકેજ હિંદીવાનોને રાખવા ઈચ્છે છે હિન્દપુત્રને આવી શરમ ભરેલી જીંદગી તરફ તીરસ્કાર પેદા નહિ થાય ?

આશરે સાત આઠ વર્ષ પહેલાં એટલે ઇ. સ. ૧૯૦૪માં બ્રિટીશ લોકોથી સ્વતંત્ર થવા માટે બોઅર લોકોએ લડાઈ શરૂ કરી હતી એવા બારિક પ્રસંગમાં પણ આપણા દેશબાંધવોએ સામ્રાજ્ય પ્રત્યેની સપુર્ણ વફાદારી એ કટોકટીમાં પણ સાચવી રાખી હતી, એટલુંજ નહિ પણ લશ્કરી લાયકાતના વાંધાઓ હિંદીઓને નડતા હોવાથી તેઓ સૈનિક તરીકે લડાઇમાં ભાગ ન લઈ શકયા તો પણ લો. મા. આપણા વીરબન્ધુ ગાંધીની દેખરેખ નીચે ડોળીઆ તરીકેની ઉત્તમ ફરજો બજાવી હતી. તેઓની વફાદારી ઉત્સાહ નિષ્ઠા, નિયમપાલન અને નમ્રતાએ સત્તાધારીઓમાં હિંદીઓની ઉમદા છાપ બેસારી હતી. આ સેવાની કીમત એટલી મોંઘી લેખાઈ કે થોડોક સમય હિંદીઓ પ્રત્યે વિશેષ માયા ભરેલી વર્તણુક ચલાવવામાં આવી. પરંતુ સ્વાર્થી સંસ્થાનવાસીઓથી વધારે વખત તેમ નિભાવી શકાયું નહિ

ત્યાર પછી હિંદીઓને ગેરલાભ કરનારા ધારાઓ એક પછી એક દાખલ થવા લાગ્યા, અને હિન્દીઓને દરેક પ્રકારની સતાવણી શરૂ થઇ. વિનંતિ અને સમાધાનીની સઘળી કોશીષો નિષ્ફળ જવાથી, અને આ ઘાતકી જુલમમાંથી બચાવવાની શહેનશાહી સરકારે ખુલ્લી ના પાડવાથી, અતિ નિરાશ થયેલા હિન્દીઓને આવા ગેરવાજબી ધારાને તાબે ન થવાના નીર્ણયપર આવવાની ફરજ પાડી. ઇ. સ. ૧૯૦૬થી સત્યાગ્રહની— શાંત અવરોધની-લડતની શરૂઆત થઇ. આ લડત લગભગ ચારેક વર્ષ ચાલી, અને આપણી માતૃભૂમિનાં સંતાનો-બ્હેનીઓ અને ભાઇઓએ અવર્ણનીય સંકટો ધૈર્યથી સહન કર્યા. ૩૫૦૦ જણ કેદ થયા, અને ૧૦૦ જણ દેશપાર થયા., ઘણાં કુટુંબો ભાગ્યાં, કેટલીક સ્ત્રીઓ અને બાળકોનો પત્તો લાગ્યો નહિ,. હિન્દીઓના વેપાર રોજગારને ધકકો લાગ્યો, તેમનાં ઘરો વેરાન થયાં, સાધનો ખુટી પડયાં અને દરેક પ્રકારની ખુઆરી થઇ.

છતાં પણ સંતોષની વાત એ હતી કે આ સતેજ લડતથી હિન્દીઓને સ્વમાન સંપાદન થયું, અને આખા દક્ષિણ આફ્રિકામાં હિંદીનું નામ ઉન્નત સ્થીતિએ ચઢ્યું. બન્ને પક્ષના નેતા લો. મા. મી. ગાંધી અને જનરલ સ્મટસ વચ્ચેના પત્રવ્યવહારમાં આ લડત અંકીત થયેલી લેખી સમાધાનીથી બંધ પડી. સમાધાનીની શરતો નીચે મુજબ હતી.

૧. ટ્રાંસવાલ સભાએ પસાર કરેલો લાગણી દુઃખવનાર ધારો રદ કરવો.

૨. દેશાંતર અધવાસ જેબીન્જે કોઇ ધારો હાથ ધરવામાં આવે તેમાં હિન્દીવાનો કે એશીઆના વતનીઓ તરીકે તેમની સામે કાંઇ પણ કોમી પ્રતિબંધ ઠરાવનારી કલમ ન મૂકવી.

૩. ચાલુ હક્ક જાળવવા.

આ લડતનું સમાધાન થયા પછી દક્ષિણ આફ્રિકામાં ચાર ઇલાકાનું જોડાણ થતાં મી. ગાંધીએ આગ્રહ કર્યો કે આ કાયદાનો લાભ સમગ્ર જોડાણ થયેલા ઇલાકાને પણ મળવો જોઇએ. અને એ ધોરણે ધારો બંધાવો જોઇએ. તે સમયના સંસ્થાનિક સેક્રેટરી લૉર્ડ ક્રુએ પણ એજ મતલબની હકીકત યુનીયન સરકારને જણાવી. ઈ. સ. ૧૯૧૧માં સમાધાનીનો કાયદો ઘડાયો, પણ તે પસાર થઈ શક્યો નહિ; છતાં સત્યાગ્રહીઓને ખાત્રી આપવામાં આવી હતી કે જ્યાં સુધી નવો ખરડો ઘડવાનો સમય મળશે, અને પાર્લામેંટમાંથી પસાર થશે તે દરમ્યાન સમાધાનીનો અમલ ચાલુ થશે.

ત્યાર પછી ગયે વર્ષે ત્યાંની હિંદી કોમનાં નિમંત્રણને માન આપી, વસ્તુસ્થીતિનું અવલોકન કરી સમાધાન કરવાના ઉદ્દેશે ઑ૦ ગોખલેએ તે પ્રદેશની મુલાકાત લીધી, અને મોટા શહેરોમાં ભાષણો આપ્યાં. તેઓએ હિંદીઓ તરફથી મુદ્દાની ત્રણ માગણીઓ કરી. (૧) કામચલાઉ સમાધાની, (૨) ૪૫ રૂ. નો માથા વેરો, (૩) વ્યાપાર, વસવાટ, કેળવણી અને જમીનની માલિકી વગેરે બાબતમાં ઇલાકામાં બ્રિટીશ હિંદીઓની સામેના લાયકાતના ચાલુ પ્રતિબંધો. આ બાબતમાં ઑ. ગોખલેને ત્યાંના પ્રધાનોએ ચોક્કસ ખાત્રી આપી, કે પહેલી માગણીમાં ઘટીત ફેરફાર થશે. બીજી માગણીમાં વેરો રદ કરવામાં આવશે. અને ત્રીજી બાબત ઉપર સંભાળપૂર્વક વિચાર કરી ધીરે ધીરે સુધારો કરવામાં આવશે.

પરંતુ આજસુધી શાંતીથી આતુરતાએ રાહ જોઇ બેઠેલા સત્યાગ્રહીઓને જણાયું છે, કે હિંદીકોમ સાથે વિશ્વાસઘાત કરવામાં આવ્યો છે, અને તેમને આપેલું વચન ભંગ કરવામાં આવ્યું છે. યુનીયન સરકારે શહેનશાહની સરકારની તેના રાજ્યવહીવટની આડે આવવાની અશક્તિનો ગેરલાભ લઇ, બ્રિટીશ હિંદીઓનાં માનપ્રતિષ્ઠા હણ્યાં છે. આ બાબતમાં મી. ગાંધીએ પ્રધાન સ્મેટસ સાથે ફરી સંદેશાઓ ચલાવ્યા, પણ યુનીયન સરકારે તે પર લક્ષ આપ્યું નહિ. સમાધાનીથી કામ લેવા મી. ગાંધી ઘણા ઉત્સુક હતા. તેમણે તે બાબતમાં પોતાનાથી બનતો સર્વ પ્રયાસ કર્યો, સરસંદેશા ચલાવ્યા, બ્રિટિશ પ્રજા સમક્ષ હિંદીઓનાં સંકટો નિવેદન કર્યાં, સત્તાધિકારીઓ સમક્ષ ખરી વસ્તુસ્થિતિ ખડી કરી, વિનતિઓ કરી, અને છેલ્લે ન છુટકે શાંત અવરોધ અને તેનું અનિષ્ટ પરિણામ પણ સૂચવ્યું. છતાં સર્વ નિષ્ફળજ ગયું. આ વખતે લો. મા. મી. ગાંધી અને બીજા સત્યાગ્રહીઓની માગણી નીચે મુજબ છે.

"૧. કોમી પ્રતિબંધ, જે એક માનભંગ કરનારા અને તદન બિનજરૂરી ફરમાનમાં મૂકાયલો છે, જે યુરોપીયનો માટે રાખવામાં આવેલો નથી, ફ્રીસ્ટેટમાં પેસવા માગતા હિંદીઓ સામે મૂકાયલો છે, અને જે હાલના ખરડાને લાંછન લગાડે છે. તે પ્રતિબંધ દૂર થવો જોઇએ.

૨. દક્ષિણ આફ્રિકામાં જન્મેલા હિંદીવાનોને કેપ સંસ્થાનમાં પેસવાનો જે હક્ક લઇ લેવામાં આવ્યો છે તે પાછો આપવો જોઇએ.

૩. રૂ. ૪૫ નો માથાવેરો ભરતા ત્રણ વરસના વસવાટ પછી નાતાલમાં ગીરમીટથી મુક્ત થયેલા હિંદીવાનો વસવાટનો જે હક્ક મેળવી શકે, અને ગયા ડીસેમ્બરમાં નાતાલની વડી કૉર્ટે સ્વીકાર્યું છે. તે હક્ક પાછો મળવો જોઇએ.

૪. ગીરમીટથી મુક્ત થયેલા હિંદીવાનોને રૂ. ૪૫ નો જે વેરો ભરવો પડે છે, તે રદ કરવો જોઇએ.

૫. દક્ષિણ આફ્રિકામાં કે તે બહાર હિંદુ અગર મુસલમાન ધર્મ પ્રમાણે કરાયલા સઘળાં એક પતિવ્રતનાં લગ્નો કાયદેસર ગણાવાં જોઇએ.

૬. હિંદીઓને લાગુ પડતા સઘળા ચાલુ કાયદાઓ કોમના હિતના વિચારથી અને સમભાવના આશયથી વહીવટમાં મુકવા જોઇએ.

આ માંહેનો પાંચમો મુદ્દો સ્ત્રીવર્ગે ખાસ લક્ષપર લેવા જેવો છે. દક્ષિણ આફ્રિકામાં કોઈ પણ હિંદુ કે મુસલમાન સ્ત્રીનો કાયદેસર પત્ની તરીકેનો સ્વીકાર થઈ શકતો નથી. આ આપણી સ્ત્રીકોમનુ મોટામાં મોટુ અને અસહ્ય અપમાન છે. અને ઘણાં યુરોપી પત્રોએ પણ તે અસહ્ય સ્થીતિ તરીકે કબુલ કર્યું છે.

ઉપર પ્રમાણેના કારણોથી ગયા ઑકટોબરથી ફરી સત્યાગ્રહની લડત શરૂ થઇ છે. પોતાને સર્વે રીતે નિરૂપાય થયેલા જોઇને, આ લડત શરૂ કરવાની હિંદીઓને ફરજ પડી છે. મી. ગાંધીના વાવટા નીચે અનેક સ્ત્રી પુરૂષો આ લડત માટે એકઠા થયા છે. છેલ્લી લડત માત્ર ટ્રાંસવાલમાંજ હતી, ત્યારે ચાલુ લડત સમગ્ર દક્ષિણ આફ્રિકામાં ફેલાયલી છે.

હિંદીઓને શરૂઆતમાં અપાયલી લલચાવનારી આશાઓ, ત્યાર પછી ગરજ સરી રહેતાં હિંદીઓ પ્રત્યે ત્યાંના ગોરાઓનો તીરસ્કાર, તેમનું અન્યાયી વર્તન, બોઅર વિગ્રહ વખતે હિંદીઓએ શાહેનશાહી સરકારની બજાવેલી અનુપમ સેવા, સ્વરાજ્યની સ્થાપના પછી ગોરાવતનદારોનો અન્યાય, હિંદીવાનોના એક પછી એક લૂંટાતા હક્કો, દાદ ન મળતાં હિંદીઓ ચલાવેલી શાંત અવરોધની લડત, તે લડત બંધ પડાવવા સમાધાનીની થયેલી શરતો, તે શરતો પર ફરી વળેલું પાણી, વચન ભંગ, વિશ્વાસઘાત અને તે સર્વેને લઇને અત્યારે દક્ષિણ આફ્રિકામાં આપણા દેશબાંધવોની દયાજનક સ્થીતિ. આ દરેક બાબત હિંદની દરેક વ્યક્તિએ વિચારણીય છે.

આ બાબતમાં ખાસ લક્ષ ખેંચનારી બીના એ છે કે આ સત્યાગ્રહનું વાજબીપણું સમજીને આપણી ત્યાં વસનારી બ્હેનોએ તેમાં વીરતાથી ભાગ લીધો છે. તેઓ પ્રેમ, ઐક્ય, આશા અને ઉત્સાહના કલ્પવૃક્ષ સમાન ચોકની વચ્ચે પોતાનું કાર્યક્ષેત્ર વિશાળ બનાવી, દ્રઢતાથી પોતાની ફરજ બજાવે છે. આફ્રિકા તરફના સમાચારથી જણાય છે કે "લડતમાં ભાગ લેતી બ્હેનીઓ હિમ્મત અને વિરલ ઉત્સાહથી દાખવી રહી છે. તેઓ પકડાવાને તૈયાર થઇ છે. પોતાની સામે ચલાવવામાં આવતાં સઘળાં ગેરવર્તન સહી લે છે, અને કંઇ પણ ફર્યાદ કર્યાવિના સંકટો વેઠે છે આશ્ચર્યકારક ઉત્સાહથી તેઓ સઘળી દિશાએ હિલચાલને પ્રસારે છે. હિંદી કેદીઓ તરફ બીલકુલ લાગણી વિનાના કેદના ઉપરી કાફરોને લીધે ત્યાંની કેદની જીંદગીના ત્રાસો વધારે છે, છતાં પણ વીર બ્હેનીઓ તેથી અચકાતી નથી. અને છેલ્લી લડત કરતાં ચાલુ લડતને ઉંચામાં ઉંચી ટોચે લઇ જાય છે."

જોહાનિસબર્ગથી બાર બ્હેનો પોતાનાં બાળકોને કેડપર લઇ દેશની ખાતર ફેરી રે છે, અને સત્યાગ્રહની લડતમાં ભાગ લઇ માતૃભૂમિ અને તેનાં સંતાનોનાં માન-

પ્રતિષ્ઠાની ખાતર સંકટો સહન કરે છે. આ જાણીને કયાં માતૃભૂમિનાં સંતાનને શુર નહિ ચડે ! કયો ભારતપુત્ર મગરૂર નહિ થાય ? આ બ્હેનોમાં તામીલ કોમની ઘણી છે.

ચાલુ લડતમાં આપણી વીર સખ્ખીઓએ હદ વાળી છે. તેઓ બહાદુર સાથે સ્વદેશાભિમાની છે, એમાં શકજ નથી. જેલનાં સંકટો વર્ણવ્યા છતાં તેઓ હિમ્મત હારતી નથી. કેટલીક બ્હેનો પોતાનાં બાળબચ્ચાં દેશબાંધવોને આશરે છોડી સત્યાગ્રહમાં સામેલ થઈ છે. મી. કેલનબેક તેની સાથે ગયા છે. તેઓ ફેરી ફરી પકડાવાની કોશીષ કરે છે, અને ફેરી ફરતાં જે પૈસા ઉપજે છે તે " દેશબાંધવોને મદદ કરવાના ફંડ " માં ભરે છે. જ્યાં સુધી તેમને પકડવામાં આવે, ત્યાં સુધી ફેરી ફરીને તેમનો પકડાવાનો ઉદ્દેશ છે. કેદમાં ગયેલી કેટલીક બ્હેનીઓનાં મુબારક નામ નીચે પ્રમાણે છે. ( ૧ ) મિસિસ મોહનલાલ ગાંધી, ( ૨ ) મિસિસ છગનલાલ ગાંધી, ( ૩ ) મિસિસ મગનલાલ ગાંધી, ( ૪ ) મિસિસ શેખ મહેતાબ,. ( ૫ ) તેમનાં સાસુ, (૬) મિસિસ જયાકુંવર પ્રાણજીવનદાસ મહેતા. વગેરે.

ધન્ય છે ! મ્હારી આર્યભૂમિની પુત્રીઓ ! તમોને અનેકવાર ધન્યવાદ ઘટે છે ! મ્હારી જન્મભૂમિની ઉજ્જવલ્ કીર્તિમાન વીર પુત્રીઓ તમોને અનેકવાર વંદન કરૂંછું. આદર્શમયી વીર દેવીઓ ! ! તમોએ આર્યભૂમિ, દેવભૂમિ સાથે આર્ય રમણીઓને પણ કૃતાર્થ કરી છે ! તમો આપણી માતૃભૂમિનું ગૌરવ છો ! ! જે કોમમાં આવી તપસ્વીનીઓ તપ તપવાને તૈયાર થઈ છે. તે કોમનો સૂર્ય અસ્ત નથીજ થયો. તેઓનાં અચલિત તપથી ખચીતજ હિંદીવાનો એ વિજય છે.

## આપણી ફરજ શું છે ?

પ્રિય બ્હેનો ! જ્યારે દક્ષિણ આફ્રિકામાં આપણા દેશબાંધવો આવી રીતે દેવી ભારતનાં સન્માન અને પ્રતિષ્ઠા માટે કમર કસી સંકટો વેઠે છે, ત્યારે આપણી ફરજ શું છે ? આપણી વીર બ્હેનીઓ અને બન્ધુઓ પોતાનું સર્વસ્વ અર્પણ કરી આ લડતમાં ઉત્સાહથી સામેલ થયાં છે, તેને માટે આપણે શું કરવું જોઈએ ? આપણે શું કરી શકીએ? આ એક ગંભીર અને વિચારવા યોગ્ય પ્રશ્ન લાગે છે.

હિંદનાં દરેકે દરેક શહેર, અને ગામમાં આ અસહ્ય જુલમ સામે પોકાર ઉઠાવવો ઘટે છે. અને આપણાં-હિંદીઓનાં માન અને પ્રતિષ્ઠાને વાસ્તે દક્ષિણ આફ્રિકાની રણભૂમિમાં સર્વસ્વ ત્યાગ કરી ઝઝુમતી આપણી હિંદી વીરાંગનાઓ, અને બાંધવોને યથાશક્તિ મદદ આપવાની જરૂર છે.-ફરજ છે. ધર્મ છે. જ્યારે ત્યાં વસતા આપણા હિંદી બાંધવો હિમ્મતથી આત્મભોગ આપવાને તૈયાર થયા છે, ત્યારે તેમને સમગ્ર હિંદવાસીઓએ સહાય આપવા જરૂર છે.

બ્હેનો ! મ્હારી દયાળું સખીઓ ! આપણી માતૃભૂમિનું સન્માન જાળવવાની તીવ્ર ઇચ્છાવાળી મ્હારી ભારત માતાની યશવંત પુત્રીઓ ! ! આ વખતે તમારા દયાળુ ને સ્વદેશાભિમાની સ્વભાવનો પરિચય આપો ! તમારી નેક ટેક દર્શાવો ! ! તમે કીડીયારૂં પૂરી કીડી જેવાં પ્રાણી તરફ દયા દર્શાવોછો, પક્ષીઓને ચણ નાખોછો. ઉનાળામાં પરબ-પાણીનાં પરબ બંધાવો છો, જળમાં વસતી માછલીઓને " શ્રીરામ " નામની ગોળી નાખી તેનો પણ ઉદ્ધાર ઇચ્છોછો, શ્રાધ નિમિત્તે કાગડા જેવાં પંક્ષીઓનું પોષણ કરોછો, અતિથી ધર્મનો

મહીમા સમજેછે, અને તમારી પીરસાયલી ભોજનપનાવલીમાથી ગૌગ્રાસ, અને શ્વાનગ્રાસ કાઢયા પછીજ અહાર લોછે ! ! બ્હેનો ! આ સૌ તમારા દયાળુ હૃદયની ઓછી સાબીતીઓ નથી આવી દયાળુ દેવીઓ શુ પોતાના દેશબાન્ધવો, કે જે અત્યારે પોતાની માતૃભૂમિ હિન્દ અને તેના સતાનોના માન પ્રતિષ્ટાની ખાતરજ દુ ખ ભોગવે છે–આત્મભોગ આપે છે, તેને વિસરી જશે ?

વ્હાલી બ્હેનો ! ઈતિહાસના પાના ફેરવો ! વૈહિ દગઢની લ્હડાઇનો પ્રસગ વાચો, મનન કરો એ લડાઇ વખતે ગરીબમા ગરીબ સુતર કાતનારી બ્હેનોએ પણ માતૃભૂમિ–જન્મભૂમિની ખાતર નાણાની મદદ આપી હતી શુ આપણે તે માતૃભૂમિ-દૈવભૂમિની પુત્રીઓ નથી ? શુ આપણે તે દેવપુત્રીઓને પગલે ચાલવાની લાયકાત ખોઈ છે ? હમણાનોજ તાજો દાખલો યાદ કરો ટર્કી–બાલ્કન યુદ્ધ વખતે ટર્કીના ઘાયલ સૈનિકો અને તેના કુટુબોને મદદ કરવા માટેના ફડમા કલકત્તામા કામ કરતી મજુરણ બ્હેનોએ પણ પોતાનો એકેક માસનો આખો પગાર આપી દેવાની ઉદારતા દર્શાવી હતી ! અને એક ગરીબ મુસલમાન બ્હેનીએ મુંબાઈની એક સભામા બીજી યોગ્ય વસ્તુને અભાવે પોતાની સાડીજ ફડમા આપી દઇને સભાજનોને વિશેષ ઉત્તેજીત કર્યા હતા ! ! એક વર્ષને માટે તમારા કપડા લત્તામા અને બીજી મોજશોખની વસ્તુમા કરકસર કરશો, તો પણ ફડમા સારી રકમ મોકલી શકાશે બ્હેનો ! ફડમા આપેલી રકમને લઇને તમે કોઇ તમારી જરૂરીની વસ્તુ માટે કદાચ તગાશ ભોગવશો, તોપણ અહા ! તે તગાશમા પણ એક ઓર આનદ તમે અનુભવશો, એક અલૌકિક શાતિ તમે પ્રાપ્ત કરશો ! ! પ્રિય બ્હેનો ! આપણા લગ્નના રીવાજનો વિચિત્ર અર્થ કરી હિંદુ, મુસલમાન, અને પારસી સમગ્ર બ્હેનીઓનુ હડહડતું અપમાન કરવામા આવ્યુ છે

બ્હેનો ! તમરી દ્રષ્ટી દક્ષિણ આફ્રિકામા સ કટ સહેતા દેશબાધવો તરફ લબાવો ! તમારી કેટલી બ્હેનો જેલમા ગઇ છે ! અને હજુ કેટલી જવાને તૈયાર થઇ છે ? અનેક પ્રકારના સ કટ સહન કરી દેશભક્તિ દર્શાવે છે તમોને જાણીને કદાચ આશ્ચર્ય લાગશે કે કેટલીક બ્હેનીઓએ સત્યાગ્રહને માટે એકઠા થવાની હિંદી છાવણીઓમા બચ્ચાને જન્મ પણ આપ્યા છે !

હાલ લગભગ રૂપિયા એક લાખની દર મહિને જરૂર છે આની મદદ લગભગ ચાર પાચ માસ સુધી એટલે ઈ સ ૧૯૧૪ના ફેબ્રુવારી માસમા જ્યારે યુનીયન પાર્લામેટ મળે અને આ બાબત ઉંચકી લેવામા આવે ત્યા સુધી જરૂર છે આ ફડમા તમારી યથાશક્તિ અ ત કરણની દીનસોજી સાથે કઇક રકમ ભેટ કરો, અને આવા બારીક પ્રસગે તમારી ખરી, અને અગત્યની ફરજ બજાવી સ તોષ મેળવો, એ તમારી ગરીબ લેખક બ્હેનની નમ્ર પ્રાર્થના છે !* શાંતિ ! શાંતિ ! શાંતિ !

* ફડમા નાણા મોકલવાના સિરનામા નીચે મુજબ છે ૧ મી જહાગીર બી॰ પીટીટ ઠે એલફિન્સ્ટન સર્કલ ફોર્ટ મુબાઇ તથા ૨ ઇંડીઅન સોશીઅલ રીફોર્મર ઑફિસ હમમ સ્ટ્રીટ ફોર્ટ મુબાઈ ૩ સર્વંટ્સ ઑફ ઇન્ડીયા સોસાયટી ગીરગાન મુબાઇ ઉપરાત "ગુજરાતી," 'બોમ્બે ક્રૉનિકલ, પ્રજાબન્ધુ તથા આર્યપ્રકાશ, એ પત્રોની ઑફિસમા પણ પૈસા ભરી શકાય છે

૨.

લેખકઃ શ્રી અ. સૌ. **રમાબ્હેન પટ્ટણી**, મુંબાઈ.

બ્હેનો ! દક્ષિણ આફ્રિકામાં આજે આપણાં દેશીઓ જે હાડમારી ભોગવે છે. તેમાં દુર બેઠાં આપણાથી જે મદદ થઈ શકે તે આપણી પાસે માગવામાં આવે છે. કોઇ અતિથિને આંગણાંમાંથી પાછો વાળતાં જેનું હૃદય થરથરે એવી દયાળુ આર્ય પ્રજા પાસે એનાં પોતાનાંજ બાળકોને ભીખ માગવાની ફરજ પડી છે, ત્યારે હિંદુસ્તાનમાં એવું કોણ હોઇ શકે કે જે પોતાનાં બાળકોની દયા ઉપજાવે એવી ચીસો તરફ પોતાના કાન બંધ રાખી શકે ?

ત્યાંનાં હિંદીઓની લડત, માત્ર પ્રતાપી ઇંગ્રેજ રાજ્યની પ્રજાને છાજતી રીતે પોતાને સુખે રહેવા દેવાની બાબતમાં છે. જેના રાજ્ય ઉપર સૂર્ય કદી આથમતો નથી એવા વિશાળ બ્રિટિશ રાજ્યના શહેનશાહે નાત જાતનો કે રૂપરંગનો ભેદ ન ગણતાં આપણને સરકારી પ્રજા તરિકે ગણવાનું વચન આપ્યું છે. આજ બે વર્ષ થયાં દીલ્હીના ભવ્ય રાજ્યભિષેક પ્રસંગે ઉચ્ચારાએલા એ નામદારના શબ્દો આપણા કાનના પરદા સામે અથડાયા કરે છે. આફ્રિકાના બોઅરલોકો એ વચનપર પાણી ફેરવવા તૈયાર થયા છે, તે આપણા રાજાનું અપમાન કરવા જેવું છે. રાજાનું વચન પળાવવા અને એ વચનનાં સાચાપણાં માટેની ખાત્રી બતાવવા આપણા જાત ભાઈઓ આફ્રિકામાં પોતાના શરીરના કષ્ટે લડે છે. હિન્દુસ્તાનમાં હોય તો જેમને આપણે પૂજીએ એવા સાધુ ગાંધી હાલ કેદ ભોગવે છે. તેમને પ્રતીતિ છે કે "તપથી બધું સાધ્ય છે." એ કહે છે કે "સહન કરી કરીને ઇંગ્રેજી સત્ય ન્યાય પ્રિય હૃદયને અમે ઉઘાડીશું. ઇગ્રેજ પ્રજાનાં અને રાજાનાં હૃદયનો મને એટલો બધો ભરોંસો છે કે અમારાં દુઃખો હમેશ માટે એઓ કદી સહન કરી શકેજ નહીં. અમારા હક્કો જાળવી રાખવાને અમારૂં શરીર અશક્ત છે તો અમને અમારા રાજ્યની ઢાલનો ભરોંસો છે. અમારાં હૃદયના બળે અમે ઇશ્વરના હૃદયને પણ ધ્રુજાવી શકીએ એમ છીએ. જ્યાં સુધી નામદાર શહેનશાહ પોતાના પ્રતાપથી અમને તેનાં છોકરાં તરિકેના હક્કો અપાવશે નહી, ત્યાં સુધી અમારાં દુઃખની ચીસોથી અમે એમને નિરાંતે સુવા દઇશું નહીં."

આવા વિશ્વાસથી પ્રરાયલી પ્રતિજ્ઞા સિદ્ધ કરવા ગાંધી કેદમાં સડે છે. તેમના વચન પર ભરોસો રાખી આપણાં હજારો દેશીઓ કેદ, ભુખમરો, દુઃખ, ચાબખ નાસપાટા, વગેરે વિપત્તિઓ સહન કરે છે. ધંધા રોજગાર ફના થવા દે છે અને વ્હાલાં કુટુમ્બો પીખાઇ, હેરાન થવા દે છે. પોતાની આવી સ્થિતિમાં આપણી પાસે માત્ર દ્રવ્યની જ મદદ તેઓ માગે છે ! આપણી ત્રીસ કરોડની વસ્તિમાંથી પૈસાની એમને તાણ પડે એ તો બનવું જ અશક્ય છે. આપણું કર્તવ્ય સમજીને આપણે આજે એવો સદેશો એમને મોકલવો જોઇએ, કે " જે સતત પ્રવાહથી ગંગા અને સિંધુના પાણી સમુદ્ર તરફ વહ્યા કરે છે એવા જ અખુટ પ્રવાહથી હિન્દુસ્તાન તમારી તરફ પૈસો વહેવડાવશે. તમે લોહી રેડો છો, ત્યાં નાશવંત ધનને અમે નહીં સંઘરીએ. ભાઇ, તમે જે કાર્યમાં મંડયા છો, તેમાં મંડયા જ રહેશો અને જગતની પ્રજાઓમાં સૌથી જૂની આર્ય પ્રજાની માતાઓની કુખ શોભાવશો. દુઃખમાં દિલાસાની જરૂર છે. આપણાં હૃદયનાં સ્નેહ અને ઉત્સાહના આ શબ્દો એમને ધૈર્ય અને જોર આપશે.

આપણા રાજાનાં વચન ખાતર લડવામાં આપણે રાજભક્તિ બતાવીએ છીએ. તેઓ નામદારનો પ્રતાપ આપણી સાથે છે- વિલાયતની પ્રજા આપણી સાથે છે. કાનપુરમાં ઉઠેલા દુઃખદ પ્રસંગે "હું તમારો બાપ છું ને તમે મારાં છોકરાં છો". એ હૃદયને હલાવી નાંખે એવાં વાત્સલ્યનાં વચન કહેનાર નામદાર વાઇસરોય આપણી સાથે છે. આપણાં નામદાર ગવરનર સાહેબ અને તેમનાં પત્નીનો-તમને પણ ખુદ અનુભવ છે. અને મને કાંઇક જોઈ શકવાનો અનુભવ મળ્યો હશે એમ તમે માની શકો તો મને કહેવા દ્યો કે તમારા દુઃખમાં આંસુ પાડે, એવાં વત્સલ હૃદયવાળાં એઓ બન્ને છે. આમ આખી શહેનશા . . આપણી સાથે છે ત્યારે

સિદ્ધ છે કે આપણો પક્ષ સત્ય છે ને તેથીજ સબળ છે. આર્યોની આ લડત પ્રથમ પોતાના રાજાના વચન અને તેના માન ખાતર અને પછી આપણા દેશ ખાતર છે, એમ હું તો સમજું છું. આપણે બોઅર લોકોને ખાતરી કરી આપવાની જરૂર છે કે તેઓ છે તેના કરતાં વધારે રાજપ્રિય અને રાજભક્ત પ્રજા આપણે છીએ. આપણે આપણા સ્નેહીઓની સાચી લડતમાં મદદ કરવા મળ્યાં છીએ. આફ્રિકાની બોઅર સરકાર સામે લડવાને નહી પણ ન્યાય મેળવવાનો આપણો દાવો છે. બોઅર સરકાર પાસે ગાંધીની લાંબા વખતની એ અરજ છે. હુજ્જત નથી. પણ શુરવીર મી૦ સ્મટ્સનો પ્રખરધ્વનિ થોડા વખતપર એવો થયો હતો કે " અમે કાંઇ ડરી જઇએ એવા નથી. " એ ભાઇને આપણી અબળાઓની વિનંતિ છે કે-ભાઇ, હિંદવાસીઓએ કદી એવી ધમકી આપી નથી. તેઓએ સદા એક ધીર અને ભક્ત પ્રજાને છાજે તેવીજ યાચના કરી છે. અને એની અવગણનાને પરિણામે પણ હિંદવાસીઓ માત્ર સહન કરવાજ તૈયાર થયા છે. બ્હીવરાવવા નહી પણ તમારાં હૃદયો ઉઘાડવાને.

પણ અત્યારે તો સ્થીતિ એવી છે કે તપસ્વી, સાધુ ગાંધી કેદમાં બેઠે બેઠે આપણી તરફ પૈસા માટે આશાભરી નજર નાંખી રહ્યા છે. મહાત્મા ગોખલે એજ પૈસા માટે ભીખ માગે છે. માગવાર્થી પોતાનાં અસ્થિ સુદ્ધાં આપી દેનાર દધિચિ ઋષિની પ્રજા આજે પોતાનાં લોહી રેડતાં બાળકોને ક્ષુદ્ર ધનની મદદ ન કરી શકે એમ હું માનતી નથી. આપવા સૌ તૈયાર છે, પરંતુ વ્યવસ્થા એવી થવી જોઇએ કે એક વાર શરૂ થયા પછી યંત્રની માફક મદદ ચાલુ રહે. હાલની ગણત્રી પ્રમાણે દર માસે પોણા લાખ રૂપીઆની જરૂર છે. ત્રીસ કરોડની વસ્તિવાળા હિન્દુસ્તાનને આ કાંઇ મોટી વાત નથી. સ્ત્રીઓ પુરૂષનું અરધું અંગ છે એ સાબીત કરવાનો અવસર પ્રભુએ આજે આપણને આપેલ છે. આફ્રિકામાં હાડમારી સહેતાં બ્હેનો અને ભાઇઓ માટે આ રકમ આપણામાંથીજ ભેળી કરવી જોઇએ. ગાંધીને લુખ્ખા રૂપીયા નથી જોતા. એને તો સાથે સાથે પોતાના દુઃખમાં રોતાં હૃદયોની જરૂર છે-એવાં હૃદયોની જરૂર છે કે જે હૃદયોની અરજ સમગ્ર ઇંગ્રેજ પ્રજાનાં અને રાજાનાં હૃદયને એવી રીતે હલમલાવી મૂકે કે જે ન્યાય એમને જોઇએ છીએ તે તરત મળે. આટલું આપણે કરી શકીએ તોજ આર્ય મહિલાના ધરનો ભાર ઉપાડવાના ગુણને આજે આપણે દીપાવી શકીશું. આફ્રિકાવાળા આપણને તો ખરી મહિલાઓ ગણવાની પણ ના પાડે છે. પોતાના પતિઓનો એક શબ્દ નિકળતાં પોતાના શરીર સુદ્ધાંતની દરકાર ન કરતાં કેદમાં જનારી સન્નારીઓને એ ખરી મહિલા ગણવાની ના પાડે છે.! એમના જેવા અપશબ્દોમાં રાચનારને બતાવી આપવાની જરૂર છે કે અમારા ગૃહસંસારની ઉંચી પાયરીએ આવવાને હજી તમારે સેંકડો જન્મ લેવાની જરૂર પડશે. સત્યાગ્રહનો ખર્ચ આપણે આપણી ભેજ આપી શકીએ તોજ તે માત્ર બતાવી શકાય એવું છે.

આફ્રિકામાં વસતી આપણી બેહેનો કેદમાં જઇ દુઃખ સહન કરી જે સ્વાર્પણ કરે છે, તે દુઃખનો એક ક્ષણ આંખ મીચીને વિચાર કરી જોશો તો તેટલું વિચારનું દુઃખ પણ તમારાથી સહન નહીં થઈ શકે: ત્યારે તેમનાં આવાં મોટાં સાહસ આગળ પૈસાનો સેહેજ ભોગ તે માગે છે તે પણ આપણે ન આપી શકીએ એમ કદી બને ? સ્ત્રીઓનાં હૃદયનો દરીઓ હલવા માડે ત્યારે કેવી જબ્બર છોળો આવે છે તે પ્રથમ તો બતાવી આપવું છે. અને ટૂંકામાં કહીએ તો આફ્રિકાનાં આપણાં ભાઇ બેહેનોને પૈસાની તંગીને લીધે પોતાનું મત ન છોડવું પડે એવું કરવાની જરૂર છે.

# रमणीमणिमाला.

## સ્વર્ગસ્થ અ. સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદી.

( એક વિદૂષી, સંસ્કારી સ્ત્રીકવિનું જીવનચરિત્ર. )

"થાજો પ્રયાણ સુખરૂપ તુને, સખી ઓ !"

[ સ્વ. સૌ. વિજયાલક્ષ્મીના જીવનની અહિં પ્રકટ કરેલી બને **નોંધ** ત્હેમના પ્રીતિ પરિચયમાં આવનાર સજ્જનોએ અમારી વિજ્ઞપ્તિ ઉપરથી મોકલવા કૃપા કીધી છે, તે માટે અમે ત્હેમના આભારી છીએ.

ત્હેની સાથે તે પરલોકવાસી ભગિનીનો છેલ્લો પત્ર જે અમને તા. ૨૮મી ઑગસ્ટને દિને પ્રાપ્ત થયો હતો તે પણ અમે પ્રકટ કરીએ છીએ: ત્હેના વાંચન ઉપરથી સૌ: વિજયાલક્ષ્મીના આન્તરજીવન ઉપર પ્રકાશ પડશે અને ત્હેમની સ્નેહાળતા તથા અસાધારણ ઉદ્યોગ અને સાહિત્યપ્રેમ પણ પ્રત્યક્ષ થશે, એમ આશા છે. ]

૧.

સ્વ. અ. સૌ. બ્હેન **વિજયાલક્ષ્મીનો** જન્મ વડોદરે સ્વ. રા. રા. **પીતાંબર** જેઠાભાઇ, વડોદરા રાજ્યના માજી એકાઉન્ટન્ટ જનરલને ત્યાં સંવત ૧૯૪૫ માં થયો હતો. એમનું લગભગ બધું ગુજરાતી શીક્ષણ તેમના કાકાના દીકરાની સાથે ઘેરજ માસ્તર દ્વારા થયું હતું. ન્હાનપણમાં કુટુંબમાં સમવયી કોઈ કન્યા ન હોવાથી રમવું-કરવું-ફરવું અને શીખવું: બધું કુટુંબના ભાઇઓની સાથેજ થતું હતું. આથી બહારના અવલોકનને અને માનસિક શક્તિની ખીલવણીને સારો અવકાશ મળ્યો હતો. ગુજરાતી અભ્યાસ પુરો કરી ભરવા, ગુંથવાનું અને ઘરકામનું શીક્ષણ પણ ઘેરજ લીધું હતું. તેમનું લગ્ન સંવત ૧૯૫૭ માં રા. વીઠલદાસ ગીરજાશંકર બી. એ. એલ એલ બી ( ભાવનગર રાજ્યના દરબારી વકીલ ) ના જ્યેષ્ઠપુત્ર સાથે થયું હતું. એમને ન્હાનપણથી જ વાંચવાનો ઘણો શોખ હતો અને પરણ્યા પછી પણ ખંતથી વાંચવાનું અને અભ્યાસ જારી રાખ્યો હતો. ઇંગ્રેજી અભ્યાસની પણ શરૂઆત કરી હતી—તેમણે ધીમે ધીમે ગદ્ય તથા પદ્યમાં લખવાની શરૂઆત કરી હતી અને તેમના લેખો કપોળમિત્ર, સુંદરીસુબોધ, બુદ્ધિપ્રકાશ અને વસંતમાં આવતા*. ભરત અને **ગુંથણકલામાં** સારો વધારો કર્યો હતો. **ભાવનગર** પ્રદર્શનમાં એને માટે એમને **ચાંદ** મળ્યો હતો. થોડુંક થયાં **ભાવનગરમાં** સ્ત્રીમેળાવડાઓમાં ઉત્સાહભર્યો ભાગ તે લેતાં હતાં અને ત્યાંના સ્ત્રીમંડળમાં ઘણાંજ માનીતાં થયાં હતાં.

છેલ્લા આઠેક મહીના થયા તેમને મરડા અને ઝાડાનો રોગ લાગુ પડયો હતો. મુંબઇ, રાજકોટ અને અમદાવાદ દવા કર્યા છતાં પણ જોઇતો સુધારો તબીયતમાં થયો નહોતો. છેલ્લા

* લખાણના વિષય અને શૈલિ વગેરે માટે સુંદરીસુબોધના તંત્રિ વધારે સારી રીતે લખી શકશે.

૭ મહીનાથી તો ફક્ત દુધ ઉપરજ રહેવું પડયું હતું. અમદાવાદમાં ગઈ તા ૩ સપ્ટે-મ્બરે પુત્રને જન્મ આપ્યા પછી, બીજેજ દિવસ તાવ વધારે આવી બેભાન થયાં હતાં અને તેવીજ અવસ્થામાં-સારા ઉપચારો છતાં પણ-ગઇ તા. ૯ મીએ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો. તેઓ પોતાની પાછળ બે પુત્રી અને એક ન્હાનો બાળક તથાં પીયર અને સાસરાના બહોળા કુટુંબને શોકમાં મુકી ગયાં છે.

તેઓ રીતભાતમાં સાદાં, સ્વભાવે સરળ, મળતાવડાં અને ખંતીલાં, તથા હૃદયે ઘણુંજ સ્નેહાળ અને નિરભીમાની હતાં. તેઓ કદિ પણ આળસુ બેસી રહેતાં નહિ. એ-મનું શરીર નરમ પડયા પછી મગજનું કામ ઘણુંજ થોડું કરવા ખાસ ભલામણ કરવામાં આવી હતી, પણ તે બીલકુલ ન ગણકારતાં પ્રસુતિ પહેલાં એક દીવસ સુધી લખવાનું તથા વાંચવાનું સતત જારી રાખ્યું હતું. તેઓ હમેશ ન્હાઇ ગીતાનો પાઠ કરતાં તથા શ્રી-કૃષ્ણની ઓમ્કારવાળી છબી સાથે રાખી ધ્યાન સાથે માળા ફેરવતાં હતાં.

૨.

સૌ. વિજયાલક્ષ્મીનો જન્મ સંવત ૧૯૪૫ ના વૈશાખ શુદ ૩ (અખાત્રીજ) ને દીવસે થયો હતો. ત્હેમના પિતા રા. રા. પીતાંબર જેઠાભાઇ, વડોદરા રાજ્યના એકાઉન્ટન્ટ જનરલના હોદ્દાપર હતા. આ પ્રમાણે આપણાં સ્ત્રી-કવિ ગર્ભશ્રીમંત હતાં, એમ કહી શકાય.

આ સાધ્વીના નશીબમાં ત્હેનાં નિકટનાં સગાંઓનો લ્હાવો લેવાનું ન હતું, એમ ત્હેમની જીવનરેખા સુચવે છે. તે હજુ થોડાએક માસની બાલકી થયાં ન થયાં એટલામાં તેમની માતાનું મૃત્યુ થયું અને જ્યારે પિતાનો પ્રેમ સમજી શકે તેવડી ઉમ્મરનાં થયાં ત્યારે કમભાગ્યે તેમના પિતાશ્રીએ પણ પરલોકવાસ કર્યો. આ સમયે ત્હેમનું વય સાત આઠ વર્ષનું હતુ. છેવટ જ્યારે ત્હેમના પતિ પોતાની કેળવણી પુરી કરી રહ્યા અને ગૃહસ્થાશ્રમમાં દાખલ થવાનો વખત ત્હેમને પ્રાપ્ત થયો, તે પહેલાં તો એમણે આ ફાની જગતનો ત્યાગ કરી પરલોકમાં વાસ કર્યો !

ઉપર જણાવ્યુ તે પ્રમાણે શ્રીમંત કુટુંબમાં જન્મ થવાથી પ્રાથમિક કેળવણી મેળવવાનું સૌ. વિજયાલક્ષ્મીને ઘણું સુલભ થઇ પડયું. ત્હેમના કુટુંબમાં કોઇ સમવયી બાલીકાઓ નહતી. માત્ર ત્હેમની ઉમ્મરના ભાઇઓજ હતા. અને તે ભાઇઓની સાથે ઘેરજ ગુજરાતી પાંચ ધોરણનો અભ્યાસ ત્હેમણે પૂરો કર્યો. પછી તો ભાઇઓએ અંગ્રેજી ભણવું શરૂ કર્યું એટલે સૌ. વિજયાલક્ષ્મીનો અભ્યાસ બંધ કરવામાં આવેલો. ત્હેમણે શિક્ષક પાસે અંગ્રેજી ભણવાનો વિચાર રાખેલો, પરન્તુ તે અનુકૂલ નહિં જણાવાથી તેમ બની શકેલું નહિ. આ પ્રમાણે સૌ. વિજયાલક્ષ્મીએ જે જે સાહિત્ય ગુજરાતી પત્રોદ્વારા પ્રસિદ્ધ કર્યું છે તે સર્વનું મૂળ ગુજરાતી પાંચ ધોરણ સુધીનોજ અભ્યાસ અને ગૃહ કેળવણી જ હતાં. અભ્યાસ જોકે બંધ થયો તોપણ ત્હેમણે વાંચન ચાલુજ રાખ્યું હતું. ત્હેમને વાર્તાઓ સાંભળવાનો ઘણો શોખ હતો. આથી અંગ્રેજી તેમજ આપણી ગુજરાતી વાર્તાઓ તેમણે ઘણી સાંભળી હતી. ત્હેમનું વાંચન પણ નવલકથાઓથીજ શરૂ થયું. અને મણે આજથી પંદરેક વર્ષ પહેલાંની પ્રચલિત નવલકથાઓનો મોટો ભાગ વાંચ્યો

હતો. ઘણીખરી વાર્તાઓ તે વાંચતાં, તે આપણા પારસીલેખકોએ ઉત્તમ અંગ્રેજી નવલકથાઓના કરેલા અનુવાદજ હતા. વાંચન માટે મોડી રાત સુધી ઉજાગરા ઘણી વાર તે કરતાં.

થોડા વખતમાં સૌ. વિજયાલક્ષ્મી અભ્યાસ છોડી ગૃહકાર્યમાં જોડાયાં. અને આ કામ પણ ત્હેમને પોતે વયે પહોંચ્યા પહેલાં શીખવાની ફરજ પડી ! ત્હેમના સમજુ વડીલોએ પુત્રીની કમઆવડતથી તેને શ્વસુરગૃહમાં દુઃખ ન થાય માટે સર્વ ગૃહકાર્ય શીખવવાને સૌ. વિજયાલક્ષ્મીની દસ અગીઆર વર્ષની ઉમ્મર થઇ કે તુરતજ પ્રારંભ કર્યો. ગૃહકાર્ય પણ આ અકાલ પકવ ( precocious ) બાલિકાએ તુરતજ સમજી લીધું, એટલુંજ નહિ પણ તે સર્વ પોતાને માથે ઉપાડી લીધું. અને જ્યારે તેમની ચૌદ વર્ષની ઉમ્મરે લગ્ન પછી શ્વશુરગૃહે જવું થયું, ત્યારે ત્યાંનો સર્વ ભાર પણ તે ગર્ભ શ્રીમંત અને કાચી વયની બાલિકાએ પહેલેજ દીવસથી ઉપાડી લીધો;–પોતાનાં બાલક નણંદ તથા દીયરોને ઉછેરવામાં તેમનાં સાસુને મદદ રૂપ થઇ પડયાં અને તેમના જવાની સાથે તેમનાં સાસુ ગૃહકાર્યમાંથી લગભગ નિવૃત્ત થઈ ગયાં.

સૌ. વિજયાલક્ષ્મીનું લગ્ન સંવત ૧૯૫૭ ના માહ શુદ ૧૦)ને દીવસે હાલમાં ભાવનગર રાજ્યના મુખ્ય વકીલ રા. રા. વિઠ્ઠલદાસ ગીરજાશંકરના જ્યેષ્ઠપુત્ર રા. હર્ષદરાય જેઓ **બી.** એ; એલ, એલ, બી. થઈ હાલ મુંબાઈમાં સોલીસીટરનો અભ્યાસ કરે છે, ત્હેમની સાથે થયું હતું. આ પતિપત્ની વયમાં સમોવડીયાંજ હતાં. ઉમ્મરમાં માત્ર એકાદ દોઢ વર્ષનો ફરક હશે. જ્યારે સૌ. વિજયાલક્ષ્મી શ્વશુર ઘેર આવ્યાં, ત્યારે ત્હેમના પતિ અંગ્રેજી છઠ્ઠા ધોરણનો અભ્યાસ કરતા હતા. આ જણાવવાનું કારણ એટલુંજ છે. કે પતિપત્ની બન્ને લગ્ન સમયે કિશોરવયનાં હતાં, પરન્તુ સૌ. વિજયાલક્ષ્મીએ પોતાની સુશીલતાથી અને પ્રેમથી ત્હેમના પતિનું મન હરી લીધું હતું. ત્હેમના પતિ તરફ તેમનો પ્રેમ અમાપ અને અવિચળ હતો. જેટલા પ્રેમથી વિજયાલક્ષ્મી પોતાના પતિને ચ્હાતાં હતાં, તેટલા પ્રેમથી ભાગ્યેજ કોઈ પણ સ્ત્રી પોતાના પતિને ચાહી શકે.આમાં જરા પણ અતિશયોક્તિ નથી. સામાન્ય રીતે જ્યારે મનુષ્ય Ideals ( જીવનના આદર્શ ) બાંધે છે અને ત્હેને પહોંચવા માટે વૃથા પ્રયાસ કર્યાજ કરે છે, ત્યારે સૌ. વિજયાલક્ષ્મી પોતાના જીવનનાં ( Ideals ) આદર્શોને ઘણીજ સહેલાઇથી અમલમાં મૂકી શકતાં,–અને જીંદગીમાં ઉતારી શકતાં. ત્હેમનો આત્મા પણ આવા આદર્શોને ધારણ કરી શકે તેટલો ઉચ્ચગામી હતો. અને ત્હેની સાથે તે આત્મા પ્રેમપૂર્ણ હતો. સૌ. વિજયાલક્ષ્મીનું જીવનસૂત્ર "પ્રેમ" હતું. અને ત્હેમનો આ પ્રેમ ત્હેમના પતિમાંજ વિરમી જતો હતો એમ નહતું; પ્રભુ પ્રત્યે ત્હેમનો પ્રેમ અનહદ હતો અને કુટુમ્બીજનો પ્રત્યે પણ તે બેહદ પ્યાર રાખતાં હતાં. ભાઈ અગર બ્હેન, માતા અથવા પિતા, સાસુ અથવા સસરા, સર્વને માટે પ્રેમજ હતો. તે સહૃદય એટલાં બધાં હતાં કે કોઈ પણ વ્હાલાજનનું જરા પણ દુઃખ સાંભળતાં કે ત્હેમનાથી અશ્રુપાત થઇ જતો. આ સત્ય એકાદ બે દૃષ્ટાન્તથી વધારે સમજાશે. પાંચેક વર્ષ પહેલાં ત્હેમનાં એક કપોળ સખીનો સ્વર્ગવાસ થયો હતો; છતાં પણ આજ સુધી ત્હેનું સ્મરણ ત્હેમને એટલું કષ્ટ આપતું કે તે સખીના નામ માત્રથી ત્હેમને રડવું આવતું. વિજયાલક્ષ્મીની તિવ્ર લાગણી અને પ્રેમાળ વૃત્તિઓનું બીજું દૃષ્ટાન્ત ત્હેમનાં મ્હોટાં

ભાભીનું મરણ આપે છે. આ સુશીલ સ્ત્રી ગઇ સાલમાં સપ્ટેમ્બર માપમાં મરણ પામ્યાં, તે વખતે સૌ. વિજયાલક્ષ્મી તેમના પતિ સાથે મુંબઇ હતાં. આ માઠા બનાવના સમાચારથી હ્હેમના કોમળ હૃદય ઉપર એટલી છાપ પડી કે તે સમાચાર જાણવાની સાથે હ્હેમને તાવ ચડી આવ્યો. સૌ. વિજયાલક્ષ્મીનું મરણ પણ આ સુશીલ સ્ત્રીના અવસાન પછી એક વર્ષે થયું; પરન્તુ તે દરમ્યાન તેમની તબીયત કદી પણ સારી થવા પામી ન હતી.

સૌ. વિજયાલક્ષ્મી જેમ જેમ યુવાવસ્થા પ્રાપ્ત કરતાં ગયાં તેમ તેમ તેમનાં ગુણો પણ દૃઢીભૂત થવા લાગ્યા. અભ્યાસ પ્રત્યે તેમની લાલસા વૃદ્ધિંગત થઇ. વળી એવામાં હ્હેમના પતિ વિદ્યાર્થી અવસ્થામાં હતા તેથી મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કર્યા પછી હ્હેમને અભ્યાસ અર્થે બ્હાર જવું પડ્યું. આને લીધે વિજયાલક્ષ્મીને વાંચવાને ફુરસદ વધારે મળતી. હ્હેમના ન્હાના દીયેરો અંગ્રેજી અભ્યાસ કરતા હતા; તેથી હ્હેમની સહાયથી અને પોતાની ખંતથી અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો અને લગભગ ચારેક ચોપડી અંગ્રેજી જેટલું જ્ઞાન મેળવ્યું પરન્તુ સાહિત્યનો શોખ વિશેષ હોવાને લીધે જે અંગ્રેજી જાણવા જેવા ફકરા હ્હેમના વાંચવામાં આવતા તે તેઓ વગર પ્રયાસે યાદ રાખતાં અને તેને થોડી ઘણી મદદવડે બહુ સારી રીતે સમજી શકતાં. હ્હેમના લેખોનું જેણે અધ્યયન કર્યું હશે તેને માલુમ પડશે કે અંગ્રેજી લેખકોના ઘણા ઉતારાઓ તે ટાંકતાં અને તે પણ સમજીનેજ. સંસ્કૃતને માટે પણ તેમજ હતું. સંસ્કૃતનો જાતે અભ્યાસ કર્યો નહનો. પરન્તુ ગુજરાતીની મદદવડે ભગવદ્ગીતા અને ધર્મનાં અન્ય પુસ્તકો તે વાંચતાં અને આપણી માતૃભાષાની મદદવડે મૂળ શ્લોક પણ સારી રીતે સમજતાં. વળી તેઓ ધાર્મિક વૃત્તિવાળાં હોવાથી ઘણા શ્લોકો તો એમને મુખપાઠ હતા. હ્હેમની સાથ વિવેચન કરતાં કોઈ પણ માણસ હ્હેમનાં સમયોચિત અંગ્રેજી અને સંસ્કૃત અવતરણોથી ચકિત થઇ જતું. અંગ્રેજી અને સંસ્કૃતનું આ પ્રમાણે ઉપરચોટીયું જ્ઞાન મેળવ્યા ઉપરાંત હ્હેમણે સ્વભાષાનો અભ્યાસ ખંતથી વધાર્યો હતો. અને બાલપણમાં વાંચેલી નવલ કથાઓ ઉપરાંત ધર્મ અને નીતિનાં અંગ્રેજી તેમજ સંસ્કૃત પુસ્તકોના ગુજરાતીમાં થયેલા અનુવાદો ઘણાખરા હ્હેમણે વાંચી નાંખ્યા હતા. આપણા પ્રાચીન તથા આપણા અર્વાચીન કવિઓની કવિતા, જે માસિકો તથા પુસ્તકોદ્વારા પ્રસિદ્ધ થયેલી તે પણ હ્હેમણે વાંચી હતી. હ્હેમને વાંચવાના શોખની સાથે પુસ્તકસંગ્રહનો પણ શોખ હતો અને હ્હેમના મરણ સુધીમાં ઉપયોગી ગુજરાતી પુસ્તકોની એક ન્હાની લાયબ્રેરી તેમણે એકઠી કરી છે.

લેખક તરીકેની જીંદગી તેમણે તેમના સોળ અથવા સત્તરમા વર્ષમાં શરૂ કરી. શરૂઆતમાં ભીંતો ઉપર તેમજ કાગળના ન્હાના ટુકડાઓ ઉપર કવિતાઓ લખવા માંડી. પોતે પ્રસિદ્ધિમાં આવ્યાં તે પહેલાં પોતાના પહેલા પ્રયાસો તેઓ આપણા સાહિત્યમાં જાણીતાં થયેલાં સ્ત્રીલેખક સૌ. હરીસુખગૌરી, રા. વામનરામ કપિલરામનાં પત્નીને સુધારવા માટે મોકલતાં અને તે લાયક સન્નારીએ ઓળખાણ ન હોવા છતાં આ કવિતાઓ સુધારવાની કૃપા કરી, કવિતા લખવાના સૌ. વિજયાલક્ષ્મીના પ્રયાસને ઉત્તેજીત કર્યો હતો. ખરી કવિતા હમ્મેશાં સ્વયંપ્રેરિત-નૈસર્ગિકજ હોય છે, છતાં પણ તે બનાવવાનું પણ શીખવું પડે છે અને કવિનાઓ બનાવવના નિયમો સૌ. હરિસુખગૌરીએ સૌ. વિજયાલક્ષ્મીને શીખવ્યું હતું અને તેટલે અંશે સૌ. હરિસુખગૌરીનાં પોતે શિષ્યા છે એમ સ્વર્ગસ્થ સાખી કહેતાં.

કવિતા લખવાની શરૂઆત કરતાંની સાથે, પહેલાજ વર્ષમાં ત્હેમણે ઘણાં કાવ્યો લખી કાઢયાં હતાં; પરન્તુ કેટલાએક સંજોગોને લઇને ત્હેમણે તે સર્વેનો નાશ કર્યો હતો. તે કાવ્યો જો મોજુદ હોત તો પાછળથી મેળવેલી તેમની કવિત્વશક્તિથી તેમાં સુધારો વધારો કરી શકાત અને આપણને ત્હેમના પહેલા પ્રયાસો જોવાનો લાભ પણ મળી શકત. પરન્તુ કમનસીબે ત્હેનો નાશ થયો છે.

પોતાના ગદ્ય તથા પદ્ય લેખો માસિકોદ્વારા પ્રસિદ્ધ કરવાની શરૂઆત ચારેક વર્ષ પહેલાં એટલે ૧૯૦૯ ની સાલમાં કરી. શરૂઆતના લેખો તથા કાવ્યો સુધારી સુન્દરી સુબોધમાં તે ઉપયોગી માસિકના અધિપતિએ પ્રસિદ્ધ કરવાની પહેલ કરી. ત્યાર પછી થોડા વખતે તેમનાં કપોળ સખી કે જેને વિષે ઉપર થોડું લખવામાં આવ્યું છે ત્હેના આગ્રહથી કપોળમિત્રમાં પણ પોતાના ગદ્ય અને પદ્યલેખો આપવાની શરૂઆત કરી. ત્યારબાદ તો આપણા સાહિત્યનાં આગેવાન માસિકોમાં પણ ત્હેની કવિતાઓ સ્વીકારાવા લાગી. વસંત, બુદ્ધિપ્રકાશ અને સાહિત્ય જેવાં પહેલી પંક્તિનાં માસીકોમાં ત્હેમની કવિતાની કદર થઇ છે. આ ઉપરાન્ત તેમના અપ્રસિદ્ધ લેખોનો એક મોટો સમૂહ છે અને તે ઇશ્વર ઇચ્છા હશે તો પુસ્તકદ્વારા પ્રસિદ્ધ કરવામાં આવશે.

આ લેખ ઉપરથી સૌ વિજયાલક્ષ્મીના ત્રણ મુખ્ય ગુણો વાચકની દૃષ્ટિએ આવ્યા વગર રહ્યા નહિ હોય. ( ૧ ) ત્હેમની પ્રેમાળતા ( ૨ ) ત્હેમની હોંશ અને (૩) ત્હેમનો ઉદ્યમ. તે એટલાં ઉદ્યમી હતાં કે ત્હેમને નવરાશનો વખતજ નહતો—જ્યારે કંઇપણ ઘરનું ઉપયોગી કામ કરવાનું ન હોય અથવા તો જ્યારે લખવા તરફ વૃત્તિ ન હોય ત્યારે પોતાનો સમય ભરત, ગૂંથણ અથવા સીવણમાં તે ગાળતાં. આ કામમાં પણ ત્હેના સ્વભાવ પ્રમાણે તે બહુ કુશળ થયાં હતાં અને ૧૯૧૧ ની સાલમાં ભાવનગર ખાતે ભરવામાં આવેલા "હુન્નર ઉદ્યોગના મેળા"માં ત્હેમને ત્હેમના ભરત તથા ગુંથણ કામ માટે બે ચાંદો એનાયત કરવામાં આવ્યા હતા. વળી કેટલાએક નમૂના માટે ત્હેમને Certificate of Merit (બાહોશીનું સર્ટીફીકેટ ) પણ મળ્યું હતું. આ મેળાના સ્ત્રીવિભાગની મેનેજીંગ કમીટી ( વ્યવસ્થાપક મંડળી ) નાં ત્હેમને એક સભાસદ નીમવામાં આવ્યાં હતાં* અને આ વખતથી દરેક સ્ત્રીઉપયોગી હીલચાલમાં સૌ. વિજયાલક્ષ્મીએ ભાગ લેવા માંડયો અને પોતાની ભગિનીઓને મદદ કરવામાં ઉત્સુકતા દેખાડી હતી. સ્ત્રીઓના મેળાવડામાં તે હમ્મેશ હાજરી આપતાં અને પોતાની બહેનો માટે ત્હેમને હમ્મેશાં કંઇને કંઇ કહેવાનું હતુંજ. ભાવનગરના સ્ત્રીમંડળમાં ત્હેમની પહેલી પંક્તિના વક્તા તરીકે ગણત્રી થતી. આ સર્વ તેમની હોંશ અને ઉદ્યમીપણાનું જ પરિણામ હતું. વળી જે કામ તે કરતાં પછી તે લખવાનું હો અગર બીજું કોઇ પણ હો, તેમાં તે એટલાં તલ્લીન થઇ જતાં કે તે કામ સંપૂર્ણ રીતે પાર પાડતાં. ત્હેમના લેખોમાં કૃત્રિમતા માત્ર આવવા દેતા નહિ અને જે ઉર્મિઓ ત્હેમના હૃદયમાંથી નીકળે ત્હેનોજ આવિર્ભાવ કરતાં. ત્હેમના લેખો તેમના વર્તનની છાયા રૂપજ હતા અને ત્હેનેજ લીધે તે લેખો અસરકારક બનતા.

જેણે લેખોથી સાહિત્યની સેવા કરી છે, તથા જાત મહેનતથી કુટુંબની સેવા કરી છે, તેવી સ્ત્રીમાં હાલની કેળવણીના દોષોને દાખલ થવાનો વખતજ નહોતો. પોતે શ્રીમંત

* આ બનાવની નોંધ સુન્દરી સુબોધના સાતમા વર્ષના ૧૨મા અંકમાં પ્રકટ થઈ છે.

ભાભીનું મરણ આપે છે. આ સુશીલ સ્ત્રી ગઇ સાલમાં સપ્ટેમ્બર માસમાં મરણ પામ્યાં. તે વખતે સૌ. વિજયાલક્ષ્મી તેમના પતિ સાથે મુંબઇ હતાં. આ માઠા બનાવના સમાચારથી ત્હેમના કોમળ હૃદય ઉપર એટલી છાપ પડી કે તે સમાચાર જાણવાની સાથે ત્હેમને તાવ ચડી આવ્યો. સૌ. વિજયાલક્ષ્મીનું મરણ પણ આ સુશીલ સ્ત્રીના અવસાન પછી એક વર્ષે થયું; પરન્તુ તે દરમ્યાન તેમની તબીયત કદી પણ સારી થવા પામી ન હતી.

સૌ. વિજયાલક્ષ્મી જેમ જેમ યુવાવસ્થા પ્રાપ્ત કરતાં ગયાં તેમ તેમ તેમનાં ગુણો પણ દૃઢીભૂત થવા લાગ્યા. અભ્યાસ પ્રત્યે તેમની લાલસા વૃદ્ધિંગત થઇ. વળી એવામાં ત્હેમના પતિ વિદ્યાર્થી અવસ્થામાં હતા તેથી મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કર્યા પછી ત્હેમને અભ્યાસ અર્થે બહાર જવું પડ્યું. આને લીધે વિજયાલક્ષ્મીને વાંચવાને ફુરસદ વધારે મળતી. ત્હેમના ન્હાના દીયેરો અંગ્રેજી અભ્યાસ કરતા હતા; તેથી ત્હેમની સહાયથી અને પોતાની ખંતથી અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો અને લગભગ ચારેક ચોપડી અંગ્રેજી જેટલું જ્ઞાન મેળવ્યું પરન્તુ સાહિત્યનો શોખ વિશેષ હોવાને લીધે જે અંગ્રેજી જાણવા જેવા ફકરા ત્હેમના વાંચવામાં આવતા તે તેઓ વગર પ્રયાસે યાદ રાખતાં અને તેને થોડી ઘણી મદદવડે બહુ સારી રીતે સમજી શકતાં. ત્હેમના લેખોનું જેણે અધ્યયન કર્યું હશે તેને માલુમ પડશે કે અંગ્રેજી લેખકોના ઘણા ઉતારાઓ તે ટાંકતાં અને તે પણ સમજીનેજ. સંસ્કૃતને માટે પણ તેમજ હતું. સંસ્કૃતનો જાતે અભ્યાસ કર્યો નહનો. પરન્તુ ગુજરાતીની મદદવડે ભગવદ્‌ગીતા અને ધર્મનાં અન્ય પુસ્તકો તે વાંચતાં અને આપણી માતૃભાષાની મદદવડે મૂળ શ્લોક પણ સારી રીતે સમજતાં. વળી તેઓ ધાર્મિક વૃત્તિવાળાં હોવાથી ઘણા શ્લોકો તો એમને મુખપાઠ હતા. ત્હેમની સાથ વિવેચન કરતાં કોઈ પણ માણસ ત્હેમનાં સમયોચિત અંગ્રેજી અને સંસ્કૃત અવતરણોથી ચકિત થઇ જતું. અંગ્રેજી અને સંસ્કૃતનું આ પ્રમાણે ઉપરચોટીયું જ્ઞાન મેળવ્યા ઉપરાંત ત્હેમણે સ્વભાષાનો અભ્યાસ ખંતથી વધાર્યો હતો. અને બાલપણમાં વાંચેલી નવલ કથાઓ ઉપરાંત ધર્મ અને નીતિનાં અંગ્રેજી તેમજ સંસ્કૃત પુસ્તકોના ગુજરાતીમાં થયેલા અનુવાદો ઘણાખરા ત્હેમણે વાંચી નાંખ્યા હતા. આપણા પ્રાચીન તથા આપણા અર્વાચીન કવિઓની કવિતા, જે માસિકો તથા પુસ્તકોદ્વારા પ્રસિદ્ધ થયેલી તે પણ ત્હેમણે વાંચી હતી. ત્હેમને વાંચવાના શોખની સાથે પુસ્તકસંગ્રહનો પણ શોખ હતો અને ત્હેમના મરણ સુધીમાં ઉપયોગી ગુજરાતી પુસ્તકોની એક ન્હાની લાયબ્રેરી તેમણે એકઠી કરી છે.

લેખક તરીકેની જીંદગી તેમણે તેમના સોળ અથવા સત્તરમા વર્ષમાં શરૂ કરી. શરૂઆતમાં ભીંતો ઉપર તેમજ કાગળના ન્હાના ટુકડાઓ ઉપર કવિતાઓ લખવા માંડી. પોતે પ્રસિદ્ધિમાં આવ્યાં તે પહેલાં પોતાના પહેલા પ્રયાસો તેઓ આપણા સાહિત્યમાં જાણીતાં થયેલાં સ્ત્રીલેખક સૌ. હરીસુખગૌરી, રા. વામનરામ કપિલરામનાં પત્નીને સુધારવા માટે મોકલતાં અને તે લાયક સન્નારીએ ઓળખાણ ન હોવા છતાં આ કવિતાઓ સુધારવાની કૃપા કરી, કવિતા લખવાના સૌ. વિજયાલક્ષ્મીના પ્રયાસને ઉત્તેજીત કર્યો હતો. ખરી કવિતા હમ્મેશાં સ્વયંપ્રેરિત-નૈસર્ગિકજ હોય છે, છતાં પણ તે બનાવવાનું પણ શીખવું પડે છે અને કવિનાઓ બનાવવાના નિયમો સૌ. હરિસુખગૌરીએ સૌ. વિજયાલક્ષ્મીને શીખવ્યું હતું અને તેટલે અંશે સૌ. હરિસુખગૌરીનાં પોતે શિષ્યા છે એમ સ્વર્ગસ્થ સાખી કહેતાં.

કવિતા લખવાની શરૂઆત કરતાંની સાથે, પહેલાજ વર્ષમાં ત્હેમણે ઘણાં કાવ્યો લખી કાઢયાં હતાં; પરન્તુ કેટલાએક સંજોગોને લઇને ત્હેમણે તે સર્વેનો નાશ કર્યો હતો. તે કાવ્યો જો મોજુદ હોત તો પાછળથી મેળવેલી તેમની કવિત્વશક્તિથી તેમાં સુધારો વધારો કરી શકાત અને આપણને ત્હેમના પહેલા પ્રયાસો જોવાનો લાભ પણ મળી શકત. પરન્તુ કમનસીબે ત્હેનો નાશ થયો છે.

પોતાના ગદ્ય તથા પદ્ય લેખો માસિકોદ્વારા પ્રસિદ્ધ કરવાની શરૂઆત ચારેક વર્ષ પહેલાં એટલે ૧૯૦૯ ની સાલમાં કરી. શરૂઆતના લેખો તથા કાવ્યો સુધારી સુન્દરી સુબોધમાં તે ઉપયોગી માસિકના અધિપતિએ પ્રસિદ્ધ કરવાની પહેલ કરી. ત્યાર પછી થોડા વખતે તેમનાં કપોળ સખી કે જેને વિષે ઉપર થોડું લખવામાં આવ્યું છે ત્હેના આગ્રહથી કપોળમિત્રમાં પણ પોતાના ગદ્ય અને પદ્યલેખો આપવાની શરૂઆત કરી. ત્યારબાદ તો આપણા સાહિત્યનાં આગેવાન માસિકોમાં પણ ત્હેની કવિતાઓ સ્વીકારાવા લાગી. વસંત, બુદ્ધિપ્રકાશ અને સાહિત્ય જેવાં પહેલી પંક્તિનાં માસીકોમાં ત્હેમની કવિતાની કદર થઇ છે. આ ઉપરાન્ત તેમના અપ્રસિદ્ધ લેખોનો એક મોટો સમૂહ છે અને તે ઈશ્વર ઇચ્છા હશે તો પુસ્તકદ્વારા પ્રસિદ્ધ કરવામાં આવશે.

આ લેખ ઉપરથી સૌ વિજ્યાલક્ષ્મીના ત્રણ મુખ્ય ગુણો વાચકની દૃષ્ટિએ આવ્યા વગર રહ્યા નહિ હોય. ( ૧ ) ત્હેમની પ્રેમાળતા ( ૨ ) ત્હેમની હોંશ અને (૩) ત્હેમનો ઉદ્યમ. તે એટલાં ઉદ્યમી હતાં કે ત્હેમને નવરાશનો વખતજ નહતો–જ્યારે કંઇપણ ઘરનું ઉપયોગી કામ કરવાનું ન હોય અથવા તો જ્યારે લખવા તરફ વૃત્તિ ન હોય ત્યારે પોતાનો સમય ભરત, ગૂંથણ અથવા સીવણમાં તે ગાળતાં. આ કામમાં પણ ત્હેના સ્વભાવ પ્રમાણે તે બહુ કુશળ થયાં હતાં અને ૧૯૧૧ ની સાલમાં ભાવનગર ખાતે ભરવામાં આવેલા "હુન્નર ઉદ્યોગના મેળા"માં ત્હેમને ત્હેમના ભરત તથા ગુંથણ કામ માટે બે ચાંદો એનાયત કરવામાં આવ્યા હતા. વળી કેટલાએક નમૂના માટે ત્હેમને Certificate of Merit ( બાહોશીનું સર્ટીફીકેટ ) પણ મળ્યું હતું. આ મેળાના સ્ત્રીવિભાગની મેનેજીંગ કમીટી ( વ્યવસ્થાપક મંડળી ) નાં ત્હેમને એક સભાસદ નીમવામાં આવ્યાં હતાં* અને આ વખતથી દરેક સ્ત્રીઉપયોગી હીલચાલમાં સૌ. વિજ્યાલક્ષ્મીએ ભાગ લેના માંડયો અને પોતાની ભગિનીઓને મદદ કરવામાં ઉત્સુકતા દેખાડી હતી. સ્ત્રીઓના મેળાવડામાં તે હમ્મેશ હાજરી આપતાં અને પોતાની બહેનો માટે ત્હેમને હમ્મેશાં કંઇને કંઈ કહેવાનું હતુંજ. ભાવનગરના સ્ત્રીમંડળમાં ત્હેમની પહેલી પંક્તિના વક્તા તરીકે ગણત્રી થતી. આ સર્વે તેમની હોંશ અને ઉદ્યમીપણાનું જ પરિણામ હતું. વળી જે કામ તે કરતાં પછી તે લખવાનું હો અગર બીજું કોઇ પણ હો, તેમાં તે એટલાં તલ્લીન થઇ જતાં કે તે કામ સંપૂર્ણ રીતે પાર પાડતાં. ત્હેમના લેખોમાં કૃત્રિમતા માત્ર આવવા દેતા નહિં અને જે ઉર્મિઓ ત્હેમના હૃદયમાંથી નીકળે ત્હેનોજ આવિર્ભાવ કરતાં. ત્હેમના લેખો તેમના વર્તનની છાયા રૂપજ હતા અને ત્હેનેજ લીધે તે લેખો અસરકારક બનતા.

જેણે લેખોથી સાહિત્યની સેવા કરી છે, તથા જાત મહેનતથી કુટુંબની સેવા કરી છે, તેવી સ્ત્રીમાં હાલની કેળવણીના દોષોને દાખલ થવાનો વખતજ નહોતો. પોતે શ્રીમંત

* આ બનાવની નોંધ સુન્દરી સુબોધના સાતમા વર્ષના ૧૨મા અંકમાં પ્રકટ થઈ છે.

પિતાની પુત્રી હતાં અને શ્રીમંત શ્વશુરનાં પુત્રવધૂ હતાં, છતાં પહેરવેશ સાદોજ રાખતાં. તવંગર અને ગરીબ, કેળવાયલાં અને બીનકેળવાયલાં, બધા સંબંધીઓઉપર તે સરખોજ પ્રેમ રાખતાં અને બધાનાં ઘણાંજ માનીતાં થયાં હતાં.

આવા અનેક ગુણવાળી આ યુવતીના આયુષ્યની દોરી સંવત ૧૯૬૯ના ભાદ્રપદ શુદ ૯ ને દીવસે ત્રુટી ! ત્હેમના પતિને સોલીસીટરના અભ્યાસ અર્થે મુંબઈ રહેવાનું થવાથી તેઓ પણ મુંબઇ ગયાં હતાં. પણ મુંબઇનાં હવાપાણી ત્હેમને અનુકુળ ન આવ્યાં અને મુંબઇમાં ભાગ્યે બે એક માસ વાસ નહિ કર્યો હોય એટલામાં તો ત્હેમને મરડાનું દર્દ લાગુ પડયું. એકાદ માસ માંદગી ભોગવ્યા પછી ત્હેમને લઇ ત્હેમના પતિ પોતાના પિતાને ઘેર દીવાળીના તહેવારોમાં આવ્યા તબીયત સુધારા ઉપર આવી એટલે ફરીથી મુંબઈ ગયાં પણ દોઢ બે માસમાં મરડાએ જોર કર્યું અને એપ્રીલ માસની શરૂઆતમાં ફરીથી ત્હેમને પાછાં મોકલી આપવાં પડયાં. પરંતુ ભાગ્યવશાત્ આ વખતે મરડો લંબાયો, ખોરાકમાં દુધ ઉપરજ તે રહેતાં અને શરીર નબળું પડયું હતું. છેવટ મરડો મટયો હતો પણ નબળાઇ વીશેષ રહી હતી. અમદાવાદમાં ગઈ તા. ૩-૯-૧૩ને દિને એક પુત્રને જન્મ આપ્યો ત્યારે ત્હેમનું સર્વ ચેતનબળ નષ્ટ થયું અને પ્રસુતિને બીજેજ દીવસે બેભાન થયાં. સારા ઉપચારો કર્યા પણ ભાવિ મિથ્યા થયું નહિં અને તા. ૯-૯-૧૩ ના પ્રભાતમાં બે વાગતાના સુમારે આ સાધ્વીએ જે જે પ્રાણિ પોતાનાસહવાસમાં આવ્યું હતું તેની સેવા કરીને-તેનામાં કંઇ પણ નવું તત્વ રેડીને-પોતાના આત્માને બ્રહ્મની સાથે મેળવી દીધો.

આ સાધ્વીએ ત્હેમની પાછવાડે બે બાલકીઓ અને એક નવાજન્મેલા પુત્રને મુકયાં છે તથા સગા અને સબંધીઓની મોટી સંખ્યા શોકમાં નાંખી છે.

વાંચક ! મનુષ્ય માત્રમાં દોષ હોય છે અને તે પ્રમાણે સ્વર્ગસ્થ સાધ્વીમાં પણ કંઇક ન્હાની ખામીઓ હશે. પરન્તુ મહાત્માઓનાં જીવનમાં એટલા બધા ગુણો હોય છે કે ત્હેમના દોષ ત્હેમને માટે પૂજ્યબુદ્ધિ રાખનારને દૃષ્ટિએ પડતા નથી. આ લેખકને પણ ત્હેવો અનુભવ થયો હશે એમ માનજો, અને એમ ન માનતા કે લેખકનો ઇરાદો ખામીઓ છુપાવવાનો છે.

૩.

( સ્વ. સૌ. વિજયાલક્ષ્મીનો આ પત્રના તન્ત્રિ ઉપરનો છેલ્લો પત્ર. )

ધોળકા. તા. ૨૬-૮-૧૯૧૩.

"પરમ પૂજ્ય મુરબ્બી બન્ધુ રામમોહ(ન)રાય,

વિ. આપનો પત્ર સ્નેહ, દયા ને મમતાથી પરિપૂર્ણ મળ્યો, જે વાંચીને અસાનંદ થયો. એજ રીતે કદીકદી આ રંક આત્મા ઉપર અનુગ્રહ કરીને તમારા ઉપયોગી સમયમાંથી સમય લઇને પત્ર લખવા કૃપા કરશો મારૂં જ્ઞાન એક ખાબોચીયા જેવું છે. એક લેખક થવાને માટે જોઇતો જ્ઞાનનો ભંડાર મારી પાસે નથી.

મારે તમને વગર સંકોચે જણાવવું જોઇએ કે મારી માતાએ મને એક વર્ષની ને પીતાએ આઠ વર્ષની મુકી હતી. મને સામાન્ય લખતાં વાંચતાંજ શીખવવામાં આવ્યું છે. મ્હને કેળવણી કે સદ્દશિક્ષા મળ્યાં નહિ.

બાળલગ્નને લઇને ને શ્વશુર તેમજ પિતાના ઉભય પક્ષની સંયુક્ત કુટુમ્બની સંસ્થામાં મારાં મન તન એવાતો તવાણું કે ઘડાણું, કે મને નિવૃત્તિ કે આનંદ તો ક્વચીતજ મળે છે. કુદરતને લઇને મને વાંચવા પ્રતી ઘણી રૂચી હતી ને હું છાની રીતે રાત્રીનો સમય લઇને ઉજાગરા કરીને વાંચીને આનંદ મેળવતી. મારી એકાન્ત રાત્રીઓ એથી સહેલાઇથી પસાર થતી ને મને તેથી સંતોષ ને આનંદ થતો.

મારા સ્વામી સ્વતંત્ર નથી; હજી વિદ્યાર્થી છે. તેમજ તેમને સાહિત્ય વિષય તરફ અતી લક્ષ નથી. તેમના પોતાંના અભ્યાસમાં તે એટલા છે કે કદી મને તેઓ મદદરૂપે થયા નથી ને થશે પણ નહિ. વળી તેમને મળતી નિવૃત્તિમાં હું આનંદ આપવાને બદલે અભ્યાસ કરવા બેસું તો કંટાળે છે. સમય અને સાધનની ન્યુનતાને લઇને મારે મારી ઉન્નતિના સર્વે વિચારો તજવા પડે છે. હમણા મારી શારીરીક સ્થીતી ઘણી નબળી છે. હું સંગ્રહણીથી પીડાઉં છું. ઉપચારો ચાલુ છે પણ જીવનદોરી પરમાત્માને હસ્ત છે.

આપે સુચવેલાં કાવ્યોમાંથી કોઈ કોઈ વાંચ્યાં છે. બીજાં વાંચીશ. વાંચન વિશાળ હોય તોજ લખી શકાય છે. વળી મારી રંક બુદ્ધિ સારગ્રાહી પણ થોડી છે. વિચાર શક્તિની ન્યુનતાએ-સર્વેમાં ઢીલાશ એ સ્વાભાવિક છે.

તમારી સુચના ને સલાહ મને ઘણી કીમતી છે. પ્રભુની દયા હશે તો વળી પ્રત્યક્ષ પણ મળાશે. બન્ધુ ! શારીરીક ને માનસિક તાપો મનુષ્યના આત્માને વધારે પવિત્ર, વધારે શુદ્ધ ને વધારે ઉચ્ચ કરીને પ્રભુની વધારે નીકટ નથી લઇ જતા ? અને જો જાય છે તો પ્રભુ ભલે જીવનપુષ્પને અરણ્યના પુષ્પ જેવું કરે કે જેની પ્રસંશા કે કીમ્મત કોઇ ન કરે ને તે જતાં કોઈ ન ઝુરે. હું બાળક છું, અજ્ઞાન છું. વધુ ઓછું લખાણ માટે ક્ષમા માગું છું. તમે જે મારા પ્રતી સ્નેહ દયા ને મમતા બતાવો છો તે માટે ખરેખર હું તમારી રૂણી છું. પત્ર લખવામાં વિલંબ થયો છે માટે ક્ષમા કરશો.

ફોટોગ્રાફ માટે—જો આપ તે મુંબઇ મધ્યે જેને ત્યાં હોય તે સરનામું મોકલશો તો લઇ અવાશે. મારા સરખું કામકાજ લખી કૃતાર્થ કરશો.

લિ. આપની ચર્ણરજ, શુભેચ્છક બેન વિજયાના પ્રણામ વાંચશો.

૪.

અ. સૌ. વિજયાલક્ષ્મીના અકાળ મરણથી ગુર્જરી માતાએ એક અમોલું પુત્રી રત્ન ગુમાવ્યું છે, એમાં કાંઇ શક નથી. એ સ્વર્ગસ્થ બ્હેનની ઉદાત્ત ભાવના, સ્નેહાળ હૃદય અને ઉત્તમ ચારિત્ર્યને લઇને હેમનું મરણ સ્વજન મંડળમાં તો અતિ ખેદકારક થાય: પરન્તુ અમને પણ અત્યારે એવી ઉચ્ચાભિલાષી,-પ્રસાદિત, આશાજનક લેખકભગિનીનું અવસાન આપ્તજનના મૃત્યુ જેટલુંજ દુઃખદ થઇ પડ્યું છે. અ. સૌ. સુમતી બ્હેનના પરલોકગમનથી માનુભાષાને એક સંસ્કારી પુત્રીની પડેલી ખોટ તો હજી તાજીજ છે: એવામાં આ બીજો ઘા પણ એવોને એવોજ ભારે આવી પડ્યો છે, તે અસહ્ય ભાસે, એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. આપણી બ્હેનો હજી કેળવણી લેવામાં બહુ પછાત છે: આથી સાહિત્યમાં પૂર્ણ મમતાથી રસ લેનારી, દેશસેવાનો મંત્ર હૃદયમાં ધારણ કરતી, અને દૃષ્ટિમર્યાદા વિશાળ કરવાને પ્રયત્નવાન રહેતી, ભવિષ્યવન્તી બાલ-યુવતીઓનાં અકાળ મરણ સમસ્ત પ્રજાની પ્રગતિના મ્હોટા અવરોધ રૂપ થઈ પડેજ, એ સ્વાભાવિક છે,

ચાલુ વર્ષના પ્હેલા અંકના નિવેદનમાં આપણી દેશવાડીની અકાળે કરમાઈ જતી ફૂલકળીઓ રૂપ બાલિકા-યુવતીઓનાં મરણ વિશે લખવું અમને પ્રાપ્ત થયું હતું. પરંતુ તે સમયે અમને સહજ પણ ખ્યાલ ન્હોતો કે તે પ્રકટ થતા થતામાં તો આપણા નવીન ગૂજરાતની આશા રૂપ એક ભવિષ્યવાન સ્ત્રીકવિ અને આ પત્રની તરફ અપૂર્વ મમતા રાખતી સ્નેહાળ લેખકભગિનીના* દુઃખદ અવસાનની નોંધ લેવાનું દુર્દૈવે અમારે માટે નિર્માણ કર્યું હશે! સ્વ. સૌ. વિજયાલક્ષ્મીની અસાધ્ય માંદગીના સમાચાર જ્યારે અમને એક સન્મિત્ર તરફથી મળ્યા ત્યારે પ્હેલાં તો તે માનવાની પણ અમારા હૃદયે આનાકાની કરી હતીઃ કારણ કે થોડાજ દિવસ ઉપર એ બ્હેનનો પત્ર અમને મળ્યો હતો, જેનો ઉત્તર ફક્ત બે ત્રણ દિવસ ઉપર રવાના થયો હતો. પણ તે ખેદકારક બિના આખરે ખરી પડી છે અને હવે ત્હેમના જીવનના અમર અંશ રૂપ જે કાવ્યપ્રસાદી આપણને મળી શકી છે, ત્હેનો સુવાસ ત્હેમના પ્રીતિસ્મરણ તરીકે સંગ્રહી ફળપ્રદ બનાવવો, એટલુંજ આપણા હાથમાં રહ્યું છે.

સુન્દરી સુબોધના તન્ત્રવાહક તરીકે ઘણી લેખકભગિનીઓ સાથે પત્રવ્યવહારમાં ઉતરવાનું, ત્હેમનાં જીવનનાં વિવિધરંગી રહસ્યોની ઝાંખી કરવાનું, અને કદિ કદિ ત્હેમની હૃદયઝરણીઓને સન્માર્ગે વાળવાનું અલભ્ય માન અમને મળે છેઃ જો કે તે પવિત્ર બ્હેનોનાં પ્રત્યક્ષ દર્શન અથવા ત્હેમનો સત્સમાગમ તો બહુધા અમારા અધિકારની બ્હાર જ છે. સ્વ. સૌ. વિજયાબ્હેનના સંબન્ધમાં પણ એમજ બન્યું હતું. એ ભગિનીનાં લખાણ આ પત્રમાં ૧૯૧૦ ની સાલથી પ્રકટ થવાં શરૂ થયાં; અને ત્હેમનો અમારી સાથેનો પત્રવ્યવહાર ૧૯૧૧માં આરંભ પામ્યો હતો. ૧૯૧૨માં કૌટુમ્બિક વિપત્તિના સમયમાં તે બ્હેન તરફથી અમને મળેલો આશ્વાસનનો પત્ર એટલો તો સ્નેહપૂર્ણ હતો કે તે હજી પણ અમારી સ્મૃતિમાંથી ખશી શક્યો નથી. સ્વ. સૌ. કાન્તા બ્હેનના અકસ્માત્ દેહાવસાન પ્હેલાં માત્ર અર્ધા કલાક ઉપર ત્હેમને એ બ્હેન મળ્યાં હતાં; અને કાગળમાં તે હકીકત વગેરે લખતાં જણાવ્યું હતું કે જાતે આવીને દિલસોજી આપવાની ઘણી ઇચ્છા છતાં માત્ર સાંસારિક રિવાજોનાં બંધનોને લીધેજ તેઓ તેમ કરી શક્યાં ન્હોતાં. ત્હેમની તરફથી મળેલો છેલ્લો પત્ર, જે ત્હેમના નિકટ સંબંધીઓની રજાથી આ સાથે પ્રકટ કરવામાં આવેલ છે, ત્હેમાં પણ તેઓએ પ્રત્યક્ષ દર્શન આપવાની ઇચ્છા દર્શાવવા કૃપા કીધી હતી. અને એવી પતિત પાવન ભગિનીના નિર્મળ પરિચયથી અમને પણ અધિક ઉત્સાહ, સત્પ્રેરણા તથા વિશુદ્ધતાની

* ગત વર્ષના ખાસઅંક માટે મુંબાઈના આર્યનબ્રધરહુડ તરફથી થયેલા " પ્રીતિભોજન " વિશે લેખકબ્હેનો પૈકી કેટલીકને અમારી તરફથી ત્હેમના સ્વતંત્ર અભિપ્રાય લખી મોકલવા આમન્ત્રણ કરવામાં આવ્યું હતું, ત્હેનો ઉત્સાહપૂર્વક બ્હેલામાં બ્હેલો સ્વીકાર કરી, મનન યોગ્ય લખાણ મોકલી આપનાર સ્વ સૌ. વિજયાલક્ષ્મીએ મોકલવા કૃપા કીધી હતી.

ચાર પાંચ વર્ષ ઉપર સુન્દરી સુબોધમાં દર્શાવાયલા અમુક વિચાર સાથે મત ભેદ ધરાવનાર એક પરલોકવાસી વિદ્વાન્ તરફથી સહજ સમજફેરને લીધે " ગુજરાતી "માં કાંઈ આક્ષેપ કરવામાં આવ્યો હતો, ત્યારે પણ એ બ્હેન આ પત્રનો બચાવ કરવાને પ્રેમપૂર્વક આગળ આવ્યાં હતાં. આ ઉપરાંત ત્હેમના કાગળોમાં વારંવાર દર્શાવાયલી સુન્દરી સુબોધ તરફની પ્રીતિનું સ્મરણ પણ [illegible]

અવસ્ય પ્રાપ્તિ થઈ હોત; એમ અમારી ખાત્રી છે. પરન્તુ ઇશ્વરેચ્છા જૂદીજ હતી. સર્વ આશા સિદ્ધિના પરમધામ શ્રી પરમાત્માના ચરણકમળમાં તેઓ હવે સિધાવ્યાં છે: એટલે ત્હેમના અકાળ મરણથી આપણને ગમે તેટલો શોક થાય તોપણ અંતઃકરણપૂર્વક પ્રાર્થીશું કે તે બ્હેનના અમર આત્મતત્વનો તે પુણ્યસ્થળમાં સદૈવ નિવાસ રહો.

સ્વ. સૌ. વિજ્યાલક્ષ્મીના સઘળા ગદ્ય લેખ તથા કાવ્યોનો કેટલોક ભાગ સુન્દરી સુબોધમાં પ્રકટ થયો છે. આ ઉપરાંત કપોળ મિત્ર, કપોળ, વસન્ત, બુદ્ધિપ્રકાશ, અને સાહિત્ય, એ માસિકપત્રોમાં પણ ત્હેમની કવિતા પ્રકટ થઈ છે. કેટલાક ગદ્ય લેખો તથા કાવ્યો અમારી પાસે અપ્રસિદ્ધ છે, તથા કેટલાંક કાવ્યો સાહિત્યના તન્ત્રિજી પાસે છે, અને આ ઉપરાંત લખાણનો મ્હોટો ભાગ ત્હેમની લેખન પેટીમાંથી મળી આવ્યો છે. આ સઘળાનો એક સંગ્રહ, ત્હેમના જીવનની નોંધ સાથે, પ્રકટ કરવાની વ્યવસ્થા ચાલે છે: અને અમને આશા છે કે થોડાજ વખતમાં તેમ કરી પણ શકાશે.

આ પ્રાસાદિત ભગિનીનાં ઉદ્યોગ, ઉત્સાહ તથા સાહિત્યપ્રેમ, ત્હેમનાં લખાણ (જે માત્ર પાંચ ૭ વર્ષની પ્રવૃત્તિનુંજ ફળ છે તે) જોતાં, પ્રત્યક્ષ થયા વિના રહેતાં નથી. ગૂજરાતી ભાષાનું સાધારણ જ્ઞાન અને ઇંગ્રેજી-સંસ્કૃતનો નહિં જેવો પરિચય, એટલાંજ સાધનો છતાં, શ્રમપૂર્વક નિરંતર પ્રયત્નશીલ રહીને તેઓએ ગુજરાતી સાહિત્યમાં જે સ્થાન મેળવ્યું છે તે નિઃસંશય અભિનંદન યોગ્ય છે. ત્હેમના હૃદયની રસિકતા-સ્નેહાળતા અને બુદ્ધિની સંસ્કારીતા-સર્વગ્રાહીતાને લીધે તેઓ બહુ સારૂં કામ કરી શક્યાં છે, એમાં કાંઇ શક નથી: તથાપિ સ્ત્રીજીવનની દિનચર્યાના વિકટ ધર્મો તથા કૌટુમ્બિક જિંદગીના કઠિન વ્યવસાયોમાંથી મુક્ત થયા પછીજ,-અર્ધી રાત્રિએ, એકાન્તમાં અને અસહાય,-ઘણીવાર થાકેલા મન અને શરીરથી પણ અભ્યાસ વધારતી અથવા લેખ લખતી, એક તરુણ યુવતીની એ પ્રસાદી છે, એમ જ્યારે આપણા સ્મરણમાં આવે છે, ત્યારે આપણને એ બ્હેનની આ સત્પ્રવૃત્તિ માટે પૂર્ણ સન્માનની લાગણી થઇ આવ્યા વિના રહેતી નથી. અને સાથે સાથે એમ પણ પ્રતીત થાય છે, કે એવાં ભવિષ્યવાન સ્ત્રીરત્નોને યોગ્ય સહાય, અવકાશ અને સ્વાસ્થ્ય મળે, તો દેશસેવાની અને માતૃભાષાની કેટલી વધારે, વિશાળ અને ફળપ્રદ સેવા આપણી એ ભગિનીઓદ્વારા પણ થઇ શકે ?

સુન્દરી સુબોધમાં ત્હેમનાં નીચે જણાવેલાં લખાણ પ્રકટ થયાં છે:

| પુસ્તક | અંક | લેખનું નામ |
|---|---|---|
| ૭ | ૯ | પિતા* ( કાવ્ય ) |
| ,, | ૧૧ | સતીનો પતિ પ્રત્યે પ્રેમ (કાવ્ય) |
| ૮ | ૪ | ભાઇ ને બ્હેન (કાવ્ય) |
| ,, | ,, | મનુષ્ય જન્મની સફળતા ( ગદ્ય લેખ ) |

* સ્વ. સૌ. વિજયાલક્ષ્મીની લોકપ્રિય થઈ પડેલી કૃતિઓમાં "પિતા" એ કાવ્ય છે. આ પત્રના તન્ત્રિનાં પુત્રી સ્વ. સૌ. કાન્તાબ્હેનને તે ઘણુંજ પ્રિય હતું. આ ઉપરાંત એક બ્હેને તો તે ફરીથી ઉતારીને ૧૯૧૧—૧૨ના ખાસઅંકમાં પ્રકાશન માટે પણ મોકલ્યું હતું. "મનુષ્ય જન્મની સફળતા" એ લેખનો દક્ષિણ આફ્રિકાના પ્રસિદ્ધપત્ર "ઇન્ડિયન ઓપિનિયન"માં ઉતારો કરવામાં આવ્યો હતો.

| | | | |
|---|---|---|---|
| „ | ૬ | પ્રભુપ્રાર્થના ( કાવ્ય—અનુવાદ ) | તખલ્લુસ હોય તો તે. |
| ૯ | ૪–૫ | શોકગ્રસ્ત પ્રિયા | |
| „ | „ | શ્રદ્ધા | |
| „ | „ | સુવર્ણમાલા ( છુટક વિચારો—ગદ્ય ) | |
| ૧૦ | ૪–૫–૬–૭ | પ્રભુજી પદમાં પોકાર (કાવ્ય) | |
| „ | „ | પ્રીતિસ્મરણ (કાવ્ય) | |
| „ | „ | આશાભંગ (કાવ્ય) | સૌ. વિ. „ |
| „ | „ | આર્યન ભ્રધરહુડનુ જમણ. | —સૌ. જ્ઞાનમણિ |
| „ | „ | વસન્તને ઘેર (વાર્તા—સંવાદ) | |
| „ | „ | પ્રણય ભગવાનનું પ્રાર્થન (ગદ્ય કાવ્ય) | "એક દીન બાલિકા." |
| ૧૧ | ૧ | વ્હાલાંઓનું હૃદય ( કાવ્ય ) | |
| „ | ૨ | ગુણસુન્દરી | |
| „ | „ | વિજ્ઞપ્તિ ( કાવ્ય ) | |

સ્વ. સૌ. વિજયાલક્ષ્મીનાં કાવ્યોમાંથી થોડા ઉતારા અહિં આપ્યા છે, જે ઉપરથી ત્હેમની રસિક, ભાવગ્રાહી કવિત્વશક્તિની પ્રતીતિ થયા વિના રૂહેશે નહિં. "પ્રેમ" એ ત્હેમનાં હૃદયની પિપાસા હતી, પ્રભુશ્રદ્ધા જીવનની પ્રેરણા હતી. ત્હેમની કલ્પના ગેહકુંજો-માં રમે છે અથવા હૃદયગુહામાં ઉતરે છે. પરન્તુ તે બન્ને સ્વરૂપે મધુર અને મોહક લાગે છે. દુ:ખ ચિન્તા ભર્યાં અનુભવોમા થઇને વ્હેતી લલિત પ્રીતિઝરણીઓ અથવા કવિ-જિગરમાંથી ઝરતો સુન્દર રસપ્રવાહ આપણાં અંતરને ભીંજાવે છે, આપણાં જીવનને અજ-વાળે છે. અને આટલી ટુંકી મુદ્દતના પ્રયાસના ફળરૂપ રજુ થયેલી સુન્દર સામગ્રી જ્યારે આપણે નિહાળીએ છીએ, ત્યારે આ લેખકભગિનીના અકાળ મરણથી માતૃભાષાને કેવી ભારે હાનિ થઇ છે તે, અને એ બ્હેનનું ઉપયોગી જીવન જો વધુ લંબાયું હોત, તો તે કેટલુ મ્હોટું ઉત્તમ કામ કરી શકયાં હોત,–એ વિચાર આપણાં હૃદયને મુગ્ધ અને શોકગ્રસ્ત કર્યા વિના રૂહેતા નથી.

૫.

" મુજ હૃદયમાં ખીલતાં રૂડાં કંઇ પ્રેમનાં શુચિ ફુલડાં,
" આશા તણી ભરી છાબ હું આવી હતી લઈ ભેટવા.'

... ... ... ... ... .. ...

" મ્હારા હૃદયનો પ્રેમ જે શૃંગાર રસને રેલતો,
" વિરમ્યો હવે, સ્વામી દયાળુ શ્રીહરિના ચરણશો.
" અમ્મર અમારો આત્મ, ને અમ્મર અમારાં નામ હો,
" અમ્મર અમારી ભાવના, અમ્મર અમારા કામ રૂહો;
" અમ્મર અમારો પ્રેમ, ને અમ્મર ભૂમિ શું ધ્યાન છે,
" અમ્મર અમારી ભક્તિ, ને પ્રભુ તણું અમર અમ ગાન છે."

" ઉંચી ઉડે ઉત્કલ્પના, મધુ સૌખ્યમય સૌભાગ્યની,'
" શૃંગાર, પ્રીતિ, રસભોગની શ્રદ્ધા હૃદયમાં રાજતી,
" આનન્દ ને ઉત્સાહના સ્વપ્નાં વિશે [illegible] તી

# ડૉ. નાગૂબ્હેન જોશી.

લેખક: શ્રીયુત " જયન્ત. " સીનોર

[ આ બાનુની છબી ઑક્ટોબર ( ગયા માસ )ના અંકમાં આપવામાં આવી છે. ]

જે આર્યાવર્ત પ્રાચીનકાળમાં અનેક વિદૂષી મહાન સ્ત્રીઓથી વિભૂષિત હતો, તે દેશ શું આજે તેવી મહિલાઓથી રહિત બન્યો છે ? નહિ, તે આર્યાવર્ત પોતાના પુણ્ય પ્રભાવથી કદી તેવો બનશે નહિજ. માર્ગમાં સ્ત્રીજાતિના કટ્ટા શત્રુઓ ગમે તેટલા કંટકો નાંખે, તોપણ તે દૂર કરીને, પોતાનો માર્ગ સ્વચ્છ બનાવે તેવી વિદૂષી અને ચારિત્ર્યવાન સ્ત્રીઓ પોતાની વિદ્વતાથી અને સદ્‌વર્તનથી આપણી જનનિ જન્મ ભૂમિને વિભૂષિત બનાવશે, એમ કહીએ તો તે ખોટું નથીજ.

હાલમાંજ એક મહારાષ્ટ્રીય ભગિની વિદેશ જઈ માનવંતી વૈદકમાં કાબેલિયતની ડીગ્રીઓ (પદવી) સંપાદન કરીને, સ્ત્રીજાતિની ઉન્નતિ માટે પ્રયત્ન કરી રહેલ છે: તેમનું ચરિત્ર મરાઠી " માસિક મનોરંજનમાં થોડા વખત ઉપર પ્રકટ થયું હતું; તે જો ગુજરાતી બહેનો માટે આ સ્થળે ઉતારી લેવામાં આવે તો ખરેખર ઉપયોગી થઇ પડશે.

એક પ્રખ્યાત ઇંગ્લીશ કવિએ પોતાના એક કાવ્યમાં " સૌમ્ય પ્રકૃતીવાળી સ્ત્રીજાતિ શું નહિં કરી શકે ? " એવા કૌતુકપૂર્ણ પ્રશ્ન રસિક વાચકવૃંદને કરેલો છે. તેના આ પ્રશ્નમાં અબળા જાતિ છુપાયલું સ્ત્રીજાતિનું ગૌરવ-અને ખાસકરીને મનોબળ તો ઉત્તમ રીતે ધ્વનિત થયેલું છે. અબળાના અબળાત્વનો કુત્સિતપણે તિરસ્કાર કરવામાં આજસુધી પુરૂષવર્ગ પોતાને કૃતકૃત્ય માનતો આવેલો છે; સુભાગ્યે તેમની આ મનોવૃત્તિમાં થોડો ઘણો ફેરફાર થતો જતો હોવાનાં ચિન્હ હવે દેખાવા લાગ્યાં છે, એ એક મહાન આનંદની શુભ વાત છે. સ્ત્રીજાતિ બુદ્ધિબળ કીંવા મનોબળમાં પુરૂષ કરતાં કોઇપણ રીતે ઉતરતી નથી, એ સિદ્ધાન્ત-વિશેષ ધમપછાડ ન કરતાં વર્તનમાં જે સ્ત્રીઓએ દર્શાવી આપ્યો છે, તે સ્ત્રીઓમાં-વિશેષ કરીને મહારાષ્ટ્રીય સ્ત્રીઓમાં ઇંગ્લૅન્ડ જઇ આવેલ ડૉ. કુમારી નાગુતાઇ (બહેન ) જોશી, એલ. એમ. એન્ડ એસ. ( મુંબાઈ ) એલ. આર. સી. પી., એમ. આર. સી. એસ., ( લંડન ); અને એલ. એમ., ( ડબ્લિન ), એમને ઉચ્ચ સ્થાન આપવું જોઇએ. પોતાની જાતિનું ઉચ્ચબળ દર્શાવનાર સ્ત્રીઓ પાશ્ચિમાત્ય દેશોમાં સેંકડો હશે, પરંતુ હિન્દુસ્થાનમાં તેવી વિદ્યાવિભૂષિત સન્નારીઓ હાથનાં આંગળાંના ટેરવાપર ગણાય તેટલી જ છે, એ એક જાણીતું સત્ય છે. આપણે હિન્દુસ્થાનની વાત બાજુએ મૂકી, તેમાંના આપણા ગુજરાત વિભાગ તરફ જો દૃષ્ટિ કરીએ, તો તેવી એક પણ પરદેશગમન કરી ઉચ્ચ પ્રતિની પ્રવીણતા સંપાદન કરી આવેલ વિદૂષી મહિલાનું દર્શન કરી શકાતું નથી. તેવીજ રીતે મહારાષ્ટ્રમાં પણ પરદેશ જઈ ધૈર્ય ધરી ચાર વર્ષ ત્યાં રહી વૈદકશાસ્ત્રમાં પારંગત થઇ આવેલી સ્ત્રીઓની સંખ્યા તદ્દન મર્યાદિત છે ! આ સર્વે દૃષ્ટિથી વિચાર કરવામાં આવતાં ડૉ નાગૂ બહેનના વિજયથી મહારાષ્ટ્રીય હૃદયોને સાનન્દાશ્ચર્ય થાય, તો ગુજરાતી પોતાની સ્વદેશી ભગિનીના ગૌરવ સ્વીકારવાથી તેમજ થાય એ સ્વાભાવિક છે. આ દેશમાં સ્ત્રીશિક્ષણ અને સ્ત્રીઓની ઉન્નતિનું ખરૂં મહત્વ સમજી તથા તેજ ઉચ્ચતમ ધ્યેય આગળ રાખી તનમન અને ધનથી તે બાબતમાં કાંઇ પણ કામ કરી દર્શાવનાર જે મુખ્ય કુટુંબો

છે તેમાં ઉમરાવતીના પ્રસિદ્ધ જોશી કુટુંબની ગણના કરવી પણ આવશ્યક છે. ત્યાંના સુપ્રસિદ્ધ વકીલ શ્રીયુત મોરો વિશ્વનાથ ઉર્ફે અપ્પણા સાહેબ જોશી બી. એ., એલ એલ. બી. એમની ઓળખાણ કરવા માટે એટલુંજ કહેવું બસ થશે કે તે અને તેમનાં પત્ની શ્રીમતી સૌ. યશોદાબાઈ ઉર્ફે અક્કા સાહેબ એ બન્ને પ્રગતિના માર્ગમાં ધૈર્યથી આગેવાન રહી, યશોદાબાઇ પડે સ્ત્રીશિક્ષણની મહત્તાનું મૂર્તિમંત ઉદાહરણ છે. ગમે તેવી હરકતો આવે તો પણ પ્રગતિને માર્ગે જવું, એવો એમનો દૃઢ નિશ્ચય છે: આથી સામાજીક સુધારણાની સર્વ બાબતમાં–મુખ્યતઃ સ્ત્રીશિક્ષણની બાબતમાં—પોતાના કુટુમ્બમાં તેમણે તેનો પૂર્ણપણે અમલ કર્યો છે. આ પતિપત્નીએ પોતાની સર્વ પુત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપી સ્ત્રીશિક્ષણ આપી સ્ત્રીશિક્ષણના સંબંધમાં ખરો સુધારક કેવી રીતે કામ કરે છે તે સ્પષ્ટ રીતે દર્શાવી આપ્યું છે; પરંતુ વિશેષ આનંદની અને અભિમાનની વાત એ છે કે; કન્યાશિક્ષણના માર્ગમાં લગ્નની મર્યાદા યુક્ત વયનો મહાન કંટક છે કે જેની ઘણા સુધારક વીરોને ભયંકર બ્હીક લાગે છે; તે કંટકને આ દંપતીએ અત્યંત નિર્ભય ચિત્ત અને અતુલ ધૈર્યથી બાજુએ કરી પોતાની પુત્રીનો શિક્ષણમાર્ગ સરલ કરી ઇતરને સ્તુત્ય ઉદાહરણ દર્શાવી આપ્યું છે. આ તેમના મનોધૈર્ય માટે મહારાષ્ટ્રને તો શું પણ આખા હિન્દુસ્થાનને મગરૂર થવું જોઇએ.

શ્રીયુત અપ્પણા સાહેબ અને શ્રી. સૌ. અક્કા સાહેબ, એઓએ પોતાનાં સર્વ બાળકોને વ્યવહારિક અને નૈતિક શિક્ષણ ઉત્તમ રીતે આપેલું છે. બાળકને સ્વભાવાનુરૂપ તેમના શિક્ષણનું ધ્યેય રાખવું, એવો આ પતિપત્નીનો પરિપાઠ છે. શ્રીયુત અપ્પણા સાહેબ અને સૌ. અક્કા સાહેબે પોતાની સંસ્કારવિભૂષિત કન્યા ડૉ. કુમારી નાગૂબ્હેનને–ઉચ્ચ વૈદ્યકીય શિક્ષણ સંપાદન કરવા માટે વિદેશ મોકલવાનું જે અપૂર્વ મનોધૈર્ય દર્શાવ્યું છે, તે માટે હરકોઈ તેમને અતઃકરણપૂર્વક અભિનંદન આપે છે.

આવા દંપતીને ત્યાં કુમારી નાગૂબ્હેનનો જન્મ તેમના મોસાળ સતારામાં થયો. તે વખતે અપ્પણા સાહેબના મિત્રવર્ગે તેમને " કેમ ! છેવટે છોકરીજ થઇને ? " એવી મશ્કરી કરતાં,—" જો કે છોકરી થઇ, તો પણ તે વિદ્યામાં છોકરાને પાછા હઠાવવા જેવીજ થશે ! " એમ અપ્પણા સાહેબે જે ઉત્તર આપ્યો કહેવાય છે, તેની સાર્થકતા તેમના ઉદ્‌ગાર પ્રમાણે નાગૂબ્હેને કરી બતલાવી, તે માટે તેમને અભિમાનપૂર્વક કેટલો આનંદ થતો હશે તેની કલ્પના વાચકેજ કરવી.

બ્હેનનો ( નાગૂ બહેનનાં ઘરનાં માણસો " બ્હેન " કહે છે. ) સ્વભાવ બાળપણથીજ જરા ભભકદાર છે. બ્હેન અને તેમની નાની બ્હેન કમળાબાઈ ( હાલમાં સાંગલીનાં રાણી સાહેબ શ્રી સૌ. સરસ્વતીબાઈ પટવર્ધન ) એ બન્ને પુત્રીઓને ઘેર શિક્ષક રાખી શિક્ષણ આપવાની શરૂઆત થઈ. પુત્રીને ઘેરજ શિક્ષણ આપવાથી તેનાપર અભ્યાસનો વિશેષ બોજો ન પડતાં તેને ગૃહશિક્ષણની સારી માહિતી મળે છે એવી અપ્પણા સાહેબની દૃઢ સમજ છે. અને તેજ પ્રમાણે તેઓએ પોતાની પુત્રીઓને ઘેરજ શિક્ષણ મળે એવી વ્યવસ્થા કરી.

આથી નાગૂબ્હેનનો મેટ્રિકયુલેશનની પરિક્ષા સુધી અભ્યાસ ઘેરજ થયો. એમણે પ્રથમ બીજી ભાષા તરીકે ફ્રેંચ ભાષા લીધી હતી; પરંતુ તે અનુકૂલ નહિ આવ્યાથી,

તુરતાતુરત સંસ્કૃત ભાષા લઇ પ્રવેશકપરીક્ષા સુધીનો તે ભાષાનો અભ્યાસ કેવળ આઠ મહિનાની અલ્પ મુદતમાં પૂર્ણ કર્યો, અને કલકત્તા યુનિવર્સીટીની પ્રવેશકપરિક્ષા ૧૯૦૨ ની સાલમાં પસાર કરી.

વૈદ્યકિય અભ્યાસક્રમ તરફ વળવામાં તેમની ઇચ્છા કીંવા આવડ કારણ થઇ એમ નથી; પરતુ ઘરની મડળી " અમારી બહેન ડોકટર થશે કેમ ? " કીંવા બહેન " ડોકટરણ તરીકે સારી શોભશે ? " એમ તેને નાનપણથી બધાં કહેતાં હતાં, તેની નાગૂબહેનના મનપર ઇષ્ટ અસર થવાથી પરીક્ષા થતાજ વૈદ્યકીય વિષયમાં પારંગત થવાનો નિશ્ચય કરી, તે મુંબાઈની ગ્રૅન્ટ મેડીકલ કૉલેજ ( વૈદક પાઠશાળા ) માં દાખલ થયાં.

મેડીકલ કૉલેજમા વૈદ્યકીય ચારે પરિક્ષા સારી રીતે લાગલાગટ પસાર કરી, નાગૂ બહેને સન ૧૯૦૭ સાલે નવેમ્બર મહિનામાં એલ. એમ. એન્ડ એસ. ની પરિક્ષા પાસ કરી. આ પરિક્ષામાં તો તે પસાર થયેલા વિદ્યાર્થીઓમાં ઉંચા નબરે આવ્યા હતાં. તથા કૉલેજના અભ્યાસ દરમિયાન પણ તેમને અનેક બક્ષીસો અને સ્કૉલરશીપો મળેલી હતી. નાગૂબહેન મેડીકલ કૉલેજમા હતાં ત્યારે પહેલાં ચાર વર્ષ અન્ય વિદ્યાર્થીઓ પ્રમાણેજ જમવા વગેરેની સવડ કરી રહ્યાં હતાં. પોતાનીજ શ્રીમંતની-પુત્રી તરીકે અપણા સાહેબે કંઇ સ્વતત્ર કે જુદી વ્યવસ્થા કરી આપી ન હતી. કૉલેજના છેવટના પાંચમા વર્ષમાં માત્ર તેમને માટે સ્વતત્ર વ્યવસ્થા થઈ હતી. કૉલેજમાં જનાર સ્ત્રીવિદ્યાર્થીઓને ઉછૃંખલ પુરૂષ વિદ્યાર્થી તરફથી જેમ કદિ કદિ ત્રાસ થાય છે, તેમ થોડા ઘણા પ્રમાણમાં નાગૂબહેનને પણ થયો હતો; પરતુ નાગપુર તરફની મડળી નાગૂ બહેનને ઘણી ચહાતી હતી

સન ૧૯૦૭ મા એલ એમ એન્ડ એસ થયાબાદ, ઉચ્ચ વૈદ્યકીય શિક્ષણ સંપાદન કરવા માટે, તા. ૨૫ એપ્રિલ ૧૯૦૮ ના રોજ, ના. શ્રીયુત ગોખલે એમની સાથે તેમણે ઇંગ્લાંડ જવા પ્રયાણ કર્યું. આ પૂર્વે બરોબર દસ વર્ષ ઉપર-એટલે તા. ૨૫ એપ્રિલ સન ૧૮૯૮ ના દિવસેજ તેમના વડીલ અપણા સાહેબ પણ ઇંગ્લાંડ જવા નીકળ્યા હતા, આ એક કૌતુકકારક યોગાયોગ છે, તેમા કંઇ શકા નથી

ઇગ્લાંડ જઇ ડૉ. નાગૂ બહેન કોઇ ઈંગ્રેજ કુટુંબમાં ન રહેતાં સ્વતંત્ર રીતેજ રહેતા હતા. ત્યાં તે બગાળની બ્રાહ્મધર્મની સ્ત્રીઓની માફક પોષાક ધારણ કરતાં હતા. કૉલેજમાં રજા હોય તે વખતે, અને ઇગ્લાંડમાનો અભ્યાસક્રમ પૂર્ણ થયા પછી ડૉ. નાગૂબહેને યૂરોપખડમા પ્રવાસ કર્યો. આયર્લાંડ, ફ્રાન્સ, ઇટાલી, સ્વિટ્ઝર્લૅંડ વગરે દેશોમાં પણ તેમણે ઘણો પ્રવાસ કરેલો હોઇ, તે તે દેશમાંના જનસમાજ, તેમના રીતરિવાજ, ત્યાંની સસ્થાઓ, વગેરેનો સારો પરિચય કરી લીધો છે. બર્મિગહામમા પ્રસિદ્ધ (વૈદ્યરત્ન) ભિષગ્વર સર જૉર્ડન લૉઇડ અને ડબ્લિનમાં ડૉ જેસેડ સાથે તેમણે કેટલાક દિવસ કામ પણ કર્યું છે.

ઇંગ્લાંડમાં મિસીસ પૅંકહર્સ્ટ વૉરિક સમરસેટ, વગેરે આગેવાન મતાભિલાષી (Suffragists) ઇંગ્રેજ સ્ત્રીઓ સાથે ડૉ. નાગૂબહેનનો સારો સબધ થયો હતો. મિસીસ સમરસેંટ તો નાગૂબહેનપર કેવળ પુત્રી પ્રમાણે પ્રેમ રાખતાં હતાં. ઇગ્લાંડમાં ડૉ. નાગૂ બહેનને કોઈ પણ પ્રકારનો ત્રાસ થયો નથી ત્યાના સર્વ નાના મોટા તેમની સાથે ઘણા સૌજન્યથી અને પ્રેમથી વર્તતા હતા.

આવે છે, અને ચ્હા પીધી ન પીધી એટલામાં તો કલબમાં દોડી જાય છે. અને આજે તો બધાં સાથે ચ્હા પીવાનું કહે છે તે આજે છે શું ? ધનગૌરીયે ઉત્સુકતાથી પુછ્યું કે શું આજે કલબમાં જવું નથી ? લક્ષ્મીરામે હસતાં હસતાં કહ્યું કે ના. આજતો અહીંજ કલબ બનાવવી છે ! આજે આપણે ઘરનું બજેટ ઘડવાનું છે અને તેમાં તારી મોટી મદદ જોઇશે. ચ્હા પીને આપણે બજેટના આંકડા એક પછી એક મુકીશું અને તેમાં તું વધારે ઘટાડે કરવું હોય તે ખુશીથી મને જણાવજે હું કંઇ ભુલી જતો હઉં તો તું સંભારી આપજે. એટલે આપણે આજને આજ આપણું બજેટ તૈયાર કરી લઇયે અને આપણો ઘરખર્ચ જેમ બને તેમ બજેટ પ્રમાણે કરવા યત્ન કરીશું " ગરીબ બીચારી ધનગૌરી આનો કંઈ પણ અર્થ સમજી શકી નહિ. બજેટ શું અને વળી ઘર ખર્ચ બજેટ-પ્રમાણે કરવાનો તે શું આ બધુ ધનગૌરીને સાવ નવું હતું. ધનગૌરીયે ગભરાઇને ઉત્કંઠાથી પુછ્યું કે બજેટ વળી શું ! આપણને કંઈ તમારા એ બજેટ ફજેટમાં સમજણ પડે નહિં.

લક્ષ્મીરામ—જો બજેટ એટલે હું એમ કરવા માંગુ છુ કે આપણે આખા વર્ષમાં શું ખર્ચ થશે તેનો એક અંદાજ કરી અટકળે આંકડા મુકવા અને તે આંકડા ઉપરથી આપણને વર્ષ આખરે આશરે શું ખર્ચ થશે તેનું અનુમાન કાઢી બચત રકમ કેટલી રહે છે તે જોઇ તેમાં સુધારા વધારા કરી જેમ બને તેમ ઝાઝી બચત કરવી.

ધનગૌરી—એવી તે વળી આગળથી કંઈ અટકળો નીકળતી હશે. જે વખતે લાગે તે વખતે ખર્ચ કર્યા વિના કંઈ છુટકો છે ? અને આખા વર્ષમાં શું શું ખરચવું પડશે તે કંઇ આપણે અત્યારથી જાણી બેઠાં છઇયે.

લક્ષ્મીરામ—ના ના. તું મારૂં કહેવું બરોબર સમજી નહિ. આપણે બજેટ કરીશું એટલે વચ્ચે કોઈ પણ વસ્તુ લાગે તે લેવી નહિ એવુ કંઈ બજેટનો અર્થ નથી. આતો આપણે માત્ર અટકળ કરવાની કે આટલું ખર્ચ થાય તો ઠીક અને તેથી વધારે ન ખરચવા બનતી કોશીશ કરવી. અને બજેટમાં નહિ ધારેલી કોઇપણ બાબદ માટે ખરચ કરવો પડે તો તે કરતાં પહેલાં તેની જરૂર છે કે નહિ તે સહેજ વિચાર કરવાનું બની આવે અને પહેલેથી આપણું ખર્ચ ગોઠવાઇ ગયેલું હોય તો અમુક બચત તો થશેજ એવી આપણી ખાત્રી રહે માટે બજેટની જરૂર છે.

ધનગૌરી—એવી અટકળ અને હિસાબ કંઈ મને તો આવડવાનો નથી એટલે હું કેવી રીતે તમને મદદ કરી શકીશ.

લક્ષ્મીરામ આ સાંભળી બહુજ દિંગ થઇ ગયો. આટલુંજ નવું સાંભળતાં આપણાં બૈરાં કેવાં પાછાં હઠી જાય છે. તેમનામાં આગળ પડી ભાગ લેવાની હિંમતજ હોતી નથી. અને પોતાને માથેથી જવાબદારી એકદમ ઉતારી નાંખવા કેવું મથે છે ! પણ તેણે ધીરે રહી પોતાની પત્નીને ઠેકાણે લાવવા વિચાર કર્યો. લક્ષ્મીરામે કહ્યુ કે—એ તને નથી આવડતું તે શા ઉપરથી કહ્યું. આ કામમાતો તું મારાથી પણ હુશીયાર છે. આજ દશ માણસ જમવાના છે એટલુજ જાણી તું કેમ બરોબર અટકળ સર સીધું કાઢે છે અને તે અટકળ તારી કેટલી બધી ખરી પડે છે, તો પછી આ અટકળમાં એથી શું વધારે છે ! તું હિંમત રાખ અને આજે રાત્રે આપણે બન્ને સાથે બેસી એક પછી એક આંકડાઓ

મુકીશું અને બજેટ નક્કી કરીશું. હમણાં હું માત્ર વિગતોના ખાના વિગેરે કરી કાચું બજેટ ગોઠવું છું અને લગભગ પુરૂં પણ થયું છે. એટલે હવે ધીરૂભાઇ આવે એટલ વ્હાપી હું કલબમાં જઇ આવું અને એટલીવારમાં તું જમવાનું કરી રહીશ એટલે જમીને પછી બજેટ પર બેસીશું.

આ પ્રમાણે વાતચીત થયા પછી ધનગૌરી ન્હા કરી સૌને પાઈ રોજના ક્રમમાં ગુંથાઇ અને રાત્રે વાળુ કર્યા પછી બજેટ ગોઠવવાનું નક્કી થયું. લક્ષ્મીરામે બજેટની બાબદો આડીઅવળી પોતાની રહેણી કરણી પ્રમાણે ગોઠવી હતી અને તે આપણે સમજવા માટે પ્રોફેસરની સાંસારિક સ્થિતિ તપાસી જોઇશું.

લક્ષ્મીરામના બાપ દોલતરામ સુરતના રહેવાશી હતા અને મુલ્કીખાતામાં સુરત જીલ્લામાં તલાટીની નોકરી કરતાં કરતાં અવલકારકુન સુધી પહોંચ્યા હતા. તેના વડવાઓએ શરાફી ધંધો કર્યો હોય એમ જણાતું હતું. અને છેલ્લી બે ત્રણ પેઢી ગરીબી દશામાં આવી ગઇ હતી. તેમને રહેવા એક નાનું પણ સોઇદાર ઘરનું ઘર હતું અને પ્રથમના વખતમાં થોડી ઘણી મુસ્કેલીથી કેળવણી લઈ તલાટીની સરકારી નોકરીમાં દાખલ થયાં હતા. એટલે તેમનું આખું જીવન નોકરીમાં ગયું હતું એમ કહીયે તોપણ ચાલે. આ નોકરીમાં તેમણે થોડો ઘણો પૈસો એકઠો કર્યો હતો પણ તેનો ઘણોખરો વ્યય છોકરાંઓ પરણાવવામાં તથા નાતજાતમાં ખર્ચાઇ ગયો હતો અને થોડોઘણો છોકરાંને ભણાવવામાં પણ થયો હતો. દોલતરામને બે છોકરા અને ચાર છોકરીયો હતી.

લક્ષ્મીરામથી મોટી બે બેનો હતી અને બે બેનો નાની હતી. અને ધીરજરામ સૌથી નાનો અને લાડવાયો દીકરો હતો.

લક્ષ્મીરામે પોતાની કેળવણી મેટ્રીકયુલેશન સુધી સુરત હાયરકુલમાં લીધી હતી અને ત્યારબાદ મુંબઇમાં રહી બધો કોલેજનો અભ્યાસ કર્યો હતો. આથી તેને મુંબઇમાં સાત વર્ષ રહેવું પડયું હતું અને તેની રહેણી કરણી બધી સુધરેલી ઢબપર થઇ ગઇ હતી.

લક્ષ્મીરામની કેળવણી પાછળ ડોસાને ચાર સાડાચાર હજાર રૂપૈયા ખર્ચ થયો હતો અને છોકરીયો તથા છોકરાને પરણાવવામાં લગભગ છ સાતહજાર રૂપૈયા ખર્ચ થયો હશે. તે ઉપરાંત તેનો રોજનો ઘરખર્ચ પણ વરસ દહાડે સાતસે આડસે રૂપૈયાનો હતો. એકંદરે જોતાં દોલતરામની સ્થીતિ સારી હતી અને જેમ તેમ કરીને પણ ઘરખર્ચ નીભાવતા હતા. ડોસાનો સ્વભાવ આનંદી અને ઉદાર હોવાને લઈ હાથ જરા વધારે છુટો હતો તેથી તેને માથે થોડુંઘણું દેવું હોય તેની તે દરકાર કરતા હતા નહિ. લક્ષ્મીરામનો અભ્યાસ પુરો થયા પછી તે નોકરીની શોધમાં એકાદ વર્ષ સુરતમાં પ્રેકટીસ કરવામાં ગાળતો હતો તે અરસામાં ડોસા ગત થઇ ગયા અને ઘરનો બધો ભાર લક્ષ્મીરામ ઉપર આવી ગયો હતો. ઘેર તેની મા અને બેનો અને નાનો ભાઇ હવે તેના આશ્રયી થયાં હતાં અને ડોસાનું નાતજાતમાં આબરૂદાર નામ તેને ટકાવી રાખવાનું હતું. વકીલાતમાં કંઇ ફાવતું નહિ હોવાથી તે નોકરીની શોધમાં ફાંફાં મારતા હતાં તેવામાં સારે નશીબે અમદાવાદની કાલેજમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના ભાષણકર્તાની જગ્યા નીકળવાથી તેને તે જગ્યા મળી ગઇ અને તેને અમદાવાદ આવીને રહેવું પડયું. લક્ષ્મીરામનું લગ્ન તે કોલેજમાં ભણતો હતો ત્યારથી થયું હતું અને તેની સ્ત્રી ધનગૌરી એક સારા કુટુંબની સાધારણ ભણેલી

ગર્જેલી અને ઘરવ્યવસ્થામાં તેની મા જોડે સારી રીતે ઘડાયેલી છોકરી હતી. તેમજ સસરાના ઘરમાં પણ આવે તેને ત્રણ ચાર વર્ષ થયા હતા એટલે તેને સાસરવાસનો પણ ઠીક અનુભવ મળ્યો હતો. હીંદુરીવાજ પ્રમાણે ડોસી જોકે દીકરીયો કરતાં વહુ સાથે જરા હલકી રીતે વર્તતી હતી તોપણ ધનગૌરીને સાસરામાં એટલું બધું દુઃખ વેઠવું પડતું નહોતું, તેમજ પીયર પણ ગામમાં હોવાથી વચ્ચે વચ્ચે લક્ષ્મીરામની ગેરહાજરીમાં પિયરનો આશ્રય લેતી હતી. તેનો સ્વભાવ ઘણો ગરીબ અને સહનશીલ હતો એટલે તે કોઇ રીતે પણ ભારે પડતી નહોતી

લક્ષ્મીરામની નોકરી અમદાવાદ થઇ ત્યારે તેનો વિચાર એવો હતો કે સુરતના ઘરનો ખર્ચ ઉપાડી લેવો અને ડોશી વિગેરે સૌ અમદાવાદ રહે પણ આ વાત કંઈ ડોશીને પરવડતી નહોતી. અને તેમાં કેટલે દરજ્જે તેનુ ખરૂ પણ હતુ. આ વાત જ્યારે લક્ષ્મીરામે આગ્રહથી ઉપાડી ત્યારે થોડા દહાડા ડોશી અમદાવાદ આવીને રહ્યાં પણ હતાં પણ પાછું, તેને એનોની સરસુવાવડે સુરત જવાનું થવાથી તેણે પાછા ન આવવાનું પસંદ કર્યું હતુ. ડોશી હોય ત્યારે સાસુ તેમજ વહુ બન્ને જાણે એક બીજાના પરતંત્ર હોય એમ લાગે અને ગૃહવ્યવસ્થામાં જેટલી ગૃહિણીને છુટ મળી શકવી જોઇએ તે બીચારી ધનગૌરીથી લઈ ન શકાય; તેમજ ડોશી જાણે પોતે દીકરાની ઓશિયાળી હોય એમ તેને કંઇ પણ કારણ શિવાય લાગ્યા કરે. આ બન્નેની આવી સ્થીતિ જોઈ લક્ષ્મીરામે ડોશીને પાછા અમદાવાદ આવવા બહુ આગ્રહ કર્યો નહિ અને સુરતનો ખર્ચ જુદો ઉપાડવા તેણે માથે લીધું તેને પ્રથમ પગાર સવાસો રૂપૈયાનો હતો અને ડોસાને માથે લગભગ દોઢ બે હજારનું રોકડ દેવું હતું એટલે તે પ્રથમ બે ત્રણ વરસ સુધી ખર્ચખુર્ટણમાં બહુજ સંકોચાયેલો રહેતો અને ગમેતેમ કરીને પણ બે ત્રણ વર્ષમાં દેવું પતાવી દેવા નિશ્ચય કર્યો તેનો પગાર ધીમે ધીમે વધતો ગયો હતો એટલે ઘરખર્ચમાં જેમ જેમ એક બાજુયે હાથ છુટો થતો ગયો તેમ તેમ બીજી તરફ દેવાનો ભાર પણ કમી થયો. હાલ લક્ષ્મીરામનો પગાર અઢીસેં રૂપૈયા થયો હતો અને પ્રોફેસરની પદવીએ પહોંચ્યો હતો. એટલે થોડું ઘણું બચત પણ થયું હતું પણ તે બચત કેવી રીતે થઈ તેનો કંઈ વિગતવાર હિસાબ કે હેવાલ તેની પાસે તપાસવા માટે નહોતો આ પ્રમાણે હવે તેની ઘરની સ્થીતિ કંઇ સદ્ધર થતી જતી હતી પણ આગળ ઉપર તેને બીજા ઘણાયે ખર્ચ કરવા પડશે એ વાત જ્યારે તેની સમક્ષ આવતી ત્યારે બચતનું પ્રમાણ વધારવાને તે વધારે આકર્ષાતો અને આ બચત કેમ વધારવુ તેના ઉંડા વિચારમાં વચ્ચે પડી જતો પણ તે વાત તેના નિત્યકર્મમાં કેટલીકવાર ભુલાઇ જતી અને હાલની સારી સ્થિતિને લઇ ખર્ચ તરફ તેનું જોઇયે તેવું ધ્યાન પડતું નહિ. પણ આપણે ઉપર જોઇ ગયા તેમ તેને પોતાના અર્થશાસ્ત્રના અભ્યાસને ગૃહકાર્યમાં કેમ ઉપયોગમાં લેવો તેના ધુનમાં બજેટ કરવાની પ્રેરણા થઇ હતી અને નાનામાં નાના ખર્ચને પણ બારીકીથી તેની યોગ્યતા તપાસવા તેનું મન લલચાયું હતું.

લક્ષ્મીરામ વેકેશનમાં સુરત જતો આવતો હતો અને ડોશીને ખર્ચ ખુટણના પૈસા આપી આવતો હતો. ડોશી જુના રીવાજ પ્રમાણે તેનું ઘર ચલાવતી હતી અને તે જોકે કંઇ જુદું નામું ઠામું રાખતી નહી હતી પણ તેનો ખર્ચ જોઇએ તે કરતાં વધારે કરકસ-

## લગ્ન.

લેખકઃ—સૌ. શારદાગૌરી મ્હેતા (બી. એ.) નવસારી.

નવિન વીસ વર્ષનો ખુબસુરત ને ચાલાક સુરતી યુવક હતો. માબાપ તેને પંદર વર્ષનો મૂકીને મરી ગયાં હતાં. ઘરમાં એક ઘરડાં કાકી હતાં. બાપ કાંઈ પૈસો મૂકી ગયા ન હત. તેથી તેનાથી ઝાઝો વિદ્યાભ્યાસ થઈ શકયો નહિ. પ્રિવિઅસની પરીક્ષા સુધી તો માગી તાગીને પહોંચ્યો હતો, પણ તેથી આગળ જઈ શકાયું નહિં, કારણ કે ખાવાના સાંસા હતા. અમદાવાદના કોઇ મિલ મૅનેજરને ત્યાં વીસ રૂપીઆના પગારે તે કલાર્ક (કારકુન) રહ્યો. થોડું ઘણું ભણ્યો હતો; અને સંસ્કૃત કુટુંબમાં ઉછરીને મોટો થયો હતો, એટલે સાહિત્ય પ્રત્યે સહેજસાજ શોખ ધરાવતો હતો. તેથી પગાર ઉપરાંત કાંઇ તરજુમા કરીને, તેમજ કાંઇ છાપખાનાનાં પ્રુફશીટ સુધારીને તથા છોકરાઓને શિક્ષણ આપીને પણ તે બીજા પચીસેક રૂપીઆ પાડતો હતો. કાકીના મનમાં થયું કે છોકરો ચાર પૈસા રળી લાવે છે ને આટલો વીસ વર્ષનો થયો એટલે પરણાવવો જોઇએ; કારણ કે ગમે તેટલુ તો એ અસલ ઘર તો મોટું કહેવાય ને?–જો પરણે નહિં તો કુળને લાંછન લાગે! તેથી સગાંવહાલાંમાં અળશી પળશી કરીને એક તેને લાયક પુટડી કન્યા, થોડું ઘણું ઈંગ્રેજી ભણેલી શોધી કહાડી અને રીતસર સગાઈ થઇ. કાકી તો એટલામાં ગુજરી ગયાં. નવિન એકલો પડયો; તેથી હવે લગ્ન કરવા બાબત સસરાને ઉતાવળ કરવા માંડી. સસરા કિશોરલાલ સુરતમાં જ રહેતો હતો. તેણે નવિનના સ્વભાવની પરીક્ષા કરવા તથા પરિચય વધારવા થોડા દિવસ માટે સુરત બોલાવ્યો. તેના સ્વભાવથી તો બાપને સંપૂર્ણ સતોષ થયો. પરંતુ પૈસાની સ્થિતિ સબંધી તેના મનમાં ડગડગો રહ્યા કરતો હતો. લગ્ન-ગાળો પાસે આવતો હતો, તેથી એક દિવસ નવિનને પોતાના ખાનગી ઓરડામાં બોલાવીને બધો ખુલાસો કરવા માંડયો. "ભાઇ! તુ લગ્ન કરવાની ઉતાવળ કરે છે તો ખરો પણ કેટલું જોખમ ખેડે છે તેનો તને બરોબર ખ્યાલ છે ખરો? તને જે પગાર મળે છે તે ઉપરાંત કાંઈ બીજું સાધન છે ખરૂ? નવિને હિંમતભેર જવાબ દીધો–"મારા પગારમાં આવતા વર્ષથી દશ રૂપીઆનો વધારો શેઠ કરી આપવાના છે; તેમજ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી મને એક પુસ્તક તૈયાર કરવા માટે ૩૦૦ રૂપિયા મળવાના છે. ને દર વર્ષે એવી કાંઈ ને કાંઇ કમાણી કરૂંજ છું. માટે તે બાબત આપ જરાએ કાળજી કરશો નહિં. વળી અમે ઘણોજ નેક ખર્ચ કરીશું. બે જણમાં એટલી કમાઇ કાંઈ ઓછી નહિં પડે. સાધારણ સ્થિતિમા અમે સુખથી રહી શકીશું. લાફાલાફીનું ખર્ચ કરવું મને પસંદ પણ નથી આવા જવાબથી કિશોરલાલને જરા નિવૃત્તિ થઇ.

પચીસેક દિવસ પછી નવિન ને સુરમાનાં લગ્ન થયાં. ને બન્ને અવનવાં સુખ ભોગવવાની હોંસથી અમદાવાદ આવ્યાં. સારૂ સવડવાળું ઘર મળે ત્યાં સુધી ચારેક દિવસ સુધી કોઇ મિત્રને ઘેર રહ્યાં.

લગ્ન પહેલાં તો નવિન એક ન્હાની સરખી ઓરડી ભાડે લઇને રહ્યો હતો, અને વીશીમાં જમતો હતો. હવે તો નવવધૂના આવવાથી તેની પદવીમાં (position) ફેર પડયો, તેમજ સુકોમળ સુરમાને કાંઇ છેક ગમે તેવી જગ્યામાં રખાય નહિં તે હેતુથી ઘર શોધવા માંડયું. જરા ન્હાનું હશે તો ચાલશે, પણ ખુલ્લી હવાવાળું ને સવડવાળું જોઇએ.

એમ ધારીને ભદ્રમાં એક ઘર શોધી કહાડયું. ભાડું તો આઠ રૂપીઆ હતું. પણ સારી જગ્યામાં ઘર માટે તો એટલા પૈસા ખરચવા જ જોઇએ; નહિં તો ગમે તેવી ગંદી જગ્યાએ રહેવું પડે ને તબીયત બગડે એટલે દાક્તરનું ખર્ચ થાય. માટે ખાવામાં ને લુગડાં લત્તામાં બે રૂપીઆની કસર કરવી પણ આમાં નહિં; એમ ધારીને ઘર પસંદ થયું. પછી ઘરને માટે થોડું ઘણું રાચરચીલું, જોઇતાં વાસણકુસણ આણ્યાં. બહુ શોખ તો ક્યાંથી કરે ? પણ એક લખવાની ટેબલ, ચાર ખુરશીઓ, બે ટીપાઈ, એક બુકશેલ્ફ, એકાદ બે શેતરંજી, બે મોટા દીવા, બે સ્પ્રીંગવાળા લોખંડના પલંગ (કેમકે લાકડાના ખાટલામાં તો માકણ થાય!) પાતળા કાચનો જેપેનીઝ ટીસેટ (ચ્હાનાં વાસણ), સ્ટોવ ઇત્યાદિ ખાસ! અગત્યનો સામાન તો આણ્યા વગર કેમ ચાલે ? આટલા સામાન માટે બસેં અઢીસેં રૂપીઆ થયા તે કોઇ મિત્ર પાસેથી ઉછીના લીધા. વર્નાક્યુલર સોસાઇટી માટે પુસ્તક તૈયાર કરતો હતો તેના ત્રણસેં રૂપીઆ તો આવવાના હતા, એટલે આ ખર્ચ તો ભારે નહિં પડે.

બધો સરસામાન આવી રહ્યો એટલે આ નવ યુગલે તેમાં રહેવા માંડયું. નવિને દશેક દિવસની રજા આ બધા કામને માટે લીધી હતી, તે પુરી થઈ ગઇ. એટલે મિલમાં ગયા વગર તો ચાલે તેમજ ન હતું. પણ ખાનગી કામની શરૂઆત હજી કરી નહોતી. કેમકે હાલમાં તરતજ એવું કાંઈ કામ હાથમાં લે, તો નવવધૂની પાસે રહેવાનો વખત જરાં પણ મળે નહિં, એટલે તે તો બનેજ કેમ ? કાંઈ નહિં, થોડા દિવસ પછી જરા વધારે મહેનત કરીશું એમ કરીને મન વાળ્યું.

દિવસ ઉપર દિવસ જવા માંડયા. નવપરિણિત જીવનના આનંદવિલાસમાં કામકાજ મુલતવી રાખવામાં આવ્યું. મિલના પગાર ઉપરાંત જે ટયુશન (ખાનગી શિક્ષણ) લેવાનું, તથા ચોપડી લખવાનું કામ હતું, તે હાલ તરતતો માંડી વાળ્યું હતું એટલે આવકમાં ઘટાડો થયો; ને ખરચતો ઘર માંડયું, એટલે થાયજ. જતાં આવતાં, બજારમાં, કે શુક્રવારમાં કાંઈ સારી ચીજ જુવે એટલે સુરમાને માટે લેવાની ઇચ્છા થાય ! વીસ રૂપીઆમાં તે નાગરભાઈને નભે પણ ખરૂં ? મિત્રને ત્યાંથી બીજા રૂપીઆ ઉછીતા લીધા, ને મોદી, વિગેરેને ત્યાંથી સામાન ઉધાર લેવા માંડયો. એવામાં બાઈ સાહેબની તબીયત બગડી આવી. ખાવાનું ભાવે નહિં ને ઉલટીઓ થાય. રસોઈ કરવા બેસે ને જીવ ફરી આવે. બિચારાં કરે પણ શું ? એક રસોઇઅણ ન છૂટકે રાખી. શાથી તબીયત બગડી હશે, તે માટે અનેક તર્ક વિતર્ક કરવા માંડયા. દૂધ સારૂં નહિં આવતું હોય ! કે વાસણની કલાઈ ઉતરી ગઈ હશે કે શું ? ઉલટીઓ શાથી ? વરવહુ બે નાદાન, ગમે તે હોય, પણ દાક્તરની સલાહ લીધી હોય તો સારૂં, એમ કરીને દાક્તર પાસે ગયાં. દાક્તરે તો તેમના કરતાં વીસ દીવાળીઓ વધારે જોઈ હતી. તેથી તે હસ્યો ને કહે કે કાંઇ ચિંતા કરશો નહિં; એતો હોયસ્તો. તેમ કરતાં તમને શક લાગતો હોય તો લેડી દાક્તરને બતાવો. લેડી દાક્તરનું ઘર સ્હામેજ હતું. તેને બતાવવા તરતજ ગયાં. તેણે કહ્યું કે બેન ! તું આવડી મોટી થઈ ને સમજતી નથી ? એમાં તે મને બતાવવા શું આવી છે ? રીતસર જે થતું હોય તે કાંઇ થયા વગર રહે ! પણ સંભાળતી રહેજે, બહુ આકરો જુલાબ જુલાબ લઇશ નહિં."

હવે ... ભરમ

મ્હેન જરા એકલાં પડતાં, તે હવે વસ્તી થશે એટલે ગમશે પણ ખરૂં ને કાંઈ કામ મ-ળશે. બ્હેન તો ખુશખુશ થઈ ગયાં, પણ પેલા ભાઇના પેટમાં જરા ફાળ પડી. ઉપલક કામકાજ કાંઈ મળ્યું નહોતુ. ને મિલમાં પણ નિયમસર જવાયું નહોતું એટલે શેઠ પગાર વધારવાના હતા તે પણ નાં વધાર્યો. મિત્રના ૫૦૦ રૂપીઆ દેવા થઈ ગયા હતા મોદીનું બિલતો ચઢયુજ જતુ હતુ. તેમાં વળી આતો ખરચ વધ્યુ. કરીશુ શું? પણ પહેલ વહેલું એટલે સુરમા આગળ નિરાશા પણ કેમ બતાવાય ? ને તે પણ આ સ્થિતિમાં ?

એક ઉપાય એને સુઝ્યો સસરા સબ્ધા માણુસ હતા તેમની પાસે ગયો. અષ્ટ પષ્ટ સમજાવીને થોડા ઘણા રૂપીયા પડાવ્યા. સસરાએ શીખામણ તો બહુ આપી.

આમ કરતાં ૭ મહિના નીકળી ગયા. આજતો નવિનના ઘરમાં આનંદ ઉત્સવ થઈ રહ્યો હતો. કેમકે નાજુક સુરમાએ સહીસલામતીથી પુત્રરત્નને જન્મ આપ્યો હતો. તે પ્રસગે તો પૈસાની તગીની વાત સ્વાભાવિક રીતે ભૂલાઇ ગઈ.

એમ કરતાં પુત્ર બે ત્રણ મહિનાનો થયો. એટલે એને માટે ઘુઘરા, ને ચુસણીઓ, તરેહવાર ટોપીઓ, ને જભ્ભા ( ઇંગ્લંડના વેપારીઓ આપણા લોકને જેટલા વેશ કહડાવશે તેટલા વેશ આપણા મૂર્ખ લોક કહાડશે. ) વિગેરે થોડે થોડે આવતુ ગયું. સહેજસાજ શોખ જુવાનીઆને ભોગવવાનું મન તો થાયસ્તો ને તેમાં વળી સુરતી ભાઇ !

એટલામાં એક દિવસ કચેરીમાંથી બેલિફ઼ ઘરપર નોટીસ ચહોડવા આવ્યો. નવિન તો ઘરમાં નહોતો. સુરમા ખરચખુટણની વાત સવિસ્તર જાણતી નહોતી. તેથી ગભરાઈ. સરકારી માણસને પાછો કેમ કહડાય ! નોટીસ તો ચહોડી. એટલામાં નવિન આવ્યો. મોદીને બહુ વખત સુધી વાયદા કર્યા હતા ને પૈસા ચૂકવ્યા નહતા તેથી એ અધીરો થઈ ગયો હતો ને તેણે દાવો માંડયો હતો. નવિન પાસે તો એક ફૂટી બદામે નહોતી ને છસેં રૂપીઆ જેવી મોટી રકમ લાવે પણ ક્યાંથી ? બિચારો હાંફળો ફાંફળો થઇ ગયો. શું કરવું તે કાંઈ સુઝે નહિં. ફરી સસરાનો આશરો લીધો. સસરોએ કંટાળ્યો હતો. આ સુદ્ધાં ચાર પાંચવાર એ પૈસા આપી ચુકયો હતો- આ ફેરી તો જમાઇને જરા ધમકી પણ આપી ને કહ્યું કે આટલી વાર આપુછું હવે માગવા આવીશ તો હું કાંઇ કનવાર કરવાનોનથી:

મોદીના પૈસા આ ફેરીતો ચૂકવ્યા. એક રીતની નિરાંત થઇ. કામ જરા રસ્તેસર ચાલવા માંડયું. એટલામાં વળી એક જંજાળ વધી. છોકરો બાર મહિનાનો થયો ન થયો એટલામાં વળી સુરમાએ કુટુંબમાં વૃદ્ધિ કરવાની તૈયારી કરી ! હવે તો નવિન ખરેખરો ગભરાયો ! શી રીતે પૂરાં પડી શકાશે? એક, બે, ત્રણ ને ચાર જણનાં પેટ તે કેવી રીતે ભરાશે ? મહેનત તો બહુ કરવા માંડી. કાંઈ ટયુશનનાં ફાંફાં માર્યા-થોડુંઘણું મળ્યું. થોડા મહિના થયા ને ભાઇબહેનની જોડ ઘરમાં રમવા મંડી, ખરચ તો થયે જતો હતો. આવક ખરચનો મેળ મળતો નહોતો. મોદીનું પાછું દેવું થયું. બીજુંએ ઉપલક કરજ થઇ ગયું. સસરા પાસે ન છૂટકે જવું પડયું. હવે તો સસરો ખુબ અકળાયો. સુરમાને પોતાને ઘેર રાખી. નવિનનું ઘરબાર, સરસામાન, બધુ વેચી નાંખ્યું ને એક ન્હાની સરખી ઓરડીમાં રહેવાનું કહ્યું. એને ને સુરમાને એકાન્તમાં મળવા પણ ન દે. " જ્યારે બંધું કરજ પતી જાય, ને કાંઈ કમાણી વધે ત્યારેજ સુરમા ને છોકરાંને તારે ઘેર મોકલીશ."

બિચારૂં નવ જુવાન જોડું આમ જૂદું પડી ગયું. ઘડી એકાન્તમાં મળાય નહિં

ને સુખ દુઃખની વાત સ્થિર ચિત્તે કરાય નહિ. પશુ પંખી, ઝાડ, પાન સહુને ખોરાક પાણી અંઢળક મળે છે પણ અફસોસ ! મનુષ્યજાતિ પરજ કુદરતની ગેર મહેરબાની હોય છે તેનું કારણ શું ? કેટલું દુઃખ વેઠવાનું ને કેટલાં ફાંફાં મારવાનાં !

બિચારાં સુરમા નવિનના નસીબમાં વિયોગજ લખેલો હતો; કેમકે કરજ પૂરૂં થતાં ને રસ્તેસર નોકરીએ ચઢતાં પંદર વર્ષ વીતી ગયાં ! !

---

# વિવિધ વિહાર.

## કોઇ કહેશો એ શું કરશે ?

લેખકઃ—રા. રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ (બી. એ. એલ. એલ, બી.) અમદાવાદ.

કુમારિકા સરલા એક અતિ રૂપવતી વિદુષી કન્યા હતી. ત્હેના પિતા એક તીવ્ર સુધારક નેતા હતા. તેઓ વ્યવહારૂ સુધારક હતા. તેઓનો એક મુખ્ય સિદ્ધાંત એ હતો કે બોલવા કરતાં કરી બતાવવું તેજ ઘણુ સારૂં છે. અને જનસમૂહ ઉપર ખાલી શબ્દ કરતાં દૃઢ કાર્યની અસર ઘણીજ થાય છે. તેઓના પિતા ઘણા જુના વિચારના ગૃહસ્થ હતા. પૈસો પાસે સારો હતો તેમજ એકનો એક પુત્ર હોવાથી ત્હેને ઘણા લાડથી રાખતા હતા. પુત્ર પણ ઘણો ડાહ્યો હોવાથી લાડથી નહિ બગડતાં પિતાના પૈસાનો ઉપયોગ વિદ્યા પ્રાપ્તિ અર્થે કરતો હતો. તે ઓગણીસ વર્ષની ઉમરે બી. એ., ની પરિક્ષામાં પાસ થયો. તેથી સર્વને ઘણોજ આનંદ થયો. ત્હેના પિતાનો વિચાર ત્હેને કોઇ સારા સરકારીખાતામાં નોકરી અપાવી દેવાનો હતો. પરંતુ તેનો પોતાનો વિચાર તો હજી આગળ અભ્યાસ કરવાનોજ હતો. કાંઇ પણ કરતા પહેલાં છ મહિના ઘેર રહી આસાયેશમાં વખત ગાળવો અને તે સાથે આગળ શું કરવું ત્હેનો નિશ્ચય કરવો તેમ ઠર્યું. આ છ મહિના દરમિયાન ત્હેણે દેશની સાંસારિક ધાર્મિક તથા રાજકીય સ્થિતિ સંબંધી પકકુ જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવા માંડયો. આ વિચારમાં દેશની સાંસારિક સ્થિતિ જોઈ ત્હેનું હૃદય થરથરી ગયું અને ધાર્મિક બાબતોમાં બ્રહ્મોસમાજ તરફ તેનું હૃદય ઘણું ઢળ્યું. પોતાનો નિશ્ચય કરવાનો સમય ઘણોજ નજદીક આવતો હતો તેમ તેની ચિંતામાં વધારો થતો હતો. નોકરી લેવાનું મન નહોતું પણ પૂજ્ય પિતાજી તરફનો પ્રેમ તેમની ઇચ્છા વિરૂદ્ધ જવા અટકાવતો હતો. પરંતુ આ વખત દરમિયાન તેના પિતાજીની પ્રકૃતિ એકદમ બગડી આવી અને ફક્ત આઠ દિવસની માંદગી પછી ત્હેમણે દેહત્યાગ કર્યો. આથી તે બિચારો ઘણુજ દુઃખમાં આવી પડયો. માતાએ તો ત્હેની બાલ્યાવસ્થામાંજ તેનો ત્યાગ કર્યો હતો અને બીજા કોઇ ભાંડુ હતાં નહિ તેથી તે એકલો પડી ગયો. પરંતુ ધર્મ તરફ ધ્યાન હતું. તત્વશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો તેથી તે આ વખતે પણ ધીરજ ધારી શકયો. શાંતિથી ત્હેણે અભ્યાસ આગળ વધાર્યો અને ટુંક સમયમાં એમ. એ. ની પરીક્ષામાં પાસ થયો. પરંતુ આ સમયમાં તે એક મોહક યુવતીના સંસર્ગમાં આવ્યો હતો. ત્હેના કરતા બે વર્ષે ન્હાની એક બાળા બી. એ નો અભ્યાસ કરતી હતી. કૉલેજના વ્યવહાર દરમિયાન બે જણાં એકબીજાના સંસર્ગમાં આવ્યાં હતાં. ધીમે ધીમે બે જણ વચ્ચે મૈત્રિ થઇ હતી. આ મૈત્રિ વખત જતા પ્રેમમાં ફેરવાઇ. બે જણાએ પોતે લગ્ન કરવા સંકલ્પ કર્યો. સ્ત્રીના માતપિતાને તે

મળ્યો અને ટુંક સમયમાં તેમનાં લગ્ન થયાં. લગ્નના દિવસથી, તેનું મન શાંત પડ્યું અને બે જણાં લોકોપયોગી જીવન ગાળવા મંડ્યા. બે વર્ષ પછી ત્હેમને એક કન્યારત્ન પ્રાપ્ત થયુ. તેજ કુમારિકા સરલા સુશીક્ષિત માતપિતાની કન્યાને સુશિક્ષણ મળે તેમાં શી નવાઈ? સરલા દશેક વર્ષની થઇ ત્યાં સુધી તેની કેળવાયલી માતાએ તેને પોતેજ કેળવણી આપી. ત્યાર પછી સરલાની માતાની તબિયત નરમ થઈ અને દાક્તરોએ ઇગ્લાંડની મુસાફરી કરવા સલાહ આપી. આ ઉપરથી તે દંપતિ પોતાની પુત્રીને લઇને ઇંગ્લંડ ગયાં. સરલાને ઇંગ્લાંડમાંજ કેળવવાનું તેઓએ ઠરાવ્યું. સરલાને પોતાની માતૃભાષા ઉપર ઘણોજ પ્રેમ હતો. તેમાં તે પ્રવીણ પણ હતી. અને દશ વર્ષની ઉમર હતી તોપણ તે સુંદર કવિતાના ચરણો રચતી અને વળી ટુંકી વાર્તાઓ પણ લખતી. આ કારણને લીધે ઇગ્લાંડમાં પણ માતૃભાષાનો અભ્યાસ ત્હેણે ચાલુ રાખ્યો. ત્હેનું સમગ્ર વલણ પણ સાહિત્ય તરફજ હતુ. સાહિત્યના–દેશેદેશના સાહિત્યનો–ત્હેણે ઘણોજ સરસ અભ્યાસ કર્યો.

* * *

કેટલાએક વર્ષ વીતી ગયાં છે. કુમારિકા સરલાનું નામ ઘેર ઘેર ગવાય છે. એની લખેલી નવલકથાઓ ઉપર પ્રજા તુષ્માન છે. એની સોબત સૌ સોધે છે. મેલાવડામાં આમંત્રણ થાય છે. કવબોમાં એની આસપાસ ટોળા વળે છે. એના ભૃતકાળનું ભાન કોઇને ખાસ નથી. એની ઉમર પણ આશરેજ કહેવાય છે. "કુમારિકા સરલા" અથવા "બાળા લેખક" તરિખે તે પંકાય છે. કારણ કે ત્હેની ઉમર ફક્ત સોળ સત્તર જેટલીજ દેખાય છે. સ્વભાવે ઘણી શાંત છે. અતિ મિલનસાર છે વાત કરવામાં મધુરી છે. રૂપમાં પૂરી છે. લાવણ્યમયી છે, કાંતિમતી છે. વાત કરતાં હસે છે ત્યારે ત્હેના સફેત દાંત પાતળા રાતા પરવાળા જેવા બે હોઠની વચ્ચે ઘણાજ સુંદર લાગે છે. નૈસર્ગિક રીતેજ ત્હેનુ રૂપ રમણીય હતું. એ ઉપરાત એના વિલાયતના વાસે ત્હેના સ્થૂલ દેહપ્રત્યેની પ્રીતિ ઘણીજ વધારી હતી તેથી દરેકે દરેક અવયવ અતિ મોહક શી રીતે થાય તેની તે પૂરતી તપાસ રાખતી. અને એ રીતે તે સર્વાંગે સુંદર, મોહક આકર્ષક બની હતી. આ ઉપરાંત થોડા દિવસ ઉપરજ ત્હેની તરફથી એક નવલકથા બહાર પડી હતી આ કથા દિલ ઉશ્કેરનારી હતી. તેમાંની વસ્તુ ઉમદા હતી. પાત્રોની ગોઠવણી ઉત્તમ હતી. તેના આદિ અને અંત કલાવિધાનવાળા હતાં. ભાષા સુંદર હતી. શબ્દ ભંડાર અમાપ હતો. શૈલી અકલંકિત હતી. ટુંકમાં જેમ સરલાના સર્વે અંગ મોહક અને આકર્ષક હતાં તેમજ ત્હેની નાજુક અંગુલીએ લખાયલી પણ તીવ્રબુદ્ધિના પ્રભાવે ઉદ્ભવ પામેલી કથા પણ સર્વાંગે મોહક અને આકર્ષક હતી. આવી કથા બહાર પડ્યાને ફક્ત દિવસોજ થયા હતા; છતાં ચારે તરફથી તેની સમાલોચના લેવાઇ હતી. તે ઉપર ટીકા થઈ હતી. વિરૂદ્ધ ટીકા પણ થઇ હતી. બહુધા અદેખાઇથી કાંઇક મતાંતરથી તે ચોરેલી છે–તે કોઇ યોગીયે લખેલી છે. તેમાંનું વસ્તુ એંઠું છે એટલે પરભાષાના પુસ્તકોમાંથી લેવાયલુ છે વગેરે આળ પણ આવ્યાં હતા. પરંતુ જેમ બહુ બાળ્યાથી સુવર્ણ શુદ્ધ થાય છે–જેમ બહુ ઘસ્યાથી સુખડ સુગંધ પ્રસરાવે છે–અને જેમ બહુ ચોળ્યાથી અત્તરનો ખુશબો ચોતરફ ઉડે છે તેજ રીતે આ વિરૂદ્ધ ટીકાથી તો એ પુસ્તક પૂર્ણ પ્રસિદ્ધિમાં આવી ગયું તેનું વેચાણ સજડ થયું બીજા પ્રાંતના વિદ્વાનોએ પોતાની ભાષામાં તે ઉતારવા મંજુરી માગી અને છેવટે ઇગ્લાંડના પત્રોમાં

પણ એ પુસ્તકની નોંધ લેવાઇ. કુમારિકા સરલાની સુંદર છબીયો પ્રગટ થઈ અને ત્યાં પણ જાહેર થયું કે ટુંક સમયમાં તેની એક ઇંગ્રેજી આવૃત્તિ પણ બહાર પડશે.

* * * *

નાજુક બાંધણીનું એક સુંદર મકાન છે. આસપાસ ઘણોજ નાજુક છોડવાળો, નાજુક વનસ્પતિ ઉગાડેલો, નાજુક પુષ્પથી શોભી રહેલો, નાનો સરખો પણ મનમોહક બગીચો છે. ઉપલાખંડમાં એક રમણીય બાલા મ્હોટા અરિસા આગળ નાજુક બાજઠ ઉપર બેઠેલી છે. ત્હેના વાળ છોડેલા છે. તેમાં હાથ નાંખી તે પસવાર્યા કરે છે. ઘણાજ કારીગીરીવાળાં પાત્રોમાં પુષ્પ ગુચ્છ પડેલા છે. ઠેર ઠેર સુંદર બાંધણીવાળાં પુસ્તક પડેલાં છે. કાંઇક ઉઘાડા છે. કાંઇકમાં વચ્ચે નિશાન મૂંકેલા છે. પરંતુ આ બાલાનું ધ્યાન તે કશામાં નહોતું. તે તો ફક્ત એકી ટશે અરિસામાંની પોતાની પ્રતિમા તરફ જોઈ રહી હતી. આંખમાં આનંદ હતો. મુખપર ગર્વ હતો. પણ ક્ષણમાં તે બદલાયું. મુખમાંથી એક ધીમો નીસાસો નિકળ્યો અને તે બબડી કે આ બધું જતું રહેવાનું. આ બાલા તે કુમારિકા સરલા હતી. ત્હેની નવલકથા બહાર પડે ત્રણ માસ થયા હતા. ચોતરફથી અભિનંદન પત્ર ત્હેને મળ્યા હતા. સર્વ રીતે ત્હેને સંતોષ થયો હતો, લોકમાં તેની લેખનશક્તિના અને સાથે તેના રમણીય રૂપના પણ વખાણ થઇ રહ્યા હતા. તે ત્હેની કીર્તિના કૈલાસમાં હતી. કાંઇક શેઠીયાઓ ત્હેની હીલચાલ તપાસતા. કાંઇક તેને પોતાની કરવા મથતા. કાંઈક ત્હેને વરવા ઇચ્છતા. તે મળે તો, કાંઈક પારસી સક્ષર જુદીન લગ્ન કરવા તૈયાર હતા, કાંઇક વૈષ્ણવો બ્રહ્મો થવા લલચાતા, અને કાંઇક બ્રહ્મોસમાજવાળા આર્યસમાજમાં જવા કબુલ હતા. અરિસા આગળ બેઠેલી સરલાના ધ્યાનમાં આ બધુયે હતું અને તેથી તેની આંખમાં આનંદ હતો અને મુખપર ગર્વ હતો. હોયજ, છતાં એ નિસાસો નિકળ્યો હતો. ત્હેના મનમાં રૂપની ક્ષણિકતા આવી હતી. તે બબડી આ મ્હારી પ્રીય કંચન સરખી કાયા કથળી જવાની,–આ દેહ જીર્ણ થવાની, મ્હારા સુંદર કપોલપર કરચલી વળવાની, મ્હારા હાથપર ચામડી લબડવાની, મ્હારી કુમળી આંગળીયો કરકરી થવાની અને સમય જતા મ્હારી બુદ્ધિ પણ જીર્ણ થશે, ને કલ્પના પણ મંદ થશે. શું હું મ્હારૂં સુંદર શરીર સાચવી ના શકું ? હેં ! હા ! ! બરોબર છે ! બરોબર છે ! એનાજ તે શબ્દો મ્હને તે બરોબર યાદ છે. અક્ષરે અક્ષર યાદ છે હું જોઇશ પ્રયત્ન કરીશ આટલું ગણગણી તે ઉઠી. દાસીને બોલાવી. મોટરની વર્ધી આપી. નાજુકાઈથી વસ્ત્રાભુષણ સજી મોટરગાડીમાં ચાલી. પા કલાકમાં તો તે એક મોટા મકાન આગળ ઉતરી. તેમાં ઘણી ઓરીસો હતી. પાટીયાં વાંચવા માંડયા. એક પાટીયા આગળ ઉભી. તે ઉપર વાંચ્યું. ડૉક્ટર ······ એમ. ડી. (લંડન). આ વાંચી તે અંદર ગેઈ. બારણા આગળ આવી આમ તેમ જોયું, પણ કાંઇ નોકર નહોતો. તે રાખવાની દાક્તરની શક્તિ નહોતી. હજી તે નવોજ હતો. સરલાએ બારણા ઉપર ટકોરો માર્યો. અંદર આવો એમ દાક્તરે કહ્યું. સરલા અંદર ગઇ. દાક્તર શરીરે પાતળો કદમાં ઉંચો અને ભરાવદાર મુછોવાળો હતો. તેના મુખ ઉપર દ્દઢતા દેખાતી, કપાળ ઉપર સીધી ઉભી કરચલી હતી. તેને જોતાંજ દરેક જણ કહેતું કે જરૂર તે ત્હેના ધંધામાં વિજયી થવાનો. તેની ઉમર હજી નાની હતી અને ધંધો હજુ હમણાંજ શરૂ કર્યો હતો. સરલાએ દાક્તરને સાહેબજી કરી બેસવા ખુરશી લીધી. પોતાની વાત શરૂ કરી "દાક્તર

સાહેબ આજ હું એક અગત્યના ખાનગી કામસર આપને મળવા આવી છું. પણ તમોએ મ્હને ખાત્રી આપવી જોઇએ કે સઘળી વાત ગુપ્તજ રહેશે.

ઓહો ! દાક્તર હસીને બોલ્યાઃ એમાં ત્હમે શું કહ્યું. એતો અમારો ધર્મજ છે. કોઇ પણ દરદીની વાત હમે બીજા આગળ કદી કહેતા નથી. પણ દાક્તર હું કાંઇ સાધારણ દરદી નથી અથવા તો કોઈ દરદની દવા લેવા નથી આવી. જુઓ દાક્તર હું અત્યારે તમારી સાથે જરા નિરાંતે વાત કરવા માંગુ છું. હું ધારૂ છું કે તમે મ્હને ઓળખતા તો હશો. દાક્તર એકદમ બોલી ઉઠયો અરે ઓહ તમને આખા શહેરમાં કોણ નથી ઓળખતું. હું તે દીવસે લેડીઝ જીમખાનામાં આવ્યોતો ત્યારે મ્હેં ત્હમને પહેલ વહેલાં જોયાં પણ જોતાવાર આપને મ્હેં ઓળખ્યાં હતાં. અને અત્યારે તમારી સાથે વાત કરવાની આ તક મળી છે તેથી હું મ્હને ઘણો ભાગ્યશાળી સ્હમજું છું. સરલાએ આગળ ચલાવ્યું:—પણ દાક્તર મ્હારા ભૂતકાળનો ઇતિહાસ બહાર કોઇ બરોબર જાણતું નથી. એમ કહી એણે પોતાનો ભૂતકાળનો ઇતિહાસ દાક્તરને ટુંકમાં જણાવ્યો. અને પછી કહ્યું કે મ્હારાં માતુશ્રી ઈંગ્લાંડમાંજ મરણ પામ્યાં. અને થોડા સમય પછી પિતાજી પણ પરલોક પધાર્યા. ઈંગ્લાંડમાં હું કેટલાએક મિત્રોને આશરે રહી. મૂળતો હું પૈસાદાર હતી તેમાં વળી હું ન માઇ અને ન બાપી એટલે તેઓ મ્હારા સર્વ મનોરથો પાર પાડતા. આથી કરી હું જરા ગર્વીષ્ટ અને મનમોજી બની. મ્હને બધા રૂપાળી તથા ઘાટદાર મ્હોંવાળી કહેતા હતા, તેથી મ્હારી કાયા તરફનો મોહ બહુ વધી ગયો. ગમે તે રીતે પણ તે બહુ કાન્તિમાન બનાવવી તે મ્હારો મૂખ્ય ઉદ્દેશ બન્યો. અત્યાર સુધી તો મ્હારો તે ઉદેશ સફળ થયો છે. પણ હવે મ્હારા મનમાં એમ વિચાર આવે છે કે દસ વર્ષ પછી તો મ્હારા રૂપ ઉપર મ્હારી ઉમરની અસર થવાની. આ વિચારથી મ્હને ઘણુંજ ખરાબ લાગે છે. આજે મ્હારા મનમાં આ વિચાર આવ્યો તે વખતે તે દિવસે જીમખાનાના દીવાનખાનામાં ત્હમે કોઇની સાથે વાતો કરતા હતા. તે વખતે મ્હેં કેટલાએક શબ્દો સાંભળ્યા'તા તે યાદ આવ્યા. ત્હમે કહેતા'તાકે જે કોઇ સ્ત્રી મ્હારા કહ્યા મુજબ બરોબર વર્તે અને હું કહુ તેટલી અને તેવી રીતની સંભાળ રાખે તો તે હોય તેના કરતાં દશ વર્ષે ન્હાની લાગે તે હું ખાત્રીથી કહુ છું. બરોબર-દાક્તર બોલ્યા બરોબર આ મ્હારાજ શબ્દો છે અને આપે એ સ્મરણમાં અક્ષરે અક્ષર રાખ્યા છે. હું ફરીથી પણ જણાવું છું કે હું જે મ્હારા કહ્યામાં રહે તેના દેખાવમાં દશ વર્ષનો ફેરતો કરી શકુજ પણ આપતો હજી ઘણી નાની ઉમરમાં છો અને બાળા લેખક તરિકેજ પ્રખ્યાત છો. ત્હમારે એનુ શું કામ. સ્હેજ સ્મિત કરી સરલા બોલી દાક્તર તમે મારી ઉમર કેટલી ધારો છો ? દાક્તર બોલ્યા કે લાગે છે તો સત્તર વર્ષ જેટલી તેણે ઉત્તર વાળ્યો કે મ્હને તો સત્તાવિસમુ વર્ષ ચાલે છે. દાક્તરને ઘણું આશ્ચર્ય લાગ્યું અને બોલ્યો કે ઘણુંજ અજાયબ જેવું અને આપ એક હિંદુ આટલી ઉમરે હજી અવિવાહિત રહ્યાં છો તે તો તદન અવનવોજ બનાવ છે. સરલા બોલી-અવનવો તો નહિ. જમાનો બદલાયો છે. કાળ ફર્યો છે. પણ હુ તો વિલાયત રહી તેથી તથા અહિં આવી સાહિત્યમયજ જીવનમાં પડી એટલે મ્હને બીજો વિચાર કરવાનો વખતજ ના મળ્યો. પણ હવે આ ઉપકથા મૂકી મુળ વાત ઉપર આવો ત્હમે મ્હારા દાક્તર બનો અને ઉપચાર આદરોકે

જેથી હું હાલની માફક સદાય દશ વર્ષ ન્હાનીજ લાગું. ત્હમે કહેશો તે પ્રમાણે કરવા અને વર્તવા હું કબૂલ થાઉં છું. મ્હને આપની ફી જણાવી દ્યો. દાક્તર થોડો વખત વિચારમાં પડી રહ્યા. પછી ધીમે રહીને બોલ્યો. જૂઓ, મ્હારે ત્હમારી પાસેથી એક પણ પાઈ જોઇતી નથી. ફક્ત આપણે એટલીજ સાટી કે આજથી બરોબર દશ વર્ષ પછી જો તમને મ્હારી સલાહથી ફાયદો થયો હોય અને તમે ખરેખર હાલની માફકજ દશ વર્ષ નાનાં દેખાતાં હો તો તે વખતે તમારે મને તમારી ખરી ઉમર અને તમારી છબી જાહેરમાં મૂકવા રજા આપવી. આથી મ્હને ઘણીજ જાહેરાત મળશે અને હું ઘણુંજ કમાઈશ. તે ઉપરાંત મારી રીતથી ધારી અસર થાય છે કે નહિ તે જોવાનું પણ મને મળશે. સરલાને આ સરતો ગમી અને તે મુજબ એક કરારનામું તૈયાર થયું. અને દાક્તરના તે અંધારા જેવા ઓરડામાં સરલાએ સુંદર હસ્તાક્ષરથી તે ઉપર સહી કરી.

× × × ×

લગભગ દશ વર્ષ વહી ગયા છે. સરલા–સુંદર સરલા–હજી પણ જેવીને તેવીજ દેખાતડી છે. હજી પણ તે બાલા લેખક તરીકેજ ઓળખાય છે. દાક્તરની શીખામણ અને સલાહથી ધારી અસર થઇ છે. સરલાના જીવનમાં હાલ થોડા માસ થયા એક અવનવો બનાવ બન્યો છે. દુનિયાના દિલ જીતનારનું દિલ એક ભાગ્યશાળી પુરૂષે જીત્યું છે. કુમારિકા સરલાના પુષ્પમય જીવનમાં નવિન પમરાટ પ્રસરી રહ્યો છે. તેના શરીરમાં એક અલૌકિક લાગણી જન્મી છે. સરળ સરલાયે પ્રેમ શું છે તે અત્યારે અનુભવથી જાણ્યું છે. છતાંએ આજે આમ કેમ ! આજ એ ઉંડા વિચારમાં કેમ છે ? ઉદાસ જેવી શાથી જણાય છે ? તેજ સુંદર મકાનના આકર્ષક ખંડમાં તે આજ પાછી બેઠેલી છે. અરિસામાં તેજ પ્રમાણે છુટા વાળ મુકી જોયા કરે છે. સરલા બબડે છે–હા, આજ સાંઝે પાંચ વાગે દાક્તરને મારે મળવુંજ જોઇયે. આજે તે વાતને બરાબર દસ વર્ષ થયાં અને ખરેખર કોઈ મ્હારી ખરી ઉમર નથીજ જાણતું–નથીજ જાણી શકતું. હવે મારે મારૂં વચન પાળવુંજ પડશે. પણ...મ્હારા પ્રીય–પ્રીયતમનું કેમ ? તેતો મને સત્તાવીશ વર્ષનીજ ધારે છે. અને તે દિવસે વાતમાં પણ તેમ બોલ્યા'તા. અરે એ પોતેજ ભાગ્યે ત્રીશ વર્ષના હશે. મને સાડત્રીશની જાણશે પછી શું તે મને ચાહી શકશે ? એમના મનમાં એમ નહિ આવે કે મ્હેં એમને છેતર્યા ? એ મને ધીક્કારશે નહિ ? એમની જગોએ હુંજ હોઉં તો શું કરૂં ? ત્યારે શું હું દાક્તરને કરગરૂં ? એને બધી ખરી વાત જણાવું ? એને પૈસાની લાલચ બતાવું ? પણ ના એકવાર સરત કરી તેતો પાળવીજ જોઇયે. એમાં જરા આનાકાની પણ કરવી તેમાં સારી શોભા નહિ. એ ગૃહસ્થાઇનું લક્ષણ નહિ. બસ દાક્તરને તો મળવુંજ અને સરત પાળવી. મારૂં જે થશે તે ખરૂં. આમ દૃઢ નિશ્ચય કરી તે ઉઠી. રીત પ્રમાણે સુંદર વસ્ત્ર પહેર્યાં અને બહાર નિકળી. પણ તેના મુખઉપર ચિંતા અને ગમગીનીની છાપ ચોખ્ખી જણાઇ આવતી હતી દાક્તરનું મકાન આવ્યું. બારણે એક ચપરાશી ઉભો હતો તે એને અંદર લઇ ગયો. એક સુંદર ફરનીચર વાળા ખંડમાં તેને બેઠક આપી. દાક્તર પાસે જવા મારના પોતાના ટર્ન (ફેરાની વાટ જોતાં દશેક દર્દીઓ બેઠેલા હતા. એક સુંદર કપડા પહેરેલા હજુરીયાએ સરલાના નામનું કાર્ડ લીધું અને બીજા ખંડમાં દાક્તરને આપ્યું. દાક્તરે તરતજ તેને અંદર બોલાવી અને હસીને આવકાર આપ્યો અને બોલ્યો

કેમ આજે મ્હોં ચિંતામાં કેમ છે ? શરીર તો સારૂં છેને ? હા શરીર તો સારૂં છે; સરલા બોલી. દાક્તર સાહેબ હું મ્હારી સરત પાળવા આજે આવી છું. આજથી હવે મ્હારો જન્મ દિવસ મ્હારી સાચી ઉમર અને મ્હારી છબી બ્હાર પાડવા આપને પૂર્ણ અખત્યાર છે. પણ...આગળ બોલતા તે અટકી પડી. તહેનું ઉતરેલું મુખ હજી વધુ નિસ્તેજ બન્યું. તે મુઝાતી હોય તેમ લાગ્યું દાક્તરે કહ્યું બોલો સરલા બ્હેન ! તમારે જે કહેવું હોય તે બોલો પણ સરલા થોડીવાર સુધી ચૂપજ રહી. પછી બોલી કે ના, દાક્તર હું લબાડ નથી. હુ મારી સરત પાળવા આવી છુ. આટલું બોલતાં તેના મુખમાંથી એક ધીમો આછો નિસાસો નિકળી ગયો ચતૂર દાક્તરે તે જોયો. મુખમુદ્રા ગંભિર કરી તે બોલ્યો. કુમારિકા સરલા મેં જ્યારે આ સરત કરી હતી ત્યારે હું ગરીબ હતો નવોસવો હતો આશા પૂર્ણ હતો અત્યારે મ્હારા દિવસ ફર્યા છે તમે જોઇ શકો છો કે હું પૈસાદાર થયો છુ મ્હને હવે કંઈ લોભ રહ્યો નથી પ્રતિષ્ઠાની મ્હારે હવે ખામી નથી અને જાહેરાતની જરૂર નથી આજથી તમે મારી સરતમાંથી મુક્ત છો મારે કાંઇ પણ પ્રસિદ્ધ કરવુ નથી હે દાક્તર ખરેખરૂં કહો છો ? તમે મને મુક્ત કરો છો ? ખરી વાત બહાર નહિ પાડો ? ઓ દાક્તર તમને ખબર નથી કે તમે મારાઉપર કેટલો ઉપકાર કરો છો દાક્તરે કહ્યું હુ બધુએ જાણુ છું. જોકે હું ઘણો કામાર્થ છું તો પણ સાહિત્ય વિલાસી છુ. તમારાબધાંપુસ્તકો વાંચું છું. અને છેલ્લી નવલકથા પણ વાંચી છે અત્યાર સુધી ત્હમારી નાયિકામાં એક પ્રકારની કર્કશતા રહેતી તેમાં કાંઇક અપૂર્ણતા હતી તમારા ટીકાકારો કરતાં હું તે સારી રીતે સમજતો હતો. તમારી છેલ્લી નવલકથામાં એ ખામી નથી. તેમાં નાયિકા અપૂર્ણ નથી તે નાયિકામાં અતિશય મૃદુતા ભરેલી છે એ ઉપરથી હું તો સમજી ગયો તો કે આપના જીવનમાં કાંઇક ફેરફાર થયો છે. આપના હૃદયકમળમાં કોઇક પ્રેમી ભ્રમરનું સ્થાન થવા તૈયારી થઈ છે આપનામાં કાંઇ શુષ્કતા હતી તે સ્થાને નવી મૃદુતા ભરવા માંડી છે. તે કાંઇક મોડી આવી પણ સારે ઉભરાતી આવી લાગે છે.; સરલાએ છુટકારાનો દમ ખેંચ્યો. અને બોલી ત્યારે શું દાક્તર હુ ખરેખાત દશ વર્ષ નાનીજ દેખાવાની ? સરલા બ્હેન ! શરીરના દેખાવમા તો તેમ થશે પણ યાદ રાખજે કે આપણે ફક્ત ઘડીયાળના કાંટાપાછાજ ધકેલ્યા છે. તે ઉપરાંત કાંઇ પણ કરવા આપણે સમર્થ નથી. સર્વ ભક્ષકાળ તો પોતાનું કામ કર્યેજજવાનો તે વાત વિસારતા નહિ સરલા દાક્તરનો ઉપકાર માની બહાર નિકળી. પણ પાછું તેનું મન ચકડોળે ચડયુ. શું મ્હારે લુચ્ચાઇ કરવી ? તેનાથી મ્હારે દગો રમવો ? ખરેખર પાછા તો ઘડીયાળના કાંટાજ ધકેલાયા છે તો શું મ્હારા પ્રિયતમથી સત્ય વાત મ્હારે સતાડવી. પણ.. જો કહુ તો પરિણામ શું આવે ? એનો પ્રેમ ટકી રહે ? પૂરા સાત વર્ષે હું મોટી છતાયે શું તે મને ચ્હાય ? મ્હારો સ્વીકાર કરે ? અને એના વગર હું જીવી શકુ ? તેના વગર જીવ્યું પણ શા અર્થનું ? પણ ..ત્યારે શું મ્હારે સત્ય વેચવું ? કપટી ઠરવુ ? પુસ્તકોદ્વારા મ્હેં જે બોધ દીધેલા તે મ્હારેજ ન પળવા? આ સંસારના સુખ સારૂ સ્વર્ગ ત્યજવું ? અરે...પણ પ્રિયતમ વિનાનું જીવન ! શું નથી તે આત્મા વિનાના શરીર જેવું ? ઘર આવ્યું. ગાડી ઉભી. જુવે છે તો ઓટલે ઉભેલો આતુર પ્રિયતમ. બોલો, વાંચક ! બોલો, સુંદર સરલા શો રસ્તો લેશે ? કોઈ કહેશો, એ શું કરશે ?

## મીરઝાનું સ્વપ્ન.

લેખકઃ—રા. હરિ. અમદાવાદ.

જ્યારે હું ભવ્ય કેરો શહેરમાં હતો ત્યારે મને ત્યાંથી કેટલાંક પુસ્તકો હાથ લાગ્યાં જેમાંનું '**મીરઝાનાં દીવ્ય દર્શનો**' એ એક હતું. મ્હને આ પુસ્તકના વાંચનથી ઘણો આનંદ મળતો અને તેથી આકર્ષાઇને વાંચકવર્ગ આગળ આ પુસ્તક હું મુકું છું.

શુદી પાંચમને દિવસે મ્હારા પૂર્વજોના રિવાજ મુજબ હું હમેશાં પવિત્ર રહેતો. સવારમાં ન્હાઇ ધોઇ અને ઇશ્વર પ્રાર્થના કર્યા પછી હું ઇશ્વરસ્તુતિ અને મનન સારૂ **બગદાદ**ની ઉંચી ટેકરીઓપર ચઢતો. ત્યાં આમતેમ ટેકરીના શિખરપર ફરતાં ફરતાં મનુષ્ય જીવનની ક્ષણભંગુરતા વિષે ઉંડા વિચારમાં હું પડી જતો અને વિચારમાંને વિચારમાં બોલી ઉઠતો કે, 'ખરેખર, માનવી એ ફક્ત એક છાયાજ છે અને તેનું જીવન કેવળ એક સ્વપ્નજ છે." એક દિવસ જ્યારે હું આવા વિચારોમાં પડેલો હતો ત્યારે મ્હારી નજર પાસેના એક ખડક ઉપર પડી, જ્યાં એક ભરવાડના જેવો માણસ હાથમાં વાંસળી સાથે બેઠેલો મ્હેં જોયો. મ્હારી દ્રષ્ટિ તેના તરફ વળી કે તરતજ તે પોતાની મધુર વાંસળી વગાડવા લાગ્યો અને અલૌકિક ગાન તેમાંથી સરવા માંડ્યું. તે વાદ્યના સુરો અતિશય મધુર હતા અને તે એવી ચતુરાઇથી વાંસળી વગાડતો હતો કે તેના જેવું ગાન મ્હેં મ્હારી જીંદગીમાં પ્હેલાં કોઇ દિવસ પણ સાંભળેલું ન હતું. ગાન સાંભળીને મ્હને વિચાર આવ્યો કે આ દૈવી પુરૂષ તે બીજો કોઇ નહિં પણ તેજ ફીરસ્તો હોવો જોઇએ કે જે ફીરસ્તો પવિત્ર આત્માને સ્વર્ગમાં પ્રવેશ કરાવતી વખતે પોતાના ગાન માધુર્યથી તેને ભોગવેલાં ગતજીવનનાં દુઃખો ભુલાવી દઇને તેને નવા જીવનનાં સુખ ભોગવવાને માટે તૈયાર બનાવે છે. મ્હારા હૃદયમાં આનન્દોર્મિ ઉભરાવા લાગી.

મ્હેં ઘણી વખત સાંભળ્યું હતું કે આ ખડકની પાસે એક દેવ રહે છે અને ત્યાંથી જતાં આવતાં મનુષ્યોને અદ્રશ્યપણે તે પોતાનું સંગીત સંભળાવે છે. પણ તેને સાક્ષાત મ્હારી સામેજ જોઇને મ્હને ઘણી અજાયબી લાગી. વાંસળીનું ગાન સાંભળીને તેની સાથે બોલવાની મ્હારી ઇચ્છા થઇ. તેણે હાથના ઇશારાથી મ્હને પાસે બોલાવ્યો. તેના સ્વર્ગીય ગાનથી મ્હારા હૃદયપર એટલી બધી અસર થઇ હતી કે તેની પાસે હું અથાગ માનની લાગણીથી ગયો અને તેને પગે પડીને મ્હારાથી રોવાઇ જવાયું. સ્નેહ અને દયા મિશ્રિત લાગણીથી તેણે મંજુલ સ્મિત કર્યું અને તેથી મ્હારી સર્વે બીક દૂર ભાગી ગઇ. મને જમીન ઉપરથી હાથ પકડીને ઉપાડ્યો, અને કહ્યું "**મીરઝા**! મ્હેં તારા સર્વે ઉદ્ગારો સાંભળ્યા છે; મ્હારી પાછળ પાછળ આવ." મ્હને ઉંચામાં ઉંચા શિખરપર તે તેડી ગયો અને પછી મ્હને કહ્યું. "પૂર્વ તરફ દ્રષ્ટી કર અને ત્યાં તને શું શું દ્રશ્યમાન થાય છે તે મને કહે."

મ્હેં થોડીક વાર પછી કહ્યું, "હું એક નિઃસીમ ખીણ જોઉં છું અને તેની વચ્ચે અગાધ પાણીનો મહાસાગર ધુધવે છે."

તેણે કહ્યું, "જે ખીણ તું જુએ છે તે દુઃખની ખીણ છે. અને ધુધવતો સાગર એ અનંત મહાસાગરનો એક ભાગ છે"

મ્હેં પૂછ્યું, "તે સાગર જ્યાંથી દ્રષ્ટીએ પડે છે ત્યાં અને જ્યાં તે અદ્રશ્ય થાય છે ત્યાં બન્ને બાજુએ ગાઢું ધુમ્મસ પથરાયલું છે તેનું કારણ શું?" તેણે જવાબ આપ્યો, "તે અનંતસાગર એક ભાગ છે જેને 'વખત' કહે છે. તે સૂર્યની મદદથી માપવામાં આવે છે અને જગતના આદિથી તે અંત સુધી પહોંચે છે. બન્ને બાજુએ અંધકારથી દટાયેલ આ સમુદ્ર તું હવે જો અને નિરીક્ષણ કરીને મ્હને કહે કે તેમાં શું શું જણાય છે." મ્હેં કહ્યું, "તે સમુદ્રની વચ્ચે એક પૂલ હું જોઉંછું." તે દેવે કહ્યું, "તે પૂલ એ મનુષ્ય-જીવન છે; તેનું તું બારીકાઇથી નીરીક્ષણ કર."

થોડીકવાર તપાસ્યા પછી મને જણાયું કે તે પૂલને આખી કમાનો આશરે સીત્તેરની ઉપર હતી અને બીજી કેટલીક ભાગેલી કમાનો સહિત-બન્ને જાતની કમાનો-આશરે સો એક હતી. હું એક પછી એક એમ કમાનો ગણવા લાગ્યો પણ તે દેવે મ્હને જણાવ્યું કે પૂલને પહેલાં તો એક હજાર કમાનો હતી, પણ એક મ્હોટું પૂર લગભગ બધી કમાનો ખેંચી ગયું અને પૂલના આવા હાલ હવાલ કરી મુકયા. બીજું શું શું હું જોતો હતો તે મ્હને તેમણે પૂછ્યું ને મ્હેં જવાબ આપ્યો, "માણસોનાં ટોળેટોળાં અસંખ્ય ગણતરીમાં તે પૂલ ઉપર થઇને જાય છે અને તે પૂલના બન્ને છેડાએ કાળાં વાદળાં ઝઝુમી રહેલાં છે." વધુ બારીકાઈથી જોતાં મ્હને જણાયું કે કેટલાક મુસાફરો નીચે આવેલા પાણીના સમુદ્રમાં પૂલ ઉપરથી ગબડી પડતા હતા; વળી પૂલની અંદરજ અસંખ્ય છુપાં દ્વારો હતાં અને તેની ઉપર ચાલતાંની સાથેજ તે દ્વારો ઉઘડી જતાં અને કેટલાંક મનુષ્યો પાણીમાં પડીને તરતજ અદ્રશ્ય થઇ જતાં. પૂલમાં દાખલ થવાના રસ્તા ઉપર આવાં દ્વારો સુમાર વગરનાં હતાં અને મનુષ્યોનાં ટોળેટોળાં કાળાં વાદળાંમાંથી નીકળ્યાં કે તરતજ પાણીમાં નીચે ગબડી જતાં. આવાં દ્વારો પૂલની વચ્ચે થોડાં હતાં પણ જ્યાં આખી કમાનો હતી ત્યાં તો પુષ્કળ હતાં.

પૂલ ઉપર કેટલાંક એવાં માણસો પણ હતાં કે જેઓ લંગડાતાં, અથડાતાં, રીચાતાં પૂલની ભાગેલી કમાનો પાસે થઇને ચાલી જતાં હતાં. ઘણું ચાલ્યાથી થાકી કંટાળી જઇને તેઓમાંથી કેટલાંક નીચે પણ પડી જતાં હતાં.

આ અજાયબ પૂલ, ભાગેલી કમાનો, છુપાં દ્વારો વિગેરે વિષે વિચારવામાં મ્હેં થોડો વખત ગાળ્યો. આનંદ અને ઉલ્લાસમાં ગરકાવ એવાં કેટલાંક માણસો અણધાર્યાજ પૂલ ઉપરથી નીચે પડતાં જોઇને, અને તેમને ગમે તે વસ્તુ હાથમાં આવે તો પકડી લેવાને બાથડીયાં મારતાં જોઇને મ્હારૂં હૃદય ભરાઇ આવ્યું. કેટલાંક આકાશ તરફ જોઇને ઉંડા વિચારમાં પડેલાં હતાં અને આવીને આવીજ સ્થિતિમાં તેઓ બીચારાં નીચે ગબડી જતાં અને કયાંયે અલોપ થઇ જતાં. ટોળાંને ટોળાં મનુષ્યોનો જથ્થો નાચતાં બુદ્દબુદનો સુંદર ચળકતો દેખાવ જોઇને તેમને પકડવાને દોડતો પણ બુદ્દબુદોની પાસે આવતાંની વારજ તેમનો પગ ખસી જતો અને પાણીને તળીએ જઇને બેસતો. આવી વસ્તુસ્થિતિમાં કેટલાંક માણસો હાથમાં તલવાર અથવા બીજાં હથીયારો લેઇને આમ તેમ દોડતાં જણાતાં. જે માણસો ગુપ્ત દ્વારોથી દૂર હતાં અને બચી જાય એમ લાગતાં હતાં તેઓને તે લોકો ગુપ્તદ્વાર દ્વારા ગબડાવી દેવા સારૂ ધક્કા મારતા અને જોરજુલમ કરતા અને કોઈ કોઈ

આવા આવા દેખાવોપર હું કલ્પના કરતો હતો તેવામાં મ્હને તે દેવે કહ્યું, "મીરઝા ! હવે પૂલ તરફ ન જોતાં બીજી બાજુએ જો અને જેમાં તને સમજણ ન પડતી હોય તે મ્હને જણાવ."

મ્હેં ઉંચે દ્રષ્ટી ફેંકીને પૂછ્યું. "પેલાં પક્ષીઓનાં ટોળાં હર હંમેશ આમતેમ પૂલની ઉપર ઉડે છે અને વળી વારે ઘડીએ પૂલ ઉપર આવીને બેસે છે તેનું કારણ શું? હું ગીધ, કાગડા વિગેરે માંસાહારી પક્ષીઓ જોઉંછું, અને કેટલાક પાંખોવાળા છોકરાઓ પૂલની વચમાંની કમાનો ઉપર બેઠેલા જોઉંછું, એ બધું શું છે ?"

દેવે કહ્યું, "આ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વિગેરે માણસોના કટ્ટા દુશ્મનો છે અને તેઓ માણસોને ઘણી પીડા આપે છે."

મ્હેં એક દીર્ઘ નીઃશ્વાસ નાંખ્યો અને શોકથી બોલી ઉઠયો, "પ્રભુ ! મનુષ્યને ફોગટનો પેદા કરવામાં આવ્યો છેઃ હા ! તેને કેટલાં દુઃખ અને વિઘ્નો આવી પડે છે અને છેવટે મૃત્યુના પંઝામાં સપડાય છે !"

દેવને મ્હારા પર દયા આવી અને તે બાજુ ન જોવાને મ્હને ફરમાવ્યું અને કહ્યું, "તું મનુષ્ય-જીવનનું દર્શન હવે ન કર; પણ આ બાજુએ ગાઢ ધુમ્મસથી છવાયેલ મહાસાગરમાંનાં કેટલાંક માણસોને જો."

* * * *

મ્હને સ્વર્ગનું દર્શન થયું. મ્હારૂં હૃદય આ દિવ્ય દર્શનથી તૃપ્ત થયું અને મ્હને લાગ્યું કે, "મનુષ્યને ફોગટનો પેદા કરવામાં આવ્યો છે," એ મ્હારા ઉદ્ગાર તદ્દન ખોટા છે. મ્હારા હૃદયમાં આશાનું અનેરૂં ઝરણું ફૂટયું. એકાદ બે વધુ સવાલ પૂછવા જતો હતો પણ તેટલામાંજ તે મહાત્મા અદ્રશ્ય થઈ ગયા. મ્હેં તે દિવ્યદર્શન સારૂ આસપાસ નજર નાંખી, પણ ઘુઘવતો મહાસાગર, કમાનવાળો પૂલ કે સ્વર્ગ વિગેરે ક્યાંનું ક્યાંય ઉડી ગયું હતું અને તેની જગ્યાએ મ્હને બગદાદની લાંબી ખીણ અને તેની બન્ને બાજુએ ચરતાં ગાય, બળદ, ઘેટાં અને ઉંટ નજરે પડયાં* !

---

## વિલાસિકા.

લેખકઃ રા. રા. નોત્તમલાલ વિઠ્ઠલદાસ ત્રિવેદી. રાજકોટ.

૧.

ઑગસ્ટ મહીનો આવ્યો છે એટલે હવે હું સપ્ટેમ્બરની રાહ જોવા લાગ્યો. મ્હારી કૉલેજ સપ્ટેમ્બરમાં બંધ થાય છે. આર્ટસ કૉલેજના ટર્મ્સનો ક્રમ મ્હારી કૉલેજના ટર્મ્સના ક્રમથી તદ્દન નિરાળો છે. આર્ટસ કૉલેજમાં લેકચરોની શરૂઆત જાન્યુઆરીમાં થાય છે. ત્યારે મ્હારી આંટમેડીકલ કૉલેજ નવેમ્બરની પંદરમીએ ઉઘડે છે. સપ્ટેમ્બર નજીક આવે છે એ જાણી હું હૃદયમાં આનંદ પામવા લાગ્યો. રજા પડશે, ઘેર જવાશે. પ્રિયતમાને મળાશે—કારણ કે તે બીચારી તો દરેક પત્રમાં લખતી હતી કે હવે ક્યારે રજા પડશે, આવશો, ત્હમારા વિના ગમતુ નથી વગેરે વગેરે—આવા વિચારો મ્હને

---

* લેસેર એડીસનના 'The Vision of Mirza' ઉપરથી.

ઘેરી લેવા લાગ્યા. આવા વિચારોનો ઉદ્ભવ મ્હારાજ હૃદયમાં થાય છે, હું જ અપવાદરૂપ છુ એવું કંઇ નથી. વિદ્યાર્થીવર્ગનો ઘણો ખરો ભાગ જે પરણેલો હોય છે, તે આવા વિચારો કર્યા કરે છે. તો મ્હને લાગે છે કે જો મ્હારા હૃદયમાં પણ ઉકત વિચારો જન્મ પામે તો હું બહુ દુષિત ન ગણાઉં. અને તે દીવસો ગણાતા ગણાતા મહીનો પુરો થયો. કૉલેજમાં લેકચર્સ પુરાં થયાં. હમણા થોડા સમય ઉપરજ પ્રિયતમાનો પત્ર હતો તે બીચારી પણ હવે વિરહથી ઘેલી થઇ હતી. અકળાઇ ગઇ હતી કલાસો બંધ થઇ અમે ચાર પાંચ કાઠીઆવાડી મિત્રોએ કન્સેશન કઢાવ્યુ અને સપ્ટેમ્બરની પ્હેલી તારીખે કોલાબા સ્ટેશનથી રાતના સાડા નવ વાગે મેલમાં ઘર તરફ પ્રયાણ કર્યું. ટ્રેનમાં જુદી જુદી જાતના લોકો સાથે ગપાટા માર્યા, ટીફીનબાસ્કેટો એટલે ખાવાના ડબ્બામાંથી સહુની સાથે ખાવાનું ઉડાવ્યું. વાર્તાવિનોદમાં તેમજ અન્ય બાબતો ઉપર ચર્ચામાં વખત આનન્દમાં વ્યતિત કર્યો. મ્હને તો ઘરનાં અને પ્રિયતમાના વિચારોજ આવવા લાગ્યા. મ્હારા મિત્રોને જે થયું હોય તે. અંતે રાજકોટ આવ્યુ ને મ્હારે મ્હારા મિત્રોનો આનંદ ખોવો પડયો. કારણકે હજુ આગળ ગોંડલ, જેતપુર વગેરે જવાના હતા. એક બીજાને સ્ટેશને સેકહેન્ડ મ્હારા મિત્રોએ મ્હને આ રજા દરમીઆન એકાદ આંટો તેમને ત્યાં આવી જવા આગ્રહ કર્યો. મ્હેં મ્હોઢેથી કહ્યું ' હા જરૂર આવી જઇશ, પરંતુ હૃદયમાં એથી જુદુંજ હતુ. મ્હે એમ ધાર્યું કે માંડ માંડ દોઢ મહીનો રજાનો મળેછે એમાં વળી પાંચ સાત દીવસ મિત્રોને મળવા જવુ, એને કેમ બની શકે ? કાયમ પરદેશજ રહીએ છીએને. છેવટે દસ મીનીટ પછી ટ્રેન ઉપડી મિત્રોએ ' સાહેબજી ' કરી રજા લીધી. હું ગાડીમાં બેસી મ્હારા ભાઇઓ સાથે ઘેર આવ્યો. ઘરમાં સહુને મળ્યા, હળ્યા અને રાત્રી પ્રિયતમાની સાથે આનંદના સુખમા વ્યતીત થઇ.

૨.

રજાના દીવસો કોણ જાણે શાથી એકદમ ચાલ્યા જાયછે. શરૂઆતના આઠ દીવસ નવા નવા હોઇએ છીએ, પછી ઉપડવાના હોઇએ ત્યારે આઠ દીવસ અગાઉથી દીવસ ગણવા માંડીએ છીએ. અને વળી આ વખતે દિવાળીના તહેવારો વચમાં હતા એટલે તો કહેવુંજ શું ? મ્હને આવ્યાને પંદરેક દિવસ થયાં ત્યા તો દિવાળી આવી. દીવાળીને દીવસે મિષ્ટ ભોજન જમ્યા, બાળકો સાથે ફટાકડા ફોડયા. બીજે દીવસે નૂતન વર્ષ હતું એટલે સર્વને ગૃહમાં વ્હેલું ઉઠવાનુ હતુ. કારણ કે તે દીવસે સ્હવારમાં વ્હેલા ઉઠી નાહી ધોઇ સહુને હળવા મળવાનું, એક બીજાને નવા વર્ષના અભિનંદન આપવાનું હોય છે. સ્હવારના ચાર વાગ્યા એટલે મ્હેં મ્હારી સ્નેહલ પ્રિયાને ઉઠાડી. આ વખતે ગૃહમાં સૌ ઘોર નિદ્રામાં હતા. મ્હારી આજ્ઞાઅનુસાર તે ઉઠી, ગરમ પાણી કર્યું, નાહી, અને પછી મ્હારૂં મુખદર્શન કરવા તે તેના સ્નેહાળ સ્વભાવ પ્રમાણે આવી. નવિન વર્ષની કુંકુમમય, આલ્હાદજનક, રમણીય પ્રભાતે મ્હેં મ્હારી વિલાસિકાને હૃદયદાન આપ્યું. પછી તે મ્હારાં માતુશ્રી પાસે તેમને વંદન કરવા ગઈ મ્હારા માતુશ્રી પડખેના ઓરડામાં સુતાં હતાં. વાંચક ! ત્યાં તેને શું જવાબ મળ્યો ! સાંભળી આભો ન બનતો હો ! એતો હિન્દુ ગૃહસંસારનો નિયમજ છે. વિલાસિકા બોલી, બા પગે લાગું છું. મ્હારા માતુશ્રી એકદમ ગુસ્સે થયા. માથા ઉપર ગોદડુ ઓઢી ગયાં ને બોલ્યાં 'પ્હેલ વ્હેલાં ઉઠતાવેંત જ

ત્હમારૂં મોઢું નહી જોઉં. મ્હારા પુત્રોનું જોયા પછી જોઇશ. હર્ષ ભરી, આનંદથી છલકાતી આવેલી પુત્રવધૂ શિથિલ થઇ ગઈ. તેના શરીરમાં જાણે બરફ મુકાયો. આ અપમાન તેનાથી સહન ન થઈ શકયું. નવિન વર્ષનો શુભદિવસ અમંગળ થઈ ગયો. તેનાથી રહી નહી શકાયું. એકદમ બહાર નીકળી નીચે ચાલી ગઇ. મ્હેં આ તમાશો સર્વ જોયો હતો તેથી તેની પછવાડે હું નીચે ગયો. ત્યાં તે શું કરતી હતી? ત્હેની આંખમાં અશ્રુ માતાં નહોતાં. વિલાસિકા ઘણી લાગણીવાળી હતી. ત્હેને કંઈ આ પ્હેલું અપમાન નહતું. આવા ઘણા હૃદયવેધક અપમાનો તેણે સહન કરેલાં. જેની મ્હને લાંબા વખત પછી ખબર પડેલી. મ્હારી વિલાસિકા બહુ ભણેલી નહતી એટલે કે લેખો લખતાં, કે કવિતા લખતાં આવડતું નહોતું. પરંતુ સારી રીતે વાંચવા લખવા જેટલું જ્ઞાન હતું. પરંતુ તેનુ હૃદય ઉચ્ચ હતું; પ્રેમાળ હતું; સ્નેહથી ઉભરાતું હતું. તેનો મ્હારા પ્રત્યેનો પ્રેમ સ્હામા મનુષ્યને આશ્ચર્યચકિત કરે તેવો હતો. મ્હારા ઉપરથી તે ઓવારી જતી. સ્વભાવે શાન્ત હતી તેથી મુંગે મ્હોએ સર્વ સહન કરતી. પરંતુ ત્હેનો સ્વભાવ ઘણોજ નરમ Sensitive હતો એટલે એકાંત મળતું ત્યારે હૃદય ખાલી કરવા ચૂકતી નહી. ઉપર કહ્યું તેમ આ નવું વર્ષ ખારૂ થઈ ગયું. હું પણ મ્હારી વિલાસિકાને અગાધ પ્રેમથી ચ્હાતો હતો. પરંતુ વ્હારથી શરમને લઇ, તેમજ મ્હારા ટીખળી સ્વભાવને લઈ તે હું દાખવતો નહીં. ઉલટો ઘણી વાર કડવા વચનો સંભળાવી તેને પજવતો. પરંતુ હું સમજી ન શકયો કે આ સઘળુ ત્હેના ઉપર માઠી અસર કરશે. કોઈ કોઈ વાર તે બહુ મુંઝાઈ જતી હતી ત્યારે તે આટલોજ પ્રશ્ન કરતી કે 'વ્હાલા નટવર,' ત્હમે કયારે દાક્તર થશો! તેનો ઉત્તર હું પ્રેમથી આપવાને બદલે, મ્હારા ગમતી સ્વભાવ પ્રમાણે હસી કહાડતો અને આ તેના પ્રશ્નનો હું તેના તેજ શબ્દોમાં ચાળા પાડતો ને ત્હેની મશ્કરી કરતો. ફરીથી હું કહું છું કે આ બધું બહારનું હતું. પરંતુ ટેવ પડેલીને તેથી મ્હારાથી એમ કર્યા વિના રહેવાતું નહીં. કોઇ કોઈ વાર હું એમ કહેતો કે 'વિલાસિકે, હું બીજી સ્ત્રી પરણું તો? તેનો પ્રત્યુત્તર તે ઘણી ખુશીથી હકારમાં આપતી. પરતુ આ સર્વ વચનો તિવ્ર કરવતની માફક ત્હેના હૃદયમાં કાર્ય કરતાં તેથી હું અજ્ઞાત રહો. આંધળો રહો. આખરે આવા અનેક શોક મિશ્રિત આનંદમાં—ટીખળમાં મ્હારા રજાના દીવસો પુરા થયા. સર્વની રજા લીધી, રડતી પ્રેમાળ વિલાસિકાને હૃદયથી ભેટી, પત્ર વખતસર લખવાનું પકકુ વચન આપી મુંબઇ તરફ પ્રયાણ કર્યું. મ્હારી વિલાસિકા માતાહીન તથા પિતાહીન હતી. દુર્ભાગ્યે પિતૃપક્ષમાં કોઇ નહેતું.

૩.

મુંબઈ આવ્યો, એપ્રીલ માસમાં મ્હારી ત્રીજા વર્ષની પરીક્ષા હતી. એટલે આ ટર્મ મ્હારે સખત વાંચવાનું હતું. મ્હારા વાંચનમાંહી મ્હારી પ્રિયતમાના પત્રો પ્રોત્સાહન અર્પતાં હતા. પરંતુ આ વખતે એક મ્હોટી ચિંતા માથે હતી. તે એ હતી કે વિલાસિકા ને પ્રસૂતિનો સમય નજીક આવતો હતો. એટલે માર્ચ મહીનામાં ધારણા રાખતો હતો. માર્ચ મહીનાની દસમી તારીખે સ્હવારમાં અભ્યાસમાં હું તલ્લીન હતો. હું ફીઝીઓલોજીના પાના ઉથલાવતો હતો તેવામાં તાર આવ્યો. તારમાં શું હતું? તારવાળાને સહી કરી આપી અને તાર ફોડયો. તારમાં નીચેના ભાવાર્થનું હતું. 'ત્હમારી પત્નીએ પુત્રીને પ્રસવ આપ્યો છે. મા તથા બાલકની તબીયત સારી છે' ચાલો ઠીક થયું. પ્રસૂતિ તો

સહીસલામત થઈ ને આનંદ થયો અગીઆર વાગ્યા એટલે કૉલેજમાં ગયો. કૉલેજમાં કલાકો ભર્યા ને ત્રણ વાગ્યા એટલે પાછો ક્વાર્ટર્સમાં આવ્યો ત્યાં વળી ફરીથી તારવાળાને ઉભેલો જોયો હું તો ચમકીત થયો શું હશે ? અંતે ફોડયો અને નિચેના અર્થના હૃદયભેદક શબ્દો વાંચ્યા 'હમારા વહુ બીમાર છે, આવવાની આવશ્યક્તા નથી' મ્હારી આંખમાં આંસુની સરસર ધારા ચાલી શું કરૂં ? જવાનો વિચાર થયો પરંતુ વળી લખ્યા વિના કેમ જવું ? જઇએ તો શરમાવું પડે એવું મનમાં થયું વીસ દીવસ પછી પરીક્ષા છે કંઇ એવું બહુ નહીં હશે તો લોકો મ્હને મૂર્ખો ગણશે એવા અનેક પ્રકારના તરંગોએ ઘણા વખત સુધી મસ્તક ભમાવી મુક્યું અંતે શરમ ને સ્વાર્થ બુદ્ધિએ જય મેળવ્યો. વિધાતાએ જબરી થાપ ખવડાવી રાત ફફડી ફફડીને કાઢી બીજો દીવસ ગયો ને ત્રીજે દીવસ આવ્યો. ને બપોરના વળી પાછો તાર આવ્યો તેમાં નીચેના ચેતનહારક શબ્દો હતા ' your wife is no more હમારી સ્ત્રીનો અમર આત્મા ચાલ્યો ગયો છે ' હવે શું મ્હારી સ્થિતિ ? મિત્રો આશ્વાસન આપવા લાગ્યા પરંતુ આ વખતે સૌ કડવા ક્વીનાઇન જેવા લગતા હતા મ્હારી પ્રેમાળ વિલાસિકા જ્વર આવવાથી ચીમળાઇ ગઈ પ્રસૂતિ થયા પછી તે એમ કહેતી હતી કે, અરે આ સૃષ્ટિમાં મ્હારૂં કોઈ નથી હું દુખી છું મ્હારા નટવરને બોલાવીને રડયા કરતી મ્હારા નામનો જપ જપતી આ સઘળા વિલાપે તેને જ્વર આણ્યો આ સર્વ વૃત્તાંત મ્હને મ્હારી બ્હેન આગળથી ત્યાં ગયા પછી મળ્યો. ભમાશ થઇ એક માટીના પુતળાની માફક પરીક્ષા આપી ઘરે ગયો વેકેશનમાં ગયો ત્યારે મ્હારા વિષે વેવિશાળના માગા ઉપરાઉપરી આવવા લાગ્યા મ્હારા માતાપિતાની આબરૂ લુંટાઈ જવા લાગી મ્હેં ઘણી ના કહી ત્યારે મ્હારો તિરસ્કાર કરવા લાગ્યા ધમકી આપવા લાગ્યા હવે મ્હેં વિચાર કર્યો કે બળથી કામ લેવામાં સાર નથી કળથી લેશું તો ફાવશું એટલે તુર્તને વાસ્તે મ્હેં તોડ કાઢયો કે બે વરસ પછી ભણી રહ્યા પછી હું વેવીશાળ કરીશ મહા મહેનતે હા પડાવી હું મનમાં ફાવ્યો ને છુટયો.

* * * *

પ્રિય વાચક ! હવે હું મ્હારૂં દુખી વૃત્તાંત પુરૂં કરૂં છું અને મ્હારા જીવનનો છેલ્લો પડદો ખોલું છું હાલ હું ડાક્તર થઈ ગયો છું લાગવગથી રાજકોટમાં એસિસ્ટન્ટ સરજ્યનની જગા મળી છે હું હવે શીખાઇ મરી ગયો છું જીંદગીમાં મોજશોખ માણવાના નથી પરંતુ ફરજો બજાવવાની છે, એમ મ્હને મ્હારી વિલાસિકાના મૃત્યુએ ભાન કરાવ્યું હું માતાપિતાથી તિરસ્કારાએલો છું મ્હારી અઢી વરસની ન્હાની બાલિકા મ્હારી સાથે છે મ્હેં એક આધેડ બાઇ ઘરનું સર્વ કામ કરવા રાખી છે તે બાલિકાની સંભાળ સારી રાખે છે કલ્યાણ થજો તે બાઇનું ! મ્હારી વિલાસિકાએ આપેલી પ્રસાદી મ્હારૂં સર્વસ્વ છે, તે મ્હારૂં વિનોદનું સ્થાન છે હું દુખીઆનો વિસામો છે આ ન્હાની બાલિકા, આધેડ સ્ત્રી પુસ્તકો અને ઇસ્પીતાલના દર્દીઓ મ્હારા સાથીઓ છે આ પ્રમાણે ઇશ્વરની અનિવાર્ય આજ્ઞાને શરણ થઇ, પરમાત્માની કુદરતના, લીલાના, ચમત્કારમાં લીન થઇ, પરમાત્માનું યશોગાન કરતા, મ્હારી ભગવતી વિલાસિકાના સદ્‌ગુણોનું ધ્યાન ધરતા હું મ્હારૂં જીવન ગાળું છું જગત્ મ્હને વિચિત્ર ગણે છે હું જગત્‌ને વિચિત્ર કહું છું, સત્ય શું છે ત્હેનો નિર્ણય કરી શકતો નથી—કરવા ઇચ્છા પણ નથી

# विद्याकलाः

## "આટલામાં તો કાંઈ નહિં."

લેખકઃ રા. રા. "ગોળમટોળ શર્મા." અમદાવાદ.

આજ કાલની સ્ત્રીઓમાં જો કોઈ ગંભીર ભૂલ હોય તો તે એ છે કે સાધારણ બાબતો તરફ તેઓ બેદરકારીથી વર્તે છે. પરંતુ એ નજીવી બાબત વધીને કેટલું ગંભીર સ્વરૂપ પકડે છે તે એમને પાછળથીજ માલૂમ પડે છે. નીચેની વાર્તા ઉપરથી સમજાશે કે **" આટલામાંતો કાંઈ નહિં "**નું પરિણામ શું આવે છે.

અમારા વાંચકોએ જમીનથી ત્રીસ ફુટ પાંચ ઈંચ ઉંચે પોતે અંતરિક્ષ ઉભા રહી, એક ત્રીસફુટ ચાર ઈંચ ઉંચા ઘરમાં બનતા બનાવો જુવે છે એવી કલ્પના કરવી. આ ઘર કાંઇ ભૂત કે પિશાચોનું નહતું કે પેસતાંની સાથે આરોગી જાય. પરંતુ તેમની સાથે સ્પર્ધામાં ઉતરી શકે તેવાં સદ્ગુણ સંપન્ન ( ! ) દીન વત્સલ ( ! ) દંપતીનું હતું. માન સાથે પ્રવેશ ન થઇ શકે એમ લાગવાથી વાંચકવર્ગને ઉપલી કલ્પના કરવાનું સૂચવવામાં આવ્યું છે.

આ દમ્પતીને **રામનોજ** પક્ષ લઇ રાવણની સાથે યુદ્ધમાં જય મેળવી અયોધ્યાનાથનો વિજય ડંકો દસે દિશામાં વગાડી દે તેવાં બે પંદર અને સત્તર વર્ષની વયના શાંત સ્વભાવના પુત્રો હતા. અને તે ઉપરાંત કુંભકર્ણની નિદ્રાનો ઢોલ નગારાંની મદદ શિવાય એક પળમાં વિનાશ કરે તેવું પાંચેક વર્ષનું બાળક હતું. આ બાળક જોકે ત્રાસરૂપ હતું પરંતુ ઉંઘણસી વકિલ **મી. મીઆંઉને** રહવારમાં જગાડવાને એટલું તો ઉપયોગનું હતું કે સદ્ગુણી ( ! ) **ચતુરબા** એને ચૂંટી ખણીને પણ રોવરાવતાં **મીસીસ મીઆંઉ** એટલાં તો ભલાં ભોળાં અને સુસ્વભાવનાં હતાં કે ઘરની ચારે બાજુના પડોશીમાંથી કોઇ પણ સાથે એમને બોલવા વ્યવહાર નહોતો. વકિલ સાહેબને પણ પોતાની સ્ત્રીનો ગુણ કોર્ટમાં ઉપયોગમાં લેવાને શિખવો પડયો હતો. પરંતુ ઘર શિવાય એમને ભાગ્યેજ વાગ્યુદ્ધ ચલાવવાનો પ્રસંગ મળતો. **મીસ્ટર** અને **મીસીસ મીઆંઉને** જ્યારે લડાઇ જામતી ત્યારે એમના સુપુત્રોના બ્હાર ફ્હેવા મુજબ આડોશી પાડોશીને એટલી તો ગમ્મત પડતી કે પોતાનું બધું કામ છોડીને બન્ને જણને ટાઢાં પાડવાને બ્હાને ઘરમાં દોડયાં આવતાં.

**ન્હાનુ**ને આપણી વાર્તા ચાલે છે તે અરસામાં ઉધરસ અને તાવનો રોગ થએલો જ હતો, જે ખાસ ઉપયોગનો વિષય હોવાથી અહિં જણાવી દેવામાં આવે છે. વૈદદાક્તરની જોકે ખોટ નહોતી પરંતુ ચતુર **ચતુરબા** ઉધરસ અથવા બીજાં દર્દો મટાડવાને પોતાને પીયરથી શીખી લાવેલા ઉપાયો અજમાવતાં. ઉપાય કેટલા રામબાણ હતા તે તરત જ અમારા વાંચકોને જણાઇ જશે.

આ વખતે અગીઆર વાગ્યાનો સમય થયો હતો. **ચતુરબા** આજે **મી. મીઆંઉના** પિતાશ્રીનું 'છમચરી' હોવાથી રાંધવાની તૈયારી કરતાં હતાં. ઘયડાં સાસુ સ્હામે પાટ ઉપર બેશી એકલાં એકલાં કંઇક બોલતાં હતાં અને છીંકણીના સ્હયડકા તાણતાં હતાં. વકિલ આજ નવરા હોવાથી મિત્રને ઘેર પાના ખેલવા ગયા હતા. બે મ્હોટા ચિરંજીવીઓ વગર પૈસે કાછીઆને ત્યાંથી શાક સંતાડી લાવવા ગયા હતા. જે કામથી ખુશ થઇને

એમનાં માતુશ્રી એમને શાક જરા વધારે આપવાનાં હતાં. ન્હાનું બ્હાર દાદીમાની લાકડી ઉપાડી ઘોડો કુદાવતાં હતાં. કોણ જાણે પરમેશ્વરના કોપથી, કે મી. મીઆંઉએ છૂટી વાડકીએ મારેલી બીલાડીના શાપથી, કે એક દિવસે લાડુ થઈ રહ્યા હોવાથી ભૂખ્યા રહેલા ભટજીના નિસાસાથી–ગમે તે કારણથી પણ આજ ન્હાનું બ્હારથી આવી ચોકમાં પછાડ ખાઇ જેટલું જોર હતું તેટલા જોરથી ચીસો પાડવા લાગ્યો. ચતુરબા રસોડામાંથી દોડી આવ્યાં. ડોશી પણ ઉઠી ઉભાં થયાં.

" ભઇ ! બા ! શું થયું તને " હાથ ઝાલી ડોશી ન્હાનુંને ઉઠાડવા લાગ્યાં. પણ ન્હાનુંએ કાંઇ જવાબ વાળ્યો નહિં. ઉલટું જરા વધારે જોરથી રડવા માંડ્યું. બીજી બેત્રણ વખત ડોશીએ "ભઇબા" કર્યાં પણ ન્હાનું કાંઈ રડતો રહ્યો નહિં.

ચતુરબા પણ સમજાવવાં લાગ્યાં. આખરે ડોશીએ બીજી યુક્તિ કરી.

ન્હાનું ! ભાઈ ત્હારે કાંઈ જોઇએ છીએ ? લે આપું. ન્હાનુંના મ્હોં તરફ તાકી રહી ડોશી બોલ્યાં તરતજ ચુપ થઈ ન્હાનું બોલ્યો.

બા ! પેલો બાપુ રમકડું ખાય છે તે મ્હને નથી આપતો.

ડોશી—તે એનું રમકડું આપડાથી ખવાય કે ?

ન્હાનું—ત્યારે મ્હને બીજું આપ.

ડોશીને તો તરતજ ખબર પડી હતી કે ન્હાનુંની ચોટ શા ઉપર છે; પણ ઉધરસ થઈ હોવાથી રમકડું આપવું ઠીક નહોતું. પણ હવે છાનો શી રીતે રાખવો ! વિચાર કરી ડોશી બોલ્યાં.

" જો રમકડું ખઇએ ને તો ( ન્હાનુંની છાતી ઉપર હાથ મુકી ) આ મરઘડો બોલે છે તે વધારે બોલે. એંહ, ઉધરેશ મટી જશેને એટલે આપીશ. "

પણ એમ કાંઇ ન્હાનું છાનો રહે તેવો નહોતો. જ્યાંને જાણ્યું કે રમકડું આપવાની ના કુંહે છે કે તરતજ રોવાનું ચાલું કર્યું. આખરે બધી યુક્તિઓ જેમાં સમાઇ ગઇ છે એવી એક યુક્તિ કરી. ન્હાનુંની કૂખમાં ધીમે રહીને ચૂંટી ભરી. "છાનો રૂહે છે કે નહિં. ? કહ્યું કે રમકડું ન ખવાય પણ કંઇ માનતુંજ નથી–માનતુંજ નથી " કહી બરડામાં બે ધોકા માર્યા.

ચતુરબાથી આ સાંખી શકાયું નહિં

" અહો આર્ધા, ના જોયાં હોય તો. છોકરાને મારી મારીને અડધો કરી નાંખ્યો. ખાંડને રમકડે એમનું મરઘડુ બોલી જાય છે. એક રમકડે શું થઈ ગયું ? એતો કયો દસ બાર ખઈ જાય છે તે.'

લે, બા, એક ખાજે હોં. એકમાં કશું નહિ થાય પણ જો બીજું માગ્યું છે તો પછી તું ત્હારી વાત જાણજો. "

આટલું કહી ન્હાનુના હાથમાં બરોબર ઝલાય માટે એક ન્હાનો મિનારો આપ્યો.

છોકરા શાક આપી ગયા કે ચતુરબાએ રસોઈ ઝપાટામાં કરી નાંખી. એક 'બામણ' અને 'બામણી'ને જમવાનું કહેલું હતું. પ્હેલાં તો એમને ઘેર કામ કરવા આવનારી 'બામણી'નેજ કહ્યું હતું; પણ ચાલાક 'બામણી'એ એમને વાસ્તે પાછું ઘેર કરવા જવું પડશે માટે ગમે તો દાળ ચોખા એમના જેટલા અહિં આપી જઇશ પણ તમારા ભેગું એમનૂંય નાખજો " કહી વરનુ નોતરૂંએ માગી લીધું હતુ. ચતુરબાને મન કે "બામણ" વળશે

વખત થતાં બન્ને સ્ત્રી પુરૂષ જમવા આવી પહોંચ્યાં. વકિલ સાહેબને જરા વાર હોવાથી 'મ્હારાજ' 'ગુજરાતી પંચ' લઇને વાંચવા બેઠા. પાના ઉથલાવ્યે જતા હતા અને પ્હેલી વાર છાપુ વાંચતાં હોવાથી જરા જરા હસી જતા હતા. "વૈદ્યવિદ્યા" ની જાહેરખબર વાંચી દિંગ થઈ ગયા. " એકસો અઠ્ઠાવીસ પાનાની ચોપડી મફત !—"આજની દખણાનું એક કયાર્ડ લઈ નાખવું અને વૈદુ દાખ કરવું. જો આવડી જાય તો આ ભીખ માગવી મુકી દેવી અને બંગલા બાંધીનો બારસો માડે લેવો. ત્યાં પાટીયું મારવું કે "જોશી અને વૈદ શાસ્ત્રી લંબોદર શર્મા" ત્યાં પછી આપણો ધંધો સારી રીતે જમાવવો અને પૈસા આવે તેને—"

"હ્યો ઉઠો હવે. છાપું ઓંચવા મંડયા છો તે"

એમની પત્નીનો શબ્દ કાને પડયો.–છાપું મુકી દીધું.

"કેમ વકિલ સાહેબની વાટ નથી જોવી ?"

ચતુ—"એતો આવશે હવે. કોણ જાણે કયાંએ રખડવા ગયા હશે. એમનું તે કંઇ ઠેકાણું બળ્યું છે. તમે ને છછા જમી લ્યો. "

આપણે ત્યારે કયાં વાર હતી ?" કહી મહારાજે એક ટુંકડું પંચીયું પ્હેર્યું અને લોટો પાણી રેડીને અબોટીયું પ્હેર્યું. શરીર જરા કોરૂં હતું ત્યાં હાથ ઘસ્યો અને "ગોવિંદ ગોવિંદ" કરતા પાટલે બેઠા.

થાળી પીરસીને ગોર મહારાજ આગળ મુકી અને સ્હામું જોઇ સંતોષથી મુખ મલકાવ્યું. મહારાજે બ્રહ્માર્પણ મુકયું અને ચતુરબા તરફ જોયું. જરા હસતાં જોઈ "સાળુ બધુંએ કરવું પડે. બ્રાહ્મણની જાત ઘડી એટલે નાસ્તિક થવું શે પરવડે "

જમણ શીરો પુરી હતું. અજમાના અને ગલકાંનાં ભજીઆં કરેલાં હતાં.

"ચતુરબા, ગમે તેમ કહો પણ રસોઇ તો તમારીજ" બ્રાહ્મણી બોલતી હતી. "અમે ઘણાંયને ઘેર જમીએ છીએ પણ તમારી તોલ કોઈ નાવે."

અલબત તે દિવસે શિરો "પેટિસ" જેવો હતો અને પુરી જરાક કાચી રહી ગઈ હતી.

જમવાની વખત થયેલી જાણી ન્હાનુ દોડતો આવ્યો અને પેટ ઉપર હાથ પછાડી "ભૂખ લાગી છે" ની બૂમો પાડવા લાગ્યો.

**બ્રાહ્મણી**—"એન ! એને ખાવા આપોને. એને ભૂખ ન લાગે કે ?"

**ચતુરબા**—(દાંત પીસી) "આ રાંડ ડોશલી કયાં આપવા દે છે ?"

**લંબો**—"કેમ એને કંઇ થયું છે ?"

"હા. હમણાંની જરા ઉધરસ થઈ છે ને અપચો થયો છે ને તાવ આવે છે.

**બ્રાહ્મણી**—"અરે તોયે બે પુરીને થોડોશેક શીરો મેલો એટલામાં તો કંઇ નહિ.

ડોશી બેઠાં બેઠાં સાંભળતાં હતાં તે બોલી ઉઠયાં.

"વહુ, એક કોળીઓ શીરો ને એક પુરી આપો. ભજ્યુ બજ્યુ કંઈ આપશો નહિ."

ડોશીની જ્યાં ત્યાં રજા મળી એટલે બસ. ખાસ્સા બે તાવેતા શીરો અને બે પુરીઓ સરકાવી દીધાં અને દંછાના કહેવાથી ચાર ભજીઆં પણ મુકયાં. ઉધરસ ખાતે ખાતે ન્હાનું સપાટાબંધ બધી ચીજો ઉપાડી ગયો અને ફરી ભજીઆં લેવાને ધમસાણ વી મચ્યું.

"શું છે પાછું ?" ડોશી ધુરક્યાં.

ચતુ૦—"બા ! એને ભજીયું જોઇએછે, મુકુ એક ? એકમાં શું થવાનું છે ?"

ડોશી—"નથી મુકવું એકકે. વૈદે કહ્યું છે કે દવા ન કરો તો ભલે પણ તમારા ન્હાનુંને તેલ મરચું ન ખવરાવશો પણ કોણ મારો બાપ માને છે."

ચતુ૦—"પણ બા, એક ભજીયું મુકવામાં શું. એટલામાં તો કંઈ નહિં થઇ જાય."

ડોશી—"ખબરદાર જો અડધુએ મુક્યું છે તો."

છોકરાની સ્ટીમ વધી હતી તેથી ડોશી 'ભોગ તમારા' કહી અટક્યાં.

ચતુરબાએ બે ચાર ભજીઆં "લે બા, હવે માગીશ નહિં કંઈ" કરી મુકી દીધાં. તે પણ ઉડાવી ગયા પછી ન્હાનુંએ ધાર્યું કે હવે આપણી ચોટ લાગવાની નથી. તેથી બીજી યુક્તિ કરી. ચતુરબા પરસાળમાં પાન કરવા ગયાં હતાં (કેમકે બ્રાહ્મણના વખાણ હજી કાનમાં વાગતાં હતાં) આથી તરતજ રસોડામાં પેસી ખોબો ભરીને ભજીઆં લેઇને ન્હાનું બ્હાર દોડી ગયો. બન્ને જણાં એની ચોરી જાણતાં હતાં પણ એમ એક દહાડો ખાધે શું થઈ જાય છે. "વળી ડોશી જાણે તો કજીઓ થાય." એમ જાણી કંઇ બોલ્યાં નહિં.

કાંઇ પણ બ્હીક વગર ભજીઆં ઉડાવી હસતો હસતો ન્હાનું અંદર આવ્યો. ડોશી છીંકણી લેવા વીરમગામવાળા ખુશાલની દુકાને ગયાં હતાં. ચતુરબાની માશીને ઘેર આજ નવેદ હતું ને બટુક જોઇતો હતો, ઝપાટાબંધ ઘરમાં આવી, "અલી ચતુરી ! આ ન્હાનુંને લઇ જઉં છું હોંકે."

"એ ક્યાં ! માશી ?"

"આજ મ્હારે ઘેર નવેદ છે તે ગોર બટુક વગર બેશી રહ્યા છે લે આવે કે"

"બા જઉં ! "થોડુંકજ ખાઇશ" ડાહ્યો થતો ન્હાનું બોલ્યો.

"હાર જા. માશી, ભઇશાબ, ખવરાવશો નહિં. હમણાંનો માંદો થયો છે, અને ઝટ મોકલી દેજો. બા આવશે તો મારી ધૂળ કાઢી નાંખશે."

"અબે એતો ફાગો બહુ ખઈ જતો તો તે ! ચપટી ચણા ને કાળીઓ કંસાર ખાશે એટલામાં તે કેટલો માંદો પડી જવાનો છે ? તુંએ અલી પોમલી છું તો" કહી માશી પોતાના ઘર તરફ વળ્યાં.

પેટનો જેટલો ભાગ ખાલી હતો તેનો પોણો ભાગ ચણા અને બાકીનો કંસારથી ભરી કાઢ્યો. પેટની ગોળી ડોશીનો માર ઝીલી લેવાને ઢાલની માફક આગળ કરી ન્હાનુંએ પ્રવેશ કર્યો. અને ડોશી ઓટલા ઉપર તાજી છીંકણી સુંઘતાં હતાં ત્યાં ખડો થયો. આવ ભઈ ! "શું શું ખાધું ત્હેં !" કહી ડોશીએ પેટ ઉપર હાથ ફેરવ્યો, અને સમજી ગયાં કે ચતુરબાએ કહ્યું માન્યું નથી. અકળાયલો હોવાથી ન્હાનું પરસાળમાં જઇ સુઈ ગયો.

ન્હાનુંને જાગવાને થોડીકજ વાર હતી તેટલામાં બી. બીઆંઉએ ધીમુ ધીમુ મુખ મલકાવતાં પ્રવેશ કર્યો. સ્મિતનું કારણ એટલુજ હતું કે આજે એમની જીંદગીમાં પ્હેલીજ વાર ન્હાનુંને વાસ્તે એ કાંઈક ખાવાનું લાવ્યા હતા. જો કે પૈસા ખરચીને તો નહિંજ. એક ચેવડાવાળાનો એમણે કેસ માંડી વળાવ્યો હતો તેથી ફીમાં એણે શેર ચેવડો બાંધી આપ્યો હતો. (શું કરે ! આટલા બધા વકિલમાં એમને રોકડો રૂપિયો તો ક્યાંથી મળે !) બીજું એક વધેરેલું નાળીએર હતું. એમના જ્યેષ્ટ પુત્રને મુછો ઉગતી નહોતી ત્યારે પતિ પત્નીએ બાધા રાખી હતી. હમણાં થોડા દિવસથી અંકુરો ફુટ્યાં હોવાથી

આજે વકિલ સાહેબ પાંના રમીને બાધા પૂરી કરતા આવ્યા હતા. જોકે નાળીએર એમને વરઘોડામાંથી મફતજ મળ્યું હતું.

ઘરમાં આવતાંજ હંમેશાં **ચતુરબાને** અને મી **મીઆંઉને** ફેરતી. અને આજે કાંઇક સ્વામિને હસતા આવતા જોઈ મીસીસ **મીઆંઉને** કેટલું કેટલું થયું હશે ! હર્ષનાં આંસુ આવ્યાં હશે કે પતિના અંગુઠા ધોઈ પીવાનું મન થયું હશે ? હું તો એ કળી શકયો નથી. પણ મ્હારા વાંચનાર જો કદી **ચતુરબા** જેવી સાધ્વી સ્ત્રીઓ હશે તો હું ખાત્રીથી કહું છું કે તેઓ કયારનીએ એમના હૃદયની આ વખતની લાગણીઓ સમજી ગઇ હશે.

ડોશી બિચારાં ભૂખ્યાં તરસ્યાં બેશી રહ્યાં હતાં. તેમના મનમાં તો કયારે આ વહુને ધમધમાનું " એમ થઇ રહ્યું હતું " પણ ડોહાની છમચરીને દહાડે ઘરમાં કોણ કકળાટ ઘાલે ! " એમ વિચાર કરી ગમ ખાઇ ગયાં હતાં.

મીઆંઉ અને ડોશી સાથે જમવા બેશી ગયાં. તેમણે હજુ એકજ કોળીઓ મ્હોંમાં મુકયો હતો અને બીજો મુકવાને હાથ, મ્હોં અને થાળીની બરોબર વચ્ચે હતો એટલામાં–એટલામાં **ન્હાનુંની** આંખ ઉઘડી.

**ન્હાનુંને** કોણ જાણે પૂર્વ જન્મના પુણ્ય ફળ્યાં તેને લીધે કે શુભ ચોઘડીઆમાં એનો જન્મ થયો હશે તેને લીધે પણ વકિલ આજે ટોપરૂં અને ચેવડો હીંચકાપર ભૂલી ગયા હતા. **ન્હાનુંની** ત્યાં આંખ પડી અને સારો લાગ આવેલો જોઇ એ ધીમે રહી ઉઠયો અને છાનોમાનો હીંચકાપર બેશી ગયો. હળવે રહીને રૂમાલ છોડયો અને અંદર તર માલ જોયો. એક ટોપરાનો કડકો ઉઠા યો અને ઉડાવા મંડયો. ડોશીની આંખ પડી.

" મુકીદે, મુકે છે કે નથી મુકતો મોટો દોઢ મણનો કડકો લઈ ફુચવા મંડયો છે. મુકે છે કે ઉઠું ? "

ન્હાનું ડોશીની આંખ જોઇ મુકી દેવાની તૈયારીમાં હતો પણ ચતુરબાનો અવાજ સાંભળી ખાવા મંડયો.

ચતુરબા,–પ્રસાદની તે ના કહેવાતી હશે માને ફૂક્ પડે તો છોકરો તો મ્હારો ભૂખ્યો વગરનો રહે. ખાબા બીજો લઇશ નહિં. તો કંઈ નહિં. "

ડોશી પાછાં " ભોગ તમારા " કહી અટકયાં.

ન્હાનું હવે નિર્ભય થયો હતો. ટોપરૂં ઉડાવી ચેવડાનું પડીકું પણ છોડયું. મ્હોંમાં તીખું લાગવાથી શીસુડીઓ બોલી ત્યાં સુધી ખાવા લાગ્યો. **મી. મીઆંઉ** જાણતા હતા પણ ચેવડાના કંઈ પૈસા આપ્યા નહોતા એટલે ખાઈ જશે–જાય તો હરકત નહોતી.

ઉધરસ વધારવાને ન્હાનુંને કંઇ થોડું નહોતું. બીજે દિવસે સ્હવારમાં એનો ઘાંટો બિલકુલ બેશી ગયો હતો. શરીરમાં તાવ ભરાયો હતો અને ઉધરસ રહી રહી આવતી હતી. **ચતુરબાને** હવે લાગ્યું કે છૈયો તો માંદો પડયો. કાલે ડોશીએ ટોપરાનું ના કહ્યું તેથી માનું ફૂક્ પડયું." એમ ગોઠની મનમાંને મનમાં ડોશીને ગાળો દેવા લાગ્યાં. પરંતુ પોતાની ભૂલ હજી માલૂમ પડતી નહોતી.

ડોશી હંમેશ મુજબ પથારીમાં ઝીકણી તાણતાં બેઠાં હતાં. **ચતુરબા ન્હાનું** પાસે બેશી, બરડે હાથ ફેરવી **ન્હાનું** ઉધરસ ખાય કે 'ખમ્મા' કહેતાં બેઠાં હતાં. બટુક વાસ્તે લઇ જનારી **ચતુરબાની** માશીને ખબર પડી તે ઉઠતાંને વાંતજ દોડતાંદોડતાં ઘરમાં આવ્યાં.

"અલી ચતુરી, શું થયું છે છોકરાને ? મ્હેં તો હાંભળ્યું ને મ્હારો જીવ ઉડી ગયો. મ્હેં તો મ્હેકુ કે લાવ્ય જઉ **ચતુરી** પાહે. પાછી ઢીલગંડી મુઇ છે તો." "હા. **જીવી માશી** ભઇશાબ મ્હારો જીવ તો બહુ ઢીલો. આ આવું કાંક થાય કે આપણને હુઝ ન પડે. "કાંક બતાવોને."

**જીવ૦** "પ્હેલી તો એની નજર બાંધ. હમણાનો જરા રમવે ચઢ્યો છે તે કોકની નજર લાગી હશે. અને પછી સુંઠ મરીને તેલમાં કકડાવી ખાંડી નાંખ અને પછી એનો હારો ઉકાળો કરીને પઇ દે. દાક્તરે મારા રોયા બીજું શું આપવાના છે !"

**ચતુરબાએ** મરચાં ઉતારી દેવતામાં નાંખ્યાં અને પછી સુંઠ મરી વિગેરેનાં પડીકાં કાઢી માશીએ બતાવ્યું હતું તેમ કરી, ખાંડી ભૂકો કર્યો. અને ઉકાળો કરી જરા ખાંડ નાંખી ન્હાનુંને પાઇ દીધો.

આમ **ચતુરબાને** ઉંટવૈદુ કરતાં જોઇ ડોશી **જેરામ** વૈદને ત્યાં ચાલ્યાં અને તરતજ બોલાવી ઘરમાં આવી પહોચ્યાં. ઘરમાં ગડબડાટ સાંભળી **મીઆંઉ** પણ જાગી ઉઠયા. **ન્હાનું**થી હવે બોલાતુ નહોતું. તાવને લીધે આંખ મીચીને પડી રહ્યો હતો. પણ મરચાંની ધુમાડી નાકમાં જવાથી આકુળવ્યાકુળ થઇ ગયો એટલામાં વૈદ ઘરમાં પેઠા.

બધાં આઘાં ખસી ગયાં. **જેરામે** નાડ તપાસી શું શું ખાધું છે તેની વિગત માગી.

**ચતુ**—કશુંએ નહિં. એક જરા કાલ હવારમાં ખાંડનું રમકડું રોતો'તો તે આપ્યું હતું. અને કોળીએ શીરો અને પુરી બાએ અપાવ્યો હતો. બીજું કાંઈ ખાધું નથી."

**જેરામ**—કૈંક વધારે હોવું જોઇએ. કોળીએ શીરે કાંઇ આમ થાય નહિં."

**જીવ**—"હાચે હાચું કહુ ! કાલે મ્હારે ઘેર નવેદ હતું તે ચપટી ચણા ખવરાવ્યા હતા. બીજું તો કાંઈ આપ્યું નથી"

"જેરામભાઈ, છો બધાંએ ના કહે જુઓ પાશેર શીરો. પાશેર ચણા, દસ બાર ભજીઆં, નવટાકનો ટોપરાનો કડકો, ને પાશેર સીંદુરીઆ તેલનો ચેવડો, અધુરામાં પૂરું મૂંઠ મરીનો આ ઉકાળો પાયો."

ડોશી ચતુરબા તરફ ડોળા કાઢી બોલ્યા,

જેરામ—"અરે તમારૂં ભલુ થાય, પરમેશ્વરનો ઉપકાર માનો કે છોકરો આટલોય સારો રહ્યો છે. ઉધરસવાળાં માણસને આ બધુ અપાતું હશે. તમને બૈરાંને તે કંઇ અક્કલ હશે ?"

ડોશી—"આ" એટલામાં કંઈ નહિં" ની મંડાઈ છે. હું એને રોજ કહેતી હતી કે અલી તું એને તીખુ અને તેલવાળું કશું આપીશ નહિં પણ એના 'એટલામાં તો કંઇ નહિં'માં હાંભળે છે કોણ ?—મુઇએ પાશેર મરચાં નાખ્યા છે તો" ઉધરસ ખાતાં ડોશી અકળાઇ ગયાં હતાં.

વૈદે તરતજ સોનામુખી ગોળમાં ખવરાવી દેવા આપી અને બીજાં બે પડીકાં સાંજે આપવાનું કહ્યું. ત્રણ દિવસ પછી **ન્હાનું** સાજો થયો.

મંગા મહેતાના ડહેલામાં આજ **ન્હાનું** એકડએક ઘૂંટે છે.

---

## મોજીલાલનાં ભાષણો.

લેખકઃ—શ્રીયુત E. (બી. એ) મુંબાઇ.

[ ઇંગ્લીશમાં 'Mrs coddlis cartain Lectures નામનો ગ્રંથ પ્રખ્યાત હાસ્યલેખક' જેરોમનો લખેલો છે. તેનો પારસી ગુજરાતીમાં "**હોમલીબાઇની વાએઝો**" નામથી તરજૂમો થયો હતો. મૂળના હાસ્યરસમાં પારસીશાઇ ગુજરાતીની ગમ્મત ભળવાથી એ વાંચતાં સારી મઝા પડે છે. ત્યાર પછી **સુન્દરીસુબોધ**માં રા. રા. **હરરાય અમુલખરાયે** "**જીવ્હા કુંવરનાં રાત્રીભાષણો**" નામથી એ ગ્રંથનો શુદ્ધ ગુજરાતીમાં કરેલો તરજૂમો છપાંવા માંડેલો. કેટલીક સન્નારીઓને એ ભાષણો વાંચી માઠું લાગેલું અને તે બંધ કરવા ઘણું કરીને તંત્રીને વિનંતિઓ પણ થયેલી આજ પત્રમાં એક વખત ભણેલી સ્ત્રીનો ઉપહાસ કરવા "**રસોઇના તમાસા**" કે એવા નામથી ઘણું કરી આપણાં નર્મલેખક **શિવભાઈ બાપુભાઇ**નો લેખ પ્રગટ થયો હતો. પુરૂષોએ જાણ્યે સ્ત્રીઓનો ઉપહાસ કરવાનો ઇજારો જ ન રાખ્યો હોય એવું થતું જોઈ એક સન્નારી ગ્રેજ્યુએટોની મશ્કરી કરવા "**ઓફીસના તમાસા**" નામનો લેખ લખવાનાં હતાં એવું કર્ણપરંપરાએ સાંભળ્યું હતું. પણ ગમે તે કારણથી એ લેખ જય પામ્યો નહીં અને આપણી ભાષા એ ઉપહાસથી તવંગર થઈ શકી નહીં. હમણાં મ્હારાં વાંચવામાં મરેઠી માસિક "મનોરંજન" આવ્યું અને તેમાં "શિવરામ પંતાચી વ્યાખ્યાનમાળા નામના લેખમાં સ્ત્રીને બદલે પુરૂષને ભાષણો કરતો આલેખવામાં આવ્યો છે. સુન્દરીસુબોધ વાંચનારી બ્હેનોને આ ભાષણો વાંચવાની મઝા પડશે એવું ધારી તેમનો તરજૂમો કરી છાપવા મોકલ્યો છે. આશા છે કે આવા નમૂના પરથી નવા નવા પ્રકારના આવા રમુજી ભાષણો લખાશે.—E ]

### ભાષણ ૨ જું.*

### [ પ્રસંગઃ—ગામજવાની મોજીલાલની તૈયારી. ]

મ્હારા ટ્રંકમાં મ્હારાં કપડાં ને રસ્તામાં જોઇતી વસ્તુઓ ભરી દે જોઈએ ! અંહીથી મ્હારે આજે જવુંજ જોઇએ—કાં, સીનો આમ કેમ બદલાયો ? કપાળમાં આંટી કેમ પડી? મહીના ના મહીના એક સરખું કામ કરી શકીએ ત્યાં બે દિવસ હવાફેર જવાની બંધી હશે !—શું કહે છે, ત્હને સાથે તેડી જાઉં ? અક્કલની બારદાન ! બાયડીઓને વળી હવાફેર કેવું જવાનું ? સ્ત્રીઓ એટલે ગૃહદેવતા, બ્હાર નીકળવામાં તેમની શોભા રહે ખરી કે ? તેમનું રાજ્ય ચૂલા પાસે. ત્યાંજ ત્હેણે વિરાજવાનું છે. ત્હેમાંજ ત્હેની લાજ આબરૂ છે. પુરુષ હવાફેર જાય એટલે સ્ત્રીએ તેમજ કરવું. ચાલી હરીફાઈ. પતિની આજ્ઞાપ્રમાણે વર્તનારી ને પતિવ્રતા ધર્મ જાણનારી સ્ત્રી આવું કોઈદી બોલવાની નહીં." ! સાસરે પગલાં

---

* મોજીલાલનાં ભાષણો પૈકી પ્હેલું ભાષણ હાથ નહિં લાગતું હોવાથી બીજા ભાષણથી શરૂઆત કરી છે. પ્હેલું ભાષણ પાછળથી પ્રકટ કરવામાં આવશે. —તંત્રી. સુ. સુ.

".અલી ચતુરી, શું થયું છે છોકરાને ? મ્હેં તો હાંભળ્યું ને મ્હારો જીવ ઉડી ગયો. મ્હેં તો મ્હેકુ કે લાવ્ય જઉં **ચતુરી** પાહે. પાછી ઢીલગંડી મુઇ છે તો." "હા. **જીવી માશી** ભઇશાબ મ્હારો જીવ તો બહુ ઢીલો. આ આવું કાંક થાય કે આપણને હુઝ ન પડે. " કાંક બતાવોને."

**જીવ૦** "પ્હેલી તો એની નજર બાંધ. હમણાંનો જરા રમણે ચઢ્યો છે તે કોકની નજર લાગી હશે. અને પછી સૂંઠ મરીને તેલમાં કકડાવી ખાંડી નાંખ અને પછી એનો હારો ઉકાળો કરીને પઇ દે. દાક્તરે મારા રોયા બીજું શું આપવાના છે !"

**ચતુરબાએ** મરચાં ઉતારી દેવતામાં નાંખ્યાં અને પછી સૂંઠ મરી વિગેરેનાં પડીકાં કાઢી માશીએ બતાવ્યું હતું તેમ કરી, ખાંડી ભૂકો કર્યો. અને ઉકાળો કરી જરા ખાંડ નાંખી ન્હાનુંને પાઇ દીધો.

આમ **ચતુરબાને** ઉંટવૈદુ કરતાં જોઇ ડોશી **જેરામ** વૈદને ત્યાં ચાલ્યાં અને તરતજ બોલાવી ઘરમાં આવી પહોચ્યાં. ઘરમાં ગડબડાટ સાંભળી **ભીઆંઉ** પણ જાગી ઉઠયા. **ન્હાનું**થી હવે બોલાતું નહોતું. તાવને લીધે આંખ મીચીને પડી રહ્યો હતો. પણ મરચાંની ધુમાડી નાકમાં જવાથી આકુળવ્યાકુળ થઇ ગયો એટલામાં વૈદ ઘરમાં પેઠા.

બધાં આઘાં ખસી ગયાં. **જેરામે** નાડ તપાશી શું શું ખાધું છે તેની વિગત માગી.

**ચતુ**—કશુંએ નહિં. એક જરા કાલ હવારમાં ખાંડનું રમકડું રોતો'તો તે આપ્યું હતું. અને કાળીએ શીરો અને પુરી બાએ અપાવ્યો હતો. બીજું કાંઈ ખાધું નથી."

**જેરામ**—કૈંક વધારે હોવું જોઇએ. કાળીએ શીરે કાંઇ આમ થાય નહિં."

**જીવ**—"હાચે હાચું કહું ! કાલે મ્હારે ઘેર નવેદ હતું તે અપટી ચણા ખવરાવ્યા હતા. બીજું તો કાંઈ આપ્યું નથી "

"જેરામભાઈ, છો બધાંએ ના કહે જુઓ પાશેર શીરો. પાશેર ચણા, દસ બાર ભજીઆં, નવટાકનો ટોપરાનો કડકો, ને પાશેર મીઠુરીઆ તેલનો ચેવડો, અધુરામાં પૂરું સૂંઠ મરીનો આ ઉકાળો પાયો."

ડોશી ચતુરબા તરફ ડોળા કાઢી બોલી,

**જેરામ**—"અરે તમારું ભલુ થાય, પરમેશ્વરનો ઉપકાર માનો કે છોકરો આટલોય સારો રહ્યો છે. ઉધરસવાળાં માણસને આ બધુ અપાતું હશે. તમને બૈરાંને તે કંઇ અક્કલ હશે ?"

ડોશી—"આ " એટલામાં કંઈ નહિં " ની મંડાઈ છે. હું એને રોજ કહેતી હતી કે અલી તું એને તીખુ અને તેલવાળુ કશું આપીશ નહિં પણ એના 'એટલામાં તો કંઇ નહે'માં હાંભળે છે કોણ ?—મુઇએ પાશેર મરચાં નાખ્યા છે તો " ઉધરસ ખાતાં ડોશી કળાઇ ગયાં હતાં.

વૈદે તરતજ સોનામુખી ગોળમાં ખવરાવી દેવા આપી અને બીજાં બે પડીકાં સાંજે આપવાનું કહ્યું. ત્રણ દિવસ પછી ન્હાનું સાજો થયો.

મંગા મહેતાના ડહેલામાં આજ ન્હાનું એકડએક ઘૂંટે છે.

# आनन्दाश्रम.

## મોજીલાલનાં ભાષણો.

લેખકઃ—શ્રીયુત E. (બી. એ) મુંબાઇ.

[ ઈંગ્રેજીમાં Mrs coddlis curtain Lectures નામનો ગ્રંથ પ્રખ્યાત હાસ્યલેખક જેરોમનો લખેલો છે. તેનો પારસી ગુજરાતીમાં **"હોમલીબાઇની વાએજે"** નામથી તરજૂમો થયો હતો. મૂળના હાસ્યરસમાં પારસીશાઈ ગુજરાતીની ગમ્મત ભળવાથી એ વાંચતા સારી મઝા પડે છે. ત્યાર પછી સુન્દરીસુબોધમાં રા. રા. હરરાય અમુલખરાયે **"જીવ્હા કુંવરનાં રાત્રીભાષણો"** નામથી એ ગ્રંથનો શુદ્ધ ગુજરાતીમાં કરેલો તરજૂમો છપાવા માંડેલો. કેટલીક સન્નારીઓને એ ભાષણો વાંચી માઠું લાગેલું અને તે બંધ કરવા ઘણું કરીને તંત્રીને વિનતિઓ પણ થયેલી આજ પત્રમાં એક વખત ભણેલી સ્ત્રીનો ઉપહાસ કરવા **"રસોઇના તમાસા"** કે એવા નામથી ઘણું કરી આપણાં નર્મલેખક **શિવભાઈ બાપુભાઇ**નો લેખ પ્રગટ થયો હતો પુરૂષોએ જાણે સ્ત્રીઓનો ઉપહાસ કરવાનો ઇજારો જ ન રાખ્યો હોય એવું ચતુ જોઈ એક સન્નારી ગ્રેજ્યુએટોની મશ્કરી કરવા **"ઓફીસના તમાસા"** નામનો લેખ લખવાનાં હતાં એવુ કર્ણપરંપરાએ સાંભળ્યું હતું. પણ ગમે તે કારણથી એ લેખ જય પામ્યો નહીં અને આપણી ભાષા એ ઉપહાસથી તવંગેર થઈ શકી નહીં. હમણાં મ્હારાં વાંચવામાં મરેઠી માસિક "મનોરંજન" આવ્યું અને તેમાં 'शिवराम पंताची व्याख्यानमाला નામના લેખમાં સ્ત્રીને બદલે પુરૂષને ભાષણો કરતો આલેખવામાં આવ્યો છે. સુન્દરીસુબોધ વાંચનારી બ્હેનોને આ ભાષણો વાંચવાની મઝા પડશે એવું ધારી તેમનો તરજૂમો કરી છાપવા મોકલ્યો છે. આશા છે કે આવા નમૂના પરથી નવા નવા પ્રકારના આવા રમુજી ભાષણો લખાશે.—E ]

ભાષણ ૨ જું.*

[ પ્રસંગ—ગામજવાની મોજીલાલની તૈયારી. ]

મ્હારા ટ્રંકમાં મ્હારાં કપડાં ને રસ્તામાં જોઇતી વસ્તુઓ ભરી દે જોઈ એ ! અહીંથી મ્હારે આજે જવુંજ જોઇએ—કાં, સીનો આમ કેમ બદલાયો ? કપાળમાં આંટી કેમ પડી? મહીના ના મહીના એક સરખુ કામ કરી શકીએ ત્યાં બે દિવસ હવાફેર જવાની બંધી હશે !—શું કહે છે, ત્હને સાથે તેડી જાઉં ? અક્કલની બારદાન ! બાયડીઓને વળી હવાફેર કેવું જવાનું ? સ્ત્રીઓ એટલે ગૃહદેવતા, બ્હાર નીકળવામાં તેમની શોભા રહે ખરી કે ? તેમનું રાજ્ય ચૂલા પાસે. ત્યાંજ ત્હેણે વિરાજવાનું છે. ત્હેમાંજ ત્હેની લાજ આબરૂ છે. પુરષ હવાફેર જાય એટલે સ્ત્રીએ તેમજ કરવું. ચાલી હરીફાઈ. પતિની આજ્ઞાપ્રમાણે વર્તનારી ને પતિવ્રતા ધર્મ જાણનારી સ્ત્રી આવું કોઈદી બોલવાની નહીં." ! સાસરે પગલાં

* મોજીલાલનાં ભાષણો પૈકી પ્હેલુ ભાષણ હાથ નહિં લાગતું હોવાથી બીજા ભાષણથી શરૂઆત કરી છે. પ્હેલુ ભાષણ પાછળથી પ્રકટ કરવામાં આવશે. —તંત્રી. સુ સુ.

પડ્યાં ત્યારપછી ત્યાંથી હાલવાની વાત શી ? હવા ખાવાનું ઠેકાણું તેજ, શ્રમ પરિહારનો ક્રીડોદ્યાન પણ તેજ, અને શાસ્ત્રોમાં વર્ણવેલું સ્વર્ગ પણ તેજ ! કુલ સ્ત્રીઓનું મન ઉલ્હાસમાં આણવા હાર્મોનીયમ કે સતારની શી જરૂર છે. ચૂલાપરના તપેલામાંથી થતો સૂંડડ સર એજ તેમનું ઉમદા સંગીત !

પહેરણ, કોટ, જાકિટ બધું ટ્રંકમાં મૂકવાનું છે. બાઇ સાહેબ સાંભળ્યું કે ? કદાચિત્. છતપર બેઠેલી માંખીના પગ કેટલા છે તે ગણી રહ્યા પછી આમ ધ્યાન દોરાશે—શું ?—"બ્હાર જવાનું મન અમને કદી નજ થવું જોઈએ ?"— કોણ ના પાડે છે ? ત્હને હમ્મેશ આમ તેમ ભટકવાનું ગમે છે, ત્હેની મ્હારી પક્કી ખાતરી છે. પણ આમ બ્હાર ફરવું હરવું હતું તો ધણીને ઘેર શા માટે આવી ? ખુશીથી પીયેર જ રહેવું હતું ને ?

હું અત્યારે ક્યાં જવાનો છું, તે ત્હને કહેત પણ જે કારણસર તું આવું દીવેલ પીધેલું મ્હોં કરી બેઠી છે, તે કારણસર હું ત્હને ત્હેનો એક અક્ષર પણ કહેવાનો નથી. નહી—ત્હને નથીજ કહેવાનો ? હું કોની સાથે જવાનો છું ને કયારે પાછો આવવાનો છું તે સુદ્ધાં નથી કહેવાનો. અહીં આવીને ઉભો રહું ત્યારે જાણજે કે પાછો આવ્યો છું. તે પ્હેલાં મ્હારી રાહ જોઇશ નહીં ઠીક પણ જો કપડાં બધાં સાબીત છે, ફાટેલાં તો નથી, બટન તૂટેલાં નથી ? બસ, અત્યારે એટલું ધ્યાન આપ.

"ઘરમાં એકલી રહેતાં કેવું થશે !" શું ?—આવા ઘરમાં રહેવું એટલે એકલાં રહેવું એ અજાયબ જેવું છે ! ઘરમાં કેટલાં બધાં પુસ્તકો છે, તે વાંચવાં. પુસ્તક જેવી સહીઅર બીજી કોઇ નથી, એવું મોટામોટા વિદ્વાનો કહી ગયા છે. તે હજૂ ત્હારે કાને નથી આવ્યું કે ? ત્હારા જેવી લખીવાચી જાણનારી બૈરી જ્યારે ગ્રંથોની સોબતમાં રહેતાં એકલાં રહેવાનું કહી કુરકુર કરવા લાગશે તો કહેવું જોઈએ કે સ્ત્રીકેળવણીનો કશોજ ઉપયોગ નથી. પરમ દહાડેજ પાકશાસ્ત્રનું એક પુસ્તક હુ લાવ્યો છું, તે વાચ. ગૃહિણીને આનાથી વિશેષ યોગ્ય વાંચન કયુ છે ?

એકંદર હવે સમજાય છે, કે હું ત્હને ખોટાં લાડ લડાવું છું, એટલે ત્હારા મનમાં નવાનવા બુટ્ટા ઉઠે છે. સુધારાની મ્હોટી મ્હોટી વાતોપર બીલકુલ વિશ્વાસ રાખવાનો નથી. આપણાં વડિલો કહી ગયા છે કે સ્ત્રીઓ સ્વાતંત્ર્યને બીલકુલ પાત્ર નથી તેજ ખરૂં છે, ત્મને સ્ત્રીઓને જરા છૂટ આપી કે ધણીના દીલપર નાચવા તૈયાર થવાનાં ! સૌએ પોત પોતાની મર્યાદા પાળવી જોઇએ. પગનુ પગરખું કાંઈ માથે મૂકાશે.

મ્હારો સ્વભાવ તદન ધીમો અને થડો છે. પરંતુ ત્હને ખબર છે કે મ્હારી પિત્તપ્રકૃતિ છે. તેથી એકવાર મ્હારો પિત્તો ઉકળ્યો કે મ્હને કશાનું ભાન નથી રહેતું ત્યારે, હવે તું મ્હારો પિત્તો ઉકળાવીશ નહીં હોં !

ચાલો ત્હેં ત્હારાં શસ્ત્ર કહાડયાં ! લગાડયું આંખે લૂગડું ! પરંતુ કાયમનું અત્યારે ત્હને કહી નાંખું છું કે ત્હારા આંસુનાં પ્રચડ લોઢ મ્હારા શરીરપર આવશે, તો પણ મ્હારો નિશ્ચય સળીભર પણ ચળવાનો નથી. ત્હને એવું કયાંથી લાગ્યું કે ત્હારી આંખમાંથી પડતા ધોધમાં હું તણાઈ જાઇશ ? ગાંડી, છેક ગાંડી. !

હું કહું છું તે કાન દઇ સાંભળ. મઝાથી ઘેર રહે. પુસ્તક વાંચી કંટાળો આવે ત્યારે વખત કેમ ગાળવો તે બતાવું કે ? ત્હારી પાસે સોય દોરો છે, તે હાથમાં લઈ સીવવા બેસજે. ઘરમાં કેટલાં બધાં કપડાં સમાં કરવાનાં છે. સીવવાનું કામ થઈ રહે તો જૂનાં કપડાં લઈ ત્હેમાં ચીરા પાડવા અને તે સાંધવા બેસવું.

હવે હું બ્હાર જઇ આવું છુ એટલામાં ટ્રકમાં સામાન ભરી બધી તૈયારી કરી મૂક. અત્યારે કેટલા વાગ્યા ?—શું કહે છે ? " પાંચજ મિનિટ—" વાત કહાડીશ નહીં—ત્હારૂં રડવાનું કદી બંધ નથી થવાનું. રોજને રોજ કાંઈ ને કાંઇ બ્હાનું છે જ.

### ભાષણ ૩ જું.

[ **પ્રસંગ** ગાયનની મીજલસ દોસ્તદાર ભાઇબંધોએ ગોઠવેલી ત્હેમાં ભાગે પડતો ફાળો આપવાથી મહીનાના ઘરખર્ચના અંદાજમાં આવેલી ખોટ. ]

રહી રહીને હું અચરજ પામું છું, કે અમે બે માણસ, અને ત્હેમાં મ્હારો ખર્ચ તદ્દન નીમસર-જમવાખાવાનું પણ મ્હારૂં કેટલું ઓછું છે. પણ દર મહીને ખરચનો આંકડો કેટલો મ્હોટો ! બીજા લોકોના ઘરમાં અમારા નીમે ખર્ચથી વ્હેવાર ચાલે છે. માત્ર અમારે ત્યાં આ મહીનાનો પેલા મહીના સાથે મેળ મેળવાતો નથી ! ખર્ચની બાબતમાં ત્હારે કરકસર કરવા તરફ વધારે લક્ષ આપવું જોઈએ, તે સિવાય આપણું ગાડું ચાલવાનું નથી, એવું મ્હને પકકું સમજાયું છે. મ્હને જરા પણ સંશય નથી કે મ્હારો પોતાનો ખર્ચ કાંઇજ નથી, પાઇ પાઈનો હીસાબ રાખી આટલી કરકસરથી બીજો કોણ રહે તો હશે ! પણ કરકસરથી ઘર ચલાવવાનું એકલા પુરુષને માથે નથી ! ઘરમાં એકસરખો ખરચ ચાલુ હોય, તો પુરુષના ખીસ્સામાં પૈસા ક્યાંથી બચવાના હતા ! ખરૂં કહેવડાવે તો, કરકસર કરવી એ બાયડીઓનું કામ છે. બાયડીઓને ગૃહિણી કહે છે ત્હેનો અર્થ એટલોજ કે ત્હેણે ઘરખર્ચ સાચવીને કરવો, ને બે પૈસા એકઠા કરવામાં પુરુષને મદદ કરવી જોઈએ. કરકસર એ સ્ત્રીઓનો મ્હોટો સદ્દગુણ છે. ઢોલ વગાડીને ત્હને કહું છું કે અર્થશાસ્ત્ર તરફ દુર્લક્ષ્ય થયું કે સંસારમાં કંઇજ અર્થ રહેતો નથી, આટલું ત્હારા મગજમાં ઠસાવી રાખ. સ્ત્રી પુરુષના પ્રેમની ઇમારત કરકસરના પાયાપર ચણવામાં આવે તો જ ઉભી રહે. નહીનર કયારે તે તૂટી પડશે ત્હેનો નીમ નથી. સ્ત્રીનો પતિપર પ્રેમ કેટલો છે તે માપવો હોય તો ત્હેના ધણીની તીજોરી ત્હેનાથી કેટલી તર છે તે જોવી જોઇએ. સુ-ગૃહિણી સારી સ્ત્રી ધણીનો પૈસો કેમ વધારે વધારે એકઠો થાય તે બાબત લક્ષમાં લે ને મોદીને ત્યાંથી જોઇએ તેટલો સામાન મંગાવે અને ભાવે તેવું ને તેટલું ખાવાનું બનાવે તે સુગૃહિણી નહીં કહેવાય સમજી ? સારાંશ, કરકસર એજ સંસારસુખનો ગુરૂમંત્ર છે.

ખોટા તર્કવિતર્ક કરવા બેસીશ નહી ગઇ રાતે મીજલસ થઈ, તેમાં કાંઈ બહુ મ્હોટો ખરચ નથી થયો. કાઇજ ખરચ નથી થયો એમ કહીએ તો, પણ ચાલશે. તમારો સ્ત્રીઓનો સ્વભાવ બહુ વ્હેમી. ધણી જરા કાન દઇ સાંભળવા બેઠા કે ત્હેના પર ફાવે તેવા આરોપ મૂકવાની બાયડીઓને ટેવ છે. ' આમ આમ થયું હશે એટલે આમ આમ બોલવા માંડયુ છે ' એવું રોજ ત્હમારે કહેવાનું. કાલની મીજલસમાં મ્હારા ઘણા પૈસા

આવે છે ? આ ત્હારો શુદ્ધ કુતર્ક છે ! ત્હારા વ્હેમી મગજ સિવાય એ તર્કને બીજો કશો આધાર નથી. મ્હારો મુખ્ય ઉદ્દેશ બે પૈસા બચાવવાનો છે. ન જાણે, વખત છે, સારૂં માઠું ક્યારે થાય ત્હેની ખબર છે ? આયુષ્ય એટલે શું, પાણીનો પરપોટો ! મ્હારી પછવાડે ત્હારૂં શુ થશે, એનો મ્હારે લગારે વિચારજ ન કરવો કે ? તુજ કહે મ્હારું પોતાનુજ પેટ બાળી, એક પૈસો પણ ગેરવાજબી ખરચ નથી કરતો, તે ત્હારી નજરમાં છે. પણ ત્હને ત્હેનું શું ? ત્હારો ખરચ એક સરખો ચાલુજ છે !

હવે જરા ત્હારૂં ભાન ઠેકાણે લાવ, હાથ વાળીને જરા ખરચ કર. વિનવીને ત્હને બીજું કહુ છું કે ત્હારી આંખો પાણીથી ખાલી ભરીશ નહીં. આંખનાં આસુની ખોટી ધમાલ ત્હે ચલાવી છે ! હજાર વખત મ્હેં ત્હને કહ્યું કે બાયડીની આંખનાં આસુથી પીગળું એવો પાગલ હું નથી. આપણો ઘરનો–ત્હારે હાથે ચાલતો ખરચ છેક હદબ્હારનો છે. આવા ખરચથી કુબેર સુદ્ધાં દેવાળું કાઢે. મોદીનો મહીના આખરે આંકડો આવે છે તેમાં ખાંડની રકમ કેટલી જગી ! પરંતુ મ્હારી પાસે જે ચહા આવે છે તે તદ્દન ચીનાઇ ચહા ! દૂધ નહી, ખાંડ જેવી તેવી, એવી ! શુ કહે છે ? દરરોજ બ્હારનાં કેટલાં બધાં મળવાં આવે છે તે સર્વને ચહા પાવામા થોડી ખાંડ જોઈતી હશે ?' ઉઃ ! આ નથી સાભળવાનો હું. મ્હારા ભાઇબંધોને પવાતી ચહામા આટલી બધી ખાંડ જોઇએ નહીં !

ઠીક, આટલો ખરચ થતો છતા, જાડા ચોખાનો ભાત, ગંધાતું ઘી, ઢોર ખાય તેવું શાક, ખાટુંચડ દહી, એ અમારા નસીબમાં છે તે કઇ છૂટતુ નથી ! ગૃહિણી આવો જેલ ફુડ--આયૂમીન—કેદીને ખાવાનો ખોરાક ધણીને ખવડાવે, એ ખચિત મ્હોટી શરમની વાત છે !

છેવટે કહી મૂકુ છુ—ત્હને ખબર છે, કે મ્હને વારેવારે બડબડ ચડભડ કરવાનુ પસંદ નથી. તેમ સવારે જમવા બેસતા મન અસ્વસ્થ–ઉદ્વિગ્ન કરવાનુ પાલવતુ નથી. નિરાંતે બે કોળીઆ ખાવા ને ઓફીસ ચાલ્યા જવું એકવાર છેલવેલુ કહી દઉ છું. મ્હે હીસાબ કદી જોયો છે. આવતા મહીનામાં દશ રૂપીઆનો ખરચ કમીમાં કમી દશ રૂપીઆનો ખરચ--ઓછો થવોજ જોઇએ. મોદી, કોલસાવાળો, શાકવાળો, દૂધવાળો એ બધાનો હીસાબ મળી દશ રૂપીઆ કમી થવાજ જોઈએ. હુ એકે કારણ સાંભળવાનો નથી. આ ત્હારા હિતની વાત છે. મ્હારી પછવાડે ત્હારૂં શુ થશે, ત્હેનો વિચાર કર. આ વખત મ્હારી પાસેથી દશ રૂપીઆ ઓછા મળશે એ ધ્યાનમાં રાખી ઘરનો ખરચ કરજે. બીજું કાંઇ નહીં.

### ભાષણ ચોથું.

[ પ્રસંગ —મોહનલાલ એક રાતે ઘણા મોડા ઘેર આવ્યા ત્યારે માનકૂંવરે મોડા આવવાનું કારણ પૂછ્યું. ]

જરા ઘેર આવતાં મોડું થયું કે ચડ્યુંજ છે મ્હોંડુ પણ ત્હેમાં ત્હારો વાંક નથી. મૂળે પ્રભુએ ત્હારામાં અક્કલ જ થોડી મૂકી છે ત્હારા જેવી કમઅક્કલ બાયડીને મરદને પડતાં અડચણ ને ત્રાસની કલ્પના પણ નથી આવતી થાકયા પાકયા ઘેર આવી ચહા પીવા બેસીએ તો ઝેરના પ્યાલાથી પણ ચડી જાય એવો ચહા મ્હારા મનમાં કેટકેટલી વાતોની

કાળજી ધોળાય છે, ત્હેની અરધી પરધી કલ્પના ત્હને હોય તો મ્હારી ખાતરી છે કે ત્હારૂં સારૂં વર્તન ફેરવાઇ જાય.—શું કહે છે ‘ગમે તે વાત વિશે ખાલી વિચાર કરતા હશો? અક્કલનીખાં! છેકજ કમઅક્કલ! મ્હારા મનમાં કઇ કઇં વાતોનો વિચાર ચાલે છે ત્હેનો ઝાંખો પણ ખ્યાલ ત્હને છે કે? ત્હમારે બૈરાંને શું, સવારે સાંઝે ચૂલો સળગાવ્યો કે પત્યું કામ. તેમાં અહીં મુંબાઇની તો વાતજ ન કરવી! કોયલા છે, ઘાસલેટ છે, જરૂર પડે ‘ પ્રાઇમસ ’ સુદ્ધાં છે. હમણાં હમણાં વળી એક નવું કુભાંડ જાગ્યું છે. મ્હોટું કામ એટલે ભરવું ગુંથવું અને શીવવું. એ ને કામ કહેવાતું હશે! વખત ગાળવાનું સાધન મળ્યું છે. બચ્ચાંની રમતજ તો! અહીં ઘરમાં બેઠાંબેઠાં અમારે મરદોને ભોગવવી પડતી અડચણનો ખ્યાલ ત્હમને બાયડીઓને આવે ક્યાંથી? મહીનાને છેડે પાંચ પચાસ રૂપરડી જોવા હાડકાંનાં અમારે લાકડાં કરવા પડે છે, ચરબી પીસીને અંદરનો ગરમાવો બ્હાર કાઢવો પડે છે, લોહીનું પાણી કરવું પડે છે. તું આવો લાંબો નીસાસો કેમ નાંખે છે? ત્હારે શું ખોટું છે! હેરાન હેરાન થઇ અમે પૈસા મેળવીએ અને ત્હારે અહીં રાણીસરખાં બેસી સુખ ભોગવવું ત્હેમાં ત્હને ખરાબ લાગવાનું કારણ? ત્હને એમ લાગે છે કે હું આમ હસું રમું છું તે ખરેખર સુખી છું? પણ મ્હારા પેટમાં કેવી હોળી સળગી છે, અંતઃકરણમાં કેવી દારૂણ ચિંતા ચરચર થાય છે તે ત્હને ક્યાં દેખાય છે? રોદણાં રડીને ત્હારા કાન દુખવવા, ત્હારા મનને દુઃખ થાય એવી રીતે વર્તવું, એ બધું મ્હને પસંદ નથી. માટેજ ઘરમાં હસતે ચ્હેરે હું ફરૂં છું. મ્હારી ચિંતાનો અર્ધો ભાગ જો ત્હારે હિસ્સે કેવળ અર્ધા દિવસ પુરતો આવ્યો તો ત્હને મ્હારી સ્થિતિપર દયા આવશે.’ આટલી બધી કાળજી રાખો છો તો આટલી બધી વાર બ્હાર શી રીતે રહ્યા?—હું મોડો ઘેર કેમ આવું છું, કેટકેટલાં કામ મ્હારે કરવાં પડે છે, તેની ત્હને સમજ કેવી રીતે પડવાની? બીજા કેટલાક પુરુષોની માફક હરએક બાબત બાયડીને કહેતો હોતતો જૂદી વાત હતી; પરંતુ મ્હારો સ્વભાવ તદ્દન નિરાળો પડયો. મ્હારા મનને જેટલી આધિ થવી હોય તેટલી થાઓ મણ ત્હને ચિંતાતુર જોવાય નહી. એટલે ત્હારી કને મ્હારી મુંઝવણો કહી બતાવતો નથી. ખરૂં પૂછાવે તો એક રીતે મ્હારી ભૂલ છે. કારણ કે મ્હારામનમાં કંઈ કંઈ તરેહની ચિંતા ઘોળાય છે તેથી તું વાકેફ થાય તો મ્હારી સાથે તું વધારે કોમળતાથી અને સહૃદયતાથી વર્ત્યા વિના રહેજ નહીં. પણ હું પડયો તદ્દન નિરાળી વૃત્તિનો માણસ. ત્હને મ્હારી આંખની કીકીપેઠે રાખવી, આ સંસારનાં દુઃખની અને નાના પ્રકારની મનોવેદનાની છાયા સરખી ત્હારા પર પડવી ન જોઈએ; પણ તું એનો વિપરીત અર્થ કરે છે! હું મરજીમાં આવે તેમ નાચું છું એવો ત્હારો મત બંધાઇ ગયો છે. ત્હારે ઠેકાણે બીજી એકાદી હુશીઆર બાયડી હોત તો ખરી હકીકત ત્હેના ધ્યાનમાં ક્યારનીએ આવી હોત અને તે મ્હારા દુઃખપર આવા ડામ દેત નહીં.

હવે મ્હારે જવું છે. તું ત્હારે જમી લે. મકનદાસને ત્યાં જમવા જવાનું મ્હને નોતરૂં છે, ત્યાં જવુંજ જોઇશે. મ્હારે કેટલી કેટલી સંભાળ રાખવી પડે છે, કેટલા કેટલાં નાના જાળવવા પડે છે, કેટલી કેટલી બાબતોની ચિંતા કરવી પડે છે તે ત્હારાથી સમજાવાનું નથી!

## રેલલવરીની વાક્‌બાણવૃષ્ટી.

### ( યાને મી. ધીરજરામનું ધૈર્ય. )

લેખકઃ—શ્રીયુત **બોલ્યા જોશી.** ( બી. એ. એલ. એલબી. ) ધોરાજી.

### ઉપોદ્‌ઘાત.

ગરીબ બાપડો મી. ધીરજરામ. ઇશ્વરે કેટલાક મનુષ્યની પેઠેમ તેને પણ આ જગતમાં શાન્ત શ્રોતા તરીકે પેદા કર્યો હતો. તેનામાં નામ પ્રમાણે ગુણ હતા મી. ધીરજરામની શ્રવણેંદ્રીનો કુલ કબજો તેમના ધર્મપત્ની ( અગર મી. ધીરજરામના શબ્દોમાં ( "ગર્મ પત્ની" ) એ લીધો હતો.

મી. ધીરજરામના પત્નીનું ઓળાઝોળીનું નામતો લહેરગૌરી હતું, પણ પાછળથી તે ઉપર સુધારો કરવામાં આવ્યો અને લેરગવરીમાથી રેલલવરી પડી ગયું. જ્યમ નદીની રેલ કયાંઇ પણ અટકયા વગર સીધી મહાસાગરના મુખમાં જઇને પડે છે તેમ મીસીસ ધીરજરામની લવરીની રેલ પણ સીધી તેની કર્ણેંદ્રીને જઇને મળતી હતી. જ્યમ બી. બી. એન્ડ સી. આઇની એક્ષપ્રેસ રેલ કોલાબેથી ઉપડી અમદાવાદ જઇને અટકે છે ત્યમ મીસીસ લવરીની એક્ષપ્રેસ રેલ મધુર મુખમાંથી ઉપડી પું પું કરતી પરભારી મી. ધીરજરામની કર્ણેંદ્રી ટરમીનસપર જઇનેઅટકતી. જ્યમ રેલ્વેએન્જીનના સાંચાકામને તેલ લગાડવાથી કટાઇ જતું નથી પણ ઝડપથી ચાલી શકે છે ત્યમ રેલલવરીની જીવ્હાને મૂળથી ગ્લીસેરાઇન લગાડેલું હોવું જોઇએ એટલે અટકયા વગર કલાકના કલાક કામ કરી શકતી.

સર્વેન્દ્ર શાસ્ત્રીઓ ( Physiologists ) તત્વજ્ઞાનિયો અને શાસ્ત્ર પુરાણીયોએ અથાગ મહેનત પછી શોધ કરીછે કે મનુષ્યવાચા દિવસના કરતાં રાત્રે વધારે ઝડપથી ખુલી શકેછે અને તેથીજ માણસના મગજ ઉપર છાપ બેસાડવા માટે જ્યાં વાચાનો ઉપયોગ કરવો પડે તેવા પ્રસંગો જેવા કે—પાર્લામેન્ટના ભાષણો, નાટકો, મજલીસની વાયજ્ઞો, હરીકીર્તનો, માણભટની મહાભારત કથાઓ, જાન તથા માંડવા વાળીઓના ફટાણાઓ વગેરે—પ્રસંગોને માટે દીવસના કરતાં રાત્રીનો સમય વધારે પસંદ કરવામાં આવેલો જણાય છે; તેજ આધારે રેલલવરીએ પણ વાક્‌બાણ વૃષ્ટી માટે રાત્રીનો વખત ચુંટી કાઢયો હતો. કારણ દિવસના તો મી ધીરજરામ પોતાની બુકસેલર અને પબ્લીશરની દુકાને ગોંધાઈ રહ્યા હોય, એટલે તે વખતે વાક્‌બાણ અસર કરી શકે નહીં, પણ રાત્રે દશથી સવારના સાત સુધી તો મી. ધીરજરામથી કયાંઈ ખસાય તેમ નહોતું કે કાંઇ પણ ચું કે ચાં થઈ શકે તેમ નહોતું, એટલા વાસ્તે રેલલવરીએ વખત રાત્રીનો રાખ્યો હતો. ચોમાસાની મેઘવૃષ્ટી દીવસના કરતાં રાત્રીએ વીશેષ થાયછે તેમ રેલલવરીની વાગ્ બાણ વૃષ્ટી પણ રાત્રેજ થતી હતી. રેલલવરી ઘુવડ પક્ષીની પેઠે દીવસે મુંગી પણ રાત્રે "હુ, હુ, હુ" કરતી.

પ્રભુ સર્વજ્ઞ છે. સર્વનું રક્ષણ કરેછે. તે મુજબ મી. ધીરજરામનું પણ તેમણે રક્ષણ કર્યું હતું. મી ધીરજરામના કાનની અંદર કાચબાની ઢાલનં પડ હતં એટલે રેલલવરીના

અર્ધાંગ્ના હતી. મી. ધીરજરામના અર્ધા અંગમાં જેટલું ડહાપણ કમી હતું તે આ અર્ધાંગ્નાથી પરીપૂર્ણ થયું હતું. જ્યારે મી. ધીરજરામનું આ અર્ધું અંગ સ્તબ્ધ થઇ ગયું માને જ્યારે મી. ધીરજરામ વીધુર થઇ ગયા ત્યારે ત્હેમની ઉમર બાવનેક વરસની હતી. પથારીએ સુતા પછી ત્રણુક કલાક સુધીતો ત્હેની આંખ બીલકુલ મળતી નહીં, જાણે ત્હેમના પત્ની પોતાની પાસે ભાષણ કરેછે. રેલલવરીની કાયા ખાખ થઇ ગઇ છે, એમ મી. ધીરજરામ ચોક્કસ જાણતા હતા છતાં તેણી પોતાની નજીક જીવતીજ્યોત છે એવું ત્હેમને લાગ્યા કરતું; રેલલવરીની જીવ્હાનો ઓળો હજી પણ ચાલ્યા કરેછે એમ ત્હેમને જણાયું અને ફરી ફરીને મી. ધીરજરામની કર્ણેંદ્રીપર તેણીના વાગ્બાણની વૃષ્ટી થયા કરેછે એમ આભાસ થતો. વખતે વખતે તો એવો આબેહુબ અને એવા જોશથી અવાજ આવતો કે મી. ધીરજરામ નીદ્રામાંથી ભટકી જતા અને પોતે વીધુર થયેલ છે તે સત્ય છે કે અસત્ય તેની શંકા થતી અને તેવી શંકામાં પોતે ખાટલા પર હાથ લંબાવવા જતા . તો માત્ર ઓશીકાનો સ્પર્શ થતો એટલે વળી પોતાને ચોક્કસ ખાત્રી થતી કે તે ખરેખર પત્ની રહીત છે.

આટલું છતાં જાણે ત્હેની કર્ણેંદ્રીએ ગ્રામોફોનનું રૂપ પકડયું હોય તેમ ત્હેમાં અવાજ આવ્યા જ કરતો. મી. ધીરજરામ આ પીડાથી હેરાન થઈ ગયા. ત્હેમની નીંદ્રા ગઇ; તેમાંથી ગાંડપણની શરૂઆત થવા લાગી. ફકીર ફકરા પાસે દોરાધાગાવટીક કરાવ્યા પણ આ માનસિક મરજ સુધર્યો નહીં, અને આખરે મી. ધીરજરામે પણ રેલલવરીની પછવાડે આ જંજાળી જગતનો ત્યાગ કર્યો.

મી. ધીરજરામ પોતાની અક્કલ વાપરતા કે બીજાની અક્કલવડે દોરવાતા તે કાંઇ ખબર નથી. પણ દર રાત્રે પોતાના પત્નીના વાક્બાણની જે વૃષ્ટી થતી તે મી. ધીરજરામ કાગળપર ઝીલી લેતા અને કાંઇક પણ યાંત્રીક કળાથી યાતો—બાબરો ભુત કે કાળભૈરવની ગુપ્ત મદદથી પણ રેલલવરીના ભાષણના શબ્દે શબ્દ તે કાગળમાં લખાઇ જતા અને આ પ્રમાણે રેલલવરીની દરરાત્રીની વાક્બાણ વૃષ્ટીનો સંગ્રહ થયો. તે ઉપરથી અનુમાન થાય છે કે મી. ધીરજરામના ઘરનો—સંપૂર્ણ કારભાર રેલલવરી ચલાવતી. તે આડે મી. ધીરજરામ કદી પણ આવતા નહીં. મી. ધીરજરામ પોતે બુકસેલર અને પબ્લીશર હોવાથી આ સંગ્રહ ભેગો કરી પોતાની હયાતી બાદ પ્રસિદ્ધ કરાવવો ધાર્યો હોય એમ અનુમાન થાયછે, અને એ સંગ્રહ પોતાની હયાતીમાં સ્વર્ગસ્થ કવી દલપતરામને વંચાવ્યો હોય એમ પણ અટકળ થાયછે અને તે આધારે અગર તે ઉપરથી—"ભાઇઓ જેની ભારજા—" એ કાવ્યનો વખતે જન્મ થયો હોય એમ સંભવે છે. આ કાગળોનો સંગ્રહ મી. ધીરજરામની હયાતી બાદ ક્યાં હતો તે કાંઇ ચોક્કસ કહી શકાતું નથી પણ છપનીયા પછી મ્હોટો વંટોળીયો આવ્યો હતો અને કહેવાય છે તેમ રાતી જુવારની આકાશમાંથી વૃષ્ટી થઈ તે સાથે આ કાગળના કટકાઓ પણ ઉડીને આવ્યા હતા. તેંજ્યમ ત્યમ સમાનમા કરી મરનારની ઇચ્છાનુસાર પ્રસિદ્ધ થવા ખાતર "સુન્દરીસુબોધ" ના વિદ્વાન તંત્રી તરફ મોકલ્યા છે.

જે. ટી. કે. બકબે—ઓલ્યા જોશી. પોરાજી.

ડીકાનો જીવ જશે, ચુલાવેરો ભરી શકાશે નહી, મકાનનો વામો ભરી શકાશે નહીં એટલે મકાન આગમાં બળી જશે, ડીકાની દાતારની માનતા થઇ શકશે નહીં, જેથી પાછી મ્હોટી ઉધરસ થશે અને જીવ જોખમમાં આવશે, ટીપુ હડકાયો થઈ જશે અને ઘરના માણસોને પણ હડકવા લાગુ પડશે, ઓશરીના કમાડનો નકુચો સમો થઈ શકશે નહી એટલે ચોર લુંટી જશે; ધુમાડીયું સારૂં થશે નહીં જેથી આંખ જશે, ઉંદરીયું લેવાશે નહી, એટલે જીવ જશે—આ બધી આફતો આવવાનું કારણ વગર પુછ્યે મિત્રને રૂપીયા અપાઇ ગયા તેજ. ]

---

# વાર્તાલાપ.

## શૂરી રજપૂતાણી.

લેખક:—રા. ગ. **હિમ્મતરાય કલ્યાણરાય દેશાઇ.** અમદાવાદ.

સુંદરપુર કરીને એક ગામ હતુ. તે ગામ કેસરીસીંગ નામે ઠાકોરના તાબામાં હતું. આગામ શિવાય બીજું કાંઇ તેની પાસે હતું નહીં. તેમજ તેની ઉપજ રૂ. ૫૦૦૦ કરતાં વધારે નહોતી. ઠાકોર કેસરીસીંગ શુદ્ધ રજપુત હતો. તેને સંતતીમાં ફક્ત એક પુત્ર અને એક પુત્રી હતાં. પુત્રનીઉમર ૧૮ વરસની અને પુત્રીની ચૌદ વર્ષની હતી પુત્રને એક સારા રજપુતને ઘેર પરણાવ્યો હતો પણ પુત્રીઅદ્યાપિ કુંવારી હતી. પોતાનું રાજ્ય ઘણું નાહાનું એટલે બીજા રાજાઓનીપેઠે એને ઘેર સખત પડદો નહોતો, જેથી પુત્રી નાનપણથી બીજાં છોકરાં સાથે રમતી હતી. તે છોકરાં સાથે પોતે તરતાં શીખી હતી અને વધારામાં જનાવરની બોલી પણ સમજતાં શીખી હતી. એક વખતે તે પોતાની ભોજાઇ જેની ઉમર આશરે વરસ ૧૬ ની હતી તેની સાથે બેસી હાસ્યવીનોદ કરતી હતી, તે વખતે ઇશ્વર ઇચ્છાએ કાંઇ એવા ભારે શબ્દ બોલાઇ ગયા કે જેથી તેની ભોજાઇના મનમાં એ બોલો અહંકારના હોય એમ લાગ્યું. ભાભી બોલી કે બેન તમો એવુ બોલો છો કે જાણે તમે કીરતીધડના રાજાને પરણ્યાં હો. ( કીરતીધડ તે વખતે ઘણું મોટું રાજ્ય હતું. અને તે સર્વોપરી રાજ્ય ગણાતું હતું ) આ સાંભળી એ બાઇ કાંઇ પણ બોલી નહી, પરંતુ વાત મનમાં રાખી મેલી.

આ વાત થયાને થોડા માસ વીત્યા બાદ એના બાપ તથા માયે પોતાની દીકરીને પરણાવવાનો વીચાર કર્યો અને તેની માની મારફત પોતાની છોકરીના વીચાર ઠાકોરે જાણ્વા માગતાં ઠકરાણી પોતાની છોકરી પાસ ગયાં અને તેને તે સંબંધમાં પ્રશ્ન કર્યો, ત્યારે છોકરીયે જવાબ દીધો કે માજી મને પરણાવવાની ઉતાવળ કરવાની જરૂર નથી. તેમ મારે પરણવું પણ નથી. આ જવાબ સાંભળી તેની મા સ્તબ્ધ થઇ ગઈ અને થોડીવાર પછી પુછ્યું બેટા હવે તું ઉમરલાયક થઇ અને પરણ્યા વગર ચાલે ! માટે જરા વીચાર કરીને બોલ આ વાત તારા બાપ જાણશે તો શું કહેશે તેનો વિચાર કર્યો છે. ત્યારે છોકરીએ જવાબ દીધો કે મા જો હું ખરેખરૂ કહુ તો તમે ગુસ્સે તો નહી થાઓ ? તેની માએ કહ્યું કે હું ગુસ્સો કરીશ નહી માટે તારી જે હકીકત હોય તે બરોબર મને કહે. છોકરી બોલી કે તમે જો મને પરણાવવા માગતાં હો તો મને કીરતીધડના મહારાજ

સાથે પરણાવો. આ વાત ન બને તો હું કુંવારી રહીશ. પરંતુ બીજે કોઇ પણ ઠેકાણે પરણુવાની નથી. આ સાંભળી ઠકરાણી (કુંવરીની મા) સ્તબ્ધ થઇ ગઇ અને કુંવરીને કહ્યું કે બેન તું જાણે છે કે આપણે કોણ અને કીરતીધડના મહારાજા કોણ ? કદી તારા બાપ કીરતીધડના મહારાજાને મળવા જાય તોપણ તેમની મુલાકાત થવી મુશ્કેલ પડે તો પછી તને પરણાવવાની તો વાતજ શી કરવી. એ તો **કીડીના મોંમાં કાળગડી** વાળી વાત તું કરે છે. આપણું એક ગામડું કયાં અને કીરતીધડના મહારાજાનું રાજ્ય કયાં ! માટે ફરી વીચાર કરી જો. ત્યારે કુંવરીએ કહ્યું કે થયું ત્યારે હવે મારે કુંવારીજ રહેવું છે. પરણાવવાની વાત કરશોજ નહીં.

આ વાત સાંભળી ઠકરાણી પોતાના સ્વામી ઠાકોર પાસે ગઈ અને બધી હકીકત અથ ઈતી કહી સંભળાવી. જે સાંભળી ઠાકોર બીલકુલ ઉદાશ થઈ ગયો અને વીચાર કરી બોલ્યો કે ઇશ્વર ઇચ્છા, જે થાય તે ખરૂં.

આ વાતને કેટલાએક માસ વીતી ગયા એટલામાં **કીરતીધડનો** દસોદી બારોટ ત્હોં આવી ચડયો ત્યારે ઠાકોરે પોતાની કુંવરીને કહ્યું કે બેહેન આ **કીરતીધડના** દસોદી બારોટ આવ્યા છે. તે જો તારી ઈચ્છા પુરી કરે તો થાય, નહી તો તારે **કીરતીધડની** આશા રાખવી નહીં.

આ વાત સાંભળી કુંવરીયે પોતે જાતે બારોટને માટે રસોઈ કરી. બત્રીસી રસોઇ તેત્રીસાં શાક બનાવી **બારોટને** જમવા બોલાવ્યા. **બારોટ** આવી જમવાં બેઠા તે વખતે કુંવરી પોતે પીરસવા હાજર રહી. અને ઘણીજ હઠ હઠ કરી **બારોટને** ખુબ જમાડયા, જેથી બારોટ બહુજ ખુશી થઈ ગયા અને બોલ્યા કે બેહેન તું મારી પાસે કાંઇ માગ. તું જે માગીશ તે હું આપીશ, ત્યારે કુંવરીએ કહ્યું **બારોટ** રાજ. આપ શું બોલો છો તેનો વિચાર કરો છો ? હું માગીશ તે તમે મને શી રીતે આપશો ? એટલે બારોટે જવાબ દીધો કે બ્હેન હું બધો વીચાર કરીને બોલ્યોછું. હું જે તે નથી. હું **કીરતીધડના** મહારાજાનો દસોદી છું. તું મ્હારી પાસે ગામ ગીરાસ વીગેરે જે માગીશ તે આપવા હું સમર્થ છું. ત્યારે કુંવરીયે કહ્યું કે **બારોટરાજ** મને વચન આપો. **બારોટે** વચન આપ્યું એટલે કુંવરીયે કહ્યું કે મને આપના રાજા જોડે પરણાવો. ફક્ત એટલુંજ મારે જોઇએ છીયે. **બારોટે** કહ્યું કે બ્હેન આતે તેં શું માગ્યું. તારૂં માગવું રમત જેવું મને લાગે છે. જરા પણ મને મુશ્કેલ લાગતું નથી. માટે હું કહું છું કે તારા બાપને કહી પરણવાની તૈયારી કર. હું આજથી એક માસમાં તારૂં માગું કરવા તારા બાપ પાસે આવીશ. આ સાંભળી કુંવરી બોલી કે બારોટ રાજ ! આપ જાણો છો કે મારા બાપને આ **સુંદરપુર** સીવાય બીજી જાગીર નથી. **બારોટે** કહ્યું કે તું કાંઇ ફીકર કરીશ નહી. હું ફક્ત દસ પંદર માણસ સાથે ખાંડું લઈને આવીશ. એ સીવાય બીજું કાંઇ પણ તારા બાપને ખરચ કરાવીશ નહીં. તું કોઈ પણ જાતની ફીકર કરીશ નહી. એ સાંભળી કુંવરી મનમાં ઘણીજ ખુશી થઈ અને **બારોટ** દરબારમાં આવ્યા.

દરબારમાં આવી **બારોટે** ઠાકોરને કહ્યું કે ઠાકોર આપની પુત્રીને માટે હું અમારા

મહારાજા તરફથી આજથી એક મહીનામાં નાળીયેર લેઇ માગુ કરવા આવીશ. તમે બધી તૈયારી કરજો. એવું સાંભળી ઠાકોર બોલ્યા કે બારોટરાજ હું ગરીબ ઠાકોર છું અને આપના મહારાજા તો સર્વોપરી રાજા છે. એમની ને મારી સરખામણી થાય નહી. મહારાથી આપના મહારાજાને એક દીવસની પણ ખોરાકી આપી શકાય નહી તેમ છતાં આપ મારી કુંવરીના વિવાહની વાત કરોછો એતો નેવનાં પાણી મોભે જવા જેવી વાત છે. બારોટે કહ્યું કે ઠાકોર તમારે કોઇ રીતની ફીકર કરવી નહી. મેં તમારી કુંવરીને વચન આપ્યું છે, તે હવે પાછુ ફરવાનું નથી. હું ફક્ત દસપંદર માણસ સાથે ખાંડું લેઇને આવીશ. માટે તમે. કોઈ વાતે ફીકર કરશો નહી. ઠાકોરે શીખ આપી. શિખ લઈ બારોટ પોતાના ઘર તરફ જવા નીકળ્યા. ઘેર આવી જમી પરવારી દરબારમાં ગયા. ત્યાં દરબાર ભરાયેલો હતો તેથી દરબારીયોએ તથા માહારાજાએ પૂછ્યું કે, બારોટ તમે કયાં કયાં ફરી આવ્યા, તથા શું શું જોયું તે કહો. ત્યારે બારોટ બોલ્યા કે હું ઘણું ફર્યો ઉત્તર, દક્ષિણ પૂર્વ, પશ્ચિમ સઘળે ફર્યો, પણ સુંદરપુરના ઠાકોરને ઘેર તેની કુંવરીને જોઇ તો તે મને આખી પૃથ્વી ઉપર પદમની સ્ત્રી જણાઇ. બાકી આખી પૃથ્વી ઉપર બીજી કોઈ સ્ત્રી નથી. એવી રીતે ઠાકોરની કુંવરીનાં વખાણ કર્યાં. મહારાજાએ કહ્યું કે બારોટ જાવ એ કુંવરીનું અમારે માટે માગુ કરી આવો. બારોટે કહ્યું કે અન્નદાતાજી એ ઠકરાત ઘણી નાની છે અને ફક્ત એકજ ગામનો માલીક ઠાકોર છે, તે આપની સામો ટકી શકે એમ નથી ત્યારે રાજાએ કહ્યું કે ફક્ત બે ચાર માણસો લઇને જાઓ. પણ એ ઠાકોરની છોકરીનું માગુ નક્કી કરો, તોજ તમે બારોટ ખરા. તેવી વાત સાંભળી બારોટ જરા ઉંચા બેઠા અને કહ્યું કે અન્નદાતાજી એ છોકરી કદાપી હા ના કરે તો મ્હારૂં પન જાય માટે આપ બીજાને મોકલો તો સારી વાત છે. તેમ તેમ રાજા બારોટને મોકલવા આગ્રહ કરવા લાગ્યો, અને બારોટ ઉંચે છાપરે બેસવા લાગ્યો. છેવટે હરીશંકર પુરોહીતને સાથે મોક-, લેતો જાઉં એવું બારોટે કહ્યું. ત્યારે હરીશંકર પુરોહીતને બારોટ સાથે જવા હુકમ થયો. અને બારોટ માગે તેટલાં માણુસોને આપવા સેનાપતીને હુકમ કરવામાં આવ્યો. બારોટે પાંચ સાત માણુસો માગી લીધાં અને પુરોહીત સાથે માગુ કરવા સુંદરપુર જવાની તૈયારી કરી સુંદરપુર આવ્યા.

સુંદરપુર આવી દરબારમાં ખબર કહાવી એટલે દરબાર ભરી બારોટને બોલાવવામાં આવ્યા. બારોટ તથા પુરોહીતનો સારી રીતે આદરસત્કાર કરી, ઠાકોર મળ્યા. અને આવવાનું કારણ ( જાણે છે છતાં દરબારને બતાવવા ) પુછ્યું. એટલે બારોટે મહારાજાનો સંદેશો કહી ઠાકોરની પાસે કુંવરીનું માગુ કર્યું. જે દરબારમાં બેઠેલા ભાયાતોની સંમતીથી ઠાકોરે કબુલ રાખ્યું. બાદ સરપાવની આપ લે થઇ. બારોટ રવાને થયા. જતી વખતે ઠાકોરને કહેતા ગયા કે આજથી પંદર દીવસે હું ખાંડું લેઇને આવીશ માટે તમે તૈયારી કરજો. એમ કહી બારોટ પોતાના મહારાજા પાસે આવ્યા અને ત્યાં હાના થયેલી તે બધી હકીકત પુરોહીતના રૂબરૂ રાજાને કહી સંભળાવી: છેવટે હા થયાની હકીકત કહી. અને પોતે પંદર દીવસનો વાયદો કરી આવેલો છે તે પણ હકીકત કહી. રાજાને એમ થયું કે કયારે પંદર દીવસ પુરા થાય કે તે અનુપમ સ્ત્રીને જોઉં.

હવે કીરતીઘડની બીના એવી હતી કે કીરતીઘડના મહારાજા તથા રાણી હાલના મહારાજાને ન્હાની ઉમ્મરના મૂકી ગુજરી ગયેલાં તેથી હાલના મહારાજાને એક દાસી નામે મથુરી કરીને હતી તેણે ઉછેરી મોટો કરેલો, તેથી મહારાજાએ એ મથુરીને રાજ્યમાતાનું પદ આપેલું. એ રાજ્યમાતાનો કાબુ મહારાજા ઉપર ઘણો વધી ગયેલો તે એટલે સુધી કે રાજ્યમાતાને પુછ્યા વગર કંઇ કામ કરાતું નહીં. જેથી આ પરણવાની વાત રાજ્યમાતાથી છુપી રાખી અને પરણ્યા પછી જાણશે તો રાજ્યમાતા શું કરશે એવા વિચારથી રાજાએ બારોટને ઉતાવળ કરવા માંડી. બારોટ ઘણી ધાંધળ કરીયું તો રાજ્યમાતાને ખબર પડશે એમ કહી દસ પંદર માણસ તથા એક બે રથ લેઈ ખાંડા સાથે રવાના થઇ ગયો, ને સુંદરપુર આવ્યો. ઠાકોરે ખાંડાને સારી રીતે આવકાર આપી, ખાંડા સાથે પોતાની છોકરીને પરણાવી. બે મંગળ વરતાવી ખાંડુ રવાના કર્યું. કુંવરી જતી વખતે પોતાના માબાપ, ભાઇ ભોજાઇ વિગેરેને મળી રવાના થઈ. ભોજાઇને મળતી વખતે કુંવરીએ કહ્યું કે ભાભી હું કીરતીઘડના મહારાજાને પરણી. એ સાંભળી ભાભી બોલી કે બ્હેન તમે કીરતીઘડના મહારાજાને પરણ્યાં તો ખરાં, પણ ત્યાં જઇને પહેલાં તો દાસીને પગે લાગશો એવું કહી મહેણું માર્યું. તેથી કુંવરીયે પોતાના મન સાથે દાસીને પગે ન લાગવું એવો નીશ્ચય કર્યો ને રવાના થઈ. થોડાક દિવસમાં ખાંડુ કીરતીઘડ આવી પહોંચ્યું અને રાજાને ખબર કરી, બીજાં બે મંગળ વરતવા તેને કહેવામાં આવ્યું. રાજાએ હુકમ કર્યો કે ખાંડુ હાલતો આપણા બંગલામાં જે બંગલો ગામથી થોડેક દૂર છે ત્યાં ઉતારો. મહુરત જોઇ બે મંગળ વરતી પછી રાણીને મહેલના જનાનખાનામાં દાખલ કરીશું. હુકમ પ્રમાણે ખાંડાને બંગલામાં ઉતારો આપી દાસીયો વીગેરેનો બંદોબસ્ત કરવામાં આવ્યો. એ વાત રાજ્યમાતાનાં જાણવામાં આવતાં રાજ્યમાતા મહારાજા પાસે આવી કહેવા લાગી કે તમે ગમે ત્યાં લગ્ન કરો છો ને કન્યા કેવી છે કેવી નહીં તે જોતા પણ નથી એ સારૂં નહીં, માટે હું આ કન્યાને જોઇ આવું પછી રહેલાં બે મંગળ વરતવાં ત્યાં સુધી બે મંગળ વરતવાં નહી. રાજાએ કહ્યું કે ભલે જાવ જઇને જોઇ આવો. રાજ્યમાતા પોતાનો મ્યાનો તૈયાર કરાવી કેટલાક લસ્કરી માણસો સાથે ગામ બહાર બંગલે રાણીને જોવા આવ્યાં. તેમને જોઇ દાસીયે પોતાની બાઇને કહ્યું કે બાઈસાહેબ રાજ્યમાતા પધારે છે, ત્યારે રાણીએ એક ઘાસીયો લાવવા અને પોતે હીંચોળાખાટ ઉપર બેઠી હતી તેની પાસે ભોંય ઉપર બીછાવવાનું કહ્યું. આજ્ઞા પ્રમાણે દાસીયે ઘાસીયો બીછાવ્યો. એટલામાં રાજ્યમાતા ઉપર આવ્યાં એટલે રાણીયે બેઠાં બેઠાંજ કહ્યું કે આવો બેસો કહી ઘાસીયો બતાવ્યો. રાણીનું આવું વર્તન જોઇ રાજ્યમાતાને ગુસ્સો આવ્યો કે મને પગે લાગવું તો બાજુ ઉપર રહ્યું પણ મને જોઇ એ ઉભી પણ થઇ નહી. ગુસ્સાના આવેશમાં તે તુરત પાછી ઉતરી પોતાને મહેલે ગઇ અને મહારાજાને કહ્યું કે તમો મને પુછ્યા વગર આ બાયડી પરણી લાવ્યા એ સારૂં કર્યું નથી. આ બાયડી તો ડાકણ છે માટે ખબરદાર તમારે એને બંગલે જવું નહીં. એટલુંજ નહી પણ એ બંગલાવાળી દીશા તરફ પણ જવું નહીં. જો જશો તો એ તમને ખાઇ જશે.

ઉપર પ્રમાણે રાજ્યમાતાના કહેવાથી રાજાએ બંગલે જવાનું માંડી વાળ્યું એટલુંજ નહીં પણ એ દીસા તરફ પણ જવાનું બંધ કર્યું. એમ કરતાં કેટલાક માસ વ્યતીત થયા. એક દીવસ રાજા બહાર ફરવા નીકળેલા તેમને વીચાર આવ્યો કે લોકો ડાકણ કહે છે તે કેવી હશે. એને ઓળખવા કંઈ સીંગડાં અગર પુંછડું કીંવા એવી કંઇ વીચીત્ર નીશાની હશે કે શી રીતે તે જોઉં તો ખરો ! એમ કરી રાજા રાણીને બંગલે આવવા સારૂ રસ્તામાંથી વળ્યો. દાસીયોયે રાજાને બંગલા તરફ આવતા જોઇ રાણીને કહ્યું કે બાઇસાહેબ મહારાજ પધારે છે. તે સાંભળી રાણીયે જલદી જલદી રાજાના સત્કારાર્થે પૂજન વીગેરેનો સામન તૈયાર કર્યો. રાજા આવી પહોંચ્યો તેને લેવા રાણી સામી ગઇ અને હાથ જોડી બોલી કે અન્નદાતાજી પધારો કહી તેડી લાવી અને હીંચોળાખાટ ઉપર રાજાને બેસાડી પોતે હાથ જોડી સામી ઉભી રહી.

રાણી હાથ જોડી સામી ઉભી છે. વખત સંધ્યાકાળનો છે તે સમયે વગડામાં શીયાળ બોલ્યું. તે સીયાળ એવું બોલ્યું કે આ જે નદી છે, એ નદીમાં એક મડદુ તણાતું આવે છે ને કોઇ સમજે તો એની જમણી જાંગમાં ચાર રત્ન છે, તે એક રત્નની કીમત સાત સાત બાદશાહી ઉભી થાય એટલાં કીમત્તી છે. રાણી શીયાળની બોલી સમજતી હોવાથી, આ સાંભળી તુરતજ દાદરથી ઉતરી નદી તરફ ચાલી. રાજાએ વિચાર કર્યો કે આટલી રાતે રાણી કયાં જાય છે તે જોવું તેથી તે કાળો કામળો ઓઢી લઈ પાછળ ગયો.

રાણીએ નદી ઉપર આવી કીનારે ઉભી રહી તપાસ કર્યો તો વેગળેથી મડદું આવતું દીઠું. તેથી પોતે જે લુગડાં પહેર્યાં હતાં તે સંભાળી બરોબર બાંધી કાછડો વાળી નદીની અંદર પડી ને તરતાં તરતાં જઇ પેલું મડદું પકડી ખેંચી-કીનારે મુકયું. રાણી મડદાની જાંગ ફાડવા વીચાર કરે છે તો પોતાની ભુલ સમજાઇ. આ વખતે જાંગ ફાડવા માટે તેની પાસે એક છરી પણ નહતી. તે વિચારમાં પડી કે હવે કરવું શું ! છરી લાવવા વીચાર કર્યો. વળી તેમ કરવામાં તે પોતે ભુલ કરે છે એમ જણાયું. તેણે વિચાર્યું કે હું મુડદાને અહીંજ રહેવા દેઇ છરી લેવા જાઉં તો કોઇ જાનવર આવી આ મુડદાને બીજે કંઇ લેઇ જાય તો મારે શું કરવું. આવા વીચારમાં પડી છેવટે વીચાર કર્યો કે હું રજપુતાણી છું એટલે મને કઇ હરકત નથી. મ્હારા દાંતે કરી એની જાંગ ચીરી રત્ન કહાડી લેઉં એવો વીચાર કરી મુડદાની જમણી જાંગે એ બાઇએ બચકુ ભર્યું. આ બનાવ રાજાએ દીઠો તેથી તે તો બીકનો માર્યો થરથરી ઉઠયો અને નાઠો તે પોતાના મહેલે આવી સુઇ ગયો.

આ બાઇ ( રાણી ) એ જાંગ ચીરી રત્ન હાથ કર્યાં અને તેને ધોઈ પોતાના લુગડાના છેડાએ સંભાળથી બાંધી પોતાના બંગલા તરફ ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં વિચાર આવ્યો કે મેં મોટી ભુલ કરી છે કે રાજાજી મારે ત્હાં બેઠા છે તેમને મેં કંઇપણ કહ્યું નથી અને એમને એમ હું આવી છું તેથી શી હકીકત થશે. એમ વીચાર કરતી પોતાને બંગલે આવી તપાસ કર્યો તો માલુમ પડયું કે પોતે નદી ઉપર ગઇ કે તુરતજ માહારાજ પણ અંહીથી ગયા છે. આ સાંભળી પોતે ઘણીજ ગભરાઈ અને સુઇ રહી. પણ તેને ઉંઘ આવી નહી. બ્હાણું વાતાંજ રાજાએ જલાદોને બોલાવી હુકમ કર્યો કે બંગલામાં રાણી છે તેને દોઢ પોહોર ચડતાં ગરદન મારવી. પોતાના દીવાનને પણ આ ગર-

દન-મારવાના હુકમના કારણથી વાકેફ કર્યો. દીવાને ગરદન મારવાનો હુકમ રાણીને વાંચી સંભળાવ્યો. એ સાંભળી રાણી હૈયાફાટ રોવા માંડી અને દીવાનને કહ્યું કે મને માહારાજાને એક વખત મળવા દો પછી મને ગરદન મારો. તે વાત દીવાને રાજાને કહી ત્યારે રાજા કહે કે એને હું મળુ તો એ મને ખાઇ જાય માટે મારે મળવું નથી. દીવાને પોતે ડાહાપણ વાપરી રાજાને સમજાવ્યો અને કહ્યું મહારાજ આપ અમારી હાજરીમાં ત્હેને મળશો એટલે એનાથી કાંઇ થઈ શકશે નહીં. અને એની વિનંતિ પણ આપનાથી મંજુર કરી શકાશે. પણ રાજા માને નહી અને કહે કે મને તો એ ખાઇ જાય માટે હું નહી મળું. છેવટે દીવાને સમજાવવાથી કેટલાક માણસની હાજરીમાં રાજાએ રાણીને મળવાની હા કહી અને કહ્યું કે રાણીને બોલાવો. તે સંદેસો દીવાને રાણીને સંભળાવ્યો. ત્યારે રાણીએ કહ્યું કે રસ્તામાં પડદો કરો એટલે હું આવું. રાજા કહે પડદો કેવો. ડાકણને તે પડદો હોય? પરંતુ દીવાને ડાહાપણ વાપરી પડદો કર્યો એટલે રાણી રાજા સામે આવી ઉભી રહી. પરંતુ તેનું રોવું બેહીસાબ હતું એક આંખે શ્રાવણ અને બીજી આંખે ભાદરવો એવી રીતે રૂવે છે એટલામાં દરબાર પાસે એક લીંબડાનું ઝાડ હતું તે ઝાડ ઉપર એક કાગડી બેઠેલી તે બોલી એ સાંભળી રાણી ખડખડાટ હસી પડી. એ જોઇ સરવે બેઠેલા આશ્ચર્ય પામ્યા. દીવાને ત્હેને આ પ્રમાણે હસતી જોઈ હસવાનું કારણ પૂછ્યુંઃ રાણીજી ! આપ હાલ બેહીસાબ રોતાં હતાં અને એટલામાં પાછા બેહીસાબ હસ્યાં એનું કારણ શું ? એટલે રાણી બોલી કે દીવાનજી- આપે હાલ આ કાગડી બોલી તે સાંભળી ? દીવાને હા કહી એટલે રાણીયે કહ્યું કે એ કાગડી એવું બોલી કે એ જે ઝાડઉપર બેઠી છે તે ઝાડના થડમાં સોનાની મોહોરો ભરેલા સાત ચરૂ દાટેલા છે અને તે કાગડીના કહેવા પ્રમાણે માહારા નસીબના છે, પણ દીવાનજી મને માહારાજાએ ગરદન મારવાનો હુકમ કરેલો છે અને આ કાગડી આ દોલત મારા નસીબની કહે છે તો જનાવર પણ જુઠું બોલતાં થયાં ! એ વિચારથી મને હસવું આવ્યું. બીજુ કારણ નથી. હું ગામડાની રહીશ છું. મારા બાપનું રાજ્ય ફક્ત એક ગામડીનું છે એટલે હું પડદે રહેલી નથી. છોકરાંમાં રમતાં તરવાનું તથા જનાવરની બોલી સમજવાનું હું શીખી છું.

દીવાને કહ્યું રાણીજી આપ આજે કહો છો તે ખરૂં છે ત્યારે રાણીયે કહ્યું કે હું કંઇ મારી મેળે કહેતી નથી પરંતુ આ કાગડી કહે છે. માટે એ જગો ખોદી ખાત્રી કરો. તુરંતજ ખોદનાર બોલાવવામાં આવ્યા અને ખોદવાનું શરૂ થયું. કાગડીએ આપેલા નીસાન પ્રમાણે ખોદ્યું કે ચરૂ નીકળ્યા. તે ઉઘાડી જોતાં માંહે મોહોરો જણાઇ તે જોઇ બધાં બેઠા હતા તે વીસ્મય પામ્યા. રાજા બોલ્યો કે રાણી કહો ગયા કાલે રાતરે મેં મારી નજરે તમને મડદુ ખાતાં જોયાં છે એ વાત ખરી કે ખોટી ? રાણી એકદમ જાગૃત થઈ અને બધી હકીકત સમજાઇ ગઇ એટલે તુરત સવાલ કર્યો કે અન્નદાતા આપે મને કઇ જગોએ મડદુ ખાતે જોઇ તે આપ કહેશો! રાજાએ હા કહી અને કહ્યું કે મેં તમને નદી કીનારા ઉપર મડદું ખાતે જોયાં છે. રાણી બોલી મ્હારાજ હવે આપ હકીકત સાંભળો.

ગઈ કાલે આપ માહારા બંગલે પધાર્યા હતા અને આપને મેં હીંચોળાખાટ ઉપર બેસાડયા હતા અને હું આપના સામે ઉભેલી હતી તે વખતે કોઇ સીયાળ બોલ્યું હતું ? રાજાએ હા કહી. એટલે રાણી બોલી કે એ સીયાળે એવું કહ્યું કે આ નદીમાં એક મડદુ

તણાતુ આવે છે, તેની જાંગમાં ચાર રત્ન છે તે કોઈ સમજે તો કાહાડી લે. તે એક રત્ન સાત સાત બાદશાહી ઉભી કરે એવાં કીમતી છે એવું સીયાળનું બોલવું સાંભળી હું રત્નની લાલચમાં બીલકુલ અધીરી થઇ ગઇ અને આપની આજ્ઞા માગવાનું પણ મને ભાન રહ્યું નહી, જેથી જેવી ઉભી હતી તેવીજ હું નદી ઉપર ગઇ અને મડદુ જોયું એટલે પાણીમાં ભુસકો મારી તરતાં તરતાં જઇ મડદુ લેઇ આવી અને કીનારે મડદાને મુકી મડદાની જાંગ ચીરવાનો વીચાર કર્યો. મને મારી ભુલ જણાઇ કે હું ઘેરથી છરી સરખી પણ લાવી નથી તો આ મુડદાની જાંગ શી રીતે ચીરી શકીશ. જો મડદુ અહીં રહેવા દૈઈ છરી લેવા પાછી મકાને જાઉં અને કોઇ જાનવર આવી મડદુ લેઇ જાય તો મારી મેહેનત કરેલી છુટી પડે. એવો વીચાર આવતાં મને સુઝી આવ્યું કે હું રજપુતાણી છું એટલે દાંતે કરી મડદાની જાંગ ચીરવામાં મને કોઇ પણ જાતનો વાંધો નથી. આવો વીચાર કરી મેં મુડદાની જાંગ દાંતે કરી ચીરી અને રત્ન કાહાડી લીધાં. માહારાજ ખરી હકીકત આ છે. આપે જોયુ તે ખોટું છે. એટલે રાજાએ કહ્યું કે એ રત્ન તમો અમને દેખાડી શકશો. તુરત રાણીયે પોતાને છેડે બાંધેલાં રત્ન છોડી રાજાના હાથમાં આપી બોલી કે અનંદાતાજી એ રત્ન આપનાં છે. હું જાતે આપની છું. એ રત્ન પણ આપનાંજ છે અને આપ કૃપા કરી આપની પાસે રાખો. મારે તો હવે મરવાનું છે માટે એ રત્નની મને કશી જરૂર નથી. આ રત્ન જોઈ રાજાને આશ્ચર્ય લાગ્યુ અને ગરદન મારવા મોકુફ રાખી કહ્યું—રાણીજી તમે ડાકણ નથી ? ત્યારે રાણી બોલી કે અંનદાતાજી ડાકણ એટલે શું તે હું જાણતી નથી. રાજાએ કહ્યું કે રાજ્યમાતા તમને ડાકણ કહે છે, તેનું કારણ શું ? આ સાંભળી રાણી હોશીયાર થઇ ગઈ અને વીચાર કર્યો કે આ બધું કરાવનાર તો આ રાંડ વૃદ્ધ દાસી જે રાજ્યમાતા કહેવાય છે તે છે એમ જાણી તુરત રાણી બોલી.

રાણીયે કહ્યું કે સાંભળો એ રાજમાતા કહેવાય છે તે પોતે જાતે તો રાજમાતા નથી પરંતુ એક દાસી છે તે મારે ત્યાં આવ્યાં હતાં. તે વખત જો એ રાજમાતા હોત તો મારી ફરજ હતી કે મારે એમનાં પાદ વંદન કરી પ્રણામ કરવા જોઇએ. પરંતુ એતો દાસી છે એટલે એ સર્વમાં મોટી દાસી પ્રમાણે માન્યને પાત્ર ગણાય । તેમ છતાં પણ મેં એમનો બહુ સારો સત્કાર કર્યો. એમને માટે ઘાસીયો બીછાવ્યો અને એમને બેસવા કહ્યું તે એમને ખોટું લાગ્યું અને ત્યાંથી રીસાઈ પાછા ગયાં. પછી આપને શું કહ્યું હશે તે હું કંઇ જાણતી નથી. આ હકીકત છે બાકી હું કંઇ ડાકણ નથી પરંતું એક ખરી રજપુતાણી છું. આ સાંભળી રાજા મનમાં બહુજ ખુશી થયો અને તુરત જોશીને બોલાવી પહેલાં બે મંગળ વરતાવવા મહુરત જોવરાવ્યુ. તુરત મહુરત આવવાથી રાજાએ બે મંગળ વરતી રાણીને પોતાના રણવાસમાં લીધાં. રાજમાતા કહેવાતી દાસીને જે મેહેલમાં રાણીને રાખી હતી તાંહાં રહેવા જવા આજ્ઞા કરી એટલે બીજી રાણીયો આ રજપુતાણી પાસે આવી તેના પગ ચાપવા લાગી. રાણીએ કહ્યું કે બેહેનો હું પણ તમારા બરાબરની તમારી બેહેન છું. મારા પગ દાબશો નહી. ત્યારે બીજી રાણીયોએ કહ્યું કે બેહેન તમે આ દાસીના કરતાં ઘણે દરજ્જે ચડીયાતાં રાજપુત્રી છો એટલે હરકત નથી પરંતુ રાણીએ પગ દાબવા દીધા નહી. બધાં હળીમળી દીવસ ગુજારો કરવા લાગ્યાં ખાધું પીધું ને રાજ કર્યું.

સુન્દરી સુબોધ ** માસિક વધારો.

અંક ૩-૪. (સુ. સુ: પુ. ૧૧, અં. ૩-૪) નવેમ્બર,-ડીસેમ્બર ૧૯૧૩.

# ઐતિહાસિક નવલકથા.

## રાણી ભવાની.

લેખક: રા. રા. જયન્ત. સીનોર.

કાલેજ ગુજરાતી સભા તરફથી સપ્રેમ ભેટ

### પ્રથમ પરિચ્છેદ.

અમારા માનનીય વાચકોમાંથી ઘણાએ રાણી ભવાનીનું નામ સાંભળ્યું હશે. જે રાણીભવાનીનું નામ ઇતિહાસનાં પૃષ્ટોપર સોનેરી અક્ષરથી આલેખાયલું છે, જે રાણી ભવાનીનો કીર્તિસ્તંભ મુર્શિદાબાદની અન્તર્ગતવડનગર નામક સ્થાનમાં અદ્યાપિ વિદ્યમાન છે અને જે રાણીભવાનીનું નામ લોકોએ પ્રાતઃસ્મરણીય તરીકે સ્વીકારેલું છે તે પુણ્યવતી સતી સાધ્વી રાણી ભવાનીનું નામ અમારાં વાચકભાઇબહેનોએ અવસ્ય સાંભળ્યું હશે એમ અમે સમજીએ છીએ. આજ અમે તે જગદ્વિખ્યાત રાણી ભવાનીનું સંક્ષિપ્ત જીવન ઇંગ્રીજી Indian women અથવા બંગાલની આર્યમહિલા પુસ્તકના આધારે લખી પ્રિય વાંચનારાઓ સમક્ષ ઉપસ્થિત કરીએ છીએ.

રાજશાહી જીલ્લામાં છાતીમ નામક ગામમાં આત્મારામ ચોધરી નામનો એક દરિદ્ર બ્રાહ્મણ રહેતો હતો. યદપિ બ્રાહ્મણ દરિદ્રી હતો તદપી પોતાના ઉદરપોષણાર્થે તે કદી ભીખ માગવા નીકળતો ન હતો. તેની પાસે જે કંઇ થોડી જમીન હતી તેની આવકથી તે મહાકષ્ટથી ગુજરાન ચલાવી સમય વ્યતિત કરતો હતો. આવી સ્થિતિમાં સાધનહિન બીચારા બ્રાહ્મણને કદી કદી ગૃહીણી સહીત નિરાહાર રહેવું પડતું હતું.

કહ્યું છે કે વિપત્તિના સમયમાં કેવળ એક ધૈર્ય અવલમ્બનીય છે. જે મનુષ્યો આપત્તીમાં તે જગતપાલક પરમેશ્વરપર વિશ્વાસ રાખે છે તેનો ઉદ્ધાર તે વિપદહારી પરમાત્મા કરે છે જ. જોકે આત્મારામ ચોધરી દરિદ્રાવસ્થામાં હતા, તેમને બિચારાને પત્ની સહીત બબ્બે દિવસના કડાકા ખેંચવા પડતા હતા અને જોકે દરિદ્રી સમજી કોઇ તેમની સાથે વાત પણ કરતું નહતું, તોપણું તે કેવળ એક પરમાત્માપર અચળ દૃઢ વિશ્વાસ રાખતા હતા અને વખતો વખત તેને પોતાના દુઃખની વાત સંભળાવ્યા કરતા હતા. કદી કદી તેમની પત્નિ નવાબની નોકરી કરવા કહેતી હતી પરંતુ આત્મારામ એ વિનતિનો સ્વીકાર કરતા નહતા. જ્યારે તેમની પત્ની ઘણુંજ સમજાવતી ત્યારે તે કહેતા કે "જ્યારે સુસમય આવશે ત્યારે નોકરી પોતેજ આવી મળશે; હમણાં દુઃસમય છે. આવી અવસ્થામાં કોઇની પાસે જવું અથવા કોઇ પ્રતિ કંઈ વાત માટે પ્રાર્થના કરવી અનુચિત છે."

સ્વામીની વાત સાંભળી પતિવ્રતા ગૃહિણી ચૂપ થઈ જતી અને મનમાંને મનમાં પોતાના ભાગ્યને ધીક્કારતી હતી. સત્ય વાત એ હતી કે આત્મારામની ઇચ્છા મલેચ્છની

સેવા સ્વીકારવા તૈયાર નહતી જે યવનોએ ભારતવાસીઓને મહાદુઃખ દીધુ હતું, જે યવનોએ હિન્દુ ધર્મનો નાશ કરવા ચેષ્ટા કરી હતી અને જે યવનોએ હિન્દુ રમણીઓના સતીત્વ નષ્ટ કરવા માટે અનેક અત્યાચાર-અનેક ઉપદ્રવ કર્યા હતા, તેમના દાસ બનવાની આત્મારામની ઇચ્છા નહતી.

"सुखस्यानन्तरं दुःखं दुःखस्यानन्तरं सुखम्
चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च"

એ કવિના કથનાનુસાર કોઇનો સમય કદી હમેશ એક સરખો જતો નથી. ઇશ્વરભક્ત આત્મારામને વિશ્વાસ હતો કે કોઇને કોઇ વખત ભાગ્યચક્ર અવસ્ય પલટાઇ જશે, તેમનો નિશ્ચય હતો કે જે પરમાત્માએ આ જગતમાં ઉત્પન્ન કર્યો છે તે જ્યારે ત્યારે એક દિવસ અવસ્ય દયા કરશે. આજ કારણથી કોઇના આગળ હાથ ન ધરતાં આત્મારામ જેમ તેમ સમય વ્યતિત કરતા હતા

ઇશ્વરની ઇચ્છાને કોણ અટકાવી શકે તેમ છે ? મંગલમય ભગવાન જે કાર્ય કરે છે તેમાં કોણ વાંધો લઇ શકે તેમ છે ? આવી દરિદ્રાવસ્થામાં આત્મારામની પત્ની ગર્ભવતી થઇ, તે જોઈ આત્મારામે પોતાના મનમાજ કહ્યુ " હાય ! મારી સાથે દુઃખ સહન કરવા વળી એક બીજું પ્રાણી આવે છે. અમે તો ભૂખે મરીએ છીએ તો બિચારા બચ્ચાની શી દશા થશે. માતા અન્નપૂર્ણા ! અમારા ભાગ્યમાં અન્ન નહતુ તો ખેર ! પરંતુ એને પણ અમારી માફક કષ્ટ ન સહન કરવુ પડે તે તરફ નજર રાખજે ?

પાઠક ગણ ! જણાય છે કે આત્મારામની વાત સ્વીકૃત થઇ ? સમજાય છે કે બિચારા બ્રાહ્મણની કરુણપ્રાર્થના માતા અન્નપૂર્ણાના કર્ણપટે પહોચી ગઇ છે. તેજ સમયથી ધીમે ધીમે આત્મારામની દરિદ્રાવસ્થા કમી થવા લાગી-ધીમે ધીમે તેમની આવકમાં વધારો થવા લાગ્યો. સાનશ કે ઝપાટાબધ આત્મારામની સસારિક અવસ્થા બદલાવા લાગી. કેટલોક સમય વિત્યાબાદ આત્મારામને ત્યા એક સૌન્દર્યવાન પુત્રીનો જન્મ થયો કન્યાને જોતાની સાથે ક્ષણભર આત્મારામની પત્નીને પરમાનંદ પ્રાપ્ત થયો-ક્ષણવાર તે પોતાનુ તમામ દુઃખ ભૂલી ગઇ પરંતુ તત્કાળ પોતાની દરિદ્રતાનુ સ્મરણ થયું. અશ્રુપૂર્ણ નેત્રો લૂછી તેણે કહ્યુ " મા, અન્નપૂર્ણા ! શુ આ સોનાની પૂતળીને ભૂખે મરવા માટે તેં આ જગતમાં મોકલી છે ?"

* * * *

આઠમા માસે કન્યાને અન્નપ્રાશન સંસ્કાર કરાવવામા આવ્યો અને કન્યાની અલૌકીક સુન્દરતા જોઈ તેનુ નામ ભવાની રાખવામા આવ્યુ પ્રિય વાચક ! યાદ રાખો - છાતિમ-ગામનીવાસી દરિદ્ર આત્મારામ ચોધરીની કન્યા ભવાની જ ઇતિહાસપ્રસિદ્ધ રાણી ભવાની થઈ હતી દરિદ્ર નિસહાય આત્મારામની લાવણ્યમયી કન્યા અતુલ ઐશ્વર્યની અધિકારીણી કેવી રીતે થઇ તે આગળ લખીશુ

## દ્વિતીય પરિચ્છેદ

નાટોરમાં કામદેવરાય નામક એક બ્રાહ્મણ રહેતો હતો તેને રઘુનન્દન અને રામજીવન નામના બે પુત્ર હતા કામદેવે પંટીઆના જમીનદાર દર્પનારાયણને ત્યાં મોટા પુત્ર રઘુનન્દનને એક સામાન્ય કાર્યમા જોડી દીધો હતો રઘુનન્દન મહા બુદ્ધિશાળી યુવાન

હતા. દર્પનારાયણે પરીક્ષા ખાતર રઘુનન્દનને કઠીણ કામો સોંપવાનો આરંભ કર્યો. બુદ્ધિમાન રઘુનન્દન પણ તે બધાં કામોમાં ટુંક વખતમાં કૌશલ્ય દર્શાવી ઉત્તરોત્તર અધિક પ્રીતિપાત્ર બનતો ગયો. છેવટે રઘુનન્દનની યોગ્યતા અને કાર્યપટુતાથી પ્રસન્ન થઈ દર્પનારાયણે મુર્શીદાબાદની સરકારમાં સીફારસથી ગોઠવી દીધો.

રઘુનન્દન ઘણો સીધો, સાદો અને મિષ્ટભાષી પુરૂષ હતો. જે કોઇની સાથે તેની કેવળ એકવાર વાતચીત થતી તે તેને સ્નેહદષ્ટિથી જોવા લાગતા. આ કારણથી થોડાજ દિવસોમાં મુર્શીદાબાદના નવાબને ત્યાં જે માણસો હતા તે રઘુનન્દનનો પક્ષ કરતા થયા અને ત્યાંના અનેક કાર્યભારી તેને આદરની દષ્ટિથી જોવા લાગ્યા. છેવટે નવાબને ત્યાંના મુખ્ય અધિકારીઓને પણ પ્રીતિપાત્ર થઇ પડયો.

એ કાર્યભારીઓ પૈકી કાનુનગો રઘુનન્દનપર બહુ પ્રેમ રાખવા લાગ્યો હતો. રઘુનન્દન અને તેની મિત્રતા એટલે સુધી વધી કે તે પોતાની મહોર પણ તેની પાસે રાખવા લાગ્યો. નવાબના જે કાગળોપર આ મહોર થતી નહતી તે કાગળ વિશ્વાસનીય માનવામાં આવતા નહતા; અર્થાત તેથી તે મહોર કેવળ ભરોસાદાર માણસો પાસે રહેતી હતી.

જે સમયની વાત અમે કરીએ છીએ તે સમયના મુસલમાન અધિકારીઓનો સ્વભાવ ઘણો ખરાબ હતો. તે વિલાસી થઇ ગયા હતા, સ્વેચ્છાચારી થઈ ગયા હતા–રાજ્ય સંબંધી કાર્યોમાં તેમનું મન નહતું આ બાજુ દિલ્હીના બાદશાહનું બળ દિન પ્રતિદિન ઘટતું જતું હતું અને દિન પરદિન તેમનો પ્રતાપી સૂર્ય અસ્ત થતો જતો હતો તેથી આ વિલાસી અમલદારોને શિક્ષા કરવાની શક્તિ તેમનામાં રહી નહતી. આવી દશામાં કેવળ કર લઇ સંતુષ્ટ થવું પડતું હતું. જે પ્રદેશના શાસનકર્તા તરફથી ઉપયુક્ત કર પ્રાપ્ત કરી શકતા નહતા, તે પ્રદેશના શાસનકર્તાને પદભ્રષ્ટ કરવામાં આવતો અને તેની જગ્યાએ અન્યને નિયુક્ત કરવામાં આવતો હતો. મતલબ એટલીજ કે કેવળ દિલ્હીના બાદશાહને કર આપવા પુરતા આધિન હતા અને શાસન સંબંધી બાબતોમાં તે તદ્દન સ્વતંત્ર હતા.

તે સમયે મુર્શિદાબાદના નવાબે ભોગવિલાસમાં મત થઇ બહુ ધનનો વ્યય કર્યો હતો, તેથી પરીણામે દિલ્હીના બાદશાહ તરફ જે કર મોકલવામાં આવતો હતો તે જતો બંધ થઈ ગયો. આથી બાદશાહ ગુસ્સે થયો અને નવાબને પદભ્રષ્ટ કરવાની ઇચ્છા થઇ. તે સમયે બચાવનો બીજો કંઇ માર્ગ ન જોઈ નવાબે આવક જાવકનો એક બનાવટી હિસાબ મોકલી ઉપસ્થિત વિપત્તીથી પોતાનો બચાવ કરવાનો નિશ્ચય કર્યો. રાજ્યનું હિસાબીખાતું કાનુનગોના તાબામાં હોવાથી તેની મહોરછાપ શિવાય કોઇ કાગળ સત્ય અને વિશ્વાસપાત્ર માનવામાં આવતો નહતો. તેથી નવાબે તેને આવક જાવકનો એક ખોટો હિસાબ તૈયાર કરવાની આજ્ઞા કરી. કાનુનગો ઘણો ન્યાયી ધર્મભીરૂ હતો. તેણે સ્પષ્ટ કહી દીધું કે એ કામ મારાથી બની શકે તેમ નથી. આવો જવાબ સાંભળી નવાબ ઘણો દીલગીર થયો અને ચિંતા કરવા લાગ્યો. તપાસ કરતાં તેને ખબર પડી કે રઘુનન્દન પાસે કાનુનગોના હસ્તાક્ષરની મહોર રહે છે. આ પ્રમાણે જાણવાથી એકાંતમાં રઘુનન્દનને બોલાવ્યો અને તેને બધી વાત સ્પષ્ટ સમજાવી કહ્યું “ જુવો ! હું આવા કજીઆમાં પડ્યો છું મારા પદભ્રષ્ટ થવાથી પણ કાનુનગોને કંઇ લાભ થઈ શકે તેમ નથી. હું એનો અન્નદાતા છું–પ્રતિપાલક છું–તોપણ એણે વિપત્તિના સમયે પણ મારી રક્ષા કરવાનું સ્વીકાર્યું નહિ. શું તમારા શાસ્ત્રમાં એવું

લખ્યું છે? શું થોડો અધર્મ કરી અન્નદાતા-પ્રતિપાલકની રક્ષા કરવામાં પાપ છે? હું તમને એક લાખ રૂપિઆ આપીશ. તમે મારા ઉપર ઉપકાર કરી મારા પ્રાણની, મારા માનની અને મારા ધનની રક્ષા કરો.

રઘુનન્દને કંઇ વિચાર કરી કહ્યું "જહાંપનાહ? મને આપ રૂપિઆની લાલચ બતલાવશો નહિ. હું આ વખતે ન્યાય દૃષ્ટિથી આપની હકીકતનુ વિવેચન કરીશ. હું આ સમયે વિચારૂછું કે ખોટા કાગળપર મહોર લગાવી આપવામાં આવશે તો આપનુ એક તો કામ નીકળી જશે; બીજું કાનુનગોને કંઈ હાની પણ નહિ થાય. અસ્તુ, જેમ થાય તેમ ખરૂં હું આપના પર આ ઉપકાર અવશ્ય કરીશ.

તે પ્રમાણે રઘુનન્દને બનાવટી હિસાબ તૈયાર કરી દિલ્હી મોકલી દીધો. નવાબ સાહેબ બચી ગયા નીલેભી રઘુનન્દનને પ્રતિજ્ઞાનુસાર એક લાખ રૂપિઆ રોકડ આપી "રાયબહાદુર"ની ઉપાધિથી વિભૂષિત બનાવ્યો અને પોતાનો દિવાન બનાવ્યો.

ઈ. સ. ૧૭૦૭ માં બનગાછીના જમીનદાર કર ભરી શકયો નહીં. રઘુનન્દને તેને રૂપિઆ આપી જમીનદારી ખરીદ કરી લીધી, અને તે પોતાના ભાઇને આપી. ઈ. સ ૧૭૦૮ માં રાજશાહીના જમીનદાર રાજા ઉદિતનારાયણનુ મૃત્યુ થવાથી રામજીવન તેમની સર્વ સંપતિનો અધિકારી થયો. કેવળ નસરપૂર અને પૂંટિઆની જમીનદારી તેના અધિકાર બહાર રહી. આ પ્રમાણે જેની વાર્ષિક ઉપજ દોઢકરોડ રૂપિઆની થતી હતી તેવી જમીનદારી મેળવી રામજીવન મુર્શિદાબાદના નવાબને બાવનલાખ રૂપિઆ દરસાલ આપવા લાગ્યો. નવાબે મોટા સમારંભ સાથે તેને રાજાની પદ્વી આપી આજ રામજીવન પરમ પ્રસિદ્ધ રાણી ભવાનીનો શ્વસુર હતો.

રામજીવનને બે પુત્ર હતા. પહેલો પુત્ર કુમાર કાલુ બાળપણમાં દૈવાધિન થઇ ગયો હતો. બીજા પુત્ર રામકાન્તના વિવાહ માટે ઘણા દિવસ સુધી કન્યાનું અનુસંધાન ખોળી છાતિમ નિવાસી આત્મારામ ચોધરીની કન્યા ભવાનીની સાથે તેનો વિવાહ કરી દીધો.

વિધિપુર.સર લગ્ન થઇગયુ દરિદ્રીની કન્યા રાજાના પત્ની બની. આત્મારામ ચોધરી અને તેમની પત્નીએ વિચાર કર્યો કે માતા અન્નપૂર્ણાએ ખરેખર શુદ્ધ હૃદયની કરૂણાપૂર્ણ પ્રાર્થના સાંભળી લીધી. "આડોશીપાડોશી કહેવા લાગ્યા કે "ભવાની રાણી બની ગઇ! એ માટેજ પરમેશ્વરે તેને આવું રૂપરંગ અર્પ્યું હતુ સારૂ થયુ બિચારી પિતાને ઘેર ભૂખે મરતી હતી. હવે ત્યા તેને પેટભર ભોજન તો મળશે પતિને ત્યાં તે સુખમાં પણ રહેશે અને વળી ત્યાં બિચારીને કંઇ પરિશ્રમ પણ કરવો નહિ પડે"

ઇ. સ. ૧૭૩૦ માં રાજા રામજીવન સ્વર્ગમાં સીધાવ્યા રાજા રામકાન્ત કે જેમની ઉમર આ વખતે ૧૮ વર્ષની હતી તે રાજા થયા. ભવાની વિધીલેખાનુસાર રાણી થઈ. આ વખતે રાણી ભવાનીની ઉમર ૧૫ વર્ષની હતી.

## તૃતીય પરિચ્છેદ.

જે સમયે રાજા રામજીવન હયાત હતા તે વખતે રામકાન્ત ઘણા શાન્ત અને શિષ્ટ હતા; તે વખતે તેમના શરીરે કોઇ પ્રકારના દોષને સ્પર્શ કર્યો ન હતો અને તે વખતે ભવાની પણ ઘણી સુખી હતી. પરન્તુ વિધાતાની કેવી અપૂર્વ લીલા છે! રાજા રામજીવનો મરલોકવાસ થતાની સાથેજ ચોતરફથી લોકોએ આવી તેને ઘેર્યો. કોઇ મિત્ર બન..

કોઈ આત્મીય બની અને કોઈ હિતોપદેશક બની રાજારામકાન્તની પાસે આવી ગયા. રામકાન્ત તે વખતે યુવક હતા અને સાંસારિક બાબતોનું તે વખતે તેમને કંઇ જ્ઞાન નહતું; તેથી તેમણે તે શઠોનો વિશ્વાસ કર્યો અને ખરેખર તે બધાંને પોતાના મિત્ર સમજ્યા. તે બધા દુષ્ટો પ્રસંગ જોઈ પોતે પોતાના લાભ અને સ્વાર્થ સાધનના ઉપાય શોધવા લાગ્યા. તે વિશાળ રાજભુવનમાં કે જ્યાં રાજા રામકાન્ત રહેતા હતા ત્યાં કેવળ બે મનુષ્ય તેમના હિતેચ્છુ હતાં. એક પતિવ્રતા રાણી ભવાની અને બીજા દીવાન દયારામ !

દયારામે રાજા રામજીવનના સમયમાં પ્રથમ એક સામાન્ય ભંડારીના પદપર નિયુક્ત થઇ રાજદરબારમાં પ્રવેશ કર્યો હતો; પછી પોતાની બુદ્ધિ, નિષ્કપટતા અને સ્વામીભક્તિથી થોડાજ દિવસમાં દીવાનની પદ્વી પ્રાપ્ત કરી હતી. રાજા રામજીવન મૃત્યુ સમયે રાણી ભવાની અને રામકાન્તને કહી ગયા હતા કે તમો બન્ને જે કામ કરો તેમાં તમારે દિવાન દયારામની સલાહ લેતા રહેવું.

રાજારામજીવન દયારામને બહુ ચહાતા હતા ને પુત્ર સમાન માનતા હતા. રામકાન્ત પણ દયારામને ભાઇ સાહેબ કહી બોલાવ્યા કરતા હતા. આજ દયારામ અને રાણી ભવાની શિવાય રાજમહેલમાં નવીન રાજા રામકાન્તનું સાચું હિતૈષિ કોઈ નહતું.

રાજા રામકાન્ત, યુવાવસ્થામાં પિતાની ધનસંપત્તિ જોઈ દુષ્ટ તથા સ્વાર્થી સાથીઓને વશ થઇ વિલાસ અને વિષયવાસનામાં ઉન્મત્ત થઇ, પૂર્વસંચીત ધનનો જળની માફક પ્રવાહ વહેવડાવવા લાગ્યા. રાણી ભવાનીને તેમની આ વાતની ખબર પડી; તેમણે તેમને બહુ સમજાવ્યા અને વારંવાર આ વાત માટે વિનંતિ કરીને ખરાબ ચાલ છોડી સારા રસ્તે ચાલવા સમજાવ્યું. પરંતુ રામકાન્તે તેમાંનું કંઈ સાંભળ્યું નહિ. તે બહુજ થોડો વખત મહેલમાં રહેતા હતા અને ભવાની સાથે વિશેષ વાતચીત કરતા નહતા. ભવાનીએ તેમને ઘણુંજ સમજાવવા પ્રયત્ન કર્યો પરંતુ રામકાન્તે કોઇ વાત પર ધ્યાન ન આપ્યું તે નજ આપ્યું.

ભવાની પોતાને માટે સુખ ઇચ્છતી ન હતી, તે સ્વામીને માટે પોતાનો પ્રાણ આપવા તૈયાર હતી. તેથી જ્યારે તેમને સારા રસ્તાપર લાવવાનો અન્ય કોઇ માર્ગ જોયો નહિ ત્યારે તેમના પગમાં માથું મૂકી વારંવાર આ વાતનો અનુરોધ કરવાનો આરંભ કર્યો. તેણે કહ્યું આવી આ દુષ્ટ સ્ત્રીઓનો એકદમ ત્યાગ કરી કોઇ સુન્દરીની સાથે લગ્ન કરી લો. ભવાનીએ તેમને સમજાવવા અશ્રુપ્રવાહ વહેવડાવ્યો પરંતુ રામકાન્તના સમજવામાં એક પણ વાત આવી નહિ. કહો કે નદીના પ્રબળ પ્રવાહમાં બધો ઉપદેશ તણાઇ ગયો. રાજા રામકાન્તને સારાનરસાની ઓળખ ન હતી. તેમનું ધન જળપ્રવાહની માફક વહી રહ્યું હતું અને સ્વાર્થી કર્માચારીઓ પોતપોતાનું પેટ ભરી રહ્યા હતા.

બુદ્ધિમાન દયારામ પ્રથમથીજ રાજા રામકાન્તને સાવધાન કરવાની ચેષ્ટા કરી રહ્યા હતા પરંતુ કોઈ કામમાં સફળ થયા ન હતા. એક દિવસે તેમણે રાજાના મિત્રોની સમક્ષ તેમના કુકૃત્ય સંબંધી તિરસ્કાર પ્રદર્શીત કર્યો. રાજાએ આથી પોતાનું અતિ અપમાન માની પોતાના મનમાંજ કહ્યું "એક ક્ષુદ્ર કર્માચારી સાથે આટલે સુધી બધી વાતો કરવી ઠીક નથી. આજે જ, આ વખતેજ તેને અપમાન સાથે રાજમહેલની બહાર કાઢવો જોઈએ." એવો મનસુબો કરી રાજા રામકાન્તે દીવાન દયારામને અપમાનીત

હેલમાંથી બહાર કાઢી મૂકયા.

રાણી ભવાનીના કર્ણપટે આ વાત પહોંચી. જ્યારે રાજા રામકાન્ત મહેલમાં ગયા ત્યારે તેણે તેમના પગમાં પડી ગદ્ ગદ્ કંઠે કહ્યું "સ્વામી" દીવાનજી સર્વવાતે શુભેચ્છક છે. તેમની સાથે આ પ્રમાણે વર્તવું સારૂં નથી. તદપિ—"

રાણી આગળ કંઈ કહી શકી નહિ. ક્રોધમાં આવી જઇ રામકાન્તે કહ્યું " તમારે મારી આજ્ઞાનુસાર ચાલવું પડશે નહિ કે મારે તમારા મતને અનુસરી ચાલવાનું છે ! શું એક સામાન્ય મિત્રમંડળમાં મારૂં અપમાન કરે અને હું તે સહન કરી લઉં ? એ તો મારો પ્રાણ રહેશે ત્યાં સુધી કદી નહિ બની શકે."

રાણી.—" મહારાજ ! વિચારતો કરો કે આપ કોણ હતા અને કેવા થયા છો. ખજાનો ખાલી થઇ ગયો, સીપાહીઓને પગાર મળતો નથી તેમનો હિસાબ કોણ ચૂકવશે ? શું આપે એ બાબતમાં કઇ વિચાર કર્યો છે ? નવાબનો વાર્ષિકકર ક્યાંથી મોકલીશું ? અત્યાર સુધી દીવાનજી તૈયાર હતા તેથી આ બાબતમાં આપને મેં કંઇ કહ્યું નહતું. દીવાનજીને આપે અપરાધી સમજી કાઢી મૂકયા તે તો ઠીક કર્યું; પણ આ બધી બાબતોનો આગળ પાછળનો વિચાર કરી લો અને પછી નિશ્ચિન્ત થઇ મિત્રમંડળમાં આનંદ મેળવો. બસ, મારી આટલીજ પ્રાર્થના છે.

રાજા રામકાન્તે બુદ્ધિમતિ રાણીની વાતપર કઈ વિચાર કર્યો નહિ. અને કહ્યું " આ બાબતમાં તમારે ચિન્તા કરવાનું કંઈ પ્રયોજન નથી તમે નિશ્ચિન્ત રહો. મારૂં કામ હું કરી લઇશ. તમારે આ બાબતમાં ચિન્તા કરવાની કંઇ આવશ્યક્તા નથી."

રાણી ભવાની હવે શું કહી શકે ? પ્રતિદિન તે અનેક પ્રકારથી રાજાને સમજાવતી હતી પરંતુ તેની વાતો કાનપર પણ લેવામાં આવતી નહતી. પહેલાં રાજાસાહેબ દીવાન દયારામના ભયથી ખુલ્લે ખુલ્લા એશઆરામમાં ડુબતા નહતા, પરંતુ હવે તો રાતદીવસ સ્વાર્થીમિત્રો અને વેશ્યાઓના દરબારમાં બેસી રહેવા લાગ્યા. બિચારી રાણી ભવાનીને કંઈ ચેન નહતું. તે પ્રત્યેક સમયે પતિના મંગલ માટે ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કર્યા કરતી હતી.

## ચતુર્થ પરિચ્છેદ.

ત્યારે શું દયારામ નિશ્ચિન્ત હતા ? શું તેમણે રાજા રામકાન્તની આવી દુરાવસ્થા જોઈ તેના રક્ષણનો કોઈ ઉપાય શોધ્યો નહિ ? રાજદરબારમાં અપમાન પામી, રામકાન્તનાં કડવાં વચન સાંભળી, દુષ્ટો તરફથી તીરસ્કાર પામી પોતે પોતાના અપમાનનો, પોતાના દુઃખનો શું બદલો લેવાનો નીશ્ચય કર્યો હતો ? નહિ, કદી નહિ ! દયારામ એવા માણસ નહતા, તે રામકાન્તના સાચા હિતૈષી હતા. તે રામકાન્તની ખરાબી જોઇ તેની રક્ષાનો ખરેખરો ઉપાય શોધી રહ્યા હતા; નહિ કે રામકાન્તના વ્યવહારથી દુઃખી થઇ બદલો લેવાનો વિચાર કર્યો. છેવટે તેમની, તેમના ધનની, તેમના બાપદાદાની પ્રતિષ્ઠાની અને તેના રાજ્યની રક્ષાનો કંઇ ઉપાય શોધી મુર્શીદાબાદ તરફ પ્રયાણ કર્યું:

મુર્શિદાબાદ પહોંચી દયારામ નવાબ અલીવર્દીખાનને મળ્યા. નવાબે દયારામને રાજા રામજીવનનો દીવાન જાણી સન્માનપૂર્વક તેની સાથે વાતચીત કરી. અલીવર્દીખાને એ પણ પૂછ્યું કે રામજીવનના મૃત્યુપછી તેમનો પુત્ર રાજ્યકાર્ય કેવીરીતે ચલાવે છે.

સમય જોઈ દયારામે કહ્યું " રાજા રામજીવનના પુત્ર નલાયક છે. યુવાવસ્થાના

તરંગને આધિન થઈ વ્યર્થ ધન લુંટાવે છે. કેવળ શીરપેચને માટે તેમણે નાહક બેલાખ રૂપિઆ ખરચી નાખ્યા. આગલા વર્ષે આવા ફાજલ ખર્ચને લીધે તે આપને કર આપી શકયા ન હતા. આ વર્ષે પણ અપાય તેવી આશા રહેતી નથી.

નવાબ અલીવર્દીખાન આ સમાચાર સાંભળી અત્યંત ગુસ્સે થયા અને પૂછવા લાગ્યા-" શું રાજા રામજીવનના કુટુંબમાં રાજા થવાને બીજા કોઇ શખસ કાબેલ નથી ? "

દયારામે કહ્યું " કે, રાજા રામજીવનનો ભત્રીજો દેવીપ્રસાદ મહા બુદ્ધિમાન અને કાર્ય કુશળ છે. જો કદી તેના હાથમાં રાજ્યકારભાર આપવામાં આવે તો હું આશા રાખું છું કે આપનો નિયત કર બરોબર મળતો રહેશે.

અલીવર્દીખાને જવાબમાં કહ્યું " ઠીક ત્યારે હું તમારી સાથે ફોજ મોકલું છું. તમારે પોતે દેવીપ્રસાદને રાજા બનાવી દીવાન બનવું; અને હુંશીયારીથી તમામ બાબતનો બંદોબસ્ત રાખવો.

"જેવી આજ્ઞા " કહી દયારામે અનુમતિ દર્શાવી.

* * * *

રાજા રામકાન્તના સૈનીકોએ પણ સાંભળ્યું કે મુર્શીદાબાદથી અલીવર્દીખાનનું અગણીત સૈન્ય આવે છે, તે બિચારા પ્રથમજ બે વર્ષથી પગાર મેળવી શકયા ન હતા. વિશેષ કરી રાજાની જ દશા એવી હતી કે રાજ્યનો બચાવ થવાનું મુશ્કીલ હતું, એટલે નવાબી ફોજની સાથે યુદ્ધ કરવું રમત વાત ન હતી. આવાત સાંભળી રામકાન્તના સીપાઇઓ ગામલોકોનાં મકાનો અને ઝુંપડીઓ લૂંટતા થઇ ગયા. જેને જેમ ફાવ્યું તેમ ચાલ્યા ગયા. રામકાન્તના આશ્રયમાં રહેવા વાળી વેશ્યાઓ અને મિત્રોએ પણ આ વાત સાંભળી તે બધા પણ સમય જોઈ જે જેને હાથ આવ્યું તે લઇ ભાગી ગયા.

જે વખતે નાટોરમાં નવાબી ફોજ આવી પહોંચી ત્યારે રાજા રામકાન્તની આંખોના પરદા છૂટી ગયા. પરંતુ એવી સ્થિતિમાં તે શું કરી શકે ? યુદ્ધ કરવા કીંવા હિંમત આપવા ત્યાં કોઇ ન હતું. બધાએ પોતપોતાનો સ્વાર્થ સાધી ચાલ્યા ગયા હતા. રાજા રામકાન્તે પોતાના મન પ્રતિજ કહ્યું " શું સંસારનાં બધા માણસો સ્વાર્થી થઇ ગયા ? શું દુનિઆમાં કોઈ પણ મારો સાચો હિતૈષી રહ્યો નથી ? આ વિશાળરાજમહેલમાં મારી સાથે રહેનાર કોઇ પણ માણસ નહિ મળે ? " આ પ્રમાણે મનમાં અનેક પ્રકારના વિચાર કરતા અને ઉદાસ ભાવથી નીચુ મુખ કરી રાજા રામકાન્તે રાજમહેલના હરેક ભાગને સારી રીતેજોઇ લીધો; પરંતુ કોઈ પણ જગ્યાએ મનુષ્યનું ચીન્હ જણાયું નહિં, કોઇ પણ જગ્યાએથી સહાય મળી નહિ—દાસ દાસી, આત્મીય બાન્ધવ બધા ભાગી ગયા હતા. હાય ! વિપત્તિના સમયે મદદ કરવાવાળો ક્યાં મળે છે !

ત્યારપછી ગાંડા માફક કુદકા મારતો રાજા રામકાન્ત અન્તઃપુરમાં ગયા. ત્યાં જઇને પણ ત્યાંની તમામ ઓરડીઓ જોઇ નાંખી; પરંતુ ત્યાં પણ કોઇ મળ્યું નહિ. છેવટે એક ઓરડામાં પ્રવેશ કરી જોયું તો રાણી ભવાની ભૂમી પર પડી રડતી હતી. રાજા રામકાન્ત ધીરે ધીરે તેની પાસે જઇ બોલ્યા " તું અહીં કેમ પડી છું ? "

રાણીએ કંઇ ઉત્તર આપ્યો નહિ. રાજા રામકાન્તે ફરી કહ્યું "ભવાની ! હજુ પણ નાશી જઇ પ્રાણની રક્ષા કર ! જ્યારે મારા સ્નેહીમિત્ર, આત્મીય બાન્ધવ અને દાસ દાસી બધાં મને છોડી ચાલ્યાં ગયાં તો તું અહીં રહી વૃથા કષ્ટ શામાટે સહે છે ? "

રાણીએ રડતાં રડતાં કહ્યું " મહારાજ ! મારો અને તમારો સંબંધ તેવો નથી કે જેવો આપનો અને આપના મિત્રોનો હતો. જો કદી મારો પણ આપની સાથે તેવો સંબંધ હોત અને કદી તેઓની માફક મારી પણ સ્વાર્થ સાધનાની અભિલાષા હોત તો અત્યાર સુધીમાં કયારનીએ નાશી ગઈ હોત. પરંતુ મારો અને તમારો સંબંધ તેવો નથી. મને આપના સુખમાં સુખ અને દુ:ખમાં દુ:ખ છે. જ્યાં સુધી હું જીવતી રહીશ ત્યાંસુધી હું આપને છોડી જઇશ નહિં. જ્યારે મરણકાળ આવશે ત્યારે આપનું મુખ જોતી જોતી—હસતી હસતી હું આ જીવનનો ત્યાગ કરીશ "

એક લાંબો શ્વાસ ખેંચી રાજા રામકાન્તે કહ્યું "અહા, હું કેવા ભ્રમમાં પડી ગયો હતો, મારી બુદ્ધિ કેવી ભ્રષ્ટ થઈ ગઈ હતી ! "

" મહારાજ ! આપની આજ્ઞા હોય તો હું પ્રાણ રક્ષણનો એક ઉપાય કરૂં" રાણીએ ધૈર્યતા દર્શાવી.

રાજાએ લાચારી દર્શાવી કહ્યું " મને બધું કબુલ છે. હવે મને વિશ્વાસ છે કે તું જે કરીશ તેથી મને સ્વર્ગસુખ પ્રાપ્ત થશે. "

" અસ્તુ, ઉતાવળ કરો !" રાણીએ સૂચના કરી.

આ વખતે જ મહેલની બહારથી નવાબી સૈન્યનો કોલાહલ સંભળાયો.

" હવે નાશવાનો કંઈ ઉપાય નથી, તે બધા આવી ગયા છે. "નીરાશ થઇ રાજાએ કહ્યું.

પરંતુ રાણીએ રાજાનો હાથ પકડી ધીમે ધીમે એવા માર્ગે લેવા લાગી કે જે ભીતરથી નદીની બીજી બાજુએ જતો હતો. રાણી ગર્ભવંતી હોવાથી ઝપાટાબંધ ચાલી શકતી ન હતી.

## પંચમ પરિચ્છેદ.

પ્રાણભયથી રાજા રામકાન્ત ગર્ભવંતી સ્ત્રીનીસાથે રાજમહેલ બહાર નીકળી આવ્યા, પણ હવે જાય કયાં ? આવા દુ:પ્રસંગમાં, આવી વિપત્તીના સમયમાં કોણ તેમને આશ્રય આપી નવાબની કોપ દૃષ્ટિનો નીશાન બને ? એ સર્વેનો વિચાર કરી તેણે નીરાશ થઇ રાણીને કહ્યું " ભવાની ! પ્રાણરક્ષાને માટે બધું છોડી આપણે નદી કીનારે આવી પહોંચ્યા; પરંતુ હવે શું કરવુ ? હવે આપણને રહેવા અહી કયાં સ્થાન મળશે ? કોણ આપણને આશ્રય આપી નવાબનો દુશ્મન બની પોતાનાજ હાથથી પોતાનાજ પગમાં કુહાડી મારશે ? હાય ! હવે આપણને રહેવાનું કંઇ સ્થાન નથી. ખેર, આવો ! આ નદીનો આશ્રય લઈ અનન્તકાળના માટે બધાં દુ:ખ, બધી વિપત્તીઓ અને અપમાનોથી આપણો છુટકારો કરી લઈએ. "

પ્રેમપૂર્ણ શબ્દોથી રાણીએ કહ્યું " મહારાજ ! હું આપને વૃથા પ્રબોધ આપતી નથી. હું જેને માટે કહું છું તેને નવાબનો ભય તો દૂર રહો પરંતુ સ્વયં નવાબ અનેક બાબતોમાં તેમનો ઋણી છે; અને તેમનો ઘણો દબાયલો છે, તે આપણને આશ્રય આપશે."

રાજા રામકાન્તે પ્રથમની માફક નીરાશભાવથી કહ્યું " મને તો વિશ્વાસ નથી. ઠીક તે ક્યાં રહે છે ? તેમનું નામ શું છે ? "

રાણીએ કહ્યું; " તે મૂર્શીદાબાદમાં રહે છે. તેમનું નામ જગતશેઠ છે.

પ્રિય વાચક ! " દિલ્હીશ્વરો વા જગદીશ્વરો વા " આખ્યાધારી મોગલસમ્રાટને વખતોવખત જેના દ્વારપર જવું પડતું હતું. સંપતિશાલીની ભારતમાતા જેના ધનના ગૌરવથી જગતમાં ગૌરવ મેળવી રહી હતી, હિન્દુસ્થાનના પ્રત્યેક કર્મક્ષેત્રમાં–ભારતવર્ષના પ્રત્યેક નગરમાં, વાણીજ્ય–વ્યવસાયથી શોભાયમાન પ્રત્યેક બન્દરમાં, જેનાં ગુણોનાં વખાણ માનવહૃદયો કર્યાં કરતાં હતાં, સાક્ષાત લક્ષ્મીદેવી કહોને " ચંચળ " અપવાદ દૂર કરવા માટે જેને ત્યાં સ્થીર બેઠી હતી અને દેશના રાજા, મહારાજા–અમીર ઉમરાવ સદા જેને ત્યાંથી દેવું ઉઠાવતા હતા તે ધનકુબેર જગતશેઠનું નામ રાણી ભવાનીએ પોતાના પતિને કહ્યું.

જગતશેઠનું નામ સાંભળી રાજા રામકાન્તના મુખપર થોડીવાર પ્રસન્નતા પથરાઈ. તેમણે પ્રફુલ્લિત થઇ કહ્યું " પ્રિયતમે ! તમે ઠીક કર્યું. આવી વિપત્તિના સમયે અન્ય કોઇ આપણને સહાય થઇ શકે તેમ નથી. ઇશ્વરે સારા વખતે આ વાત તને સુઝાડી. "

ત્યાર પછી એક હોડી ભાડે કરી લઇ રાજા રામકાન્તે રાણી ભવાનીસહ મૂર્શીદાબાદ તરફ પ્રયાણ કર્યું. મૂર્શીદાબાદમાં તે ક્યારે પહોંચ્યા, માર્ગમાં કેવી કેવી આપત્તિઓ સહન કરવી પડી તે બધું ન લખતાં અમે સંક્ષેપમાં કેવળ એટલુંજ લખીએ છીએ કે જગતશેઠે તેમને આદરસહીત પોતાના મકાનમાં સ્થાન આપ્યું.

દુર્ભાગ્યવશાત રાજા રામકાન્તની વિવેકશક્તિ નષ્ટ થઇ ગઈ હતી. જ્યારે તેમની દશા કંઇક સુધરી ત્યારે તમામ કાર્યભાર રાણી ભવાનીના માથે નાંખ્યો જગતશેઠે પણ તેમને નવાબને પ્રસન્ન કરવાનો ઉપાય બતાવ્યો. કિન્તુ રાણી ભવાનીએ કહ્યું " એ પ્રમાણે કામ નહિ થાય. બધાની પહેલાં દીવાન દયારામને પ્રસન્ન કરવા જોઇએ; કારણ તે દરેક વખતે નવાબ પાસે ઉપસ્થિત રહે છે. " ત્યાર પછી તેણે પોતાના પતિને એ સલાહ આપી કે દીવાન દયારામને પ્રસન્ન કરવાની ચેષ્ટા કરો. "

પણ રાજા રામકાન્ત કેવી રીતે દીવાન દયારામને પ્રસન્ન કરે ? તેમણે વિચાર કર્યો. કદી હું દીવાન દયારામને પ્રસન્ન કરવાની ચેષ્ટા કરીશ અને તેમને મળવા મૂર્શીદાબાદના નવાબના દરબારમાં જઇશ તો અવશ્ય તે લોક પકડી મને કેદમાં નાંખશે. અસ્તુ.

એક દિવસ દયારામ પાલખીમાં બેસી ઘર તરફ જતા હતા. રાજા રામકાન્તે તેમને આ રીતે જતા જોઈ રાણી ભવાનીને એ સમાચાર કહ્યા. તે સંબંધમાં રાણીભવાનીએ કંઇ સલાહ આપી. નિદાન તેની સન્મતિને અનુસરી રાજા રામકાન્ત જગતશેઠની કોઠીની છત ઉપર જઈ ચઢયા અને ત્યાંથી બૂમ મારી " ભાઇ સાહેબ ! હવે કેટલા દિવસ સુધી અમારે બંધ રહેવું પડશે ? "

દીવાન સાહેબના મનમાં દયા આવી. વિશેષકરીને રામકાન્તને તે પોતાનો નાનો

ભાઇ માનતા હતા. તે રામકાન્તને પારકી રોટલીના ટુકડા તોડતા જોઈ તેમને બહુ દુઃખ થયું પાલખીથી ઉતરી તે તુરત રામકાન્તની પાસે આવ્યા અને ભેટી પડ્યા. રામકાન્તના નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. દયારામે કહ્યું " હવે તમારે વધુ દિવસ આ દશામાં રહેવું નહિ પડે. જે બૂરાં કૃત્ય તમે કર્યાં તેનું ઉચિત ફળ તમને મળી ગયું છે. તમારી જમીનદારી તમને પરત મળે તે માટે હું પ્રયત્ન કરી રહ્યો છું. બધા મળી આ વખતે તમારી પાસે કેટલા રૂપિઆ છે ? "

ઉદાસ મૂખથી રામકાન્તે ઉત્તર આપ્યો " ભાઇ સાહેબ ! ભવાનીના શરીરપર જે થોડા કંઈ દાગીના છે તે શિવાય અમારી પાસે એક પાઇ પણ નથી. તે દાગીના થોડા થોડા વેચી ગમે તે રીતે કામ ચલાવું છું. આજ પણ એક અંગુઠી વેચવાની છે. "

રામકાન્તની વાત સાંભળી દયારામને વિશેષ દયા આવી. તેમણે સ્નેહપૂર્વક કહ્યું. " ભાઈ ! જો તમે મારા અગર રાણીભવાનીના શબ્દોપર ધ્યાન આપ્યું હોત તો આ વખત ન આવત.

દયારામના બે હાથ પકડી અશ્રુપૂર્ણ નયને રાજા રામકાન્તે કહ્યુ " ભાઈ સાહેબ ! મને ક્ષમા કરો ! મેં જે કઈ કર્યું છે તેનુ ફળ મને મળી ગયુ છે. હવે તમામ કામ ભવાની અને તમે મળી કરજો. હવે મારી કઇ ઈચ્છા નથી. '

કંઈક વિચાર કરી દયારામે કહ્યું " ઠીક, વહુબાનાં ઘરેણાં મને આપી દો હું તમારી જમીનદારી ફરી મેળવવાનો પ્રયત્ન કરીશ "

રામકાન્તે દીવાન દયારામની આજ્ઞા મુજબ રાણી ભવાનીના બધા દાગીના દયારામ આગળ મૂકી દીધા ભવાનીની આ દશા જોઈ વૃદ્ધ દયારામ અતિ દુઃખી થયા અને ધૈર્ય ધરી કહ્યુ " બેટી ! ગભરાઈશ નહિ જ્યાં સુધી મારૂં ચાલી શકશે ત્યાં સુધી હું જરૂર તને નાટોરની રાણી બનાવીશ. "

તે અલંકારો વેચી દયારામે ૫૦ હજાર રૂપીઆ એકઠા કર્યા અને તે રૂપીઆ નવાબના કારભારીઓમાં વહેંચી તે બધાને પોતાના વશ કરી લીધા દયારામના બુદ્ધિ કૌશલ્યથી નવાબના તમામ નાના મોટા અધિકારીઓ દેવીપ્રસાદનો અનાદર કરવા લાગ્યા. ત્યાંના બધાં માણસો તેમને " કમબખ્ત કહી બોલાવવા લાગ્યા. પ્રથમ કેટલાક દિવસ સુધી દેવીપ્રસાદે કોઇની વાતપર ધ્યાન આપ્યુ નહિ, પરંતુ જ્યારે જોયું કે દીવાન, દરબાર, ખીદમતગાર આદિ તમામ માણસો કમબખ્ત કહી અપમાન કરે છે ત્યારે તેણે નવાબ અલીવર્દીખાનને આ વાત કહી. નવાબે કહ્યુ " હું બધાને મના કરીશ. હવેથી તમને આની કોઈ તકલીફ આપશે નહિ. "

નવાબે મના કર્યા છતાં પણ બીજે દિવસે બધા કર્મચારીઓએ દેવીપ્રસાદને કમબખ્ત કહી બોલાવ્યા. તેમણે ફરી નવાબ સાહેબને અરજ કરી. ' આ વાતથી નવાબ અલીવર્દીખાન ખૂબ ચીડાયા, પરંતુ તે દિવસે પણ તેમને બધાને કહી દીધુ કે " હવેથી કોઇએ એમને કમબખ્ત કહેવા નહિ. " તે દિવસે તો બધા ચૂપ રહ્યા, પરંતુ બીજે દિવસે પાછી તેજ વાત ! લાચાર થઈ ફરી દરબારીઓ માટે કહેવું પડ્યુ નવાબે કહ્યુ ' જણાય છે કે તમે મહા કમબખ્ત છો. રાજા રામજીવનની જમીનદારી હવે તમારા હાથમા રાખવામાં નહિ આવે. શું રામજીવનના કુટુંબમાં કોઇ એવો માણસ નથી કે જે જમીનદારીનો સારો બંદોબસ્ત રાખે ? "

તેજ વખતે દીવાન દયારામે નમન કરી આગળ આવી કહ્યું "છે જહાંપનાહ! રાજા રામજીવનનો એક પુત્ર છે. જો આજ્ઞા હોય તો:—"

દેવીપ્રસાદ દયારામની વાત કાપી નાંખી કંઈ કહેવા ઇચ્છતા હતા. પણ નવાબ સાહેબે ગુસ્સે થઇ કહ્યું "હું તમારો કોઇ પણ શબ્દ નહિ સાંભળું. આજથી રામજીવનનો પુત્ર તેની જમીનદારીનો માલીક થશે. હવેથી તમારે મારા દરબારમાં આવવું નહિ; જો કદી આવવાની કોશીશ કરશો તો સખ્ત શિક્ષા થશે."

રાજા રામજીવનનો પુત્ર કોણ છે, તેનું નામ શું છે વગેરે વાતો અલીવર્દીખાને પૂછી નહિ. દીવાન દયારામની કૃપાથી ફરી રામકાન્તે પોતાનું રાજ્ય મેળવ્યું. પ્રથમ જેવી દશા હતી તેવીજ દશાને દેવીપ્રસાદ પ્રાપ્ત થયા.

## ષષ્ટ પરિચ્છેદ.

નાટોરમાં આવ્યા પછી રાજા રામકાન્તે રાજ્યકારભાર પોતાના હસ્તમાં ન લેતાં રાણી ભવાની અને દીવાન દયારામને સોંપી દીધો. રાજારામકાન્ત કોઇ પણ કામમાં હાથ નાંખતા ન હતા. પરંતુ રાણી ભવાની તમામ કામો દીવાન દયારામની સલાહ લઈ કરી નાંખતી હતી. રાજારામકાન્ત નામના રાજા હતા; ખરી રીતે રાણી ભવાની અને દીવાન દયારામ કરતા હરતા હતા.

બહુ દિવસ એશઆરામમાં પડી રહેલા હોવાના કારણથી રાજારામકાન્તનું શરીર લથડી ગયું હતું; તેથી રાણી ભવાની સ્વામિસુખ અધિક સમય ભોગવી શકી નહિ. ફરી રાજ્ય મેળવ્યા બાદ કેવળ ૧૬ વર્ષ સુધી રાજા રામકાન્ત જીવતા રહ્યા. તે ઈ. સ. ૧૭૫૬ માં આલોકનો ત્યાગ કરી ગયા. રાણી ભવાનીની ઉમર તે વખતે ૩૨ વર્ષની હતી. પ્યારા પતિના અકાળ મૃત્યુથી રાણીભવાનીને કેવું દુઃખ થયું હશે તેની કલ્પના વાચક પોતેજ કરી શકશે.

રાણી ભવાનીને ફક્ત બે પુત્ર સંતતિ પ્રાપ્ત હતી. તેમાંથી એક તો અગીયાર માસનો થઇ મરી ગયો હતો; બીજો કેટલાક માસ રહી સીધાવી ગયો હતો. આ વખત તેની એક માત્ર કન્યા તારા જીવતી હતી. તારાનું લગ્ન ખજૂરા નીવાસી રઘુનંદન પંડિતની સાથે કરી કર્તવ્યથી છુટી હતી. પરંતુ વિધીની ઇચ્છા મુજબ તારાના પતિ રઘુનન્દન થોડાજ વખતમાં સ્વર્ગવાસી થયા. બિચારી તારાને બાલ્યાવસ્થામાં જ વૈધવ્યનું દુઃખ ભોગવવું પડયું. રાણી ભવાનીએ વિચાર કર્યો હતો કે હું જમાઇને રાજ્ય આપી કાશીક્ષેત્રમાં ચાલી જઇશ, પરંતુ તેની તમામ આશા તુટી ગઈ. આવી સ્થિતિમાં બિચારી શું કરે? લાચારી સાથે ફરી રાજ્યનો ભાર તેને લેવાની ફરજ પડી. હમણાં દયારામ પણ આ લોકમાં ન હતા; તેથી બધા કામમાં પોતાનીજ બુદ્ધિપર આધાર રાખવો પડતો હતો. અસ્તુ. ઈશ્વરકૃપાથી તેનો મહા બુદ્ધિથી અને સાવધાનીથી તમામ કાર્યનો પ્રબંધ કર્યો.

## સપ્તમ પરિચ્છેદ.

રાણી ભવાનીને એ પ્રબંધ કરતાં કરતાં જોયું કે હવે ઢીલચાલ થઇ મુસલમાની રાજ્ય નષ્ટ થવાને અધિકવાર નથી. આ ઢીલચાલથી પોતાના રાજ્ય અને પ્રતાપની રક્ષા કરવા સૈન્ય વધારવાની આવશ્યકતા જણાઇ; તેથી પોતાના સૈન્યને દૃઢ કરવાનો પ્રબંધ કર્યો. કેવળ સેનાપતિ ઉપર સૈનિક સુધારાનો ભાર નાંખી તે બેસી રહી ન હતી પરંતુ સ્વયં

ઉપસ્થિત રહી સૈનિકોની તપાસ રાખવા લાગી. તેનું એ ફળ મળ્યું કે જે દેશ સમસ્ત રાજાઓ કરતાં તેનુ સૈન્ય ઘણું વધી ગયું અને ખૂદ નવાબ પાસે તેના દૂત રહેવા લાગ્યા.

આ વખતે સીરાજુદૌલાએ મુર્શીદાબાદની ગાદી પ્રાપ્ત કરી હતી. સીરાજુદૌલા ચચળ, અવિવેકી અને ' એશઆરામી નવાબ હતો; તેથી તેના દરબારીઓને પોતપોતાનો સ્વાર્થ સાધવાની ઉત્તમ તક મળી ગઇ હતી. તે બધા સીરાજુદૌલાને ખરાબ ' સલાહો આપી વિશેષ ખરાબ કરવા લાગ્યા તે સમયે નવાબને રાજ્ય સંબંધી 'કાર્ય કરવાનો અવકાશ મળતો ન હતો; દુષ્ટ સોબતીઓની સલાહથી તેની પાપેચ્છાઓ દિનપ્રાતદિન વધતી જતી હતી સતીનું સતીત્વ નષ્ટ કરવુ અને વેશ્યાઓના મંદીરમાં બેસી એશઆરામ ભોગવવો ઇત્યાદિ નીન્દનીય કર્મજ તે વખતે તેનાં પ્રધાનકર્મ થઈ ગયાં હતાં.

રાણી ભવાનીના પ્રબળ પ્રતાપની વાત સાંભળી નવાબના દુષ્ટ સોબતીઓએ તેને દુઃખ દેવા એક દુષ્ટ ઉપાય યોજ્યો. દુષ્ટોએ રાણી ભવાનીની કન્યા તારાની ''નવાબ સીરાજુદૌલા આગળ ખૂબ મીઠું મરચું ભભરાવી પ્રસંશા કરી. તે બદમાશોનો એવો વિચાર હતો કે સીરાજુદૌલાને તારા માટે ઉત્તેજીક બનાવી રાજ્યના સૈન્યની સહાયતાથી રાણી ભવાનીનો ધનભંડાર લૂંટી લેવો. નવાબ તેમના હાથનું રમકડું થઇ પડયો હતો— વિના તપાસ કે વિચારે તેમની વાતનો સ્વીકાર કરી લીધો. તુરતજ રાણી ભવાનીની વીધવા કન્યા તારાને મુર્શીદાબાદ લાવવા માટે દૂત નાટોર મોકલવામાં આવ્યો.

આ દુષ્ટ સમાચાર લઇ દૂતનાટોરમાં રાણી ભવાનીની પાસે પહોંચ્યો. રાણીએ તેની પૂરી દુર્દશા કરી. તેણે કેવળ તેનો જીવ લીધો નહિ—કારણકે દૂતવધ રાજ્યનીતિ વિરૂદ્ધનું કાર્ય હતું—તે શિવાય તમામ પ્રકારે તેની દુર્ગતિ કરી.

દૂત ક્રોધના આવેશમાં મુર્શીદાબાદ આવ્યો અને રાણી ભવાનીની હકીકત સીરાજુદૌલા અને તેમના મિત્રોને કહી સંભળાવી. સીરાજુદૌલાના મનમાં બીજી ગમે તે વાત રમી રહી હશે પરંતુ તેના સોબતીઓએ રાણી ભવાનીની જમીનદારી લૂટી લેવા સૈન્ય મોકલી દીધું. રાણી ભવાનીને પ્રથમથીજ ખબર હતી કે નવાબી લશ્કર યુદ્ધ માટે અવશ્ય આવશે તેથી તે પણ લઢવા માટે તૈયાર હતી. નવાબી સૈન્ય આવવાની વાત સાંભળી તે સહજ પણ વિચલીત થઇ નહિ—બલ્કે પોતે સરદાર બની યુદ્ધક્ષેત્રમાં ઉભી રહી. નવાબી સૈન્ય આવતાની સાથે જ લઢાઇ થવા લાગી, પણ રાણી ભવાનીના સૈન્યનો માર સહન ન કરીશકવાથી આમ તેમ નવાબી સૈન્ય નાશવા લાગ્યુ. રાણી ભવાનીએ પોતે ઘોડા પર સવાર થઇ પોતાના રાજ્યની હદ સુધી નાશતી ફોજનો પીછો લીધો. તે વખતના તમામ લોકો મુસલમાનોના અત્યાચારથી દુઃખી હતા એટલે તે લોકોને કોઈએ હાથમાથી જવા દીધા નહિ. બધા નવાબની નાશતી સેનાપર તુટી પડયા આ પ્રકારે નવાબના ઘણાં માણસો માર્યા ગયા અને થોડાકજ બચી મુર્શીદાબાદ પહોચ્યા યુદ્ધનું પરીણામ સાભળી પાપી સીરાજુદૌલાનું હૃદય કંપી ઉઠયું.

સીરાજુદૌલાના અત્યાચારથી તે વખતે તમામ લોકો દુઃખી થઇ ગયા હતા, બધાનો એજ વિચાર હતો કે ગમે તે રીતે એ દુષ્ટને ગાદીથી ઉઠાડી મુકવો બધા ઇતિહાસના અભ્યાસીઓ જાણતા હશે કે સીરાજુદૌલાને પદચ્યુત કરવા માટે રાજા કૃષ્ણચંદ્ર, રાજા રાજવલ્લભ, રાજદુર્લભ અને જગતશેઠ તથા ભવાનીનો ચોક્કસ વિચાર થઇ ગયો હતો. છેવટે

બધાનો વિચાર એવો થયો કે સીરાજુદૌલાને ઉઠાડી મૂકી મીરજાફરને સ્થાપિત કરવો. પરંતુ રાણી ભવાનીને આ વિચાર પસંદ પડયો નહિ. રાણી ભવાનીએતો કહ્યું કે "દુષ્ટ માણસ ગાદીપર આવવો જોઇએ નહિ. કારણ કે તે આવે તો અતિ અત્યાચારતો કાયમ રહે, તેના કરતાં નવાબી રાજ્યનેજ ઉથલાવી નાખવું, માટે જો તેમ ન બનતું હોય તો મારી આ કાર્યમાં પ્રવૃત થવાની ઇચ્છા નથી.

રાણીભવાનીની સલાહ કોઇને પસંદ આવી નહિ. ઘણા દિવસ પરાધિનતાના સહવાસમાં રહેવાથી બધાને એ શંકા હતી કે આપણે રાજ્યવ્યવસ્થા બરોબર ચલાવી શકીશું નહિ. તેથી બધાએ મીરજાફરને નવાબ બનાવ્યો. જો કદી રાણી ભવાનીની સલાહ માનવામાં આવી હોત તો, અને તે તેજસ્વીદેવીનું કહેવું સાંભળી વિચાર કરી પરીણામ નક્કી કર્યું હોત તો પરાધિનતાની કઠીણ કેદની બેડીમાંથી અવશ્ય છુટકો થાત એમ ઘણા ઇતિહાસના અભ્યાસીઓ કહે છે. ઇશ્વરેચ્છા )

## અષ્ટમ પરિચ્છેદ.

રાણી ભવાનીએતો ભવિષ્ય વર્તું હતું કે હવે દેશની સારી સ્થિતિ રહેવાની નથી. છેવટે તેમજ થયું. વારંવાર નવાબો બદલાવા લાગ્યા.

બુદ્ધિમતી રાણી ભવાની દેશની દુરાવસ્થા જોઇ પોતાની પ્રજાને સુખ મળે તે માટે યોગ્ય પ્રબન્ધ કરવા લાગી. કેટલાક દિવસ પછી તેણે એક દીવાન નીયુક્ત કર્યો અને સુચરિત રામકૃષ્ણને પોતાનો દત્તકપુત્ર બનાવી તેના હાથમાં રાજ્યકાર્ય સોંપી પોતે મુર્શીદાબાદની પશ્ચિમમાં કેટલેક દૂર ગંગાજીના કીનારે વડનગર નામક સ્થાનમાં જઇ રહેવા લાગી.

રાણી ભવાની સ્ત્રી હતી પરંતુ તે પુરૂષથી પણ અધિક પરાક્રમી હતી. તે પ્રતિદિન ચાર કલાક રાત્રી બાકી રહેતી ત્યારથી ઉઠી જપતપ કરતી હતી; રાત્રે વહેલાં દાસી પાસે દીવો લેવડાવી પોતે જાતે બગીચામાંથી ફૂલ તોડી લાવતી અને સવાર થતાં ગંગાસ્નાન કરવા જતી; ત્યાં કેટલીક વખત ભીના કપડા સહીત બેસી ગંગાપૂજા, શીવપૂજા અને પાઠ આદિ કરી દેવાલયમાં પુષ્પ ચઢાવતી ત્યારે પોતાને ઘેર આવતી. ઘેર આવી ઇષ્ટદેવનું સ્મરણ કરી પુરાણ સાંભળવા બેસતી અને ત્યાર પછી આશરે બે પ્રહરે જલપાન કરતી હતી પછી પરીવારસ્થ બ્રાહ્મણ ભોજન સમાપ્ત થયા પછી પોતે ભોજન કરતી ત્યારબાદ દીવાનખાનામાં આવી પોતાના કારભારીઓને રાજ્યકાર્યોના સંબંધમાં કંઇ સમજાવતી અને ઉપદેશ આપતી હતી. સાંજે ફરી પાછી પુરાણ સાંભળતી. પશ્ચાત જરૂરી કાગળો જોઇ તેપર હુકમ કરતી. સાયંકાળે તે પુન ગંગાજી પર જઇ પોતાના હાથથી ધુપ પ્રદીપ કરી પરત આવતી, ત્યાર પછી ઇશ્વર સ્મરણ કરી ફરી પાછી દીવાનખાનામાં જઇ ત્યાં એક પ્રહર સુધી દરબારી કામ કરતી અને અન્ય ઉચીત કાર્યો કરી દોઢ પ્રહર રાત્રી વ્યતીત થયા પછી સુવા જતી. પાઠક ! આપજ કહો કે રાણી ભવાની પોતાના સમયનો કેવો સદવ્યય કરતી હતી !

દરિદ્રોની ચિકિત્સા માટે રાણી ભવાનીએ બહુ સારો બંદોબસ્ત કર્યો હતો. વડનગર અને તેની આસપાસના ગામોમાં ફરવા માટે તેણે આઠ વૈદ્ય નોકર રાખ્યા હતા કે જે ફરી રોગીઓની ચીકીત્સા કર્યા કરે. પ્રત્યેક વૈદ્યની સાથે બે નોકર રહેતા હતા આ નોકરો રોગીઓની સેવા શુશ્રુષા અને પથ્યાદિકનો બંદોબસ્ત કરતા હતા. જો આ ગામોમાં કોઇ મરણ પામતું તો તેની ઉત્તરક્રીયા માટે રાણી ભવાની ખરચ આપતી હતી. આ ગામો શિવાય બીજા ગામોના રહેવાશીઓને પણ તે જો બ્રાહ્મણ હોય તો ૭ રૂપીઆ આપતી અને શુદ્રને ત્રણ રૂપીઆ આપતી હતી. તેના રાજ્યમાં જો કોઇ સ્ત્રી સતી થવા ઇચ્છતી તેને તે શણગારનો સામાન અને રોકડ ૫ થી ૧૦ રૂપીઆ આપતી.

રાણી ભવાનીની આ શિવાય અનેક પ્રકારની દાનપ્રણાલીકા જોવામાં આવેછે. તે બ્રાહ્મણો, અતીથીઓ અને મુસાફરોમાં પ્રતિ વર્ષે એક લાખ રૂપિઆ ખરચતી હતી. કાશીમાં આવી તેણે વિશ્વેશ્વર, દણ્ડપતિ, દુર્ગા, તારા અને રાધાકૃષ્ણ આદિ દેવતાઓની પ્રતિષ્ઠા કરી હતી અને અનેક શીવલીંગ તથા મંદીર સ્થાપન કર્યાં હતાં તેમજ ઘાટ અને ધર્મ-શાળાઓ પણ બંધાવી હતી. દીન દરિદ્રી તીર્થવાસીઓ માટે પણ તેણે ૧૦૦ મકાન બંધાવ્યાં હતાં અને અનાથોને ખાવાપીવાનું પૂરૂં પાડતી હતી. અહીં ૫ ચકોશી યાત્રા કરી તેણે રસ્તામાં કુવા અને વાવ આદિ બનાવડાવ્યાં હતાં.
જે સનાતન ધર્માવલંબી યાત્રીઓ કાશીમાં આવ્યા હશે તેમણે માતા અન્નપૂર્ણાનું દર્શન કર્યું હશેજ. તેજ અન્નપૂર્ણા દેવીના મંદિરમાં જઇ રાણીભવાની પ્રતિદિન ૨૫ મણ ચોખા અને ૮ મણ ચણા ગરીબોને વહેંચતી હતી. પ્રતિદિન ચાર હજાર અનાથ તેનું આપેલું ખાઇ પોતાનુ જીવન ચલાવતા હતા. તે કાશીની કુમારકા, સધવા સ્ત્રીઓ અને સન્યાસીઓમાંથી ૧૮૮ ને દરરોજ ઇચ્છાનુસાર ભોજન કરાવતી અને હરેકને રૂ ૧ દક્ષણા યોગ્યને આપતી હતી. જ્યારે રાણી ભવાની કાશીમાં આવી હતી ત્યારે ૧૭૦૧ નાવ દ્રવ્યથી ભરેલાં સાથે લાવી હતી; અને ત્યાર પછી તે અહીં રહી ત્યાં સુધી ભીક્ષુક અને અનાથોના માટે અસબાબથી ભરેલાં નાટોરથી ૧૭૦૦ નાવ આવતાં હતાં. રાણીની આવી દાનશીલતા, આવી દયાળુતા અને પરદુઃખની લાગણી જોઈ કાશીનીવાસીઓએ તેનું નામ અન્નપૂર્ણા રાખ્યુ હતું. આ સંબંધમાં એક વાત પણ ચાલે છે. તે સત્ય હો કે અસત્ય હો પણ તેની સાથે આપણને કંઈ સંબંધ નથી તોપણ તેપરથી તેની દાનશીલતા પર ઘણું સારૂં અજવાળું પડે છે.

" એક વર્ષ નાટોરથી ખર્ચ માટે રૂપિઆ આવવામાં વીલંબ થયો. રાણી ભવાનીએ અમૃતલાલ નામના એક વણીક પાસે ઋણ માગ્યું. વાણીઆએ તે કબુલ કર્યું નહિ. રાત્રે તે સુઇ ગયો ત્યારે તેને ભાસ થયો કે સ્વયં માતા અન્નપૂર્ણા કહે છે કે અરે મૂર્ખ ! કોને શું સમજે છે ? શું મારામાં અને રાણી ભવાનીમાં કંઇ ભેદ છે ? " આ પ્રભાવ જોઇ વણીક સવારમાં જઇ એક લાખ રૂપીઆ આપી આવ્યો રૂપિઆ આપતી વખતે તેને એમ લાગ્યું કે દેવી અન્નપૂર્ણાજ છે. વાસ્તવિક રીતે રાણી ભવાની તેવી રૂપવંતી હતી. તેને જોઇ કોઇ પણ તેની ઉમર ૨૦ થી વધુ હોય તેમ ધારતુ ન હતું. ખરી રીતે તો તેની ઘણી ઉમર થઇ ગઇ હતી; તેના દાંત બધા પડી ગયા હતા પરંતુ તેનો એક પણ વાળ ધોળો થયો ન હતો. તેના કાળા વાળ અને અપૂર્વ સૌંદર્ય જોઇ જનસમૂહ સદા તેને યુવતીજ સમજતો હતો.

રાણી ભવાનીની કીર્તિનુ વર્ણન આ લઘુ લેખમાં દર્શાવી શકાય તેમ નથી; કહેવાદોકે અમારા જેવા ક્ષુદ્ર લેખકની લેખીનીથી તેના સદ્ગુણનુ વર્ણન કરવાની શક્તિ નથી. તે દરિદ્ર પિતાની કન્યાઓનાં પોતાના ખર્ચથી લગ્ન કરાવતી હતી; તે લાખો રૂપિઆ વિદ્યાદાનમાં ખરચતી હતી અને પોતાના શત્રુઓપર ક્રોધ ન દર્શાવતા દયાભાવ રાખતી હતી. તેના જેવી પરદુઃખે દુ:ખી થનાર, તેના જેવી ધર્મનિષ્ટ અને તેના જેવી વિદ્યોત્સાહીની સ્ત્રી આ કાળમાં કદાં ભાગ્યેજ જણાશે. પણ હાય ! નિષ્ઠુર કાળે તેને પણ છોડી નહિ. ઇ. સ. ૧૮૧૦માં ૭૮ વર્ષની વયે ભારતવાસીઓને રૂદન કરતા મુકી તે આ પાપપૂર્ણ પાર્થિવધામને છોડી પવિત્ર પુણ્યલોકમાં ચાલી ગઇ.

રાણી ભવાની ! તારૂ વૃતાન્ત સમાપ્ત કરતાં કરતાં આ લેખકનું હૃદય દ્રવી ઉઠ્યું છે. હે ઇશ્વર ! તું રાણી ભવાની જેવી રમણીયો ઉત્પન્ન કરી આ પૃથ્વીનું પાપ દૂર કર !! અસ્તુ !!!

# સતી સરલા અને રણમલસીંહ.

લેખક રા રા દુબળ લીબડી

૧.

સન્ધાકાળનો સમય હતો સૂર્ય ધીમેધીમે પૃથ્વિના પડમા સતાતો હતો અન્ધકાર પોતાનુ સામ્રાજ્ય ચોતરફ પ્રસારતો હતો કૃષિકારો આખા દિવસના શ્રમને લીધે મન્દ ગતિથી ગામ તરફ પાછા ફરતા હતા પક્ષીઓ પણ આનન્દથી કિલકિલાટ કરતાં પોતાના માળા તરફ પ્રયાણ કરતા હતા આ સમયે પાચસાત માણુસો ગામની ધર્મશાળા તરફ જતા હતા. ત્હેમની વચ્ચે એક મિયાનો હતો મિયાનાની બાજુએ લડવૈયાના પોષાકમા સજ્જ થયેલો એક ઘોડેસ્વાર હતો ત્હેનો ચ્હેરો દુ ખથી ફીક્કો પડી ગયો હતો, શરીર કૃષ થઇ ગયુ હતું તે કઇક ઉંડા વિચારમા હોય તેમ ત્હેની મુખમુદ્રા ઉપરથી ભાસતુ હતુ. પરન્તુ ગામની સમિપ પ્હોચતા તે બોલ્યો

"વિજયસીંહ! હવે કેમ કરશુ?"

"જેવી મહારાજની આજ્ઞા!" વિજયસીંહે નમ્રતાપૂર્વક જવાબ આપ્યો

શાબ્સ ગુજરાત તરફથી સપ્રેમ

"મ્હારો વિચારતો આ ગામમા જ રાત્રિ રૂહેવાનો થાય છે કારણકે ગામ ન્હાનુ છે તેમજ ખુણામા આવેલુ હોવાથી મુસલમાનોનો ભય રાખવા જેવુ નથી"

એટલુ કહીને રણમલસીંહે ધર્મશાળા તરફ જવાની બધાને આજ્ઞા કરી પરન્તુ દુર્ભાગ્યે આ વખતેજ એક મુસલમાન સિપાઇ પાસેના ખેતરમા ફરતો હતો ત્હેની દ્રષ્ટિએ આ મિયાનો તેમજ રજપુતો પડવાથી ત્હેને શકા થઇ કે કદાચ આ રણમલસીંહતો નહિ હોય! તે બડબડયો "જો તેજ હોય તો તો આપણુ ભાગ્ય પણ ખુલી ગયુ સમજવું! આ છે તો રજપુતો જ! તે નહિ હોય તો ત્હેનો કોઈ સરદાર હશે! ગમે તે હોય! આ-પણને તો આથી લાભ થવાનો એ નિસશય છે પરન્તુ ખાત્રી તો કરવીજ જોઇએ." આટલુ બોલી તે મુસલમાન ત્હેમની પાછળ તેઓ જોઇ ન શકે તેમ ચાલવા લાગ્યો વળી તે વખતે અન્ધારુ હોવાથી રણમલસીંહ કે ત્હેના માણુસો આને ન જોઇ શકે એ સ્વાભાવિક હતુ ત્હેણે ઉપરોક્ત વાત સાભળી કે તરતજ ત્હેના હૃદયમાં લોભવૃત્તિ જાગી-જો કે પ્હેલા હતી પરન્તુ રણમલસીંહ છે એમ ખાત્રી થવાથી વધારે સતેજ થઇ લોભ શું નથી કરતો? લોભે અનેક કુટુમ્બોને, ગામને, નહિ દેશને પાયમાલ કરી નાખ્યા છે મ્હોટા મ્હોટા પુરૂષો પણ લોભના ઝેરી સપાટામાથી બચવા પામ્યા નથી તો આ મુસલ-માન-એક સાધારણ સિપાઇ-ધનમાજ સર્વસ્વ સુખને માનનાર લોભને વશ થાય એ કાંઈ આશ્ચર્યની વાત નથી તે તરતજ ત્યાંથી પાછો ફર્યો

રણમલસીંહ અને ત્હેના માણુસો ધર્મશાળામા આવી પહોચ્યા એક કોટડી ભાડે લઇને સામાન મૂકવા માંડયો મિયાનામા બે સ્ત્રીઓ હતી એક તો રણમલસીહની નવ-યુવાન સ્ત્રી હતી અને બીજી રણમલસીહના પુત્રની કે જે વખતે તે ફક્ત એક વર્ષનો હતો, ત્હેની ધાત્રી હતી બંન્ને મિયાના બ્હાર નિકળ્યા જે સ્ત્રીના દર્શનનો લાભ પણ મળવો દુર્લભ હતો તે તદન જુદી મિયાનાથી બ્હાર નિકળી રસ્તાના શ્રમને લીધે બધાં થાકી ગયેલ હોવાથી તે વખતે તો જેમ તેમ જમીને સુઈ ગયા.

રણમલસીંહ ગુજરાતમાંનો એક રાજા હતો. હેની મા, એક શૂરવીર રજપુતાણી હતી. રણમલસીંહને ન્હાનપણથીજ ઉચ્ચ સંસ્કાર પાડેલા હતા. જ્યારે અલાઉદીન ગુજરાત ઉપર ચઢી આવ્યો ત્યારે હેણે સારી બ્હાદુરી બતાવી હતી અને કેટલાક મુસલમાનોને ધૂળ ચાટતા કર્યા હતા. અલાઉદીનને તેજ વખતે હેના ઉપર ક્રોધ ચડ્યો હતો. પરન્તુ રણમલસીંહ કાંઇ એવો નામરદ નહોતો કે પોતાનું આરંભેલું દેશોદ્ધારનું કામ પડતું મૂકે. પણ છેવટ ગુજરાત અલાઉદીનના હાથમાં આવ્યું. તરતજ તે ત્હાંથી ન્હાસીને પોતાના રાજ્યમાં ભાગી ગયો. અલાઉદીને રણમલસીંહને પકડવા બહુ યત્ન કર્યો. જ્યારે અલાઉદીનને રણમલસીંહના ભાગી ગયાની ખબર પડી ત્યારે તો હેનો ગુસ્સો બહુજ વધી ગયો ને તરતજ હેના રાજ્ય ઉપર ચડ્યો. રણમલસીંહ તે લડાઇમાં હાર્યો તેથી પોતાના સસરાના રાજ્યમાં મદદ માટે જવા પોતાની સ્ત્રી સરલા અને બીજા પાંચ સાત માણસોને લઇને ગુપ્ત રીતે નિકળી ગયો. હેને પકડવા ચોતરફ માણસો મોકલી દીધા. વળી જે કોઇ રણમલસીંહને જીવતો પકડી લાવે હેને મ્હોટું ઇનામ પણ આપવાનું ઠરાવ્યું હતું.

રણમલસીંહનો વિચાર સવારમાં વ્હેલો ચાલવાનો હતો. એટલે બધાને વ્હેલા તૈયારી કરવાનો હુકમ આપ્યો હતો. વિજયસીંહ હુકમ પ્રમાણે વ્હેલો ઉઠ્યો. પરન્તુ જ્હાં બ્હાર જુવે છે, ત્હાંતો મુસલમાન સિપાઇએ ધર્મશાળાને ઘેરી લીધેલી હતી. વિજયસીંહ સમજી ગયો. તરતજ રણમલસીંહને ખબર કહ્યા. રણમલસીંહે સરલાને વાત કરી. સરલા પણ શુરવીર હોવાથી બન્ને લડવાને તૈયાર થઇ ગયાં. મરવું પણ મુસલમાનોના હાથમાં ન જવું એ હેમનો દ્રઢ નિશ્ચય હતો. હજી વિચાર કરે છે એટલામાં તો મુસલમાનો અન્દર ધસી આવ્યા અને તાબે થવા કહ્યું રણમલસીંહે તરતજ મારો ચલાવ્યો. થોડા વખતમાં તો પાંચ પચીસ સિપાઇને લાંબા કરી નાખ્યા પરન્તુ પચાસ સાઠ માણસો આગળ એ બિચારા પાંચસાત માણસો શું કરી શકે! મારો મારોના અવાજ વચ્ચે રણમલસીંહ પકડાયો. સરલાને પણ પકડી લીધી. મુસલમાન સરદારે સરલાને તો અલાઉદ્દીન પાસે લઇ જવા સિપાઇઓને હુકમ કર્યો અને રણમલસીંહને પોતાની પાસે રાખ્યો અલાઉદ્દીને સરલાને કેદમાં નાખી અને રણમલસીંહને પોતાની પાસે લાવવા હુકમ કર્યો.

(૨)

બધે શાન્તિ હતી. હેમાં પણ સરલાને જે જગ્યાએ કેદ કરવામાં આવી હતી ત્હાં તો સંપૂર્ણ શાન્તિ હતી કોઇનો અવાજ સુદ્ધાં સંભળાતો નહોતો. સરલાને મકાનના ઉંડા ભાગમાં રાખવામાં આવી હતી ત્હાં સૂર્યના રશ્મિ પણ પ્રવેશ કરવાને શક્તિવાન નહોતાં, તો કોઈ મનુષ્ય તો ક્યાંથીજ જઇ શકે ફક્ત એક પ્રેમજી જ કે જે સરલાને જમાડવા જતો હતો ને અને અલાઉદીનના સિવાય ભાગ્યેજ સરલા અન્ય કોઇ પુરૂષને જોઇ શકતી હતી. હેનો ચ્હેરો તદ્દન ફીક્કો પડી ગયો હતો. અવયવો ઢીલાં થઇ ગયા હતાં તેજ ચાલ્યું ગયું હતું–ચાલવાની પણ શક્તિ ઘટી ગઇ હતી.

"હવે કરવું શું? તે વિચાર કરવા લાગી. "પ્રિયના દર્શન શિવાય જીવવું પણ શું કામનું? અલાઉદીનના કહેવા ઉપરથી તો હેણે પતિને મારી નાખ્યો હોય એમ લાગે છે. આતો ક્રુરતા! વિચારમાં પણ ઉતરી ન શકે એવી નીચ ક્રુરતા! પરન્તુ મ્હારે માટે હેણે શું ધાર્યું હશે? એવું શું ભયંકર નિર્માણ મ્હારે માટે થયું હશે? શું મ્હને મારી નાંખવી હશે! પણ એમ કેમ હોય! જો એમજ હોય તો હેની સત્તામાં આટલી પૂર્ણ રીતે આવ્યા પછી

પણ મ્હને એક દિવસ પણ શેની જીવવા દે ! એ અહીંઆ આવેછેકે પગલે પગલે મ્હને ધ્રુજારી છૂટે છે ! તે બારણું ઉઘાડે ત્હારે મ્હારૂં હૃદય ફફડી જાય છે ! પણ અરે ! આવી સ્થિતિમાં પણ કેટલાક અઠવાડીયા નિકળી ગયા. પણ હાય ! એવા સ્વર્ગ જેવા સુખમાંથી આવા કારાગ્રહના દુઃખ ભોગવવાથી મ્હારૂં મગજ ભમી જાય છે ! મ્હારા કાનમાં કાંઇ વિચિત્ર જાતના ભણકારા વાગેછે ! મ્હારાં રૂવાં ઘડીએ ઘડીએ ઉંચા થાયછે ! પણ આ બધું હજી કેટલો વખત સહન કરવું પડશે ? આ દુનિયામાં જે કંઇ સહન કરવું પડે તેમાંથી કશું મ્હારે માટે હવે રહ્યું નથી.

"પણ હાય ! આ વિચારજ મ્હારા હૃદયને વિંધી નાખે છે—ચીરી નાખેછે. બહુ કાલાવાલા કર્યા—પગે પડી પરન્તુ તે નિષ્ઠુરને દયા ન જ આવી. અન્તે ત્હેણે ત્હેનું ધાર્યું કર્યું ! મ્હારા બાળકને—વ્હાલા બાળકને પણ મ્હારી પાસે રૂહેવા ન દીધું. ધાત્રી પાસેથી બળાત્કારે લઈ લીધું. અરેરે ! આ નિર્દયતા તો હજુ મ્હને નજરે તરેછે ! પરન્તુ આ બધું કોને ? મ્હને ! મ્હારે માટે ! મ્હેંતો કોઇને કદિ ઈજા કરી નથી. હું ઉંચી પદવી ભોગવતી હતી, લક્ષ્મીમાં લોટતી હતી,—ખમ્મા ખમ્મા અને હાજીના અવાજ વચ્ચે ખેલતી હતી ત્હારે પણ મ્હેં કોઇને કાંઈ કહ્યું નથી. મ્હારી એવી સ્થિતિમાં પણ જો કોઇ કંગાલને મ્હારી મદદ જોયતી, કોઇ દુઃખીને દીલાસો જોયતો, કોઈ વ્યાધિગ્રસ્તને સેવાની જરૂર પડતી તો મ્હારૂં રમણીય સ્થાન છોડીને ઝુંપડીમાં મ્હારાથી બનતા યત્નો કરવાને જતી હતી. હું હમેશા નોકરોને સુખ આપવાને મથતી હતી ને તે મ્હારા ઉદાર દીલના ધણીના નોકરો મ્હને ખરા દીલથી ચાહતા હતા.

આટલું બોલતાં બોલતાં ત્હેની ચક્ષુમાંથી અશ્રુઓ ટપકવાં લાગ્યાં. પૂર્વની સ્મૃતિથી ત્હેને બેહદ દુઃખ થવા લાગ્યું. ક્યાં પ્હેલાની આનન્દમય જીન્દગી અને ક્યાં હાલની ભયંકર—દુઃખમય જીન્દગી ! કેટલો—તફાવત ! ઇશ્વર શું નથી કરતો !

"પણ વ્હાલા પુત્ર ! તું તો મ્હારી નજરે હવે નહિંજ પડવાનોને !" વળી તે બોલવા લાગી. "અરે ! જો મ્હને અહીંથી કોઇ છોડાવે અને મ્હારા પુત્રને પાછો આપે તો ગમે તેવા ઝુંપડામાં રૂહેવા છતાં પણ હું મ્હારા દિવસો આનન્દમાં ગાળું ! પણ તે નીચ, ધાતકી અલાઉદ્દીન સાથેની વાતચીત ઉપરથી તો આ આશાઓ તદ્દન નષ્ટ થઇ ગયેલીજ છે ! ત્હેનો ઘોર ઇરાદો, ત્હેનું ધાતકીપણું સર્વ ત્હેણે ખુલ્લાં કરી દીધાં છે, મ્હને મારી ન નાખવામાં ત્હેનો મ્હોટો હેતુ છે. અરર ! મ્હને કહેછે—શાન્તિથી કહેછે કે મ્હારા પ્રિયતમ સાથે જેવા હાસ્યથી હું વિહાર કરતી તેમ ત્હેની સાથે કરવો !"

"અરે ! એની સરત તો જો ! હજુ તે મ્હારા મગજમાંથી ખસવા પામી નથી. તે કહેછે જે દુનિયા ત્હને મરી ગયેલી ધારેછે માટે દુનિયાને તો ત્હારે મ્હોંજ બતાવવું નહિં. મ્હારા પુત્રને પાછો આપવાનું વચન આપેછે. પણ મ્હારે ત્હેની સાથે—તે અળખામણાની સાથે સ્ત્રીનો વ્યવહાર રાખવો ! અરેરે ! આવું બોલતાં ત્હેની જીભ કેમ અટકી નહીં, ત્હેનું હૃદય કેમ ફાટયું નહિં, અરે ત્હેને ઇશ્વરની પણ બીક કેમ ન લાગી. મ્હારૂં પોતાનું નામ, મ્હારા વ્હાલા ધણીનું નામ, અને છેવટ મ્હારા નિર્દોષ પુત્રનું નામ હું લજાવું ! અને પાછી દુનિયાના જાણ્યા શિવાય—ત્હેમને છેતરીને સુખોપભોગ માણું ! જ્યારે મ્હેં ત્હેની આ નીચ માગણી ધિક્કારી કાઢી, ત્હેના આ પાપ કર્મને માટે ઠપકો આપ્યો ત્હારે કેવા ત્હેના

હોઠ કંપવા લાગ્યા, ત્હેના દાંત કેવા પીસાવા લાગ્યા. ત્હેની આંખમાં કેવો અગ્નિ ધગી ઉઠ્યો! હવે તે મ્હને ક્ષમા કરવાનો નથી. હવે તો મરવાને માટે તૈયાર થવું. અરેરે! એક પગલું પણ ત્હેનો પાપી આત્મા જ્યહારે મ્હારી તરફ ધસે છે ત્યારે ઈશ્વર ત્હેની નિરંતર દયામાં મ્હને લઇ લે એવી મ્હને ઇચ્છા થાયછે. હવે તો હું દરેક પળે મોતને પાસેજ જોઉં છું. એ નીચ–અધમ મ્હારૂં અપમાન કરેછે ત્હેના કરતાં તો મરણનેજ હું સ્વિકારી લેવા વધારે ખુશી છું. આ પણ દિવસ આવશે! અરે! પણ આવશે કેમ? એ દિવસ લાવવો એ મ્હારા પોતાનાજ હાથમાં છે. પણ અરેરે! મ્હારા વ્હાલા પુત્ર! અત્યહાર સુધી હું ત્હારા ખાતરજ જીવી છું! જ્યહાં સુધી હજી આ જીવિતને આશા રહે છે કે તું મ્હને પાછો મળીશ અથવા ઈશ્વર મ્હને ત્હારી સાથે મેળવશે ત્યહાં સુધી હું જીન્દગીને વળગી રહીશ. પણ હાય! મ્હારી આ આશા સફળ થવાની કે નહિં? પેલો પ્રેમજી જે મ્હને જમવાનું લાવી આપેછે ત્હેને તો મ્હારા ઉપર દયા છે! કદાચ તે મ્હારા આંસુથી પીગળે પણ ખરો! કદાચ મ્હોટી બક્ષીસના વચનથી ત્હેને લોભ થાય ખરો! કદાચ મ્હને છોડવા તે આંખ આડા કાન કરે ખરો! પણ અરેરે! હું પણ કેવી જુઠી આશામાં ભ્રમણ કરૂંછું! પ્રેમજીને હું ધુંટણીએ પડી, કાલાવાલા કર્યા, ધમકી પણ આપી તોય તે ડગ્યો નહિં. પણ જ્યહારે એણે મ્હને ધુંટણીએ પડતી જોઇ–મ્હારા પુત્રને માટે રડતી જોઈ ત્યહારે તો ત્હેની વજ્ર જેવી છાતીમાં પણ લાગણી થઈ આવી, ત્હેની આંખથી આંસુ ખર્યા. કદાચિત્ ત્હેને પુત્ર હશે અને તેથીજ મ્હારી લાગણીનો ત્હેને વિનિમય થયો હશે. પરન્તુ મુંગો રહી તરંગ પ્રમાણે માથાને હલાવે છે એ મ્હને ગમતું નથી. હું સવાલ કરૂં છું ને તે માથું હલાવી મના કરે છે. આમાં કાંઇક ઉંડો ભાવાર્થ હશે ખરો! જ્યહારે હું ત્હેની દયા માટે ઉપકાર માનું છું ત્યહારે તે મ્હોંપર ગુસ્સો લાવે છે ને ચાલી તરફ નજર નાખેછે. શું જ્યહારે તે મ્હારી પાસે આવતો હશે ત્યહારે ચાલીને પેલે આરણે એની કોઇ ચિકિત્સા જોતો હશે? મુંગા મુંગા માથું હલાવવાનું અને અળખામણા ચાળા કરવાનું આજ કારણ હશે! મ્હને લાગે છે કે જો ત્હેનાઉપર ચોકી ન હોત તો તે મ્હને ન્હાસી જવાનો રસ્તો પણ કદાચ બતાવત. હવે તો ફક્ત તે પુનઃ અહીં આવશે ને મ્હારી સાથે કાંઇક વાતચિત કરશે એ છેલ્લા વિચારથીજ મ્હને ધિરજ આવેછે.”

આ છેલ્લા શબ્દો જરા મ્હોટેથી બોલાઈ ગયા અને તેજ વખત સરલાની પાછળ કોઇના પગરવનો અવાજ આવ્યો. સરલાએ તરતજ તે બાજુ જોયું. જોતાંજ ત્હેના ગાત્રો ઢીલાં થઈ ગયાં. શરીર ધ્રુજવા લાગ્યું. મ્હોંડું પડી ગયું. તે તરતજ ઉભી થઇ. અલ્લાઉદીન ન્દર આવ્યો. અન્દર આવતા ત્હેણે તે નીચ–અધમ માગણી કરી. આ સાંભળતાં જ રલા તો ધ્રુજી ઉઠી, ઝાંઝ ચડી આવી, ગાલોપર ગુસ્સાનો લાલ રંગ ફેલાઈ ગયો. તે ડ નાંખી બોલી.—

“અરે! ત્હારા જેવા નીચ અને હરામીની સાથે વિલાસ માટે હું મ્હારૂં પતિવ્રત ંકીત કરીશ? જેના હાથ મ્હારા વ્હાલાના લોહીથી ખરડાયેલા છે, ત્હેને હું મ્હારો સોંપીશ?”

“વિચારીને બોલ!” તે બોલ્યો. “ હું ત્હારી સાથે હજી આબરૂથી વર્તું છું. તું

મ્હને ધિક્કાર આપે છે, પણ મ્હારૂં વૈર કેવું ભયંકર છે ત્હેની ત્હને ખબર નથી. ત્હારો ધણી મ્હારા હુકમથી મરી ગયો છે, ત્હેણે ત્હેનું જીવિત ખોયું છે."

"મ્હારા પતિને ત્હેં મારી નખાવ્યો તો ભલે !" તે બોલી. "ત્હેની મ્હને બીલકુલ દરકાર નથી. દેશના શ્રેય માટે પ્રાણ ખોવા પડે તો તેથી શોક કરવાનો નથી. પરન્તુ ત્હારા જેવા નીચ, હરામી, વ્યભિચારી પુરૂષોને માટે જીવતા છતાં શોક કરવો જોઇએ."

"હું અહિંઆ ત્હારી સાથે વાદવિવાદ કરવા નથી આવ્યો. ત્હારા પુત્રની ત્હને જરૂર હોય, ત્હારા પુત્ર ઉપર ત્હને કાંઇ પણ લાગણી હોય, જીન્દગીનો ત્હારે ઉપભોગ લેવો હોય તો હું કહું છું એ સરતથી લઈ શકીશ."

"જીન્દગી ! જેને હું એટલા વ્હાલથી મ્હાતી તે મરી ગયો છે, કારાગ્રહનું ભયંકર દુઃખ હું ભોગવું છું. હજી મ્હને જીન્દગીનો મોહ હશે ?"

"બસ કર !" તે વચ્ચેજ બોલી ઉઠ્યો. "આજે હું કહું છું ત્હેના ઉપર વિચાર કરવાને હજી પણ હું વખત આપું છું પણ ચેતવણી આપું છુ કે હવેથી મ્હારી સાથે આવું વર્તન ચલાવીશ નહિં." આટલું બોલીને તે ગુસ્સામાંને ગુસ્સામાં ચાલ્યો ગયો.

"હવે શું કરવું." તે બડબડવા લાગી. "મરવાને માટે તૈયાર થવું એજ ત્હેના નીચ વિચારો ઉપરથી વધારે ઉત્તમ ગણી શકાય. બસ મરવું, મરવું ને મરવું એજ છેવટમાં છેવટનો નિશ્ચય ! મ્હારા વ્હાલાના પ્રાણ જેના હાથથી ગયેલા છે. મ્હારા વ્હાલા પુત્રને પણ બળાત્કારે જેણે ધાત્રી પાસેથી ખૂંચાવી લીધેલ છે. વળી મ્હને પણ જે અપવિત્ર કરવા માગે છે, ત્હેની સત્તામાં વધારે વખત રહેવા કરતાં તો મરણનેજ શરણ થવું એ ખોટું નહિંજ ગણાય ! પણ હાય ! આત્મઘાત એતો ઘોર પાપ કહેલું છે. મ્હારે હવે શું કરવું ? અલ્લાઉદીન મ્હને માફી બક્ષવાનો નથી. ઈશ્વર પણ મ્હને આત્મઘાતથી માફી બક્ષશે કે કેમ એ શંકાસ્પદ છે. કાંઇ નહિં, ગમે તે થાય; પરન્તુ તે નીચ–અધમના હાથમાં પડવા કરતાં આત્મઘાત કરવો એજ ઉત્તમ છે. અલ્લાઉદીન દયા તો કરવાનો નથી, પરન્તુ કદાચ કરે તો પણ શું ? તે અધમની દયાથી શું ફાયદો ? પોતાના પતિવ્રતને માટે જીંદગીનો ભોગ આપવો પડે તોપણ શું ? ઈશ્વર ખરેખર તેથી મ્હને દોષિત નહિં ગણે. તે અન્યાયી નથી. તેતો જે કંઇ પણ કરે છે તે સારા માટેજ કરે છે. હવે તો બસ છેવટનો નિર્ણય મરવું એજ છે."

પ્રેમજી અન્દર આવ્યો.

સરલા ત્વરાથી ઉભી થઇ ને આનન્દથી ત્હેના સામું જોયું. હમેશ કરતાં આજે પ્રેમજીનો ચ્હેરો જૂદોજ હતો. ત્હેના મૂખ ઉપર શોકની છાંયા સ્હેજ પણ જાણી શકાય એવી પથરાયેલી હતી. સરલા જરા ગભરાઇ–બોલી ન શકી પણ હિમ્મત રાખી તુટક તુટક શબ્દોમાં સરલાએ કારાગ્રહમાંથી મુક્ત કરવા પ્રેમજીને આજીજી કરી. પ્રેમજી ધીમા પણ દયા ઉપજાવે એવા શબ્દોમાં બોલ્યો.

"બાઈ ! ત્હમારા ઉપર મ્હને દયા આવે છે, ત્હમારા દુઃખની મ્હને લાગણી થાય છે, પરન્તુ નિરૂપાય છું. મ્હારા હાથમાં કાંઈ પણ સત્તા નથી. જોકે પહેલાં થોડી ઘણી પણ સત્તા મ્હને હતી અને તેથી કદાચિત્ ત્હમને હું મુક્ત પણ કરી શકત. પરન્તુ આજે મ્હારો માલિકને હું નિમકહરામ છું એમ લાગવાથી જે વિશ્વાસ મ્હારા ઉપર અત્યાર

સુધી ત્હેણે રાખ્યો હતો તે ત્હેણે પાછો ખેંચી લીધો છે. મ્હારા ઉપર આજે બીજા નવા માણસની નિમણુંક કરી છે, અને તેથી અત્યારે હું ઘણી મ્હેનતે ત્હમારી પાસે આવી શકયો છું."

"પણ પ્રેમજી !" સરલા ગદ્‌ગદ્ કંઠે વચ્ચેજ બોલી ઉઠી. "મ્હારો વ્હાલો પુત્ર ક્યહાં છે ?"

"બાઇ તે અહિં સહીસલામત અને સારો છે" પ્રેમજીએ કહ્યું.

"બસ ! આટલેથી જ હું સંતોષ માનું છું" સરલા આનન્દથી ગાજી ઉઠી. "જે રાક્ષસને મ્હોટા માણસના લોહીથી હાથ ખરડતાં આંચકો ન લાગ્યો તે બાળકને મારી નાખવાના વિચારથી ધ્રુજે છે તો હે ઈશ્વર ? હું એટલુંજ માગું છું કે મ્હારો પુત્ર એના વાજબી હક એક દિવસ પાછા મેળવે."

કારાગ્રહમાં ખખડાટ થવાથી પ્રેમજી ચાલ્યો ગયો.

(૩)

મ્હેલમાં, ગઢમાં તેમજ કારાગ્રહમાં તદ્દન શાન્ત હતું. સર્વે નિદ્રાવશ થઇ ગયા હતા. આ વખતે રાણી સરલા પોતાના કારાગ્રહના ઓરડામાં જાગૃતાવસ્થામાં હતી. જે પલંગ ત્હેને સુવાને માટે પાથરવામાં આવ્યો હતો તે પલંગ ઉપર પોતે બેઠી હતી, સુતી નહોતી. પલંગ ઉપર બેઠી હતી, તોપણ ત્હેના પગ ઉભા થવાની તૈયારીમાં હોય એમજ હતા. વખતની ખબર ત્હેને ત્હાંથી બીલકુલ પડતી નહોતી, તોપણ તે વારે ઘડીએ બારી તરફ ધસતી હતી. વળી પોતાને બ્હારના દર્શન ન થાય એવી જગ્યાએ પોતે મૂકાયેલ છે એવું ભાન થતું ત્હારે પાછી ફરતી મધરાત્રિ ક્યહારે થતી હશે ત્હેનું ત્હેને થોડુંજ ભાન હતું આવી સ્થિતિમાં હતી પરન્તુ આજે બલ્કે અત્યારે ત્હેના હૃદયમાં કાંઇ જૂદીજ જાતનો આવેશ હતો. ત્હેનું મગજ કાંઇ જૂદાજ વિચારમાં હતું, ત્હેના મુખનો રંગ કાંઇ જૂદીજ જાતનો હતો. તે હવે આવનાર માણસની મુલાકાતને માટે અધિરી થવા લાગી, અને પળે પળે નવા નવા તર્ક ત્હેના મગજમાં ઉભરાવા લાગ્યા. મધરાત્રિનો બરોબર સમય થયો કે બારણું ઉઘડ્યું. જેને વાસ્તે તે ટમટમી રહી હતી, જેને વાસ્તે વારે ઘડીએ બારણા તરફ દ્રષ્ટિ ફેંકતી હતી તે મનુષ્યનાં ત્હેને દર્શન થયાં.

"કેમ ? હું મ્હારા વચનમાં બરાબર ઉતર્યો છું ને ?" તે આવનાર મનુષ્ય બોલ્યો.

"હા આલમગીર ! ત્હમે બરોબર ત્હમારા વચન પ્રમાણે ઠરાવેલ વખતે આવ્યા છો. પરન્તુ ત્હમે મ્હને અહીંથી કેવીરીતે લઇ જશો." સરલા સમજતી હતી કે જે માણસે પોતાને આવા ભયંકર કારાગ્રહમાં નાખી છે, જેણે પોતાના વિર્યવાન પતિને મારી નાખ્યો છે ત્હેણે કિલ્લાની આસપાસ ચોકી મૂકવામાં કાંઇ ખામી નહિં રાખી હોય !

"એ મ્હારે ચિન્તા છે ! મ્હેં બરોબર ગોઠવણ કરી છે." આલમની વધારે ચિત કરવાની ઇચ્છા નહોતી, કેમ જાણે હવે વખત ખોવો તે બધું ખોવા બરોબર છે.

સરલાને તૈયારી કરવા કહ્યું. સરલા તૈયારજ હતી. ત્હેને કાંઇ લેવા જેવું હતું નહિં. ...ઉ અલ્લાઉદીનના કબજામાંથી છૂટવા રણમલસીંહ જેવા વિર્યવાન રાજાની પવિત્ર ...ીએ આમ અરધી રાતે એક મુસલમાન જુવાનની સાથે જવામાં કશી આનાકાની કરી ... આલમગીરે સરલાને ચેતવણી આપી કે હું આગળ ચાલું છું ને ત્હમે મ્હારી

પાછળજ પાછળ ચાલો; કશી ધાસ્તી રાખવી નહિં. ત્હમને કોઇ જોશે તો પણ અટકાવવાનું નથી; મ્હેં બધાને ફોડ્યા છે, ને ચોકીદારો બધાય મ્હારા ગુલામ થઇ ગયા છે. આટલું કહી આલમ આગળ ચાલ્યો. સરલા ત્હેની પાછળ ચાલવા લાગી. પરન્તુ જ્યહાં બારણાની નજીક જાય છે ત્હાં સરલાને કાંઇ સાંભરી આવવાથી ત્હાંજ અટકી. આલમે આગળ વધવા ઇસારો કર્યો. સરલા બોલી " પણ મ્હારો વ્હાલો પુત્ર ક્યહાં છે ? ત્હેના વિના હું એકલી શું કરવાની હતી ? મ્હારૂં સર્વસ્વ તે બાળકમાં છે. " આલમે તરતજ જવાબ દીધો. " બાઇ ધિરજ રાખો ! ત્હેને મ્હેં આપણા પ્હેલાંજ મોકલી દીધેલ છે ને અત્યારે તે સહીસલામત જગ્યાએ છે, તે આપણને હમણાંજ મળશે, ત્હમે જલદી ચાલો. " સરલા આનન્દથી આગળ ચાલી. એક પછી એક એમ ઓરડાઓ ઓળંગતા તેઓ મેદાનમાં આવી પ્હોચ્યા. થોડા વખતમાં તો કિલ્લાની બ્હાર પણ નિકળી ગયા. બ્હાર બે ઘોડા તૈયાર રાખવામાં આવ્યા હતા. તરતજ બન્ને ઘોડા ઉપર ચડી ગયા અને જે જગ્યાએ આલમે પુત્રને મોકલ્યો હતો ત્હાં સવાર સુધીમાં તો પ્હોંચી ગયા. બન્ને થાકી ગયેલ હોવાથી બે ચાર કલાક વિશ્રાન્તિ અર્થે ત્હાં રહ્યા. બપોરના સરલા પોતાના પ્રિય પુત્ર સહિત આલમ સાથે પોતાના બાપના રાજ્યમાં જવા નિકળી. ચાર પાંચ દિવસમાં સહી સલામત ત્હેના પિતાના મ્હેલમાં રમણિય સ્થાનમાં પ્હોંચી ગઇ. સરલા આલમના ઉપર ઘણીજ ખુશી થઈ. આલમે કરેલ ઉપકારનો બદલો કેવીરીતે વાળવો તે ત્હેને સુઝયું નહિં. ઘણો વિચાર કર્યો પરન્તુ એક નિશ્ચય ઉપર સરલા આવી શકી નહિં. આલમ અન્દર આવ્યો. સરલાએ ઉભા થઇને ત્હેને એક કોચ ઉપર બેસવા નમ્રતાપૂર્વક જણાવ્યું.

" આપને ઉઠવાની ને આટલી બધી તસ્દી લેવાની જરૂર નથી " આલમ બેસતા બેસતા બોલ્યો.

" કેમ નહિં ? આપે મ્હારા ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે. જો આટલા વખતમાં હું છૂટી ન હોત તો કોણ જાણે સરલા આ નશ્વર જગતમાં હોત કે નહિં. આપનીજ કૃપાથી અત્યારે હું અહીં-આવા મ્હેલમાં બેઠી છું. "સરલાઉપકાર વૃત્તિ જણવતાબોલી.

" એવું કેમ કહો છો "

" કેમ નહિં ! " સરલા બોલી " એક મુસલમાને હિન્દુ અબળાને દુઃખમુક્ત કર્યાનો બનાવ જનસમુદાયમાં આશ્ચર્યથી આવવાનો ! ત્હેમાં પણ ફક્ત થોડા દિવસના સમાગમથી, પૈસાના લોભ સિવાય, અરે ! કંઇ એવી ઇચ્છા સુદ્ધાં જણાવ્યા શિવાય આટલી બધી ઉદારતા-પોતાના શરીરના જોખમે પણ બતાવવી એ કાંઇ ઓછું ધન્યવાદ પાત્ર નથી ! "

" ત્હમે મ્હને આવી રીતે બોલીને શરમાવો નહિં. " આલમ બોલ્યો-આપણો કાંઈ થોડા દિવસનો સમ્બન્ધ નથી. ત્હમને હરકોઈ દુઃખમાંથી પછી તે ગમે તે પ્રકારનું હોય-ત્હેમાંથી મુક્ત કરવાને હું બન્ધાયો છું. મ્હેં ત્હમને સુખી કરવાની પ્રતિજ્ઞા લીધી છે અને તે પ્રતિજ્ઞા અનુસાર હું વર્તો છું."

" આ ત્હમે શું બોલો છો ? " સરલા વચ્ચેજ આવેશથી બોલી ઉઠી. " એક તો ત્હમે મ્હારા ઉપર આટલો મ્હોટો ઉપકાર કર્યો છે તે કહેવાનું તો બાજુ ઉપર મૂકીને

ત્હેને બદલે હજુ ત્હમે આવું બોલો છો ? ત્હમારો ને મ્હારો સમ્બન્ધ ઘણા વખતથી છેજ ક્યહાં ?—જોકે હવે તો તે જીન્દગી સુધી રહેવાનો મ્હેં ત્હમને પ્હેલાં જોયા પણ નથી તો પછી ત્હમે પ્રતિજ્ઞા કર્યાનું તો હું ક્યહાંથી માની જ શકું ?"

"બસ ! પ્હેલાનો સમ્બન્ધ ભૂલી ગયાં ?" આલમ આશ્ચર્યતા બતાવતો બોલ્યો. "શું જે સુખ ને આનન્દ આપણે બેગાંજ રહીને એકજ જગ્યાએ-એકીજવખતે ભોગવ્યો છે તે વિસ્મૃતિને ભોગ થઈ ગયો ?" આલમ જ્યહાં આટલું બોલે છે ત્યહાં તો સરલાના ચ્હેરા ઉપર ત્હેને મ્હોટો ફેરફાર જણાયો. સરલાને પોતાની તરફ એકી નજરે જોતી જોઈ. અત્યહારે સરલામાં આનન્દનો જુસ્સો દરેક નસોમાં પૂર જોસથી વહ્યા કરતો હતો. ત્હેનો ચ્હેરો જોકે કારાગ્રહના દુ:ખથી ફીકકો પડી ગયો હતો તોપણ અત્યારે તો સન્ધ્યાના ગુલાબી રંગ સાથે હરીફાઈ કરતો હતો. સરલાથી વધારે વખત તે આનન્દ દાબી શકાયો નહિં. તે તરતજ ઉભી થઈ. ત્હેના પ્રેમાળ હૃદયમાં એટલો બધો આનન્દ છવાઈ ગયો હતો કે ત્હેનામાં શબ્દ પણ ઉચ્ચારવાની શક્તિ નહોતી. છેવટ ઘણા પ્રયાસે આલમ તરફ ધસતાં ને ત્હેના કોમળ હાથથી આલમના કંઠને આલિંગતા માત્ર બેજ શબ્દો નિકળી શકયા.

"વ્હાલા રણમલસીંહ."

(૪)

"જહાંપનાહ ! સરદાર આપને મળવાને ઇચ્છે છે" એક સિપાઇએ અન્દર આવતાં અલ્લાઉદીનને સમ્બોધી કહ્યુ.

"ભલે આવવા દે" અલ્લાઉદીને હુકમ કર્યો. તરતજ સરદાર અન્દર આવ્યો ને સલામ ભરીને ઉભો રહ્યો.

"કેમ સરદાર ! શું છે ? કેમ ત્હમારો ચહેરો શોકાતુર લાગે છે ?

"જહાંપનાહ ! આપ જાણો છો કે રણમલસીંહને અમે ઘણીજ મ્હેનતે પકડયો હતો.

"હા ! તે હું સારી રીતે જાણું છું" અલ્લાઉદીન વચ્ચેજ બોલી ઉઠયો "વળી ત્હેની સ્ત્રીને મ્હેં અહીં કેદખાનામાં નાખી છે"

"જી, હા ! પરન્તુ ખેદની વાત છે કે રણમલસીંહ અહીં આવતા રસ્તામાંથી ભાગી ગયેલ છે."

"શું ભાગી ગયો ?" અલ્લાઉદીન ગુસ્સાથી બોલ્યો. "સંપૂર્ણ રીતે કબજામાં આવ્યા પછી પણ ભાગી ગયો ? ત્હમે એટલી પણ ખબર ન રાખી શકયા ? ત્હમારી પાસે માણસો પણ ઘણા હતા. ઠીક જે થયુ તે ખરૂ ! પરન્તુ ત્હમે આટલા બધા દિવસે કેમ ખબર આપવા આવ્યા ?

"જી, હું પાછો રણમલસીંહની તપાસ કરવા નિકળ્યો હતો ને તેથીજ વહેલો આપ નામદારને ખબર આપી શકયો નથી."

આટનું જ્યહાં હજી સરદાર બોલે છે ત્યહાં તો કેદખાનાનો ઉપરી દોડતો ત્યહાં આવ્યો, ને અલ્લાઉદીનને નમીને બોલ્યો.

" જહાંપનાહ ! સરલા કેદખાનામાંથી ન્હાસીને ભાગી ગઇ છે !

" શું સરલા પણ ભાગી ગઈ ? પેલો નવો માણસ આલમ ક્યાં છે ?

" જી, તે નવો માણસ કોઈ નહિં પણ રણમલસીંહજ હતો એમ તપાસ કરતાં માલુમ પડ્યું છે."

" ધન્ય છે તે નર વીરને ! " અલ્લાઉદીન જોકે સરલા તથા રણમલસીંહ ન્હાસી ગયા તેથી ગુસ્સે થયો હતો પરન્તુ રણમલસીંહ પોતેજ ખાસ મુસલમાનના વેષમાં નોકરી ઉપર રહીને સરલાને છૂટી કરી એ સાંભળીને તો ત્હેનું હૃદય રણમલસીંહની બ્હાદુરી અને હિમ્મતના વખાણ કર્યા વિના રહ્યું નહિં. તે રણમલસીંહ ઉપર બહુજ ખુશી થયો ને સરદારને કહ્યું.

" સરદાર ! ત્હમે અત્યારે જ રણમલસીંહ અને સરલા જ્યાં હોય ત્યાં જાવ અને બન્નેને મ્હારા તરફથી અભયવચન આપી કહેજો કે અલ્લાઉદ્દીન ત્હમારા બન્ને ઉપર ખુશી થયો છે ને સરલાને તો તે પુત્રી તુલ્ય ગણે છે માટે ત્હમે બન્ને ત્હેની પાસે ચાલો ! જોજો રસ્તામાં ત્હેમને કોઇ જાતની અગવડતા ભોગવવી ન પડે ! " આટલું કહી અલ્લાઉદીન રણમલસીંહની બ્હાદુરીના વિચાર કરતો અંતઃપુરમાં ગયો.

પન્દર વીસ દિવસ જોત જોતાંમાં ચાલ્યા ગયા. સરલા અને રણમલસીંહ બન્ને અલ્લાઉદીનના દરબારમાં હાજર થયા. અલ્લાઉદીને ત્હેમને સારી રીતે આદરસત્કાર આપ્યો. અને ત્હેમનું રાજ્ય તેમજ બીજાં પણ ગામો પોતાની ખુશાલીના બદલામાં આપ્યા.

થોડો વખત તો ત્હાંજ બન્નેને રાખવામાં આવ્યાં. ત્હારબાદ રણમલસીંહ સરલા સાથે પોતાના રાજ્યમાં ગયો. તે વખતનો રણમલસીંહનો તેમજ સરલાનો આનન્દ સુજ્ઞ વાંચકોએ જ સમજવાનો છે.

સન્ધ્યા સમય હતો. સરલા અને રણમલસીંહ ઉદ્યાનમાં ભૂતકાળની વાત કરતાં ફરતાં હતાં તે વખતે રણમલસીંહના મુખમાંથી નીચેના શબ્દો હર્ષ સાથે નિકળી ગયાઃ—

*આ તેજ સ્થાન, અહિં આપણ એ ઉભેલાં,
લેઇ વદાય ગઈ દૂર તું જેહ વેળા.
જોતાંજ તે સમયની સ્મૃતિ જોશી જાગે !

ને. શાન્ત. મચ્છરજાની. પ્રી. શ્રિી. આશે. !.

---

## " બાલા "*

લેખકઃ રા. રા. રમણિક ત્રિવેદી. ભાવનગર.

શત્રુઓનો સંહાર કરનાર, મોગલસેનાને પદદલિત કરનાર, હિંદુધર્મનો પુનરૂદ્ધાર કરનાર, પારતંત્ર્યની બેડીમાંથી—મુગલોના અસહ્ય જુલમમાંથી મહારાષ્ટ્રને મુક્ત કરનાર મહાત્મા શિવાજીએ તુરાનનો રમણીય કિલ્લો જીતેલો છે. 'સ્વકુલદેવી દુર્ગાનું' સુંદર દેવાયતન ગામની બહાર તેણે બાંધેલું હતું. જનાર્દન દેવ દુર્ગાદેવીના પૂજારી હતા. ત્હેમની પત્નીના મરણ પછી પુનઃ પાણિગ્રહણ કરવું એ તેમને યોગ્ય ન લાગતું. સ્વપત્નીના સ્મર-

* વસંત તિલકા. * અંગ્રેજી ઉપરથી.

ણનું તિવ્રતમ દુઃખ ઓછું કરવાને સર્જુબાલા નામની એક રજપૂત કન્યાને પોતાની પુત્રી તરીકે તેમણે રાખી. સર્જુબાલાના મીઠડા શબ્દો, મધુર હાસ્ય અને નિર્દોષ પ્રશ્નો ત્હેના દુઃખી જીવનમાં અમી રેડતા. સર્જુ પણ આજ્ઞાંકિત હતી. ત્હેનું વય તેર વર્ષનું હતું. પૂજ્ય દેવી 'દુર્ગા'ના દેવાલયની આસપાસ એક સુન્દર ઉદ્યાન હતું. આ ન્હાનકડી વાડીમાં વર્ષાઋતુમાં તે ઘણીવાર બેસતી અને વીણા લઇને મૃદુ સ્વરે ગાતી. પ્રાતઃકાલે અને સાયંકાલે તે ગુલાબના ફૂલો પૂજા માટે ચૂંટતી અને ફૂલોની વેણી પોતાના માથામાં કાયમ રાખતી!

આજે બાલા ગુલાબના પુષ્પો સ્વહસ્તથી વીણે છે. ધીમે ધીમે મૃદુકણ્ઠથી તે ગાય છે. રઘુનાથ નામક એક યુવાન હવાલદાર તેની વાડી પાસે ઉતર્યો. અશ્વપર આખો દિવસ હોવાથી તે શ્રમિત થયો હતો. તેથી તે એક મ્હોટી શિલા ઉપર બેઠો. ત્હેની નજર રૂપેરી હસ્તથી ફૂલો વીણતી-સુંદર વેણીવાળી બાલા પર પડી. બાલાના સુંદર છૂટા-લાંબા, કાળા કેશ-ત્હેનાં લાલીવાળા ગાલ, ત્હેનાં ચકચકિત નેત્રો ત્હેની સુંદીર ભ્રમરો-ત્હેનું વિશાળ કપાલ, ત્હેના મૃદુ ઓષ્ટ, સુવર્ણની બંગડીથી સુશોભિત હસ્ત ગુલાબના પુષ્પોની ત્હેની કટિની આસપાસની માલા અને અસ્ત પામતાં સૂર્યના કિરણોનું ત્હેના ગાલનું ચુંબન-આ સર્વેએ રઘુનાથને બાલા પ્રત્યે અનિમિષ દૃષ્ટિથી જોવાની ફરજ પાડી. નિર્દોષ બાલા સર્જુ તો હજી ફૂલોજ વીણતી હતી. પોતે અન્યનું પ્રીતિનું પાત્ર છે એમ તે જાણતી ન હતી. કોમળ લીલાં ઘાસની ન્હાનકડી છાબડીમાં ફૂલો મૂકી જ્યારે પાછી ફરતી હતી ત્યારે ત્હેની નજર રઘુનાથપર પડી. રઘુનાથ કંઈ બોલી શક્યો નહિ. તે તો પૂજારી પાસે ચાલ્યો ગયો. મહારાજ શિવાજીનો સંદેશો ત્હેને આપ્યો, અને રાત્રે ત્યાં રહ્યો. જ્યારે રઘુનાથ જમતો હતો ત્યારે સર્જુ પીરસતી હતી. પરંતુ ખાવાના કરતાં—બાલાનું નિરીક્ષણ કરવામાં—ત્હેના ચાંચલ્યની પરીક્ષા કરવામાં તે મગ્ન હતો. થોડુંક જમ્યા પછી તે પાસેના ઓરડામાં નિંદ્રા લેવા માટે ગયો. પણ હાય! ક્રૂર નિદ્રાદેવી હેં ત્હેના પર દયા ન કરી. ઉભો થઇ તે પાસેની વાડીમાં ફરવા લાગ્યો. ચંદ્રના શીત બિમ્બોએ ત્હેની વેદનામાં વધારો કર્યો. સર્જુ ત્હેના હૃદયમાં રમવા લાગી. આમ તેમ આંટા મારતાં ત્હેણે એક માલા પડેલી જોઇ. માલા સર્જુની છે એમ ધારી ત્હેણે લઈ લીધી. બીજે દિવસે રઘુનાથે જવાની તૈયારી કરી. પણ તે માલા બાલાને પાછી આપવાની—ત્હેની સુંદર મુખમુદ્રાનું નિરીક્ષણ કરવાની ત્હેને ઉત્કટ ઇચ્છા હતી. જતી વખતે ઉદ્યાનમાં તે ગયો અને ફૂલ વીણતી બાલાને તે માલા પાછી આપી. સર્જુએ ધ્રુજતાં ધ્રુજતાં તે માલા પોતાના કરમાં લીધી અને બોલી. " રઘુનાથ! હું ત્હમારો મ્હારી પ્રત્યેનો ઉપકાર શી રીતે પ્રદર્શિત કરૂં. અહિંઆં આવશો ત્યારે ત્હમે મ્હને નહિ મળો ? શું ત્હમે મ્હને ભૂલી જશો. ના, ના, સર્જુને ભૂલતાં નહિ. ત્હમારા હૃદયમાંજ ત્હેને ત્હમે રાખજો હોં! રઘુનાથે કહ્યું. " બાલા! હું અહિંઆં હવે ફરીથી આવી શકીશ કે નહિ તે તો ઇશ્વર જાણે પણ એટલી ખાત્રી રાખજો કે ત્હમારૂં આતિથ્ય અને ત્હમારી મુખમુદ્રા મ્હારા હૃદયમાંથી કદી ખસશે નહિ. " બાલા કંઇ જવાબ આપી શકી નહિ. ત્હેની ચક્ષુમાંથી બે ત્રણ મોતી ખર્યાં: રઘુનાથે પોતાના અશ્વને દોડાવ્યો. બાલા જ્યાં સુધી તે દેખાયો ત્યાં સુધી ત્હેની તરફ જોઈ રહી.

હાય! હવે બાલામાં તે બાલપણુ—તે નિર્દોષતા નથી. જ્યારે તે ઉદ્યાનમાં જતી ત્યારે ફૂલો વીણી જે શિલા ઉપર રઘુ બેઠો હતો તે શિલા ઉપર બેસતી—કોઈવાર રડતી અને કોઇવાર કંઇ કંઇ લવતી. અહા!!! લડાઇમાં શત્રુઓનો સંહાર કરી માન

પામેલાં રઘુને હું ફ્હયારે જોઇશ ? પેલી ખીણમાંથી કાળા ઘોડા ઉપર તે કયારે આવશે ! શું મ્હારા પિતા મ્હને ત્હેની સાથે પરણવાની ના પાડશે. આવા આવા ગાંડા વિચારો ત્હેને ઘણુંવાર આવતા. આ વિચારો ત્હેના બાલહૃદયને આનંદ આપતાં.

એક દિવસ ગયો, બે દિવસ ગયા મહિનો ગયો. અરે મહિનાઓ પણ ગયાં. વખતને જતાં જરાય વાર લાગતી નથી. બાલા આજે પાછી ફુલો વીણે છે. ખીણમાંથી ઉતરતો કાળો ઘોડો તેણે જોયો. રઘુનાથ આવે છે એ જોઇ બાલાને ઘણો હર્ષ થયો ! રઘુનાથ જનાર્દન દેવ પાસે ગયો અને બોલ્યો " દેવ, મહારાજ શિવાજી ત્હમને બોલાવે છે. ત્હેમની એમ ઇચ્છા છે કે ત્હમે અમારી છાવણીમા રહો વાતમાંને વતમા તેણે કહ્યું " દેવ ! મ્હારૂં વય વીસ વર્ષનું છે ! મ્હારા પિતાને ત્હમે કયાં નથી ઓળખતા ! શિવાજી મહારાજની કેવી અમૂલ્ય સેવા બજાવી છે. શિવાજી મહારાજની સેવામાં હું મ્હારો પ્રાણ અર્પીશ ! જનાર્દને ઉત્તર આપ્યો તું કુલિન છે એ હું જાણું છું. સર્જુ પણ ઉચ્ચ કુટુંબની બાલા છે. તે ડાહી છે. નિર્દોષ છે. લડાઇ પૂરી થશે એટલે હુ ત્હને સર્જુ સોંપીશ ! સર્જુને સાચવજે ! ત્હેના નિસાસા ન લેતો ! સર્જુ અને ત્હને સુખી જોઇ મ્હારી વૃદ્ધ આંખલડીઓ ઠરશે મ્હારૂં જીવન કાર્ય સમાપ્ત થશે પ્રભુ ! પ્રભુ ! "

જન્મથીજ અંધ માણસને જોવાની શક્તિ પ્રાપ્ત થતાં જે આનંદ થાય-તેજ આનંદ-અરે તેથી પણ વધારે આનંદ-રઘુએ જ્યહારે આ શબ્દો સાંભળ્યા ત્હારે ત્હેને થયો ! જનાર્દન, સર્જુ અને રઘુનાથ ત્રણે શિવાજી પાસે જવા ઉપડયાં રાત્રે મુસાફરીમાં રઘુએ સર્જુને કહ્યુ " દેવી. ત્હને નમસ્કાર છે ! આવતી કાલે છત્રપતિ શિવાજીના ભવ્ય પ્રાસાદોમાં તું વિરાજતી હોઇશ અને હું તો રણક્ષેત્રમાં મરવાની તૈયારી કરતો હોઇશ ! દેવી ! રણસંગ્રામમાં મ્હારો નાશ થાય તો મ્હને સંભારજે ! એક ગરીબ યોદ્ધાને ત્હારા હૃદયમાં સ્થાન આપજે !

સર્જુ આ સાંભળી રડી પડી અને અશ્રુપૂર્ણ લોચને બોલી " પ્રભુ ત્હમને રણક્ષેત્રમાં સહિસલામત રાખો મ્હારી દુર્ગાદેવી ત્હમારૂ રક્ષણ કરો અને ત્હમને વિજય આપો ! "

રઘુએ પૂછ્યું " સર્જુ ! તું આ એક ગરીબ મરાઠા સીપાહીને ભૂલી જઇશ ? જો તે મરી જાય તો ત્હેના અમર આત્માની શાન્તિ માટે પ્રભુ પ્રાર્થના નહિ કરે ?

પોતાનાજ વિચારમા મગ્ન થયેલી સર્જુ બોલી અરે ત્હમને ભૂલુ ? કોને ! ત્હમને-હાય...ગ...

રઘુનાથ જોકે યુવાન હતો તોપણ બહાદુર અને શૂરવીર હતો મહારાજ છત્રપતિ શિવાજીએ જ્યહારે મોગલ સરદાર ઉપર હુમલો કર્યો ત્હારે ત્હેણે પોતાનુ શૌર્ય દાખવ્યું. શિવાજી ત્હેની સાથે પ્રેમથી વર્તતો અને ત્હેને એક વીર યોદ્ધા તરીકે માન આપતો ત્હેના અસાધારણ શૌર્ય અને ચાપલ્ય માટે એક સોનાની તલવાર ત્હેણે ત્હેને ભેટ આપી હતી. હમણાં શિવાજી અને જયસિંહ બન્નેએ બીજાપુર ઉપર ચઢાઇ કરી હતી પૂજારી જનાર્દન ત્હેની પુત્રી બાલા અને રઘુનાથ મહારાષ્ટ્રાધિપતિ શિવાજી સાથે હતાં. રાત્રે રઘુનાથ પિતા પુત્રી પાસે જતો અને રણક્ષેત્રનો હર્ષદાયક તેમજ હૃદયવિદારક વૃતાન્ત કહેતો.

એક સમયે શિવાજીએ ઓરમન્ડલનો કિલ્લો રાત્રે લેવાનું નક્કી કર્યું અને ચુંટી કહાડેલા યોદ્ધાઓ સહિત તે ઉપડયો રઘુનાથ સર્જુ સાથે હોવાથી જરા મોડો ઉપડયો. પણ સૌની સાથે થઇ ગયો. દુર્ગ જીતાયો જોકે અસંખ્ય અગ્રપ્રધાન યોદ્ધાઓ તે લડાઇમાં

મૃત્યુશરણ થઇ ગયા હતા, તદપિ શિવાજી મહારાજના અસંખ્ય માણસો મરી ગયા. બીજે દિવસે શિવાજીએ દરબાર ભર્યો અને જયસિંહની સમક્ષ સઘળા લડાઇમાં કેદ થયેલા અફઘાનોને સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું દુર્ગનો રક્ષક બેડી સહિત ઉભો હતો. શિવાજીએ સ્વહસ્તે તે બેડી તોડી નાંખી અને ત્હેને ખુશી પડે ત્યાં જવાની રજા આપી. કેવું ઔદાર્ય ! કેવું ક્ષત્રિયપણું !

શિવાજી મહારાજનું આવું અનુકરણીય કૃત્ય જોઈ તે દુર્ગરક્ષકે પ્રસન્નવદને બોલ્યો "મહારાજ ! સ્વાતંત્ર્ય અર્પી ત્હમે મ્હને ઉપકૃત કર્યો છે. ગઈ કાલે ત્હમારા અસંખ્ય માણસો માર્યા ગયા ત્હેનુ કારણ એટલુજ કે ત્હમારા એક નીચ સરદારે ત્હમે ચઢાઈ કરવાના છો એમ કહ્યુ હતું ત્હેનું નામ હું ત્હમને કહીશ નહિ પરંતુ પૃથ્વીનાથ ! હવે ચેતતા રહેજો ! ત્હમારા દરેક સરદાર વિશ્વસનીય નથી. દાળમાં કંઇ કાળું છે. બીજું શું કહું ?

આ માર્મિક શબ્દો બોલી તે દુર્ગરક્ષક ચાલ્યો ગયો પરંતુ શિવાજીનો ગુસ્સો વધવા માંડયો. ત્હેનુ મુખ રાતુચોળ થયું ત્હેનું શરીર ધ્રુજવા લાગ્યું ત્હેના નયનમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. સર્વ સૈનિકો તરફ ગુસ્સાથી જોવા લાગ્યો. તે બધાં શાન્ત નીચું જોઇને ઉભા હતા ! બિચારા શું બોલે. બોલવાની કોની હિમત ચાલે ? શિવાજીને શાન્ત પાડવા અર્થે જયસિહે પૂછ્યું "મ્હારા વીર યોદ્ધાઓ ! ગઇ કાલે કૃચ કરતી વખતે શું કોઈ સરદાર મોડો આવ્યો હતો ! શિવાજી મહારાજ ત્હમને પોતાના સૈનિક ગણેછે-ત્હમારામાં તે વિશ્વાસ રાખે છે તો તે દેશદ્રોહીનું નામ ત્હમારો મિત્ર હોય-બાંધવ હોય-સગો હોય ગમે તે હોય તોપણ કહો. જો તે મરી ગયો હોય તો પ્રભુ ત્હેને દોઝખમાં નાખો. અને જીવતો હોય તો ત્હેનું નામ કહો કે જેથી પૃથ્વીદેવીનો ભાર ઓછો કરીએ !

આ વચનો સાંભળી ચંદ્રરાવ નામનો એક યોદ્ધો બોલ્યો ! મહારાજ. ગઇ કાલે એક હવાલદાર મોડો આવ્યો હતો શિવાજી મહારાજ ગર્જના કરી બોલી ઉઠયા "ચંદ્રરાવ" તે દુષ્ટનું નમ મ્હને કહે કે જેથી ત્હેનું મસ્તક ત્હેના ધડ પરથી જુદુ કરૂં. મ્હને જલદી કહે. એવા દેશદ્રોહીઓનું આપણે કામ નથી. અરે પૃથ્વીને પણ ત્હેમનું કામ નથી.

શિવાજીના આ વચન સાંભળી સર્વ ગભરાયા સર્વ સ્થળે શાન્તિનું સામ્રાજ્ય પ્રસર્યું. ચંદ્રરાવ બ્હીવા લાગ્યો. સર્વ યોદ્ધાઓ એક બીજા સામું જોવા લાગ્યા. અન્તે બ્હીકથી ધ્રુજતો ધ્રુજતો ચંદ્રરાવ બોલ્યો. "મહારાજ રઘુનાથ હવાલદાર ગઈ કાલે મોડા આવ્યા હતા"

"રઘુનાથ હવાલદાર" એ શબ્દો સાંભળી શિવાજી મહારાજ ગર્જના કરી બોલી ઉઠયા "અરે દુષ્ટ ચંદ્રરાવ ! શું તું એમ સમજે છે કે ત્હારા કહેવાથી હું રઘુનાથને કાઢી મૂકીશ ? મ્હારી સમક્ષ અસત્ય બોલતાં ત્હને જરા પણ શરમ નથી આવતી ? રઘુનાથને તો હું સારી રીતે ઓળખું છું ! મ્હારી સાથે લડાઇમાં તે વારંવાર લડે છે. શું તું એમ સમજે છે કે ત્હારા વચનપર હું ભરોસો રાખીશ રે પાપી ! લે ત્હારા અસત્ય માટે બદલો--આ શબ્દો બોલી શિવાજી મહારાજે ચંદ્રરાવનુ શીર્ષ કાપી નાખવા પોતાની તલવાર ઉગામી. પણ તેટલામાં તો રઘુનાથે શિવાજી મહારાજ પાસે કૂદકો માર્યો-ત્હેના ચર્ણમાં નમન કર્યું અને બોલ્યો "ગઈ કાલે હું મોડો આવ્યો હતો. ચંદ્રરાવ શિક્ષાને પાત્ર

નથી. શિવાજી મહારાજ ગુસ્સાથી-શોકથી બોલ્યા ! ત્હારે શું ત્હેં આ ઘોર પાપ કીધું છે. શું તું દુર્ગરક્ષકને આપણી કૂચ વિષે પહેલાંથી કહી આવ્યો હતો ? શું ત્હેં વિશ્વાસઘાત કર્યો છે. રઘુનાથ નીચું મુખ રાખી પ્રયુક્ત હસ્તથી બોલ્યો "છત્રપતિ ! મ્હને કંઈ ખબર નથી."

પરંતુ શિવાજી મહારાજ ગુસ્સે થયા હતા. રઘુનાથનું મસ્તક છેદી નાંખવા પોતાની તરવાર ત્હેણે ઉગામી. પણ જયસિંહ વચમાં પડયો. શિવાજી મહારાજને શાન્ત પાડવા સારૂ શાન્તિથી ત્હેણે કહ્યું "રઘુનાથનું મુખ શાન્ત છે. ત્હેની મુખમુદ્રા ઉપરથીજ હું ત્હમને કહું છું કે તે નિર્દોષ છે. ત્હેનો ઘાત ન કરો. એક વીર યોદ્ધાને મારવા માટે ત્હમે પાછળથી પસ્તાશો. મ્હારાં વચનની ખાતર ત્હેને મુક્ત કરો. જીવતો નર ભદ્રા પામશે."

જયસિંહની માગણી શિવાજીએ કબુલ રાખી. અને રઘુનાથને માત્ર દેશનિકાલ કર્યો. સર્જુએ જ્હારે આ વાત સાંભળી ત્હારે તે રડવા લાગી. પરંતુ રઘુ દેશદ્રોહી-વિશ્વાસઘાતી છે એ ત્હેણે કદી માન્યુંજ નહિ. રઘુ સાથે હું પરણીશ. ત્હેની સાથે આનંદમાં હું મ્હાલીશ એ ત્હેની આશા નષ્ટ થઇ. રઘુના ઉદ્ધારાર્થે તે રોજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરતી. એક વખત વર્ષાઋતુમાં વાડીમાં બેઠી બેઠી તે વીણા વગાડતી હતી. ત્હારે ત્હેણે એક સાધુ ત્હેની પાસે આવતો જોયો. આ સાધુની જટા ઘણીજ લાંબી હતી. ત્હેણે ચાખડીઓ પહેરી હતી અને ત્હેના ભવ્ય ચહેરાપરથીજ એમ થાય કે તે એક મહાન્ પુરૂષ છે. સર્જુ પણ ત્હેની પાસે ગઇ. સાધુને ભવિષ્ય જોતાં આવડતું હતું તેથી સર્જુના હસ્ત પોતાના કરમાં લઇ ત્હેણે કહ્યું "બાલા તું સુખી થઇશ. ત્હારો સ્વામી મહા પુરૂષ થશેઃ સર્જુએ પૂછ્યું "દેવ ! જે વીર યોદ્ધાને લોકો દેશદ્રોહી કહે છે તે વીરને ત્હમે કદી જોયા છે. શું તે વિશ્વાસઘાતી હોઇ શકે. કેટલા નિર્દોષ ! सत्य मेव जयते नानृतम् ! ખરૂં મહારાજ ! તે પવિત્ર છે ત્હેનું પાવિત્ર્ય ઝળકી નીકળશે ! મહારાજ ! પ્રભો ! સાધુ આ સર્વ સાંભળી બોલ્યા, "મ્હને ત્હારા બોલવા પરથી એમ લાગે છે કે, ત્હમે બન્ને પ્રીતિની પવિત્ર ગ્રન્થીથી બન્ધાયેલાં છો ! મ્હને તે સાધુ હજુ પરમદિનેજ મળ્યા હતા. ત્હારે કંઈ કહેવરાવવું છું.

"શું ત્હમને તે વારંવાર મળેછે. હમણાં તે શું કરેછે એ ત્હમને કંઇ ખબર ! આતુરતાથી તેમજ આશ્ચર્યથી ત્હેણે પૂછ્યું.

"હા. પોતે પવિત્ર છે એમ તે થોડા સમયમાં બતાવી આપશે અને તે બતાવી આપવામાં જ પોતાનો પ્રાણ ખોશે."

"હવે તે જો ત્હમને મળે તો કહેજો કે સર્જુ એક રજપૂત બાલા છે. ત્હમને તે હજું પવિત્ર ધારે છે. ત્હમારૂંજ ચિન્તન કરેછે અને ત્હમારા શ્રેય અર્થે સર્વદા પ્રભુ પ્રાર્થના કરેછે."

"શોક નહિ કર. પ્રભુપર આસ્થા રાખ. સત્ય સર્વદા બ્હાર આવેછે. પ્રભુમાંજ વિશ્વાસ રાખ. તે મહાન્ છે-દયાળુ છે-કૃપાનિધિ છે તો ત્હારાપર તે દયા કરશે."

"કંઇ નહિ. મ્હારા વતી ત્હેને ઉત્તેજીત કરજો. હું ત્હેની હતી-ત્હેની છું અને ત્હેની રહીશ. મ્હારાજ ! ત્હમારૂં નામ."

"સીતાપતિ ગોસ્વામી. સુખી રહે. પ્રભુ ત્હને શાંતિ અને સુખ આપો. શાન્તિ શાન્તિ !"

ૐ નમઃ શિવાય ૐ નમઃ શિવાયનો પવિત્ર ઉચ્ચાર કરતાં મહારાજ ચાલ્યાં ગયા અને સર્જુ પાછી પુનઃ એકલી પડી.

આ સીતાપતિ ગૌસ્વામી. તેજ રઘુનાથ!–તેજ સર્જુનો હૃદયનો હાર! શિવાજી મહારાજને જ્યારે ઔરંગઝેબે કેદ કર્યો. ત્હારે ત્હેણે સાધુના પોશાકમાં ત્હેમને પોતાની સાથે આવવા કહ્યું. પરંતુ શિવાજીએ કહ્યું "જો હું ત્હારી સાથે આવું તો મ્હારા વફાદાર સૈનિકોનું શું થાય? વળી જ્યારે શિવાજી સંભાજી સાથે નાસી છૂટયા ત્હારે રઘુનાથ એક સામાન્ય સીપાહી તરીકે તેમની સાથે હતો. રસ્તે શિવાજીને ત્રણ મોગલ સૈનિકો મળ્યાં ત્હેમને પણ સીપાઇએ પોતાની કસાયલી તલવારવડે ફાની જગતનો ત્યાગ કરવાની ફરજ પાડી. શિવાજીએ સીપાઈનો ઉપકાર માન્યો અને ત્હેની પ્રશંસા કરી ત્હારે ત્હેણે કહ્યુ "મ્હારાજ બંદીખાનામાં પોતાની સાથે આવવા કહેનાર-ગૌસ્વામી અને આ ત્રણ મોગલ સૈનિકોનો વધ કરનાર તે હું–આપનો ભૂતકાલનો–વર્તમાનકાળનો–અને ભવિષ્યનો સેવક–આજ્ઞાંકિત સેવક રઘુનાથ. મ્હારાજ! ત્હમારી સેવામાંજ હું પ્રાણ અર્પીશ.

શિવાજીએ રઘુનો હાથ ઝાલ્યો. ત્હેને ઉઠાડયો અને બોલ્યો! રઘુનાથ! મ્હારા વફાદાર સેવક રઘુનાથ! તે દિવસે જે સહાસ મ્હેં કર્યું તે માટે મ્હને ક્ષમા કર. સર્વેએ મ્હને ત્હારી પવિત્રતા વિશે કહ્યું પણ મ્હેં માન્યુંજ નહિ મ્હેં ભૂલ કરી. મ્હને ક્ષમા કર! ત્હારી અમૂલ્ય સેવા માટે મ્હારાથી બનશે તે પારિતોષિક હું ત્હને આપીશ.

વાંચનાર! રઘુનાથનુ પાવિત્ર્ય ઝળક્યું. શિવાજી મહારાજના સૈન્યમાં મહા પદવી તેને આપવામાં આવી. પરતુ સર્જુબાલા—ત્હેનું શું થયું. રઘુનાથના વિદેશગમન પછી તે સદા શોકમાંજ રહેતી. ત્હેનું શરીર દીન પ્રતિદીન ક્ષીણ થતું ગયું. તે સર્વદા રઘુનું જ ચિન્તન કરતી. જ્હારે ત્હેના પિતા જનાર્દનને ખબર પડી કે રઘુનાથને શિવાજીએ કાઢી મૂકયો છે ત્હારે ત્હેણે સર્જુ માટે એક અન્ય પુરૂષ પસંદ કર્યો. પરંતુ સર્જુ—પતિવ્રતા, સ્નેહાળ, પ્રેમાળ સર્જુ શું એ વાત કબૂલ કરે. મ્હને મ્હારા પિતા અન્ય પુરૂષ સાથે પરણાવવા માગે છે, એમ જ્હારે ત્હેને ખબર પડી ત્હારે તે ન્હાસી ગઈ અને પાસેના ગામમાં એક ધનવાનને ત્યાં ચાકરડી તરીકે રહી! કેવો પતિ પ્રેમ—કેવું પાવિત્ર્ય અને પાતિવ્રત્ય.

એક દિવસે તે તે જમીનદારની વાડીમાં રળિયામણી સાંજે ફુલ વીણતી હતી ત્હારે જે સીતાપતિગોસ્વામી ત્હેણે એક વર્ષ પ્હેલાં જોયો હતો તે ત્હેની પાસે આવ્યો. સર્જુએ પૂજ્ય ભાવથી ત્હેને નમન કર્યું અને ખિન્નવદને બોલી! મહારાજ! ત્હમને રઘુનાથ પછી મળ્યાં જ નહિ જુઓ રઘુનાથને ચ્હાવા માટે–ત્હેની પ્રત્યે પૂજ્યભાવ રાખવા માટે મ્હારા પિતાએ મ્હને કાઢી મૂકી. હું અહીઆં આ જમીનદારની ચાકરડી છું. જો તે ત્હમને પુનઃ મળે તો મ્હારો સંપૂર્ણ વૃતાન્ત ત્હમે ત્હેને કહેજો અને મ્હારે માટે અશ્રુ ખેરવે તો દિલાસો આપજો! અહા! અમે બન્ને દુઃખી. મળે તે કહેજો ભૂલતાં નહિ.

સાધુના નયનોમાંથી અશ્રુધારા વહેવા લાગી પણ જરા હિંમત ધરી તે બોલ્યા. હવે મ્હને રઘુનાથ નથી મળતાં. રઘુનાથ પવિત્ર છે એમ શિવાજી મહારાજને ખબર પડી છે. ત્હેણે હમણાં ત્હેની અમૂલ્ય સેવા બજાવીછે. અને શિવાજી મહારાજની સેનામાં તે એક માનવંતા સરદાર છે. પણ રઘુ ત્હારી પાસે આવે તો હવે તું ઓળખશે?

આ શબ્દો બોલી સાધુ ત્હેની સામે જોઇ રહ્યા. સર્જુ પણ જોઇ રહી! શું બોલે. સાધુએ પોતાની કફની કાઢી નાંખી. સર્જુ ત્હેના ઉત્સંગમાં મસ્તક નાંખી પડી રહી. બેત્રણ અશ્રુઓ ત્હેની આંખમાંથી ખર્યા. વાંચનાર! આ સમયે તે બન્નેના હૃદયના આનન્દની કલ્પના કરવાનું ત્હને સોંપું છું.

# सांसारिक नवलकथा.

## પ્રાયશ્ચિત.

( રવીન્દ્રનાથ ટાગોરની એક વાર્તાના હિન્દી અનુવાદ ઉપરથી. )

લેખકઃ-ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી-કલકત્તા.

બાબુ અનાથબન્ધુ બી. એ. માં ભણે છે, પણ કેટલાંક વર્ષો થયાં સતત નિષ્ફળ થયા કરે છે. તેમનાં કુટુમ્બીઓને એવી ઉમેદ છે કે આ વર્ષે તેઓ અવશ્ય સફળ થશે પરંતુ આ વર્ષે તો તેઓએ પરીક્ષા આપવી જ ઉચિત ન ધારી.

આજ વર્ષે બાબુ અનાથબન્ધુનો વિવાહ થયો છે. ઇશ્વરની કૃપાથી સ્ત્રી શુશીલ અને સારી તેમજ સાસરૂં પણ ધનવાન મળ્યું છે. તેમની પત્નીનું નામ વિન્ધ્યવાસિની છે, પણ તેમને આ હિન્દુસ્તાની નામપર અત્યંત અભાવ છે. પોતાની પત્નીને પણ ગુણ તથા રૂપમાં પોતાની બરાબરીની નથી ગણતા.

કિન્તુ વિન્ધ્યવાસિનીના હૃદયમાં આનન્દની સીમા નથી. અન્ય સર્વ કરતાં તે પોતાના સ્વામીને શ્રેષ્ઠ સમજે છે, અને પોતાના હૃદયરૂપી સિંહાસનપર પોતાના પરમપ્રિય સ્વામીની મૂર્તિ સ્થાપિત કરી નિત્ય તેની પૂજા કરે છે.

આવી અપૂર્વ સ્વામિભક્તિ છતાં પણ તેને મનઃશાન્તિ ન મળી શકી. કેમકે અનાથબન્ધુ બાબુ સદા તેમાથી ક્રોધિત રહેતા હતા, અને કટુવાક્યરૂપીબાણોથી તેના સરલ અને પ્રેમમય હૃદયને વિંધ્યા કરતા હતા. તેમજ તે બીચારીની પોતાના મિત્રો સન્મુખ પણ નિન્દા કરતા.

જ્યારે અનાથબન્ધુ બાબુ કોલેજમાં ભણતા હતા, ત્યારે તેમનો નિવાસ પોતાના સસરાના ગૃહમાંજ હતો. પરિક્ષાનો સમય સમીપ આવ્યો, પણ તેમણે પરીક્ષાજ ન આપી અને કોલેજ છોડી દીધી.

આ બનાવથી અન્ય સર્વ કરતાં વિન્ધ્યવાસિનીને અધિક કષ્ટ થયું. એક રાતે વિન્ધ્યવાસિનીએ પોતાના પતિને અત્યંત નમ્રતાપૂર્વક કહ્યું-" પ્રિયતમ ! આપે ભણવું શા માટે છોડી દીધું ? થોડો સમયજ જો આપ કષ્ટ સહન કરી લેત તો વધારે સારૂં થાત. ભણવું એ કાંઇ ખરાબ તો નથી."

સ્ત્રીની આટલી વાત સાંભળતાં જ બાબુ અનાથબન્ધુના મીજાજનો પારો ૧૨૦ ડીગ્રી પર ચઢી ગયો. તેઓ ચીઢાઇને બોલ્યા " શું ભણવાથી માણસના ચાર હાથ પગ થઇ જાય છે ? જે મનુષ્ય ભણવામાં અધિક પરિશ્રમ કરી પોતાની તનદુરસ્તી બગાડે છે તેની આખરે ઘણી ખરાબ દશા થાય છે.

પોતાના પતિનો આ ઉત્તર સાંભળી, વિન્ધ્યવાસિનીએ એમ ધારી પોતાના મનનું શાન્તવન કર્યું કે જો મનુષ્યો બળદ કે ગધેડાની પેઠે મહેનત કરીને પાસ થતા હોય તો મારા પતિથી તેમનું કશું થઈ શકે તેમ નથી.

બીજે દિવસે તેનીજ પડોશમાં રહેતી તેની સખી કમળા વિન્ધ્યવાસિનીને એક સુસંવાદ સંભળાવવા આવી. તેણે કહ્યું "સખિ ! મારા ભાઇ બી. એ. ની પરીક્ષામાં પાસ

થયા. બ્હેન અભ્યાસ કરવામાં માણસને ઘણું દુઃખ સહન કરવું પડે છે." કમળાની વાત સાંભળી વિન્ધ્યા સમજી ગઈ કે તે મારા પતિની તરફ કટાક્ષ કરી મારી મશ્કરી કરવા આવી છે. આથી વિન્ધ્યા તેના આનન્દમાં ભેળાઈ નહીં અને અપ્રસન્ન થઇ કહેવા લાગી "બ્હેન! બી. એ. માં પાસ થવું એ મનુષ્યને માટે જરા કઠણ નથી. બી. એ. થવાથી પણ શું થઇ જાય છે? વિલાયતમાં બી. એ. એમ. એ. થવાવાળા તરફ લોકોને ઝાઝું માન નથી."

વિન્ધ્યવાસિનીએ જે વાતો કમળાને કહી તે સર્વ વાતો તેણે પોતાના પતિ પાસેથી સાંભળી હતી. તે બીચારીને વિલાયતની હકીકતની ક્યાંથી ખબર હોય? કમળા આવી હતી તો શુભ સમાચાર કહેવા, પરંતુ પોતાની પ્રિય સખીના મુખમાંથી આવા શબ્દો સાંભળી તેને અત્યંત દુઃખ થયું, પણ તે બુદ્ધિમતી હોવાથી પોતાના મનનો ભાવ પ્રકાશિત ન કરતાં નમ્ર થઇને બોલી બ્હેની નથી "મારો ભાઇ વિલાયત ગયો કે મારો વિવાહ કોઇ 'જેન્ટલમેન' સાથે થયો; પછી મને વિલાયતની હકીકતની ક્યાંથી ખબર પડે? આમ કહી કમળા પોતાને ઘેર ચાલી ગઈ.

ક્રોધથી પરીપૂર્ણ થયેલી વિન્ધ્યાને આ વાતથી અધિક ખરાબ લાગ્યું, પણ કાંઈ જવાબ ન આપતાં તે એકાંતમાં બેસી રોવા લાગી.

ઉપલા બનાવ પછી થોડેક દિવસે એક બીજો બનાવ બન્યો. કલકત્તાથી એક ધનવાન પુરૂષ પોતાના પરિવાર સહિત વિન્ધ્યાના પિતાને ત્યાં આવ્યા, અને ત્યાં ઉતરવાની પોતાની ઇચ્છા જણાવી. વિન્ધ્યાના પિતા રાજકુમાર બાબુએ અત્યંત હર્ષ સહિત તે અતિથિની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો અને તેમના પરિવાર સહીત તેમને અનાથ બાબુવાળા ઓરડામાં ઉતારો આપ્યો. અનાથબન્ધુ બાબુને માટે એક બીજો નાનો ઓરડો નક્કી કરવામાં આવ્યો. આ વાતથી અનાથબન્ધુ બાબુને અત્યંત માઠું લાગ્યું. તેઓ તત્કાળ અત્યંત ક્રોધાન્વિત થઈ વિન્ધ્યા પાસે ગયા અને પોતાના સસરાની નિન્દા કરવા લાગ્યા. વળી સાથે સાથે તે બિચારીને પણ બે ચાર સારી ખરાબ વાતો કહી દીધી.

આ લીલા જોઇ ગરીબ બીચારી વિન્ધ્યા અત્યંત દુખિત તથા લજ્જીત થઇ, પણ તે કેવળ અણુસમજુ નહોતી તેથી તેણે પોતાના પિતાપર દોષારોપણ કરવાનું ઉચિત ન ધાર્યું. તેણે જેમ તેમ કરી પોતાના પતિને સમજાવી શાન્ત પાડયો. ત્યાર પછી એક દિવસે લાગ જોઈ તેણે પોતાના પતિને નમ્રતાપૂર્વક જણાવ્યુ કે હવે અહીં રહેવું ઉચિત નથી. મને લઇને તમે પોતાને ઘેર ચાલો કેમકે હવે અહીં આપણુ માન જળવાતું નથી.

અનાથબન્ધુ બાબુ અભિમાની તો બહુજ હતા પણ તેઓમાં બુદ્ધિ જરા પણ નહતી. પોતાને ઘેર કષ્ટ સહી રહેવા કરતાં આ અપમાન સહેવું તેઓએ વધારે સારૂ ગણ્યું. આથી ઘેર જવાની આનાકાની કરવા લાગ્યા. પણ વિન્ધ્યાએ માન્યું નહીં અને કહ્યું કે "જો આપ ન ચાલો તો મને ત્યાં મોકલી દયો. હુ અપમાન સહન નહીં કરી શકું" આથી અનાથબન્ધુ બાબુ લાચાર બની ત્યાંથી ઉપડવાને તૈયાર થયા.

જતા સમયે વિન્ધ્યાના માતાપિતાએ તેને થોડાક વધારે દિવસ ત્યાં રહી જવાનું કહ્યું, પણ વિન્ધ્યાએ કાંઇ ઉત્તર આપ્યો નહીં. આ જોઇ તેના માતાપિતાના મનમાં

અત્યંત દુઃખ થયું. તેઓએ કહ્યું " પુત્રી વિન્ધ્યે ! જો અમારાથી કાંઇ અપરાધ થઇ ગયો હોય તો તે ક્ષમા કરજે. "

પિતાના સુખની તરફ કરૂણદૃષ્ટિથી જોઇ વિન્ધ્યા કહેવા લાગી " પિતાજી ! હું તમારા ઋણમાંથી કદાપિ મુક્ત થઇ શકતી નથી. અમારા દિવસો અહીં ઘણા સુખમાં અમે વ્યતિત કર્યાં છે અને—" કહેતાં કહેતાં વિન્ધ્યાનું હૈયું ભરાઇ આવ્યું અને નયનમાં અશ્રુધારા વહેવા લાગી. તે પછી તેણે હાથ જોડી પોતાના પતિની સાથે ચાલી.

કલકત્તાના ધનવાન મનુષ્યો અને ગામડાંમાં રહેવાવાળા મનુષ્યોમાં ઘણું અન્તર છે. જે મનુષ્ય હમેશાં શહેરમાં જ વસતો હોય તેને ગામડામાં વસવું સારૂં લાગતું નથી પણ વિન્ધ્યાએ એક દિવસને માટે પણ પોતાનો ભાવ ન બદલ્યો. તે પોતાના સાસરામાં સહર્ષ સમસ્ત ગૃહકાર્ય કરતી હતી. વિન્ધ્યાના પિતાએ પોતાના વેવાઇની દરિદ્રાવસ્થા જોઇ પોતાની પુત્રી સાથે એક દાસી મોકલી હતી, પણ વિન્ધ્યાએ પોતાના સસરાને ઘેર પહોંચતાંજ તેને પાછી વિદાય કરી દીધી.

વિન્ધ્યાએ પોતાના સદ્વ્યવહારથી સાસુના હૃદયપર તરતજ અધિકાર મેળવી લીધો. ગામની સ્ત્રીયો તેના ગુણો જોઈ મુગ્ધ થવા લાગી. પણ આટલું છતાં વિન્ધ્યા શાન્તિપૂર્વક ન રહી શકી. અનાથબન્ધુને બીજા ત્રણ ભાઇ હતા. બે તેનાથી નાના અને એક તેનાથી મોટો હતો. મોટો ભાઇ પચાસ રૂપીઆના માસિક પગારથી પરદેશમાં નોકરી કરતો હતો. તેનાથી જ અનાથબન્ધુના આખા ઘરનું પોષણ થતું હતું. તેનાથી નાના ભાઇઓ હજી ભણતા હતા.

મોટા ભાઈની સ્ત્રી **શ્યામાને** પોતાના પતિથીજ આખા ઘરનું પોષણ થાય છે એ વાતનું ઘણું અભિમાન હતું. તેથી તે ઘરના કામકાજમાં હાથ સરખોયે લગાડતી ન હતી. જે સર્વને કમાઇને ખવરાવે તેની વ્હાલી સ્ત્રી દાસીકર્મ કરે ? કદાપિ નહીં.

વિન્ધ્યાને સાસુના હૃદયપર અધિકાર જમાવતી જોઇ **શ્યામા** મનમાં ને મનમાં સળગી ઉઠી. બીજી તરફ અનાથબન્ધુ બાબુએ પોતાના મકાનમાં ભાગેલા તુટેલા કમરામાં એક પુસ્તકાલય ખોલી દીધું અને તે ગામના યુવકો સાથે સલાહ કરી એક સભા પણ સ્થાપિત કરી. વળી વર્તમાનપત્રોમાં પણ ગામના લોકો વિષે અનેક પ્રકારનાં સારાં ખોટાં વખાણ કરી ત્હેમની પાસે પૈસા ખચાવતો તેમજ અન્ય પ્રકારે તેમને હેરાન કરતો.

વિન્ધ્યાએ અનાથબાબુને અનેકવાર નોકરી કરવાનું કહ્યું; પણ તેઓ તો સદા એજ ઉત્તર આપતા કે " મારાથી કોઇની ગુલામગીરી થઈ શકવાની નથી. ઇશ્વરે મનુષ્યને એટલા માટે પેદા કીધો નથી કે તે સુખ છોડી દઈ દુઃખ વહોરી લે. "

થોડા દિવસ પછી અનાથબાબુના મોટા ભાઇ રજા લઇ ઘેર આવ્યા. રાત્રે **શ્યામાએ** નાના ભાઇ તથા ભોજાઇની સર્વે હકીકત કહી સંભળાવી. પ્રથમ તો તેણે **શ્યામાની** વાતને મશ્કરીમાં ઉડાવી દીધી. પણ જ્યારે તેણે અનેકવાર તેવીજ રીતે કહેવા માંડ્યું એટલે તેઓએ અનાથબન્ધુને બોલાવ્યો અને કહ્યું " ભાઈ ! પચાસ રૂપીઆમાં આપણું ઘરખર્ચ ચાલી શકે તેમ નથી. તેથી હવે તારે પણ નોકરી ચાકરીની ચિન્તા કરવી જોઈએ. બેઠા રહેવાથી નહીં ચાલે. " આમ તેના મોટા ભાઇએ તેને ઘણી નમ્રતાથી કહ્યું. પણ આપણા અનાથબન્ધુ બાબુ તો જુદાજ વાતાવરણમાં હતા. તેઓ ચીઢાઈ બોલ્યા " ભાઇજી ! બે મુઠ્ઠી અન્નને માટે આપ મને આટલું કષ્ટ કેમ આપો છો ? મારાથી કાંઈ

શકશે નહીં " આમ કહી તેઓ મોટા ભાઇ પાસેથી ચાલ્યા ગયા. આ સમયે તેણે વિન્ધ્યાને તેની માને ઘેર મોકલી દેવાનો વિચાર કર્યો, પણ વિન્ધ્યાએ તે વાત સ્વીકારી નહી, કેમકે માતા પિતાને ઘેર સુખમાં રહેવાં કરતાં સસરાના ઘરમાં દુઃખથી પણ રહેવું વધારે સારૂં ગણ્યું.

આજ સમયે તે ગામની સ્કુલમાં એક આસીસ્ટંટ માસ્તરની જગ્યા ખાલી થઇ. અનાથબન્ધુની પત્ની તથા તેના મોટા ભાઇએ તેને તે જગ્યાપર કામ કરવા માટે ઘણો સમજાવ્યો. પરંતુ તેઓએ એવી તુચ્છ જગ્યાપર કામ કરવાનું કોઇ પણ રીતે સ્વીકાર્યું નહીં. થોડાં દિવસ પછી તેમના મોટા ભાઇની રજા પૂરી થઈ અને તેઓ પાછા પોતાની નોકરીપર ચાલ્યા ગયા.

હવે અનાથમાણુના મગજમાં વિલાયત જવાની ધૂન ઉત્પન્ન થઈ. એક દિવસ તેમણે પોતાની પત્નીને કહ્યું " જો આજકાલ વિલાયત ગયા વગર માણસની પ્રતિષ્ઠા વધતી નથી, તેમજ તેને સારી નોકરી પણ મળતી નથી. તેથી મારે વિલાયત જવું ઘણું જરૂરનું છે. તુ જો તારા પિતાને ત્યાંથી થોડાક પૈસા મંગાવી મને આપે તો હું ત્યાં ચાલ્યો જાઉં. "

વિલાયત જવાની વાત સાંભળી વિન્ધ્યાના મનમાં અત્યંત દુઃખ ઉત્પન્ન થયું. કેવળ એટલુંજ નહી, પણ પિતાને ત્યાંથી રૂપીઆ મંગાવવાની વાત સાંભળી તે બીચારીનાં હોંશ ઉડી ગયા.

દુર્ગાપુજાનો સમય નિકટ આવ્યો જાણી વિન્ધ્યાના પિતાએ પોતાની પુત્રી અને જમાઇને તેડી લાવવા માટે વાહન તથા માણુસો મોકલ્યાં. એક વર્ષના અંતર પછી વિન્ધ્યવાસિની પોતાના પિતાને ઘેર આવી. માતાપિતાએ તેનો ઘણો આદરસત્કાર કર્યો. માતાએ તો અત્યત સ્નેહથી તેને છાતી સરસી ચાંપી.

દુર્ગાપૂજાને દિવસે પણ વિન્ધ્યા પોતાની માતાના ઓરડામાં સુતી. કેમકે આ વખતે જમાઇને એક જૂદોજ ઓરડો આપવામાં આવ્યો હતો. અનાથબન્ધુના સુવાનો કોઇ સમય નિયત ન હતો. તેમાં વળી આજ તો દુર્ગાપૂજાનો ઉત્સવ હતો આથી પોતાનો પતિ કોણ જાણે આજે કયારે આવશે એમ ધારી વિન્ધ્યા નિદ્રાવશ થઈ ગઇ.

પ્રાત:કાળમાં ઉઠતાં જ વિન્ધ્યાએ પોતાના પતિને તેના ઓરડામાં દીઠા નહીં. ઉઠીને જુએ છે તો તેની માતાની લોઢાની પેટી ખુલ્લી હતી. પેટીની બધી વસ્તુઓ અહીં તહીં વીખેરાઇ ગઈ હતી. તેના પિતાનો નાનો ઇસકોત્રો ' Cash-box ' જે તેજ પેટીમાં રહેતો હતો તે ગુમ થઇ ગયો હતો. વિન્ધ્યાનુ હૈયું ધડકવા લાગ્યું. તેણે વિચાર્યું કે જે દુષ્ટે આ રૂપીઆ પૈસા વગેરે ચોરી લીધુ હશે તેનાજ હાથમાં મારા પતિ ફસાઈ ગયા હશે.

થોડા સમય પછી વિન્ધ્યાની દૃષ્ટિ એક કાગળપર પડી. તેને ઉપાડવા લાગી તો જેયું કે તેની પાસેજ ચાવીઓનો ઝુમખો પડેલો છે. ચીઠ્ઠી વાંચતાં જણાયું કે પતિદેવ પીઆ ઉપાડી લઇ આજ સવારનજ મેલમાં વિલાયત રવાના થઇ ગયા હતા. આ ચીઠ્ઠી ચતાંજ વિન્ધ્યાના નેત્ર સન્મુખ અન્ધકાર છવાઈ રહ્યો, તે ગભરાઇને સાંજ ભૂમિપર મી ગઇ અને રૂદન કરવા લાગી.

આજ સમસ્ત બંગદેશ આનન્દમાં નિમગ્ન છે. પણ વિન્ધ્યાના ઓરડાનું બારણું જી ખુલ્યું નથી. તેનું કારણ જાણવા માટે વિન્ધ્યાની સખી કમળાએ તેના ઓરડાના

બારણું ઠોકવાનો આરંભ કર્યો. પણ અંદરથી જ્યારે કાંઈ ઉત્તર મળ્યો નહીં ત્યારે દોડીને વિન્ધ્યાની માતાને બોલાવી લાવી. માતાએ મોટેથી કહ્યું " વિન્ધ્યે, વિન્ધ્યે, અંદર શું કરે છે ? દ્વાર તો ઉઘાડ. "

માતાનો શબ્દ ઓળખી જઈ તરતજ આંસુઓ લોહી નાખી વિન્ધ્યાએ કહ્યું "મા, પિતાજીને બોલાવી લાવ. " હવે તો તેની માતા ગભરાઈ. તેણે તરતજ પોતાના પતિને બોલાવ્યો. રાજકુમાર બાબુના આવવાથી વિન્ધ્યાએ દ્વાર ખોલ્યું અને કેવળ પિતા તથા માતાને અન્દર બોલાવી દ્વાર બંધ કરી લીધું. રાજકુમારબાબુએ ઉત્સુક થઈ પૂછ્યું " વિન્ધ્યા, શી હકીકત છે ? તું કેમ રૂવે છે ? " આ સાંભળતાંજ વિન્ધ્યા પોતાના પિતાના ચરણમાં જઇ પડી અને કહેવા લાગી " પિતાજી, મારો અપરાધ ક્ષમા કરો. મેં આપના રૂપીઆ ચોરી લીધા છે. " આ સાંભળી રાજકુમાર બાબુ સ્તબ્ધ થઇ ગયા. વિન્ધ્યાએ તરતજ હાથ જોડી કહ્યું. " પિતાજી, આ હિનભાગિનીનો અપરાધ ક્ષમા કરો. સ્વામીને વિલાયત મોકલવા માટે મેં આ નીચ કર્મ કીધું છે. "

હવે તો રાજકુમાર બાબુને અત્યંત ક્રોધ વ્યાપ્યો. તેઓ જોરથી બોલ્યા " અભાગિની દુષ્ટા, જો તારે રૂપીઆની આવશ્યકતા હતી તો મને કેમ ન કહ્યું ? " વિન્ધ્યાએ ડરતાં ડરતાં જવાબ દીધો " પિતાજી, આપ તેને વિલાયત જવા માટે કદાપિ રૂપીઆ આપત નહીં "

જે વિન્ધ્યાએ માતાને કોઇ દિવસ પણ પૈસા માટે પ્રાર્થના કીધી ન હતી, તેજ વિન્ધ્યા આજ કેવળ સ્વામીનું કુકર્મ છુપાવવા માટે જ ચોરીનું કલંક પોતાને માથે લેવા તૈયાર થઈ હતી.

હવે ચારે તરફથી વિન્ધ્યવાસિની પર ધિક્કારનો વર્ષાદ વરસવા લાગ્યો. ગરીબ બીચારી વિન્ધ્યા સર્વના કટાક્ષ તથા કટુવાક્ય મૌન્ય ધારણ કરી સાંભળી રહી. આખરે અત્યંત ક્રોધીત થઇ રાજકુમાર બાબુએ વિન્ધ્યાને તેને સાસરે મોકલી દીધી.

તેની સાસુએ તેનો સારો આદરસત્કાર કીધો. પિતાએ જેટલા પ્રમાણમાં તેની અવજ્ઞા કરી તેને કાઢી મુકી હતી તેટલાજ પ્રમાણમાં સાસુએ તેને માનસહીત રાખી.

અનેક દિવસ વીતી ગયા પણ અનાથબન્ધુએ વિન્ધ્યાને એકે પત્ર લખ્યો નહીં; તેમજ પોતાની માતાની પણ કાંઈ ખબર લીધી નહીં. આનું કારણ એ હતું કે વિલાયતમાં વિન્ધ્યા કરતાં રૂપ તથા ગુણમાં શ્રેષ્ઠ અનેક શ્વેતાંગનાઓ તેને ઘેરી લેતી હતી. પછી ભલા તેને બીચારી વિન્ધ્યા કેમ યાદ આવે ?

પણ થોડાક સમય પછી જ્યારે અનાથબન્ધુ બાબુનાં સર્વ રૂપીઆ ખરચાઇ ગયા ત્યારે તેઓ ગભરાયા. તેઓએ રૂપીઆ માટે વિન્ધ્યાને તાર કર્યો. વિન્ધ્યાએ તાર મળતાંજ પોતાના અંગના આભૂષણો વેચી તેને રૂપીઆ મોકલી દીધા. હવે તો જાણે અનાથબન્ધુ બાબુને માટે વિન્ધ્યા કલ્પવૃક્ષ થઈ ગઇ ! તેઓને જ્યારે જ્યારે રૂપીઆની દરકાર પડતી ત્યારે તેઓ વિન્ધ્યાને તાર મોકલતા અને તે અભાગિની સ્ત્રી આભૂષણ વેચી વેચીને તેને રૂપીઆ મોકલતી, તે એટલે સુધી કે તેની પાસે કાચની બે બંગડીઓ શિવાય બીજું કાંઇ રહ્યું નહીં.

આ સમયે હિનભાગિની વિન્ધ્યાની દૃષ્ટિમાં સંસાર મરૂભૂમિ, ઘર સ્મશાન, તથા આનન્દનો રમ્ય ધ્વનિ કઠોર આર્તનાદ સમાન જણાવા લાગ્યો. યદિ વિન્ધ્યાં પોતાના જીવનરૂપ નૌકાની એકલીજ ચલાવનાર હોત તો તે અવશ્ય કોઇક દિવસ તેને ડુબાડી નિશ્ચિન્ત થઈ જાત. પણ આ સમયે તે સ્વાધીન નથી. અનાથબન્ધુ તેનો પરિપાલક છે. તેથીજ, કષ્ટ સહન કરતાં પણ તે પોતાનો જીવનભાર વહન કરવાનો પોતાનો ધર્મ માને છે. અનાથબન્ધુની ઇચ્છા ઉપર અવલંબિત થઈ યન્ત્ર પ્રચલિત પુતળીની પેઠે તે પોતાના કર્ત્તવ્યનું પાલન કરે છે. પણ વિયોગનું દુઃખ હવે વધારે સમય તેનાથી ખમી શકાયું નહીં. વિવશ થઈ વિન્ધ્યાએ પોતાના સ્વામીને સ્વદેશ પાછા આવવા માટે પત્ર લખ્યો.

અનાથબન્ધુ બાબુ બારીસ્ટર થઇ સાહેબ બહાદૂર બની સ્વદેશ પાછા આવ્યા. પણ ગામડાના ખંડીએરમાં બેરીસ્ટર સાહેબનો ગુજારો કેમ થઇ શકે ? તેથી તેની પાસેના કસ્બામાં એક હોટેલમાં ઉતારો લીધો. અનાથબન્ધુ બાબુના આચાર વિચારમાં ઘણો ફેર પડી ગયો હતો. ગામડીઆઓને તેઓ ધિક્કારતા હતા રહેણી કરણી તથા પહેરવેશથી તો તેઓ કોઇ અંગ્રેજી સાહેબ જેવા જણાતા હતા.

પોતાના સ્વામી બેરીસ્ટર થઇ આવ્યા છે એ સાંભળી વિન્ધ્યા અત્યંત આનન્દિત થઈ, પણ પુત્રના ઘૃણિત આચારો જોઇ તેની માતા અત્યંત દુઃખી થઇ.

થોડા સમય પછી એક દૈવી ઘટના થતાં અનાથ બાબુના પરિવારમાં મોટો કોલાહલ મચી રહ્યો. રાજકુમાર બાબુ પોતાના કુટુમ્બ સહીત જલ માર્ગે પ્રવાસે નીકળ્યા. અકસ્માત નાવ એક વહાણ સાથે અથડાઇ ડુબી ગયું. બાબુ રાજકુમારનો કોઈપણ પ્રકારે બચી ગયા પણ તેમની સ્ત્રી તથા પુત્રનો પત્તો લાગ્યો નહી હવે બાબુ રાજકુમારના કુટુમ્બમાં વિન્ધ્યા સિવાય કોઈ રહ્યુ નહી. આ ઘટનાથી દુઃખિત થયેલા રાજકુમારબાબુ અનાથબન્ધુને મળવા આવ્યા. ઉભય વચ્ચે અનેક સમય સુધી વાર્તાલાપ ચાલ્યો. આખરે રાજકુમાર બાબુએ કહ્યું " જે થવાનું હતુ તે તો થઇજ ગયું. હવે તમને પ્રાયશ્ચિત કરાવી સ્વજાતિમાં લઇ લેવા જોઈએ. કેમકે તમારા શિવાય હવે મારે આ સંસારમાં કોઇ નથી. પુત્ર કહો, કે જમાઇ કહો ગમે તે કહો તમેજ મારા જીવનના અવલમ્બન છો. તેથી તમે મારા પર દયા કરી જ્ઞાતિમાં દાખલ થાવ.

અનાથબાબુએ પ્રાયશ્ચિત કરવાનું સ્વીકાર્યું પંડિતોનો મત લેવામાં આવ્યો. તેઓએ કહ્યું " જો બાબુસાહેબે વિલાયતમાં માંસ ન ખાધુ હોય તો તેની શુદ્ધિ વેદ-મન્ત્રો દ્વારા થઇ શકે તેમ છે. "

આખરે અનાથ બાબુની શુદ્ધિનુ શુભ મુહૂર્ત નિયત કરવામાં આવ્યું. આ ખબર સાંભળી વિન્ધ્યા હર્ષથી ફુલાઈ ગઈ અને પોતાનું પાછલું દુઃખ ભુલી ગઇ. યથા સમય પંડિતોથી બાબુ રાજકુમારનું ગૃહ ભરાઇ ગયું. તે દિવસ અત્યંત આનન્દનો હતો. વેદ-મન્ત્રોના ધ્વનિથી આખું મકાન ગાજી ઉઠ્યું. પાયશ્ચિત પછી બ્રહ્મભોજન શરૂ થયું. બાબુ અનાથબન્ધુ પોતાના ઓરડામાં આરામ લેતા હતા. પવિત્ર પતિ પરાયણ હાસ્યમુખી વિન્ધ્યા સ્ત્રીયો માટે ભોજનાદિનો પ્રબન્ધ કરી રહી હતી. આજનો દિવસ વિન્ધ્યાને માટે અત્યંત ગૌરવનો હતો. આટલા દિવસ દુઃખ તથા અપમાન સહન કરી આજ તેણે સુખ તથા સન્માનનો દિવસ દીઠો.

બાબુ રાજકુમારે બ્રાહ્મણોને દક્ષિણા આપવાનો આરંભ કર્યો. આ કાર્ય હજી સમાપ્ત થયું ન હોતું એટલામાં એક નોકરે આવી બાબુ રાજકુમારના હસ્તમાં એક કાર્ડ મુક્યું અને કહેવા લાગ્યો "બાબુજી એક મેમ આવી છે."

મેમનું નામ સાંભળતાં જ રાજકુમાર બાબુ ચોંક્યા. કાર્ડ વાંચ્યું. તેના પર અંગ્રેજીમાં લખ્યું હતું–મિસિસ અનાથબન્ધુ સરકાર અર્થાત્ અનાથબન્ધુ સરકારની પત્ની. રાજકુમાર બાબુ ઉત્તર આપે તે પહેલાંજ એક શુભ્રાંગના, આરક્તકપોલા, નીલ લોચના લઘુગામિની અંગ્રેજ–મહિલા ખટખટ કરતી અંદર આવી પહોંચી.

બીચારા પંડીત દેવતાઓ તો મેમને જોતાંજ એકદમ કુચ કરવા તૈયાર થયા. આણી તરફ મેમ સાહેબ ચારે તરફ આંખો ફાડી જોવા લાગી, પણ પરિચિત મુખ ન જોતાં વ્યાકુલ થઇ. એટલામાં અનાથબન્ધુ બાબુ અંતઃપુરમાંથી બહાર નીકળ્યા. તેને જોતાંજ મેમ સાહેબ તેને વળગી ગઈ અને તેના અધર તથા કપોલોનું ચુમ્બન કરવા લાગી. આ લીલા જોઇ પંડીતો પોતાની પોથી–પાટી સંભાળી પાછું જોયા વગર ગચ્છંતી કરી ગયા.

---

## કાંચનપ્રસાદ.

લેખક:—રા. રા. કલ્યાણરાય નથુભાઈ જોશી. (બી. એ.)

મુંબાઈ નગરીના પેડરરોડ ઉપરના ભવ્ય અને સુંદર બંગલામાં આજે ડીસેમ્બર માસની ઠંડીને પણ તિરસ્કારતો હોય તેમ સરસ્વતિના ઓજસથી ભરપૂર જણાતો એક પુરૂષ ખુલ્લાં બદનથી સમુદ્રાભિમુખ અટારીમાં પરોઢીએ ચાર વાગે આંટા મારતો હતો. નજીકના કિનારાપરના કાળા ખડકો સમુદ્રમાં ઓટ હોવાથી સ્પષ્ટ દેખાતા હતા; દૂરની પાણીની સપાટી આથમતા ચંદ્રના કિરણોના અતિબિંબને લીધે તથા કિનારાપરના કાળા ખડકોના વિરોધને લીધે ચકચકીત જણાતી હતી પરંતુ અટારીપરના પુરૂષનું ધ્યાન ચકચકીત પાણીની સપાટી તરફ બીલકુલ ઢળતું નહોતું. તેને તો કોણ જાણે શ્યામરંગી વિકાળ ખડકના કિનારામાં શું આકર્ષણ હતું કે ફરી ફરીને તેની નજર ત્યાંજ ઠરતી હતી.

સવારના ૭ વાગતાને સુમારે બંગલાની બહારની પરશાળમાં મુગટો પહેરીને સોપારી ચાવતાં ચાવતાં જ્યારે તે પુરૂષે આવીને ભૈયાને ગાડી જોડાવવાનું કહ્યું ત્યારેજ ભૈયાને જણાયું કે માસ્તર આજે કોઇ બહારગામ જવાના છે.

પાંચ મિનિટમાં ગાડી પૉર્ચમાં આવી ઉભી. તે પુરૂષ પણ તરતજ ઉપરના માળથી નીચે ઉતરી ગાડીમાં બેઠો. ઘાટીએ એક નાની પથારી અને ચામડાંની હાથ પાકીટ ગાડીમાં મૂકી. ભૈયાને એક બંધ કરેલું કવર (પરબીડીઉં) આપી તે શેઠને આપવા કહ્યું અને ગાડીને પ્રિન્સેસ ડૉકપર હાંકી જવાનું કોચમેનને કહ્યું. ગાડી બંગલાની બહાર ગઈ. તે પુરૂષના હમેશ કરતાં તદન જુદીજ ઢબના પોશાકપરથી, તથા શેઠને આપવાના કાગલપરથી ભૈયાના મનમાં અનેક સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા. પોતાની વફાદારી પર ડાઘ બેસશે કે કેમ? પોતાની પ્રમાણિકપણાની અને ચુસ્ત નિષ્ટાની લાંબી નોકરીપર આજે પાણી ફરી વળશે કે શું વગેરે અનેક શંકાઓ ભૈયાના ચિત્તમાં ઉત્પન્ન થવા લાગી.

હાલ નાતાલના તહેવારોના દિવસો હોવાથી યૂરોપિઅનો અને યૂરોપિઅન અધિકારીઓની મરજી જાળવવા આ તહેવારો પાળતા હોય તેવા કેટલાક પારસી અને હિન્દુ કુટુંબો રંગ બેરંગી ફેન્સી પોશાક અને દાગીનાના ભરપૂર શણગાર સહ પોતપોતાની ગાડીઓ, સાઇકલો અને મોટર ગાડીઓમાં બેસી પેડરરોડપર આવ જા કરતાં હતાં. પ્રિન્સેસ ડૉકપર જવાને નીકળેલી ગાડીને આ ધમાલ વચ્ચેથી જવાનું હતું. તે ગાડીમાંના પુરૂષને આજની ધામધુમ ઘણીજ કલેશ ભરેલી લાગતી હતી, મનુષ્યત્વના આસુરી અંશની પ્રતિમા જેવી ભાસતી હતી. સામી મળતી ગાડીઓમાં બેઠેલા માહાજનોને વંદન કરવાની અભિલાષાથી તથા કેટલાક જનો તરફથી સલામ લેવાની મંદ તૃષ્ણાથી હમેશા આ પુરૂષ જ્યારે આ રસ્તાપરથી ગાડીમાં બેસી જતા ત્યારે પોતાનું મોઢું જેમ બને તેમ ગાડીની બહાર રાખવાનો પ્રયાસ કરતા તેને બદલે આજે તો ગાડીના ખૂણાપર પોતાનું માથું તેણે નમાવી દીધું હતું. રસ્તાપરના બંગલાઓમાં પીઆનો નામના વાજાં મધુર સ્વરે વાગતાં હતાં તેને હમેશાં રસ્તે જતાં પોતે હાથની આંગળીની ગતિથી તાલ આપતા હતા તેને બદલે આજે તે વાજાં જો કે વધારે મધુર અને આનંદોત્પક સ્વર કાઢતાં હતાં છતાં તે પુરૂષને તે સર બહુજ કર્કશ અને અપ્રિય લાગતા હોય તેમ તેની સંકોચાતી મુખાકૃતિ પરથી જણાતું હતું. પેડરરોડપરના બન્ને બાજુઓના ઝાડની ઘટાથી થતાં અંધારાને લીધે તથા રસ્તાના ઢાળને લીધે ઊંચા પ્રકારની (સ્પ્રિંગ) કમાનવાળા તકીઆપર બેઠેલા હોવા છતાં કેટલીકવાર આ પુરૂષને વિચારોના તરંગમાં ભાન ભૂલી ગયેલા હોવાથી એમ લાગતું કે તે પાતાળ લોકપ્રતિ પ્રયાણ કરે છે.

ગાડી પ્રિન્સેસ ડૉકપર પહોંચતાં ગાડીવાનને પેલા પુરૂષે એક ચલણી નોટ આપી. ગાડીવાન ટીકીટ લાવ્યો. રાતા રંગના કપડાંવાળા, ભુજા પર નંબરના પિત્તળના બકલવાળા, કંપનીના મજુરને સામાન આપી ગાડીવાનને બંગલે ગાડી લઈ જવાની રજા આપી. પેલો પુરૂષ ડૉકમાં ઉભેલી સ્ટીમરમાં જવા વાસ્તે કંપનીના મજુર પાછળ ચાલવા લાગ્યો, ઉતારૂઓની મેદનીમાંથી પસાર થતાં લાગતા ધક્કામુક્કીનું ભાનજ તેમને ન હોય તેવી તેમની મુખમુદ્રા હતી. બીજા વર્ગના ઉતારૂ માટે બહાદુરી સ્ટીમરમાં જે ભાગ નિશ્ચિત કરેલો હતો ત્યાં મજુરે બીછાનું પાથર્યું અને પેલો પુરૂષ ત્યાં જઇ બેઠો. થોડા વખત પછી "બહાદુરી" એ મુંબઇનું બારૂં છોડયું.

પેડરરોડના બંગલામાં આઠ વાગે ગાડી દાખલ થયાનો અવાજ કાનપર આવતાં આળસથી બીછાનામાં પડી રહેલા શેઠ એકદમ ઉઠી અગાશીમાં બહાર આવ્યા તો પોતાની ગાડીને બહારથી આવતી દીઠી. ભૈયાને બૂમ મારતાંજ શેઠને ઉઠયાની રાહ જોઇ રહેલો ભૈયો વિચારગ્રસ્ત ચિત્તથી સત્વર શેઠ પાસે હાજર થયો અને શેઠ "ગાડી કયાં ગઇ હતી"? તે પ્રશ્ન પૂછે છે તે પહેલાંજ બંધ કરેલું કવર શેઠના હાથમાં આપ્યું. અક્ષર ઓળખતાં જ કવર ફોડતાં ફોડતાં શેઠે પૂછયું " કાંચનપ્રસાદ માસ્તર કયાં છે ?"–આભો બનેલો ભૈયો નિરૂત્તર ઉભો રહ્યો. કાગલ વાંચવાની ઉત્સુકતાને લીધે શેઠના હૃદયને જોવાના પ્રત્યુત્તરની અપેક્ષા રહી નહિં. શેઠે પત્રપર એકદમ દૃષ્ટિ ફેરવી ભૈયાને નીચે જવાનો હુકમ આપ્યો અને પોતે દીવાનખાનામાં આરામ ખુરશીપર બેસી કાગળ ફરીથી બરોબર વાંચ્યો.

મુંબાઈ તા. ૩૦-૧૨-૧૧ પેડરરોડ-શાંતિ બાગ.

સમાજના શ્રેષ્ટ શ્રી—

વ્હાલાંના વિયોગથી પ્રાણીમાત્રને કલેશ થાય છે. જેમ હૃદય-ચેતનનો અંશ વધારે તેમ આવા કલેશની તિવ્રતા પણ વધારે હોય છે. બુદ્ધિની સહાય લેવા છતાં આ કલેશની તિવ્રતા ઓછી થઇ નહિ. બલકે વધતી ગઇ, આ કલેશથી દરેક પળે બુદ્ધિતત્વ ઓછું થતું હોય તેવી રીતે વિચારશક્તિ પરનો કાબુ કમી થતો ચાલ્યો છે. એવા કાળમાં દ્વારકા જેવા તિર્થમાં જઇ વહાલાંના વ્હાલ સાથે ચિત્ત સંલગ્ન કરવાથી કદાચ શાંતિ મળશે એવો વિચાર થતાંજ આપની સંમતિ લેવાને રોકાયા વિના હું શાંતિબાગની બહાર નીકળ્યો છું. મારાં આ વર્તનમાં આપને અયોગ્યતા ભાસે તો તેની જવાબદારી મારાં હમેશના આજસુધીના કાર્યો માટે રહેતી તેમ, મારી બુદ્ધિપર નથી. કારણ કે તેના પરની સત્તા મેં ગુમાવી છે. દ્વારકામાં આપના સ્નેહીના મકાનમાંજ રહીશ. આજ સુધીનું મારૂં બધું કાર્ય પોર્ટફોલીઓમાં સરળતાથી સંપૂર્ણ થયેલું જણાશે....... લી. હું પોતે કાંચન.

શાંતિબાગમાં સર્વ માણસો જાણીતા થયા કે કાંચનપ્રસાદ માસ્તર પોતાની પત્નીના મરણનો ખેદ શમાવવા દ્વારકાં ગયા છે. લૈયાની માનસિક વ્યાધિ ટળી ગઇ.

તા. ૩૧ મી ડિસેમ્બરના પ્રાતઃકાળમાં " બહાદુરી " એ વ્હીસલ મારતાંની સાથે નિદ્રાવશ થયેલાં ઉતારૂઓ એકદમ જાગી ઉઠયાં અને પોતાંના ગરમ ઓઢવાના કપડાં મોઢાં પરથી કાઢીને સૂતાં સૂતાં આમતેમ જોવા લાગ્યા. સ્ટીમરનો વેગ બંધ પડેલો હતો: "પાણી દશ વાંભ:" "પાણી આઠ વાંભ" પાણી માપનાર એવા ખલાસીના પોકારો તથા એવી વેરાવલ બંદરે ઉતરનાર ઉતારૂને તૈયાર થવાની ટીકીટકલેકટરની બુમો સંભળાવા લાગી. કાંચનપ્રસાદ પણ જાગ્યા અને શાલ ઓઢી સ્ટીમરના કઠેરા પાસે જઈ વેરાવલ બંદર જોતા ઉભા, દીવાદાંડીનો ઝાંખો પ્રકાશ હજુ જણાતો હતો. કસ્ટમહાઉસનું (પુરજો) ભવ્ય મકાન બંદરની શોભા વધારતું હતું. અને સ્ટીમરપર ઉતારૂઓ લાવવાને નીકળેલા મછવાઓથી સ્ટીમર અને કિનારા વચ્ચેનો સમુદ્ર છવાઇ રહ્યો હતો.

કાંચનપ્રસાદને બંદર તરફનો આ દેખાવ જોવાનું બહુ પસંદ ન પડયું હોય તેમ તે સ્ટીમરની બીજી બાજુના કઠેરા તરફ જઇ શુન્ય પ્રદેશમાં સમુદ્રની સપાટીપર છેક ક્ષિતિજ લગી પોતાની દૃષ્ટિ ફેંકી એકીટશે જોતો ઉભો રહ્યો.

વેરાવલથી આવનાર ઉતારૂઓ સ્ટીમરમાં આવી ગયા અને વેરાવલ જનાર ઉતારૂઓ સ્ટીમર છોડી ગયા પછી "બહાદુરીએ" ઉપડતી વેળા ફરી વ્હીસલ કરી. તેના પર કર્ણભેદી સ્વરથી કાંચનપ્રસાદ જાગૃત થયા હોય તેમ પોતાના શરીરપરની શાલ સરખી ઓઢી પોતાના બિછાનાના સ્થાન તરફ ગયા. ત્યાંતો એક મોટું કુટુંબ તેમના બિછાનાને જરા દૂર ખસેડીને પણ પોતાને વગ કરીને સ્થીર થઇ બેઠું હતું.

શુન્યમનસ્ક કાંચનપ્રસાદને આવડા મોટાં કુટુંબની હાજરીએ પોતાના રીઝર્વ્ડ તુતકપર કોલાહલ મચાવ્યો હતો તેની જરા પણ અસર થઇ ન હોય તેમજ થતી ન હોય તેવી રીતે પોતાના સ્થાનફેર થયેલાં બિછાનાપર આવીને તે લાંબા થઈ પડયા. કાંચનપ્રસાદના આવતાંની સાથે પેલાં મુસાફર કુટુંબમાંના એક વૃદ્ધ ડોશી તથા એક યુવાન બાળાનું ધ્યાન તેના તરફ ખેંચાયું અને બન્ને તેના વિષેજ કંઇ તર્ક-કરતા હોય તેવું તેમના હાવભાવપરથી જણાતું હતું. સૂતેલા કાંચનપ્રસાદ જરા સળવળે કે ન-

વયની બાઇઓ સોમનાથપાટણના મંદીરની, ત્યાંના ગોરના કુટુંબ કલેશની, પ્રાચીતિર્થમાં પિતૃએ* શ્વેતગંગાના મુખથી કહેલાં વચનોની, દ્વારકામાં કરવા ધારેલાં કાર્યોની વાતોમાં પૂર રસથી ગુંથાયેલી હતી. અને એક કદાવર બાંધાનો પુરૂષ ગજવામાંથી ચીઠીઓ પૈસા વગેરે કાઢીને હિસાબ મેળવતા હોય તેવી રીતે લખવાના કામમાં ગુંચાયા હતા. એકંદર વ્યાપાર પરથી જણાતું હતું કે તે કુટુંબ પ્રભાસપાટણની યાત્રા કરી દ્વારકાક્ષેત્ર જવા નીકળ્યું હતું—

કાંચનપ્રસાદના રીઝર્વ્ડ તુતકપર સૂર્યનારાયણના હુંફાળાં કિરણો ફેલાવા લાગ્યાં તેમ તેમ ત્યાં બેઠેલા અને સુતેલા માણસોની પ્રવૃત્તિ વધતી ગઈ. દંતધાવન અને મુખશુદ્ધિની ક્રિયાઓ જુદે જુદે ઠેકાણે થવા લાગી. આગબોટમાં કંદોઇની દુકાન રાખનાર માણસ પોતાના ગંદા પોશાકસહ હાથમાં ચાહ પુરીના પ્યાલા રકાબી લઇને રીઝર્વ્ડ તુતક પરથી નીચે અને નીચેથી ઉપર આવ જા કરવા લાગ્યો હતો. કાંચનપ્રસાદના બિછાનાની બીજી બાજુએ કચ્છી ભાટીઆ ગૃહસ્થનું કુટુંબ બેઠેલુ હતું. તેમના નોકરે તો તેજ તુતક પર ચારે બાજુથી સારી રીતે ઢંકાયેલા સ્થાનમાં પોતાના શેઠને વાસ્તે ચાહ તૈયાર કરવા "પ્રાઇમસ સ્ટવ" સળગાવ્યો હતો; અને થોડા વખતમાં ચાહ તૈયાર થયો કે તરતજ શેઠાણી પોતે તેજ ચુલાપર નાનો વાટકો મૂકી નાની નાની પૂરીઓ કરવા લાગ્યાં. આ વ્યાપાર તરફ પ્રભાસની યાત્રા કરીને દ્વારકા જનાર યાત્રાળુ કુટુંબના બધાં માણસો આશ્ચર્યથી જોઇ રહ્યા હતાં. તે વખતે કાંચનપ્રસાદ પોતાના બિછાનામાંથી ઉઠીને હાથ મોં ધોઇ સ્વસ્થ થઇ પોતાની ચામડાની પેટીમાંથી એક વર્તમાનપત્ર લઇને વાચતા બેઠા હતા. તે શું વાચે છે તે જાણવાની ઉત્કંઠા તેની બાજુએ વેગળે બેઠેલી શ્વેતગંગા નામની યુવાન બાળાને ઘણીજ હતી. "બાપુકાકા, પેલાભાઈ જુઓને "ગુજરાતી" વાંચતા જણાય છે. તેમણે તે વાંચી લીધું હોયતો જરા માગી આપોને." શ્વેતગંગાએ પોતાના પિતાને એમ કહ્યું કે તરતજ તેના પિતાએ પોતાના ગજવામાંથી અસ્માની દાબડી કાઢતા કાઢતા કાંચનપ્રસાદ પાસે ગયા અને કહ્યું " ભાઇ સાહેબ તમો મુંબાઇથી આવો છો કે ? " આ તરફ કયા જવું થાય છે ?" " હાજી હું મુંબઇથી દ્વારકા જવા નીકળ્યો છુ" ( કાચનપ્રસાદે છાપું વાંચવું બંધ કર્યું અને તે પુરૂષ સામે એકી ટશે જોઇ રહ્યા ) " તમારૂ વતન કયું સાહેબ ? તમો બ્રાહ્મણ છો કે ? દ્વારકા જવાનું સપ્રયોજન છે ? " મારૂં વતન જામનગર છે, હુ નાગર ગૃહસ્થ છું અને દુ:ખી આત્માને શાંતિ આપવા દ્વારકા જેવા તિર્થસ્થાનનો આશ્રય લેવા જવું થાય છે. તમે પણ નાગર જ ભાસો છો ખરૂ કે ?"

હા અમે જસદણના પ્રસિદ્ધ આંકડ કુટુંબના છીએ. અમે બધા કુટુંબસહ પ્રભાસમાં તિર્થશ્રાદ્ધ વાસ્તે આવ્યાં હતાં અને હવે અમો પણ દ્વારકા જઈએ છીએ. સાથે અમારા કમનશીબે એક વર્ષપર વિધવા થયેલી અમારી દીકરી છે તેને તિર્થયાત્રા કરાવવાના ખાસ ઉદ્દેશથી અમો બધાં ઘરબ્હાર નીકળ્યા છીએ તમો જામનગરમાં કોના ઘરના કહેવાઓ છો ? તમારૂં નામ કહેશો ? તમે નાના એટલે અમને ન ઓળખો પણ અમે તમારા કુટુંબને ઓળખી શકશું."

---

* પ્રાચીતિર્થ-શ્રીકૃષ્ણનું વિલીન સ્થાન ગણાય છે. તે સ્થાન બતાવનાર એક જુનો પીપળો છે ત્યાં પીપળાના મૂળમાં યાત્રાળુઓ પિતૃના મોક્ષ વાસ્તે પાણી રેડે છે અને ઘણીવાર પાણી રેડતી વેળાએ પિતૃ કોઇ સંબંધીના શરીરમાં આવેશરૂપે આવે છે અને પોતાની ઇચ્છાઓ દર્શાવે છે. [illegible] એ બધ ખરૂં માને છે.

પોતાના બિછાના પર નજર રાખી, કાંચનપ્રસાદ બોલ્યાઃ મારા કુટુંબની મોટાઇના અભિમાનના ભાગદાર થવાનો મને હક નથી એમ હું માનું છું તેથી મારી પોતાની જાતની ઓળખાણથી જ ઓળખાવાનું પસંદ કરૂં છું " આપને શું આ "ગુજરાતી" વાચવું છે શું ?

પેલા ગૃહસ્થે જવાબ આપ્યો. "હાજી, તમો વાંચી રહ્યા હો તો આપો. હું તો તેમાંથી હુંડીના ભાવ વગેરે જોઇશ. મારી દીકરી તે વાંચવા ધારે છે."

"બાપુકાકા તે ભાઈ વાંચી રહેશે એટલે આપણે તેમની પાસેથી "ગુજરાતી" લેશું. હમણાં તેમને વાંચવા દો " પિતાની પાછળ ઉભેલી શ્વેતગંગાએ ધીમેથી પોતાની દરખાસ્ત મૂકી.

" ના, બ્હેન તમો આ છાપું વાંચો. મેં તો તે વાંચી લીધું છે. તમને ગુજરાતી વાંચવાની ઇચ્છા થાય છે એ જોઈ હું સાનંદ સંતોષ પામું છું. " છાપું પેલા ગૃહસ્થના હાથમાં આપતાં શ્વેતગંગા તરફ દૃષ્ટિ રાખી કાંચનપ્રસાદ બોલ્યા પોતાના પિતાના હાથમાંથી "ગુજરાતી પત્ર" હાથમાં લેતાં તે બાળા બોલી " બાપુકાકા આ ભાઇ બહુજ શોકમાં ડુબેલા જણાય છે. તમો એમની પાસે બેસીને વાતો કરીને કે તેમને શાંતિ વળે. મને તો તેમનું મુખ જોઇને આપણા ભનુભાઇ યાદ આવે છે અને જેમ ભનુભાઇની મુખઇની વાતો સાંભળવી બહુ ગમતી તેમ એમની વાતો પણ સાંભળવાનું મન થાય છે."

પિતાનો હાથ ઝાલી પેલી બાળાએ તેમને નીચે કાંચનપ્રસાદના બિછાના પાસે બેસાડયા. નજીકમાં પોતે પણ બેઠી અને બોલી " ભાઈ તમારૂં નામ શું છો? જુઓ હું અંહિ બેસીનેજ "ગુજરાતી" વાંચું છું તેમાં મને કંઇ કંઇ સમજાશે નહિ તે તમને પૂછીશ. મારા ભનુભાઇએ જ મને "ગુજરાતી " વાંચવાની ટેવ પાડી છે" એમ કહી પોતાના કાન કાંચનપ્રસાદના ઉત્તર વાસ્તે તૈયાર રાખી આંખો "ગુજરાતી"નાં પાના ઉપર ચોંટાડી.

" બ્હેન ", સંસારમાં મનુષ્યો પોતાના નામથી ઓળખાય છે તેના કરતાં તેમના કામથી ઓળખાતા હોય તો વધારે સારૂં છે એમ હું માનું છું. મુંબઇમાં મને ઘણા જનો "માસ્તર" કહી બોલાવે છે; અને હું જો કે તદન શિક્ષણનું કામ તો નહિ પણ શિક્ષકના કામ જેવું કામ મુંબાઇના એક ધનાઢ્ય શેઠને ત્યાં કરૂં છું. બેશક તમે "ગુજરાતી" વાંચો અને તમને જણાતી મુશીબતોનું નિવારણ કરવાનો હું પ્રયાસ કરીશ. તમને એ પત્રમાંથી કેવી વાતો વાંચવી ગમે છે ? "

"બાપુકાકા એ ભાઇ પોતાનું નામ નથી કહેતા તેથી હું તો એમને " માસ્તર ભાઈ " કહીનેજ બોલાવીશ. માસ્તરભાઇ આ પત્રમાંથી દેશદેશના ખબરો વાંચવામાં કે વ્યાપારના આંકડા ઉકેલવામાં તો મારા બાપુકાકાને સ્વાદ પડે છે; મને તો તેમાં કોઈ કોઈવાર સંસારના વ્યવહારીક પ્રશ્નોની ચર્ચા લંબાણથી કરેલી હોય છે તે વાંચવાનું ગમે છે. કોઈવાર " ભર કટોરા રંગ " ના રમુજી પણ ટકટકાવાળાં વાકયો પણ વાંચું છું. બીજી બાબતો વાંચવાનું મન કરૂં છું છતાં તે સમજાય નહિ એટલે શા કામનું ?"

" શ્વેતગંગા બ્હેન ! તમને વાંચવા વિચારવાનો શોખ છે જોઇ હું બહુજ પ્રસન્ન થાઉં છું. એજ શોખ કાયમ રહેશે તો જે હાલ નથી સમજાતું તે સમજાતું થશે, મુંઝવી નાંખે તેવા જીવનના કેટલાક પ્રશ્નો પોતાની મેળે ઉકેલવાની હોંસ પ્રાપ્ત થશે; મનુષ્ય-જીવનની કડવી પળોને ઔષધ સમાન માની તેનો સદુપયોગ કરી લેવાને ટેવો પડશે, અને તમારા આનુષંગીક જનોનાં જીવનની નિરાશા દૂર કરવાની શક્તિ હસ્તગત થશે અને તમારાં

સદાચારી તથા સ્વાર્થત્યાગી-વ્યવહાર પ્રવૃત્તિની જ્યોત તમારાં સહભાગી ભાઇબ્હેનોને અંધારાવાળા રસ્તાપર સલામતીથી પ્રયાણ કરવામાં મદદગાર થઈ ઉપકારી બનશે. તમારા જેવી વિશુદ્ધ, નમ્ર અને પ્રેમાળ બ્હેનોની સહૃદય સેવાની ગુજરાતના સમાજને ઘણીજ અપેક્ષા છે. તમારી સાથે વાત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થવાથી હું આજે ભાગ્યશાળી બન્યો છું-બ્હેન! વાંચો, વિચારો અને બાલકોને સદ્બોધો."

"બાપુકાકા! મને તો આ મારતર ભાઈની વાત આપણા ભનુભાઈની વાતો જેવી જ મીઠી લાગે છે. મારતર ભાઇ! તમો કહોછો તેમાંથી કેટલુંક હું સમજુંછું. તેથી, અને કેટલુંક નથી સમજતી તેથી પણ તમારૂં બોલવું મને બહુ ગમે છે. ઠીક થયું છે, કે તમો પણ દ્વારકાજ જવાના છો. હું તો બાપુકાકા! આ મારતર ભાઇની વાતો સાંભળ્યા કરીશ. તે કંઈ વચાવશે તે વાંચીશ અને જેમ ભનુભાઇને સાચી ખોટી શંકાઓ પૂછી ત્રાસ આપતી હતી તેમ મારતર ભાઇને પણ ત્રાસ આપીશ. 'કેમ ભાઈ આ બ્હેનનો એટલો ત્રાસ તો વેઠશોજ ને? મારા ભનુભાઇ તો મારી પાસે ઘણીવાર **"વસંત" "સુન્દરી સુબોધ"** વગેરે ચોપાનીયાં વાંચતા હતા અને હું તેમને મારી સાચી ખોટી શંકાઓથી ત્રાસ આપતી. મને તો તમારા જેવા ભાઈ કંઇ સારૂં સારૂં વાંચે તે સાંભળવું બહુ ગમે છે." બોલતાં બોલતાં હાથમાંનું "ગુજરાતી" પત્ર શ્વેતગંગા સંકેલવા લાગી. અને તેના પિતાને ઝોલાં ખાતાં જોઈ પોતાની વૃદ્ધ દાદી તરફ નજર ફેરવી. તેમનું ધ્યાન પોતાના તરફ છે એવી સંપૂર્ણ ખાતરી થવાથી નિશ્ચિંતપણે કાંચનપ્રસાદને "ગુજરાતી" આપ્યું. "કેમ મારતર ભાઇ કોઈ સારૂ પુસ્તક મને વાંચવા આપી શકો તેમ છો? અથવા વાચી સભળાવવાની તમને ફુરસદ છે?" એમ કહી ઉઠીને પોતાના માતુશ્રી બેઠાં હતાં તે તરફ જવાનું વલણ કર્યું-' હા બ્હેન! હું તમને કંઇક વાંચી સભળાવીશજ. પણ હમણાં તો આ બંદર નજીક આવ્યું છે ત્યાં 'સ્ટીમર' ઉભી રહેશે એટલે ઉતારૂઓમાં કોલાહલ થવાથી આપણે શાંતિથી વાચી શકશું નહિં. વળી મને કંઇક નાસ્તો કરવાની પણ જરૂર છે તમે બધા કઈ ટીમણ ફરાળ નહિં કરો?" જતાં જતાં શ્વેતગંગા ઉભી રહી.

"મારતર ભાઇ- આગબોટમાં ટીમણ કરાય કે? અમે તો બધાં વેરાવળમાંથી જ જમીને ચડયાં છીએ. અમારે તો આગગાડીમાં પણ બાઇડીઉથી મુદ્દલ ટીમણ થાયજ નહિં. ભાયડા વળી કાંયુ ખાવાનું રાખે ખરા મારા બાપુકાકા સારૂ દૂધના **ખાખરા** અમે રાખ્યા છે. જો તેમને ભૂખ લાગશે તો સાન્જે જરા ખાશે તમે પણ મુંબઇમાં રહી વટલી ગયા લાગોછો ઠીક, ત્યારે આ બંદર ગયા પછી હું તમારી પાસેથી કંઈક વાતો સાંભળવા આવીશ હો-" શ્વેતગંગા પોતાની મા અને દાદી સાથે ગુચગુચ વાતો કરવા મંડી ગઈ. **માંગરોળ** બદરમાં સ્ટીમર આવી પહોંચી. પરતુ આ બંદરપર વેરાવળ જેટલો વ્યાપાર જણાતો નહોતો. અર્ધા કલાકમાં ઉતારૂઓની ચડઉતર પૂરી થઇ. 'બહાદુરી' એ પોતાની વ્હીસલ બજાવી-ચાલતી થઇ. તે દરમીઆન કાંચનપ્રસાદ પણ પોતાની "બેગ" માંથી નારતાનો ડબ્બો કાઢી બે ચાર કોળીઆ ખાઈ પાણી પી તાજા થયા. અત્યારે કાંચનપ્રસાદના મોઢાંપર ઉદાસીનતાની છાયા સરખી પણ જણાતી નહોતી. તેમની પ્રત્યેક પ્રવૃત્તિમાં ઉત્સાહ દૃષ્ટિગોચર થતો હતો. જેમને મુંબઇ છોડયા બાદ અત્યાર સુધી કોઇ પણ મનોવ્યાપાર અનુકુલ પડતો નહોતો તે એકદમ પોતાની "ડાયરી" (નોંધ પોથી) લખવામાં

મશગુલ બની ગયા હતા. તે શું લખતા હતા તે જાણવાની વાંચનાર ! તમને જેટલી ઉત્કંઠા હશે તેના કરતાં શ્વેતગંગાને તો ઘણીજ વધારે હતી.

"માસ્તર ભાઈ-મારાં બા પૂછે છે કે મારાં ભાભી કયા ગામનાં છે ! દ્વારકાની યાત્રા સજોડે કેમ કરતા નથી ? તમો શું વાંચોછો ?" "બ્હેન ! દુર્ભાગ્યે તમારાં બાની ઇચ્છા મુજબ કરવા ધારૂં તોપણ બની શકે તેમ નથી. જેને હાલ બધાં ગામ સાથે એક સરખોજ સંબંધ છે તેનું વળી નિશ્ચિત ગામ કયાંથી હોઈ શકે?......જુઓની બ્હેન આ એક મજાનું પુસ્તક છે. તે છે તો "નાટક" પણ "નાટક" નથી. લગ્નસંબંધી સંગીન વિચારો કવિએ આ પુસ્તકમાં ગોઠવ્યા છે. તમે બેસશો તમારાં બા પાસે ? હું વાંચુછું તે સાંભળશો ?" "હાજી."

કાંચનપ્રસાદ વાંચે છે.

" * * * * * "

"લગ્ન પ્રાણવિકાસનું વ્રત છે, સ્વર્ગપંથનું પગથીયું છે,
માનવ બાલનો ધર્મ્યમાર્ગ છે, પરણવું તે તો પ્રભુતામાં પગલાં માંડવાં.
પતિ, પ્રમદા ! પતિઃ
નહિ અધુરો, નહિ સમોવડો, પણ પ્રાણેશ્વર, જીવન નિયન્તા,
જેના આદેશ ગમ ઉંચું જોઇ, નેત્ર ઢાળી પ્રણિપતો કરૂં.
સંસાર સાગરમાં મ્હારી નૌકા, જેના કર કૌશલ્યમાં ધીરૂં,
એવો રસવીર નાવિક, મ્હારો આત્મજેતા યશસ્વી સ્વામિન્;
મ્હારો આશાકેંદ્ર હૃદયનાથ, મ્હારો પૃથ્વી ઉપરનો પ્રભુ.
અહો રાત્ર નમન નમવા, પ્રેમ થાળ ભરી ભરી પૂજવા,
મ્હારે ગૃહ દેવ જોઇએ છીએ,

"ભાઇ ! આ ચોપડીમાં વિધવા સંબંધી કંઇ લખ્યું છે ?"

"હા બ્હેન ! ઘણુંજ સરસ કથન આ પુસ્તકમાં વિધવાકર્તવ્ય સંબંધી જ છે. તમે વાંચશો એટલે બહુજ મજાનું લાગશે એમ હું ધારૂં છું."

"મને ટુંકામાં મોઢેથી કહેશો ? કવિ વિધવાઓ વાસ્તે શો રસ્તો કાઢે છે ?

"બ્હેન તેતો તમે વાંચશો એટલે જાણશો. પણ આપણી વિધવાઓ દેશની કેવી ઉંચી જાતની સેવિકાઓ બની શકે તે કવિએ એક જોગણના પાત્ર પરથી બહુજ અસરકારક રીતે સમાજને રોશન કર્યું છે."

"માસ્તરભાઇ આપણા દેશમાં એક વેળા વિધવાઓને પુનર્લગ્ન કરાવવાનો પવન ચાલ્યો હતો; હવે વિધવાઓને ઘેર ઘેર ભટકતી સેવિકા બનાવવાનો પવન ચાલ્યો છે. ગૃહની બધી સધવા અને વિધવા સ્ત્રીઓ મળીને પણ પોતાના ઘરની સેવા સંપૂર્ણ કરી શકતી નથી, નોકર ચાકરો રાખવા છતાં કુટુંબના પ્રત્યેક માણસોની યોગ્ય સેવા થઈ શકતી નથી; અને તમારે તો દેશસેવિકાનું મંડળ બનાવવું છે. હુંતો મારા અનુભાઇને કહેતી હતી કે આપણી સ્ત્રીઓને ગૃહસેવિકા બનાવો કે દરેક ઘરમાં ભાડુતી ચુકી સેવાને સ્થાને સ્નેહના જળથી છંટાયેલી સેવા વિલસી રહે. યંત્રથી ચાલતાં પુતળાંને બદલે હૃદયબળના આકર્ષણ પ્રત્યાકર્ષણવડે ચાલતાં મનુ બાળકો ઘરમાં વસે છે એવું દેખાય. એમ કરવામાં ખોટું છે કંઈ?"

" ના બ્હેન, તમો બહુજ સાચું કહોછો. આપણને ગૃહસેવિકાની ઘણીજ જરૂર છે. પૂર્વકાળમાં આપણી વિધવાઓ એજ કામ કરતી હતી. તેથીજ તેમને પોતાનું જીવન કામ વિનાનું ખાલી, નિરાશાથી ભરપૂર કે શાપિત લાગતું નહોતું. આજની સ્ત્રીઓને સમજાતું નથી કે ગૃહના નાયક પુરૂષો ગૃહના ભરણપોષણના સાધન મેળવવા કેટલી તાબેદારી, કેટલી બધી ગુલામગીરી, કેટલી બધી મગજમારી, અને કેટલીબધી શરીરતોડ વેઠે છે; અને તેથીજ ગૃહનાયિકા કહેવડાવવાની હોંસ ધરાવતી યુવતીઓ પોતાની પદવીને બહુજ ઉંચી ગણી ઘરનું જરા પણ કામ કરવું તે મોટા પ્રકારની હીણપદ સમજે છે. જો આપણી વિધવાઓ તરતમાં દરેક ઘરમાં પોતે સેવિકા બનીને રહે અને સધવા યુવતીઓને સેવિકા બનાવે તો પ્રત્યેક ઘરમાં ગૃહસેવિકા મંડળ સ્થપાય અને દેશ-સેવિકા મંડલની તિવ્ર ગરજ મટી જાય. પરંતુ બ્હેન આમ થવામાં પણ હવે તો ઘણો વિલંબ લાગશે. માટેજ દેશ-સેવિકા જેવા મંડળો હાલતો આવશ્યક છે. તેમાંથી ફરી " ગૃહસેવિકા" સંસ્થાની યાદ કોઇ સરળ સ્ત્રીઓના ચિત્તમાં સ્ફુરી આવશે અને ધારેલું કાર્ય પાર પડશે."

" પણ ભાઈ-આતો કરવું થોડું અને ગાજવું ઘણું એવું બને છે. મને તો આ યુગ કરવા કરતા ગાજી બતાવવાનો હોય એમ લાગે છે. તો પણ તમો આ " ઈન્દુકુમાર " આપોછો તે વાંચીશજ-જોગણ સંબંધી ખાસ વાંચીશ. ભાઈ તમારા વિચારો મને ઘણાજ ગમે છે. હું ઇચ્છુંછું કે તમારા ઘરમાં હું બ્હેન તરીકે હોઉં તો કેવું સારૂં? યાતો અમારા ઘરમાં તમે ભાઇ તરીકે હો તો કેવું સારૂં ? સારૂં હવે હું પેલી બાજુ બેસી આ ચોપડી વાંચુછું. તમને હું ત્રાસ આપુંછું. હો. "

શ્વેતગંગા ઉઠયાં-કાંચનપ્રસાદ પોતાના બિછાનાપર લાંબા થઇ સુતા-વિચાર કરતાં કરતાં તે ઉંઘી ગયા.

તા. ૩ જી જાન્યુઆરીની સવારે દ્વારકા બંદરના સમુદ્ર કીનારાપર શોભી રહેલા ભવ્ય " સિંધુ સદન " ના અતિથી મંદિરની પરશાળમાં આરામખુરશી પર બેઠાં બેઠાં સમુદ્રની સપાટીપર લાંબે દ્રષ્ટિ ફેંકીને કાંચનપ્રસાદ કંઇ વિચારમાં લીન થયા હતા તેવામાં " સિંધુ સદન " માં કામ કરનાર નોકરે ત્યાં આવી ટપાલના કાગળો કાંચનપ્રસાદને આપ્યા. કાગળો જોતાં તેમનો ચહેરો સહસા બદલાયો-મુખેથી ઉંડો નિશ્વાસ નીકળ્યો. અને ખ્યાલીના સાગરમાં ગરકાવ થતો હોય તેમ આરામખુરશીપર તે પડયા. " આજે મારે અમારી સાથે દ્વારકામાં આવેલા ગ્રહસ્થોને ઉતારે જમવા જવું છે માટે માસ્તરને કહેજો કે મારા વાસ્તે ખાસ રસોઇ કરાવવી નહિ "- એટલું કહી નોકરને રવાના કર્યો. નીચે ઉતારેલા પત્રો અંતરના ભાવને શરીરના બહારના વલણથી બતાવતાં બતાવતાં વાંચ્યા.......... .....

મુંબાઈ તા. ૩૧-૧૨-૧૧ મલબારહીલ્સ ત્રણબત્તિ.

મુરબ્બી કાંચનપ્રસાદભાઇ,

આજેજ ખબર મલ્યા કે આપ દ્વારકા તરફ ગયા છો. તમારૂં ચિત્ત શાંત થયા પછીજ આ તરફ આંવશો. પરમ દિને તમો અને યશોદા બ્હેન ભુલેશ્વર પેરની ફુલ ગ-

[illegible] ત્યાં

આખો દિવસ ગાળ્યો હતો; અને આજે ખબર મળ્યા છે કે પેલા માંદા પુરૂષની તબીયત સુધરી છે. તેની પત્ની તેની સેવા ચાકરી હવે તો પૂર્ણ ભાવથી કરે છે અને તેનાં છોકરાં માટે આપણા ફંડમાંથી સ્કુલમાં મોકલવાની વ્યવસ્થા મેં કરી છે. આજ કાલ **યશોદા** બ્હેનતો **"ખેતવાડીમાં"** પારસી બ્હેનો સાથે રોજ ગૃહસંસાર-પદ્ધતિપર વાદવિવાદ કરે છે; અને કાલ રાત્રે મને કહેતાં હતાં કે **પીરોજબાઈ** નામની એક બાઇએ તો **યશોદા** બ્હેનને ઉદવાડા, **નવસારી** અને **બીલીમોરા** તેડી જવાનો નિશ્ચય કર્યો છે. મુંબઇનાં પારસી સ્ત્રીઓ કરતાં **નવસારી** તરફની સ્ત્રીઓ આપણા વિચારો જલદી ગ્રહણ કરી શકે તેમ છે-એજ.

તાં. ક. શેઠને કાલે ચોપાટીપર મળ્યો હતો. તમારા આવ્યા બાદ એક મોટી રકમ વિદ્યાર્થીફંડમાં આવવાની છે તેમ કહેતા હતા.

—લી. આપનો આભારી **વિનોદ.**

**જુનાગઢ** તા. ૨૮-૧૨-૧૧. નાગરવાડો કુંડી શેરી.

પરમસ્નેહી **કાંચનપ્રસાદ,**—

તમારા ગૃહસુધારણાના કામમાં તમને જેની ઘણીજ અગત્ય હતી-તેવાં તમારા પત્નીના સ્વર્ગવાસ થયાના ખબરથી અમને બહુ શોક થયો છે. તમારા સ્વભાવથી હું વાકેફ છું એટલે માનું છું કે તમો હાલ બહુ ઉદાસ હશોજ-તો પણ—

ગઈ કાલે ઝીણુભાઈ અને જેસુખરાય મળ્યા હતા ત્યારે અહિંના એક નાગર વિદ્યાર્થીની ગરીબાઈની વાત થતાં મેં તેનો સંપૂર્ણ ઇતિહાસ જાણવાનું મન કર્યું-વિદ્યાર્થી કોલેજની ફીને અભાવે પોતાનો બી. એ. નો અભ્યાસ છોડી દેવાનો હતો. મેં તેને મારે ત્યાં બોલાવી તમારાપર રૂ. ૭૦ નો હવાલો લખી આપી બજારમાંથી તે ઉપર પૈસા અપાવ્યા છે. હવાલો મળેથી સ્વીકારશો; અને બીજા ટર્મની તેની ફી વાસ્તે તમારા શેઠ પાસેથી સવડ કરાવશો-સંક્રાંત પછી ચાર પાંચ નાગર છોકરાઓને તમારા તરફ મોકલાવવાને તૈયાર કર્યા છે. બધા ભણવા કરતાં કોઇ ધંધામાં જોડાવાને વધારે લાયક છે-હાલ એજ.

—લી. આપનો **પ્રથુભાઇ.**

કાગળો વાંચી રહ્યા બાદ પોતાની ઓરડીમાં જઈ કંઇક ડાયરીમાં લખ્યું-અને તરતજ **"સિંધુસદન"** માં રહેતા મુનીમ પાસેથી એક નોકર સાથે લઇ પોતે ગોમતી કિનારે ફરવા ગયા-ત્યાં ગોમતિ તટપર કેટલાંક શ્રદ્ધાળુઓ શ્રાદ્ધ કરતા હતા. કેટલાક "ગુગળી બ્રાહ્મણો" યજમાનો પાસેથી મળેલી દક્ષિણાની વ્હેંચણી માટે તેમના મુખમાંથી ફુલનો વરસાદ વરસાવી રહ્યા હતા. તે તરફ કાંચનપ્રસાદની ઉદાસ મનોવૃત્તિ જરાપણ આકર્ષાતી નહોતી. થોડેક આગળ જતાં તેજ શ્વેતગંગાએ બોલાવ્યા. માસ્તરભાઈ તમોએ ગોમતીસ્નાન તો કાલે કર્યું છે. આજે ફરી ખારાં પાણીમાં સ્નાન કરશો કે શું ?" શ્વેતગંગાના પિતાશ્રી ગોમતી તટપર તિર્થશ્રાદ્ધ કરતાં હતા. શ્વેતગંગા અને તેની દાદી પાસે બેઠાં હતાં. કાંચનપ્રસાદ પણ ત્યાં બેઠા. "સિંધુસદન" ના નોકરને રજા આપી. શ્વેતગંગાના પિતાશ્રી શ્રાદ્ધક્રિયામાં જ્યારે જ્યારે સ્થૂળ સામગ્રીથી પિતૃઓને તૃપ્ત કરવામાં ગુંથાતા હતા, ત્યારે ત્યારે કાંચનપ્રસાદ માનસિક શ્રાદ્ધાંજલી પોતાના ગયેલાં વ્હાલાં

સ્નેહીને અર્પણ કરતા હતા એવું શ્વેતગંગા સિવાય બીજું કોઈ જોઇ શકતું નહોતું. સમાપ્તિ થયે બધાં દ્વારકાનાથના દર્શન કરી ઉતારે ગયાં. કાંચનપ્રસાદ પણ તેમની સાથેજ હતા. ત્યાં જઇ જમી બધાંની રજા લઇ પોતે પોતાને મુકામ ગયા. તેજ રાત્રે બેટ શંખોદ્ધાર જવાના હતા. શ્વેતગંગા અને તેમના વડીલો બીજે દહાડે જવાના હતાં. કાંચનપ્રસાદે તેમના માટે બેટમાં આગળથી ઉતારાની સવડ કરી રાખવાનું માથે લીધું હતું.

કાંચનપ્રસાદ દ્વારકાથી બેટ પહોંચ્યાં કે તરતજ તેમને મુંબઇના ધનાઢ્યશેઠના માનીતા મુનીમ તરીકે બેટશંખોદ્ધારના મંદીરોના વ્યવસ્થાપકો તરફથી અતિ સત્કાર આપવામાં આવ્યો. તેમને માટે એક મંદીરના મુખીયાજીએ ખાસ મંદીરનો બંગલો ઉતારા માટે ઉંચા પ્રકારના ફરનીચરથી શણગારી રાખ્યો હતો ત્યાં તે ગયા. વિશ્રાંતિ લીધી. મંદીરવાળાઓ યાત્રાળુઓની આટલી બધી ખુશામત શા માટે કરતા હશે તે જાણવાનું કાંચનપ્રસાદને ઘણું મન થયું. જે મંદીરના બંગલામાં તેનો મુકામ હતો તેનાથી વિરૂદ્ધ પક્ષવાળા બીજા મંદીરના મુખીયાજીને જ્યારે તે મળ્યા અને તેમની ઇતર મંદીરની નિંદાયુક્ત ગોષ્ટી રસભેર સાંભળી ત્યારે તેમને જણાયું કે બેટ શંખોદ્ધારના મંદીરો યાત્રાળુ પાસેથી પૈસા કઢાવવાની અપૂર્વ યુક્તિઓની શોધખોળ કરવાની અને તે શોધખોળને અમલમાં મૂકવાની અપ્રતિમ પ્રયોગશાળા છે; જેમ જેમ વખત બદલાય, મંદીરના અધિષ્ટાતા બદલાય, યાત્રાળુના આચારવિચાર બદલાય તેમ તેમ આ પ્રયોગશાળામાં જૂની માન્યતાઓ, જૂની કાર્ય પદ્ધતિઓ, અને જૂના સાધનોને કોરાણે મૂકી નવા સિદ્ધાંતો, નવા કાર્ય માર્ગો અને નવામાં નવા સાધનોને દાખલ કરવામાં આવતાં હતાં.

બીજે દિવસે શ્વેતગંગા તથા તેના વડીલો બેટમાં આવ્યાં. કાંચનપ્રસાદવાળા બંગલામાં તેના ઉતારા માટે યોજના થઇ ગઈ હતી. શ્વેતગગાના વડીલ પિતાશ્રીને આ ઉતારો જોતાં સાનંદ વિસ્મય તો થયો. પરંતુ શ્રીકૃષ્ણના ધામમાં આવી વૈકુંઠપૂરી ન હોય તો બીજે કયાં હોય? એ વાકયથી તેના મનમા તો વિસ્મય શાંત થયો. આનંદ ઉભો રહ્યો. બધાંએ બેટની યાત્રા સર્વ પ્રકારે કરી. સવાર સાંજ નવરાશની વેળાએ શ્વેતગંગા તે બંગલામાં કાંચનપ્રસાદના જુદા ઓરડામાં તેની સાથે બેસતી, કંઈક વાંચતી, કંઈક વાતો કરતી અને કદી કદી દેવ માટે ફુલની માળાઓ ગુંથતી હતી; કોઈ વેળા-કાંચનપ્રસાદના ઓરડામાં-મંદીરના મુખીયાજીનું રહેવાનું જે કીલ્લાબંધ મકાન હતુ તેનું એક બારણું પડતું હોવાથી-તેમની વાતોમાં ભાગ લેવાને મંદીરના મુખીયાજી પણ આવીને બેસતા. મુખીયાજીની શરીરની કાન્તી તો એવી સુંદર કે જાણે બીજા પ્રદ્યુમન્. તેને વાંચવા સાંભળવાનો બહુ શોખ કે આવડત ન હોવાથી કદી કદી શ્વેતગંગાને ફુલની માળા ગુંથવામાં મદદ આપતા હતા.

મોટા ધનાઢ્ય શેઠના મુનીમ અને કાઠીયાવાડના દરબારના દીવાનનું નાગરકુટુંબ ગામમાં આવ્યું છે અને મંદીરોમાં સારી રીતે ( દ્રવ્યથી ) સેવા કરવાના છે-તુલસી વિવાહનો ઉત્સવ નાગર દિવાન ઉજવવાના છે. અને બ્રાહ્મણોની ચોરાશી થવાની છે વગેરે ગપ ગામમાં ચાલી.

આજે શુદ એકાદશી છે. આવતીકાલે બેટમાં તુલસી-વિવાહનો ઉત્સવ છે. તે વખતે તુલસી સાથે લગ્ન કરાવવા તુલસીના માનપિતા થવાનું પૂણ્ય જેમને જોઇતું હોય તેઓ મોટી રકમ મંદીરમાં ભરી તે હક્ક પ્રાપ્ત કરવાની હરીફાઇમાં ઉતરેલા હોય છે.

નાગર દીવાનનું કુટુંબ અથવા કાંચનપ્રસાદ આ પૂણ્ય મેળવવા ઇચ્છા રાખશે તો તેના ઉતારાના બંગલાવાળા મંદીરને બહુ પૈસાની પ્રાપ્તી થશે. તેવી ઇર્ષ્યાની લાગણીથી તે વાત તોડી પાડવાના ઇરાદાથી વિરૂદ્ધપક્ષના મંદીરનો એક મનુષ્ય કાંચનપ્રસાદ પાસે આવ્યો અને પોતાના મંદીર તરફથી દેવની પ્રસાદી તથા તેની સાથે તેના મંદીરના મુખીઆજીએ મોકલાવેલું કાગળનું મોટું બંડલ આપી ગયો....કાંચનપ્રસાદે એ કાગળોનું બંડલ છોડયા પહેલાં તેમાં એક નાનું પરબીડીઉં હતું તે ફોડી અંદરનો કાગળ વાંચવા લાગ્યા.

**શ્રી દ્વારકાધીશો જયતિ.**

પરમ શ્રદ્ધાળુ ભગવતી વૈષ્ણવ કાંચનપ્રસાદજીને શતધા આશીર્વાદ. આપ શંખોદ્ધાર જેવા મહાન તિર્થમાં શ્રીજીની ઝાંખી કરી દેહને પાવન કરવા પધાર્યા છો તે વાતથી અમને બહુ સંતોષ થયો છેઃ જ્યારે મુંબઇથી આપના મોટા શેઠજી અંહિં આવેછે ત્યારે તેઓ અમારા મંદીરના બંગલામાંજ ઉતરે છે. તે વાત શેઠજીએ આપને કહી હશે. આપ બીજે સ્થાને ઉતર્યા તેનો અમને હરખ શોક નથી. એ પણ માતાજીનું ઘર છે. માત્ર અજાણ્યાને જાણીતા કરવાની ખાતર તથા મોટા શેઠજીના ઠપકામાંથી બચવા સારૂ તમને જણાવવું પડે છે કે જે મંદીરના ઉતારામાં આપ રહ્યા છો તેમના મુખ્ય અધિષ્ઠાતા હાલ અણુઘટતી વર્તણુક કરીને ગજંતી કરી ગયાછે. તેમના વિષે વધુ આપના જેવા સુજ્ઞને શું કહેવું ? સાથે મોકલેલાં વર્તમાનપત્રો પરથી આપ જાણશો કે તેઓ જામનગરના એક ગરીબ કુટુંબની નાગરની છોકરી નામે મેના (જે મુંબઇમાં રહેતા સારા વિદ્વાન સાથે પરણેલી છે.) સાથે છુંપી રીતે પંજાબ તરફ નાશી ગયા છે. મેનાની કુટીલ માતા કહે છે કે મેનાતો કોલેરાના રોગથી મરી ગઇ છે. સવિસ્તર હકીકત વર્તમાનપત્રોમાં છાપી છે. વળી હાલના કામચલાઉ મુખીઆજી પણ ઠીકજ છે. આપ જેવા સમજુ તો માણસને આંખપરથી ઓળખી કાઢો તેમ છો. તમારી સાથેના કુટુંબમાં જે નાની બાળ વિધવા છે તેના ગાઢ પરિચયમાં આવવાનો તે પ્રયાસ કરેછે તે તમે જાણ્યું હશે. એટલામાં બધું સમજવું. આવા સ્થાનમાં આપના તરફથી આવતી કાલે તુલસીવિવાહને નિમિત્તે જે કંઈ સેવા આપવામાં આવે તેનો સંદ્વ્યય થશે કે કેમ તે આપ વિચારશોઃ—એજ.

સહિ-રામપ્રસાદ રઘવરદાસ દા. સ્વહસ્તનાના આશીરવાદ.

આ કાગળ વાંચતાં જ કાંચનપ્રસાદની શાંતમૂર્તિ જરા વિક્રાળ બની. હૃદયનો ઝરો એકાએક સુકાઇ તેની વરાળ બહાર નીકળી જતી હોય તેમ તેણે નિશ્વાસો નાંખ્યા. ફરીફરી વર્તમાનપત્રો વાંચ્યા. એકદમ પોતાના ઓરડાનું બારણું વાસી દીધું. વિચારોના તરંગોથી, લાગણીઓના બાહુલ્યથી અને ઇચ્છાશક્તિની તિવ્રતાથી જાણે તેના બધા અંગો ભરછક તડંતંગ બની ગયા હોય તેવી રીતે તે મોટા હૉલમાં આમતેમ આંટા મારવા લાગ્યા, બબડવા લાગ્યા. હાવભાવથી શરીરને ડોલાવવા લાગ્યા—

મારી મેના ! કુટીલા ? કુટીલ માતાની પુત્રી સુશીલ ન હોઇ શકે ? શું શુદ્ધ પ્રેમ શુદ્ધપ્રેમને આમંત્રણ કરી શકતો નથી શું ? અહા, કેવું મોટું અનર્થ ? રાજયોગી ભર્તૃહરીની પેઠે કેટલા પુરૂષોને કહેવું પડતું હશે કે धिकतां च तंच मदनं च इमां च: मां च, Frailty is thy name, woman ! જાણવા છતાં શાથી મેં ભૂલ કરી ? કોઇપણ જાતની ખાતરી થયાવિના મને મેનાને મારી કરવાનો શો અધિકાર હતો ? તેનામાં બીલકુલ ન હોય તેવા

ગુણોનું તેમાં આરોપણ કરી તેને ગૃહદેવી બનાવવામાં મેં મૂર્ખતા સિવાય બીજું શું બતાવ્યું છે.? એવી ગૃહદેવીને તુષ્યમાન રાખવા કેટલા જીવોને-સ્નેહીજીવોને-ઉપયોગી જીવોને-તિરસ્કારનો ધક્કો મારાથી અપાયો છે ? અરે એ કુટીલ માતાની દુષ્ટ મેના-! અરે મેનાના દુષ્ટાચારની અનુયાયીની શાકિનીઓ! સંસારની પ્રગતિને અટકાવવાનું પાપ તમે શી રીતે ઉપાડશો ? અરે માનવ ડાકિનીઓ ! સંસારના કલ્યાણના પથપરથી આડે માર્ગે ઉતારી પાડવાને હજુ તમો તમારા નકલી ફાનસોનો ઉપયોગ ક્યાંસુધી કરવાના છો ? અરે અધમ, ક્રાંતિની માતાઓ-હજુ ઉત્ક્રાંતિ પર જતા સંસારમાં મનુષ્યમાંથી દેવ પ્રકટ કરનાર માતાઓ થવાને બદલે મનુષ્યમાંથી દાનવ પ્રકટ કરનાર માતાઓ થવાનો અધમ માર્ગ ક્યાંસુધી જાળવી રાખશો ! **સ્ત્રી એજ નર્ક-મેના એજ નર્ક** મેના નર્કમાં લઈ જતી હતી નહિં સ્ત્રી માત્રને અલગ રાખી સંસારમાં પુરૂષોને હાથેજ કામ લેવું ઘટે છે. સ્ત્રી એટલે પશુજ-ઢોર. તેના કબજામાં દેવ બનવાની સંભાવ્ય શક્તિવાળા મનુષ્યોના હૃદયની લગામ સોંપવી. શરીરનું પોષણ સોંપવું ! જીવનનું સૂત્ર સોંપવું ! નજ બને. શ્વેતગંગા તું પણ સ્ત્રીજ-તેથીજ મુખીયાજી કનેથી ફૂલ ગુંથવામાં તેં મદદ લીધી. બરોબર હવે તો દુષ્ટાઓ તમારાં અંતરના ઉંડા મેલ કળી લેવાના (એક્ષરેઝ) (રેગીંગનના કિરણો) મેં સંપાદન કર્યાછે. બધા પુરૂષોને તે આપીશ. અને તમારી જાતિ વિરૂદ્ધ એવી તો લડત ચલાવું છું કે કુલટા નામ સંસારમાં રહે નહિં. સ્ત્રીજાતિની શી જરૂર છે ? ખાતરી છે કે સ્ત્રીઓનો નાશ થાય તો પુરૂષોને દેવ બનવાનો માર્ગ પુનર્જન્મોના દ્વારોમાંથી પસાર થાય નહિં પણ સીધોજ બની રહે. અને એમજ થવાનું. સંસારનો અંત એમજ. દુનીઆનું સ્વર્ગ બનશે. દેવો તેમાંરમશે. ''......

બીજે દહાડે કાંચનપ્રસાદને ઉમંગભેર કંઇ કહેવાને આવતી શ્વેતગંગાને તેઓ તેમના ઓરડામાં જણાયા નહિ. તપાસ કરતાં શ્વેતગંગાને જણાયું કે તેઓ કોઇને જણાવ્યા સિવાય બેટશખોદ્ધારથી જામનગર તરફ નાના મછવામાં પ્રયાણ કરી ગયા છે. તેના ઓરડામાં મુખીઆજી તરફથી આવેલો પત્ર તથા બીજા ન્યુસપેપરો પડેલાં હતાં. શ્વેતગંગાએ તે વાંચ્યા. વાંચતાની સાથેજ તેનું સ્વરૂપ બદલાઇ ગયું. પોતાના માબાપને મંદારના મુખીઆજીને માન આપવામાં થતી મૂર્ખતા સમજાવવાનો પ્રયાસ કર્યો; અને તે દિવસ પછી જો કે પોતાના કુટુંબીઓના આગ્રહથી બીજા બે દિવસો શ્વેતગંગાને બેટમાં રહેવું પડયું પરંતુ તેણે પોતાના ઉતારાના ઓરડાની બહાર જવાનું વડીલોની છતરાજી વહોરીને પણ બંધ રાખ્યું. સતત વિચારગ્રસ્ત રહીં તે પોતાનો કાળ વ્યતીત કરતી.

પેડરરોડના બંગલામાં સવારના નવ વાગ્યાના સુમારે શેઠ પાસે કાંચનપ્રસાદ બેઠા હતા. શેઠે ઓચિંતી બીજી વાતો પડતી મેલી એકદમ કાંચનપ્રસાદને કહ્યું-" માસ્તર તમો તો યાર જ્યારથી દ્વારકા જઇ આવ્યા છો ત્યારથી સ્ત્રીજાતિ વિષે એવા તો હલકા વિચારો વખતો વખત દર્શાવો છો કે જાણે તમારા જ્ઞાનમાં પશ્ચિમની કેળવણીનો જરા પણ હિસ્સો ન હોય તેવું અજાણ્યાને ખુલ્લુ જણાઇ આવે છે. આવા વેદીઆ કયાંથી થયા ? તમારી બ્હેન પણ મને કહેતાં હતાં કે તેમને નવી નવી વાતો કહેવામાં તમે જે ઉત્સાહ પહેલાં લેતા હતા તેને સ્થાને અત્યારે તો તમો તેના પડછાયામાં આવવાનું પણ તિરસ્કારતા જણાઓ છે. આવું તે કેમ ખમાય ? સ્ત્રીઓ વિના શું તમારો ઉદ્ધાર થવાનો છે ? હમણા

સે !–સંસ્થાઓની કેટલી કેટલી સભા સ્ત્રીઓની થાય છે ત્યાં તમારી હાજરીની ઘણી જરૂર પડે છે. યશોદાબાઈએ બે વખત તો ઑફિસમાં મુદ્દામ તમોને તેડી લઇ જવા માણસ પણ મોકલેલો હતો. આજે ગેઇટી થીએટરમાં મારી સાથે સાંજે આવજો અને તમારો ખોટો વ્હેમ હું ધારૂં છું કે કેટલે અંશે દૂર થશે. ત્યાં એક યોગીનીનું સેવાધર્મ પર વ્યાખ્યાન થવાનું છે. "

શેઠ સાહેબ, સ્ત્રીઓના દર્શનથી મને માં અભડાવો. મને ખાત્રી છે કે સ્ત્રીઓથી ભ્રષ્ટ થયેલા વાતાવરણમાંથી પુરૂષો પોતાનો વ્યવહાર બંધ પાડશે તો થોડા દિવસોમાં આપણે બધાં ઉત્ક્રાંતિ પંથપર ચ્હડશું. અને પુનર્જન્મ લીધા વિનાં ઉંચા ઉંચા ઉડીને દેવભૂમિમાંના દેવ થઈ રહેશું. " માટે મને એ બદલ આગ્રહ નહિં કરશોજી. મારે એવી રીતે ભ્રષ્ટ સંસર્ગમાં વખત ગાળી નાંખવાને બદલે બીજા ઘણા સેવા ધર્મો બજાવવાના છે."

" નહિં માસ્તર ! તમારે આજે તો આવવુંજ પડશે. ત્યાં તો આજ માત્ર પુરૂષોજ આવવાના છે. સ્ત્રીઓને તે યોગીજી જુદે સમયે બોધ આપનાર છે. માટે તમારા જીવને જરા પણ ક્લેશ કરાવ્યા વિના હું તમને આગ્રહ કરીને આજ સાથે લઇ જનાર છું."

કાંચનપ્રસાદે નિરૂત્તર રહી શેઠનો આગ્રહ કબુલ રાખ્યો.

મુંબઇમાં બોરીબંદર પાસેના ચોકમાં સાંજે વિજળીના બળથી ચાલતી ટ્રામ ગાડીઓ, મોટર ગાડીઓ, ઘોડા ગાડીઓ, વિક્ટોરીઆ ગાડીઓ, સાઇકલો, અને હવેલીમાં દર્શન કરવા જતી ભાટીઆણીઓના બળદની રેકડાં ગાડીઓની ધમાલ ચાલુ હતી. એકમેકના બળને બીલકુલ ન ગણકારતા હોય તેમ અને એવડા મોટા ચોકમાં જાણે પોતાનું એકલાનુંજ વાહન ચાલતું હોય, તેવી રીતે દરેક વાહનના હાંકનારા પોતાના વાહનને હાંકયાં જતા હતા. વાહન હાંકનારના ગુમાન કરતાં મુંબઇના પગે ચાલનાર શહેરીઓનું ગુમાન આ ચોકમાં બહારથી આવનાર મનુષ્યને વધારે લાગતું હતું. ચોગમથી જુદી જુદી જાતના વાહનો જોસભર આવતાં હોય છતાં ત્યાંથી પગે ચાલી જનારને તો જાણે એમજ ખાતરી થઇ ગઇ હોય કે, પૃથ્વીમાં બધી જાતની શક્તિઓ કરતાં મનુષ્યની શક્તિ મોટી છે, તેથી ગમે તે સ્થાનમાં બહારની ઉપાધીનો ડર રાખવાની મનુષ્યને જરૂર નથી. આવી ધમાલ વચ્ચે થઇને કાંચનપ્રસાદ તેના શેઠ સાથે મોટરગાડીમાં બેસી ગેઇટીથીએટરના દ્વાર પાસે આવી પહોંચ્યા. અંદર દાખલ થતાં શ્રોતાજનોથી થીએટર ભરચક ઉભરાઇ ગયું હતું કાંચનપ્રસાદને તથા તેના શેઠને એક ગૃહસ્થે આવકાર સાથે તેમને બેસવા માટે બેઠક બતાવી. થોડીવારે સભાનું કામ શરૂ થયું. એક બુઝરગ પારસી સખી ગૃહસ્થને સભાનું પ્રમુખસ્થાન અપાયું. તરતજ રંગભૂમિપર સ્ત્રીજાતિની એક ભવ્ય મૂર્તિ હાજર થઈ.

ધીમા પણ સ્પષ્ટ શબ્દોથી ઝીણા પણ મધુર સ્વરથી અને સાદા પણ અર્થસૂચક હાવભાવથી વ્યાખ્યાનકારનું ભાષણ ચાલવા લાગ્યું. વ્યાખ્યાનની ઉંચી નીચી લહેરોની સાથે શ્રોતાઓના હૃદયને ઝોકાં આવતા ગયા, લહેરોના છંટકાવથી ઘણા ચિત્તો ભીના થતાં ગયા, અને વ્યાખ્યાનના શબ્દોના અર્થસુગંધથી અનેક શ્રોતાઓના ઉંઘતાં મગજ શુદ્ધિમાં આવતા ગયાં. કાંચનપ્રસાદને પણ આવા પ્રકારની અસર થઈ હતીજ. ઉપરાંતમાં તેનું મન વ્યાખ્યાનકારના પૂર્વાશ્રમની માહિતી પ્રાપ્ત કરવાને વધારે ઉત્સુક બન્યું હતું. વ્યાખ્યાન

કરનાર ભગીનીની મુખાકૃતિ તેનો સ્વર તેની ભાષા કાંચનપ્રસાદને પરિચીત લાગતી હતી. પણ સ્ત્રીજાતિ તરફના લાંબા વખતના તિરસ્કારને લીધે કાંચનપ્રસાદ વ્યાખ્યાનકાર વિષે કંઇ ચોકસ વૃત્તાંત મનપર લાવી શકતા નહોતા. તેથી સારાંકવૃત્તિથી તેઓએ વ્યાખ્યાનનો બધો કાળ વ્યતિત કર્યો. તેના શેઠ જાણીને ખુશી થયા કે કાંચનપ્રસાદના ચિત્તને વ્યાખ્યાનની લ્હેરો સ્પર્શતી હતી. પાંચ હજાર શ્રોતાઓને વચ્ચે સ્થિર દ્રષ્ટી અચેતનશા સ્થીર શરીર અને વર્ષાદ પહેલાના વાતાવરણ જેવી સ્થિર વૃત્તીઓ કરવી પડતી હતી. તેવે વખતે નીચે લખેલી વાકયાવલીઓના સ્વરથી થીએટરમાં ઘુમતા હતા.

..........................................................................

.......................... બંધુઓ, સ્ત્રીઓને હલકી પદવી આપી તમે તમારી ઉન્નતિના રથના વેગને કેટલો બધો કમી કરી નાંખ્યો છે તેનો વિચાર કર્યો છે? ગૃહરાજ્યની જવાબદારીને દેશરાજ્યની, જવાબદારીથી, ઉતરતી પ્રકારની ગણી તમોએ કેટલાં બધાં ગ્રહોને શ્મશાન બનાવ્યાં છે ? પુરૂષના બુદ્ધિવૈભવની ઝીર્ણવટને સ્ત્રીઓની હૃદયકોમલતા કરતાં ઉંચુ સ્થાન આપી તમે દુનીઆ પર કેટલાં બધાં જીવોને સ્નેહની તૃષાની વ્યાધીથી સદા તરફડતાં રાખ્યાં છે? વિચારો ! બંધુઓ ! કયાં છે તમારી રસવૃત્તિની તૃપ્તી સ્ત્રીઓ વિના ? કયાં છે તમારી આકૃતિની સંપૂર્ણતા સ્ત્રીઓ વિના ? કયાંછે તમારૂં પોતાનું અસ્તિત્વ સ્ત્રીઓવિના ? બંધુઓ ! જગજ્જનની અંબાનું સ્વરૂપ સ્ત્રીત્વ તિરસ્કારને પાત્ર નથી. આર્યભૂમિમાં થયેલી આધુનિક જ્ઞાનની વ્હેંચણીનું પ્રમાણ ઘડીભર ઉલટું થઇ જાય-એટલે સ્ત્રીઓનું અજ્ઞાન પુરૂષોમાં દાખલ થાય અને પુરૂષોનું જ્ઞાન સ્ત્રીઓમાં પ્રવેશ કરે-તો શું સ્ત્રીઓને પુરૂષો અધમ નહિ જણાય ? પોતાના ઉચ્ચાશયને પાર પાડવામાં વિઘ્ન કરનારા તરીકે પુરૂષોની અવજ્ઞા સ્ત્રીઓ નહિ કરે ? હાલની સ્થિતિમાં સ્ત્રીઓમાં જ્ઞાનનું પ્રમાણ કાઢો અને પુરૂષોમ. જ્ઞાનના વિસ્તારનું પ્રમાણ લો-પછી પાપાચારીણી સ્ત્રીઓ તથા પાપાચારીણી પુરૂષોની સંખ્યાનું પ્રમાણ જ્ઞાનના વિસ્તાર સાથે સરખાવો અને તમને જણાશે કે પાપાચરણ માટે, જેટલે અંશે સ્ત્રીઓ કસુરદાર છે તેના કરતાં પુરૂષો વધારે કસુરદાર છે. બંધુઓ સ્ત્રીઓને સ્વાતંત્ર્ય જોઈતું નથી. સમાનતા જોઇએ છીએ. સ્ત્રીઓને ખોટું માન નથી જોઈતું પણ યોગ્ય સત્કાર જોઇએ છીએ.

..........................................................................

..........................................................................

વ્યાખ્યાન પૂરૂં થયા બાદ સભા વિખરાઇ-કેટલાક પુરૂષોની મંડળી ઘર તરફ ન જતાં વ્યાખ્યાનકાર ભગિની તરફ વળી; તેમાં કાંચનપ્રસાદ અને તેના શેઠ પણ હતા. કાંચનપ્રસાદને તે વિદુષીએ ઓળખ્યા. અને જાણે જેને માટે શોધખોળ ચાલતી હોય તે વસ્તુ પ્રાપ્ત થઇ ગઇ હોય તેમ તે બોલી ઉઠયાં. "કેમ ! માસ્તરભાઈ છોતો ખુશી ?

પ્રભાસપાટણ અને દ્વારકા ક્ષેત્ર જેવા તિર્યસ્થાનમાં બનાવેલી નાની બ્હેન તરીકે મને ઓળખો છો ? મને યાદ છે કે તમો તે વેળા મારી સાથે વાતો કરવામાં બહુ આનંદ માનતાં. હું જાણું છું કે મારા વ્યાખ્યાંન પહેલાં તમે મારા તરફ દૃષ્ટિપ્રસાદ કરવાને પણ અચકાતા હતા. હવે જરા સંતોષથી અમ ગરીબ તરફ જુઓ છો. પણ તેથી પણ વધારે સંતોષથી તમે મારા પ્રત્યે જોશો. જો જાણશો કે અમારો ભાઇ મોટો છે. તે સ્ત્રી-

જનનોજ બનેલો છે. સમાજ સેવા અમારા મંડનું કર્તવ્ય છે: સ્ત્રીઓની યોગ્ય-સહાય પુરુ પોને અપાવવી એ મંડનો નેમ છે. અને પંજાબમાં અમારી શાખા છે. તેનાં નિયામક તરીકે અમારાં "મેના" બ્હેન કામ કરી રહ્યાં છે." પછી "મળજો માસ્તરભાઈ" એમ કહી વિદુષીએ બીજા માણસો પ્રત્યે વાર્તાલાપ ચલાવ્યો અને કાંચનપ્રસાદ તો બહુંજ અજાયબી અને સંતોષની લાગણીથી ઉભરાતો હોય તેમ તેના શેઠજી સાથે મોટરમાં બેસી બંગલે ગયા............................................................................

કાંચનપ્રસાદનું સ્ત્રીજાતિ પ્રત્યેનું જૂનું માન જાગૃત થયું. ફરી સમાજોન્નતિનાં કાર્યમાં સ્ત્રીઓ સાથે તે ઉત્સાહ પૂર્વક ભાગ લેવા લાગ્યા. નવસારી તરફ ગયેલાં યશોદા બ્હેનની મુલાકાત શ્વેતગંગા બ્હેન સાથે થઇ અને ગુજરાતમાં સ્ત્રીજાતિની કોઇપણ પ્રકારની હિલચાલ થતી તેમાં કાંચનપ્રસાદનો અગ્રભાગ હમેશ માટે રહેતો જ.

---

## ભગ્નાશ કુલીન.

લેખકઃ-રા. રા. સહિલાસી. મુંબાઇ.

ગ્રીષ્મઋતુના દિન હતા. અનિલ કુલીનચંદ્રની મઢુલી પાસે થઇને વિશાળ વનમાં અતિશય વેગથી વિહરતો હતો. શાન્ત સન્ધ્યાએ નિશામાં બદલાવા માંડયું હતું. પક્ષીઓ ઝાડોની ઘટામાં કિલકિલાટ કરી પોતાનાં બચ્ચાંને ચારો આપતાં હતાં. તેવે સમયે કુલીનચન્દ્રની મઢુલીમાં તેનો વૃદ્ધ મુનીમ કૃષ્ણદાસ આવ્યો. તેણે દીવો સળગાવ્યો અને વિચારોમાં વિલીન થયેલા કુલીનને ખાવા ઉઠવા કહ્યું. વિચારો તુટયા અને તેણે ચોંકીને કૃષ્ણદાસ સામું થોડીવાર સુધી જોયા કર્યું, પણ પછી ઉઠયો, ખાવા ગયો, ખાધું અને બહાર આવ્યો. રસોડામાં બધું બરોબર ગોઠવી દીવો પણ બરોબર ગોઠવી શાંતિથી "જય ! જય !" કહી મુનીમ રસ્તે પડયો.

વાચક ! તમને કદાચ કુલીનના આ વર્તનથી આશ્ચર્ય થશે. પણ વૃદ્ધ મુનીમને આથી લેશ પણ આશ્ચર્ય નહોતું થયું; કારણ કુલીનની આ હમેશની રીતિ હતી. પાસેના ગામના લોકો કુલીને કોઇવાર કલાકોના કલાકો સુધી વાંચ્યા જ કરતો કે લખ્યા કરતો કે વિચારોમાં લમણે હાથ દઇ બેશી રહે તો જોતા હતા. તે કદાપિ કોઇ સાથે કામ વગર વાતચિત કરતો નહિં, કોઈ દહાડો હસતો નહિં, અને કોઇ દહાડો આનંદથી વાતો કરતો નહિ. તેને કોઇ દહાડો બે મિનિટથી વધુ વખત સુધી બોલતાં કોઇએ સાંભળ્યો કે જોયો નહોતો. તેના આ વર્તનમાં તેનો વાંક નહોતો એ પછીથી જણાશે.

મુનીમના ગયા પછી તેણે પોતાના ટેબલના ખાનામાંથી એક પ્રતિમા કાઢી; તે એકી ટશે તેના પ્રતિ જોઇજ રહ્યો. પ્રતિમા કોઈ યુવતીની હતી. પ્રતિમા જોતાં તેને હંમેશાં એમજ થતું કેઃ-

તેણે ઉંડો નિઃશ્વાસ મૂકી તે પ્રતિમા ટેબલપર પાછી મૂકી દીધી. પોતાના બન્ને હાથોની અદબ ભીડી, ટેબલપર મૂકી, પોતાનું શોકવિગ્ન વદન તેમાં નાંખ્યું અને "-હા! નલિની! ઓ નલિની!" એજ જાપ કર્યો. તે ઘણા ઉદ્ગાર કાઢી શકે તેમ હતું પણ ના, તેણે બધું કહ્યું હતું! આજથી ૧૨ વર્ષની વાત ઉપર પ્રતિમામાં રહેલી તેની સાક્ષાત્ પ્રેમમૂર્તિ નલિની ઉપર તેનો અતિશય ભાવ હતો. તેનો વિવાહ તેની સાથે થવાનો છે એમ તે વખતે ગામમાં વાત પણ ઉડી હતી. તેને લાગ્યું હતું કે તે બાળા પણ તેની પ્રત્યે હૃદયના શુદ્ધ અંતર્ભાવથી જુએ છે; પણ હા! એકદમ દૂર દેશ જઈ તે છોકરીનાં ક્રૂર માબાપ તેને ન ગમતા પતિ સાથે, પોતાને વધારે પૈસા મળતા હોવાથી પરણાવી આવ્યાં એમ સાંભળતાં જ તેનેજ આઘાત થયો હતો. સ્વાર્થને ખાતર પોતાની રાંકડી પુત્રી વેચનાર તે માબાપ ઉપર તેને તિરસ્કાર છુટયો હતો અને બહુજ લાગી આવ્યાથી તેણે ત્યારથી જનસમાજ છોડી જંગલમાં મઢુલી વસાવી હતી. અહિં ઉદાસીનતાને પોતાની સખી બનાવી તે રહ્યો હતો. તેને સારી આવક હતી. તે છોકરીના પિતાને મ્હોં માગ્યા પૈસા આપી શકે તેમ હતુ. પણ તેને તે વિષે કાંઇ ઈશારો કરવામાં આવ્યો હોય તો તે જાણેને! તેની જોડે તે સંબંધમાં કાંઈ વાતચિત થઇ હોય તો તે કાંઈ કરી શકેને! કોણ જાણે શા કારણથી તે છોકરીના પિતા તેને બીજે ઠેકાણે પરણાવી આવ્યા તે કુલીન અદ્યાપિ લગી સમજી શકયો ન હતો. તેણે જનસમાજ છોડી તેની સાથે પોતાનો આનંદી સ્વભાવ ખોયો અને આનંદી સ્વભાવ સાથે સઘળું સુખ ખોયું! ઉપરાંત ત્યાર પછીની ચિન્તાથી પોતાનું લઠ્ઠ, સોહામણું શરીર તેણે કૃશ અને દુર્બળ કરી નાંખ્યું તે એટલે સુધી કે આજ તેને ૩૫ વર્ષ થયાં હતાં પણ પહેલવહેલો જોનાર જરૂર તેને ૫૦ વર્ષનો ધારે. અહોનિશ પ્રાતઃકાળમાં, બપોરે અને રાત્રે સુવા જતી વખતે પોતાની એ પ્રતિમા ભણી નિહાળી નિઃશ્વાસપર નિઃશ્વાસ નાંખી, દુઃખી હૃદયે તે વખત વીતાડતો. પોતે ઇંગ્રેજી ભાષા ભણેલો હતો એટલે કેટલાક કવિયોની કવિતાઓ વાંચતો પણ તે ફક્ત શેલી, વર્ડઝવર્થ, અને રવીડનબર્ગ એ ત્રણની જ. કોઇવાર બાઈરનની કવિતાઓમાં પણ તેને રસ પડતો પણ એ શિવાય અન્ય કવિયો તેને ગમતાજ નહિં. કોઇવાર એનીએ વાંચેલી કવિતાઓ કાગળોપર ઉતાર્યાજ કરતો અને પાછો પોતાની પ્રિયતમાને યાદ કરતો. તેની પ્રવૃત્તિ આજ હતી. જેને ત્યજી સર્વ આશાઓ નાશી ગઈ, જેને હાથતાળી આપી, અવિચારીપ્રેમ પલટાઈ ગયો તેની આ શિવાય બીજી શી દશા હોઇ શકે? લોકોએ પાસેનાં સંબંધીઓએ તેને ઘણીવાર પરણવાનુ કહ્યું હતું પણ તેના ઉત્તરમાં તે ફક્ત એકજ હરિગીત ઘણીવાર બોલતો—

પ્રિયવૃક્ષપર ફળ દેખી સુંદર કરવી મહુવા હું ગયો:
પવન સરસર આવી, તોડી, તેજ રે! લૂંટી ગયો.
ભગ્નાશ હું-દેખું બહુ વૃક્ષો, ફળો-પણ હાય રે!
પ્રિય વસ્તુનું સુખ ચાલ્યું ત્યાં અપ્રિય શું સુખ આપશે?

પરિણામે લોકો તેને ગંભીર દર્દ અને મેંઢાઓલો કહે તેમાં શું આશ્ચર્ય હોઇ શકે! કુલીનની બ્હેનને એક સુખી અને સારો પતિ મળ્યો હતો. એટલે તે હરરોજ ભાઇના સમાચાર જાણી શકતી. ભાઇના આવા હાલહવાલ જોઇ બધુ એમથી તેણે પોતાના પિતાના

વખતના એક નિમકહલાલ મુનીમ કૃષ્ણદાસને ભાઇની સંભાળ લેવા, ખેતરો વગેરે મિલ્કતની તજવીજ અને હિસાબ આદિ રાખવા આજીજી કરી હતી અને આ વૃદ્ધ મુનીમે પોતાનો પ્રાણુ જતાં પણ કુલીનની સંભાળ લેવા, પોતાના તનના પુત્રપેરે લેખવા, તેને વચન આપ્યું હતું. વાચક ! ઉપર જોયું તેમ તે તેની દેખરેખ રાખતો અને બેન ખાવાનું પ્હોંચાડતી. વાર્ષિક ઉત્પન્નમાંથી થોડું પોતે લેતી. થોડું મુનીમને આપતી અને બાકીનું બેંકમાં મુકતી. આ સર્વમાં લક્ષ આપવા કુલીને ચોખ્ખી ના પાડી હતી. લેશ પણ દરકાર તે રાખતો નહોતો અને આથી બિચારી કોમળ હૃદયની બહેનને ઘણું દુઃખ થતું હતું. પાસેના ગામના મોટા ઘડીઆળમાં નવના ટકોરા થયા. કુલીને પુસ્તક હાથમાં લીધું. દીવા ભણી દૃષ્ટિપાત કર્યો એટલામાં બારણાની સાંકળ ખખડી, તેણે બારણું ઉઘાડી આવનાર સ્ત્રીને અંદર લીધી.

વિચારોમાંજ તેણે પૂછ્યું. " તમે કોણ છો ? "

" એતો હું પદ્મા, કુલીનભાઇ ! "

" કોઇ પદ્મા ! મ્હારી બ્હેન ! આવો બ્હેન આવો ! શા કારણે આવવું થયું ! " તેણે વિચારોમાંથી અર્ધ જાગ્રત થઇ કહ્યું.

" કુલીનભાઇ, તમારી આ દુઃખી અવસ્થા જોઇ, તમને આમ એકાન્તમાં ઝુરતા જોઇ ઘણીવાર મારૂં હૈયું ભરાઇ આવે છે. તમને અમારો કોઇનો સહવાસ ગમતો નથી પણ મારી ફક્ત એકજ મહેચ્છા આજે હું પાર પાડવા આવી છું. જુઓ, આ સુંદર, સુંવાળા, ભોટીલાને તમારી ઓથમાં ન લ્યો ? "

" પદ્મા ! કવિયોનાં પુસ્તકોની મારે મોટી ઓથ છે. એ મૃત લોકોનો સહવાસ મને પ્રિયકર છે, ત્યાં કોઇ જીવિતનો સહવાસ હવે કયાં આપવા માગે છે ! "

" ભાઈ, મારૂં આટલું વચન પાછું ન ઠેલ. વીરા, તારે ખાતર હું મારો પ્રાણુ પાથરૂં છું. મારો માડીજાયો આમ તલપે અને હું સુખ ભોગવું એ મને બહુ માઠું લાગે છે. આપણાં સ્નેહાળ સ્વર્ગીય માતપિતાએ તારી આ દશા થશે એમ સ્વપ્ને પણ ધાર્યું નહોતું તારી બુદ્ધિમાં તેમને અજબ આશા હતી. મને પણ તેમ લાગ્યું હતું પણ હાય ! એ બુદ્ધિનો ઝરો આમ સૂકાઇ જશે, આમ નિર્માલ્ય થઇ અન્યને દુઃખકર થશે એમ હું નહોતી જાણતી. જો, ભાઇ જો, આપણાં માતાપિતાનાં પેલાં ઉંચે દેખાતાં શોકપૂર્ણ વદનો. જો. તેમાંથી ઝરતાં અશ્રુઓ જો અને તેમના આત્માને પરમ આનંદ અને અમર શાંતિ મળે તે સારૂ મનુષ્ય જાતપર કંટાળો આવતો હોય તો પ્રાણીઓ પ્રત્યે પણ સ્નેહ ઉપજાવ. વૈરાગી જીવનમાં તને કોણ જાણે કયાંથી લગની લાગી છે ? પણ ભાઈ, મારે તને વધુ નથી કહેવું. તું સ્નેહી થા એજ મારી માગણી છે. જો, તે કેવું તારા ભણી પોતાની ચકચકિત આંખોથી ટગટગર જોઇ રહ્યું છે ? મને આશા છે કે તું તેની સારી સંભાળ લેશે; અને આપણાં મૃત માતપિતાને, તારી આ કઠોર લાગતી ચાલ ત્યજી દઈ સ્નેહભરી ચાલથી સ્વર્ગમાં સુખી કર. "

આટલા શબ્દો બોલી તે રડી પડી. જો તેમ ન થયું હોત તો કુલીન માનત પણ નહિં કારણ અત્યાર લગીમાં તેની બ્હેને તેને ઘણી ઘણી સૂચનાઓ કરી હતી પણ તે પથ્થર પરના પાણીની પેઠે અફલ જ નીવડી હતી.

થોડીવેળા કુલીને કુરકુરીઉં હાથમાં લીધું. તેને સારૂં લાગ્યું. પણ એકદમ તે શોકથી બોલ્યો ! " બ્હેન ! મને માફ કર હું તેને સાચવવા યોગ્ય નથી. મને ભય છે કે આ કોમળ કુરકુરીઆને વખતે બિનકાળજીથી હું કરમાવી નાખીશ. મારાથી નહિં બને!" બસ અંતે હજુ પણ તું ક્રૂર, દયાહીન જ રહીશ. એ વ્હાલાભાઇ, તું તે ગ્રહણ કર. હું તથા મુનીમ હમેશાં જોતાં રહીશું અને જો તારાથી તેની સંભાળ નહિં લેવાય તો પછી અમે તને વધુ નહિં કહીએ પણ તું લે, પ્રયત્ન તો કર. સર્વ સારાં વાનાં થશે ! મારી ખાતર એટલું તું ન કરે તો તને મારા સોગન છે ! ભાઈ, તું કે જેણે કોઇને "ખરા" શબ્દ કહી કે "તું" કાર કરી કોઇને દુભાવ્યું નથી સદા સ્નેહોર્મિઓમાંજ ભલે જગત્ ત્યજ્યું છે પણ હજુ રમ્યાં કરે છે તેમાંથી શું ક્રૂરતા નીકળશે ? એમ નહિં થાય, નહિં થાય. "

કુલીને કુરકુરીઆને હાથમાં લઇ એક સ્નેહ ભર્યું તેના શરીરપર ચુંબન કર્યું, પ્રફુલ્લ હૃદયે પદ્માએ કહ્યું " ભાઇ તેનુ કાંઇ નામ પાડવું જોઇએ હું કહું તે ન રાખું ?"

" શું ? "

" નલિન ! "

કુલીન ચોંક્યો. બેન ચાલી ગઇ. પાછળ બારણું અડકાવતી ગઇ. !

નલિનની વસતિથી કુલીનને ત્યાં કેટલાંક બાળકોની વસતિ વધી છે. તેની બહેને પાસેનાં ગામનાં છોકરાંને કાંઇને કાંઇ મિષે નલીનને રમાડવા મોકલવા માંડ્યાં હતાં. નલિનને માટે તેઓ કાંઈનુ કાંઇ ખાવાનું લાવતા. કોઇ પૂરી, કોઈ દૂધ, એમ સર્વ કોઈ જુદી જુદી જાતની ચીજો લાવી નલીનને ખવરાવતાં. કુલીન ઘણીવાર પોતાના વાંચવાના પુસ્તકમાંથી ડોકિયું કાઢી છોકરાં નલિનને રમાડતાં, તે પોતે કાલુ કાલું બોલતાં. નલિન કુદાકુદ કરી રમતો એ સર્વ જોઇ રહેતો. તે પથ્થર સમાન હૈયાનો ન હોતો. તેણે મનુષ્ય જાતપર તિરસ્કાર આણ્યો હતો પણ પ્રાણિઓનો બહિષ્કાર કર્યો ન હોતો. તેને ઘણીવાર આ રમતથી આનંદ થતો હતો. તેની બ્હેન આથી ખુશી થઈ હતી. રાત્રે સુવા જતી વખતે કુલીનને દીવો ગુલ્ કરતાં પહેલાં પોતાનો માયાળુ હાથ સ્વાભાવિક રીતે નલિન ઉપર ફેરવવાનું મન થતું. તે તેમ કરતો ત્યારે તે નાની ચક ચક કરતી આંખો તેના તરફ જોઇ રહેતી, તે પ્રાણીની પુછડી પટપટતી અને નિર્દોષતા જાહેર કરતી. આવું વર્તન કોનામાં સ્નેહ ન પૂરે ? ધીમેથી પથારી પાસેના ટોપલામાં તેને મુકી, એક મીઠું ચુંબન કરી, દીવો ગુલ્ કરી કુલીન સુઇ જતો. તેના દિવસો હવે કાંઇક આનંદમાં જતા જો કે પોતાની "નલિની" નું દુઃખ ભૂલાય તેમ હતુંજ નહિં; તે તેને અત્યંત સાંભરતી છતાં પણ નલિનનો હજુ વધુ સહવાસ વખતે નલિની ભુલાવે એમ કુલીનની બહેન ધારતી, તેને કુલીનના સુખને સારૂ એવી ખાસ ઈચ્છા હતી

એક ખુશનુમા સાંજે કુલીનને નલિન સાથે બહાર ફરવા જવાનું મન થયું. તે તેને લઇને પોતાના ખેતરમાંજ ગયો. ખેતરનો ખેડુત વિશ્રામ પોતાનું કામ કર્યો જતો હતો. કુલીન ફરતો હતો પણ પોતાની ધુનમાંજ હતો. તેની કને સ્વીડનબર્ગની કવિતાઓનું

પુસ્તક પણ હતું. કુતરાની જાત ક્ષપલપ કરે એ ગુણ નલિનમાં હતોજ. એટલે પોતાની શ્વ વૃત્તિ અનુસાર આમ તેમ વિશ્રામ જ્યાં કામ કરતો હતો ત્યાં તે ભટકતો હતો. તેની દૃષ્ટિએ એક લાલ લુગડાથી બાંધેલું નાનું પોટકું ઝાડને ઓથે પડેલું, પડ્યું. જાઇને તે ઉઘાડવા, છોડવા, છુટે નહિં તો મ્હોંમાં ઘાલી, બે પગ વચ્ચે રાખી, કકડો ફાટે તોય ફિકર નહિં પણ ગમે તે પ્રકારે તેમાં બાકોરૂં પાડી શું છે તે જોવાની પોતાની રમત તેણે શરૂ કરી. ખરે, કકડાનો ચરરર દઇને ચીરાડો થયો, વિશ્રામે જોયું. તેને એકદમ દાઝ ચઢી તેથી જોરથી નલિનને એવી લાત લગાવી કે બીચારો "વ્યાઉ! વ્યાઉ!" કરતો ૭ સાત કદમ દૂર પડ્યો. કુલીને આ જોયું એટલે બીચારા નાજુક કુતરાપર આમ પ્રહાર કરનારને સહજ શિક્ષા કરવાની વૃત્તિ તેને થઈ. તેણે તેના પાસે જઈ દાતરડું ખુંચવી, જોરથી ૭ સાત ધપ્પા લગાવી દીધા. "પણ બાપજી મારૂં લુગડું ફાડી નાખ્યું એ તો, જુઓ!" એમ કહેતો કહેતો તે રહ્યો અને પોતે નલિનને લઇને "સાલા જા, ન ફાવે તો ચાલ્યો જા, પણ નાના સરખા અપરાધ માટે આવડી મોટી શિક્ષા કરનાર તું કોણ?" એમ બબડતો કુલીન જતો રહ્યો.

નીચ માણસો સાથે વૈર કરી ભવિષ્યકાળમાં તે ભુલાઇ જશે એમ આશા રાખવી નહિં; કારણ તે કીના રૂપે કોઇ કાળે પણ પુનઃ પ્રકટ્યા વગર રહેતું નથી; આથી ભુલકણા ઉદાર માણસોને બહુ સહન કરવું પડે છે. કુલીન અને વિશ્રામના સંબંધમાં આમ જ બન્યું. આજ એ વાતને એક વર્ષ થઇ ગયું છે. વિશ્રામ હજી સુધી સમજી નહેતો શક્યો કે "મારૂં લુગડું ફાડ્યું અને તેમાં મેં તે કુતરાને લાતો મારી એમાં મેં શું ખોટું કર્યું? મને શેઠે કુર કેમ કહ્યો? સાલા કેમ કહ્યો? અને પાછા ૭ સાત ધપ્પા પણ કેમ લગાવ્યા? હું ખરો કે એને બતાવું કે તું ધપ્પા લગાવનાર કોણ?" ક્યારે નલિન એકલો બહાર નીકળે અને હું એનો કીનો લઉં એ તેના મનમાં હતું. તેણે બંદુક કેમ ફોડવી એ પોતાના એક મિત્ર કનેથી શીખી લીધું હતું. નાની પિસ્તોલ તે પોતાની પાસેજ રાખતો, તેને એમજ થયેલું કે કુલીનને મારવો નહિં પણ નલિનને મારવો. "એ ટીચકુડા કુરકુરીઆએ મારૂં લુગડું ફાડ્યું ત્યારે શેઠે મને ધપ્પા લગાવ્યાકને!" આજે તે બપોરનો લાગ જોયા કરતો હતો. સાંજ પડી હતી. કુલીન પોતાની મહુલીમાં હતો; અને નલિન રમતો રમતો બહાર આવ્યો. વિશ્રામે ધીમેથી "તુ, તુ," કરીને તેને પાસે બોલાવ્યો અને પછી એક ઝાડને ઓથે સંતાઇ તેણે તાકીને એવો બાર કર્યો કે બીચારો નલિન ચીસ ઉપર ચીસ પાડી ઘાયલ થઇ પરા ગયો!

કુલીને ચીસો સાંભળી. નલિન તરફના તેના સ્નેહે તેને બહાર જઇ જોવા સૂચના કરી. તે ઉઠ્યો અને બ્હાર આવ્યો ત્યાં થોડે દૂર નલિનને તરફડતો જોયો. એકદમ ઉંચકી મહુલીમાં લઇ જવા જતો હતો ત્યાં એક ધોળાં વસ્ત્રવાળો આકાર એક ઝાડને ઓથેથી બહાર નીકળી નાશી જતો તેણે જોયો. તેને ઓળખ્યો હોય તેમ તેને લાગ્યું. પોતાના વ્હાલા કુતરાને મારનાર એ પાપી વિશ્રામને સજા કરવા સારૂ તેનું હૃદય એકદમ ઉશ્કેરાઇ ગયું. ગુસ્સો એટલો બધો વ્યાપી ગયો કે નલિનની સારવાર કરવાનું તેના લક્ષમાં ન રહ્યું અને નલિનને જમિનપર મુકી દઇ એકદમ ફલંગો ભરતો તે તે આકારની પાછળ, જાણે બસ તેને મારવાનીજ ધુન હોય તેમ દોડ્યો. પેલો ખેતર પૂરૂં કરી રહેવા આવ્યો ત્યાં તો તેને પકડી પાડ્યો. અને ગળચી પકડી, હેઠળ પાડી નાખી પોતે ઉપર ચઢી બેઠો,—"અભાગી, મારૂં સર્વસ્વ ધુળમાં મેળવનાર જુલ્મી! તારા કિરતારને ભજી લે. હું તને મારી નાંખ્યાં

નગર છોડનારો નથી !." તેની આંખો લાલચોળ થઈ ગઈ હતી. તે પ્રચંડ અને ઉગ્ર દીસતો હતો. પોતાના હાથની તેણે સજ્જડ મુક્કી તૈયાર કરી અને એવી તો જોસભેર પેલાના માથામાં લગાવી કે "બાપ રે !" પુકારી તમ્મર ખાઈ તે મૂર્છિત થયો છતાં પણ તેયે જાય તેવો ન હોતો તેણે પોતાના હાથથી કુલીનને પાડી નાખવા પ્રયત્ન કરવા માંડયો પણ બેહોશ થઈ ગયો હતો એટલે તેનું ન ચાલ્યુ. તેના પ્રયત્નથી કુલીનને વધારે દાઝ ચડી. ઉઠીને ૭ સાત લાતો એવી લગાવી દીધી કે વિશ્રામ અધમૂવો થઈ ગયો. હવે તે પાછો ફર્યો. જ્યાં નલિન પડયો હતો ત્યાં ગયો પણ આશ્ચર્ય ! નલિન ત્યાં નહોતો ! "અરે ! કયાં ગયો ? શું કોઈ લઈ ગયું ? અરેરે બિચારો જખમી થયેલો છે ! કયાં હશે ? તેની કોણ સંભાળ લેશે ?" આમ તેમ તેણે તેને શોધ્યો પણ તે કયાંએ નહોતો ? હવે ? તેને સંભારી સભારીને રડવું ? બીજું શુ બાકી હતું ? કુલીનનો ચહેરો ફિકકો પડી ગયો. તેના મ્હોં ઉપર ચોખ્ખો શોક છવાઈ રહ્યો. તે પોતાની ઝુંપડીમાં ગયો. હા ! સર્વત્ર સનું સનું લાગતું હતું. ખુરશી સામે બેસનાર તેનો બાળક સમાન નલિન હવે અહિં નહોતો ! તેની સાથે સ્નેહ થયો ન હોત, તેના આનંદમાં કુલીનને સુખ મળતું ન હોત તો તો તેને કાંઇ લાગત નહિં. પણ પોતે તેની કાળજી નહિં લઈ શકે એમ તે ધારતો હતો છતાં કાળજી લઇ તેનાથી આનંદ મેળવતો હતો ત્યારે તેને કેમ તેના જવાથી શોક ન થાય ? ૧૭ વર્ષનો "નલિની"નો વજ્રઘાત અને તેની ઉપર "નલિન"નો આઘાત ? દુઃખ અને તેની ઉપર ડામ !" પ્રભુ ! શુ આમ સ્નેહ કરાવી મારી એકેક એક વસ્તુ લૂંટી લઈશ ? "કુલીને બહુ સહન કર્યું હતું. મનની સર્વ ઇચ્છાઓ દાબી હતી. જગતનાં આનંદ, લ્હાવા અને સુખોનો ત્યાગ કર્યો હતો, રે લાત મારી તે સર્વ દૂર ફેંકી દીધાં હતાં, ઈશ્વરને પણ વિસાર્યો હતો અને જાપ કેવળ 'નલિની'ના નામનો કર્યો હતો. એ સર્વને ભુલાવવા જ્યાં જરા સુખ 'નલિન'નું મળ્યું કે તે પણ ઈશ્વરે છીનવી લીધું ! આ દૃઢ લેખાતો કુલીન સહન ન થવાથી એક બાળકની માફક રોઈ પડયો ! તેની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ખરવાં માંડયાં. કેવો શુદ્ધ સ્નેહ ! મનુષ્યજાત મનુષ્ય ઉપરજ નહિં પણ પ્રાણીપર કેવો શુદ્ધ પ્રેમ રાખે છે અને તે જતાં તેનો વિરહતાપ તેને કેવો દુઃખરૂપ થાય છે એ આથી સહજ સમજાશે. તે નીચું માથું રાખી બેસી રહ્યો એટલામાં એક છોકરી બારણું ઉઘાડી આવી અને કહેવા લાગી "લ્યો કુલીન કાકા, આ અમારા નલિન સારૂ પુરીઓ !" હા ! આ શબ્દો નો એકેકે એક અક્ષર કુલીનના હૃદયમાં તીરની પેઠે પેસી ગયો ! નલિને *મને નહિં પણ આ બચ્ચાંઓને યે દુઃખી કર્યા છે એમ તેને થયું.* પણ તેણે શાંતિ ધારી, રડવુ અને બળાપો બહાર કાઢવો એ બે તેણે શમાવ્યાં અને ધીમેથી કહ્યું: બ્હેન કુમુદિની ! નલિનને જરા બ્હાર ગારા માણસ સાથે મોકલ્યો છે એ પુરી લઇ જા હેં ! અને હવેથી એ ન લાવીશ. નલીનને હવે પુરીઓ નથી ભાવતી" નિર્દોષતાની મૂર્તિએ વધુ શબ્દો ન પૂછયા, કુલીને રૂમાલવતી આંખનાં આસું લોહ્યાં તે તેણે જોયું. બિચારી કશું સમજી ન શકી પણ ચાલી ગઇ ખરી. તેના ગયા પછી પાછો ડુમો ભરાઇ આવ્યો. કેટલું રૂવે કયાં સુધી રૂવે ? તે તદન અવાચક બેમી રહ્યો અને એમ અર્ધો કલાક વ્યતીત થઇ ગયો. તેની બેન નિત્ય નિયમાનુસાર મુનીમ પરગામ ગયેલો હોવાથી, તેને ખવરાવવા આવી. તેણે ખાવાની ના કહી. કેટલાએ પ્રશ્નો કરી બ્હેને જાણ્યું કે નલીનને ઘવાયલી સ્થિતિમાં કોઇ લઈ ગયું કે પછી તેનું શું થયું તેનો પત્તો નથી. તે પણ શું કરે ? પોતાથી બનતાં આશ્વાસનો આપ્યાં પણ વ્યર્થ !

ઉપરની બિનાને આજ પંદરેક દિવસ થયા હતા. એ પંદર દિવસ રાતે તેમ દિવસે કુલીને કાંઈપણ કામ કર્યું ન હોતું. કોઈવાર ખાય, કોઈવાર સમુળગો ન ખાય, આખો દિવસ મેડુલી બંધ કરીને કે વખતે ઉઘાડી રહી જાય તો તેમ પણ રહેવા દઇને બેસી રહે, ઘડીમાં ઉઠે, ઘડીમાં ફરે, રડે, સુવે એમ અનેક પ્રકારની ઉન્મદાવસ્થા તે ભોગવતો હતો. છોકરાંને આવવા તેણે ધીમેથી ના કહી હતી. બેન સાથેથી પણ વાતચિત કરવી છોડી દીધી હતી અને તેને કહ્યું હતું કે "મારી બાબતમાં હવે તું આડે આવીશ નહિં. હું જેમ કરૂં તેમ કરવા દેજે." બ્હેનનો જીવ બળતો પણ શું કરે ? કુલીનને હવે નલિની તથા નલિનજ સાંભરતાં હતાં. આજે બ્હેન આવી ત્યારે જેવું તેવું ખાઈ લઈ તે બહાર આવ્યો. બ્હેન ગઈ તે આમ તેમ ફર્યો અને એક નિશ્ચયપર આવ્યો હોય એમ લાગ્યું. "હા એજ. આજે હું આત્મઘાત કરીશ. હવે આમ ક્યાં લગી ઝુરવું ? ઈશ્વર કાંતો મોત આપ કાંતો પ્રેમીઓ મેળવ. હવે એક નહિં હવે તો બે જોઈએ. નલિની હશે અને નલિન નહિં તોયે દુઃખ છે. નલિન હશે અને નલિની નહિં તોયે દુઃખ થશે. મારાં કિયાં જન્મનાં પાપનાં ફલમાં આ દશા મારી તેં કરી છે, પ્રભો ! ખેતર, ઝુંપડી, ધન ધાન એ સર્વનું થવાનું હો તે થાવ જેને હાથે જવાનું હો તેને હાથે જાવ. બસ આજનો મારો મક્કમ વિચાર નહિં ફરે. ઓ ક્રૂર ઘાતકી પ્રેમ ! આટલાં વર્ષ લગી મને ઝુરાવી, મારી જીંદગી રદબાતલ કરાવી, સંસારના અનેક લ્હાવા, સુખ અને મોજમઝાઓ મારાથી વિમુખ કર્યાં, મને તેનાથી દૂર નસાડયો પણ અંતેયે શાસારૂ મારાં ઇચ્છિત પ્રેમીઓનો મને મેળાપ ન કરાવ્યો ? આખા દુઃખાગારમાં મેં બાથોડીઆં મારી. સુખતીર શોધ્યા કર્યાં પણ અંતે શાને તે પ્રાપ્ત ન કરાવ્યો ? થયું–થઇ રહ્યું. बलियसी केवलमीश्वरेच्छा ।

પ્રભુ મારાં પાપ, મારી ઉદ્ધતાઈ માફ કરજે. મેં મારાં આખા જીવનમાં તારૂં નામ ઉચ્ચાર્યું નથી તે માટે પણ મારી બક્ષજે. હું જાઉં છું. ઝેર પીઉં છું, મારૂં અસહ્ય જીવન પૂર્ણ કરૂં છું ! " સાંજ પડી ગઇ હતી. ગામના ઘડીઆળમાં હમણાં કાંઈ ટકોરા થતા ન હતા. કુલીન ખુરશી ઉપરથી ઉઠયો. પાણીનો ગ્લાસ અને ઝેરનું પડીકું તેણે આણ્યાં. બંન્નેનું મિશ્રણ કર્યું. અને અંતે નલિની, નલિન તથા શ્રી ઈષ્ટદેવનાં નામોનું સ્મરણ કરી ગ્લાસ મ્હોંએ માંડયો ? શાંતિઃ શાંતિઃ શાંતિઃ આ શિવાય બીજો શો રસ્તો તેણે લેવો ? ઝેર એક કલાક પછી અંત આણે એવું હતું એટલે તેણે ઉઠી પથારી પાથરી અને તેમાં સુવાની તૈયારી કરવા માંડી તેને વિચાર આવ્યા" ધારો કે નલિની મળી પણ તેથીએ હવે શું ? કહે છે કે હિંદુશાસ્ત્રાનુસાર હિંદુસંસારમાં એક વિધવા પુનઃ પરણી ન શકે એટલે મારીને તેની વચ્ચે મોટી દિવાલ રૂપ એ રૂઢિ છે. હું તેને કાંઈ પુત્રીવત્ ચાહતો નથી ! ત્યારે શું એક પુરૂષ કોઇ સ્ત્રીને ચાહતો હોય, સ્ત્રી તે પુરૂષને ચાહતી હોય તો બસ ! તે સ્ત્રીની સંમતિ વગર ગમે તેને–ચાહતી નહોય તેને પણ પરણાવી દેવી એ હિંદુશાસ્ત્રમાં લખેલું છે ? શું તે સ્ત્રીને જીવતે મુવા જેવી નથી બનાવાતી ? શું સામા પુરૂષનું જીવન ખતમ નથી કરી દેવાતું ? રે, હિંદુશાસ્ત્ર તો શું પણ કોઈએ વિચારશીલ પુરૂષ એ બિનાને સંમત થતું નહિં હોય. પણ મારી બાબતમાં તેવું બન્યું છે. જો હું તેને પરણ્યો હોત તો શું આવું એકાન્ત જીવન ગાળત ? આવો દુનિયાંને તદ્દન નિરૂપયોગી બનત ! નહિંજ, તો સારા ભવિષ્યની આશા આપનારા આવા કેટલાએ યુવાનોને મનપસંદ સ્ત્રીઓ ન મળ-

વાથી દુઃખી જીવન ગાળવું પડતું હશે? કેટલાએ કમનસીબ યુવાનો એવી હિંદુરૂઢીને અને એવાં માબાપોને શ્રાપ ઉપર શ્રાપ આપતા હશે! મન પસંદ લગ્નોની આવશ્યકતા શું તેમને નહિં જણાતી હોય? હશે, મને શું? મારૂં જીવન પુરૂં થયું છે. મારે કાંઇ લેવા દેવા નથી. ઈશ્વર મારા જેવું દુઃખ અન્યને ના આપીશ એ મારી તને વારંવાર પ્રાર્થના છે.

હું જાઉંછું, હું જાઉંછું ત્યાં આવશો કોઈ નહિં,
સો, સો દિવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઇ નહિં. (કલાપી.)

પણ નલિની ભલે ફાવે એમ કરે. એમ હું ઇચ્છું છું. સ્વર્ગમાં વા દ્વિતીય જન્મે તે મળે એમ હું ઇચ્છું છુ. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિ." તે સૂતો આશરે પોણો કલાક વીતિ ગયો હશે એમ તેને લાગ્યું. જરા બેચેનીની અસર લાગવા માંડી ત્યાં એકદમ બારણું ખખડ્યું "કોણ હશે?" "અપરિચિત પણ પરિચિત!" "અરે આ સાદ તો જાણિતો છે?" તેણે બારણું ઉઘાડ્યું. કોઈ સ્ત્રી હતી. હાથમાં એક ધોળી સુંવાળી ચીજ હતી. "આ લ્યો તમારી પ્રિય વસ્તુ!" તુર્તજ તે ચીજ હેઠળ મુકાઈ, "આતો મારો નલિન" બાઈને પણ ઓળખી હોય તેમ લાગ્યું? "તમે-તમે નલિની તો નથી!" "હા પ્રભુ, હું તેજ અભાગિની નલિની!" તેણે નલિનને લઈને તો અતિશય વ્હાલથી ચુંબન કર્યું પણ નલિનીપર તેને શો અધિકાર હતો? તે જોઈ જ રહ્યો નલિની અંતે બોલીઃ "કુલીનચંદ્ર, હું તેજ અભાગિની દુઃખીઆરી નલિની છું કે જેના પિતાએ તમને મને ન પરણાવી ૧૩ વર્ષથી હું જે મૂર્તિનુ હરનિશ રટણ કરતી હતી તેને જોવાને આજ હું ભાગ્યશાળી નીવડી તે માટે પ્રભુનો આભાર માનુંછું. મારાં બળાત્કારે લગ્ન થયા પછી શું હું સુખી હતી? ના, નહોતી. એકજ વર્ષમા તે મરી ગયા તે કેવા હતા? જેવો કસાઈ ગાયને લાગે છે તેવા! જેવો કાળ મનુષ્યને લાગેછે તેવા! તેમણે મને દુઃખ દેવામાં, માર મારવામાં, પુષ્કળ અસહ્ય કામ કરાવવામાં, ઘરની બહાર પગ ન મૂકવા દેવામાં, નાતજાતનાં સંબંધિઓનું મુખ ન જોવા દેવામાં બાકી મુકી નથી! પણ મરણ થયા પછી તેમનું ભૂડું બોલવું એ તે મરનારને અન્યાય કરવા જેવું છે. મારા ધર્મથી ઉલટું છે. મારે બાળ વિધવાને કોઇનો આશરો નહે તો. માતા પિતા પણ પરવાર્યા હતાં; એટલે એક કન્યાશાળામાં મહેતીજી તરીકે અત્યાર લગી જીવન ગાળ્યું છે. પાસેના ગામમાં થોડા વખત ઉપર મારી બદલી થઈ ત્યારે મેં સાંભળ્યું કે તમો અહિં રહોછો. તમારા બાળપ્રેમની ચીણગારીઓ મારા હૃદયમાંથી ગયેલી ન હોવાથી હું મારા મરનાર પતિને અન્યાય કરતી હતી તથાપિ તમારા વિચારો, કુલીનચંદ, મારા હૃદયમાંથી ખસ્યા નહોતા, કેમે કરી ભુંસાયા નહોતા એટલે તમને મળવાને તે દિને પ્રખર તાપમાં હું આવતી હતી ત્યારે આ તમારૂં કુરકુરીઉં ઘાયલ થવાનો પ્રસંગ મે જોયો. તે તમારૂં છે એ ખાતરી મને થઈ. તમારી સેવા બજાવવા આ બચ્ચું મેં લઈ લીધુ તેના ઘા ધોઈ સાજું કર્યું. આજે તે તમને આપવા લાવી છું. પ્રભુ, તમારૂં સારૂં કરો! એક લાંબી હાય મારી કપાળ ફૂટી કુલીનચંદ્ર પથારીમાં પડ્યો.

લાચાર હાય ! નલિની હું: હિંદુ રૂઢિ મુજને નડે,
પણ પ્રેમ મુજ તુજમાં રહેલો કોઇ કાળે શું જશે ?

"નલિની ! નલિની ! તારે માટે વધુ ઉદ્દગારો કાઢવાની હવે મારામાં શક્તિ રહેલી નથી, પણ અંતમાં તારા મારી ઉપરના હજુ સુધીના સ્નેહના બદલામાં એકજ કાર્ય કરૂં છું, મારા વગર તારૂં જીવન કારૂં તો થશે; પણ તેમાં મારો ઉપાય નથી. મને ખડીઓ, કલમ ને કાગળ આણી આપ. નલિનીએ તે આણી આપ્યાં. શું તમારૂં જીવન બચાવી શકો તેમ નથી ?" "ના" કુલીને પોતાનું સર્વસ્વ બેંકમાં મુકાયલું ધન, ખેતરો વગેરે નલિનીના નામ ઉપર ચઢાવી આપ્યાં, પોતાની સહી કરી મિતિ વગેરે નાંખી નલિનીને તે પત્ર આપ્યો. "બસ્ જાઉં છું. નલિની પ્રભુ તારૂં સારૂં કરો. મરતી વખતે મને એજ આનંદ થાય છે કે અંતે તું–મને વિચારતી, મારીજ રૂબરૂ છે. નલિની ! હિંદુશાસ્ત્ર વિરૂદ્ધનું પણ મને મારા અવસાનકાળે પણ અત્યંત આનંદ આપનારૂં એકજ કાર્ય તું નહિં કરે ? કૃપા કરી તારો પવિત્ર હાથ આપ મારો નલિન પણ મને આપ. દુઃખી હૃદયે નલિનીએ હસ્ત આપ્યો. કુલીને પોતાનો સ્નેહ તેપર કોર્યો. બદલમાં તેણે પણ તેમ કર્યું; અને અંતે બિચારા નલિનને પણ બચ્ચીમાંથી બાકી ન મૂકી એક અભાગિની બાળાને સદાને માટે વધુ અભાગિની, વધુ દુઃખી કરી કુલીન સદાને માટે પાથરેલી પથારીમાં ઉંઘી ગયો, આ સંસાર છોડી ચાલ્યો ગયો !

---

## ભાઇનો પ્રેમ.

લેખક:—શ્રીયુત " MEHTA. ( બી. એ. ) પ્રાંતીજ.

૧.

ટોપીવાળાની ચાલને બીજે મજલે 'સુંદરી સુબોધ' નો અંક વાંચતી મીસ પીરોજ એક જુની પુરાણી ખુરશીપર બેઠી હતી. હાથમાં માસીક હતું ખરૂં ને જોકે તેની દૃષ્ટી માસીકના ખુલ્લા પાના પર હતી પરંતુ તેનું ચિત્ત કંઈ ઓરજ વિચારમાં ગુંથાએલું જણાતું હતું.

ઘડી ઘડીવારે પરવાળા સમાન નીચલા ઓષ્ઠે આંગળી લગાવી મીનીટના મીનીટ સુધી એકીટશે સામી દીવાલપર જોઇ રહેતી. તે વખતે ઉપલો મજલો હમણાંજ તુટી પડવાનો હોય તેવી ગંભીર અને ગભરાએલી મુખમુદ્રાએ જોઈ રહેતી હતી.

પ્રિય વાંચક ! ખરેખર તે વિચારગ્રસ્તજ હતી. કારણ આ દુનિયામાં ત્હેનું કોઈ હતું નહીં. ન્હાની ઉમરમાં અનાથાશ્રમમાં ઉછરી-ઉમર લાયક થતાં પોતાની જાતેજ ગુજરાન નભાવવાની ભાંજગડમાં પડવું પડયું હતું.

વાડ વગર વેલો ચડતો નથી. તેમ ગરીબ પીરોજને ઉપર આભ અને નીચે ધરતી હતી. અનાથાશ્રમમાંથી છૂટી પડી ત્યારે ત્હેને એક માસનું ખર્ચ મળેલું તે ખતમ થતાં અવલ પોતાના ગુજરાનનું સાધન શોધી કહાડવું જોઇએ નહીતો છેવટ ભુખે મરવા વખત આવે. આ સ્થિતિમાં નોકરીને માટે ઘણાં ફાંફાં માર્યા પણ જ્યાં જાય ત્યાં પૂર્વની સ્થિતી સાંભળી વિવેકથી નકારમાંજ જવાબ મળે અને કેટલેક ઠેકાણે તો અવિવેક અને તોછડાઈથી રૂખસત મળે. એકે દિશા સુજતી નહોતી. તેવામાં એક દિવસ સાંઝના એક સદ્દગૃહસ્થ દેખાવના પારસીએ તેની કોટડીમાં દેખાવ દઈ પોતે નવી નાટક કમ્પની

કહાડવાના છે તેમાં માસીક વીસ રૂપીઆના પગાર અને ખાધા ખર્ચ આપવાની ઓફર કરી. એક તરફ નાટકનો અણગમતો અને અનિશ્ચીત ધંધો અને બીજી તરફ ભુખમરો એ બે વચ્ચે ગમે તેવો પણ ધંધો અંગીકાર કરી નિર્વાહ કરવાની પસંદગી પીરોજને કરવી પડી હતી.

હમણા આ કમ્પનીના માલેકોએ કમ્પની તોડી નાખી હતી અને સીનેમેટોગ્રાફના તમાશાએ નાટકના ધંધાનો નફો છીનવી લેવાથી પીરોજ કેટલાક વખતથી બેકાર હતી. તેની ટુંકી મુડી ખુટવા આવી હતી અને આજની ત્હેની ચિન્તાનું કારણ તેજ હતું.

કાંઇક બબડી. પુનઃ વાંચવાનું શરૂ કીધું પરંતુ શું વાંચે છે તે ત્હેનેજ સમજણ પડે નહીં એટનામા પાડોશીના નોકરે સાંજ વર્તમાન પહોચાડયું તેમાંથી સર્વથી પહેલાં "જોઇએ છે" ની નીચેની જાહેર ખબરો વાચતાં તેમાં એક નવી કમ્પનીમાં નાઇકાના પાત્રને માટે માગણી હતી. તુરત, મોડું થયું હતુ, છતાં તેના એજંટને ત્યાં જવા તૈયાર થઇ એજંટે પીરોજની ટુંકમાં પરીક્ષા લઇ પાસ કરી નોકરીમાં રાખી. આ કમ્પની તુરતજ બહાર ગામ જવાની હોવાથી બીજેજ દિવસે પોતાનો સરસામાન લઇ પીરોજ કમ્પનીના માણસો સાથે સુરત ઉપડી ગઇ.

૨.

પીરોજ ઉતમ પ્રકારની નાટકકાર ન્હોતી. પરંતુ કમ્પનીના બીજા માણસો કરતાં પોતાના કામમાં વિશેષ નિપુણ હોવાથી બધા એકટરો ત્હેના તરફ ભાવ અને માનની લાગણીથી જોતા હતા. અને મેનેજરે પણ ન્હેને એક સ્વાંગ કોટડી રહેવા માટે આપી હતી. ત્યાં પોતાના ફુરસદના વખતે સારાં નૉવેલ અગર માસિકો વાંચવામાં નિમગ્ન રેહેતી હતી. આ કમ્પનીમાં બીજી સ્ત્રી એક્ટ્રેસોમા નામે નવરોઝ, દીના ડમરી અને મણીગવરી એટલાં હતાં છતાં તેઓ અને પીરોજની રહેણી ઘણી જુદીજ હતી. પીરોજ નાટક કમ્પનીમાં રહેવાથી સ્વભાવિક રીતે જરા વાચાળ થઇ હતી, અને સ્ત્રી વર્ગની સાહાજીક અને પ્રાસગિક ભિતિ રહીત હતી છતાં તે પોતાની સાથેના માણસો સાથેજ જળકંમળ વત્ રહેવાથી સંસર્ગ દોષ તેને લાગ્યો નહોતો અને એક નાટકકારની જીંદગીમાં સ્વાભાવિક ગણાતા દુર્ગુણો તેનામાં દાખલ થયા ન્હોતા 'એમપ્રેસ' લગભગ પદર દિવસથી પોતાના ખેલ કરી રહી હતી. તેવામાં એક શનિવારની રાત્રે પોતાનો "રૂસણી"નો પાટ ભજવતાં સ્હેજ નજર આરચેસ્ટ્રા પર પડતાં પીરોજે એક પારસી બિધવા અને તેની સાથે બેઠેલા જુવાનને પોતાના તરફ ટીકી ટીકીને જોતા જોયાં.

પીરોજ પોતાનું એક ઘણુંજ સુંદર ગાયન 'વન્સમોર'ની બુમો ને તાળીઓના ગગડાટ વચે ખતમ કરીને વ્હીંગમાં ગઇ ત્યાં સુધી આ જોડાંની નજર ત્હેના તરફજ ચોટેલી હતી.

પારસી બાનુ આધેડ ઉમરની હતી. હજુ પણ ત્હેની જુવાનીની ખુબસુરતીની ભભક ત્હેના ચહેરા ઉપર દેખાતી હતી. જુવાન સ્હેજ સુનેરી ફીકા રંગનો આશરે પચીશેક વર્ષની વયનો હતો ત્હેના હોઠ પાતળા અને આંખો સ્હેજ ઝીણી હતી. બાઇના ચ્હેરા ઉપર કઇંક ઉદાસિનતા છવાયેલી હતી. અને જાણે તેનુ પ્રતિબિમ્બ ત્હેની સાથે બેઠેલા જવાનપર પડતું હોયની તેમ તેની મુખમુદ્રા પણ ખિન્ન જણાતી હતી.

પીરોજે આ જોડાંને લગભગ આ પછીના દરેક ખેલમાં તેજ જગ્યાએ બેઠેલાં જોવાં માંડયાં.

એક શનિવારે બીજા અંકનો ડ્રોપસીન પડયા બાદ પીરોજ પોતાની કોટડી તરફ જતી હતી તે વખતે ત્હેણે ત્હેની બીજી સહચારણીઓને ગુંચળું વળી વાતમાં ગુંથાએલી જોઈ. તેમને વટાવી આગળજતાં મણીએ એકદમ રોકી.

" કેમ–પીરોજ એમ ઘુવડની માફક મુંગી મુંગી જાય છે કયાં ? " મણીએ આવકાર આપ્યો. પીરોજ આ ત્રિપુટીની સાથે બહુ ભેળાતી નહોતી.

" કેમ બ્હેન–હું જરા ડ્રેસીંગ રૂમમાં થઈ કોટડી તરફ જાઉં છું."

" મરેરે–એને માનસનું મ્હોડું ગમેચજ કહાંરે ? " નાજાં છેડાઈ પડી.

" પન પીરોજ ! હમે ત્હારીજ રાહ જોઇને ઉભાં છીએ અને ત્હને કાંઈ પૂછવાનું છે. સમજી ? " દીનાએ ઠાવકાસાથી વાત ઉપાડી. દીનાના હાથમાં એક કાગળનો ટુકડો હતો તેમાં કાંઇ લખેલું હતું તે બતાવી તેણે પીરોજને પુછયું.

" કેમ પીરોજ–આજખેલ ખલાસ થએ અમારી સાથે આવશે કે ? મેનેજરે હમુને રજા આપીચ " " પણ કહેશો ? જવાનું કયાં છે ?"

" જો આ વાંચ " કહી દીનાએ ત્હેના હાથમાં કાગળ આપ્યો.

કાગળ બહુ ટુંકો હતો. અને કાચા અક્ષરે લખેલો હતો. પીરોજે વાંચ્યો.

મીસ દીનાડમરી–મીસ નાજાં નવરોજ, મીસ મણીગવરી અને મીસ રમણી નીચે સહી કરનાર અને ત્હેના મિત્રો માણેક મસાણી–જહાંગીર જમસી અને હસન હમાલને તેઓની હાજરીથી મીજલસ આરાસ્તા કરી આભારી કરશે- ખેલ ખતમ થએ વિક્ટોરીઆ ડ્રેસીંગ રૂમના દરવાજે હાજર રહેશે.

સુંદરદાસ ઠાકરશી અરોલીયા.

"સમજી આયે માનસ મેનેજરનો જાની દોસ્ત છે. તેણે રજા મેળવી છે. હવે તને કાંઇ ગળામાં ખુંચેચ, કે ? " નાજાંએ પુછયું ?

પીરોજ કાંઇજ બોલી નહીં. પણ થોડીક્ષણ બાદ માથું હલાવી નકારમાં જવાબ જણાવ્યો. ત્રણે છેડાઇ પડી અને નાજાં જીભપર કાબુ રાખી શકી નહીં.

" કેમ અલી સાની સીતા ! તું સગલાંની ખુશબકતીમાં પાની નાખેછ. કેમ ! સુનમુન ખોલીમાં પરી રહેસે ના તો જન્મારો કુંવારીજ રહેવસ અને બુઢી થઈ કે પછી કોઇ ભાવ પુછવાનું નહીં. સમજી ? હળતાં મળતાં રહેવાથી કાંક કોયું ગોથવાઈ જાય."

" નહીં રે બ્હેન–હુતો મ્હારી આજ જીંદગી જયમ ત્યમ ગુજારીશ. તમારી મજા તમને મુબારક. " પીરોજે સાફ કહી દીધું.

ત્રણે ગુસ્સે થઇ અને કાંઈ બોલવા જાય એટલામાં બ્હીંગમાંથી નોકરે બુમ મારી. " મીસ-રમણી " એટલું કહી પીરોજના હાથમાં એક સાદું પાકીટ મુકી ચાલતો થયો. ત્રણેની ઈન્તેજારી તે જોવાની થઈ પણ પીરોજે દ્રઢ કલેજે તે પાકીટ પોતાના ખીસ્સામાં સેરવી દીધું.

મણીએ વાંચવાને પીરોજને વીનવી–પણ પીરોજે કાંઈ ઉત્સુકતા બતાવી નહીં. એટલે ટકોર કરી.

" જોયું દીના ! આ પીરોજ બાઇતો કાંઈ જુદીજ વેતરણમાં જણાય છે. મોળું કહીતો દાંત પાડે. "

" પીરોજ કહેતો ખરી-લગનની મીજલસમાં અમુને નોતરીસ તો ખરીને ? " દીનાએ ટકોર કીધી.

" મુંગી મર દીના-એતો " ફેશનેબલ " વેડીંગ " થવાનું. ત્યાં આપણા જેવી નાટકના તકતાપર નાચતી નાજની-તેને જોઇને પણ પીટલાં શરમાવાની. કાંઇ નહીં. જરા તારો આ નવ જવાન અમુને બતાવજે તો ખરી " પીરોજ. "

પીરોજે જવાબ આપ્યા વગરજ રસ્તો લીધો અને પાછળ ત્રણના સાથે હસવાનો અવાજ ત્હેને કાને આવ્યો.

૩

ત્રીજો અંક ખલાસ થયો. ડ્રેસીંગ રૂમમાં પોતાનાં નાટકી કપડાં બદલી પીરોજ પોતાની કોટડીમાં ગઈ અને દરવાજો બંધ કરતાં તેની સહીએરો હસતી હસતી જવાનો અવાજ તેને કાને આવ્યો. હવે તેણે પાઉડર પેઈન્ટ ધોઇ નાખ્યો. સાફ થઈ પેલો પત્ર કહાડ્યો અને વાંચ્યો.

મીસ રૂમણી-કાલે વિક્ટોરીયા ગાર્ડન્સમાં બાવલા પાસેની બાંકપર મ્હને મલસો તો આભારી થઇશ. ખાસ મળવા વિનંતી છે. હું બરાબર પાંચ વાગે આપની રાહ જોઇસ.—

લી. **ઓરચેસ્ટ્રામાં જોએલો પારસી.**

પત્ર વાંચી પીરોજ સ્હેજ ગુંચાઇ-આ પત્રનો અર્થ શું ? જવું કે ના જવું ! આ પ્રશ્નો એક સાથે ત્હેના મનમાં ઉદ્દભવ્યા પરંતુ આખર કુતુહળને ખાતર પણ આ જવાનને મળવું તો ખરૂં. એવો નિશ્ચય કર્યો. જાહેર જગ્યાએ, અને લોકોને ખાસ ફરવા જવાના વખતેજ મળવાનું રાખેલું તેથી બીજો કાંઇ ખોટો સંશય તો પીરોજને થયો નહીં.

એક સ્ત્રીજાતીને એકલાં નાટક કમ્પનીમાં રહેવું અને ત્યાં પોતાના સદ્દગુણો અને સદ્દવર્તન સંભાળવું એ ઘણું મુસ્કેલ કામ છે. માર્ગમાં લાલચો ઘણી છે. અને સદ્દબુદ્ધિ આપનાર કે લાલચનો ભોગ થતાં બચાવનાર ભાગ્યેજ મળે છે. કમ્પનીના આશ્રયદાતા ઘણે ભાગે પૈસાદાર કુટુમ્બના લાડમાં ઉછરેલા કુળદિપકો હોય છે. અને ઘણી વખત તેઓ વ્હીંગમાં બેસવાનો હક પ્રાપ્ત કરે છે. અને મેનેજરની સાથની મોહોબત અને પૈસાના મદમાં અનેકવાર નાટકકાર સ્ત્રી અથવા ન્હાની વયનાં છોકરાં શરૂઆતનું અડપલું કરવાનું જોખમ ખેડે છે. અને જો તેમાં થોડી ઘણી ફતેહ મેળવે છે તો પછી તેઓને આડે માર્ગે દોરી તેમની જીંદગાની ધુળમાં મેળવવા ચુકતા નથી.

આવા સંજોગોની વચ્ચે પણ ગરીબ પીરોજે પોતાને ઉન્હો વા પણ વાવા દીધો ન્હોતો. હજુ તે શુદ્ધ અને સાત્વિક હતી જોકે ઉદરનિર્વાહની ખાતર ધંધો અખત્યાર કરવો પડ્યો હતો પણ તેની બદીને પોતાથી સોવાર દુર રાખતી હતી.

રવીવારના સાડાચારવાગે પીરોજ બહાર જવાને માટે નીકળી ને દીનાએ જોયું.

'જાને પીરોજ-વ્હેલી આવજે અને તાગ અદરાયાના રૂડા સમાચાર લાવી હમુને અચંબામાં ગરકાવ કરજે ! બ્હેન ! તને હું ફતેહ ઇચ્છું છું. " દીનાએ આશિર્વાદ આપ્યો.

પીરોજ હસી. પણ જવાબ આપ્યા સીવાય થીએટર છોડી એક ભાડુતી ગાડી કરી બરાબર પાંચ વાગ્યે વિકટોરીયા ગાર્ડન્સમાં જઇ પહોંચી.

ત્હેને બોલાવનાર ગૃહસ્થને શોધી કહાડતાં વાર લાગી નહીં. તે જુવાન મુકરર કરેલી જગ્યાએ વિચારમાં લીન થએલો બેઠો હતો. પીરોજે પાસે જઈ 'સાહેબજી' કરતાંની સાથે તે પોતાની વિચારગ્રસ્ત સ્થિતિમાંથી જાગૃત થયો. થોડીવાર બન્ને મુંગા રહ્યા. પણ છેવટે તે જુવાને ચુપકીદી તોડવા પ્રયત્ન કર્યો.

" માફ કરજો મેં તમુને—તસ્દી આપી. જોકે—જોકે તેનાથી કાંઈ અર્થ સરે તેમ લાગતું નથી. પરંતુ...હું માંયજીને કહેતો હતો. વારૂ પણ મ્હને માફ કરજો " •

તેણે કહ્યું. ત્હેનાથી કહેવાયું.

પીરોજ કાંઈ સમજી નહીં પરંતુ તેને લાગ્યું કે આ માણસ ગભરાએલો છે. એને કાંઈ કહેવું છે. પણ શું કહેવું. અથવા કહેવું કે નહીં એ નિશ્ચય પર આવ્યો નથી. એક વાતનો તો નિશ્ચય થયો કે દીનાએ કરેલી ટકોર જેવો કાંઈ પ્રસંગ નથી. આ સ્થિતિ વધારેવાર ટકાવવી એ નકામો વખત ગાળવા સરખું છે એમ જાણી પીરોજે સૂચવ્યું—

"જો આપને હરકત નહીં હશે તો આપણે અહીં ફરતાં ફરતાં વાત કરીએકે કાંઇક કસરત મળે. " તે જુવાન એકદમ ઉઠયો. બન્નેએ ફરવા માંડયું અને પીરોજે વાત ઉપાડી.

" હું સમજુ છું કે તમારે મ્હને કાંઈ કહેવું અથવા પુછવું છે. જે કહેશો અથવા પુછશો તેનો નીખાલસ જવાબ હું તમને આપીશ. એટલુંજ નહીં પણ તે વાત ત્હમે અને હું બેજ જાણીશું તે બદલ બે ફીકર રહેજો. "

" હા ! મારે તમને તસ્દી આપ્યા બદલ ખુલાસો કરવો જોઈએ એમ હું સમજું છું. ખરેખર માંયજીની જીદ્દ શિવાય બીજું કાંઇ કારણ નથી. જો તેવણ રહેજ વિચાર કરતાં હોય તો તેવણના જીવને પણ નિરાંત રહે. "

" વારૂં પણ તેમાં હું સ્હમજી નહી"

" મ્હને તમને હકીકત કહેતાં કાંઇ વાંધો જણાતો નથી. એક કુટુંબની ન ઇચ્છવા જોગ હકીકત મારે તમને કહેવાની છે. મુંબાઇમાં ત્હમે જાણીતા બારીસ્ટર રૂસ્તમ શેઠનાનું નામ સાંભળ્યું હશે તેજ હું પોતે છું. અને મારી સાથે ઓરચેસ્ટ્રામાં બેસતાં હતાં તે મારા માંયજી છે. મ્હારે એક બ્હેન છે. હતી એમ કહેવું વધારે દુરસ્ત ગણાશે. તે આજ ચાર વર્ષથી ગુમ થઇ છે. મારાં માંયજી ધારે છે કે સંગીત અને વાદ્યના હદ ઉપરાંત શોખને લઈને વખતે સ્ટેજ પર જીંદગી ગાળવાનું પસંદ કર્યું હોય. અને જ્યારે તેણે ત્હમને જોયાં ત્યારે ત્હમે શીરીન છો એવું માની ત્હમને તેની પાસે તેડી જવા મ્હને બોહોંસ કરી. શીરીનને વિસારે પાડવા મ્હેં જેટલી મેહેનત ઉઠાવી તે બધી છુટી પડી છે. હું ત્હેમને કોઈ રીતે ઓછું આવવા દેતો નથી, છતાં આખો વખત જંખના શીરીનની કર્યા કરે છે. ત્હેમની આ ગમી વિસારે પાડવા માટે મ્હેં મારો ધીકતો ધંધો છોડી દીધો છે. છતાં તે બધું હાલતો નિરર્થક ગયું છે. મ્હેં તેઓને ખાત્રી આપી હતી કે ત્હમે શીરીન નથી. છતાંએ ત્હમને મળવા માગે છે. એ ત્હેમની ખોટી જીદ્દજ છે. પણ હું ત્હેમને હવે કહીશ કે મેં ખાત્રી કરી છે કે ત્હમે શીરીન નથી. ત્હમને ખાલી તસ્દી આપવાની જરૂર નથી.

" હું ત્હમારાં માંયજીની આ સ્થિતિ માટે દીલગીર છુ. ખરે હું શીરીન નથી. છતાં હું તેવણુની પાસે આવીશ અને મ્હારાથી બનતો દીલાસો આપીશ" પીરોજે સહૃદયતા બતાવી.

નહીજી–એ તકલીફ લેવાની કાંઈ જરૂર નથી. હું ત્હેમને સઘળું કહીશ" રૂસ્તમે કટાણું મ્હોં કરી ટુંકું પતાવવા પ્રયત્ન કર્યો.

" મી. રૂસ્તમજી–ઓના મનની સ્થિતિ ઓજ જાણે છે, અને તેનું સમાધાન પણ ઓજ કરી શકે છે. હું ત્હેમાં કાંઈ તકલીફ ગણુતી નથી "

" રૂસ્તમે કચવાતા દીલે પીરોજની દરખાસ્ત કબુલ કરી.

જોત જોતામાં વખત તો વહી ગયો. નતો પીરોજને જણાયું–નતો ડોશીને જણાયું. ડોશીએ તો પીરોજ તેની દીકરીજ જાણે હોય તેમ ગાંડાં ઘેલાં કહાડવાં માંડયાં. ત્હેનો જીવ પ્રફુલિત થયો. એટલામાં મ્હા આવી અને બીજી તરફથી બારીસ્ટર સાહેબ પણ અપ-ટુ-ડેટ ઈંગ્લીશ ફેશનનાં કપડામાં સજ્જ થઈ આછી પાતળી મુછોને આમળતાં આમળતાં બીજે બારણેથી પધાર્યા. પોતાનાં માંયજીને પીરોજ સાથે આટલાં બધાં ફ્રી જોઈ ત્હેમના નાકનું ટીચકું કાંઈક ચડેલું જણાયુ. પણ ત્હેણેતો જાણે ત્હેમના સામુંજ જોયું નથી એમ ગણી ડોસી મા સાથે વાત ચાલુ રાખી. ડોશીએ પોતાના પનોતા પુત્ર તરફ જોઈ કહ્યું "જોની બેટા, એવણે મ્હને ખાત્રી આપી છે કે હું ગમે તેમ કરી શીરીનનો પત્તો મેળવીશ. હવે મ્હને ખાત્રી થાય છે કે મ્હારી દુઃખી દીકરી મ્હારો ઉમર ઓળંગી મ્હને કોટી કરશે. જરૂર કરશે."

"શું માંયજી–ત્હમે બી ઘેલાં કહાડોચ". મ્હેં આટલી તપાસ કરી ન્યુસપેપરમાં ખબરો આપી ! પ્રાઈવેટ ડિટેકટીવ રોકયા. તો પણ પત્તો નહીં મલીયો તે એવણુ કેવી રીતે શીરીનને સોધી કહડવાના છે જે ! ને કદી મળે તો ઓળખે બી કેવી રીતે ! બારીસ્ટર સાહેબે આકરો સવાલ પુછ્યો.

" માફ કરજો સાહેબ, ત્હમારાં બ્હેનનો ફોટો મ્હને માંયજીએ આપ્યો છે. ખરીવાત છે કે તેઘણો જુનો છે તો પણ આ ફોટો અને ત્હેમણે કરેલું વર્ણન ધ્યાનમાં રાખીશ તો હું હજારમાંથી એક ત્હેને તો પીછાણી કહાડીશ. આપ બેફીકર રહો "–પીરોજે લાગલું ટુંકું પતાવ્યું.

" અરે શું ત્હમે બી બેહુદાઈ કરોચ. મ્હને તો લાગેચ કે તે તો કોણ જાણે કયાંય રસ્તે પડી હોશે કે વખતે ન કરે ખોદા ને મરી બી ગઇ હોય. ભાઈએ બ્હેનનું હીત ચીંતવ્યું.

ડોશીનું તો મ્હોજ આ વાત સાંભળી ઉતરી ગયુ. એને તો મરી ગયાની વાત સાંભળી ગળે ડચુરો ભરાયો ને આંખો પાણીથી ભરાઈ ગઈ. પીરોજને દયા આવી ને હીંમત આપતાં કહ્યું.

" માંયજી આપ બેફીકર રહો. મ્હને ખાત્રી છે કે હું શીરીનને આપની પાસે જીવતીજ રજુ કરીશ." ડોશીને જરા ધીરજ આવી. ચાહ પુરી થઈ અને પીરોજે રજા માગી. ડોશી તેને ગળે બાઝી રડી પડી. અને ફરી અવારનવાર આવવા વિનવવા લાગી. પીરોજે ત્હેને શાન્ત પાડી ચાલવા માંડયું એટલે રૂસ્તમજી શેઠે સાથે આવવા રહેજ મ્હોં ઉપરનો વિવેક કર્યો અને પીરોજે તેટલાજ માનથી ઉપકાર સાથે " જરૂર નથી " એમ જણાવ્યું અને રસ્તો માપ્યો.

૪.

આજ સુરત છોડવાને ચાર મહીના વીતી ગયા છે. જે કમ્પનીમાં પીરોજ રોકાઇ હતી તે ભાગીદારોમાં તકરાર પડવાથી તુટી પડવાને મહીના ઉપરાંત થઇ ગયું છે. અને પીરોજની ટુંકી બચત પુરી થવા આવી છે. કારણ ત્હેનાં મળતા પગારમાંથી દરમાસે અડધી રકમ ખેરાતમાં કહાડતી હોવાથી બચત બહુ થોડી રહેતી. "સાંજ" "જામે" અને "સમાચાર"નાં "જોઇએ છીએ" નાં કોલમો વાંચી વાંચી થાકી ગઈ. પણ કાંઈપત્તો લાગ્યો નહીં. મુંબઈમાં તે વખતે ખેલ કરતી બધી કમ્પનીઓના મેનેજરો અને ડાયરેક્ટરોને મળીને માથાકુટ કરી છેવટે નિરાશ થઈ બેઠી. પણ જેમ દિવસ જતા ગયા તેમ તેમ ત્રીજોરીનું તળીયું સાફ દેખાતું આવ્યું. છેવટે એક પછી એક ફરનીચરને પણ પગ આવવા લાગ્યા. હાથે પગે થઇ ગઇ. મુંબઈ જેવા સમૃદ્ધિવાન શહેરની અંદર જ્યાં લાખોનું પોષણ થાય છે અને હજારો ધનવાનોની લક્ષ્મી ગાડે ગાડે રંગરાગ અને આત્મપ્રતિષ્ઠામાં લુંટાય છે તેવા શહેરની વચ્ચે ધંધો કરી કમાવાની દાનત છતાં વસીલા વગર અને ઈશ્વરના ડરને લઇને ભુખે ટાંટીઆ ઘસી મરી જવા વખત આવી લાગ્યો. હવે એક રસ્તો રહ્યો નહોતો. થાકી હારી, છેવટ એકથી વધારે વખત માગણી કરી હતી, ત્યાંજ ફરી પણ ગમે તે પગારે નોકરી મેળવવા પ્રયત્ન કરવા નીકળી. નાટકનો ધંધો કર્યો એટલે સમાજને મનતો તે હલકી ગણાઇ એટલે સારા કુટુંબમાં નોકરી શોધતાં પ્રથમ નોકરી નાટકની સાંભળતાં જ પાણીચું મળતું હતું. તેથી નાટક શિવાય બીજો રસ્તો રહ્યો નહોતો.

સ્હાંજનો વખત હતો. હજારો માણસો કોટમાંથી પોતાના ઘર તરફ પ્રયાણ કરતા દૃષ્ટિએ પડતા હતા. જ્યારે લક્ષ્મીના પુત્રો ગાડી ઘોડે કે મોટરોમાં ફરતા નજરે પડતા હતા, ત્યારે એવા લક્ષ્મીના લાલોને પોતાના પસીનાના ટપકે પૈતરૂં કરી કમાઈ આપનારા બીચારા ટાંટીયા ઘસતાં ઘેર જતા હતા. પારકે પૈસે આનંદ કરનારા શેઠીઆઓની મોટારના "પફ્ પફ્" અને વિકટોરીયા કે બ્રોગામના "બજું" "ઓઈસ" "જાનેવાલે" અને બીજા અવાજને લઈ કાન પડે સંભળાતું નહોતું. આ બધા વૈભવ વચ્ચે "એ માબાપ" આ ગરીબ લુલાના સામું જોજો" "શેઠ બને આંખે અપંગ છે." ઈશ્વર તમને ઘણું આપશે. દયાળુ શેઠ એક પૈસો આપો" અને એવી રીતે ભીન્ન ભીન્ન રીતે ભીખ માગવાના મંત્રોનો ઉચ્ચાર સંભળાતો હતો. પણ તે સાંભળવા ઈશ્વરે ફક્ત વૈતરૂં કરનાર મધ્યમ વર્ગનેજ કાન આપ્યા હતા. શેઠીઆની શ્રવણેન્દ્રિયતો તેમના વાહનના અવાજે કરીને આવી યાચનાઓ સાંભળવામાં બહેર મારી ગઈ હતી. તેઓના કાન તેમણે "ગોહર" કે નની"કે "મીઠી" કે "જીનત"ને ત્યાં ગીરો મુકયા હતા. રહ્યા સહ્યામાંથી બડેખાંમાં ખપાવી શકે તેવા અધિકારીઓને ત્યાં કબજાગીરો મૂક્યા હતા. એટલે તે કાનના માલીકની શી કસુર?

આ ધમાલમાંથી મુસીબતે રસ્તો કાપતી કાપતી "ગેઈટી થ.એટરે" પહોંચી. મેનેજરને મળવા તેના દાદર ઉપર ચડી. આગળની કોટડીમાં જુએ તો ત્હેના જેવીજ બે ચાર ચીંથરે હાલ અબળાઓ અને પાંચ સાત છોકરાઓ મેનેજરના મુખદર્શનની આશાએ બેઠા હતા. પીરોજે વરધી કહેવરાવી. એક પછી એક મેનેજરની કોટડીમાં જઈ બેચાર મીનીટે પાછા વીલે મ્હોડે વળતાં તેણે પોતાનું ભવિષ્ય પણ પારખી કહાડયું. છેવટે ત્હેનો વારો આવ્યો. મેનેજર એક પાંત્રીશેક વરસનો ઈસ્ત્રી ટટ્ટુ વગર જરૂરના–શોભાના દાબડા-અરે મુલ્યા

ચશ્મા પહેરી એક આરામખુરશી ઉપર પડયા હતા. બાજુની ટીપાઇ પર પડેલા અસબાબપર નજર કરતાં તેઓ અત્યારે શુદ્ધ વિલાયતી સોમપાનના શુભ કામમાં રોકાયલા જણાયા. બાજુમાં ઉભો રહી એક ખૂબસુરત છોકરો પવન નાંખી રહ્યો હતો. પીરોજે જલ્દીને તુરત પોતાની અરજ ગુજારી. કેટલીકવારે બહુજ તકલીફ પડતી હોય તેમ ધીરેથી "દીલગીર છું. તમારે લાયક મ્હારે ત્યાં જગ્યા નથી." એવો નાસીપાસ થનારો જવાબ મળ્યો. પીરોજે છેવટે કહ્યું. મારે પગાર ભારે લેવાની માગણી નથી. મ્હને કોઈબી મ્હારો ગુજર થાય તેવી નોકરીની ઇચ્છા છે " અને તે બદલ મ્હારા કામથી હું સંતોષ આપીશ."
" દિલગીરછું-મીસ પીરોજ ! હું ત્હમારા નામ અને કામથી વાકેફ છું. ત્હમારા જેવી
" એક્ટ્રેસને ટુંકો પગાર આપવો એ ધંધાનું અપમાન કરવા સરખું છે અને મોટા
" પગારની લાયક જગ્યા છે નહીં. વળી"-મેનેજરે અધુરૂં વાકય મુકી પેગ મ્હોએ લગાવી.

"વળી શું ?" ત્હેણે પ્રશ્ન કર્યો.

" માફ કરજો મીસ પીરોજ ! પરંતુ મ્હારે કહેવું જોઇએ કે નાટકના ધંધા સાથે સ્વતંત્ર સ્વભાવ અને સરળ રહેણીને બનતું નથી. અને તે બન્ને તમે છોડી શકો તેમ નથી. પેગ ટીપાઇપર મુકતાં મુકતાં મેનેજર સાહેબે અધુરૂં વાકય પુરૂં કર્યું અને પીરોજે પણ રૂખ્સત લીધી. પરંતુ તે વખતની ત્હેના મનની સ્થિતિ અજબ હતી. એક તરફ નિરાશાની લાગણી સામે ભુખમરો અને બીજી બાજુએ ગુસ્સો. એ ત્રણેએ ત્હેને મનુષ્યની દુશ્મન બનાવી દીધી હતી. ત્હેને કાંઈ સુજ્યું નહી તે એક સાથે કેટલાં પગથીઆં ઉતરી તેની સુરતજ રહી નહીં. એક સ્થિતિમાંથી અચાનક જાગી. શું જુવે છે ? સામે ફૂટપાથ પર વિખરાયલા વાળે ધસમસતી આવતી એક અબળા સ્હેજ રસ્તે જનાર માણસનો ટલ્લો વાગતાં તુટી પડી અને તે જોતાંજ જાગ્રત થઈ ત્હેના તરફ દોડી ગઈ. બીચારી વયે યુવાન હતી. પણ શરીર બહુજ કૃશ થએલું. ચહેરો નિસ્તેજ અને આંખમાં ખાડા પડી ગએલા હતા. દુષ્કાળની અસર થએલાં દુકાળીઆના જેવી કાયા ગળી ગએલી હતી. સ્વચ્છ પણ ફાટેલ તુટેલ આછાં પાતળાં લુગડાંથી ઢંકાએલી હતી આ વખતે સ્હેજ અંધારૂં થએલું હતું અને ફુટપાથપર વસ્તી ઓછી થએલી હતી રડયા ખડયા કોઈ જનાર આવનાર સ્હેજ નજર નાંખી ચાલતા થયા હતા. પીરોજે જઇ તેનું માથું ખોળામાં લઇ પવન નાંખવા માંડયો. મ્હોંપર ફાનસનું અજવાળું પડતાં ત્હેને વીજળીના અસર થાય તેમ ત્હેનું હૃદય ધડકવા માંડયું. અને કાંઈક આનંદની લાગણી સ્ફુરી આવી. થોડીવારે પવન નાંખવાથી બાઈએ આંખો ઉઘાડી ઉપકારની નજરે ત્હેની સામું જોયું પણ ત્હેનાથી બોલાયું નહીં. થોડીવાર પડી રહી ઉઠવા પ્રયત્ન કર્યો, પણ ઊઠાયું નહીં. આસ્તે રહી ટેકો આપી ઉઠાડી પીરોજે પૂછયું. "કયમ બ્હેન, હવે ત્હમને ઠીક છે ને ? તમારાથી એકલાં જવાય ત્યમ નથી. હરકત ન હોય તો ત્હમને ત્હમારા મકાન સુધી પહોચાડી જાઉ."

જવાબને બદલે બાઇની આંખમાંથી ચોધાર આંસુ વર્ષવા માંડયાં. પીરોજે આશ્વાસન આપી પુછયું કે વખતે રીસાઇને કહાડી મુકવાથી ત્હેણે ઘર ત્યાગ કર્યુ હોયતો ત્હેને ઘેર જઈ સમાધાન કરી મુકી અવાય. છેવટે ત્હેણે જવાબ આપ્યો.

"બ્હેન ! હું નિરાધાર છું" ત્હેને પોતાના જેવીજ સ્થિતિમાં જોઈ પીરોજને તેનાપર અનુકંપા આવી. પોતાની દશા કાંઈ ત્હેના કરતાં વિશેષ સારી ન્હોતી. પણ હજુ

પીરોજને અને ભુખમરાને બે ચાર દિવસનો અંતર હતો ત્યારે આ્હીંતો તે બેસી ચૂકયો હતો. એવી અવસ્થામાં ત્હેને રસ્તા વચ્ચે રઝળતી મુકી જવાનું ત્હેને રૂચ્યું નહીં. ત્હેણે ત્હેને પોતાની સાથે આવવા સૂચવ્યું અને ત્હેણે સજલ નેત્ર એ માગણીનો સ્વીકાર કર્યો. એક દુઃખીની ઓરડીમાં બે દુઃખી ભેગી થઈ. રસ્તે ચાલતાં ત્હેણે કહ્યું કે પોતે પણ એક એક-ટ્રેસ હતી અને ગેઈટીથીએટર તરફ નોકરીની શોધમાં જતી હતી. તેના ઉત્તરમાં પીરોજે ખાત્રી આપી કે તે ક્ષેત્રમાં નિરાશા શિવાય બીજું કાંઇ છેજ નહીં. શીરીનની બોલવાની ઢબ અને વિવેક તથા સરળતાથી તે કોઈ ખાનદાનનું ફરજંદ છે એમ પીરોજને લાગ્યું. વાત કરતાં કરતાં મુકામે આવ્યાં.

૫

પ્રથમ દર્શનેજ પીરોજને વ્હેમ પડયો હતો ને ત્હેની સહીઅરે મ્હોં હાથ ધોયા. તે દરમ્યાન તેણે પોતાની પેટી ઉઘાડી ન્હાની જુની છબી કહાડી નીહાળી તો ત્હેનો શક ખરો જણાયો. ત્હેમનું લુખ્ખું ભોજન પુરું થતામાં તો પીરોજની ખાત્રી થઇ ગઈ કે આ બાઇ તે બીજું કોઇજ નહીં પણ પેલા બારીસ્ટર સાહેબે મુઈ ધારેલી ત્હેની બ્હેનજ હતી. પીરોજે શીરીનને પોતે ઓળખે છે તે ન જણાવતાં ત્હેની પૂર્વ સ્થિતિ સંબંધી પુછગાછ કરતાં જાણ્યું કે મુળથીજ આ બાળાને ગાયનનો છંદ હતો. ગર્ભશ્રીમંત કુટુંબની બાળાને બધી સવડ મળે છે તેમ શીરીનને સંગીત અને વાદ્ય શીખવવા માટે દરેક પ્રકારની સગવડ કરી આપવામાં આવી એક પારસી માસ્તર રાખવામાં આવ્યો. અતિ પરિચય અને ગાયનમાં શૃંગાર પ્રધાન હોવાથી આસ્તે આસ્તે હૃદયમાં ઓરજ ભાવનાનું પ્રાગટય થયું અને દિવસ જતાં દૃઢ થઇ છેવટે શીરીન પોતાના મનના માન્યા સાથે એક દિવસ અદૃસ્ય થઈ ગઈ આવી પ્રિતિનું જે સ્વાભાવિક પરિણામ આવે છે તેજ આવ્યું. જેનો સમાજે બહિષ્કાર કર્યો ત્હેનો સ્હેજે અંગીકાર કર્યો. સમાજ બહિષ્કાર કરે છતાં માતાનું હૃદય પોતાના બાલકનો બહિષ્કાર કરી શકતું નથી. પરંતુ માતા અને ભ્રાતાનાં હૃદયો પાછાં સરખાં હોતાં નથી. શીરીન ગયા પછી ડોશીએ શોધખોળ ચલાવી પણ પત્તો ના લાગ્યો. એટલામાં રૂસ્તમ બારીસ્ટર થઇને આવ્યો. અને મુંબાઇમાં ધંધો ચલાવ્યો. ત્હેને તેની માતાએ વિનવ્યો ત્યારે ત્હેનું આશ્વાસન કરવા શોધનો ડોળ બધો કર્યો પરંતુ આ "ના લાયક દુક્તિ" પ્રત્યે તિરસ્કાર શિવાય બીજી લાગણી ત્હેને ન્હોતી. શીરીનના કહેવાથી ત્હેને જણાયું કે રૂસ્તમ જાણતો હતો કે તે કયાં છે. કારણ કે શીરીનના પ્રિયતમની માંદગીમાં બેકાર થવાથી ભીડ પડતાં શીરીને ભાઈની મદદની યાચના કરેલી. પણ એક અદના ભીખારીને ભીખ આપવા માટે કે પોતાના બબરચીની છોકરીને પરણાવવા માટે જેને પૈસા મળતા ત્હેને પોતાની બ્હેનને મદદ કરવા સવડ ના થઈ, તેથી શીરીનને માઠું લાગ્યું એટલુંજ નહીં પણ તે તરફ જોવાનું મન પણ ના રહ્યું. થોડે વખતે શીરીનનો ઉસ્તાદ પ્રિયતમ મરી ગયો અને શીરીન આ બહોળી દુનિયામાં એકલી પડી. પરંતુ ત્હેના ભાઈની અપ્રીતિ યાદ આવતાં માતાના ઘર તરફ જવા હીમત ના ચાલી. અને લાચાર મુફલીસ હાલતમાં જે મળે તેપર ગુજર કરવા નિશ્ચય કરી આજ સુધી નીભાવ્યું. પરંતુ પોતાની ગમે તેવી સ્થિતિમાં પણ નીતિને વળગી રહી હતી. આજે ઓરડીના માલીકે ભાડું બે મહીનાનું નહીં અપાએલું તેથી કહાડી મુકી. ખોલીએ તાળું માર્યું. સાધન વગર

ત્હેને સુરતના સ્ટેશને ઉતરતાં સુધી પીરોજે પોતાના મનનો પાર આપ્યો નહોતો. તેપણ એટલી વિશ્વાસુ કે પીરોજને પુછ્યું પણ નહી કે "તું ક્યાં લઈ જાય છે." સુરતના સ્ટેશને ઉતરી ઉંચટી આંખે નામ વાંચતાં ગભરાઈ પણ પીરોજે ત્હેને બોલવા વખત આપતાં અવશ્ બહાર આણી ભાડાની ગાડીમાં બેસાડી. જોત જોતામાં શીરીનને ઘેર આવી પહોંચ્યાં. બારણું નોકરે ઉઘાડયું. ત્હેણે નતો પીરોજને ઓળખી કે ન તો શીરીનને.–મ્હોડું જોતાંજ જેવું બારણું બંધ કરવા જાય છે તેવી પીરોજ બારણાવચ્ચે ઉભી રહીને કહ્યું "જા, માંયજીને કહે કોઇ મુંબઇથી ત્હમને મળવા આવ્યું છે. લે આ પાકીટ સાથે સાથે આપજે." થોડીવારે ડોશીએ બત્તી સાથે દેખાવ દીધો. પ્રથમતો પીરોજને જોઇને વળગી પડી. શીરીનને ત્હેણે જોઇ નહોતી. ડોશી ગળગળી થઇ " બેટા મ્હારી શીરીનનો કાંઇ પત્તો ! હાયહાય ! બેટા ! એક વખત પણ ત્હેનું મ્હોં મ્હને મરતાં પહેલાં જોવા નહીં મળે ! ત્હેં છબી પછી મોકલી એટલે મ્હારાતો મોતીયા જ મરી ગયા છે " (પાકીટમાં શારીનની ડોશીએ આપેલી છબી હતી) ડોશીથી વધારે બોલાયું નહીં. ધબ દઇને નીચે બેસી ગઇ. પીરોજે તુરત શીરીનને ધકકો મારીને આગળ કરી ને ડોશીને કહ્યું " લ્યો માંયજી. આ તમારી દીકરી બેટા અને સમાલો" પછીનો દેખાવ હું લખું ત્હેના કરતાં વાચક તુંજ કલ્પી લેજે. થોડીવારે બન્નેને ઘરમાં લીધાં ને ચાકર નોકરને ખબર પડતાં બધાં ભેગાં થઇ શારીનને એક પછી એક આવકાર આપ્યો અને બન્નેને નવડાવી કપડાં બદલાવી સુવાડયાં. સ્હવાર પડતાં પીરોજે જવાની રજા માગી. જોકે ત્હેને ખબર હતી કે જે સ્થિતિમાં ત્હેણે શીરીનને મેળવી હતી તેજ સ્થિતિમાં પોતાનો પ્રવેશ પણ હતો પણ ડોશીએ ત્હેનુ કહ્યુ માન્યું નહીને કહે "નહીં દીકરાં ! હું મરૂં તું પણ મ્હારી શીરીનજ છે. એમ ના જવાય. શીરીનને સહેવાય કેમ ? થોડા દિવસ પછી જજે આ વિવેકમાં બારીસ્ટર સાહેબ પણ સામીલ થયા તેઓ પણ બોલી ઉઠયા "કયમ પીરોજબાઇ ! હમુને માતી પરાયી સમજોચ શું ? આવો અનહદ ઉપકાર કરીઆ પછી બે ચાર દિવસ )નો

# પાપી હૃદયનો પશ્ચાતાપઃ
## અથવા શાંતિ તે શાંતિજ હતી.

લેખકઃ-બ્હેન " શાન્તિ " વડોદરા.

સ્વપ્નાની માફક જે દિવસો વહી ગયા તેનો વિચાર કરતાં ઘણી વાર આનંદ મળે છે. તે દુઃખની ઘડીઓ ઇયાદ કરતાં તે વખતના જેવું દુઃખ લાગતું નથી. પણ જાણે તે માટે તિરસ્કારથી હસતા હોઈએ એમ લાગે છે.

આજે તેજ ઇચ્છાથી એવી જુની બાબત અહિં ઇયાદ કરી કરી ફરી લખવા વિચાર રાખ્યો છે. સત્ય બાબતથી જે અસર થાય તે કલ્પીતથી ફક્ત કલ્પીત ગણાવાને લીધે થતી નથી. આજની હકીકત સત્ય છે. પાત્રોના નામ બદલી નાંખવા ઉપરાંત વિશેષ ફેરફાર નથી.

એક સદ્‌ગુણી સ્ત્રી પોતાની શું છાપ પાડી શકે છે, શું અસર કરી શકે છે, ને સ્વધર્મને વળગી રહી કેવો યશ પ્રાપ્ત કરે છે. તેની કંઇક ઝાંખી આ વાત ઉપરથી થશે.

### ( ૧ ) મિત્ર જોડે લગ્નસંબંધી વાત.

જ્યેષ્ટ માસ શરૂ થઈ ગયો છે. તાપ પણ હવે તો બહુ સખત લાગે છે, ફક્ત સવારનો વખતજ કંઇક સારો લાગે છે. સૂર્યપુર ગામમાં પ્રબોધનું પોતીકું ઘર છે. તે ઘરના પાછલા એક ખંડમાં પશ્ચિમનો પવન નદી કાંઠેથી ઠંડો આવી રહ્યો છે; ઘરમાં પણ બધુ શાંત છે. અત્યારે એ ઓરડામાં બીજું કોઈ નથી. ઓરડામાં ઝાઝી વસ્તુઓ પણ નથી. પૂર્વની બાજુપર પ્રબોધના દાદાજીનું (Painting) પેઇન્ટીંગ છે. પશ્ચિમ બાજુપર એની દાદીશ્રીનું પેઇન્ટીંગ છે. ઉત્તર દક્ષિણ બાજુપર એના પૂજ્યશાળી માતપિતાની તસ્વીરો આવી રહેલી છે. સાધારણ રીતે બીજાઓના ઘરમાં ગમે તેવી અયોગ્ય છબીઓ ગોઠવી હોય છે તેવું અહી કંઇ નથી. ફકત એક ત્રાહિત સ્ત્રીની છબી એક ખૂણામાં છે. આકાશ તરફ દૃષ્ટિ કરી હાથ જોડી એ જાણે પોતાના પાપનો પશ્ચાતાપ કરતી હોય ને પરમ કૃપાળુ ઇશની માફી ચાહતી હોય તેમ લાગે છે એક બાજુ ખાટલો છે, તેની પાસે ડોલાબ છે, ટેબલ આગળ ફક્ત બે ખુરશી છે. એકના ઉપર પ્રબોધ ઘણાજ ચિત્ત પૂર્વક એક અંગ્રેજી પુસ્તક વાંચતો બેઠો છે. મોહનલાલ એક બે મીનીટ થયા આવીને ઉભેલો હતો, પણ તેની એને ખબર નથી પ્રબોધે ચોપડી બંધ કરી એક લાંબો નિશ્વાસ નાંખ્યો-"અરે નસીબ! કર્ત્તવ્ય પ્રેમમાં ઝોલાં ખાતું મારૂં મન..."

કેમ પ્રબોધ શું પ્રવૃત્તિ ચાલી રહી છે. જરા સામું તો જો ભાઈ ? "

" અહો ! કયારનો આવ્યો છે. ? કંઇ નહીં, આતો વોશીંગટન ઇરવિંગની સ્કેચ બુક ( ચોપડીનું નામ છે તે ) વાંચતો હતો "

" શું, The Wife (એક સ્ત્રી-પત્ની)નું પ્રકરણ વંચતો હતો ? એ લેખ ઘણોજ ઉત્તમ છે. "

" ના ના, એ વ । મેં ઘણા વર્ષ ઉપર વાંચી હતી. આજતો widow and her son, વિધવા અને એના પુત્રની વાત વાંચતો હતો. લખાણ સરસ ને સચોટ છે. The Wife ( એક પત્ની )નું તો સમજ્યા પણ-"

" ખરે ખર ! એવી સ્નેહાળ પત્ની જેને મળે તે ભાગ્યશાળી તો ખરો. પ્રબોધ એ બાબતે તારો શું વિચાર ? ચિંતા કરીશ નહીં અમે યોગ્યજ જોડું જોઈશું મોહન ચાકમાં

"મોહન, શું તને હમેશ મશ્કરીજ કરવી ગમશે એકાદ દિવસ તો એ ટેવ છોડ, અને હમેશ એમ કહી કહી વધારે નાખુશ ને ઉદાસ ન કર. હવે મને ઝાઝો કંટાળો ન આપ" પ્રબોધ કંટાળીને બોલ્યો."

"ભાઈ, હજુ શું તારા વિચાર એવાને એવાજ રહ્યા કે? લગ્ન કર્યા વગર કંઇ છુટકો છે. આજ નહીં તો છ મહીને કર્યા વગર ચાલનાર નથી. એ બાબત તારી જે ઇચ્છા હોય તે જણાવ."

"મોહન, હું લગ્ન બાબત કહેતો નથી થનાર હશે ત્યારે થશે. મારે એ સંબંધી કંઈ કહેવાનું નથી."

"શું તારૂં મગજ ભમે છે! કે અંગ્રેજી નવલકથાઓમાં આવતી પ્રેમીઓની કથાથી તારી ભાવનાઓ જુદીજ બંધાઇ છે? શું પ્રેમ તે તું સમજે છે."?

"હા, બંધુ, હા! હું પ્રેમનોજ કીડો છું.

"પ્રેમ થકી જે જન્મીયો, પ્રેમે ઉછર્યો જેહ,
પ્રેમ થકી જીવી મરે, પ્રેમી કીડો તેહ."

બાપુ, એ પ્રેમ હું સમજું છું. ભ્રાતૃભગિની પ્રેમ, મિત્ર મિત્રનો સ્નેહભાવ, પિતા પુત્રનો વાત્સલ્ય પ્રેમ, ને પ્રિય પ્રીયાનો પ્રેમ પૂર્ણ રીતે સમજું છું. કદી પણ મારાથી પ્રેમની અવગણના કરી શકાવાની નથી.

"તારા આ વિચારથી હું ઘણો સંતોષ પામું છું. જો, આપણા સાંસારીક બંધનો જોતા લગ્ન કર્યા વગર ચાલવાનું નથી. એતો પછી ભાગ્ય પ્રમાણે પત્ની મળે. સારૂં નરસું નીભાવવાનું. બધાજ સદ્‌ગુણોથી ભરેલી કોઈ દેવ કન્યા આ માનવ લોકમાં મળવાની નથી. ને વળી તું ધારશે તેજ કન્યા મળે એવો સંભવ પણ નથી.

"તે હું સમજું છું. મારૂં જીવન ટકાવવાને પણ એક પ્રેમાળ હૃદયની મારે જરૂર છે. ખરેખર! સદ્‌ગુણી સ્ત્રીઓ આ દુનિયા ઉપર દેવીઓજ છે; ફક્ત એમના આશ્વાસનથી જ મારૂં જીવન લંબાશે, પણ દુર્ભાગી."

"પ્રબોધ, તું કેમ હમેશ નિશ્વાસ નાંખે છે. એક પત્ની એના પતિને સુખ દુઃખમાં જેટલી વળગી રહેશે તેટલું બીજું કોઇ રહેનાર છે? પછી ભલે એ ઝાડ સુકું રહો કે લીલું, પણ એ વેલ તો એનેજ વળગી રહેવાની. દૂર દેશમાં તારૂં ગમન થતાં તારા ખરા પ્રિય સ્નેહીમિત્રો તારી સાથે આવનાર નથી. ત્યાંતો ફક્ત એજ નાજુક ખીલતી કળી તેની સુવાસ મીઠાશ, ને આનંદ સાથે આવનાર છે. ઘડીભર કંટાળેલા, થાકેલા, હૃદયને આનંદ પમાડવા બીજું કોઈ જ્યારે હશે નહીં ત્યારે એજ ભાર્યા તને અલૌકીક સુખ આપનાર છે. મિત્રબંધુ, આ કલ્પના નથી."

"હું તે પણ સમજું છું પણ—"

"વળી, તારા ઘરની વ્યવસ્થા કોણ રાખશે. માણસને હમેશા મોટી મોટી આશા હોય છે. તેમાં ઉત્તેજન આપનાર, ભાગ પડાવનાર, પણ કોઇની જરૂર હોય છે."

"મારા તરફથી શું એ સુખની આશા રાખશે! અરે! કોઇ નિર્દોષ બાળાને દુઃખીત કરવા મારી ઇચ્છા નથી."

"તું ધારવામાં ભુલ કરે છે. ખરી લાયક સ્ત્રી પોતાનું સુખ બહારના એશ આરા-

તાજીને બોલાવી લાવી. એમણે પણ બે વચન હિતના કહ્યા. બીજા એક વડીલે કંટાળીને ટુંકમાં આટલુંજ કહ્યું કે " દીકરાજી અમારા ઘરડાની આંતરડી કકળાવે ને કહ્યું ન માને મોટ પણ તમનેજ પસ્તાવો થશે. પ્રભુ તમને એવા દિવસો ન બતાવો. "

" ઓ વડીલ, એવું ના બોલો. " ભલા, બીજું શું કહું તમારી ઇચ્છામાં આવે તેમ કરો. "

પ્રબોધથી આ ખમાયું નહીં. તેજ દિવસે સૂર્યપુર છોડી વિરક્ષેત્ર ગયો, ને જતી વખતે સજળ નેત્રે આટલુંજ કહેતો ગયો કે ' સમાને મન ગમતું કરો. પ્રબોધ દુર્ભાગી છે. એ કંઈ કહી શકતો નથી. "

આર્યસંસારમાં વિવાહ કરાવતી વખતે આવીજ જાતના મુદ્દાઓ રજુ કરવામાં આવે છે. ને આડકતરૂં દબાણ ઓછું હોતું નથી.

## (૩) પ્રબોધનો વિવાહ.

ત્રીજે દિવસે એ ટપાલની રાહ જોઇ બેઠો હતો. ચાકર ટપાલ આપી ગયો. હરખ ભેર તે એક પછી એક કાગળ જોઈ ગયો. ને પોતાના ગામનો.( સૂર્યપુરનો ) પત્ર પહેલા ફોડયો. અક્ષર પિતાજીના હતા. વાંચતા વાંચતા એના મોંડાપર પુષ્કળ ફેરફાર થઇ ગયો. પત્ર પુરો થતાં પહેલાં તો એની આંખમાંથી આંસુ પડવા માંડયા. શું શોકના સમાચાર હતા ? કંઇ અવનવું બન્યું ? શું કોઈ ગુજરી ગયું ? ના, ના, એમાંનું કંઈ ન હતું. સમાચાર બીજાને હર્ષના હતા એને ગ્લાનીના હતા. ટુંકમાં સાર આમ હતો.

" ઘણો વિચાર કરી, બીજો કંઇ રસ્તો ન રહેવાને લીધે, તારૂં વેવીશાળ રા. મ... ની પુત્રી શાંતિ જોડે ગઈ કાલે કર્યું છે. " બીજો પત્ર ફોડયો, તો તે એના મિત્રનો હતો. ને તેમાં પણ આજ બીના લખેલી હતી.

" ઓ નિર્દોષ બાળા, છેવટ તું આ પવિત્ર સંબંધથી મુજ સાથે જોડાય છે. હવે તારીજ મૂર્તિ મારા હૃદયમાં રમશે. વિવાહ ન કરવા–લખાવવા મેં બનતું કર્યું પણ છેવટ તારૂં નસીબ આ દુર્ભાગી સાથે જોડાયું. સખી ! સુખની આશા છોડી આગળ વધ આ દુષ્ટ પાસથી તને ખરૂં સુખ મળનાર નથી. રે દુર્દૈવ, મારી ઇચ્છા અનુસાર છેવટ નજ થયું ! " આવા ઉદગાર કાઢતો કાઢતો પ્રબોધ તે દિવસની નોંધપોથી લખવા બેઠો.

રા. મ—ની પુત્રી શાંતિ જોડે વિવાહ થયો. પછી એક પત્ર પોતાની નોંધપોથીમાં લખ્યો.
સૌ. શાન્તિ, તા.

તારૂં મનતો આ સંબંધથી ઘણુંજ ખુશ થયું હશે. એ ખુશી જ્યાં સુધી આ દુષ્ટની દુષ્ટતા જાણી નથી ત્યાં સુધીજ રહેશે. ગભરાઇશ નહીં. એથી હું તને જરૂર મહેલાંથી જાણીતી કરીશ. ખરે ! વિવાહ કરી તને મારી સાથે દુઃખમાં ઘસડી લાવવા મારી બીલકુલ ઇચ્છા ન હતી. થનાર થયું છે. પણ મારો શોક જતો નથી. શાંતિ, રે શાંતિ ! આ હૃદય ચીરી જો ને એમાં છુપાવેલું ખરૂં કારણ જાણી લે. પછી મને દોષ દઇશ નહીં.

" હાય ! શાંતિ હવે તો આવ, ને શાંતિ આપ. પ્રભુ તારી કૃપા અગાધ છે. આ ભા-

અહીન માનવનું હવે નસીબ ખુલ્યુંજ હશે. નિશ્ચે હું સુધરીશ-સારો થઇશ. પ્રીયે ! તારો માટે સ્નેહ રાખીશ. લી: શુભેચ્છક પ્રબોધ.

## (૪) પશ્ચાત્તાપ.

પ્રબોધનું ચિત્ત તે દિવસે તો સ્વસ્થ થયું નહિ. બીજો દિવસ થયો; તે પણ એમજ પસાર થયો, ત્રીજો દિવસ થયો છતાં પણ આંખના આંસુ–શોક, ગયા ન હતા. એને હ-મણાં જેટલું લાગ્યું હતું તેટલું કોઈ દિવસ લાગ્યું ન હતું. એને ઘણો પશ્ચાતાપ થતો હતો. એક ગંભીર પ્રકારના ખરાબ રોગનો એ ભોગ થઇ પડયો હતો, જે વાતથી કોઈ માહીતગાર હતું નહીં. આ કારણને લીધે લગ્ન બાબત એ ના કહેતો હતો. જુવાનીની નિરંકુશતાની કુટેવોનું દુષ્ટ પરિણામ હવે તેને બહુ સાલતું હતું.

એના માતાપિતા આવી મ્હોચ્યા ને દિવસો આનંદમાં વ્યતીત થવા માંડયા. પ્ર-બોધ એ લોકોને આનંદ પમાડવા, સારૂં લગાડવા પોતાનું દુઃખ કોઇને જણાવતો નહીં; બધા જોડે સ્નેહભાવથી–આનંદથી વાતો ચિતો કરતો એટલે કોઇને પણ એના હૃદયની વ્યથા ખબર પડતી નહીં. આમ ઘણા દિવસ ગયા. વેવીશાળ થયાને બે અઢી વર્ષ થયાં. પ્રબોધની તબીયત દિવસે દિવસે બગડતી ગઇ. મનની વ્યથા એનાથી ખમાઈ નહીં. માન-સિક રોગે, શારીરીક વ્યાધિને જન્મ આપ્યો. આ બે અઢી વર્ષમાં પ્રબોધે જે જે ઉદ્-ગારો કાઢયા હતા તે નોંધવા કરતાં આજ પ્રબોધ જે બબડતો હતો તે જાણે એના મન-માં થતી ગડમથલનો ખ્યાલ આપશે.

એનું કંઈ ઠેકાણું ન હતું. એક નિર્જન સ્થાનમાં ' સૂર્યપુર આગળ નદી કાંઠે પ્રબોધ પડયો હતો. જયેષ્ટ માસનો પુનેમનો ચંદ્ર આજ પુરબહારમાં પ્રકાશી રહ્યો હતો. સામે કાંઠે કેટલાક દિવા દેખાતા હતા. નદીમાં શાંત કલરવ કલરવ અવાજ થઈ રહ્યો હતો. પુલપર પણ આવર જાવર લગભગ બંધ પડી ગઇ હતી. એ ફક્ત ત્યાં એકલોજ હતો એને પોતાનું ભાન ન હતું, કયાં છે તે પણ ભુલી ગયો હતો, સમય કેટલો વ્યતીત થયો હતો. તે સ્મરણમાં પણ ન હતું. એકાએક ચંદ્ર જોઇ બોલી ઉઠયો.

" પૂર્ણીમાનો ચંદ્ર ! હા હા, તુજ પ્રકાશ કેવો શીતળ લાગતો હતો. આજ એ વસ્તુસ્થિતિ નથી ? પ્રિય શું તું જાણતો નથી કે મારી પ્રિયાના સ્મરણનું દુઃખ છે, તેમાં વળી તારાં કિરણ પણ મને સતાવે છે. પણ કોની પ્રીયા ? " વળી પાછો શાંત થયો; ફરી બબડવું શરૂ કર્યું.

" આ શી મારી સ્થિતિ ! વિવાહ થયાને આજ બે વર્ષ થયાં પણ મારામાં ફેર પડયો નહીં ! શું એ ભોળી બાળાને હું લગ્ન કરી છેતરીશ ! કદી નહીં. હાય ! એકવા-ર તો મેં એને છેતરી છે. શા માટે તેજ દિવસે મેં એને મ્હોડા મ્હોડ મારા દુષ્ટ રોગની વાત ન જણાવી. અરે ! સાંસારીક બંધનોએ મને એ તક લેવા ન દીધી ! આમ કેટલા સુખી જોડાં રીબાતાં હશે ! એક કલાક–અરે એક મીનીટની ભુલનું પ્રાયશ્ચિત આખી જીંદગીભર ?

પ્રભુ તને દોષ દેતો નથી ! વ્હાલાં સજ્જનો, પ્રિય વડીલો તમને હું દોષીત ઠેરવતો

નથી. તમે તો શુભ કરવાનીજ ઇચ્છા રાખી હતી. પ્રારબ્ધ હુંજ તને ઘસડી લાવું છું ! હા, કેવી મીઠી તે દિવસની ચાંદની હતી. ! મારૂં સંભાષણ મિત્રને કેવું પસંદ પડ્યું હતું ! મારો કાલ કેવો પવિત્ર હતો ! પણ કમભાગ્ય પ્રબોધ તારાં !

તારા તરફ દયા પણ કેમ દર્શાવી શકાય ? તેં પાપમાંથી દુર રહેવા કેટલીવાર તારા મન સાથે પ્રતિજ્ઞા કરી હતી ! ને દરેક વખત તેથી તું વિરૂદ્ધ વર્ત્યો ! અરે, એટલુંજ નહી પણ તેં તારી જાતને પણ દગોજ દીધો છે ! આવા હૃદયને શાંતિ ક્યાંથી હોય ! ને એ શાંતિ વગર, એ શાંતિ ! તું મારી કેમ થશે ? વિકારભાવોને વશ થયો ! તેમાં મન ચોંટવા દીધું. નિરકુંશ મન ચોમેર ફર્યું-ભટક્યું. સમજણ આવતાં પાછું વાળવા યત્ન કર્યો. પણ અફસોસ ! પ્રાતઃકાળે પુજા સમયે, હાથમાં ગીતાજી લઇ મેં મન દઢ કરવા, વિકારભાવોને વશ ન થવા કેવી ભીષ્મ પ્રતિજ્ઞાઓ કરી હતી ?-પણ તે સર્વેનો લોપ થયો છે !

"મેં જાતેજ મારા મૃત્યુનો માર્ગ ખુલ્લો કર્યો છે, દુનિયાની લાલચોને, વિષયવાસનાને વશ થયો, તેમાં મુગ્ધ બની ગયો પવિત્ર પ્રિયાના સ્નેહને લગભગ વિસર્યો ! તે શુદ્ધ પવિત્ર મૂર્તિની છબી હૃદયમાંથી ખસેડી અપવિત્ર વિચાર દાખલ કર્યા. એ કેવો મોટો અપરાધ ! શાંતિ, તું મને શું કહેશે ? સૂર્યપુરની પવિત્ર દેવીઓના વિચાર મેં કેમ છોડયા ? હું ભ્રષ્ટ થયો. શાંતિ, રે તું જાણે છે કે હું ભ્રષ્ટ થયો છું ? મેં શારીરિક પાપ નથી કર્યું પણ મારૂં માનસિક પાપ તેથી પણ આગળ ગયું હશે. ખરાબ વિચાર કરવો એ ખરાબ કૃત્ય કર્યા બરાબર બલ્કે તેથી પણ વધારે ખરાબ છે.

"એ પ્રેમાળ મૂર્તિ-એ. ગૃહદેવી, પરમ પ્રિય શાંતિ, તું એ કેમ માફ કરશે ? તારા પવિત્ર હૃદયને વ્યથા માં થવા દઇશ. શાંતિ, હું તારાજ સુખના માર્ગ મોકળા કરીશ. શુદ્ધ સ્નેહગાંઠથી તું બીજાની થા, જરૂર થા ! તારા લાયક પતિ તરીકે રહેવા હવે હું લાયક નથી.

મારી પવિત્ર મૂર્તિ ! એકવાર તને મળીશ. આ હૃદયની વ્યથા-માનસીક પશ્ચાત્તાપ, આ સ્વશિક્ષા નથી ખમાતી ! અત્યારે તું ક્યાં છે ? જ્યાં હશે ત્યાં મળીશ. લજ્જા અને શરમ બાજુ પર મુકી હું તને છચોક આ જણાવીશ, ને છેવટ આ હૃદય ચીરી જો કે હવે પણ તે શુદ્ધ થયુ છે કે નહી. બસ ઉઠ, આજ મેં ધાર્યું છે તે કરીશ. આશાને અવલંબી રહેનાર પામર ! ઉઠ......" સફાળો આમ બોલતો તે ઉઠ્યો. તે રડતો હતો, મન ભમતું હતુ, ચાલતાં ઠોકરો ખાતો, થોડીકવારે ઘર આવ્યું, પોતાનાજ ઘરમાં ચડ્યો, પણ પોતે શું બોલે છે, કોણ ઉભું છે. તેનું ભ્રમીત મનને ભાન ન હતું. "બસ આજે હું કહીશ......જણાવીશ......એમાં શું ?...વડીલ ભલે જાણે."

"પ્રબોધ, પ્રબોધ, આજ મોડી રાત સુધી તું ક્યાં ભમતો હતો ! આ ગાંડાની બકબક શું લવે છે" એના વડીલભાઈ સ્નેહથી બોલ્યા.

"કોણ, વડીલ ભાઇ; હા, મોડું થયું, વધારે વાર થઇ ગઇ હશે !

"હમણાં તું શું બબડતો હતો, જા જલદી હવે ખાઇ લે."

" ના, મારે વાળુ નથી કરવું. હું બબડતો હતો ! ના, ના શું તમે મને એક રજા નહીં આપો ? વચન આપો કે આપીશ " દયામણે મોંડે બોલ્યો.

" પણ કહે તો ખરો કે એ શું છે ? એમ બોલ્યા વગર શું ખબર પડે. " ?

" મારૂં સારૂં ઇચ્છતા હોવ, મને સુખી જોવા માંગતા હોવ તો પૂછયા વગર એ રજા આપો," પ્રબોધ બોલ્યો.

" જા મારી રજા છે. હવે તો કહે કે છે શું ? "

" વડીલભાઇ, અત્યાર સુધી મેં મારા મનની વ્યથા તમને કોઇને કહી નથી. મારી ભાવી પત્ની સાથે મારે એક અગત્યની વાત લગ્ન પહેલાં કરવાની છે. એમા ઉપર મારા ભવિષ્યનો આધાર રહ્યો છે. ને જ્યાં સુધી હું મારા મનની વાત એને જણાવીશ નહીં, ત્યાં સુધી મને નિવૃત્તિ નથી, ચેન નથી, સુખ નથી. લગ્નનું નામ લેવાનો પણ નથી. રજા નહીં આપતે તો વિવેક આમ ત્રાની હદ છોડી મારે એ પગલું સત્વરજ ભરવું પડતે. હવે મને રોકશો નહીં. મારાથી હૃદયનું દારણ દુઃખ ખમાતું નથી " પ્રબોધ એક સરખો બોલ્યોજ ગયો.

" વ્હાલા પ્રબોધ, હમણાંનો હું તારૂં વર્તન દરરોજ બારીકાઇથી જોઉં છું. તેમાં મને પહેલાં કરતાં બહુ ફેરફાર લાગે છે. આમજ જો ચાલશે, તો ખરે ! તું ગાંડો થઇ જાઇશ.

વળી એ છુટ કેમ લેવાય, હજુ તમે પતિ પત્ની નથી. લોક શું કહેશે ! માતા પિતા શું ધારશે, માટે ભાઇ એ ઘેલછા છોડી દે. હું ખરૂં કહું છું. " શિખામણ રૂપે વડીલભાઈ નરમાશથી બોલ્યા.

" ભાઇ, આ તમારી લાગણી માટે હું આભારી છું. પણ હવે મારાથી એમ નહીં બને ! શાંતિને હું જરૂર સર્વ કહીશ. લગ્ન ન કરવા ચોખ્ખી વિનંતી કરીશ. પછી નસીબ બળવાન છે. ભાવિમાં હશે તે ખરૂં-ઈશ્વરેચ્છા.

" લગ્ન કરવા ના કહેશે ! ! ! આ શું બોલે છે. પ્રબોધ વિચાર..........." આશ્ચર્ય પામતા, ગુસ્સાથી વડીલભાઇ બોલી ઉઠ્યા.

પણ પ્રબોધ એ સાંભળવા રહ્યો ન હતો. એ તો એની નાની બેન જોડે વાતો કરવા અંદર ચાલ્યો ગયો હતો. ને વાતમાં ને વાતમાં શાંતિ જોડે ખાનગી મુલાકાતની ગોઠવણ કરવા બહુ અ છ્છ્છ પૂર્વક સમજ્યું હતું. છેવટ તે બોલી,

" શું પ્રબોધભાઇ, તમે છેવટ આજ રસ્તો લેશો. "

" પ્રિય બેન, તારા દુષ્ટ ભાઇ માટે હવે બીજો રસ્તો પ્રભુએ રાખ્યો નથી. ગભરાઇશ નહીં. તારી શાંતિ ભાભીને સુખી કરવાના જ ઉપાય યોજીશ. "સ્નેહભાવથી પ્રબોધ બોલ્યો.

## ( ૫ ) પ્રબોધ અને શાંતિનો મેલાપ.

ઉપલી હકીકત બન્યાને કેટલાક દિવસ થઈ ગયા. પ્રબોધ હમણાં પોતાના કાકા, વિ. કુટુંબીજનો સાથે હવાફેર માટે સૂર્યપુરની બહાર પાણીની ટાંકીને રસ્તે પોતાના બંધાવેલા બંગલામાં આવી રહ્યો છે. નીચી બાંધણીનો સગવડવાળો બંગલો છે. આગળ નાનો બાગ છે. આજુબાજુ કલમી આંબા રોપી દીપેલા છે. પાછળ પણ તેજ પ્રમાણે છે. બંગલાની ચારે બાજુ ગુલાબના છોડો પુષ્કળ રોપ્યા છે જેન ઉપર સતત ગુલાબના

ફૂલો જોવામાં આવ્યાથી આંખોને પણ દેખાવ સુંદર લાગે છે; ને પવન પણ સુગંધી પરાગ લઈ ફુંકાય છે.

**પ્રબોધ**, એના કાકા, એના વડીલભાઈ, એની નાની બેન, વિગેરે કુટુંબીજનો આજ પંદરેક દિવસથી અહીં રહે છે. **પ્રબોધ**ના કાકાએ તેડ્યાથી ચાર પાંચ દિવસ થયા સૌ. શાંતિ પણ આવીને રહી છે. છતાં **પ્રબોધ**ને મન ખોલી વાત કહેવા એક વાર પ્રસંગ આવતો નહીહતો. એની નાની બેને બે ત્રણ વાર યુક્તિ કરી મેળાપ કરાવા પ્રયાસ કર્યો પણ નિષ્ફળ.

આજે એના કાકા, વડીલ ભાઇ, નાની બેન, ને ચાકર સાથે ગાડીમાં બેસી ગામમાં વસ્તુ ખરીદવા ગયા હતા. ગાડીનું ભરતીયું થઈ જવાને લીધે **શાંતિ**ને જોડે જવાનું મળ્યું નહીં. બીજા બે ચાર જણા હતા તે સાંજને વખતે નદીએ નાહવા પહેલાથીજ ઉપડી ગયા હતા. બંગલામાંથી ભટ પણ દુધ લેવા ગયો હતો. એટલે **પ્રબોધ** અને **શાંતિ**જ આજ અચાનક ઘરમાં એકલા આવી પડયા હતા. **પ્રબોધ** તો તે વખતે ઉંઘતો હતો, પણ જ્યારે જાગ્યો ત્યારે એણે બંગલામાં કોઇને જોયા નહીં. **શાંતિ**નાં કપડાં પડેલાં હોવાથી એ બંગલામાંજ કે વાડીમાં હશે એમ લાગ્યું. ને આ અવસરનો પૂરો લાભ લેવા **પ્રબોધ** **શાંતિને** ગોતતો ગોતતો વાડીમાં ફરવા નીકળ્યો.

બંગલાની પશ્ચિમ બાજુપર, કૂવાની પાસે ગુલાબના જે રોપા હતા તે ઉપરથી અત્યારે **શાંતિ** દેવસેવા માટે ફુલ ચુંટવામાં રોકાયલી હતી. **પ્રબોધ** તરફ એની પુંઠ હોવાથી તેમને જોઈ શકી નહીં. **પ્રબોધ** પહેલાં તો જરા થોભ્યો । વળી આગળ ગયો. ફરીથી વિચાર કરતો ઉભો રહ્યો દૂરથીજ એ પવિત્ર મૂર્ત્તિનું દર્શન કરવા લાગ્યો । એના રૂપનું બારીકાંઇથી અવલોકન કર્યું, એની વિશુદ્ધતાનું સ્મરણ કર્યું, એના પ્રેમનો વિચાર કર્યો, એના પ્રેમાળ સ્નેહાળ શબ્દો ફરી સ્મર્યા, મારી હકીકત સાંભળતાં એની શું દશા થશે તે કલ્પ્યું, એ શું કરશે તેના તરંગ બાંધ્યા; આ બધાનો વિચાર કરતાં એક બે અશ્રુ પણ ટપક્યાં ને મનની વાત ન જણાવા વિચાર કરી ચાલ્યા જવા ઇચ્છયું. પણ 'આ અવસરનો હું લાભ લઇશ, બધું જણાવીશ' એમ બોલતો તે એકદમ આગળ વધ્યો. છેલ્લા શબ્દો **શાંતિ**ને કાને પડ્યાં. તે જરા ચમકી, ને લજ્જાને લીધે તુરત ત્યાંથી ચાલ્યા જવા પગલાં ઉપાડ્યાં, પણ તુરતજ **પ્રબોધ** બોલ્યો " **શાંતિ**, જઇશ માં. એક મીનીટ થોભ. મારે કંઇક કહેવું છે." **શાંતિ** જ્યાં હતી ત્યાંજ ઉભી રહી. એને એ શબ્દો આજ્ઞા રૂપ ન લાગ્યા, પણ જેમ કોઈ સ્નેહી મિત્ર સ્નેહથી શબ્દો ઉચ્ચારે ને કહે, તે જેમ અકારૂં લાગ્યા વગર માનવું પડે છે તેમ એને લાગ્યું.

લજ્જાને લીધે ચાલ્યા જવા મન કર્યું. છતાં પણ મોટી ઉમ્મરની આવી કુમારીકાઓને ( **શાંતિ**ની ઉમ્મર સોળ સત્તરથી ઓછી નહીંજ હોય ) પોતાના પ્રેમી સાથે બે મીનીટ ચોરી છુપીને વાત કરવામાં વિશેષ લાભ આનંદ લાગતો હોવાને લીધે તે લાભ લેવા ઉભી. મનમાં એ છુટ લેવાય કે ન લેવાય તેનો વિચાર સરખો પણ ઉપજ્યો નહીં, પણ પોતાના વિનયી વિવેકી હાવભાવથી, નિર્દોષ રીતે પૂછ્યું ' શી આજ્ઞા છે,!' આટલું બોલી પણ છાતી ધબકતી હતી.

**પ્રબોધ** ફરી પણ એકવાર બોલતા અટકયો. પણ **શાંતિ**નું નિર્દોષ લજ્જાશીલ મ્હોં જોઇ એની નિર્દોષતાનો લાભ ન લેવા–ન છેતરવા,–એને બધું જણાવા છેલ્લો નિશ્ચય કર્યો.

શાંતિએ પણ એકવાર જીભ ઉપાડયા પછી પૂર્ણ સ્વતંત્રતાથી એક મિત્ર સાથે મિત્ર વાત કરે એટલી છૂટથી વાદવિવાદ કરવા માંડ્યો-પ્રત્યુત્તર આપવા માંડયા. શાંતિને જે થોડી પણ કેળવણી મળી હતી, તે ઉત્તમ ને સારી રીતે મળી હતી. એના દૃષ્ટાન્તમાં કેળવણીનો ગેરઉપયોગ થયો ન હતો.

"અહો, આજ તો કંઈ વાડીનો લાભ લેવા એકલાંજ નીકળ્યાં છો? ખરે, આ વાડી કેવી સુંદર લાગે છે? બધીજ વસ્તુ ખીલી રહી છે." પ્રબોધ ટચાકમાં બોલ્યો.

શાંતિએ પણ તેટલાજ દ્વિઅર્થી ભાવથી ઉત્તર આપ્યો. "કેમ ન ખીલે? ચતુર માળી હમેશ એની દરકાર લે છે, અને ઉત્તમ માવજત કરે છે એટલે સારી રીતે ખીલી આનંદ આપે એમાં શી નવાઈ? દરેક ચતુર માળીના હાથમાં વાડી આમજ ખીલે એમ આપને પણ શું નથી લાગતું? શું છતે માળીએ વાડી સુકાય?"

પ્રબોધ આનું રહસ્ય સમજ્યો, વિચારીને તે ફરી બોલ્યો: "જોયાં ગુલાબનાં ફુલો પણ કેવા સુંદર લાગે છે. કેટલીક કળીઓ છે. હજુ એ ખીલવાની છે. એને ચુંટે તે કેવો અપરાધી ઠરતો હશે?" છેલ્લાં વચનો પોતાને ઉદ્દેશી હતાં.

"ફુલો ખીલ્યાં છે. કળીઓ પણ ખીલશે. ફુલો ખીલી રહી પોતાનું પૂર્ણ આયુષ્ય ભોગવી હવે બીજાને ખીલવા અવકાશ આપી પોતે વાનપ્રસ્થ થાય છે. વળી કળીઓનું એવું ક્યારે ભાગ્ય કે ગુણગ્રાહી માળીના હાથે ચુંટાય ને પવિત્ર સ્ત્રીપુરૂષની વેણીઓ કે હારમાં જઇ વસવાનું મળે? સત્ સંગ સહુને ગમે છે. અને પ્રભુનાં ચરણે ચ્હડવાનું તો અહોભાગ્ય હોય તોજ મળે છે. ભલે એ કળીઓ અત્યારે ચુંટાય; પણ દુઃખ ભોગવી, ગુણગ્રાહી ચતુર માળીના અભાવે કરમાવું, એતો બાપડી કોમળ ખીલતી કળીઓ માટે અસહ્ય છે." શાંતિ આ બધાં મર્મનાં વચનો બોલતી હતી. બુદ્ધિશાળી બાળાનાં ટોણાં ઘણુંજ સાબીત હોય છે.

"શાંતિ, આ તારા શબ્દો મને બહુજ સખ્ત લાગે છે. એનો અર્થ હું સમજું છું. એ વાત પડતી મુક." પ્રબોધ છેવટ સમજ્યોકે **શેરને માથે સવા શેર છેજ**, ને એકાએક મુદ્દા પર આવી બોલ્યો. "લગ્ન બાબત શું સંભળાય છે? ક્યારે છે?"

'એ તો આપજ જાણો? હિંદુ સંસારમાં કયે દિવસે પુત્રીની સંમતિથી લગ્ન નક્કી થાય છે? એ તો વડીલોના હાથમાં છે. આપ સર્વ જાણતા હશો, કારણ આપની ઇચ્છા વગર બધું નિરર્થક છે. સઘળું આપના હાથમાં છે. જ્યારથી મેં ત્રાહીત મારફત આપના વિચાર જાણ્યા છે ત્યારથી એક રાત્રી પણ મેં સુખે ગાળી નહીં હોય."

"પ્રિય શાંતિ, તું દુઃખી થઇશ માં. આજ એ વસ્તુથી તને વાકેફ કરવા તથા લગ્ન ગાંઠથી તને કેવા ખાડામાં આ કમભાગી ઉતારશે, એ જણાવવાજ હું આવ્યો છું. રજા હોય તો કહું."

'આપ આપની જાતને ધિક્કારશો નહીં. માણસ માત્ર દોષિત હોય છે, પણ જ્યાં સુધી એકાદ પણ પ્રિય હૃદય એ દોષોને દોષ ઠેરવતું નથી ત્યાં સુધી મીથ્યા જીવને સંતાપવામાં શું લાભ?" શાંતિએ શાંતિરૂપજ ધર્યું.

લીધે મેં મારૂં સર્વસ્વ નાશ કર્યું છે, એમ કહું તો ચાલે. શાંતિ, આ જ વિચારે મને છેલ્લાં બે અઢી વર્ષ થયાં ચેન પડવા દીધું નથી. સત્ય માનજે કે એક દિવસ પણ તારો વિચાર કર્યા વગર ગયો નહીં હોય." ઘણોજ શોચ કરતો પ્રબોધ બોલ્યો.

"આમ નાહિંમત કેમ થઇ જાવ છો ? શું ઘણા અસાધ્ય જેવા લાગતાં દર્દો પણ દવાદારૂથી કરીને સારાં નથી થયાં ? આપ પણ ઔષધ લીધા કરો. મને ખાત્રી છે કે આપને નિશ્ચય આરામ થશે. અને આપ હવે સત્વર મને પોતાની કરી લો. ને આપની છાયામાં મને ચાલવા દો. આપનું દુઃખ નિશ્ચે જશે."

"શાંતિ, મારૂં મન માનતું નથી. એક પરતંત્ર, અને મારા જેવા સ્વાર્થી દુષ્ટ સાથે તું પરણી શું સુખી થશે ? હજુ મારૂં કહ્યું માન. એક સ્નેહી તરીકે સૂચવું છું. કોઇ સારા ભણેલા, ગણેલા, તન્દુરસ્ત, માન પ્રતિષ્ઠાવાળા સજ્જનને પરણી સુખી થા. એ મારી વિનતી છે. ના મારી આશીષ છે." ઘણાજ કચવાટ સાથે પ્રબોધ છેવટે બોલ્યો.

"અરે ! આ કોણ બોલે છે ? કોણ મારો પ્ર...મારો પ્રિય એમ કહે છે ? આ શબ્દો જો બીજાને મ્હોંડે સાંભળ્યા હોત તો નિશ્ચે એની સાથે વધુ વાત કરવા હું કદી પણ રહી શકત નહિં પણ આપ જેવા સુશિક્ષિત-પૂજ્યને હું શું કહું ?" અચંબા સાથે આશ્ચર્ય પામતી શાંતિ બોલી. "રે શાંતિ, મારૂં માન. તું મારી પાસથી સુખ પ્રાપ્ત કરી શકનાર નથી"-નિસાસો નાંખી પ્રબોધ ફરીથી બોલ્યો.

"આપે અત્યારથી તે કેમ જાણ્યું, ? એક નિશ્ચવાળા-સત્ય-પ્રેમી સાથે મને જે સુખ મળશે તે બીજે ક્યાં મળશે ? કદાચીતને ધારો કે મારૂં પ્રારબ્ધ આપ કહો છો તેવા પાસેજ ઘસડી જાય, તો પણ હું સુખની આશા રાખતી નથી. એનું ચિત્ત વળી બીજી દિશામાંજ ભમતું નહિં હશે ? નિરોગી છતાં દુરાચારી, કાળાં ધોળાં કરીને મેળવેલી સંપત્તિ-વાળો, ગાડી ઘોડે ફેરવી શકે એવો, પણ એક સ્નેહ રાખી શકે નહિં, પ્રીતિ વચન પ્રમાણે વર્તી શકે નહીં તેવા કોઇ પુરૂષ પાસેથી સાત્વિક સત્ય સુખની આશા રાખવી નીરર્થક છે. આપ આપનો એક દોષ કબુલ કરો છો, જ્યારે એવાનામાં કેટલાએ દુર્ગુણો ભર્યા હશે, તે કેમ કહેવાય ! રે પૂજ્ય ! શું બાળવા માટેજ કે પરીક્ષા કરવા ખાતરજ આપ આમ બોલો છો ? મને નાહક હેરાન કરવાનેજ આજ આપે આ અવસર શોધ્યો છે?..." શાંતિનું હૃદય આ બોલતાં ભરાઇ આવ્યું.

"શાંતિ, રે શાંતિ રડીશમાં. તને દેખી મારા ચિત્તમાં કંઈ કંઇ થઇ જાય છે. તને કોઇ સારે ઠેકાણે સુખી જોવા મારી ઉત્કંઠા છે હું ભ્રષ્ટ છું-પતીત છું-કર્તવ્યનો માર્ગ ભુલેલો રખડતો આથડતો એક પામર છું." પ્રબોધ દૃઢ નિશ્ચયથી બોલ્યે ગયો.

આપ પણ સત્ય માનજો કે હું આપની છું." શાંતિયે આંસુ લુછી દૃઢતાથી જવાબ આપ્યો. ને હવે બીજાની થઈ શકીશ નહી. બીજા માટે હવે હું પણ ભ્રષ્ટ છું. મન ને વચનથી [illegible]પને વરેલી, શરીરથી બીજાને વરવા ઇચ્છનાર નથી. આપ મારો ત્યાગ કરશો નહીં. [illegible]ગશો તો ઓળા માફક હું પાછળ ભમીશ. મારો જે પ્રેમ હતો તે આપ માટે ખરચી [illegible]ખ્યો છે, તો બીજા માટે લાવું ક્યાંથી ? શું આપજ મને એક દુષ્ટભાર્યા જોવા ઇચ્છશો? [illegible]હીં, કદી નહીં. કૃપા કરીને મારા એકાદ બે પ્રશ્નોનો ઉત્તર આપશો ?"

"બોલ જે પુછશે તેનો ઉત્તર દઇશ. મારૂં ચિત્ત સ્વસ્થ છે. શાંતિ ! [illegible] પણ

શાંતિએ શુદ્ધ ભાવે પ્રશ્ન પુછ્યો— " હું શંકારૂપે પુછતીજ નથી. આપનો સ્નેહ મારા પર છે કે નહીં ? આપ બીજી કોઇને તો નહીજ ચાહતાહો. "

"શાંતિ, અત્યાર સુધીમાં કોઈ પણ સ્ત્રી તરફ તારા તરફ જે ભાવથી મેં જોયું છે તેમ જોયું નથી. વિકારોને હું વશ થયો હતો, છતાં અઘોર પાપ કરતાં બચ્યો છું: દુષ્ટ વિચારોએ તારી તરફના પ્રેમમાં અંતરાય આવવા દીધો નથી. મારો સ્નેહ—એમજ મને આજ અહીં ઘસડી લાવ્યો. બીજી કોઇ બાળા માટે હું આટલો શોક કરત નહીં"શુદ્ધભાવે રૂખેપે પણ જવાબ વાળ્યો.

" પ્રિયે, એક સ્ત્રીને પતિના શુદ્ધ પ્રેમ શીવાય બીજું શું જોઇએ ? ભલે બીજા સંકટો આવી પડો, પણ તે કાંઇજ બીસાતમાં નથી. એક પ્રશ્ન વધુ. એવો ઇશ્વરી ન્યાય છે કે એક માણસ જો આંધળો હોય છે તો તેની સ્મરણશક્તિ આબાદ હોય છે. બહેરો હોય છે તો નેત્ર તિવ્ર હોય છે. ગમે તેમ ખોટ તો પુરી પાડેલી જ હોય છે. તેમજ આપનામાં એકાદ બે દુર્ગુણોએ વાસો કર્યો હશે, તો તેજ પ્રમાણે બીજા અનેક સદ્ગુણો પણ હશેજ. " શાંતિએ ધીમે ધીમે પોતાનું પાસું વધારવા માંડ્યું.

" શાંતિ; આનો જવાબ આપતાં આત્મસ્તુતિ થશે. નીકર બૈરાંઓ આગળજ ડંફાસ મારનાર જેવો હું ગણાઇશ."

"હું એમ કદી માનતી નથી. આપની યોગ્ય કિંમત આપને હાથેજ અંકાવવા આ યુક્તિ છે. આપ પોતાને ઘણા હલકા ધારો છો, તે ભુલમાંથી જાગૃત કરવાજ મેં આ પ્રશ્ન પુછ્યા છે. કૃપા કરી સાચો જવાબ આપશો ?" નમ્રભાવે શાંતિ બોલી.

—પ્રિય શાંતિ; ફરજ સમજી એ પણ અદા કરૂં છું. મારામાં સારૂં શું છે ? એક દષ્ટિએ જોતાં કંઈ નથી. તુંજ જોઇ શકતી હશે કે શું છે ? હા, મને મારા ગરીબ દુઃખી દેશી બાંધવોના સતત વિચાર આવે છે. મારા દેશ—મારી માતૃભૂમી પ્રત્યે ફરજ બજાવવા અહરનીશઃ મારૂં ચિત્ત રોકાયેલું હોય છે, અજ્ઞાનના સાગરમાં ઝોલાં ખાતી બહેનો તથા બાંધવોને કયે રસ્તે ને કેમ કેળવવા, કેમ જ્ઞાન પ્રાપ્ત કરાવવું, તેના વિચાર આવે છે. જ્યાં સુધી દેશ સારૂ ને જનસમુહ માટે એક પણ સુકૃત્ય કરી મરણ શરણ ન થાઉં ત્યાં સુધી મારૂં જીવતર—જીવન—એળે ગયું માનીશ.—પ્રિય જનોને સુખી કરવા હમેશ તત્પર છું. દેશ પર દુકાળ, રોગ ને પ્રતિષ્ટા હાનીની આવી પડતી આફતોમાંથી દેશનો બચાવ કેમ કરવો ને શું પગલાં લેવા જોઈએ તે બાબત મારૂં ધ્યાન સતત દોરાયલું રહે છે. દરેક સજ્જન, ગુર્જર પુત્રનું ધ્યાન પણ દોરાયલું રહેવુંજ જોઇએ. અને માતાઓએ પોતાનું દુધ પાતી વખતે આવી સદ્ભાવનાઓ એમના પુત્રોના મગજમાં ઉતારવી જોઇએ. પ્રિયે, તે આજે મને મારા મન ગમતા વિષય સંબંધી પુછ્યું તેથીજ લાગણીથી દોરવાઈ જઈ આટલું બધું બોલાઇ ગયું. પ્રભુ ઇચ્છા હશે તો કંઇક કરવા ધારૂં છું. " અબોધ આનંદમાં આવી જઈ બોલી ઉઠયો.

અહો ! આનાં કરતાં ઉત્તમ બીજું શું ઇચ્છી શકાય ! કેવું આશાવંત ભવિષ્ય ! ! કર્ત્તવ્યનો પંથ કેટલો વિશાળ છે ! શું ત્યારે આપ એમ ધારો છો કે આવા કાર્યમાં આપ એકલાથી ઘુમ્યાં કરાશે ? શું કોઇ પણ પ્રિય હૃદયની જરૂર નહીં પડે ? કોઇવાર આપ નિરાશ થશો ત્યારે આશાનું ઝરણું ક્યાં શોધશો ? અણધારેલી મુસ્કેલીઓ—દુઃખ શોક ને મુઝવણો શું એકલાથી સહન કરી શકાશે ? બોલો પ્રિય પ્રાણ, બોલો ! ત્યારેજ

આપ એક સ્ત્રીના પવિત્ર કોમળ હૃદયની કિંમત આંકી શકશો. અત્યંત દુઃખ વિટંબણામાંજ તેનો વધારે પ્રકાશ માલુમ પડશે. " શાંતિએ એક પછી એક સવાલ પુછી બોલવું ચાલુ રાખ્યું. " તો આપને વળગેલી ઘેલછા દૂર કરી હર્ષભેર આ દાસીનો સ્વીકાર કરો ! લગ્ન ન લંબાવો !" એમ કહી શાંતિએ એક નવો મુદ્દો ઉઠાવ્યો, ને સ્ત્રી ચરિત્રમાંનું એક ચરિત્ર જાણી જોઇને આદરવા બેઠી. " પણ, ના, ના, કદાચીતને એ કારણસર આપ ના નહીં કહેતા હો. મારામાંજ કાંઈ ઉણપ હશે, માટેજ હાથ ઝાલવા ના પાડતા હશો. રે કૃપાળુ અંબામા, મને એમને યોગ્યજ એક બાલિકા કેમ ન ઘડી ? "

' શું, શું મારા પ્રેમની મૂર્તિ, આ અયોગ્ય શંકા મારે વિશે ! શું તું ભુલમાં બોલી ! હાય, ! જો એમજ હોત તો હું પહેલાંજ કહેત. પણ ઓ નિર્દોષ બાળા, ફક્ત જાતી તિરસ્કારને લીધેજ મારી આ દુર્દશા થઇ છે. મારાથી હવે........"

શાંતિ વચમાં બોલી-" જો, મેં દુઃખ લગાડયું હોય તો ક્ષમા કરો. આપ મને દુઃખી ન જોવા ખાતર ત્યજવા વિચાર કરો છો ? પણ એમ મને લાગતું નથી. આપને મારે લીધેજ જાણે આપના પર દુઃખ વિપત્તિ આવનાર હોય, ને તેના અત્યારથીજ જાણે સ્વપ્નાં આવતા હોય તેથી કાયર થઇ આપ આમ બોલતા હશો એમ મને લાગે છે. બાકી સુખ દુઃખ આપણા હાથમાં છે શું ? સંસારમાં સુખી કોણ છે ? શું આપણે ચન્દ્રકાન્તવાળા મોહબ્બત કુટુંબ માફક નહીં રહી શકીએ ? લોકો આપને શું કહેશે-શું આપને ધીર વીર થવું પસંદ નથી ?

આનો શું જવાબ આપું ? એવો તે કયો મૂર્ખો હોય કે જેને કીર્તિ ન ગમે ? શાંતિ, તું મારી આગળ નવીન વસ્તુઓ બતાવે છે, નવું જ્ઞાન આપે છે ! પ્રેમાળ હૃદયની હવેજ હું કિંમત આંકી શકુ છું."

- " આપના મન ઉપર શોક ગ્લાનીનું એક દુષ્ટ આવરણ થયું હતું, તે ખસેડવા જરૂર હતી. તે ખસેડવા આપ કેટલા સદ્‌ગુણી પવિત્ર સજ્જન છો તે જણાયા વગર રહેતું નથી. વળી આપ મારો ત્યાગ કરવા ઇચ્છોછો, તો પુછીશ કે આપે હમેશ આજ આશ્રમમાં રહેવા ઇચ્છા રાખી છે ?

' તને સુખી જોવા મારી પહેલી ઇચ્છા છે. પછી મારું ગમે તે થાવ. જીવનથી કંટાળી હું ગમે ત્યાં રખડી મરીશ તેની પછી મને દરકાર નથી. સ્વદેશોન્નતિના કાર્યમાં નીકર આયુષ્ય વિર્સજન કરીશ. કોઈ બીજા સાથે આશા વળગેલી ન રહેવાને લીધે મારે કોઈની ફીકર ચિંતા રાખવાની નથી. તેમજ દુનિયાને પણ હું એક નકામો જ ગણાઇશ. કદાચીતને પુણ્યશાળી માતા પિતા શોક કરશે, પણ તેમને આશ્વાસન દેવા મારા વડીલ ભાઇ છે, એટલે હરકત નથી. શાંતિ, આ મારો તને ત્યાગ કર્યા બાદ ભવિષ્યનો વિચાર છે, એક બાળાને સ્નેહથી ચાહી બીજાને ચાહીશ નહીં. એકને છેતરવા માટે આટલું પ્રાયશ્ચિત કરવું પડે છે તો બીજા માટે કેટલું કરવું પડે ? આ સ્થાને મૃત્યુનો મેળો થવો એ પણ હું સુખની ઘડી ગણું છું. ફક્ત તારે માટેજ મને સૌથી વિશેષ લાગતું હતું. તને મેં મારું હૃદય ખોલી બતાવ્યું છે ! તું તારા મનની માલીક છે. ફાવે તેમ આચર. હવે હું નસીબને પાલવે પડયો છું. પ્રભુ, તને હું વીસરીશ નહીં. દેવી,-રે પ્રીતિરૂપ ગૃહદેવી, તું ભૂલાશે નહિ. માતા પિતા ! પુત્રમાટે શોક કરશો નહીં, તમારા અગણીતઉપકારોને હું હમેશ

સ્મરીશ. શાંતિ, મને બહુ વેદના થાય છે. મારૂં માથું હવે ભમવા આવ્યું છે." પ્રબોધ ઘણોજ શોકાતુર થઈ ગયો. ને ઘણાજ દુઃખથી છેલ્લા વાક્યો બોલ્યો.

"હાલમાં નબળાઈ વિશેષ હોવાથી આમ લાગતું હશે. વળી પવન પણ સખ્ત ફું-કાયો છે. હવે દવા ચાંપીને કરવાની રાખો. મારી ચિંતા કરશો નહીં. આપને હવે કદી છોડી શકીશ નહીં. આપજો મને સ્મરણમાંથી કાઢશો તો મૃત્યુ સિવાય મારે બીજો આરો નથી, ને મારા મૃત્યુનું કારણ આપજ નીવડશો. હું વિનવું છું કે આપ કદી પણ એવું કૃત્યં કરશો નહીં. આપના સંગમાંજ રહેવામાં મને સુખ છે. હું આપને-આપની જાતનેજ પરણાવા માંગું છું. ભલે, આપના વાડી વજીફા ચાલ્યા જાય, ઘરબાર વેચાઈ જાય, આ-પના માતાપિતા પણ ધારો કે આપને ઘરમાંથી કાઢી મુકે, આપની મીલકત ચળી જાય, તોપણ હું આપનીજ છું. એક સૌભાગ્ય કંકણ, કંકુને ચાંલ્લે આપની સાથે વનમાં પણ આવવા તૈયાર છું. મારાથી આ જીવન હવે ખમાતું નથી. આપ હવે હા ના કહેશો જ નહીં. આપની સેવામાં જ મારૂં મૃત્યુ થશે તો મારૂં મોટું ભાગ્ય માનીશ. યમરાજા પાસે મને કહેવા મળશે કે 'હે પ્રભુ, મેં મૃત્યુલોકમાં જઇને એક મનુષ્ય પ્રાણી તરફ મારી પૂર્ણ ફરજ બજાવી છે.' આપ સ્વસ્થ થાવ. હવેજો હું આપને પરણીશ ને ધારો કે બહુ દુઃખ પામીશ તો પણ તેમાં આપનો વાંક નથી. આપે આપનો બનતો પ્રયાસ કર્યો છે હજુ સ્ત્રીનું હૃદય ખરૂં ઓળખવાને વાર છે." એક સરખું શાંતિ બોલી ગઇ.

પ્રબોધ હવે મુશીબતથી ઉભો રહ્યો હતો છતાં જરા ટટાર થઇ બોલ્યો-કેમ શા કારણથી આ જીવનનો કંટાળો આવ્યો છે! નિર્દોષ બાળપણનો ને માતાપિતાના લાડનો કોને કંટાળો આવે?"

"પ્રિયે, બીજાની બાબતમાં તેમ હશે. પણ મારે તેમ નથી. મારે ઘેર તો દરરોજ મેંણા ટોણાથી મારૂં કાળજું વિંધાઇ જાય છે. ન બોલવાના અનેક બોલો બોલી મારૂં કુમળું હૃદય દુઃખાવે છે. મને વિદ્યાભ્યાસની છૂટ નથી, કુદરતનો ઉપભોગ પણ કરી શકવા હક નથી. ફંકાસી કુટુંબીજનો મારી પ્રિય માતાની ગેરહાજરીમાં મને અનેક તરેહનું કષ્ટ આપે છે. આપ મને બચાવી લ્યો. આ પીડામાંથી મને સત્વર મુક્ત કરો. આપણા પો-તાના પ્રિયજન પાસે જ રહેવામાં સુખ છે. એના બે કડવા વચન પણ સહેવાશે.

—શાંતિ, આ પીડામાંથી છુટવા એક આરો તમે ધારો છો, પણ લગ્નગાંઠથી જોડાયા બાદ બીજો રસ્તો રહેશે નહીં. ત્યાં પણ સાસુ નણંદ છે, ભાઇ ભોજાઇ છે, ને તે ધારો કે સતાવશે તો શું કરશો? જરા માનભાવથી પ્રબોધ બોલ્યો.

—વળી એ વાત શું કરવા યાદ કરી? મારા શ્વશુર પક્ષના સગાઓ મારા તરફ પૂર્ણ પ્રીતિ ધરાવે છે. તેઓ સાથે હું સારી રીતે વર્ત્તીશ તો અવશ્ય તેઓ મારી તરફ બરાબર વર્ત્તશેજ. હવે એવી સુખ દુઃખની વાતો જવા દો ને એકવાર કોલ આપો કે "લગ્નગાં-ઠથી હુ જોડાઇશ."—

પ્રબોધ આનો જવાબ આપે તે પહેલાં તો ચકરી આવવાથી તે પડી ગયો. ગુલાબના છોડોમાં પડતો બચી ગયો. શાંતિ મદદ કરવા પાસે આવી. તેનો હાથ ખેંચી પોતાની છાતી સાથે ઘણીજ પ્રીતિથી ચાંપી તે ધીમે-ધીમે બોલ્યો " શાંતિ. પ્રિય પ્રિય શાંતિ,

લગ્નગાંઠથી તારી સાથે જોડાઇશ. પણ હજુ, મારૂં મન મને ઠપકો દે છે." પ્રબોધના મનને પુષ્કળ ગ્લાની થઇ આવી.

પ્રબોધ તદન અશક્ત જેવો પડયો હતો. શાંતિ પ્રત્યુત્તરમાં એટલુંજ બોલી કે " પ્રભુ આપનું કલ્યાણ કરશે " ને તુરતજ મદદ માટે એને બંગલા સામું જોયું. વાતમાં ને વાતમાં કેટલો વખત ગયો તેનું ભાન રહ્યું હતું નહી. પ્રબોધની નાની બેન એ ત્રણ મીનીટ થયાં આવી હતી, ને તેને છેલ્લો દેખાવ નજરે જોયોઃ એટલે ભાઇ પાસે દોડી ગઇ. શાંતિ પાણી લેવા ગઇ. આજ વખતે પ્રબોધના કાકા ને ચાકર અંદર આવ્યા હતા તે એની મદદે ગયા બધાએ મળી એને બંગલામાં લાવ્યા ને સુવાડયો. એના કાકાએ પુછયું-આમ કયારનું થયુ છે, એકાએક શું થયું છે ?" પણ શાંતિએ નાની બેનના કાનમાં જરા એ વાતની ફુંક પહેલાંથીજ મારી હતી એટલે બોલી "હમણાંજ, બીજું કંઇ નથી."

* * * *

## ( ૬ ) પ્રયાણ-પશ્ચાતાપ લગ્ન.

દિવસે દિવસે પ્રબોધની તબીયત અતીશે બગડતી ગઇ. શાંતિ ત્યાંજ રહી. હરહમેશ કામમાં મદદ કરતી. અવકાશ ને સમય સોધી એની પાસે જઇ બે ચાર પ્રીતિના વચન બોલી આશ્વાસન દેતી હતી. પણ બધું નકામું.

એક વખતતો ડાકટરે આશા પણ મુકી દીધી હતી શાંતિ અતિશે મોસવાઇ ગઇ. એને પણ ઝીણો તાવ લાગુ પડયો હતો. પણ કોઇને ખબર પડવા દીધી નહીં. દોઢ માસ આમ વીતી ગયો, ત્યારે પ્રબોધનામાં સાધારણ શક્તિ આવી છતાં તે હમેશ ગમગીન રહેતો કોઈ સાથે બોલતો કરતો નહીં. ઘણી વાર બબડતો કે "શાંતિ માફ...કર "...હું...જઇશ... દુઃખ...ભોગવીશ...હું...તને ચાહીશ:" .... * * * *

એક દિવસ સવારે પ્રબોધ ગુમ થએલો લાગ્યો. કયાં ગયો તેની કોઇને ખબર પડી નહીં. શાંતિ બેહબાકળી ઉઠીને અત્યંત રૂદન કરતી બેઠી. પણ અચાનક કબજાના ગજવામાં હાથ પડતાં એમાંથી એક નાની ચિઠ્ઠી પ્રબોધના હસ્તાક્ષરની નીકળી.

પ્રિયશાંતિ,

બાકી રહેલું પ્રાયશ્ચિત ભોગવવા ઘર છોડું છું પશ્ચાતાપ ને પ્રાયશ્ચિત જોડેજ થાય છે. હું આત્મહત્યા કરનાર નથી.

હું ઋષિકેશ જઇશ ને ત્યાં હાલ રહીશ. કોઇને આ વાત કહીશ નહીં.

મારી ફીકર ચિંતા કરતી નહી પ્રભુઇચ્છા હશે તો ફરી મળીશું. નીકર-રામ રામ. પ્રભુમાં શ્રદ્ધા રાખી સત્યને માર્ગે ચાલજે. પ્રબોધ.

આખો દિવસ ચિંતામાં પસાર થયો. રાત્રે સુતી વખતે શાંતિએ નાની બેનને કહ્યું. તમારા ભાઇ ગયા હશે ત્યાં હું જઇશ. મારી ચિંતા ફીકર કરશો નહીં. મારા માતા પિતાને કહેશો. ખરે ઋષિકેશ સ્થાન આનંદદાયક છે " એમ ગર્ભિત રીતે સૂચવ્યું.

"ભાભી એ શું બોલ્યાં ?"

" ના, ના. એતો અમસ્તુંજ બોલાઇ જવાયું.

એજ રાત્રે શાંતિ પણ ચાલી ગઇ. કોઇને ખબર પડી નહીં, નાની બેનને કંઇક શંકા આવી, પણ બોલી શકી નહી. દસદિવસે એનો એક પત્ર દૂરથી આવ્યો, ત્યારે સૂર્યપુરના બન્ને કુટુંબમાં જીવમાં જીવ આવ્યો. આઠ માસઆ પ્રમાણે નીકળી ગયા.

પ્રબોધની તબીયત વન ઔષધીથી અત્યંત સુધરી ગઇ. મહાત્માઓના સંગમાં એ મશગુલ રહેતો. ઘણા પ્રકારનું જ્ઞાન તેણે મેળવ્યું. છેવટે ગુરૂની આજ્ઞા લઇ તે બન્ને જણા પાછાં ફર્યા ને એક માસ રહીને આ વિશુદ્ધ પ્રેમી જોડું લગ્નગાંઠથી જોડાયું.

* * * *

આનંદમાં દિવસો વીતી ગયા. પ્રબોધનું નામ અત્યારે એનાં લોકપ્રિય કામોને લીધે આખા દેશમાં મશહુર થઇ રહ્યું છે. ને બધે ભાઇના ઉપનામથી ઓળખાય છે. શાંતિના પ્રેમાળ ને દયાળુ સ્વભાવને લીધે બધા એને પુછતા આવે છે.

નદી કાંઠે જે જગ્યાએ પ્રબોધે લગ્ન પહેલાં શાંતિને પોતાના મનની વાત કહેવા નિશ્ચય કર્યો હતો, તેજ જગ્યાએ આજે પ્રબોધ ને શાંતિ જયેષ્ટ માસની પૂર્ણિમાના ચંદ્રના શીતળ પ્રકાશમાં આનંદ ભોગવતાં બેઠાં છે. લગ્ન થયાંને આજે ૭ વર્ષ થઇ ગયાં છે. શાંતિના ખોળામાં એક નાનકડું બાળક રમતું હતુ. અહિંથી ઉઠતાં ઉઠતાં પ્રબોધ બોલ્યો.

શાંતિ, સાત વર્ષપર જે વાત મે તને બાગમાં કહી હતી, તે કહેવા પહેલો ને છેલ્લો નિશ્ચય આજ જગ્યાએ કર્યો હતો. તારા જેવી ભાર્યા મેળવવામાં હું મારૂં અહોભાગ્ય માનું છું. પ્રભુની ઇચ્છા ખરે બળવાન છે.

"વખાણની જરૂર નથી. નાથ. આપની અનિષ્ટ શંકાઓ હવે દૂર ગઇજ હશે. બોલો, મને આપના સંગમાં રહેવાથી શું સુખ નથી ? કદી હવે આમ નાહક દુઃખી થશો નહીં. આ નાનું બાળક પણ આપણા પવિત્ર પ્રેમની શાક્ષી પુરતું કેવું હસી રહ્યું છે ? એ પણ ઇશ્વરની વિભુતી. આપણને આનંદ પમાડવાજ અહી શું એણે જન્મ લીધો નથી ? ખરે ઇશ્વરેચ્છા બલીયસીજ છે.

આનાં કરતાં પ્રબોધ શાંતિ વિશે વધારે શું જાણવાની જરૂર છે ?

---

# काव्यकुंज.

## સાસરૂં *

સંપાદકઃ—રા. રા. ગિરિજાશંકર ભગવાનજી, વળા.

ઉંચા ઉંચારે વાંકાનેરના ગઢડારે, વાંકાનેરના ગઢડારે,
ગઢથી ઉંચા ગઢના કાંગરા.
નણંદ ભોજાઇરે પાણીની હારરે, પાણીની હારરે,
ભોજાઇ અંગવર પાતળી

બેઠાં મેલ્યારે મચ્છુની પાળરે, મચ્છુની પાળરે,
ઇદોણી વળગાડી આંબા ડાળખી. ૩
પથી પૂછેરે નગરીની વાટરે, નગરીની વાટરે,
ભોજાઇએ વીરને ઓળખ્યો. ૪
બાર બાર વરસે બેનીનો વીરો આણે આવ્યારે, વીરો આણે આવ્યારે,
કઇરે દીશાએ બેની તારા ઓરડા. ૫
આડી આડીરે વીરા કરમલીઆ વાડયુ રે, કરમલીઆ વાડયુરે,
ઉત્તર દક્ષિણુ બેનીના ઓરડા. ૬
ઓરડા છેજરે બવળી બજારેરે, બવળી બજારેરે,
ફળી વચ્ચે લીલો **લી**મડો. ૭
ઉતરો ઉતરો રે વીરા લીલા **લી**મડ હેઠરે, લીલા **લી**મડ હેઠરે,
[1]ધોરી બાધો બેનને આંગણે. ૮
નીરીશ નીરીશ રે વીરા લીલી નાગર વેલ્યુ રે, લીલી નાગર વેલ્યુ રે
ઉપર નીરીશ સાકર શેરડી. ૯
રાંધીશ રાંધીશ રે વીરા કરમલીઆ ચોખારે,કરમલીઆ ચોખારે,
ઉપર કાઠા ધઉંની રોટલી. ૧૦
પીરસીશ, પીરસીશ રે વીરા ખોબલે ખાંડુ રે, ખોબલે ખાંડુ રે,'
ઘીની [2]વાઢીયુરે [3]મેલું ઢળકતી. ૧૧
ઢોલીઆ ઢાળજોરે વીરા લીલા લીંબડ હેઠરે, લીલા લીંબડ હેઠરે,
આગળ ઢાળજોરે નાની ઢોરણી. ૧૨
કરજો કરજોરે બે'ની સુખ દુ ખની વાતોરે, સુખદુ:ખની વાતોરે.
ઘેર જાઇશું'ને માડી પૂછશે. ૧૩
દઇડું ફાટેરે મનડું મુંઝાયરે, મનડું મુઝાય રે,
આંખડીએ આંસુ ઝરે. ૧૪
સસરો મારોરે સળીનું ફુલરે, સળીનું ફુલરે.
સાસુતો મણુઝર નાગણી. ૧૫
જેઠ મારોરે અશાડીનો મેધરે, અશાડીનો મેઘરે
જેઠાણી વાદળ વીજળી. ૧૬
દેર મારોરે તલવારની ધારરે, તલવારની ધારરે,
દેરાણી મુજ સમદુ.ખણી. ૧૭

કેટલીએક વિશેષ મારા જાણવામાં આવી છે, અને તે જણાવવાથી તથા વચલા જે જે ભાગોમાં તે જણાવવામાં આવી નથી તે ભાગોમા મૂકવાથી કવિતાનો પૂરો સંબંધ સચવાઇ રહેશે એમ લાગવાથી આપના તરફ તે ફરીથી મોકલું છું.

આથી કવિતા જેવી હૃદયદ્રાવક અને 'હ્રદયને વલોવી' નાંખનાર છે તેટલીજ—તેથી વિશેષ થઇ પડશે અને વાચકવૃન્દ પણ તેને અશ્રુ સાર્યા વિના સત્કારશે નહિ એમ મારૂં માનવું છે.

1 ધોરી—બળદ.

નણદી મારીરે કટકનો ઘોડો રે, કટકનો ઘોડો રે.
ચડયાં કટક પાછાં વાળતી. ૧૮
ખાવી ખાવીરે વીરા ખોરડી જારરે, ખોરડી જારરે,
બાર વરસનો બાટેલ બાજરો. ૧૯
દહાડે કરવાંરે દળણાં ને પાણીરે, દળણાં ને પાણીરે,
રાતે કાંતવો વીરા રેંટીયો, ૨૦
બાર બાર વરસે વીરા બેની માથે નાયાંરે, બેની માથે નાયાંરે,
તેરવરસે તેલ નાંખીએ. ૨૧
ભરવાં ભરવાંરે વીરા મચ્છુનાં પાણીરે, મચ્છુનાં પાણીરે,
બાર બેઢાંનો માથે ભાલિયો. ૨૨
પરણ્યે મારે રે નથી જોયું મુખરે; નથી જોયું મુખરે.
બાર બાર વરસના અબોલડા. ૨૩
બ્હેનને નયણેરે આંસુની ધારરે, આંસુની ધારરે
છૂરે આંસુડે સાગર છલી વળ્યાઃ
છૂરે બ્હેનીને દુઃખે ડુંગર ડોલિયા. ૨૪
બાર બાર વરસેરે આણાં પાછાં વળિયાંરે, આણાં પાછાં વળિયાંરે
વીરાનાં વાદુ ખૂટે નહિ ૨૫
આવ્યાં આવ્યાંરે મચ્છુમાં પૂરરે, મચ્છુમાં પૂરરે
ઝીલો માતા દુઃખી દીકરી.
આવી આવીરે વીરા મચ્છુ ભરપૂરરે, મચ્છુ ભરપૂરરે,
દુઃખનાં ડૂબેલાં બ્હેન તણાઇ ગયાં[1] ૨૬

---

## મ્હારો સ્વામી.

સંપાદક. રા. રા. ઠાકરશી પુંજાભાઇ છેડા· અકોટ.

દુઃખડાની વાતોરે કહેની આગળ કહીએ ?
કહેની આગળ કહીએ ને સ્વામી આગળ કહીએઃ
ત્હોય મ્હારો સ્વામીરે બોલે નહિ કે ચાલે,
બોલે નહિ કે ચાલે ને મ્હેણું મારે. ત્હોય મ્હારો સ્વામી.

---

૧ કેટલેક ઠેકાણે આ પણ ગવાય છે.

પહેલી જે લીટીઓ છે તે બદલ ખુલાસો કરવાનો કે ચાર સખીઓ એક ઠેકાણે ભેળી હતી ત્યારે વાત કરતાં કોઈએક સખી બોલી કે દુઃખની વાતો કોની આગળ કરીએ ? ત્યારે બીજી સાહેલીઓએ જવાબ આપ્યો જે પોતાનાં સ્વામી આગળ કરીએ ત્યારે ત્હેણીએ પોતાના સ્વામી વીષે ખુલાસો કર્યો કે મ્હારો સ્વામી તો બોલતો ચાલતો કાંઇ નથી પણ ઉલટો મેંણા મારે છે. પોતે સ્વામી સારૂં શું શું કરે છે તેનું વર્ણન કડી ૧-૨-૩-૪ માં છે. આ રાસડો કચ્છ દેશમાં એક વખત છોકરીઓ ગાતી હતી તે વખત મેં ઉતારી લીધેલ છે. એમાં અશુદ્ધતા ઘણી છે. અને રચના પણ બરાબર નથી.

બાર બાર મહીનેરે ઉનાળો આવે,
સ્વામીજીનાં ઢોલીઆરિ આંગણે ઢળાવું;
આંગણે ઢળાવું ને વીંઝણાં વાવું. ત્હોય મ્હારો સ્વામી.
બાર બાર મહીનેરે ચોમાસો આવે;
સ્વામીજીનાં ઢોલીઆરિ રસોડે ઢળાવું,
રસોડે ઢળાવું ને શીગડી પેટાવું. ત્હોય મ્હારો સ્વામી.
બાર બાર મહીનેરે શીયાળો આવે;
સ્વામીજીનાં ઢોલીઆરિ ઓરડીએ ઢળાવું,
ઓરડીએ ઢળાવું ને ગોદડીઉં ઓઢાડું. ત્હોય મ્હારો સ્વામી.

---

## ગુલનારા.

અનુવાદકઃ શ્રીયુત " બકુલ." અમદાવાદ.

**બ્હેનઃ**

શું થયું છે ભાઇ ? ત્હમારા આત્મા આજે
કંઈ છાના દુઃખથી ભીંજે છેઃ
મેઘ છે ત્હમારી ભમ્મર ઉપર. શું બન્યું છે ? કહોને !
ત્હમારી કીકીઓ અશુભ કિરણોથી પ્રકાશે છે,
જેમ બળતી ચિતાના પ્રકાશ શી.
અને પાનાં ત્હમારા ખંજરનાં અર્ધ-નિષ્કોષિત છે
ત્હમારા પટામાં—અને ત્હમે તપોછો મ્હારી ઉપર !
કંઇ અણકહ્યું દુઃખ છે, કંઇ અણ દાખવી પીડા છે,
ત્હમારા હૃદયમાં ? બન્ધુ મ્હારા ત્રણે !

**ગ્હેરિટ ભાઈઃ**

ગુલનારા, જવાબ આપ ! ત્હેં પ્રભાતથી અત્યાર લગિ,
અજાણ્યા મુસાફરની આંખને ત્હારો પડધો ખસેડ્યો છે ?

**બ્હેનઃ**

જેવી હું આવીઃ બન્ધુ, બપ્પોરના-સ્નાન કરીને—
જેવી હું આવી,-બપોર હતો તે વખતે, મ્હારા વીર—
અને ત્હમારી બ્હેને તે વખતે, જેમ તે હંમ્મેશ ઢાંકેછે તેમ,
ઢાંકયો હતો બુરખો ત્હેનો. બધે ત્હેની આસપાસ, જાણીને કે,
ભરાયલો છે રસ્તો પરદેશીનાં ટોળાંથી.
પણ ભાર, બપ્પોરના બળતા કલાકનો,
પાસે મસ્જદની હતો એટલો જુલમગાર
કે,—ભૂલીને એક પળ આંખ કાફરોની,
હું શરણ થઇ તાપ અસહ્યને.

**બીજો ભાઇ:**

ગુલનારા, જવાબ આપ ! ફૂલોને ત્હારે ત્હેં જોયો છે,
. પાઘડી ધોળી સાથે અને કફન લીલીમાં ?

**બ્હેન:**

ગમે તેટલો તે હશે ત્હાં: પણ મ્હેં ઢાંકી મ્હને એવી રીતે
કે, હશે ત્હેણે ભાગ્યેજ જોયો મ્હારો દેહ.
પણ શા સારૂ તહમારી બ્હેન પ્રત્યે, આમ અધમ બનોછો તહમે !,
શું શબ્દો તહમારા મન સાથે ગણગણોછો આમ ધીમેથી,
" શોણિત " અને " કાવત્રા ખોર " ના ?
હા ! તહમે શકશો નહિં ખૂન તો લઇ, લાલ ગુનાહ,
ઉપર તહમારા આત્માની, બન્ધુ મ્હારા, ખચિત્ !
ત્હોયે ડરૂંછું-તે હાથથી જે ગરમ કરેછે ખંજરની મૂઠ,
અને સૂચના જે તહમે આપોછો ઝાંખી રીતે.

**ત્રીજો ભાઇ:**

ગુલનારા, આજ સ્હાંજે જ્યારે ડુબતો'તો સૂર્ય આફતાબ,
જોયું'તુ ત્હેં ધ્યાનપૂર્વક, કેવો માફક શોણિતની ઉતરતાં,
પ્રકાશ્યો'તો તે !

**બ્હેન:**

રૂહેમ ! અલ્લાહ્ ! દયા કર ! બચાવ !
પડું છું તહમારે પગ દિલ સુખ્તર્ !
દયાળુ બન્ધુ, ક્ષમા આપો ! દયાની ખાતર, માફ કરો !
ઠંડા પડો રૂદનથી બ્હેનની નિરાશાના:
યાદ આપણી માતાની ખાતર ઓછા ક્રૂર.
ઓ પ્રભુ ! મ્હારે-મરવુંજ પડશે ?
તેઓ બ્હેરા બને છે મ્હારા રૂદનને,
તેઓની બ્હેનનું જીવન-લોહી વ્હેવડાવવા,
તેઓએ ખંજર દીધું છે દરે-અશક્ત બનુંછું ?–
ઉપર મ્હારી આંખની,
પડદો મૃત્યુનો ફરી વળે છે.

**ભાઇઓ:**

ગુલનારા ! વિદાય ! લઇ લે તે પરદો. તે છે ભેટ,
ત્હારા ભાઇઓની-જે પડદો તું કદિ ન શકીશ ઉચકી ! *

# वैज्ञानिक दर्शन.

---

## સ્વપ્નચિત્ર.

લેખકઃ—રા. રા. હીરાલાલ ગોપાળદાસ દેશાઈ. ધમીજ

"ડૉક્ટર સાહેબ ! સાચે સાચું કહો કે આ બાળક જીવશે ? અમારી સઘળી સંપત્તિ માત્ર ત્હેના જીવનમાં સમાયેલી છે. અમારી વૃદ્ધની તે આંખ્યો છે, અને સત્ય કહું તો એજ અમારૂં ધન છે." આંખમાં અશ્રુ લાવી—ગદ્‌ગદિત વાણિએ રામનારાયણ બોલ્યા.

"ભાઇ ! પથ્થર સાથે રત્ન પછાડીએ તો એ અખંડિત રહી શકે ? હીરો અમૂલ્ય છે પણ અગ્નિમાં મૂકીયે તો હીરારૂપે રહી શકશે ? અમૃતભાવના ભર્યાં આ પુસ્તકો બાળી મૂકીયે તો એ પુનઃ જીવિત પ્રાપ્ત કરી શકશે ? તમારૂં કહેવું પણ એના સરખું જ છે. ત્હમારા દોષથી, ત્હમ.રી નિષ્કાળજીથી, ત્હમારી ગફલતથી, અને ત્હમારા વિરૂદ્ધ વર્ત્તનથી આ રત્નરૂપ બાલકની જીવનદોરી પર સખતમાં સખત પ્રહાર કર્યો છે. એનું પરિણામ ત્હમારે ભોગવવું જ જોઈયે મનુષ્ય નીતિ નિયમનાં સૂત્રોથી બંધાયેલો છે. જાણે અજાણે ભંગથતાં ત્હેની શિક્ષા ત્હેણે ભોગવવીજ જોઈયે આ બાળક માટે તમે શું કર્યું છે ? એની સારવાર-સંભાળ-ને યોગ્ય ઉપચારોથી ત્હમે પછાત પડયા છો, તો પરિણામ ઇશ્વરાધિન છે, પરંતુ જે જે સમયે જે જે દર્શન થાય તે ત્હમારે અવશ્ય મુંગાં કર્યા શિવાય સહન કરવું જ જોઇયે." આટલુ બોલી કેટલીક સૂચનાઓ આપી-મારે બીજા દરદીઓ પાસે જવાનું હતું એટલે રામનારાયણના ઘરને નમસ્કાર કરી હું પાછો ફર્યો.

રામનારાયણ ભરૂચના રહીશ છે. ચંદ્રમૌલેશ્વર નામના મહાદેવ આગળ ત્હેમણે એક સુંદર બંગલો બધાવેલો છે. ઘરના શ્રીમંત છે. દ્રવ્ય સંગ્રહ કરવામાં નિપુણ છે, પણ હદથી જાદે કંજુસ છે. અધુરામાં પુરૂં ત્હેમનાં પત્ની અ. સૌ ગંગાબા પતિના નિયમ સૂત્રોને વળગી રહેનારાં-ચુસ્ત છે. રામનારાયણને ત્રણ પુત્ર અને બે પુત્રીઓ હતી, અને તે માત્ર કહેવામાંજ, કારણ પાંચે બાલ્યાવસ્થામાં યમશરણ થયાં હતાં. સવા વરસ પર ત્હેમને ત્યાં પુત્ર જન્મ થયો હતો, અને ત્હેનું નામ હરિહર પાડવામાં આવ્યું હતું.

દશેક દિવસથી હરિહરની તબિયત એકાએક લથડી પડી હતી. તાવની ગરમી કફનું પ્રાધાન્ય અને ઝાડાની બીમારીથી દશદિવસમાં તો એ છેક લથડી પડયો હતો. દશ દિવસની અવ્યવસ્થ—વ્યાધિગ્રસ્થ પ્રકૃતિમાં ત્હેનાં માત્ર હાડ જ દેખાતાં હતાં. અધુરામાં પુરૂં ત્હેનું શરીર પણ હૃષ્ટ પુષ્ટ ન હોતું. હરિહર-રામનારાયણના સંતાનમાં છેલ્લું સંતાન હતું. શ્રીમંત હોવા છતાં આંખ વિચામણાં કરવાની રામનારાયણને ટેવ હતી. ગંગા જોકે પતિમત્યાનુસારિણી હતી, છતાં બાળક પ્રતિ ત્હેને અપૂર્વ સ્નેહ હતો કેટલેક પ્રસંગે બાળકની બાબતમાં રામનારાયણનું કથન સ્નેહને લીધે ગંગાપર અસર કરી શકતું નહોતું, અને ચંપતો પતિ વધારે બોલે તો પુત્રની આગળ તે કથન સાંભળી-સગ્રહી રાખવામાં ગંગા પછાત પડતી ન હોતી.

હરકિશોરના રામનારાયણ સગા થતા હતા, એટલે હરકિશોર મારો સ્નેહિ હોવાથી પ્રસંગોપાત હું રામનારાયણને ત્યાં જતો હતો કેટલેક પ્રસંગે ત્હેમની નિષ્કાળજી માટે

અને કાચા કાન માટે હુ ત્હેમને વારવાર કહેતો, પણ કહેણુ પથ્થરપર પાણીની જેટલી અસર થાય તેટલીજ રામનારાયણના અન્ત કરણ પર એથી છાપ પડતી રામનારાયણ પૈસાના કજુસ હતા એટલે જ્યા પાઇ ખરચવી પડે ત્યા પાછા પડતા ગગામા એથી ઉલટુ હતુ બાળકની બાબતમા ગમે તેટલુ ખરચવુ પડે તો પાછી પડતી નહિ પણ પોતાના હાથે તરખનુ તોડી બે કકડા કરતી નહોતી રામનારાયણ શ્રીની એવી અશક્તિ અને પ્રમાદી વર્તણુક માટે ઠપકો આપતો, પણ બાળકને સભાળના નોકર રાખે કે એવી કોઈ જાતની સગવડ કરવાને તે તદ્દન મનથી અશક્ત હતો

પુત્રના મ દવાડમા રામનારાયણથી ખાનગીરીતે ગગાએ બહુ પૈસાનો વ્યય કર્યો જે જે કહે તે તે સઘળુ ઉપચાર તરીકે કરવામા આવતું વૈદ-ડૉક્ટર-હકીમ અને ભૂત -ભૂના પણ કરી ચૂકી બાધા બ ધણીઓ રાખી, પરતુ છેવટે હરિહરનુ બાલ્યજીવન એ બધાને પડતુ મૂકી સ્વર્ગમા ભળી ગયુ

*  *  *  *

હરકિશોરના કહેવાથી હુ દિવસમા બે વાર ત્યા જતો જો કે મારી સલાહનો એક પણ અક્ષર ત્યા અમલ કરી શકાતો નહોતો, તોપણ મારે હરકિશોરના કહેવાથી ગયા શિવાય છૂટકો નહોતો સત્ય કહુ તો હરિહરના મરણ પૂર્વે માત્ર અર્ધ ઘટિકાપર હુ ત્યા હતો, મને મ્હારી ડીસ્પેન્સરીમા આવ્યા પછી તુરતજ ખબર મળી કે તે મધુરુ બચ્ચુ ગયુ.

દરદીઓને વિદાય કર્યા પછી હુ નર્મદાના પવિત્ર કિનારે, જ્યા મારો બગલો આવેલો છે, ત્યા આકાશિકામા એક આરામખુરશી પર પેપર વાચતો આડો થઈ રહેલો હતો સાંજના સાડા ૭ થયા સૂર્ય અસ્ત પામવાની તૈયારીમા હતો, નર્મદાનુ પવિત્ર જળ ખળ ખળ ખળ અવાજથી વહેતું દૃષ્ટિગોચર થઇ રહ્યુ હતુ મેદાનમા કેટલાક સ્નાન કરતા હતા, કેટલાક વસ્ત્રો ધોતા હતા, કેટલાક ઠડો પવન ખાતા ફરતા હતા, તો કેટલાક ગપાટા મારતા બેઠા હતા આ બધુ મારી આકાશિકામાથી સ્પષ્ટ દેખી શકાતુ હતુ પેપરને એક બાજુએ મૂકી આ રમણિય દેખાવ જોવામા મારી દૃષ્ટિ એક રાગી બની કુદરતનો આ અવર્ણનિય દેખાવ મ્હારા અન્ત કરણપર જુદીજ છાપ પાડતો હતો આ ચિત્રને જોતા મ્હારી વૃત્તિ જુદા માર્ગ પર ઢળી વિશ્વ સાથે આ કોલાહલનુ સામ્ય ગુથવામા કેટલોક વખત નિકળી ગયો આ બધો ચિત્રો દૃષ્ટિમર્યાદામાથી એક પછી એક આગળ વધવા લાગ્યા એવામાં એક પ્રતિભા સપન્ન જ્યોતિનો આવિષ્કાર દૃષ્ટિ આગળ ખડો થયો

સત્ય કહુ તો જાગ્રતમય સ્થિતિમાથી મ્હારી સ્વપ્નાવસ્થામા સક્રાતિ થતી હતી આમ આગળ વધતા હું એ સઘળુ—દુનિયામાં જાગ્રત વહેવાર કરાય છે તે—ભૂલી ગયો જાગ્રતાવસ્થાનું ભાન ખસતા સ્વપ્નાવસ્થા જેવી સ્થિતિ પ્રાપ્ત થઈ જ્હારે હું શુદ્ધિમા આવ્યો—મારી પ્રિય પત્નિએ મને જાગૃત કર્યો—ત્યારે આ બધુ દૃશ્ય જોઈ હુ દિગ્મૂઢ બન્યો આગળ વધતા એ પણ સત્ય છે કે મ્હારી ધર્મચારિણી સ્ત્રીએ જ્યારે મ્હારા બાળકને મ્હારા ખોળામા મૂકયો, અને બાળકે આનદમા ખુરશીને ધમધમાવી નાખી ત્યારે હું ખરેખરીરીતે જાગ્રત થયો, પાચેક મિનિટ બન્ને મૌનમાં પડ્યા પરતુ મ્હારી સ્ત્રીએ પ્રશ્ન કર્યો કે, કેમ ત્હમારૂ શરીર ઠીક નથી? અથવા મન શાન્ત નથી? આ પ્રશ્ન થતાં મે કહ્યુ કે કાઇ નથી, એ તો સહેજ

આ બધું છતાં મ્હારી સ્ત્રીની ઈચ્છાને મ્હારાથી કદાપિ રોકાઇ શકાઈ નથી. ત્હેને આમ ફરાવવાનું-મ્હારે ભારેખમ થવાનું પ્રયોજન નહોતું. પ્રભુકૃપાથી અમારો વિશુદ્ધ સ્નેહ અન્યોન્યના સંવર્ધનમાં-પ્રોત્સાહનમાં-ઉર્ધ્વગામી થાયછે, એટલે અમે વિષય કે ગદ્ધાવૈતરાનાં ભક્ત નહોતાં, પરંતુ વિશ્વેશ્વરની કૃપા યાચતાં પ્રાણિ હતાં.

* * * *

"દુનિયામાંના ક્ષુદ્ર પ્રાણિઓ, ત્હમે દેશનો ઉદય આ રીતે શોધ્યો છે? ત્હમારૂં લક્ષ્ય બિન્દુ આજ માર્ગે સ્વિકારી રહ્યું છે? ત્હમે પૂર્વવત્ ભારતને કરવા માગો છો! અરે! મૂઢ લોકો! ચેતો-જાગ્રત થાઓ-કર્ત્તવ્ય સાધો અને પૂર્વજોના ગુણ કિર્તનમાં અનુરાગી થઈ કર્ત્તવ્ય પરાયણ થાઓ-એજ મોક્ષ-ધર્મ-ઉદય છે."

"ડૉકટર! ત્હમે શું કર્યું? નહિ! નહિ! ત્હમે ગભરાતા નહિ! ભાવિ પ્રબલ છે. મનુષ્યો અંધ છે. થોડા પરિશ્રમે લોકો ફળ પ્રાપ્ત કરવાની મહત્વાકાંક્ષા વાળા છે. પાંગળા બની પર્વત ઓળંગવાની, ઘેર બેઠે ગંગા સ્નાન કરવાની, મહદેચ્છાવાળાં છે."

"ઇષ્ટ બાળ! સાંભળો! મ્હારો આ ઉપદેશ મંત્રદ્વારે સંગ્રહી ત્હેના આત્મામાં લક્ષ સાંધી, એનો રણકાર પવિત્ર ભારત બાળોને સંભળાવજો; આર્યસ્થાનવાસીઓ કહેવામાં મ્હોટા છે, કર્ત્તવ્યમાં પ્રમાદી છે. ધર્મ ત્હેમને પાળે છે. ધર્મ નિમિત્તે આગળ વધે છે, અને તેઓ કદીય ધર્મ સેવન કરતા નથી. અંધશ્રદ્ધા-લુલો પાંગળો પ્રયત્ન કરી એઓમાંના પાછળ સંવર્ધન થવાની આશા રાખે છે, પણ ક્યારેય એ માર્ગે એમનું શ્રેય થવું શક્ય નથી."

"અનેક ધર્માવતારો બાળકને શું કહે છે? બાળકને કેવા નામથી સંબોધે છે! બાળક સાક્ષાત્ દેવ છે. દેવ એ પવિત્ર-નિર્મળ અન્તઃકરણ ને સંસ્કારિત દ્રવ્યથી વિભુષિત છે. બાળક પણ ત્હેમની પવિત્ર છાયા છે. કામ-ક્રોધ-લોભ-મોહથી નિરાળો છે. હૃદયમાં પ્રેમનું રાજ્ય છે. અણુ અણુમાં આનંદનાં કિરણો પ્રવર્તિ રહ્યાં હોયછે. ત્હેનું સંપૂર્ણ શરીર શત્રુ-મિત્રને એક સરખું પ્રિય, ને મહદ્ દૃષ્ટાંત શિખવતું બોધક છે. આવાં બાળકોને યોગ્યમાર્ગે રક્ષવાનું, સંસ્કારિત કરવાનું,-ભાવના ભર્યાં બનાવવાનું કાર્ય ત્હમારૂં છે."

"મ્હારી સારવાર જગતમાં રચ્યાં પચ્યાં રહેનાર અંધશ્રદ્ધાળુઓએ કેટલી બધી કરી! જો કે હવે એ કચરામાંથી મ્હારો ઉદ્ધાર થયો છે, એવા મલિન મંદિરમાંથી મ્હારૂં રક્ષણ થયું છે, પરંતુ આર્યોના ભાગ્ય સાથે મ્હારૂં ભાગ્ય જડાયેલું છે. આર્યોનો ઉદય મને પ્રિય છે. હું આર્યમાર્ગના સંવર્ધનમાં આનંદમગ્ન થાઉં છું. મ્હારો આ સંદેશ-વાત-ગમે તે કે જે ત્હમે સાંભળો છો-તે સૌને કહેજો. એજ મ્હારો ઉદ્દેશ છે. એટલા માટેજ હું આવ્યો છું. પહેલાં મ્હારૂં જગત પરતું જીવન કેવું હતું તે સૂક્ષ્મમાં કહું છું."

"મ્હારો જન્મ એક પિશાચ વૃત્તિવાળા મનુષ્યને ત્યાં થયો. જન્મ થતાં અજ્ઞાન દાયણે બન્યું તેટલું દુઃખ આપવામાં બાકી રાખી નહિ. જન્મ થયા પછી એક સાધારણ વસ્ત્રપર સુવાડવામાં આવ્યો. અને આસપાસના સ્ત્રીમંડળે મને એટલો બધો તો ઘેરી લીધો કે ઓરડાની હવા ઘટ્ટ ને જીવન વાયુના ભક્ષકરૂપે શ્વાસ લેવાનાં કઠિનતા જણાઇ. હવા અજવાળા માટે પુરતી સગવડ કરવામાં આવી નહોતી; અને કેદખાના જેવું જન્મતા બાળકને દુઃખ થાય તેવું સઘળું ગોઠવેલું હતું. આવી વખતે મારા જીવનને વધારવાની નહિ પણ અગવડ ભરી યોજનાઓ કરવામાં બાકી રખાઈ નહોતી. અરે! સત્ય કહું તો, મારી તબિ-

પત સહેજ શિથિલ થાય કે તરત ઉટાંગ સાધનો આપવામાં પછાત પડતું. આંધળાંને હૈયા ફૂટયાં મળતાં, મ્હારી જગત્ સ્થિતિમાંની માતાએ, પુત્ર લાલચે એવું–જે કહે તે કરવામાં ક્યાશ રાખી નહિ. દવાદારૂ જન્મતાંજ ગળથુથી તરીકે, ગંગાજળ માફક વાપરવામાં આવતું હતું."

"આમ કરતાં હું કેટલાક દિવસનો થયો. પુત્ર જન્મ આર્યોમાં ઉત્સવરૂપ મનાય છે, એમ તે વખતનાં મ્હારાં માતાપિતાને મ્હારો જન્મ આનંદકર મનાયો. પણ એ આનંદ અંધશ્રદ્ધા ને અજ્ઞાનતામાં વિનાશક થયો. એકાદ બે માસનો થતાં સહેજ શરીર બગડ્યે વૈદો, હકિમો, ડોકટરો, ગાંધી, મોચી, ભૂવા, યતિ, સંતો, સાધુઓ સઘળાંની સલાહને ત્હેમનું બતાવેલું સાધન અજમાવવામાં આવતું હતું. મ્હારી માતા કરતાં મ્હારાં પિતા પૈસો ખરચવામાં કંજુસ હતા, એટલે મફતનું મળે કે થોડું ખર્ચ થાય એ એમની વૃત્તિને રૂચતું હતું; મ્હારી માતા ભોળી હતી. કરકસરીયણ હતી, પણ પુત્ર માટે પૈસાનો હિસાબ ગણતી નહોતી. રામનારાયણના ઘરમાંથી વાપરવાનું મળતું નહિ, પણ ત્હેના પિયરમાં સારૂં હતું, એટલે પાસે થોડો ઘણો પૈસો હતો, વળી આર્ય સ્ત્રીઓ 'ગાંડ' કરતાં સાધનને સગવડ મળે લગાર પણ પાછી પાની કરતી નથી, એટલે એમાં કાંઇ કહેવું પડતું નહિ. આવી અંધમાન્યતાનો લાભ લેઇ ધૂતારા ધૂતી જતા. આ પ્રપંચ મ્હારા પિતાથી અજ્ઞાત રહેતો."

"મ્હારી ઉમ્મર છ માસની થવા આવી? પાડોશી વૃદ્ધ બાઇએ ઘીનું ને મધ મિશ્ર ચાટણું ચાલતું કરાવ્યું. આ પ્રયોગ મ્હારા વિનાશનાં મૂળ બિજક તરીકે હવે આરંભાયો. શું આર્યો સત્ય માર્ગથી કેવળ અજ્ઞાત હોય છે? શું બુદ્ધિનો ઉપયોગ કરવા જેટલી ત્હેમનામાં શક્તિ હોતી નથી? ખરે! ત્હમે જુવો તો ખરા! મહાન્ પરમાત્માએ માતાના સ્તનમાં અમૃતરસ ભરી અમ્હારા ભવિષ્યનું ઉપયોગી સાધન કયારનુંયે સંચિત કરી મૂક્યું છે; અને એ અમૃતજ અમારૂં પોષણ કરનાર–રક્ષણ કરનાર ને સંવર્ધ કરનાર તત્ત્વ–સત્ત્વ છે. આ બધું નહિ જાણતાં, પરમેશ્વરની કૃપાને તરછોડી, જન્મતાંજ માનુષિ સાધનોમાં અમને રગદોળાવી, એમની અભિલાષાઓ સંતોષવાની લોલુપતા રાખે છે; અને તેથીજ ભાગ્ય એમાંનાં ઘણાંને મ્હારા જેવી સ્થિતિએ લાવી મૂકે છે."

"કહે છે કે રોગ થવાનું કારણ બાળક છે. ડોકટર! વૈદકીય ધંધામાં ત્હમે નિષ્ણાત છો. કહો? બાળકના કયા અપરાધે એ બધું ત્હેને સહન કરવું પડે છે? શું ત્હેણે પકવાન ખાધાં? ભાતભાતનાં ભોજન કર્યાં? પડ્રસ આહાર કર્યો? કુદરતના નિયમોનો ભંગ કર્યો? જલદી કહો–કોનો દોષ?...ત્યારે ત્હમારૂં કુદરતપર આગળ વધતું શાસ્ત્ર બાળકને નિર્દોષ ગણે, ને ત્હેનેજ દુઃખ આપે એ કેવો ન્યાય? શું માતાપિતાનાં વાંકે બાળકને મારવો? **પાડા દુઃખમાં પખાલીને ડહામ** આપવો? માતાપિતાઓ આના કારણરૂપ નથી? અપકવ ઉમ્મરનાં માબાપોથી પ્રકટતિ પ્રજા આયુષ્યવતી હોય છે? વારૂ, બીજાં સ્થળોએ પકવ વયવાળાં માબાપોમાં જન્મ પછી માતાની ખાવાપિવા સંબંધિની અયોગ્ય કાળજી–ને હદ કરતાં જાદે જીભને સંતોષવા માટેનું આરોગણું શું બાળકનું જીવન તત્ત્વ વધારે ખરૂં? અમારૂં રક્ષણ એમણે શું કર્યું હોય છે? ખુલ્લો પ્રકાશ–અજવાળું; ચોખ્ખી તાજી હવા–નિયમિત ધાવણ–શરીરે રક્ષણ કરી શકે તેવાં ને તેટલાં સમય સમયને ઉપયોગી વસ્ત્ર, અમારૂં પારણું સ્વચ્છ ને સુઘડ, અમારી જરૂરીઆતોની અક્કલ એ બધાના અભાવે, માતાની નિષ્કાળજી ને લીધે અમારે મરવું એ કેવો ન્યાય?"

ચ્હેરો ફિક્કો પણ વિચારમાં પડેલો છે. ત્હેણે એક હાથમાં રત્નજડિત પણ ધૂળવાળો થયેલો દંડ ધારણ કર્યો છે જ્યારે બીજો હાથ કપાલે મુકેલો છે. "

અપ્સરાએ કહ્યું " વાડીનાં મનુષ્યોમાંનાં ઘણાં જણની તે જનની છે તેનું નામ **શ્રી હિન્દદેવી** છે. તેણે જે દંડ ધારણ કર્યો છે તે યશ છે, અને તેના ઉપર જે ધૂલી ચ્હોંટી છે તે સમય છે, જે ઉરાડી નાંખવાને તેના આલસુ બાળકો બેદરકાર છે. તે દીલગીર છે તેનું કારણ પેલા આલસ્યરૂપી જીવો તેના પુત્રોનું સ્વચ્છ લોહી ચૂસી લે છે. બરાબર ધ્યાનપૂર્વક જો અને તે શું કહે છે તે તુ સાંભળ. "

આ સમયે આંસું ખેરવતાં હોય તેમ તરૂવરોમાંથી ઝાકળનાં ટીપાં પડતાં હતાં, અને બહુ દયાજનક નિશ્વાસ મુકતો હોય તેમ વાયુ, પર્વતો, ગુફાઓ, અને ઝાડોનાં પાંદડાંની વચ્ચે વાતો હતો. હિન્દદેવી શોચતાં હતાં કે " પેલા સુખ તથા ઉન્નતિના દિવસો ચાલ્યા ગયા; સારા દિવસો જોવાને બદલે હું એક અંધારી રાત્રી અનુભવું છું. અફસોસ ! મારા પુત્રોએ તજ્યા હોવાથી મારા સારા મિત્રો પણ જતા રહ્યા, અને મને આ આસુરી સૃષ્ટિમાં મલીન કરી દીધી. વળી કમભાગ્ય કે, મારા બાળકો પણ તેનેજ ભજે છે. અમાપ સમુદ્રના તળીયામાં શાંત પ્રકાશ આપનારાં ઘણાં રત્નોનો ઉદ્ભવ થાય છે, ત્યારે મારા જેવી એક સમયે ઉત્કર્ષના શિખરે ચ્હડેલી અને ઘણાં ઉત્તમ સંતાનોની માતાની શું રીબાઇને મરી જવાની દશા આવશે ? "

ઘણી દિશાઓમાંથી " હા હા."ના ભયકર અવાજો આવ્યા. આવા જીંદગીના જોખમના વિચારથી હુ તો ધ્રૂજી ઉઠ્યો. આ સમયે તો ઘણા ક્રૂર રાક્ષસો દેખાયા. એક ગર્જતું વરૂ ઢોરના વાડામા વાડ કુદીને પડે કે કોઇ ચોર ધનવાન ગૃહસ્થના છાપરામાં થઇને તેના ઘરમાં ઉતરી પડે અથવા તો કોઈ રાક્ષસ ગામમાં આવી પોતાની ક્ષુધા પુરતાં માણસોને પકડને લઇ જાય તેમ અનેક પ્રકારના દુષ્ટ દૈત્યો આ વાડીના બધા મનુષ્યો, તેમની રિદ્ધિસિદ્ધિ, તથા તેમના વંશજોનો નાશ કરવા કુદી પડતા હોય તેવું દેખાતું હતું ! તેમાંના કેટલાક પાસે છરા, કેટલાક પાસે ભાલા, તથા કેટલાક પાસે તરવારો હતી. માતાને મારી નાખશે તેથી અને તે દેખાવ જોવો અસહ્ય થઈ પડશે, તેથી બીકનો માર્યો હું નાશી જવાનું કરતો હતો, પણ અપ્સરાએ મને પકડી રાખ્યો અને ખાત્રીપૂર્વક કહ્યું કે " તેમ નહિ થતાં ઉલટા આ રાક્ષસોજ મુશ્કેલીમાં આવી પડશે, " તેથી હું ત્યાં થોભી રહ્યો. હિન્દદેવી ધ્રૂજી અને ચીસ પાડી ઉઠી તે મૂર્છાગત થઇ જાત, પણ ધૈર્ય-દ્રઢતા રાખીને તે બહુજ જુસ્સામાં બોલી, " વજ્ર તમારા ઉપર પડો અને તમને છુંદી નાખો. સર્વ ભક્ષક અગ્નિ તમારાં દરેક અંગ અને રૂંવેરૂંવાં બાળીને ભસ્મ કરો ! ઓ અજ્ઞાન ! મારા સૌથી મહાન દુશ્મન અને આ ક્રુર રાક્ષસોના રાજા ! તે લાંબી અંધારી રાત્રી ( અવ્યવસ્થા )ને લીધે તારી સજ્જડ સત્તા જમાવી દીધી અને મારી વાડીને તદન સુકી અને જીવન વિનાની કરી મુકી, તથા મારા છોકરાઓને અંધ તેમજ અશક્ત બનાવી દીધા છે ! ઓ બેવકૂફ મિથ્યા જ્ઞાતિભેદ ! તેં ભાઇઓ ભાઈઓમાં ઝેર વરસાવ્યાં અને પ્રેમથી પોતાની બેનોને અવારનવાર આપસઆપસમાં ભેટવાથી વિમુખ કરી છે ! અરે દુઃખ !-એક સમય એવો હતો કે જ્યારે મારા પુત્રપુત્રીઓ એકજ થાળમાં ભાઇબેહેન તરીકે સાથે બેસી જમતા, ત્યારે અ-

ત્યારે એક બંધુનો સ્પર્શ તેના બીજા બંધુને અપવિત્ર કરી નાંખે છે અને અત્યંત તૃષાપિડિત એવી એક બાળાને તેની બેહેનનું પાણી તદન અખપતું છે. ગરીબાઇ, ત્હેં પણ મારી વાડીને વેરાન કરી નાંખી અને મારા છોકરા અશક્ત તેમજ ભૂખે મરતા કરી નાંખ્યા છે !— ઓ આલસ્યના જીવડાઓ ! તમે અગ્નિદેવના ભક્ષ થજો ! અજ્ઞાનની બધી સેના બળીને ભસ્મ થજો ! હે દેવી ! મારી વ્હારે ધાઓ ! ”

હવે અપ્સરાએ મને કહ્યું, “ પણ વાડીની વાડ તરફ તું જો; તું પેલી ઉંચી દિવાલો જુએ છે ? તે અજ્ઞાને પોતાના કેટલાક રાક્ષસ મિત્રોની મદદથી બાંધી છે. અજ્ઞાન તેથી એમ માને છે કે “હવે હું અહિં ચિરસ્થાઇ થઇશ, ” કારણકે તે ધારે છે કે આ કોટની દિવાલો તોડીને વિજ્ઞાન (સાયન્સ) અંદર આવવા શક્તિમાન્ થશે નહિ. પણ જો લોકો આદરપૂર્વક વિજ્ઞાનને વધાવી લેવાને અને તેની મદદ ગ્રહણ કરવાને માગતા હોય તો આવી ભીંતો તો શું, પણ આથી અનેકધા બળવાન દિવાલોને ભેદી પ્રવેશ કરવા તે શક્તિમાન્ છે.”

અપ્સરાએ હવે મને કેટલાક આગેવાન પીશાચોને આંગળીવતી દેખાડવા માંડયા. તેણે કહ્યું, “ પેલી ડાકણોને જ્ઞાતિઓ કહે છે; પુરાતન સમયમાં તે માત્ર ચારજ હતી. તેઓ ત્યાર પછી વધતી ચાલી; તેઓનાં બચ્ચા કચ્ચાંઓ માંહોમાંહે લઢયાં અને હવે આટલી બધી તે વધી ગઈ છે. કોટની પેલી ખડકો રૂપી વાડ તેમણે બાંધી છે. દરેક પોતપોતાના વિભાગ ઉપર સંપૂર્ણ સત્તા ચલાવી રહી છે, પણ સમય એવો આવશે કે તે બધી વાડ નાશ પામશે અને પુરાતની ચાર પણ રહેશે નહિ.

મેં જોયું કે આ જ્ઞાતિઓ પોતપોતાના વાડામાં જહાંગીરી અમલ ચલાવતી હતી. તેઓ કહેતી કે “ તમે સઘળા અમારા ગુલામ થાઓ અને અમે કહીએ તે મુંગે મોઢે કરે જાઓ. પ્રશ્ન કરવાનો તમને હક નથી. બીજી જ્ઞાતિના માણસો સાથે બેસીને તમે જમો નહિ. (રખેને ભાઇઓ તરીકે અને બેનો તરીકે પ્રેમ બંધાઇ જાયને ! ) એક જ્ઞાતના તાબાના માણસો અનારનવાર પોતાના બાળક અને બાળાઓને પોતાની જ્ઞાતનીજ બાળાઓ અને બાળકો સાથે પરણાવી શકો; ભલેને પછી કજોડું થાય અથવા યુગ્મમાંનું એક અજ્ઞાન, મૂર્ખ, કે ખોડખાંપણું હોય ! આજ વ્યાપાર કરો અને આવી જ રીતે જીવન ગાળો ! બીજું નહિ. ભલેને તમે ભુખે મરી જતા હો, અથવા અજ્ઞાનમાં સડતા હો, પણ આ વાડીમાંજ રહો. બીજી વાડીમાંથી દ્રવ્ય અને જ્ઞાન લાવશો નહિ. કેટલીક જ્ઞાતો વળી કહેતી કે તમારામાંથી કોઇ પરણે ત્યારે અથવા મરે ત્યારે, કાંતો તે વૃદ્ધ હોય, જુવાન હોય, કે બાળક હોય, પણ હમારા બધા જથાને મિષ્ટાન્ન જમાડો. જેઓ આ પવિત્ર સુત્રોનો ભંગ કરતા તેઓને તેજ ક્ષણે જથા બહાર મુકી દેતા, અને આમ મિત્રો તથા સંબંધીઓથી રહિત થવાને લીધે તેઓમાંના ઘણા મોટા દંડ ભરીને ગુલામ થવાને પાછા ફરતા.

ત્યારપછી મારી નજર ત્રણ દુષ્ટ રાક્ષસો ઉપર પડી, જેઓ એક બીજાના ખાસ મિત્રો હોય તેવા દેખાતા હતા.

અપ્સરાએ કહ્યું, “ આ ત્રણ રાક્ષસોમાંના પહેલા એકનું નામ રીતરીવાજ છે. બીજાનું નામ વેહેમ છે, અને ત્રીજાને અંધશ્રદ્ધા કહે છે. ત્રણમાંનો વચલો (વ્હેમ) બીજા બેને ધર્મ એવી સંજ્ઞા આપે છે. આખી વાડી ઉપર અને તેમાંએ ખાસ કરીને વાડની અંદરનાં માણસો ઉપર તેઓની સંપૂર્ણ સત્તા છે. ”

રીતરિવાજનું ફરમાન છે કે “ આમજ ચાલો અને આવી આવીજ ક્રિયાઓ કરો, કારણ કે તમારા બાપદાદાઓ તેમજ કરતા હતા. મનથી, બુદ્ધિથી, કાયદા કાનૂનથી કે તર્કથી પણ તેમાં સુધારો કરવાનું ધિક્કારો.” જો કે આ રિવાજો તદ્દન જંગલી જેવા અને મૂર્ખાઈ ભરેલા હતા પણ તેમનુંજ અનુકરણ થતું.

વ્હેમે કહ્યું:—“ જો બિલાડી તમને આડે ઉતરે તો તમારા કાર્યમાં તમે નાસીપાસ થશો. કાંઇ સંબંધી વિચાર કરતાં અથવા યુક્તિ ગોઠવતાં તમને છીંક આવી તો તમને ફતેહ નહિ મળે. જો તમે ગ્રહણ સમયે કાંઇ ખાઓ તો તમે અધર્મી અને પાપી થઇ નરકમાં ગબડી પડશો ! ” તે એવા વેશમાં દેખાતો કે અંધશ્રદ્ધાને તે ધર્મ જેવો ભાસતો.

અંધશ્રદ્ધા જેણે વલ્કલવસ્ત્ર ધારણ કર્યાં હતાં તે બોલ્યો, “ તમે બધા વલ્કલ પહેરો, કારણ કે તમારા વડવાઓ તેજ પહેરતા હતા. તમારા બાપદાદા જાણતા હતા તેથી વિશેષ જાણશો નહિ, કારણ કે તે દુનિયામાં સૌથી ડાહ્યા હતા; અને તેમણે ના વાપરી હોય એવી કોઇપણ ચીજ વાપરતા નહિ કારણ કે તેઓ: મોટા મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓ હતા. માથું બોડીયું કરી ન ખાવો અને માત્ર ચોટલી જ રખાવો. ખેસ ઓઢીને બહાર ફરજો; કોઇ સભામાં અથવા સારી જગાએ જવું હોય તો જ અંગરખું ધારણ કરજો. તમારા વડવાઓની લખેલી બાબતોને સિદ્ધાંત અને ચિરસ્થાઇ સત્ય માનજો. તેમાં તમારી બુદ્ધિનો યત્કિંચિત પણ ઉપયોગ કરશો નહિ. રિતરિવાજના કહ્યા મુજબ જ ચાલજો. આપણી વાડીમાં તેનામાં શંકાસ્પદ કાંઇ પણ નથી; તેજ ( રીતરિવાજ ) ધર્મ છે. બીજી વાડીના જ્ઞાન અને ભાષાનાં પુષ્પની સુગંધી આપણને અપવિત્ર કરી નાખશે.”

આ સિવાય કુસંપ, બાળલગ્ન, અદેખાઇ અને એવા બીજા ઘણા રાક્ષસો હતા. મને માલુમ પડયું કે ઘણા માણસો આ રાક્ષસોના તાબેદાર હતા. કેટલાક ખુશીથી, ત્યારે કેટલાક ગરજને લીધે, ના છુટકે પેલા રાક્ષસોના તાબે રહેતા. તેઓ બીજા સાથે મળીને હિંદ માતાને પ્રેમપૂર્વક પુજતા હતા.

હવે મેં અપ્સરાને પુછ્યું “ પેલી પાંખોવાળી સ્ત્રી જે હમણાં અહીં નવીજ આવી છે, જે પેલા રોપાઓને પાણી પાય છે, અને જેની પાછળ પાછળ પેલા કેટલાક જણુ જાય છે તે કોણ છે ? ” તેણે જવાબ આપ્યો, “ તે વિજ્ઞાન દેવી છે; અને જે રોપાઓને તે પાણી પાય છે તે જ્ઞાન, વિદ્યા અને સાહિત્ય વિગેરે બીજા એવી જાતના છે. તેની પાછળ પાછળ જાય છે તેઓમાંના કેટલાક જુદા જુદા પ્રકારના હુન્નરો છે; તેમના હાથમાં ચિતરવાની પીંછીઓ તથા કોતરકામ અને ભરતકામ કરવાનાં ઓજારો છે. વળી બીજા સ્વતંત્રતા, સુધારો, ઉન્નત વિચારો, સદ્‌વર્તણુક, દેશાભિમાન, ઔદાર્યતા વિગેરે છે. ”

મને માલુમ પડયું કે વિજ્ઞાનદેવીએ રોપેલાં ઝાડોનાં ફળો ઘણા માણસો ખાતા અને દેવી આગળને આગળ વાધ્યે જતી હતી. તે ફળોથી આવતી શક્તિથી, દેવીએ આપેલા સુધારો અને સ્વતંત્ર વિચારની કુહાડીઓ વડે કેટલાક લોકો જ્ઞાનીના વાડરૂપી કાંટાનાં ઝાડોને ખોદીને દૌઢી નાંખતા. અને આવી રીતે વધારે રોપા· રોપી શકાય તેમ વાડીમાં જગાનો વધારો કરતા કેટલાક લોકોએ અજ્ઞાનની બીતોને પણ વિજ્ઞાન દેવી પાસેથી પ્રાપ્ત થયેલી કુહાડી વતી ફતેહપૂર્વક ખોદવાનું શરૂ કર્યું હતું.

અપ્સરાએ મને કહ્યું, "પૂર્વ ભણી દષ્ટિ કર, અને મને કહે તું ત્યાં શું જુએ છે"? મેં કહ્યું "પરોઢીઆના ઝાંખા અજવાળાને બદલે હું ત્યાં ઝળહળતા સવિતાનારાયણના લાલ ગોળાને જોઉં છું."

અપ્સરાએ મને કહ્યું, "તે સૂર્ય એ સુધારાનો સૂર્ય છે; અને અહીં તે ફરીથી પાછો આવે છે. અજ્ઞાને આ વાડીમાં પ્રવેશ કરવાથી ગુસ્સે થયો હોયને શું, તેમ તે રાતો દેખાય છે."

હિંદમાતાની ચોગરદમ વિંટળાઈ વળીને ઉભા થયેલા અને આનંદપૂર્વક સુધારાના સૂર્યને નિહાળતા પેલા લોકો શું બોલે છે તે હવે હું સાંભળી શકું છું; તેઓ કહે છે કે "હે આકાશના રાજા તું ઘણો ઝપાટાબંધ હવે ઉંચે ચડ અને અજ્ઞાનની સામે તારાં શરોને યોજ, અને હમારી વાડીને સુખી કર."

પ્રાતઃકાળના સૂર્યનો ઉદય થયો અને તેથી હિંદદેવીને બહુ આનંદ થયો.

આમ હવે જ્યારે પુરૂષ વર્ગ સુધરવા માંડ્યો ત્યારે સ્ત્રીઓને હજુ પણ વધારે ને વધારે અજ્ઞાનના કોટમાં ગોંધવ.માં આવતી હતી. આ ગરીબ રંક ઘર–ગુલામોને હજી પણ ઘરની ભીંતોમાં પુરી રાખવામાં આવતાં. અને સૂર્યને (સુધારાને) જોવામાંથી અને વિજ્ઞાનદેવીએ રોપેલાં વૃક્ષોનાં ફળો ખાવામાંથી વિમુખ રાખવામાં આવતા હતા. અંધશ્રદ્ધાને પૂજનારા અને એવા એવા બીજા કેટલાક અદેખા પ્રાણીઓ વિરૂદ્ધ હોવા છતાં અને જોકે કેટલીક સ્ત્રીઓ ગુલામગીરીમાં ટેવાઇ ગયેલી હોવાથી તેને પસંદ કરવા છતાં, ઘણા રાજાઓ, રાજકુમારો અને સંદગૃહસ્થોએ તેમને વિજ્ઞાનનાં ફળો ચખાડયાં છે અને સ્વતંત્રતા તથા સૂર્યનાં (સુધારાના) દર્શન કરાવ્યાં છે. બધા મનુષ્યો અને તેમાંએ ખાસ કરીને પુરૂષ વર્ગ હવે પિશાચ વર્ગ સામા બળવો કરવા લાગ્યા હતા અને જ્ઞાતિરૂપી રાક્ષસોને જમીન સાથે સુવાડી દીધા હતા. અને બીજા પિશાચોને પણ સજડ બીક પેસાડી દીધી હતી.

મેં અપ્સરાને પ્રશ્ન કર્યો, "પેલા લોકો કોણ છે? જેઓ પેલાં સારાં ફળોનો સ્વાદ ચાખવા છતાં પણ હજી પેલા પિશાચોનું સેવન કરે છે."

તેણે કહ્યું, "જે પ્રમાણે ખરાબ જમીનમાં રોપાયલુ બીજ સડી અને ગંધાઇ ઉઠે છે તેજ પ્રકારે તેમના ભાગ્યમાં આવેલાં ફળોની દશા થઇ છે. આ લોકોને મનુષ્ય ઘુવડની સંજ્ઞા આપવામાં આવે છે; કારણ કે જેમ ઘુવડ સૂર્યને નિહાળી શકતો નથી અને તેના પ્રકાશનો લાભ અનુભવી શકતો નથી તેમ આ લોકો પણ સૂર્યને (સુધારાને) નિહાળી તને અનુભવી શકતા નથી."

મને માલુમ પડ્યું કે અપ્સરાના હાથમાં એક કાચનો આરસો હતો. તેણે તેનું પ્રતિબિંબ નીચે કેટલાકની આંખો ઉપર નાખ્યું અને મને કહ્યું કે પણે દશ્ય થતા પેલા આંધળા માણસોને જો! અંધશ્રદ્ધાએ આંખે પાટા બાંધેલા તે આંધળાઓ છે; તેથી તેઓને આ નવિન સૂર્યનાં દર્શન થતાં નથી.

ત્યાર પછી તેણે વલ્કલ વસ્ત્ર પહેરેલા કેટલા માણસોના મનોરાજ્ય ઉપર તેજનું પ્રતિબિંબ નાંખ્યું અને મને કહ્યું "જો પણે, દરેકના મનમાં એક કાળો ડાઘ દેખાય છે, તે તેમની બળી ગયેલી બુદ્ધિના સ્થાને છે."

બીજા લોકોના મન ઉપર આરસાનો પ્રકાશ નાખીને અપ્સરાએ મને કહ્યું, "નિ-

ગ્રહના (તાબે રાખવાના) પેલા ડબ્બને તુ જુએ છે ? તે પોતાના રાતા ઓષ્ટવડે પોતાને સુધારાવાળા કહેવડાવનારની અભિલાષાનુ મોઢુ બધ કરી દે છે, તેનુ કારણ એટલુજ છે કે તેઓ બહુ ઢીલા છે અને તેઓની હિમતનુ વાસણ તદ્દન ખાલી થઈ ગયુ છે "

મે હા કહી, અને બીજા પાછા કેટલાક માણસો જોયા તેમાના કેટલાકને અધ શ્રદ્ધાળુ કહેતા અને કેટલાકને સુધારાવાળા કહેતા પણ આરસાના પ્રતિબિંબથી મને માલુમ પડયુ કે તેઓના હૃદય અને જીભ જોડાયલા નહોતા (મનમા કાઇ હતુ અને બોલતા કાઇ!

ત્યાર પછી અપ્સરાએ પોતાના આરસાનો પાછો કેટલાક હૃદયો ઉપર પ્રકાશ નાખી મને કહ્યુ, "જો પણ ! તે લોકોમા કાઇ પણ ખોડ નથી, ત્યારે તેઓની સખ્યા બહુજ થોડી છે તુ નક્કી સમજજે કે તેઓજ હિન્દમાતાના ખરા બાળકો છે" મને માલુમ પડયુ કે આમાનાજ ઘણા માણસો સુધારાએ આપેલી કુહાડીઓ વડે જ્ઞાતિઓના ખડકો તોડી નાખતા અને વિજ્ઞાનદેવીએ આપેલા દારૂગોળાવડે અજ્ઞાનની બાધેલી દિવાલોને ઉડાવી દેતા વિજ્ઞાન દેવીએ રોપેલા વૃક્ષોના ફળો ખવરાવીને સ્ત્રીઓની ઉન્નતિ કરનાર લોકો તે પણ આજ હતા પેલા મનુષ્ય-ધુવડો અતોભ્રષ્ટસ્તતોભ્રષ્ટ સ્થીતિમા હોવાથી સ્થિતિ અને શક્તિથી ચ્યુત થયા હતા

એક દેખાવ જોવાનુ મને મળી આવ્યુ તે પણ લખવાની ઉત્કંઠા થવાથી લખુ છુ

વાડીની અદર મે એક વરઘોડો જોયો, તેની વચમા એક ઘોડો હતો, જેના ઉપર પોતાના જ કદનુ એક નાળીએર લઇને એક બાળક બેઠો હતો એક ગ્રહસ્થ તેના બન્ને હાથમા નાળિએર (પોતના બે હાથ વડે) પકડી રાખીને ઘોડાની બાજુમા તેની સાથે ચાલતો હતો આ ઉપરથી મે અનુમાન કર્યુ કે આ બાળકને પણ વાજા વગાડતા હતા, [illegible] ધામધુમથી ગભરાઈ ગયો [illegible] ને કરમી ચીસ પાડી [illegible] ઘોડો [illegible] ચમક્યો, અને મહામુનીનતે પણ [illegible] ન રહ્યો તેણે છોકરાને ફેકી દીધા અને કચરી નાખ્યો શ્રી રામ ! છોકરો દેવશરણ થયો વરના બાપની પાઘડી પણ ઘોડે ફેકી દીધી અને તેને પણ સખત ઇજા થઇ જાનને બદલે કાણ થઇ વિવાહની વરસી થઇ અને મ્હેકાણુ મડાઇ ગયુ !

આકાશમા એક વાદળુ દેખાયુ અને અપ્સરાએ મને કહ્યા મુજબ ઉદ્યમનો વરસાદ વરસવા માડ્યો વિજ્ઞાનદેવીએ રોપેલા વ્યાપાર રોજગાર તથા ખેતિવાડીના વૃક્ષો તથા બીજા રોપાઓ અને ક્યારાઓના મુળમા જળ સિંચાવા માડ્યુ, કેટલાક ઝાડો તથા લીલોતરી નવી ઉગવા માડી, તથા લક્ષ્મી, સુખ આદિ વિવિધ પ્રકારના ફળો થવા માડ્યા વિજ્ઞાનદેવીએ રોપેલા રોપાઓની નીચે ઉગેલી સુગધીદાર અને આનંદજનક કળીઓ સૂર્યને (સુધારાના) દેખતાજ ખીલવા માડી અને કેળવણી, સભ્યતા, વિનય દેશાભિમાન, સુધારો અને એવા એવા બીજા પુષ્પો પોતાની આનદજનક સુવાસ ચોપાસ વાડીમા ફેલાવા લાગ્યા અપ્સરાએ મને કહેવા મુજબ વાડીમા ઉષ્ણતાની ગરમીને નાશ કરવાને વિચાર રૂપી લતામડપ દીઠો, જેમા મનુષ્યો વાડીના અભ્યુદયના સાધનો અને યુક્તિઓ રૂપી વેલાઓ ચડાવી રહ્યા હતા

અપ્સરાએ મને પુછ્યુ, "બાગના મધ્ય ભાગની નજદીક તુ કાઇ જોઈ શકે છે ?

મે કહ્યુ, "હા ! જમીનમાથી એક નદીને બહાર નીકળતી જોઉ છુ અને તેના પાણી તરફ ઝાખપ દેખાય છે"

તેણે કહ્યું, " મહાન ઇશ્વરેચ્છા રૂપી તે નદી છે. કોઇક વખતે જ્ઞાતિનાં ખડકોને તે પોઠને ખોદી નાખે છે, કોઇક વખતે પોતાનાં મજબૂત મોજાંઓ વડે અજ્ઞાનના કિલ્લાઓને તે તોડી પાડે છે અને વાડીનાં વૃક્ષોને અને રોપાઓને પાણી પાય છે, અને પોતે જેમ પોતાના માર્ગમાં ઉન્નત, સ્વતંત્ર વિચરે છે, તેમ લોકોને પણ દુષ્ટ રાક્ષસોના જેલરામાંથી નીકળી ઉદ્યોગી, સ્વાશ્રયી, અને પરાક્રમી થવાને શિખવે છે."

આહા ! હું જોઉં છું તો મને જણાવા લાગ્યું કે છેક તળીએ ડુબી ગયેલાં વહાણોને બદલે ઉદ્યમનાં નવાં નવાં વહાણો બંધાતાં હતાં; વળી કેટલાંક વહાણો ને અગ્નિયંત્ર અને ધુમાડીયાં જોડાતાં હતાં, અને કેટલાંક દ્રવ્યરૂપી નદીઓમાં હંકારવાનાં શરૂ થઇ ગયાં હતાં.

અપ્સરાએ મને કહેવા મુજબ બાગની વાડ આગળ પરદેશની મુસાફરીનાં વહાણો દેખાતાં હતાં, જેઓ બીજી સારી અને કિંમતી વાડીઓમાંથી દ્રવ્ય અને જ્ઞાનનાં વધારે કિંમતી અને પાકાં ફળો, વિદ્યા આદિક પુષ્પો, વળી તેમાં વસતા હુન્નરોનાં વિવિધ પ્રકારનાં ઓજારો તે વાપરવાના જ્ઞાન સહિત લઇ આવતાં હતાં.

વાડીમાં પોતાના એક હસ્તમાં જેણે દંડ ધારણ કર્યો છે એવા એક મજબુત દેવને મેં દીઠો. અપ્સરાએ મને કહ્યું, " તે ધર્મ છે. તે દરેકને આજ્ઞા કરે છે કે કોઇએ કહ્યું હોય તે ઉપરથી, અથવા પ્રાચીન કાળથી ચાલી આવેલી દંતકથાઓ ઉપરથી, અથવા લોકોમાં ઉડતી વાતો ઉપરથી તેમજ ઋષીઓએ લેખો લખેલા છે માટે તે લેખો ઉપરથી, અથવા કોઇ દેવે પ્રેરણા કરી હોય એવા ભ્રમ ઉપરથી, અથવા કોઇ માની લીધેલી બાબતને લીધે રચેલા અનુમાન ઉપરથી, અથવા ઉપમાને લીધે સરખું લાગતું હોય તે ઉપરથી, અથવા તો આપણા ગુરૂઓના કે શિક્ષકોનાં આપ્ત વાક્ય ઉપરથી, કોઈપણ બાબતને માની લેવી નહિ. પરંતુ જયારે કોઈ લેખ, સિદ્ધાન્ત અથવા ઉપદેશ તારી બુદ્ધિ અથવા અંતઃકરણ કબુલ કરે ત્યારેજ તે સત્ય તરીકે સ્વીકાર. તારા બંધુઓની તથા તારી માતૃભૂમિની અંતઃકરણ પૂર્વક સેવા કર ! "

વળી મને એક દેવી દેખાઈ. અપ્સરાએ મને કહ્યું કે તે સંપદેવી છે. લોકોનાં હૃદયોને પ્રેમની દોરીવતી નાથીને સઘળી લગામ તે હિંદદેવીના દક્ષિણ હસ્તમાં સોંપે છે. આથી કરીને માતા હિંદ હવે કાંઇક ટટાર થયાં છે.

તેમના શરીર ઉપર ધારણ કરેલા રત્નજડિત કુદરતી બખ્તર ઉપર તથા યશદંડ ઉપર ચોંટેલી ધુળનો ઘણો ભાગ પ્રગતિના ઝાપટાએ ધોઇને સાફ કરી નાંખ્યો હતો. બીજી વાડીઓમાંથી, તેમાંએ ખાસ કરીને પાશ્ચિમાત્ય વાડીઓમાંથી, પ્રીતિબીની લહેરો આવવા લાગી હતી. તે વૃક્ષોને પોષતી અને લોકોને ચંચળ અને ઉદ્યમી કરતી હતી.

શાંતિ આપતી તે ઉત્કર્ષ લહેરોમાં વૃક્ષોને બરાબર ખીલવવામાં, ફળોની પકવતામાં, પુષ્પોની સુન્દરતામાં, નદી નાળાના શાંત વેગોમાં, ધીમી ચાલતી ઉદ્યમની હોડીઓમાં, દેવીઓ અને દેવોના મહાન્ કાર્યના ઉત્સાહમાં,લોકોની કીર્ત્તિ ઉત્સાહ અને ઉદ્યમમાં, નવા સર્વના ( સુધારાના ) ઝળહળતા તેજમાં,—અને પિશાચોનાં હૃદયમાં સખત બીક પેસાડી તેમને નિરાશ કરવામાં વૃદ્ધિ કરતા, એવા નિચેના સોનેરી અક્ષરે લખેલા શબ્દો•

(કવ્વાલિ)—" અયિ ! ઓ ! હિંદ ! જાગૃત થા, દિસે તુજ ભાગ્ય ઝળહળતું;
હવે વિજ્ઞાનની દેવી, અહીં આવે ખુશી થાતું.
યશસ્વી બાલ તારાને, બનાવી પ્રાક્રમી કરશે,
વળી જો આમ તેજસ્વી, ઉદય આ સૂર્ય પામે છે,
યશસ્વી હિંદસોનાની, તવ સ્પર્ધા નહિ થાશે,
અને અજ્ઞાન સેનાએ, જરીએ ના દુભાવાશે.
અરે તુ રાખની શ્રદ્ધા, મદદ દૈવી તને થાશે,
વળી તુજવાડીએ ખીલી, સુગંધી પુષ્પ પ્રસરાશે.
મઝાની દિવ્યશોભાને, નિહાળી તુ ખુશી થાશે,
ઘણા ઉંચા ઉન્નતિના, શિખરપર તું ચઢી જાશે.

ઉપરના કાવ્યના ઘોષથી હર્ષ પામતો હું જાગી ઉઠયો. હા ! જોઉં છું તો હું મારા પલંગ ઉપરજ સુતેલો હતો. મારાં ચક્ષુને આનંદ આપતો દેખાવ, મારી પાંખો, અને મારી સાથે વાતો કરતી અપ્સરા સઘળું અદ્રશ્ય થઈ ગયું. સૂર્યનારાયણનાં પ્રકાશિત કિરણો મારા શરીર ઉપર પડયાં હતાં પ્રાતઃકાળની શિતળ અને સુગંધીદાર પવનની લ્હેરોએ નવીન દિવસ માટે મારા જીવનમા ઉત્સાહ અને શક્તિ યોજ્યાં. અસ્તુ.

---

## કાળના પડદામાં ચીરા !

લેખક.—રા. રા. ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી. અમદાવાદ.

એક અંધારી રાત્રી હતી. સર્વત્ર શાંતિ પ્રસરાઇ રહી હતી. આકાશમાંના ચળકતા તારાઓ કાજળ કાળી રાત્રીનુ અંધારૂં કંઈક અંશે ઓછું કરતા હતા. ગામના સર્વજન શાંત જણાતા હતા. માત્ર ઉન્હાળાના ઉકળાટને લીધે કોઇ જન અશાંત સ્થિતિમાં પોતાના બીછાના પર પડ્યા હતા દૂર ગામ બ્હાર ખેતરોમાં તમરાનો તીક્ષ્ણ અવાજ થતો હતો અને વચમાં કોઈ કોઇ વાર ઘુવડનો કઠોર, અશુભ ઘુરકારો સંભળાતો હતો. ગામ બ્હાર એક ઝાડ નીચે એક ઘરડી લાગતી પરંતુ તરૂણ સ્ત્રી મૂર્છીત અવસ્થામાં પડી હતી. તેની આસપાસ ચાર બાળકો તથા એક બાળકી બેઠાં હતાં સ્ત્રીની અવસ્થા પચીશેક વર્ષની હશે પરંતુ દુઃખ અને ચીંતાને લીધે તેને ઘડપણ પ્રાપ્ત થયું હતું. પણ તે શુદ્ધ, મુગ્ધ વદન ઉપર સુવાનીનુ અને પવિત્રતાનું આછું શાંત ઓજસ પણ દીપતું હતું. બાળકોની વય આશરે દશ બાર વર્ષની હશે. બાળકીની ઉમર લગભગ નવ વર્ષની લાગતી હતી. દરેક બાળક જમીનપર પડેલી સ્ત્રીને ઝાડના મોટાં પાનનો પંખો બનાવી ધીમે ધીમે પવન નાંખતાં હતાં. તેમની આંખમાંથી અશ્રુનો પ્રવાહ ચાલ્યો જતો હતો. કોઈપણ જોનારને આ દેખાવ જોવાથી એટલું તો સ્પષ્ટ સમજાય કે તે સ્ત્રી તે બાળકોની માતા હોવી જોઇએ. એક અંધારી રાત્રે ન્હાના બાળકોને પોતાની અર્ધમૃત માતા તરફ જોઇ જોઇ રોતાં અને ડુસકાં ભરતાં જોવાં તે કરૂણ રસની પરાકાષ્ટા હતી અને અવની ઉપર એવું કયું જડ હૃદય હશે કે જે એ દેખાવ નીરખી દયાથી દ્રવ્યા વગર રહે ? થોડીવાર આ સ્થીતિ ચાલુ રહી. આખરે તે સ્ત્રીએ પોતાનું પોપચું ઉઘાડી મીટ માંડી. બાળકોના વદને આશાના તેજ સ્ફુર્યા. એ નિસ્તેજ નિસ્તબ્ધ મીટ થોડી વખત મંડાઈ પણ તરતજ પાછી

ચક્ષુદ્વાર વસાયાં. બાળકોએ પોતાની સારવાર ચાલુ રાખી. પ્રયાસ સફળ થયો. માતાએ પોતાના નયન પાછાં ઉઘાડયાં. પેલાં ભાનહીન ચક્ષુમાં હવે કાંઈ ભાન, ચેતના, પ્રાણ જણાતાં હતાં. પણ અંતરની અગ્નીએ આંસુ બાળી નાંખ્યાં હતાં. એક બાળકના મુખ તરફથી બીજાના મુખ તરફ એમ ચોપાસ માતાએ દૃષ્ટિ નાંખી. શીકા, જડ ઓષ્ટો અંદરની લાગણીના આવેશને લીધે ફરકતા-ધ્રૂજતા હતા. થોડીવારે કઠોર પણ હૃદયભેદક શબ્દો ઝરવા લાગ્યાઃ—

"પુત્રો, પુર્વજન્મના શત્રુઓ ! પવન હવે ના નાંખો. બળેલા હૃદયને ના બાળો. પવન નાંખી અંતરના અગ્નીને વધારે પ્રદીપ્ત નહીં કરો. એ અગ્ની હવે શાંત થશે નહીં. વ્હાલાં બાળકો ! આ પાંચાળીએ સ્તનમાં પય હતું તે પાયું. તમે પીધું-ઘણું પીધું એકે બીંદુ રહ્યું નહીં. છેવટે ઓ ક્રુર પુત્રો ! તમે રૂધીર ચૂસવા લાગ્યા છો. ચૂસાયું તેટલું ચૂસ્યું. માત્ર આત્મા બાકી રહ્યો છે ! હવે એ આત્મા ચૂસી જઈ મને પીડામાંથી મુક્ત કરો. પાડ માનીશ !"

આટલાં શબ્દો ઉચ્ચારતાં આવેશ વધી ગયો. એક આંચકો ખાઈ શરીર ઉંચુ કર્યું. અશ્રુહીન, જડ, પ્હોળી આંખે નીરખી અશક્ત શરીર પાછું કાંકરાવાળી કઠોર જમીન ઉપર શબવત્ સ્થીતિમાં પડયું. આંખો પાછી મીંચાઈ. આવેશને લીધે થાકી ગયેલું હૃદય વધારે ધડકવા લાગ્યું. વદન ઉપર રક્ત ચઢી આવેલ તે પાછું ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યું. ચ્હેરે એક શાંત આછું તેજ છવાયું. છેવટે એક પુત્ર બોલ્યોઃ—"માતા ! વ્હાલી માતા ! બાળકો ઉપર આટલો કોપ શાને ? જરા વિનંતી સાંભળો..."

બાળક પુરૂં બોલી રહ્યો નહીં તે પ્હેલાં તો તેના શબ્દથી ઉશ્કેરાઈ માતા પાછી એકદમ ઉંચી થઈ અને આવેશમાં ને આવેશમાં બોલવા લાગીઃ—

"મને કોણ બોલાવે છે ? માતા, માતા, વ્હાલી માતા કહી કોણ બોલાવે છે ? હું કોની વ્હાલી માતા છું ? અરે મારાં વ્હાલાં બાળકો, મારાં ખરાં રત્નો તો ગયાં-સ્વર્ગમાં ગયાં-ઘણા ઘણા વર્ષો ઉપર. મ્હારૂં વ્હાલું હવે કોઈ રહ્યું નથી. મારા પુર્વજન્મના પાપે મારે પેટ શત્રુ અવતર્યા. શત્રુઓ પાસેથી બીજું શું સાંભળું ? શત્રુઓ શી વિનંતી કરી શકે ? અરે બાળકો, દુઃખી હૃદયને શામાટે વધારે દુઃખ આપો છો ? માંદી માતાની મશ્કરી શા માટે કરો છો ? મારા પાંચે પતિઓ મને છોડીને ચાલ્યા ગયા ! હાય ! ! તે ત્હમારે પાપે, શત્રુઓ ! ત્હમારે પાપે ! ! ! હું અબળા, અધીન, એકલી રહી, ત્હમને પોષાયું ત્યાંસુધી પોષ્યા. અરે ! પણ ક્રૂર હૃદયને ક્યાંથી દીનતા-દયા આવડે ? તમને મ્હારા પર દયા ના આવી. માતાના ધર્મ પ્રમાણે મ્હેં તમારૂં પોષણ કર્યું. પણ તમે ત્હમારો ધર્મ ન જાણ્યો. આ મ્હારો પ્હેલો બાળક, આ બ્રહ્મપુત્ર જુઓ, જુઓ, તેના વદને છે બ્રહ્મતેજ ? ધર્મહીન એ કુટીલ મ્હારે પેટ પથરો પડયો. જુઓ. આ બીજો ક્ષત્રિયપુત્ર. નથી ત્હેનામાં રાજ્યગૌરવ કે શૌર્ય. બળહીન બાયલો બની જુઓ તેની માતાનું દુઃખ જોઈ રડતો બેસી રહ્યો છે !-શું વાત કરૂં મ્હારા વૈશ્ય પુત્રની ? ન્હાનો છે પણ નથી નીતિ ત્હેનામાં કે નથી પૈસા કમાવાની શક્તિ. વેપાર કરતાં આવડતો નથી. તેથી છળ કપટ કરતાં તે શીખ્યો છે. એવા દુષ્ટાત્મા કરતાં, અરે પ્રભુ ! હું પુત્રહીન કેમ ન રહી ? અને જુઓ પેલો શીદી જેવો પરાધીન બનેલો શુદ્ર. મ્હારા માટે કાંઇ પણ સેવા ન કરતાં ગુલામગીરીમાં ડૂબવા

લાગ્યો છે પ્રભુ પ્રભુ! આટલુ દુખ શાને દેછે? દયાળુ છે પણ ક્યહા છે ત્હારી દયા? ત્હારી દયા રાીધુ તુ એક બિન્દુ આપ પ્રભો! હુ ઉપકૃત થઈશ!"

નિરાશ માતાએ જોરથી જમીન ઉપર પડતુ મકયુ વળી બાળકોમાનો એક બોલી ઉઠયો —

"માતા, માતા! અમ બાળ હૃદયપર આઘાત થાય છે. અમારી એક વિનતી સાભળો શત્રુ શબ્દ અમારૂ હૃદય વીધે છે અરે! પ્રિયતમ માતુશ્રી! આ કટુશબ્દ અમારા આત્માને વિષ પાય છે . "

"અરે દુષ્ટ!," માતા અધવચ બોની, "હજુ અગની વરસાવે છે? દેડકાના પ્રાણ જાય છે હાસી આટની હોય નહી મ્હારૂ દુખ ત્હને રૂચીકર છે! પણ માતાએ કદી મમતા છોડી છે? પ્રિય બાળ, બોલતુ હોય તે બોન પ્રભુને હૃદયમા રાખી બોન દુખી માતાને વધુ દુભવીશ મા

માતાએ પોતાની આખો વીચી તે બેભાન, અચેતન પડી થોડીવાર પાછી શાતી પ્રસરી એકાએક પવન વાના લાગ્યો વાદળા આકાશને આચ્છાદવા લાગ્યા વીજળી ચમકવા લાગી, વજ્રપાત જેવા આકાશમા કડાકા થવા લાગ્યા, પ્રલયકાળની મેઘ ગર્જનાઓ થવા લાગી એકાએક વાદળુ ફાટયુ-બે ચીરાથયા તેમા એક સહસ્ત્રરશ્મિ સૂર્યનો અબાર ઝળકવા લાગ્યો તેજનો પ્રકાશ થોડી પળ પછી કાઈક ઓછો થયો તે તેજના ઉડાણમાથી એક અનાહત નાદવાળો દીવ્ય મધુર ઝીણો સૂર આવવા લાગ્યો —

"પાચાળી પુણ્યવતી પુત્રી! જનની તુ શુરવીરની! વિજય કરશે વિશ્વાસ રાખ તુજ તનુજના વાચનો મહી'-'પાચાળી! પાચાળી! તુ હતાશમા થા ત્હારા ન્હાના બાળકો તરફ આશાની નજરે જો તેમના વદનકમળ ઉપર કયારનુએ બ્રહ્મવર્ચસ, રાજ્યવર્ચસ પ્રતિભા અને પ્રકાશ ચળકવા લાગ્યા છે બ્રાહ્મણો ઘોર નિદ્રામાથી જાગવા લાગ્યા છે ક્ષત્રિયોની રગેરગમા પાચાળીનુ લોહી આવેશ ભર્યું વહે છે વૈશ્ય પુત્રો તેમનો ધર્મ સમજવા લાગ્યા છે દેશ સેવા અને દેશાભિમાનનો મર્મ દરેક આર્યપુત્ર જાણે છે જો, આર્યાવર્તના સાધુબાવો નર કેસરીની પેઠે ગર્જના કરે છે સ્વદેશ પ્રેમ અને દેશીભાન્હુના ઉત્કર્ષ માટે સર્વ પ્રયત્નશીલ છે સુધારા-સાસારિક, રાજકીય, ધાર્મિક, સુધારા થવા શરૂ છે પાચાળી! દુખને તિલાજલી દઇ દે નજીક ભવિષ્યમા પાચાળીના કીર્તિભાનુનો મધ્યાન્હ તપશે, વિજય વાવટો દેશ પરદેશમા ઘુમશે ધર્મગજ પાચાળીના ધર્માસને આવી વિરાજશે, અર્જુનનો અનત ધ્રુધ રીયાળો રથ ઘૂમશે ભીમની ભીષણ હાક વાગશે, પૃથ્વી તળ ઉપર, અને શાસ્ત્ર વિશારદ નકુળ સહદેવ પ્રભુ પન્થે દોરશે-પાચાળીના પામરપુત્રોને જો, પેલો આવે અર્જુનનો રથ, જામશે ધર્મયુદ્ધ અને પાચાળીનો જય જયકાર થશે!!!"

એ અદ્રશ્ય વાણી બધ થઇ, વિજળીના ચળકાર બધ થયા વાદળા વિખરાઇગયા, રાત્રી હતી તેવીને તેવી નિઃશબ્દ, શાત દીસવા લાગી પાચાળીને મુખે નવજીવનની ચેતના સ્ફુરી તેની નસોમા લોહી વ્હેવા લાગ્યુ, અને ઝડપ ઉભી થઇ બાળકોના મસ્તક ઉપર આશીશ સૂચક હસ્ત મુકી બોલી —

"પુત્રો, પ્રભુ ત્હમારૂ કલ્યાણ કરો ઇશ્વરે ભવિષ્યના ભેદ ખુલ્લા કર્યા છે અજમાવો હવે ત્હમારૂ પરાક્રમ. આર્યપુત્રો! ભરતવર્ષને બનાવો સ્વર્ગ સમે વડુ અને પાચાળીના

બ્રહ્મપુત્ર બોલ્યો, " માતા ! પ્રિયમાતા ! બ્રાહ્મણોએ સ્વાર્થને લીધે પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું અને પરિણામે અધોગતિ થઇ. ભારત પુત્રો નહીં લજવે જનનીનું લોહી. પ્રાચીન બ્રહ્મવર્ચસ્ પ્રકાશશે બ્રહ્મબાળોને મુખે " ક્ષત્રિપુત્રે કહ્યું–વ્હાલી માતા, અયે આર્યમાતા ! આર્યપુત્રોની નસોમાં પાંચાળીનું લોહી વહે છે. એ લોહીનું અણુપણ તેમની નસોની અંદર હશે ત્યાં સુધી પાંચાળીનું સુખ સાધવાને તે પ્રયત્ન કરશે. "

વૈસ્યપુત્ર વદ્યોઃ—પ્રિયજનની ! વ્હાલી ભરતમાતા ! વ્યાપારે વસતી લક્ષ્મી. લક્ષ્મી–પ્રકૃતિ પુરૂષની જોડ ન હોય ત્યાં સુધી સુખ સુલભ નથી. પ્રકૃતિ પુરૂષને સંલગ્ન કરશું અને પૂર્ણ ઐશ્વર્ય ઉતારશું. પાંચાળીને દ્વાર.

આર્યબાળા બોલીઃ—માતા, પ્રિયમાતા ! આર્યબાળાઓ હવે અબળા રહેશે નહીં. કુંજે કુંજે સ્થાપશે સ્વર્ગ સદન, અને ભારત પુત્રીઓમાં સાવીત્રી, સીતા, દમયંતી, ગાર્ગેયી અને લીલાવતીના ઉભરાશે અંબાર. જો આકાશે દેવના દંદુભી વાગે છે, જાણે ભારતના ઉદયની મંગલાનો ટંકાર અને રાત્રીયે મેઘધનુષના જેવો આશા ભર્યો આકાર દેખાય છે. જાણે ભારતના ભવિષ્યની ઉષા ઉગી હોય નહીં તેમ જો પેલો શુક્રનો તારો ઉગ્યો અને તેની પાછળ આવશે હીન્દનો ભાગ્યભાનુ ! !

---

# आनन्दाश्रम.

## ભૂત.

( પ્રહસન બે અંકમાં )*

લેખકઃ—રા. રા. કેશવપ્રસાદ છો૦ દેશાઇ ( બી. એ., એલ. એલ. બી. ) અમદાવાદ.

### અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

[ સ્થળઃ દેવશંકરના ઘરનું મંદિર. દેવશંકર સંધ્યા કરવા બેઠો છે અને તેમના વહુ રેવા ફુલ તુલશીની માળા કરે છે. ]

દેવશંકર—( આચમન લઇને) કેશવાય નમઃ, નારાયણાય નમઃ, માધવાય નમઃ-આપણી મેના ભાગ્યવતી તો ખરી, કાલે રાયજી એને જોવા આવવાના છે.

રેવા—રાયજી ! રાયજી કોણ ?

દેવાશંકર—ના ઓળખ્યા ? મુકન્દરાય. એવો વર મળે, પછી શું જોઇયે ?

રેવા—શું મુકન્દરાય ! ! મ્હારી મેનાને એ બુઢા સાથે પરણાવવી છે ?

દેવશંકર—કેમ બોલતા ચમકી કે. આવું ઠેકાણું બીજું છેજ કયાં. પૂષ્કળ ધન છે. મોટી હવેલીયો છે, નોકર ચાકર છે. લગ્ન થતાંવાર મેના તો સ્વતંત્ર થશે અને વૈભવ ભોગવશે. હા, રાયજી જરા ઉમરે મોટા તો ખરા; પણ છોકરીનું નશીબ હોય ને અધરણી આવે તો પછી કશી મણા રહે નહિ. અને છોકરી સુખમાં—

રેવા—શું સુખમાં કહો છો. આ છે ને પેલું છે ને તે છે પણ મૂળ માણસ તો જોવું. પરણે ત્યારથી સૌભાગ્ય હાથમાં લઈને ફરે તેવું ઘર જોવું તે કાંઈ આપણી રીત છે.

---

* મરાઠીમાં આ જાતનું પ્રહસન વાંચ્યું હતું તે ઉપરથી ઉપજાવી કાઢેલું.

નાતમાં બીજા ઘણાય છોકરા છે. આ પેલો હમણાજ મેટ્રીક થયો છે તે રઘુનાથ સાથે કરોને. નહિતો પછી નાંખો છોકરીને નદીમાં. પણ મ્હારી ગરીબ ગાય જેવી દીકરીને એ બુઢા સાથે.

દેવશંકર—હવે પૂરૂ કર પુરાણ તારૂં. મારે તો સંધ્યાનો સમય થઈ ગયો. ( ફરીથી આચમન લઇને ) કેશવાયનમઃ, નારાયણાયનમઃ માધવાયનમઃ—

રેવા—અને પહેરામણી શી આપવાના છો, આ રૂપાળા વરને. એક બેરી બીચારી પુણ્યાત્મા ઘરમાં છે તો ખરી, અને છોકરાને માટે ફરી બીજી નિર્દોષ બાળાનો અવતાર બાળવા ઉભો થયો છે.

દેવશંકર—ગોવિંદાયનમઃ, વિષ્ણુવેનમઃ, મધુસૂદનાયનમઃ, જનાર્દનાયનમઃ, પુરૂષોત્તમાય નમઃ, પ્રદ્યુમ્નાય નમઃ, અનિરૂદ્ધાય નમઃ—

રેવા—કે વળી કાંઈ છોકરીના ઉલટા પૈસા ઉપજાવવા ધાર્યા છે—

દેવશંકર—શું અહિં પૈસાની વાત છે ? બૈરાંઓને પૈસાની વાતમાં માથુ મારતા કોણે શીખવ્યું. એતો પુરૂષોના કામ અને પુરૂષોનું દુઃખ પુરૂષોનેજ વેઠવાદો ( મનમાં પાંચ હજાર રૂપૈયા છોકરીના લેવાના ઠરાવ્યા છે, તે વાત આને કહેવામાં સાર નથી )(મ્હોટેથી ) અચ્યુતાય નમઃ—

રેવા—ખાલી રોફ શેનો મારો છો. શું હું હજી દુધપીતીછું. શું છોકરીને વેચવી છે?

દેવશંકર—હા, હા, વેચવી છે. તેની ત્હારે શી પંચાત. સંકર્ષણાયનમઃ-અધોક્ષજાય નમઃ-કાલે કન્યાને જોવા આવનાર છે પણ એતો નામનુંજ. બધું નક્કી તો કાલ સંધ્યાકાળનું થઈ ગયું છે. અને શું હવે તે ફેરવાય. વામનાય નમઃ ત્રિવિક્રમાય નમઃ—

રેવા—નશીબ બીચારી છોકરીના, ના ફેરવેતો ( મનમાં ) હવે પોતે ઠરાવ્યું છે તે કાંઈ મ્હારે કહ્યે ફેરવનાર નથી માટે એ રાયજીની વહુ ગંગા જોડેજ કાંઇ ગોઠવણ કરી લગ્ન બંધ કરાવું. એતો એજ. ( મ્હોટેથી ) બૈરાનો અવતાર છે. જેની સાથે લગ્ન થયું તેને દેવતુલ્ય ગણવો જોઇયે. ભલે તમારી મરજી તે મ્હારી મરજી. આતો મનમાં લાગ્યું તે કહ્યું. લગ્ન પછી કોઈ કહેનાર છે.

દેવશંકર—હરયેનમઃ-બધી સંધ્યા બગડી આજે તો.

રેવા—તમે પણ છોકરીનું હીત અહીત જાણો છો, પણ મ્હારી અક્કલ.

દેવશંકર—નહિ જોઇયે મ્હારે ત્હારી અક્કલ. બૈરાબુદ્ધી પાનીયે, કાલે જમવાનું કરવાનું છે તેની ગોઠવણ કર; ને ગંગાબેનને જરૂર જમવાનું છે એમ કહી આવજે.

રેવા—ઠીક હમણાજ જઉં છું. ( મનમાં ) હા, હમણાજ જઈને ગંગાબેનને ખોળા પાથરી વિનંતિ કરૂ છું. મ્હારી છોકરીને બચાવો. ગમે તેમ કરી બચાવો નહિ તો એનો અવતાર બળશે. ( રેવા જાય છે. )

## પ્રવેશ બીજો.

[ સ્થળઃ-નદીનો કીનારો—ગંગાબેન અડધી રાત્રે કીનારે ઉભાં છે. ]

ગંગાબેન—( મનમાં ) ઠીક દમ આપ્યો છે એ બુઢાને. ધયડે ધડપણ કોઇની છોકરીનો અવતાર બાળવા ઉભો થયો છે. મ્હેં પણ એમજ કહ્યું કે જો ફરીથી પરણશો તો હું નદીમાં પડી બુડી મરીશ. હમણા રાયજી આવશે ખરા, મારી ખોળમાં હા, આ આવ્યા ( મ્હોટેથી ) ઓ-નદી માતા હવે તો તારે ખોળે લેજે.

રાયજી—અરે આ શું માંડયું છે? આતે કાંઇ રીત કહેવાય કે!

ગંગા—શું માંડયું છે કેમ? બસ હું તો મારો જીવ આપીશ આટલી ઉમરે લગ્ન કરતા શરમ નથી આવતી? વાળ તો ધોળા થયા, દાંત પડી ગયા છે ને હાથ પગતો ધ્રૂજે છે. નહિ બસ મારાથી એ નહિ વેઠાય. હું તો બુડી જ મરવાની.

રાયજી—અરે પણ આપણુને છોકરો નથી એટલે લગ્ન તો કરવુંજ પડેને. આતે કાંઈ હશી ખુશીને કરવાનું છે. જો તારો એકાદ છોકરો જીવ્યો હોત તો પછી આમ કંઈ થાત. મારે તું ચાલ પાછી ઘેર ( ગંગાનો હાથ પકડે છે )

ગંગા—તમારે છોકરો જોઇયે મારે પારકી છોકરીનો, કોઇ ગરીબ ગાયનો અવતાર બાળવો. નહિ બસ હું તો મરીશ તમે સુખે લગ્ન કરો. ભૂત થઇને હું તમારા છોકરા જોવા આવીશ.

રાયજી—અરે રામ, અરે જરા તો મારૂં સાંભળ, વિચાર કર—

ગંગા—વિચાર શેનો બસ એતો નક્કીજ. તમને ગમે તે ભલે કરો. બસ હું તો તમને સ્ત્રીહત્યા આપીશ ( હાથ તરછોડી પાણીમાં દોડે છે, )

રાયજી—( મનમાં ખુબ ગભરાઈને ધ્રુજતે સાદે ) હે શંભુ, હે ભોળાનાથ, હે રામ, અરેરે, ન માન્યું ચાલી ગઇ, હે રામ, રામ, રામ, ( એટલામાં રેવાનો નોકર છોટુ નદી કાંઠે આવી પહોંચે છે. )

છોટુ—અરે આ મધરાતે કોણ છે શું કરે છે અહિં.

રાયજી—( મનમાં ) અરેરે આ વળી કોણ આવ્યું. ફસઇ ગયા તો. આતો માથે નાહક ખુનનું તોમત આવશે. ( મોટેથી ) અરે ભાઇ તું મને જવા દે. હું તને ખુશ કરીશ ( વીંટી આપીને ) લે ભાઈ આ લે ને મને જવા દે.

છોટુ—નહિ, નહિ, હાથમાં આવેલો અને જાતે પકડેલો હવે કદી ન જવા દઉં. બસ હવે તો ચોકી પર લઇ જાઉં.

રાયજી—( ઘડીયાળનો અછોડો આપીને ) ભાઈ હવે તો તું બચાવ ગમે તેમ કરી તું બચાવ. તારે આધારે છું.

છોટુ—કાંઇ નહિ, કાંઈ નહિ, જાવ તમારે ઘેર પણ યાદ રાખજો ફરીથી આવું કાંઈ કામ કરતા નહિ. ઈશ્વરનો ડર રાખો.

રાયજી—પણ ભાઈ જો જે હોં કોઇને કહીશ નહિ. તારો આશરો છે ( બન્ને જણ જાય છે. રાયજી પોતાને ઘેર ચિંતા કરતા પહોંચે છે. અને બળતે હૃદયે આખી રાત પથારીમાં તરફડીયા મારે છે.)

---

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

[ સ્થળ દેવશંકરનું ઘરઃ એક ઓરડામાં રેવા બેન તથા ગંગા બેન બેઠાં બેઠાં વાતો કરે છે. એવો પ્રવેશ. ]

રેવા—પછી શું થયું ગંગા બેન! તમને બીક પણ ના લાગી.

ગંગા—એમાં બીક શેની. બધી નદી મારી જાણીતી છે. અમારા રાયજી જાણે કે હું નદીમાં પડી પણ હુંતો ત્યાં નિરાંતે ઉભી રહીતી. રાયજી ગયા હશે એમ મને ખાત્રીજ

હતી. કારણ કે એમણે કોઈ દિવસ નદી પાવન કરી હોય ત્યારે ને. બીચારા શું જાણે! પૂરી પાની પણ પાણીમાં બુડતી નથી. પછી તો ચંદ્રોદય થયો અને કોઈ દેખાયું નહિ એટલે હું ચાલી ચાલી મારે ઘેર ગઇ. હું જાણતી કે એ કાંઇ નોકર ચાકરને નથી કહેવાના-કે શેઠાણીએ આમ આપઘાત કર્યો,-અને પ્હોં ફાટતા તો હું અહિં તમારી પાસે આવી. તમે એમને જમવા તેડવા મોકલ્યું કે?

રેવા—હા મોકલ્યું. પણ રાત્રે મારો નોકર છોટુ એને ગામથી પાછો આવતો ત્યારે બહુ મોડું થઈ ગયું હતું અને નદી પાસે કોઈ માણસ ઘરડી ઉમરનો આપઘાત કરવાની તૈયારી કરતો હતો એમ એ કહેતો હતો. હવે રાયજી અહિં આવીને એને ઓળખશે, તો જોવાની મઝા આવશે. ચાલો અત્યાર સુધી તો બધુ પાંસરૂં ઉતર્યું છે. હવે થાય તે ખરૂં.

ગંગા—અરે બધું ઠીકજ થશે. પણ તમે છોટુને કહી રાખો કોઇના દેખતા હો હો ના કરે. અને કોઈ માણસને રાયજી પાસે મોકલીને કહેવડાવો કે જલદી આવે.

રેવા—મીંઢળ બંધાવાની ગરજ છે તે આવશેસ્તો. માણસ મોકલું છું.

ગંગા—હા જુવોને એમની તો સાઠી બુદ્ધિ નાઠીજ છે. પેલા રઘુનાથ જેવા કોઇને દત્તક લેતા હોય તો છોકરાની ગરજે સરે. પણ અક્કલ કોની લાવે. પણ બેન તમે જાઓને બધી તૈયારી કરો. અને પેલા છોટુને પણ કહેજો.

રેવા—બેન, એમાં તો કશું કહેવુંજ નહિ પડે. પણ બેન તમારૂં કલ્યાણ થશે અને મારી મેના તમને કદી નહી ભૂલે (જાય છે.)

## પ્રવેશ બીજો.

[ સ્થળ—દેવશંકરનું ઘર-આગલા ખડમાં દેવશંકર છે અને રાયજી આવે છે. ]

દેવશંકર—પધારો રાયજી, આવો અહિ ગાદીપર બેસો.

રાયજી—(બેસતા બેસતા) હરેરામ, હે ભગવાન.

દેવશંકર— કેમ રાયજી કાંઇ નરમ છો કે, રાત્રે ઉંઘ નોતી આવી?

રાયજી—હેં! શું રાત્રે!! ઉંઘ ના આવે તેથી શું? તેમાં તમારે શું! નાના મ્હને કાંઈ નથી થયું.

દેવશંકર—(મનમાં) આજે કાંઇ રાયજીનો જીવ ઠેકાણે નથી લગાર હુકકો પાઇએ એટલે જીવ ઠેકાણે આવશે. (મોટેથી) અરે છોટુ, એ છોટું

છોટુ— (મકાનમાંથી) જી સાહેબ, આવ્યોજી.

દેવશંકર—અરે હુકકો ભરી લાવ અને ભટ સાથે દૂધ મોકલ.

છોટુ— મોકલુ સાહેબ, હુકકો પણ લાવું છું સાહેબ.

[ ભટ દૂધ લાવીને મૂકે છે અને દેવશંકરને ન્હાવા પધારવા કહે છે. ]

દેવ—રાયજી, આપ દૂધ પી આ પાનં સોપારી ખાઇ જરા હુકકો પીઓ એટલામાં હું ન્હાઇને નિત્યકર્મ આટોપી જલદી આવું છું. ખમચાશો નહિ આપનુંજ ઘર છે.

રાયજી—કાંઈ નહિ, કાંઈ નહિ, આપ પધારો. (દેવશંકર જાય છે.)

રાયજી—(હાથમાં દૂધનો પ્યાલો લઇને) આજ કાંઈ ચેન પડતું નથી. મનમાં કાંઈ થઈ જાય છે. નદીની વાત કોઈ જાણશે તો.

છોટુ હુકકો ભરી લાવે છે. રાયજી છોટુને ઓળખે છે ને ચમકી ઉઠે છે. હાથમાંથી પ્યાલો પડી જાય છે ને દૂધ ઢોળાય છે અને બોલી ઉઠે છે કે અલ્યા તું-તું-તું અહિ ક્યાંથી?

છોટુ—( હસીને ) આ હુકકો ભરી આણ્યો છે સાહેબ (મનમાં.) રાત્રે એ પરેણાં લીધાં છે. અત્યારે પણ પડાવીયે.

રાયજી—જા, જા, જતો રહે, અહિંથી ચાલ્યો જા.

છોટુ—તે એમને એમ શેનો જાઉં.

રાયજી—અરે રામ, લે બાપુ લે આ પ્હોંચી લે! પણ અહિંથી જા. કોઇને વાત કરીશ નહિ.

છોટુ—( પ્હોંચી લઇને ) પણ તમને એ કરતાં શરમ ના આવી.

છોટુ—અરે છાનો રહે. ચૂપ, ચૂપ, લે આ કંઠી.

છોટુ—(કંઠીલઈને) એતો જાણે ઠીક કે હું સારો માણસ છું તે કોઇને કહીશ નહિ પણ એ કાંઇ તમારી શોભા! જુવો હવે ફરીથી એમ કરશો નહિ. સમજ્યા કે-(મનમાં) હવે જવા દે શેઠ આવતા હશે. [જતો રહે છે]

રાયજીના હાથમાં હુકકો છે અને મનમાં પુષ્કળ ગભરામણ થયેલી છે એટલામાં અચાનક ઉતાવળા દેવશંકર આવે છે એથી રાયજી ચમકે છે ને હાથમાંથી હુકકો પડી જાય છે ને ચલમ ભાગે છે.

દેવ—અરે આ શું? હુકકો પડી ગયો? દૂધ પણ ઢોળાયું છે ને. અરે છોટુ! રાયજીને બદલવા ધોતીયું આપને. નહિ તો પીતાંબર લાવ. જમવાની વખત પણ થઇ છે. રાયજી તમારૂં શરીર આજે સારૂં નથી લાગતું-માટે જમીને જરા સુઇ જજો અને ઉંઘી ઉઠી નદી કીનારે લગાર ફરવા જજો-એટલે તબિયત સારી થઇ જશે.

રાયજી—હેં, નદી કીનારે, ઓ રામ, નદી કીનારે?

દેવ—નદીને કીનારે કાંઇ છે? તમને ત્યાં નથી ગમતું!

રાયજી—હોય શું વળી-કેમ ના ગમે? (મનમાં) ઓરામ, એ પડી તે સાથે હુંએ ગયો હોત તો ઠીક થાત, પેલા નોકરે વાત ફોડી દીધી લાગે છે.

દેવ—(મનમાં) આ બુઢાનું ચક્કર ફર્યું લાગે છે. પણ પાંચ હજાર રૂપીઆ!! ના, ના, એતો ના જવા દેવાય. (મોટેથી) નહિતો પાછળ કેળની વાડીમાં બેસજો,

રાયજી—હા, હા, બરોબર ત્યાં બેસીશું.

દેવ—ચાલો અંદર જમવા જઇયે [ બે જણા જાય છે. ]

### પ્રવેશ ત્રીજો.

[સ્થળઃ—દેવશંકરના ઘરની પાછળ કેળની વાડીમાં રેવાબેન તથા ગંગાબેન ઉભા ઉભા વાતો કરે છે.]

રેવા—ચાલો ગંગાબેન હવે જલદી કરો. એ લોકો જમી રહ્યા છે તે હમણા અહિં આવતા હશે.

ગંગા—હા હવેજ એમને ખબર પડશે તો. બૈરીનું ભૂત જોઇ કેવા ગભરાય છે તે જોવાની મઝા આવશે. લ્યો આ વાળ મેં છોડયા-કપડું તો ધોળું જ પહેર્યું છે.

રેવા—લ્યો ત્યારે આ કંકુની મોટી આડ તમારા કપાળમાં કરૂં છું. તમે દેખાવ ભયાનક કરજો;

ગંગા—અરે એતો તમે જુવોને !

રેવા—છોટુએ મને વીંટી તથા અછોડો રાત્રે નદી કીનારે લીધેલા તે, તેમ હમણા લીધેલી પ્હોંચી અને કંઠી આપ્યા છે. તમે લેશો ?

ગંગા—ના, હમણા નહિ. તમેજ રાખો. યોગ્ય વખતે એનો ઉપયોગ કરીશું. પણ બેન, તમારો છોટુ ખરો ઇમાની માણસ છે, એણે આજે ઠીક બજાવી. એને કંઇ બક્ષીસ હું આપીશ.

રેવા—હા ઠીક, પણ એો પેલા બે જણ આવે. જુવો થોડીવાર પછી હું મ્હારા ઘરવાળાને બોલવી લઇશ અને કાંઇક કામને બ્હાને ઘરમાં રોકી રાખીશ. એટલીવારમાં તમે તમારૂ કામ બરોબર કરી લેજો.

ગંગા—અરે જુવોતો ખરા, કેવી મઝા કરૂં છું તે. પણ આ પેલા લોકો આવ્યા-ચાલો સંતાઇ જઇયે. [બે જણા વાડીમાં જતા રહે છે.]

*[રાયજી તથા દેવશંકર વાડીમાં આવે છે.]*

દેવ—જુવો આ અમારી વાડી. બહુ મ્હેનતે તૈયાર થઇ છે. પણ તમારી વાડી તો આથી સારી હશે. નદી પાસે ખરી કની.

રાયજી—હેં, નદી નદીને શું છે!

દેવ—હા, નદી ! તમારી વાડીતો નદીના ઘાટ પાસે ખરી ને.

રાયજી—નદીનો ઘાટ (મનમાં) અરે રામ અહીં પણ નદી અને નદીનો ઘાટ, શું એ વાત જાણતો હશે! (છોટુ આવે છે) અરે રામ, પાછો આ કયાંથી આવ્યો.

છોટુ—(દેવશંકર) આપને બા બોલાવે છે. કાંઇક સ્હેજ કામ છે. હમણા પાછા અવાશે.

દેવ—રાયજી, તમે અહિંબેસો. હું હમણા આવું છું. [છોટુ તથા દેવશંકર જાય છે.]

રાયજી—(બેસતા બેસતા) એ રામ. (રેવાબેન આવે છે.)

રેવા—લ્યો રાયજી, આ તમારા ઘરેણા પ્હેરો.

રાયજી—[ગભરાઇને]એ તમારી પાસે કયાંથી આવ્યા ?

રેવા—તમે એ છોટુને આપ્યાતા. તમારૂ પાપ સંતાડવા.પણ છોટુએ મને બધું કહી દીધું છે.

રાયજી—અરે રામ-પણ મેં કાંઇ નથી કર્યું હોં. મ્હારો વાંક નથી.

રેવા—મારે તો કામ છે. સાંભળવાનો વખત નથી (ચાલી જાય છે)

રાયજી—એ રેવા કાકી ઉભા રહો, ઉભા રહો સાંભળો તો ખરા. અરે રામ એતો ગયા. મારે માટે શું ધારશે ? મને બૈરીનો ખુની ધારશે. સ્ત્રી હત્યા કરનારો પાપી જાણશે. મારી સાથે હવે છોકરી કેમ દેશે.

[એકદમ છુટા વાળ સાથે કપાળમાં કંકુની મોટી આડ કરેલી છે અને ઉપરથી નીચે દક્ષણી રીતે ધોળુ લુગડું પહેરીને ગંગા પ્રવેશ કરે છે.]

રાયજી—[ એનું ભયાનક રૂપ જોઇને ] અરે રામ, ઓરામ રા-રા-રા-મ-મ-રા-રા-રા-મ-મ-મ.

ગંગા—હું ભૂત થઇને આવી છું.

રાયજી—(જીભ તોતડાઇ ગઇ છે) બા-બા-બા-પ-પ-રે, ભૂ-ભૂ-ભૂ-ત !

ગંગા—હું તારી બૈરીનું ભૂત છું.

રાયજી—(ઠાળા તતડે છે ને બાંકપરથી નીચે પડે છે) ભૂ-ભૂ-ભૂ ત !

ગંગા—તને ખાઈ જાઉં. બસ ખાઈજાઉં !

રાયજી—ન-ન-ન-નહિ ! બ-બ-બ-ચાવી લે !

ગંગા—લગ્ન ન કરેતો બચાવી લઉં !

રાયજી—ન-ન-ન-નહિ કરૂ રે-રા-રા-રામ !

ગંગા—રઘુનાથને દત્તક લે.

રાયજી—લઇશ. જરૂર, બ-બ-બ-ચાવ.

ગંગા—મેના સાથે રઘુનાથનું લગ્ન કર

રાયજી—જરૂર કરીશ. તુ-તુ-તુ જા.

ગંગા—ફરીથી તારા લગ્નની વાત ન કરીશ

રાયજી—નહિ કરૂં—છો-છો-છોડ હવે !

ગંગા—સાંભળ જો આડો ચાલ્યો તો હુ રોજ આવીશ. તારી છાતીપરચઢીશ, તારૂ માથું ખાઇશ. તને જીવતો બાળીશ.

રાયજી—લગ્ન નહિ કરૂં. રઘુનાથને દત્તક લઇશ. મેનાનું એની સાથે લગ્ન કરીશ.

ગંગા—અને દેવશંકરને ઠરાવેલા રૂપૈયા આપ

રાયજી—હા, હા, રૂપીયા પાંચ હજાર આપીશ.

ગંગા—જોજે હોં. ફરીથી મારે આવવું ના પડે.

રાયજી—ના, ના, બધુ કરીશ.

( ગંગા બાજુપર જતી રહેછે. દેવશંકર આવેછે. )

દેવ—કેમ રાયજી નીચે કેમ પડી ગયા છો.

રાયજી—નહિ નહિ ( બાંકપર બેસીને ) તમે ઘરમાંથી બધાને બોલાવોને-રેવાકાકી, મેના, તથા રઘુનાથને.

દેવ—મેના-એ-મેના. ( મેના આવે છે) જા તારી બાને તથા રઘુને ઘરમાંથી બોલાવ *

( બધાં આવેછે અને બાંક પાસે ઉભા રહે છે. )

રાયજી—જુવો. તમે બધા સાંભળો. પ્રભૂની ઇચ્છા એવી છે કે મ્હારે ફરીથી લગ્ન ન કરવું—

દેવ—અરે, પણ તમારો વિચાર ( મનમાં ) રૂપીયા પાંચ હજાર.

રાયજી—મારો વિચાર ફેરવ્યો છે. પ્રભૂની ઇચ્છા પ્રમાણે મ્હેં મ્હારૂં મન બદલ્યું છે.

છોટુ—( મનમાં ) ના બદલે તો જાય ક્યાં ?

રાયજી—અને હવે પછી કદી પણ લગ્ન કરીશ નહિ

દેવ—પણ તમે મને વચન આપ્યું છે તે.

રાયજી—અને તમને ઠરાવેલા રૂ. પાંચ હજાર—

રેવા—હા, મારા મનનો ભય ખરો હતો.

* રઘુ ગંગાના ભાઇનો છોકરો હોવાથી જમવા બોલાવ્યો હો

રાયજી—પાંચ હજાર હું તમને આપીશ.

દેવ—હાં હાં ત્યારે તો ઠીક. (મનમાં) મારે તો એનીજ પંચાત હતી. બીજુ કાંઈ નહિ.

રાયજી—અને જે હેતુથી હું કરવાનો હતો, તે બર લાવવા હું રઘુનાથને દત્તક લઉં છું.

દેવ—શું રઘુનાથને દત્તક, હેં.

રાયજી—અને એને દત્તક લઇને પછી—

દેવ—વાહ, વાહ, ઘણુંજ સારૂં.

રાયજી—અને એનું લગ્ન મેના સાથે કરી આપું છું. અને તે બન્નેને મારી મીલકતના વારસ કરૂં છું.

દેવ-રેવાઃ—હો, હો, હો, રાયજી તમારૂં ભલું થશે અને તમને અનેક આશીર્વાદ મળશે. અમારી પુત્રીનો અવતાર સફળ થઇ ગયો. એને ભણ્યો ગણ્યો પતિ મળ્યો અને પૈસાની પણ ભીડ ભાગી.

રાયજી—આ બધી વાતનું મને સુખ છે. પણ દુઃખ માત્ર એકજ છે.

રેવા—શું દુઃખ છે?

રાયજી—આ બધુ જોઈ ને ખુશી થનાર અત્યારે અહિં નથી, અને આવી શકશે પણ નહિ.

દેવશંકર—કોણ? કેમ?

રાયજી—મ્હારી ઘરવાળી.

રેવા—કોણ ગંગાબેન?

રાયજી—હા

રેવા—અરે એતો અહીજ છે. આજે જમવા આવ્યા છે તે હજી પાછા ગયા નથી બેટા મેના ગંગાબેનને બોલાવી લાવ. ( મેના ગંગાબેનને બોલાવા જાય છે, )

રાયજી—શુ એ અહિં જમવા આવી છે. (મનમાં) અરે રામ. શું હું આટલી વાર સ્વપ્નામાં હતો.

દેવ—હા. તમારી સાથે એને પણ નોતરૂ હતુ.

( વાળ બાંધીને રોજના કપડામા ગંગાબાઈ પ્રવેશ કરે છે. )

રાયજી—શું ખરેખર—

ગંગા—હા, ખરેખર હું જમવા આવી છું.

*રાયજી—(મનમા) ત્યારે શું મે આટલીવાર સ્વપ્ન જોયું?*

ગંગા—તમે તમારો પહેલાનો વિચાર ફેરવી, રઘુનાથને દત્તક લઇ, મેના સાથે તેનું લગ્ન કરી, તે બેને તમારા વારસ ઠેરવ્યા છે એમ સાંભળી હું બહુજ આનંદ પામી છું. બેટા રઘુ-દીકરા મેના! આમ આવો. તમારૂ જોડું કેવું સારૂં શોભે છે. (બેને માથે હાથ ફેરવીને ) સો વરસનું તમારૂં આયુષ્ય થાવ ને દેવ તમને બધાને સુખી કરો.

બધા—તથાસ્તુ.

( ગંગા બેન પોતાના ગળામાંથી ચન્દ્રહાર કાઢીને મેનાને પહેરાવે છે. રઘુને પાટલીપર પડેલી પોંચલી પેરાવે છે ને છોટુને ઘડીયાળનો અછોડો આપે છે અને છેવટનો પડદો પડે છે.)

ઉપન્યાસઃ ચાલુનવલકથા.

# પ્રેમની પાંખો!

## પ્રકરણ ૧ લુંઃ ચમત્કાર.

[ **નવા વાંચનાર માટેઃ** નાદુરસ્ત તબીયત, લ્હેણદારોનો ત્રાસ, અને પત્નીનું મરણ,–એ સર્વથી કંટાળી ગયેલો કમળાકર નામનો યુવાન શ્રી ગુરુદાસને પોતાનાં દુઃખદર્દ જણાવી, ત્હેમની સલાહ–સહાય માગવા, નર્મદા કિનારે આવેલા ત્હેમના આશ્રમમાં આવે છે. અહિં ત્હેને મહન્તની મનોહર, તરૂણ પુત્રીનું પ્રથમ દર્શન થાયછે અને મન્દિરનું ઉદાર આતિથ્ય તે અનુભવે છે. ગુરૂદાસજીની સાથેની વાતચીતમાં, તે વ્યવહારકુશળ સાધુ ઢોંગી અને પ્રપંચી છે, એમ ત્હેને સમજાય છે; અને જ્યારે પ્રેમ અને ત્યાગની ભાવના હૃદયમાં રાખવાનો બોધ તે આપે છે તથા પોતે પણ આશ્રમ–મન્દિરની સમૃદ્ધિ રૂપ ઉપાધિમાંથી મુક્ત થવા તીવ્ર ઇચ્છા દર્શાવે છે; ત્યારે કમળાકરને તે ઢોંગીજ છે એમ ખાત્રી થાય છે. આથી તે મહન્તને કહે છે કે, " આ સઘળી મિથ્યા વસ્તુઓ ધૂળ હોય અથવા કંટાળો આપતી ઉપાધિઓ હોય, તો તે સઘળું મૂકી દો. ત્હેનો સઘળો ભાર સહન કરવાને હું તૈયાર છું. અને ત્હેના ભારથી મુક્ત થયા પછી આપ નિરાંતે ' પ્રેમ અને ત્યાગ ' અનુભવ્યાં કરજો ! " ]

### ૩. અદ્‌ભુત ફેરફાર !

ગુરુદાસજી ફરીથી હસ્યા. " પ્રભુ દયાળુ છે, ભાઇ ! ત્હારૂં કલ્યાણ એ માર્ગે હશે, તો એમ પણ થશે. તું જાણતો હોઇશ કે હું આ સ્થાનને અથવા અહિંની કોઈ પણ ઉપાધિને વળગી રહ્યો છું: પણ ત્હેમાં ત્હારી ભૂલ છે. સંસારમાં ભાગ્યેજ કોઇ પણ વસ્તુ માગી મળે છે અથવા મમતા બંધાયે રહે છે ! મ્હેં ત્હને પ્રથમ કહ્યું તેમ, અનેક સુખી-બતો ભોગવ્યા પછી, આ ધામ મ્હને પ્રાપ્ત થયું છે; અને સંસારના વિવિધ કટુ અનુભવો જોયા પછી તે મળ્યું એટલે થોડા કાળ સુધી તો ત્હેની મોહિની મ્હારા જીવન ઉપર પણ રહી હતી. પરન્તુ ધીમે ધીમે ભગવાનની દયાથી હું મ્હારા હૃદયનું સમતોલન પાછું જાળવવાની સ્થિતિમાં આવ્યો છું.

" બચ્ચા કમળાકર ! આ આશ્રમના મહન્ત તરીકે એક સંકલ્પ મેં કરેલો છે; અને તે એ છે કે કોઇપણ અતિથિને બનતાં સુધી અસંતોષી અથવા નિરાશ પાછો જવા દેવો નહિં. માટે ભાઈ ! તું જે માગણી કરે છે, તે પૂર્ણ કરવી એ મ્હારો ધર્મ છે. તું " **પ્રેમ અને ત્યાગ** " ની દિવ્ય ભાવનાનો ઉપહાસ કરે છે, પરન્તુ તે બહુ અદ્‌ભુત ચીજ છે. ત્હેના રહસ્યનો જ્યારે અનુભવ થશે, ત્યારેજ પ્રભુની કરૂણાનું ખરૂં ભાન ત્હને થશે. દુનિયામાં " **સ્વાર્થ અને ઢોંગ** " જે સર્વત્ર દેખાય છે, ત્હેનું કારણ બીજું કાંઇ નહિં, પણ આપણે સકળ જગતને માયાના ધૂમાડાથી ઝાંખાં બનેલાં નેત્રોથી જોઇએ છીએ: અને હૃદયનાં પડળ જ્યાં સુધી ઉતરતાં નથી, ત્યાં સુધી સાક્ષાત્ શ્રી હરિ ત્હેમાં નિવાસ કરતા છતાં અદૃશ્ય રહે છે ! પરન્તુ ત્હારું ભાવિ ત્હને કલ્યાણપન્થે લ્હાવવાનેજ શ્રી ઠાકુરજીના આ નિજધામમાં લાવ્યું છે. સંસારની ઉગ્ર વિપત્તિઓ પણ ત્હને સાત્વિક

બની શકી નહી, અને ચિપટીભર મિટ્ટીના બનેલા શરીરનો ત્હારો મોહ ઘટવાને બદલે વધ્યો છે !–પરન્તુ ચિન્તા નહિ, બચ્ચા ! પરમાત્મા દયાળુ છે સંપત્તિ એજ સુખ નથી, અને ધનહીનતા એજ દુ:ખ નથી, એ મહાસત્યોનો ત્હારા અનુગ્રહ અર્થે ત્હને અનુભવ આપવાજ અહિં મોકલ્યો છે ત્હારી ઇચ્છા છે તો, મન્દિર અને આશ્રમનુ સ્વામિત્વ ત્હને અત્યારથી સોંપી દેવા હું તૈયાર છુ બોલ ભાઇ ! તુ કેવી રીતે ત્હેનો ઉપભોગ ચ્હાય છે ?

“ તુ કદિ જાણતો નહિ હોઇશ, પણ અનુભવ અથવા જ્ઞાન વિના કોઈ પણ ઉપાધિ ધારણ કરવાનુ કામ સર્વદા હાનિ છે ત્હારા જેવો એક અજાણ્યો યુવાન–મ્હારી સમતિથી પણ મહન્તના સ્થાનકે બેસીને ભક્તજન તરફથી પ્રીતિ, ભાવ, અને સેવા કેવી રીતે પ્રાપ્ત કરી શકશે ? અને એમ ન બની શકે, તો તુ પણ નથી માનતો કે જે પદની તૃષ્ણા હાલ ત્હારા હૃદયનુ મન્થન કરી રહી છે, ત્હેનો પૂર્ણ ઉપભોગ ત્હારાથી શી રીતે બની શકે ?.. આ સઘળી મુસ્કેલીનો એક જ ઉપાય છે અને તે એ કે–ત્હારે મહન્તના પદની સાથે મ્હારૂ શરીર પણ ધારણ કરવુ !

“ દેખ ભાઇ ! શ્રી ઠાકુરજીની પાસે અહોરાત્ર મ્હારી યાચના હતી કે ‘ પ્રભો ! મ્હને આ ઉપાધિમાંથી મુક્ત કરો ’ આજ તે સફળ થવાનો વખત આવ્યો છે ત્યારે મ્હારી ઇચ્છા શુ હતી અને પરિણામ શુ આવ્યુ છે ?–એ પણ તુ જો !—હુ તો સંસારથી દૂર, કોઇ નિર્જન વનમા શ્રી પ્રભુનુ ધ્યાન ધરતો ભવસાગરથી મુક્ત થવાનુ માગતો હતો અને આજ પ્રાપ્ત શુ થાય છે ? ત્હારે મ્હારૂ શરીર ધારણ કરવુ પડે, તો અવશ્ય મ્હને પણ ત્હારૂ શરીર ધારણ કરી–ત્હારા કર્તવ્યો, ત્હારા વ્યવસાયોમા ઉતરવુ જ પડવાનુ ! પણ પ્રભુ કરુણામૂર્તિ છે ત્હેની ઇચ્છા સર્વદા આપણા શ્રેય અર્થેજ હોય છે [illegible] ભોગવવા અધૂરા રહેલા મેં ક્ષીણ કરવાનેજ તે કૃપાળુ આમ વ્યવસ્થા કરતો [illegible] પ્રભો ! ત્હારી ઇચ્છા જ મ્હારી સુવૃત્તિ બનો ! અને ભાઇ કમળાકર ! ત્હારા આત્માનો ઉદ્ધાર પણ શ્રી ઠાકુરજીના પુણ્ય ચરણકમળમા હવે વ્હેલોજ થશે, એમ મ્હને દૃઢ શ્રદ્ધા છે

“ પરન્તુ બચ્ચા ! ત્હારે એક વસ્તુનો ખાસ વિચાર કરવાનો છે ઉત્તર આપતા પ્હેલા પૂર્ણ નિશ્ચય ઉપર આવવુ જરૂરનુ છે તું યુવાન છે અને યૌવનમા વિકસતા મનુષ્યને જગતપિતાએ જે સમૃદ્ધિ આપી છે, તે સર્વ ત્હારી છે મ્હારો દેહ ધારણ કરીને તુ અહિં મહન્ત પદે રહીશ ત્યારે વૃદ્ધતનના ધર્મો પણ ત્હને નિસશાન વળગશે તુ સંસારી છે, છતા એક વિરાગી સાધુની જિંદગી ત્હારે સ્વીકારવી પડશે જે સમૃદ્ધિ ત્હને આજ આપી છે, ત્હેનુ સામિપ્ય ત્હને જ્યારે સુખ નહિ આપે ત્યારેજ ત્હારી ખરી કસોટી છે, એ સ્મરણમા રાખજે માટે જવાબ આપતા વિચાર કરજે, બચ્ચા ! અને દયાળુ પ્રભુ ત્હને સન્મતિ આપી કલ્યાણ માર્ગે પ્રેરો એવી મ્હારી અન્તઃકરણની આશીષ છે ” પોતાના હાથ લાંબા કરીને કમળાકરને માથે મૂકતા, ત્હેના નયન સાથે પ્રીતિથી ભરેલી પોતાની દૃષ્ટિ મેળવી, શાન્તિપૂર્ણ મુખમુદ્રાથી ત્હેમણે આંખો બંધ કરી ગુરુદાસજી જાણે સમાધિમા લીન થઇ જતા હોયની એમ ભાસવા લાગ્યુ

કમળાકરના હૃદયની અત્યારે જુદીજ સ્થિતિ હતી શ્રદ્ધા અને અશ્રદ્ધા, ઉત્સાહ અને નિરાશા, ઉલ્લાસ અને ભય,–એવી પરસ્પર વિરોધી વૃત્તિઓમા તે ઝોલા ખાધા કરતો હતો ક્ષણમા ગુરુદાસજીના પવિત્ર હૃદયના કિરણો ત્હેના અંતરને પ્રકાશિત કરતા હતા અને

ક્ષણમાં સંસારના કટુ અનુભવોની સ્મૃતિ ત્હેના મનપર પોતાની શ્યામલ છાયા નાંખતી હતી. આ સાધુ બોલે છે એવો સાત્વિક, મમતા વિનાનો, નિખાલસ દિલનો હશે, અથવા તે મ્હને છેતરવાને-મ્હારા જેવા મુંબાઇગરા જુવાનને પોતાના શિષ્યવર્ગમાં દાખલ કરવાને આવી આવી વાતોની ભૂલ ભૂલામણીમાં નાંખીને પોતાના દાબમાં લેવા માગતો હશે? ગમે તેમ હોય, પણ આ બાવાજી બહુ હુંશિયાર તો છે જ ! નહિં તો, એક બીજાની સાથે શરીર સુધી બદલવા જેવી-કદિ નહિં બની શકે એવી વાતો-આટલી ગંભીરતાથી, સત્યનો ડોળ કરીને કરે નહિં !... પણ ધારો કે એમનામાં કાંઈ અસાધારણ સામર્થ્ય હોય તો ? જગતદાસ ક્હેતો હતો કે એ ખરા મહાત્મા છેઃ અને કાંઇ માહાત્મ્ય ગુરૂદાસજી પાસે હોય તો !-ત્હોયે શું ખોટું છે ? આવું મ્હોટું મન્દિર, આટલા બધા શિષ્યો, મધુરી-વગેરે સર્વ આપણે આધિન ! અને મધુરીનો પ્રેમ પણ ધીમે ધીમે આપણે મેળવી શકીશું !...પણ વૃદ્ધ શરીર ધારણ કરવું પડશે ત્હેનું કેમ ?-તો શું ? મહન્ત ક્હે છે ત્હેવા વૃદ્ધ નથી જણાતા. દાઢીનો કે માથાનો એક પણ વાળ ધોળો તો થયો નથીઃ એટલે ચાળીશેક વર્ષ તો બહુ !-આ કાંઈ મ્હોટી ઉમ્મર ક્હેવાય નહિં. કદાપિ બાવાજી કલપ કરીને વાળને કાળા રાખતા હોય તો ?—પણ શરીરે સુદ્ધાંત ક્યાં જરાયે કરચોલી જણાય છે ?—અને એ કલપ કરતા હશે, તો પછીથી પૂછી લઇશું કે હવે ત્હમારે જરૂર નથી, માટે શું લગાડો છો તે બતાવી જાઓ ! ...પણ આ વાત બની શકે ખરી ?-જગતદાસને આ મહારાજ માટે ઊંચો મત છે ખરો, પણ ખરો સાધુ તો એ છે. બિચારાને દુનિયાંના વ્યવહારનું પણ જ્ઞાન નથી ! એટલે એને પણ કેમ છેતર્યો ન હોય ?— જ્યારે મ્હારા જેવો માણસે આ બાવાજીની વાત સાંભળીને ઘડીવાર આમ સંકલ્પ વિકલ્પમાં પડી જાય છે, ત્યારે જગતદાસ જેવાનો તો ત્યાં હિસાબ જ શો ?....ગમે તેમ હો, પણ અજમાવી જોવામાં આપણું જાય છે શું ? જો આ બાવાજીમાં કાંઈ અદ્ભુત શક્તિ હશે તો આપણે હમ્મેશને માટે ન્યાલ થઈ જઇએ છીએ; અને નહિં હોય તો એનીયે ખાત્રી તો થશે કે આવી લાંબી લાંબી વાતોથી પણ ન છેતરાનાર એક માણસ તો મળ્યો હતો. માટે જોવું તો ખરૂંજ કે શું થાય છે !

આવા આવા અનેક વિચારના વમળમાં કમળાકરનું હૃદય ગોથાં ખાતું હતું. ઘડીમાં ત્હેને ગુરૂદાસજી માટે સન્માન ઉત્પન્ન થતું, અને ઘડીમાં ત્હેને પોતાને છેતરાવાનો વ્હેમ થઈ આવતો ! મહન્તની વાત માનવી કે ન માનવી, અને ત્હેના કહ્યા મુજબ કરવું કે ન કરવું,—એવા ભિન્ન ભિન્ન સંકલ્પ વિકલ્પથી ત્હેનું મન ડ્હોળાઈ ગયું હતું. કેટલોક વખત ગયા પછી ગુરૂદાસજીએ આંખો ઉઘાડી. કમળાકરની સામે જોઇ, ત્હેમણે સહજ હાસ્ય કર્યું.

" કયાં બચ્ચા ! બડી ગુંચવણમાં આવી પડયો છે ? મહન્તજીએ પૂછ્યું. " કાંઇ પણ ફિકર ન કર. ત્હને છેતરવાનો આ કોઈ પ્રપંચ નથી. જ્ઞાન અને શ્રદ્ધા બંનેની આવા પ્રસંગોમાં જરૂર છે. બોલ ભાઇ ! તું જે માગણી કરતો હતો તે પૂર્ણ કરવાનો સમય પ્રાપ્ત થયો છે. માટે ત્હારી જે ઇચ્છા હોય તે નિડરતાથી માગી લે. કરૂણાસ્વરૂપ શ્રી જગદીશ પ્રભુ ત્હારું અવશ્ય કલ્યાણ કરશે. "

કમળાકર ગુંચાયો તો હતો; પરંતુ મહન્તજીના સ્મિતહાસ્યથી તથા ત્હેમની વાણિમાં સમજાતી મૃદુ ટકોરથી ત્હેનું આત્મમાન અને બુદ્ધિનું અભિમાન એકદમ જાગ્રત થઇ ગયાં. ત્હેનું પુરુષત્વ સચેતન બની ગયું જે બનાવની શક્યતા બુદ્ધિ કબૂલ કરીશકે

નહિં અને જેનો સંભવ જ્ઞાનને પણ અગમ્ય છે ત્હેવી વાત કરી,—તે મ્હારી પાસે મનાવવા પ્રયત્ન કરીને, ફક્ત પોતાની વ્યવહાર કુશળતાથીજ આ મહારાજ મ્હને ત્હેના શિષ્ય વર્ગમાં દાખલ કરી દેવા આવી યુક્તિ લગાવે છે, એમ પાછું ત્હેના અન્તઃકરણમાં પ્રતીત થવા લાગ્યું. આથી પોતે સામા માણસથી કોઇ પણ રીતે દબાતો નથી એમ દર્શાવતાં, હિમ્મતથી ઉત્તર આપ્યોઃ "ગુરૂજી! આપની કાર્યકુશળતા અને વાત કરવાની કળા વિશે મ્હારા દિલમાં કાંઇ પણ શક નથી. પરન્તુ આવી—અક્કલ પણ ન કબૂલ કરે એવી વાતો કરીને આપ મ્હારી પાસે આપની પ્રભુતાનો સ્વીકાર કરાવવા માગતા હો તો ત્હેમાં આપની ભૂલ થાય છે. આપના જેટલું જ્ઞાન, અનુભવ, પ્રતાપ કે ધન મ્હારી પાસે નથી; નહિં તો આપની પાસે સલાહ લેવા આવીને આપને મ્હેં તસ્દી પણ ન આપી હોત. પરન્તુ હું એવી શાળામાં શીખ્યો છું,—આપ જરૂર માનજો,—કે ગમે ત્હેવા મ્હોટાઇના દેખાવ, ગમે ત્હેવી જ્ઞાનની વાગ્જાળથી હું છેતરાઉં એમ નથી. માટે આપને મ્હારી વિનતિ છે કે આપને યોગ્ય લાગે ત્હેવી, પણ સીધીજ વાત આપણે કરીએઃ આવી મિથ્યાકૂટથી કાંઇ વિશેષ ફળ આપને લાગે છે ?"

"ભાઈ કમળાકર !" મહન્તજીએ દયાપૂર્ણ ચ્હેરાથી ઉત્તર આપ્યો, "ત્હારી દુનિઆં જે વાત ને સત્ય અથવા અસત્ય, સંભવિત અથવા અસંભવિત માને છે, ત્હેનેજ પરમસત્ય માની લેવામાં કેટલી ગંભીર ભૂલ થાય છે, ત્હેનો ત્હને કાંઇ ખ્યાલ છે ? ત્હમારા વિદ્વાનો અને ફિલસુફોનાં સ્વપ્નાંમાં પણ નથી, એવી અનેક-અગણ્ય વસ્તુઓ સંસારમાં ચોતરફ ફેલાયલી છે !—પણ બચ્ચા ! આપણે અત્યારે ત્હેનું કાંઇ કામ નથી. ત્હારી હજી પણ એ ભ્રાંતિ જતી નથી કે ત્હને છેતરવામાં મ્હને સ્વાર્થ નથી.—હું પણ ત્હારીજ પેઠે મિથ્યાકૂટ કરવા ચ્હાતો નથી. ત્હેં મ્હારી પાસે આ ધામની, ત્હેની સર્વ સંપત્તિ સાથે, માગણી કરી છેઃ અને ત્હેના ઉત્તરમાં મ્હેં ત્હને તે આપી દેવાની પણ હા કહી છે. આ વાત આટલેથી અટકે અથવા આગળ ચાલે, તે બન્ને તરફ હું ઉદાસીન છું. શ્રી જગદીશની ઇચ્છા છે, એજ મ્હારી પ્રવૃત્તિ થશે. તો વૃથા ફાંફાં શામાટે મારવાં ?—પરન્તુ હવે જે કર્તવ્ય રહે છે, તે ત્હારે માથે છે. હું મ્હારો ધર્મ બજાવવાને તૈયાર છું. ત્હને યોગ્ય લાગે તો,—પુનઃ ત્હારી સ્પષ્ટ ઇચ્છા દર્શાવ, અથવા આ વાત હવે બંધ કર. ત્હારૂં ભાવિ ત્હારા પોતાના હાથમાંજ છે."

મહન્તના દ્રઢતા ભર્યા ઉત્તરથી કમળાકર પાછો ગુંચાયો. ત્હેને મહન્તપદ લેવાની ઘણી ઇચ્છા હતી, મન્દિરની મિલ્કત ઉપર સ્વામિત્વ ભોગવવાની આકાંક્ષા હતી; પરન્તુ એ બનવું તો અસંભવિત હતુંઃ અને કદાપિ આ બાવાજી પાસે કાંઈ મેસ્મેરિઝમ જેવી યુક્તિ હોય અને પોતાના ઉપર છેતરપિંડી કરી જાય તો !—તથાપિ એક વાત તો નક્કિજ હતી. પોતે કાંઇ ત્હેનો ચેલો થયો ન્હોતો અને થવાનો પણ ન્હોતો; ત્હેનામાં કાંઇ પાણી છે કે નહીં તે જોવામાં કાંઇ હરકત ન્હોતી. પરન્તુ મહન્તે કરેલી શરતોમાંથી એક મુશ્કેલ હતી, અને તે એકે ત્હેનું શરીર ધારણ કરવું પડે !—હવે જો આ બધું તૂત હોય તો તે પણ કેમ એક ધતિંગ ન હોય ?—માટે 'હા' તો કહેવીજ, એવા નિશ્ચય ઉપર તે આખરે આવ્યો.

"મહારાજ! આપ મ્હારા જેવા બાળકનું વધારે ઓછું બોલ્યું માફ કરશો." ત્હેણે કહ્યુંઃ "હું જે માગણી મ્હેં કરી છે તે મુજબ વર્તવાની આપની ઇચ્છા હોય, તો હું પણ ત્હેને

વળગી રહેવાને ખુશીજ છું. પરન્તુ એક વાત મ્હારા સમજવામાં આવતી નથી. મ્હારે આપનું શરીર ધારણ કરવું પડે-( આવું કાંઇ બની શકતું હોય તો ! )—એમ આપ કહો છો. પરન્તુ તેમ કર્યા વિના આ સર્વનો ઉપભોગ થઇ શકે એવો કાંઇ માર્ગ નથી ? જો તેમ બનતું હોય તો ઘણું સારૂં; પણ તેમ નજ બની શકે તો આપની શરત પ્રમાણે પણ કબૂલાત કરવા હું તૈયાર છું. "

"ભાઈ !" ગુરૂદાસજીએ ઉત્તર આપ્યો. "તેમ બને એવું હોત, તો હું ત્હને આવી મુશ્કેલ શરત કહેત જ નહિં. આ ધામ મ્હારૂં અથવા કોઈ એક મનુષ્યનું નથી. ત્હેમાં અનેક પ્રાણિઓના પુણ્ય સંચયનો અધિકાર છે, તે કઇક મનુષ્યોનાં કર્મ પરિપાકનું તીર્થ છે; અને ત્હને મળશે તો પણ તે ત્હારુંય નહિં થાય. હવે જે ધામ ઘણાં જણનાં ઋણાનું-બન્ધનથી ગ્રથિત છે; તે એકાએક કોઇને પણ સોંપી દઇ, તે સર્વનાં હૃદય દુભાવવાં, ત્હેમનાં ઉત્કર્ષ માર્ગનો અવરોધ કરવો; એ ઇષ્ટ નથી. નહિં તો હું ક્યારનોયે મારા પુત્રને અથવા અહિંની ભક્ત મંડળીને તે સોંપીને ચાલ્યો ગયો હોત. પરન્તુ તેમ નથી કરી શકયો, કારણકે તે માટેની પ્રભુપ્રેરિત યોગ્યતા હજી ત્હેમના કોઇમાં આવી શકી નથી. અને તેથીજ મ્હારા આ સ્વરૂપમાં, ત્હારા આ સંસ્કારોમાં તો ત્હને પણ—મ્હારી ઇચ્છા છતાં-હું આપી શકું નહિં. વળી હરકોઇને સાન્ત્વન—સન્તોષ આપવાં, એ મ્હારી સ્વાર્થ સિદ્ધિ છેઃ પરન્તુ ત્હેવાં અનેક મનુષ્યોને શાન્તિ અથવા તૃપ્તિ આપવાનું મહાન સાધન આ મન્દિર, તેની ભાવી મહાસિદ્ધિઓ ક્ષય પામે,એવું કરવાનો મ્હને અધિકાર પણ નથી. આશ્રમ હું હતો તોજ બંધાયો, એમ માનવું તદ્દન ખોટું છે. દયાળુ શ્રી હરિએ માત્ર મ્હને તો એક કારણરૂપ બનાવ્યો, એટલુંજ હું માનું છું. મ્હારા શિવાય અન્ય દ્વારા પણ તે સ્થાપિત થાત. તથાપિ મ્હને તે કાર્ય સોંપાયું, એટલે ફક્ત હું ત્હેનો વ્યવસ્થાપક બન્યો. હવે ભાઇ તુંજ ક્હેને કે જે વસ્તુનો હું સ્વામી નથી, તે હું કેવી રીતે આપી શકું. આથી એકજ માર્ગ મ્હને સાધ્ય છે અને તે ત્હને મ્હેં દર્શાવ્યો.

"બચ્ચા ! મ્હારૂં શરીર ત્હને પ્રાપ્ત થાય તો પણ ત્હારા હાલના સર્વ સંબંધનું અને તું કમળાકર છે, એ સત્યનું ત્હને ભાન રહેવાનું. મ્હારા આ શરીરમાં સાધ્ય થયેલાં અનુભવ અને જ્ઞાન ત્હારેજ વશ થવાનાં. મ્હારા દેહના ધર્મો ત્હારે ભોગવવા પડવાના; અને ત્હેના અધિકાર ત્હને અનુકૂલ થવાના. માટે શ્રી હરિનું સ્મરણ કરીને ત્હારી જે ઇચ્છા હોય તે બોલી દે. શ્રી ઠાકુરજી દયાળુ છે, તે આપણને સર્વદા સન્માર્ગેજ બતાવશે. "

કમળાકર જે અત્યાર સુધી વિચારના વમળમાં ગોથાં ખાધાંજ કરતો હતો, તે હવે જાગ્રત થયો. ત્હેણે ઉત્તર આપ્યોઃ "ભગવન્! આપ ક્હો છો તેમ કરવાને સમર્થ છો કે નહિં, તે વિશે મ્હારી ખાત્રી નથી. પરન્તુ આપની પાસે કાંઇ અસાધારણ પ્રભાવ હોય, અને મ્હને આ મન્દિરનું મહન્ત પદ, કુલ સત્તા સાથે, આપવાની આપની ઇચ્છા હોય, તો તે લેવાને હું ઘણો ખુશી છું. તેમ કરવામાં, આપ ક્હો છો ત્હેવો શરીરોનો ફેરફાર કરવો પડશે તો ત્હેમાં પણ મ્હારી સંમતિ છે. માટે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. " ત્હેણે હાથ જોડી, મસ્તક નમાવી મહન્તને નમન કર્યું.

"તથાસ્તુ !" કહી ગુરૂદાસજીએ પોતાનો જમણો હાથ લાંબો કરીને કમળાકરને માથે મૂક્યો. "તથાસ્તુ ! બચ્ચા ! દયાસ્વરૂપ શ્રી જગદીશ પ્રભુ ત્હને કલ્યાણપથે પ્રેરો. "

આ પળમાં, એક અદ્દભુત ચમત્કાર થઇ ગયો. કલ્પનામાં દૃષ્ટિગોચર થવો પણ

મુશ્કેલ, સ્વપ્ન પ્રદેશમાંય અનુભવવો કઠિન, એવો ચમત્કારિક ફેરફાર તે બન્નેમાં બની રહ્યો. ગુરૂદાસજીના સ્વરૂપમાં કમળાકર અને કમળાકરના શરીરમાં મહન્તજી બદલાઇ ગયા ! મહારાજની બેઠક ઉપર એક યુવાને આસન કર્યું હતુ અને ત્હેની સામે આધેડ વયનો સાધુ નમ્રતાપૂર્વક હાથ જોડીને બેઠો હતો !

## ૪ સત્ય કે ભ્રાન્તિ ?

શરીરમાં થયેલા ફેરફાર તરફ્તો કમળાકરની દૃષ્ટિ પ્રથમ ન ગઈ પરન્તુ ગુરૂદાસજીને યુવાન અને પોતાનીજ આકૃતિરૂપ બની ગયેલા જોઈ, તે દિઙ્મૂઢ થઈ ગયો. મહન્તની મેસ્મેરિઝમની કોઈ ક્રિયાનું આ પરિણામ હશે કે બન્નેએ વાસ્તવિક રીતે શરીર એક બીજાની સાથે બદલ્યા હતા—આ શંકા પાછી ત્હેના મનમાં હવે સ્વાભાવિક રીતે ઉત્પન્ન થઇ. પોતાની જિંદગીનો ખાનગી ઇતિહાસ પણ મહારાજને સુજ્ઞાત હતો, તેથી ત્હેમની પાસે કોઈ અસાધારણ બુદ્ધિ અથવા શક્તિ હતી, એમ તો ત્હેને પ્રતીતિ પ્રથમ થઇ હતી. પરન્તુ આવો કુદરતના નિયમોમાં અદ્દભુત ફેરફાર કરી નાખતો,—ન દીઠેલો, ન સાંભળેલો ચમત્કાર તેઓ ઉપજાવી શક્યા હતા એ તે સત્ય કે ભ્રાન્તિ ? જે શક્તિ પશ્ચિમના મહાવિદ્વાનો પાસે પણ હોવાનું જણાયું હોતું, તે એક સાધારણ બાવા પાસે હોવાનું કદિ સંભવે ?—ના ના તેમ બનેજ નહિ. બુદ્ધિના બન્ધન તોડી નાખતી ઉંચી કેળવણી અને યૂરોપિયન વિજ્ઞાનશાસ્ત્રીઓના સમર્થ શોધો દ્વારા મળેલું ઉંચું જ્ઞાન, એની ખોટા વ્હેમની ભ્રાન્તિઓને સહજમાં નિર્મૂળ કરી નાખે છે ! પરન્તુ મેસ્મેરિઝમથી સામા મનુષ્યના હૃદય ઉપર છાપ પાડીને ત્હેને ધારેલું બતાવી શકાય છે તો—એમજ આ મહારાજે પણ કર્યું હોવું જોઇએ. વળી યોગની સાધનાથી પણ આવો દેખાવ બનવો જોઇએ, કારણકે મેસ્મેરિઝમ તે યોગક્રિયાજ ખરી કની ? અને ધારો કે કદાપિ તેમ બન્યું, તોપણ તે ફેરફાર કાંઇ હમ્મેશનો હોઇ શકે ? મેસ્મેરિઝમના ખેલની અસર તો પાંચ મિનિટ—દસ મિનિટ ! અને આ બાવામાં વધારે જ્ઞાન હોય, તો વળી એક બે કલાક !—તે ઉપરાંત રહી શકેજ નહિ. ત્યારે આ સઘળી તો નજરબંધી આપણા જાદુગરો કરે છે ત્હેવીજ ને ? ...પણ—પણ કદાપિ ખરૂં હોય તો ? ખરૂં હોઇ શકે ?—હોયે ખરૂં !—હવે ખરૂં હોય તો ?—આહા ! આ સઘળી મિલ્કતનો હું માલિક થાઉં ને પછી શું બાકી રહે ? મધુરી સાથે સ્નેહ કરીને થોડા સમયમાં લગ્ન પણ કરી દઉં. એને આશ્રમની કાંઈપણ જંજાળમાં—ઘરકામની માથાકૂટમાં પડવા ન દઉં. એને દરેક રીતનું સુખ આપું અને હું પણ ભોગવું.

આશ્રમની દેખરેખ સાધુરામને સોંપી અને એ ત્હેને માટે બધું લાયક છે—હું બસ મ્હારી મધુરી સાથે આરામજ ભોગવું. મ્હારી જિંદગીના સંકટોનો અંત આવી જાય અને દુઃખના અનુભવો તો સ્વપ્ન જેવાજ થઈ જાય !—પણ—પણ મધુરી મ્હારા જેવા મ્હોટી ઉમ્મરના પતિ સાથે લગ્ન કરવાનું કબુલ કરશે ?—એનું હૃદય કોઈ અન્ય દિશામાં વળ્યું હશે તો ?—ના. ના એમ તો સંભવિત જ નથી. એના જેવી સરલ, નિર્દોષ હૃદયની બાલિકા સ્નેહ શું છે, એ પણ નહિ જાણતી હોય, ત્હેનું દિલ આકર્ષવું એમાં મ્હોટી વાત શી છે ? સારાં સારાં વસ્ત્રો, ઉંચા અલંકાર, મોટર ગાડીઓ (જે એણે બિચારીએ કદિ જોઈ-સાંભળી પણ નહિ હોય) અને દેશ પરદેશના સાથે મુસાફરી, આવું સુખ ત્હેને મુગ્ધ બનાવ્યા શિવાય કેમ રહે ? (હવે મુંબાઇ સાંભર્યું) પણ બાનું શું કરવું ? —બાને અને મંજુલ, લલિતા (બ્હેનો) ને તો ખર્ચવાને પુષ્કળ પૈસા આપીશું એટલે

બસ !—બીજું એમને શું જોઇએ ? એ બિચારાં બીજું માગે છે પણ શું ?—મુંબાઇ તો કદિ કદિ જવું, મધુરીનેય ત્યાંની લ્હેરો બતાવવા જેવી છે. પણ—પણ કદિ આ બધું જૂઠું હશે તો ?—બાવાજીએ ઇન્દ્રજાળ જેવો દેખાવ ઉભો કર્યો હશે તો ?—ત્હોયે આપણું શું જાય છે ? જોઇએ તો ખરા, આવું ધતિંગ ક્યાં સુધી ચાલે છે તે !"

કમળાકરનું હૃદય અનેક તર્ક વિતર્કનાં મોજાંમાં ઉછળતું હતું, ઘૂમતું હતું: શ્રદ્ધા અને શંકાનાં પરસ્પર વિરોધી વ્હેણમાં ગોથાં ખાતું હતું. અનુકૂળતાઓનો ઉપયોગ કેવી રીતે કરવો, ધનસંપત્તિનો ઉપભોગ કેવા માર્ગોમાં કરવો, મધુરીની પ્રીતિ કેવી રીતે સંપાદન કરવી, અને સંસારસુખ કેવી રીતે માણવું,—એ પ્રશ્નોના ત્હેના મનમાં જેમ તરંગો ઉપર તરંગો આવ્યાં કરતા હતા: ત્હેવીજ રીતે ત્હેની સાથે આ સઘળું ખરૂં હશે કે નહિં, જે અદ્દભુત—ચમત્કારિક ફેરફાર નજરે પડે છે તે માત્ર મેસ્મેરિઝમનો તો કોઇ પ્રયોગ નહિં હોય, અથવા મહન્તે મ્હારી પરીક્ષા જોવાને અગર મ્હારી બુદ્ધિ ઉપર પોતાનો કાબુ સ્થાપી કરવાને આવો દેખાવ જણાય એવું કાંઇ તરકટ તો નહિં કીધું હોય,—આવી આવી અનેક શંકાઓ પણ જૂદી જૂદી રીતે ત્હેના હૃદયને વ્યથિત કરતી હતી. આ બધું સત્ય છે કે ભ્રાન્તિ, એ વિચાર પળે પળે ત્હેને અનિશ્ચયના ઉંડા વમળમાં ઉતારી દેતો હતો !

એ ત્રણ મિનિટમાં ગુરુદાસજીએ આંખો ઉઘાડી અને તેઓ જાગ્રત્ થયા. "દેખ બચ્ચા કમળાકર !" તેઓ પોતાની હમ્મેશની શાન્ત, સૌમ્ય મુખાકૃતિથી બોલ્યા: "જો, ભાઈ! શ્રી જગદીશ પ્રભુની દયાથી આશ્રમની સર્વ વિભૂતિ, મન્દિરનું પૂર્ણ સ્વામિત્વ, ઠાકુરજીની બધી સેવા, અને ગુરુદાસના શરીરે સંપાદન કરેલી યત્કિંચિત્ સિદ્ધિ ત્હને આજથી સોંપાય છે. ત્હને સંસારની વિષમ જ્વાળા ઉગ્ર વાસનાઓથી દહે છે; લોભ, મોહ અને ભોગરૂપી માયાનાં આવરણે ત્હારું હૃદય બન્ધનયુક્ત કર્યું છે. શ્રી ભગવાનનાં ચરણમાં અહિં ત્હારી વૃત્તિઓ નિર્મળ થશે, આ પુણ્યધામના નિવાસથી ત્હારી આત્મોન્નતિનો માર્ગ સરળ થશે. પરન્તુ હમ્મેશાં એટલું અવશ્ય યાદ રાખજે કે, ત્હારો આત્મા ગુરુદાસના શરીરમાં છે, આ આશ્રમનો તું મહન્ત અને અહિંની સઘળી વસતિનો તું પિતા છે !—અનુભવ અને જ્ઞાન ત્હને સહજ પ્રાપ્ત થશે. પરન્તુ ત્હારી વાસનાઓ અને લાલસાઓને તો ત્હારેજ વશ કરવી પડશે ! હું પણ, પ્રભુની આજ્ઞા મસ્તક પર ચ્હડાવી ત્હારા જીવનની ધુરા સ્વીકારૂં છું અને ત્હારી જિંદગીના કર્તવ્ય પન્થે પળું છું. બચ્ચા ! આપણે ફરીથી ક્યારે મળવું એતો પરમ દયાળુ ઠાકુરજીની ઇચ્છાની વાત છે; પણ તે ત્હને સર્વદા સન્માર્ગે રાખો, એ મ્હારી અન્તઃકરણની આશીષ છે."

ગુરુદાસજી આસન ઉપરથી ઉઠયા; કમળાકરને માથે પોતાના હાથ પ્રેમ અને દયા પૂર્ણ હૃદયથી મૂકયા અને તે એક પણ શબ્દ બોલે તે પ્હેલાં વિશ્રાન્તિ ભવનમાંથી ચાલ્યા ગયા. કમળાકરના સ્વરૂપમાં દેખાતો એક યુવાન સામે નમ્રતા પૂર્વક બેઠેલા આધેડ વયના મહન્તને માથે હાથ મૂકી આશીર્વાદ આપે, એ દેખાવ કોઇએ જોયો હોત, તો ખરેખર ત્હેને અતિ આશ્ચર્ય લાગ્યા વિના રહેત નહિં. પરન્તુ સુભાગ્યે ત્યાં કોઈ હતું નહિં; અને જે આવ્યું તે પણ ગુરુદાસજીના ગયા પછી લગભગ અર્ધા કલાકે જ હતું. કમળાકર કોઈ અનન્ય સ્વપ્ન દર્શન જોતો હોયની અથવા કાંઇ અસાધારણ વિચારશ્રેણિમાં ગુંચાઇ ગયો હોયની, તેમ હાલ્યા ચાલ્યા શિવાય,—ગુરુદાસજી ગયા તે સમયે જેવી સ્થિતિમાં હતો તેમજ બેશી રહ્યો હતો: ત્હેને હવે એક કોમલ મધુર આનન્દન ર—

કોઈક જાગ્રત થયો.

" પિતાજી ! હવે બહુ રાત્રિ ગઇ છે. અતિથિને અને આપને શયનનો સમય થયો છે. " બ્હારથી શબ્દો કાને પડયા.

કમળાકર હજી અર્ધ નિદ્રિત જેવીજ હાલતમાં હતો. ઉત્તર ન મળવાથી, તે બોલનાર મનુષ્ય કુંજમાં દાખલ થયું અને આશ્ચર્ય ચકિત થઈ બોલી ઉઠ્યું:

" પિતાજી ! આજ આપ આવી રીતે કેમ બેઠા છો ? આપનું આસન તો સામે છે, અને એકલા કયેમ છો ? પેલા અતિથિ કયાં ગયા ?—પિતાજી ! આપ સમાધિમાં છો કે શરીરે અસ્વસ્થ છો ? કેમ બોલતા નથી ? " ત્હેણે કમળાકરની પાછળ આવીને ત્હેને વાંસે અને મસ્તક ઉપર પ્રેમથી હાથ ફેરવવા માંડયો.

કમળાકરને તરત પૂર્ણ જાગ્રતિ આવી ગઈ અને ત્હેણે પાછળ જોયું તે મૃદુ, લલિત સ્પર્શે ત્હેના જીવનની ચેતનાને પ્રોત્સાહિત કરી, ત્હેના હૃદયની સર્વ વૃત્તિઓને ચંચલતામય બનાવી દીધી. કારણકે તે સુમધુરું બોલનાર, તે સુકોમલ સ્પર્શ કરનાર,—બીજું કોઈજ નહિં પણ,—મધુરી દેવી હતી ! ત્વરાથી ઉઠીને તે ઉભો થયો.

" કયેમ પિતાજી ! આપની તબિયત તો ઠીક છે ને ?—પેલા અતિથિ કયાં ગયા ? " મધુરીએ ફરીથી પૂછ્યું.

" પિતાજી ! ! " કમળાકરના હૃદયમાં ભારેમાં ભારે આઘાત થયો. શું ગુરુદાસજીની સિદ્ધિ-સમૃદ્ધિના ભોક્તા થવાને ત્હેમનું શરીર ધારણ કીધું, તેથી તે પોતે કમળાકર મટી ગયો હતો ?—શું મધુરી ત્હેને પોતાના પિતાના સ્વરૂપમાંજ હમ્મેશાં દેખવાની ?—અને મધુરીને સમજાવવી પણ કેમ ?—તે સત્ય બિના કોઈ રીતે માનશે ? અને જો ન માને, તો મધુરી વિનાની જીંદગી-ભલેને ઘણી ધનવાન જિંદગી હોય તો પણ, તે શા કામની ? હવે ત્હેને ગુરુદાસજીના છેલ્લા શબ્દો યાદ આવ્યા " તું સઘળી વસતિનો પિતા છે ! " એમ ત્હેમણે કહ્યું હતું. ત્યારે તે શું હૃદયના વિચાર પણ સમજ્યા હશે ? કેમ ન સમજી શકે ? જો શરીર બદલી શકે, તે મન પણ કેમ ન જાણી શકે ?—આવી ખબર હોત તો ગુરુદાસજી પાસે ત્હેમની સંપત્તિને બદલે ત્હેમની પુત્રીની જ માગણી ન કરત ?—જે મહા સાધુ પુરુષે માગતાંમાં પોતાનું સર્વસ્વ મ્હને આપી દીધું, તે એવી માગણીનો કદિ અસ્વીકાર કરત નહિં. હવે તો થયું તે થયું ! પણ કરવું શું ?—આપણે ધીમે ધીમે મધુરીને બધી વાત સમજાવીશું અને પછી જોઇએ છીએ શું પરિણામ આવે છે તે ! ઘણીજ ગંભીર ભૂલ થઇ ગઇ છે: પણ હવે ઉપાય શો ? " થોડીજ પળમાં આવા અનેક વિચાર ત્હેને થઈ આવ્યા: અને જાણે ત્હેનું ચિત્ત વિહ્વળ, ત્હેનું મગજ બળહીન થઈ ગયું હોયની, એમ ત્હેને લાગતું હતું

" પિતાજી ! શરીરે અસ્વસ્થ છો ?—આપની પાસે અતિથિ હતા તે અહિં કયેમ નથી ? " ઉત્તર નહિં મળવાથી જાણે ગભરાઈ ગઈ ન હોય ત્હેવી રીતે તે બાલિકાએ પુનઃ પ્રશ્ન કર્યો.

કમળાકરે મધુરી સામે પૂર્ણ પ્રેમથી જોયું: " ના. ના. બાપુ ! મ્હને કાંઈ થયું નથી. શરીરે સારૂં છે. અતિથિ હમણાંજ વદાય થયા. જા, હવે તું સુઈ જા. હૂં પણ થોડીવારમાં શયન કરીશ. " મધુરીને માથે કમળાકરથી હાથ ફેરવાઈ ગયો.

મધુરીએ કમળાકરને પ્રણામ કર્યા અને " કલ્યાણ થાઓ ! " એવી આશીષ પામી બંગલામાં ગઇ પણ કમળાકર,-આ અણકલ્પેલ, અસંભવિત, ચમત્કારમાં અનાયાસે મુખ્ય

# પ્રકરણ ૨ જું: ભૂતકાળના ભણકારા.

## ૧. નવી જિંદગીમાં પ્રવેશ.

સ્વપ્નમાં હોય તેમ અનિયન્ત્રિત મન્દ મન્દ પગલે ચાલતો કમળાકર ગુરુદાસજીની સુવાની ઓરડીમાં દાખલ થયો. મહન્તના વિશાળ અને સુન્દર બંગલાના ભોંય તળિયાની બાજુના એક ખૂણાપર તે આવેલી હતી. મન્દિરની શ્રીમન્તાઇ અથવા બંગલાની શોભાનું હેમાં કાંઇ પણ ચિહ્ન ન્હોતું. ગુરુદાસજીની ખાનગી બેઠકની જગો પણ આજ હતી. એક તરફ લાકડાની દીવી ઉપર દિવેલનો દીવો બળતો હતો અને સામે લાકડાના સિંહાસન ઉપર બેસી બજાવતા બાલગોપાલ સ્વરૂપ શ્રીકૃષ્ણની એક મ્હોટી છબી મૂકેલી હતી. પાસે લાંબા પાટિયા ઉપર ન્હાનકડું બિછાનું પાથરેલું હતું અને હેના તકિયા પાછળ જળપાત્ર મૂકયું હતું. ભીંતે એક ખીંટી હતી, હેના ઉપર મહન્તજીનો ઝભ્ભો લટકતો હતો.

"હે પ્રભો! તું દયા કર, ક્ષમા કર, આ અજ્ઞાન બાલકના દોષોને." શ્રી ઠાકુરજીની છબીનું દર્શન થતાંજ કમળાકરના મ્હોંમાંથી ઉદ્દગાર નીકળી ગયા. અને હેનું વિહ્વલ બનેલું હૃદય એટલું તો આર્દ્ર થઇ ગયું હતું કે પ્રભુપદે તે નમ્રતા-દીનતા ભર્યો, જાણે આત્મસમર્પણજ કરતો હોયની તેમ, એકદમ સિંહાસન આગળ જઇને પડયો. આજના દિવસના અનેક વિવિધરંગી પ્રસંગો અને રાત્રિનો જીવનક્રાન્તિમય ચમત્કાર,-એ અદ્દભુત બનાવોએ હેના આત્મગૌરવને મૃદુ, બુદ્ધિબળને મન્દ, અને ઉરચેતનાને શિથિલ કરી દીધાં હતાં. જે અવર્ણ્ય સુખશાન્તિ, સ્વર્ગીય સુખોપભોગ, તથા અનુપમ સંસારલ્હાવા ભોગવવાને હેનું હૃદય નિરન્તર અશાન્ત, અસ્વસ્થ, અને કલેશિત રહેતું હતું, તે સઘળું પ્રાપ્ત થવાની પળ સમિપ આવતાં કમળાકરને વધારે અશાન્તિ, અસ્વસ્થતા અને કલેશ થતાં હોયની એમ અત્યારે ભાસતું હતું. પોતે આવા વિશાળ, સમૃદ્ધ મન્દિર અને હેના અનેક શિષ્યો-સેવકો ઉપર અધિકાર ભોગવવાને તલ્પી રહ્યો હતો; ગુરુદાસજીની સિદ્ધિઓ અને પ્રતાપ તે ઇર્ષ્યા ભર્યાં નયનથીજ જોઇ શકતો હતો; અને આ બધાને લાયક આ વિરાગી બાવા કરતાં હું ઘણોજ વધારે છું: એમ તે માનતો હતો. છતાં,-છતાં, તે સર્વ વિભૂતિ ઉપર સ્વામિત્વ અર્પતી આ પળમાં પણ હેમે આત્મા તૃષિત હતો, હેનું હૃદય અતૃપ્ત હતું!

આમ થવાનું કારણ શું? કમળાકરને અધિકાર, સંપત્તિ અને સન્માન, સઘળું સાધ્ય થયું. પરન્તુ તે ભૂલી ગયો હતો,-પોતાના જીવનની પશુવૃત્તિઓના પોષણ માટે સાધનો ઇચ્છતાં, હેને વિસ્મરણ થયું હતું કે, પ્રેમ એ આપણા જીવનનો આનન્દ છે, આપણા હૃદયનો વિકાસ છે. પ્રેમનો ઉદય પ્રાણિમાત્રની જિંદગી સંસ્કારથી ઉજ્વલ કરે છે, હૃદય પવિત્રતાથી પાવન કરેછે. પરન્તુ તેમ થવાને એક આત્મજીવન બીજાની સાથે અનન્ય ભક્તિથી સંયુક્ત થવું જોઇએ. કમળાકરના હૃદયમાં જે ભાવના, જે પિપાસા પ્રકટ થઇ હતી તે આવો ઉન્નત, દિવ્ય પ્રેમ તો ન્હોતો, એ સ્વીકારવું પડશે: તથાપિ ગમે હેવો પણ તે પ્રેમજ હતો! અર્થાત્ જે અદ્દભુત આકર્ષણથી હેનું હૃદય મધુરી તરફ ખેંચાતું હતું, હેમાં માત્ર સ્થૂલપૂજા તો ન્હોતી, એકલી ભોગની લાલસા પણ નહિ હતી.

આથી જ્યારે સંસારનું સર્વસ્વ ત્હેને મળ્યું જણાયું, ત્યારે—તેજ પળે, એ સર્વસ્વનો જેને સાથે રહીને ઉપભોગ કરવાથી સન્તોષ થઇ શકે, તે મધુરી તો સમિપ છતાં અતિ દૂ ગયેલી દેખાવા લાગી! એ ત્હેના હૃદયને બહુ વિષમ લાગ્યું. યૌવન ગુમાવ્યું, ત્હેની ન્યૂનતા ત્હેને હજી સમજાઇ શકી ન્હોતી; પરંતુ જે શરીર દ્વારા મધુરી પ્રાપ્ત થઇ શકે ત્હેની ન્યૂનતા થોડાજ સમયમાં ત્હેને બહુ દુઃખ આપવા લાગી.

આવા જૂદા જૂદા વિચારોનાં વ્હેણમાં ખેંચાતાં રોકાવાને, કાંઇક શાન્તિ પણ મળ શકે તો તે મેળવવાને, કમળાકરને એકજ માર્ગ નજરે પડયો. અને તે પ્રભુચિન્તન હતું પથારી ઉપર ઘુંટણ રાખી, શ્રીકૃષ્ણની છબીવાળા સિંહાસન આગળ પોતાનું મસ્તક મૂકી ત્હેની જિંદગીમાં આજ પ્હેલીજ વાર ઇશ્વર સ્મરણ તે કરવા લાગ્યો; અને એમને એમ તે કેટલાક વખત સુધી પડી રહ્યો. "ભગવાન! આપ આમ કયેમ સૂતા છો? મધુરી ક્હેતી હતી કે આપની તબિયત ઠીક નથી." ઓરડીમાં કોઇનો પગસંચાર થયો અને આ ચિન્તાપૂર્ણ શબ્દો સંભળાયા.

અંદર પ્રવેશ કરનાર અને અત્યંત વત્સલતાથી મૃદુ બનેલાં એ વચનો બોલના એક આધેડ વયની સ્ત્રી હતી. ત્હેની મુખાકૃતિ મધુરીને મળતી હતી, અને ત્હેમાં સરલ ગાંભીર્ય તથા પ્રીતિમાધુર્યના તરંગો ઉભરાતા હતા. ત્હેની સાથે સાધુરામ પણ આવ્યો હતો.

કમળાકર તરતજ બેઠો થયો. ત્હેણે દૃષ્ટિ નાંખી તો સમજાયું કે, ગુરુદાસજીના પત્ની જે "માતાજી"ના નામથી મન્દિરમાં જાણીતાં હતાં, તે આ સન્નારી હતાં. બીજા સમયે ત્હેમનાં ત્હેને દર્શન થયાં હતાં.

"ના. ના. મ્હને સારૂં છે. શરીરની કાંઇ અસ્વસ્થતા નથી," ત્હેણે ઉત્ત આપ્યો. "બચ્ચા! તું પણ આજ અત્યાર સુધી કયેમ જાગ્રત છે?" સાધુરામ તરફ જો ઇને ત્હેણે પૂછ્યું.

"પિતાજીની તબિયત નાદુરસ્ત સાંભળી દિલને બહુ બેચેની થઈ હતી." સાધુરામે કહ્યું: "અને ત્હેમાંયે આપનાં આજ પ્રાતઃકાળનાં વચનો મ્હને કાંઇ કારણસર બોલાયલ લાગ્યાં હતાં, તેથી બધો દિવસ હું ઘણો અશાન્ત રહ્યો હતો. આપની પાસે વ્હેલે આવત, પરન્તુ મધુરી ક્હેતી હતી કે પેલા યુવાન અતિથિની સાથે આપ કાંઈ વાતચિતમ છો. અને તે પછી આપના શરીરની અસ્વસ્થતાના સમાચાર જાણ્યા, એટલે અત્યાર સુધી માજીની પાસેજ હું બેશી રહ્યો હતો."

"પણ પ્રભુ!" માતાજીએ પૂછ્યું: "સાધુરામને આપે આજજ સ્હવારે મન્દિર તથ આશ્રમનાં કર્તવ્યોનો સર્વ અધિકાર સોંપી દીધો, તથા સઘળા કામકાજની એવી વ્યવસ્થ કરી નાંખી કે આપને કાંઇ પૂછવાનું ન રહેઃ તથા ત્હેનું કારણ પૂછતાં આપે યાત્રાએ જવાનો વિચાર કહ્યો હતો. આમ છે, તો તે વિશેની કાંઇ પણ ખબર મ્હને મળવી જોઇએ?—આપે આવી ભેદવૃત્તિ ક્યારે રાખી છે? મ્હારો કાંઇ દોષ જણાતો હોય તો તે દૂર કરવાનો આપનો ધર્મ છે, પરન્તુ આપની પ્રિય આજ્ઞાનું મ્હેં ક્યારે ઉલ્લંઘન કર્યું છે કદિ યાત્રાએ જવાનો આપનો સંકલ્પ હોય, તોપણ મ્હને સાથેજ રાખવાની મ્હારી પ્રાર્થના છે."

એક પતિતપાવન, માતૃસ્વરૂપ સાધ્વીને આ પ્રમાણે બોલતાં સાંભળીને કમળાકરને અતિશય અન્તઃક્ષોભ થયો. "હે પ્રભો! આવાં સાત્વિક મનુષ્યોનાં—પ્રીતિથી ગૂંથાયલાં હૃદયે

વચ્ચે અંતર નાંખવામાં મ્હારો કેટલો મ્હોટો અપરાધ થયો છે !-હું ત્હેની ક્ષમા કેવી રીતે પામી શકીશ !" વિચારમાં લુબ્ધ થયેલો હોવાથી ત્હેને ઉત્તર આપતાં સ્વાભાવિક રીતે વિલંબ થયો.

"પિતાજી ! આપ ના કહો છો પણ આપની તબિયત ઠીક નથી," સાધુરામે પુનઃ પ્રશ્ન કર્યો, "અથવા આપને અવશ્ય આજ કોઇ અસાધારણ વેદના અગર ઉપાધિ વ્યથિત કરે છેઃ આપ એવા સમર્થ છો કે હું બાળક આપને શું કહું ?-છતાં તે જણાવવા કૃપા કરશો, તો આપની કોઈ પણ રીતે સેવા હું કરી શકીશ. પણ પિતાજી ! મ્હને તો આપની આજની વ્યગ્રતા-વિરક્તાવસ્થાથી વિશેષ ચિન્તા થાયછે. આજ સ્હવારેજ આપે કહ્યું હતું કે, 'બાપુ ! સંસારમાં દેહ ધારણ કરવો એટલે પરલોકના પ્રયાણની યાત્રા શરૂ કરી, એમ માનવું: અને મૃત્યુ એ એવું એક પુણ્યતીર્થ છે કે જેને પારે ગયા શિવાય જગતનાં ઉપાધિબન્ધનથી મુક્તિ નથી. શ્રીઠાકુરજીની દયાથી કદિ એમ બને, કે સંસારમાં રહીને, મૃત્યુની ભૂમિકામાં પ્રવેશ કર્યા શિવાય, કોઈ આત્મા અન્ય જીવિતના ધર્મોનું વહન કરેઃ આમ કરવું એ પણ અતિશુભ કર્મ છે. કારણ કે તેથી તે બીજા આત્માના જીવનમાર્ગોમાં પવિત્ર આત્મપ્રકાશ રેલી શકાય છે અને પોતાને વળગી રહેલી વાસનાઓનો એની મેળે ક્ષય થાયછે. તથાપિ બચ્ચા ! પિતા, માતા, ભગિની, પુત્ર અને પુત્રી,-કોઇ કોઈનાં સગાં નથી, સંબન્ધી નથી. અનેક જન્મનાં સંચિત કર્મોનાં ભોક્તા થઇને દરેક આવેછે અને જાયછે. માટે નક્કિ સમજી રાખજે કે આપણે ધર્મને ખાતર દરેક પળે સર્વ દેહભોગનો ત્યાગ કરવા અને આપણી પ્રિયતમ વસ્તુઓનો વિયોગ પણ સહન કરવા તત્પર રહેવું: એટલુંજ જીવનકર્તવ્ય છે. જો ત્હેને અનુકૂળ વર્તન આપણે રાખી શકીએ, તો આપણે પ્રભુચરણથી દૂર નથી.' આમ આજ પ્રભાતે હું આપને વંદન કરવા આવ્યો હતો, ત્યારેજ આપે વિના પ્રયોજન કહ્યું હતું; અને અત્યારે આપ અસ્વસ્થ છો, તેથી મ્હને અને માજીને પણ ઘણીજ અશાન્તિ થાય છે." બોલતાં બોલતાં ત્હેનાં વચનો કરુણાપૂર્ણ અને વાત્સલ્યમય બની ગયાં.

કમળાકરને હવે જણાયું કે ત્હેના મૌનનો જૂદોજ અર્થ થાય છે. તેથી ત્હેણે તે બંનેનું બને તેટલી રીતે સાન્ત્વન કર્યું. માતાજીને વચન આપ્યું કે "જો હું યાત્રાએ જવાનું નક્કિ કરીશ તો ત્હમને અને મધુરીને સાથે લીધા વિના જઇશ નહિં" અને સાધુરામને જણાવ્યું કે "સ્હવારના ઉદ્‌ગાર સહજ માત્ર હતા. ત્હેમાંથી પ્રાપ્ત થતા બોધ ઉપરાંત ત્હેમાં કાંઇ ખાસ અર્થ સમાયલો ન્હોતો." તબિયત પણ સારી રીતે દુરસ્ત હોવાનું જણાવી, રાત્રિ ઘણી ગયેલી હોવાથી તે બંનેને શયન કરવાની સૂચના કરી. શાન્ત બનેલા હૃદયથી તે બંને કમળાકરને પ્રણામ કરી પોતપોતાને સ્થાને જઇ થોડા સમયમાં નિદ્રાધીન થયાં.

પરન્તુ કમળાકરને આજ ઉંઘ આવવી મુશ્કેલ હતી. એક પછી એક બનાવો એવાતો ભિન્ન ભિન્ન સ્વરૂપે પ્રકટ થતા હતા કે, તે દરેક પળે અવનવા અનુભવ પામતો હતો. ગુરુદાસજીએ સાધુરામને જે વચન કહ્યાં હતાં, તે શું પોતાનેજ માટે નહતાં ?-ત્યારે કમળાકરે આશ્રમમાં પ્રવેશ કરતા પ્હેલાં પણ મહારાજ સમજી શક્યા હતા કે પોતાને આજ રાત્રિએ અન્ય મનુષ્યની સાથે શરીર અદલબદલ કરવાનું હતું ? ને છતાં મહ-

ન્તજીની મુખાકૃતિ ઉપર કાંઇપણ વિકાર, કિંચિત્ પણ શોકનું ચિહ્ન ક્યાં દેખાતું હતું?—આવો અસાધારણ પ્રભાવ, આવી અદ્ભુત આત્મશાન્તિ, આવી વિલક્ષણ સૌમ્યતા—સાધુતા, તેઓએ કેવી રીતે પ્રાપ્ત કીધાં હશે? મન્દિરની સમૃદ્ધિ મહન્તજીએ પોતેજ એકઠી કરી હતી અને તેઓએ એમ પણ કહ્યું હતું કે 'મ્હારાં સ્ત્રીબાલકોએ પણ દરિદ્રતાનાં ઘણાં કષ્ટ સહન કર્યાં છે;'—તો ગુરુદાસજીનું પૂર્વ જીવન કેવું હશે? કેવી રીતે ગરીબાઇમાંથી સંપત્તિવાન થયા હશે, અને સાધારણ સ્થિતિમાંથી મહન્તપદે તેઓ કયે માર્ગે આવી શક્યા હશે, એ પણ જરૂર બહુ જાણવા જેવું; સુબોધક હોવું જોઈએ.

આવા અનેક વિચાર ત્હેની નિદ્રાનો ભંગ કરતા હતા: છતાં કેટલોક સમય વીત્યા પછી ત્હેને ઝોકાં આવવા લાગ્યાં. આ સ્થિતિમાં તે ઉંઘી ગયો અથવા અર્ધજાગ્રત હતો ત્હેનું ત્હેને ભાન ન્હોતું. પરન્તુ ગુરુદાસજીના પૂર્વાશ્રમનું દર્શન કરવા ત્હેને જે પ્રબળ જિજ્ઞાસા થઇ હતી તે તો તૃપ્ત થઈ. આમ કોઈ અપૂર્વ સ્વપ્ન દ્વારા બન્યું અથવા અસાધારણ અધ્યાત્મ બળના આવિર્ભાવને લઇને થયુ, તે વિશે કમળાકર પોતેજ નિશ્ચિત ન્હોતો. તથાપિ આશ્રમની સ્થાપના કરતા પ્હેલાંના શ્રીગુરુદાસજીના જીવનના મુખ્ય પ્રસંગો ત્હેના હૃદય સમક્ષ—જાણે પોતેજ તે અનુભવ્યા હોયની તેમ—મૂર્તિમાન થયા.

**૨. ગુરુદાસજીનો જન્મ.**

કાઠિયાવાડના મધ્ય પ્રદેશમાં વેગવતી ભદ્રા (ભાદર) નદીનું જળ ઘણાં ગામોનું પોષણ કરેછે. આમાંનાં એકમાં ગુરુદાસજીનો જન્મ થયો હતો. અહિં ઘણા કાળ ઉપર એક હિન્દુસ્તાની બ્રાહ્મણ ફરતો ફરતો આવી ચ્હડયો હતો. ગામને પાદર એક ન્હાનકડું શિવાલય હતું, ત્હેમાં આવીને ત્હેણે મુકામ કર્યો. વસતિ ઘણી નિર્ધન છતાં, ત્યાંના ધર્મશીલ લોકો કોઈ પણ બ્રાહ્મણ, સાધુ અથવા માગણને ભૂખ્યો જવા દે એવા ન્હોતા. નદી કિનારે આવેલા શિવમન્દિરનું સ્થાન પણ—જીર્ણ અને ઘણો ભાગ પડી ગયેલો છતાં—ત્હેને પસંદ પડયું. આથી અહિંજ મુકામ રાખીને નિત્ય શિવપૂજન કરવાનો વિચાર ત્હેણે ગામલોકને જણાવ્યો. ઘણાખરાને તે વાત પસંદ તો પડી, પણ ખાવા પુરતું અનાજ સિવાય બીજું કાંઇ આપી શકાશે નહિં, એમ તેઓએ કહ્યું. અને એ વાત ખરી પણ હતી. શંકરની પૂજા માટે પગાર અથવા બદલો આપે, એવી ત્હેમની સ્થિતિ ન્હોતી; કારણકે પોતાનુંજ ગુજરાન તેઓ મહા મુશીબતે કરતા હતા સંતદાસ (જેઆ બ્રાહ્મણનું નામ હતું તે-) આ હકીકતનુ સત્ય જોઈ શકયો પરન્તુ રખડી રખડીને તે હવે થાકયો હતો, પોતાના દેશથી ઘણો દૂર હતો, ગુજરાનની ચિન્તા અહિં દૂર થતી હતી, અને આવા એકાન્ત સ્થળની તે શોધમાં પણ હતો, જ્યાં ઇષ્ટની આરાધના પૂર્ણ શાન્તિથી થઇ શકે: તેથી ત્હેણે તે શરત સ્વીકારી અને મન્દિર પાસે એક ઝુંપડી બાંધીને મુકામ નાંખ્યો. આ દેવાલય બહુ પુરાતની હતું અને પુરાણ કાળમાં ત્હેનું માહાત્મ્ય ઘણું હતું. ત્હેને અંગે એક મ્હોટું ઉપવન હતુ, જેમાંથી હજી પણ કોઇને ઝાડ કાપવા દેવામાં આવતાં નહિં. સંતદાસ ધીમે ધીમે આ ઈતિહાસથી વાકેફ થયો એટલે ત્હેણે આ ગામ ઉપરાંત આસપાસના ગામડાં અને શહેરોમાં પણ પોતાની ભિક્ષાવૃત્તિનો વિસ્તાર વધાર્યો. ઉત્પન્નમાંથી શિવાલય સુધાર્યું અને ઉપવનનો એક ભાગ રોકીને આસપાસ ન્હાનકડો બાગ બનાવી દીધો. સ્થળ રમણીય બન્યું અને શિવજીના અપૂજ બાણનું હવે વિધિ પ્રમાણે

નિત્ય પૂજન થવા લાગ્યું; તથા ગામના અને આસપાસના મુખી પટેલ તથા શેઠિયા અમલદારોને વખતોવખત ફળ-ફુલની ભેટ પણ મળવા માંડી, એટલે ભૈયાજીને આજીવિકાનાં સાધનોની ચિન્તા ધીમે ધીમે દૂર થતી ગઇ; એટલુંજ નહિં પણ હેની પાસે બે પૈસા એકઠા પણ થવા લાગ્યા. પરન્તુ મહારાજ વ્યવહારકુશળ હતો છતાં લોભી ન્હોતો. તેથી દર વર્ષ પોતાની પાસે જે સિલિક થાય તે બ્રાહ્મણની ચોરાશી જમાડી દેવામાં તથા પશુપક્ષિઓના નિર્વાહ અર્થે વાપરી નાંખતો. બે ત્રણ વર્ષમાં જોઇતી સ્વસ્થતા પ્રાપ્ત થવાથી હેણે પ્રથમથી ધારેલું ઈષ્ટનું આરાધન શરૂ કર્યું. હેને ગાયત્રી મન્ત્ર ઉપર અત્યંત શ્રદ્ધા હતી અને તે ગુસ્સામાં આવી જાય ત્યારે ઘણીવાર કહેતો કે, " કયા, ભાઇ! તુમ કયા દેગે? મેરી ગાયત્રીજી મૈયા સબ દેને વાલી હય." અને હેને ફુરસદ હોય ત્યારે તો તે ગાયત્રી મન્ત્રનોજ જપ કર્યા કરતો. પણ હવે હેણે નિયમિત રીતે અમુક હજાર જપ નિત્ય પ્રાતઃકાળથી બપોર સુધીમાં કરવા, એવો સંકલ્પ લઇ ગાયત્રીદેવીનું પુરશ્ચરણ શરૂ કર્યું* રાત્રિએ તે ત્રણ ચાર કલાકજ શયન કરતો. બાકીના સમયમાં પાછો મન્ત્રજાપ! આથી નિયમ કરતાં દોઢું કામ હમ્મેશાં કરી શકાશે, એવી હેની ખાત્રી થઇ. પુરશ્ચરણની શરૂઆત કરતા પ્હેલાં હેણે ગામમાં અને આસપાસનાં સ્થાનોમાં પોતાનો સંકલ્પ લોકોને જણાવી હેમની અનુમતિ તથા મદદ માટે વચન મેળવ્યાં હતાં. અને ગામમાં એક ગરીબ વૃદ્ધ બ્રાહ્મણી રૂહેતી હતી, હેણે પોતાની તરફથી માગી લાવવું, એવી પણ પ્રથમથીજ ગોઠવણ કીધી હતી. બ્રાહ્મણીને લગ્ન લાયકની ઉમ્મરની એક પૌત્રી હતી, પરન્તુ પોતે નિર્ધન અવસ્થામાં અને સાધન તથા સંબંધીઓ શિવાયની હોવાથી હજી કોઇ જગોએ હેનો વિવાહ તે કરી શકી ન્હોતી. આ મા દીકરી સંતદાસના પુરશ્ચરણ દરમિયાન હેની સેવા કરતાં અને ભીક્ષાવૃત્તિમાંથી જે કાંઇ આવતું તે ઉપર, તે ત્રણેનું જેમ તેમ કરીને ગુજરાન ચાલતું.

પુરશ્ચરણનો ત્રણેક વર્ષનો પ્રયોગ હતો. આમાંથી લગભગ બેએક વર્ષ વીત્યાં એવામાં ડોશીને જ્વરનો વ્યાધિ લાગુ પડ્યો અને થોડાજ દિવસમાં તે મરણ પામી. મૃત્યુશૈયા ઉપર તે બ્રાહ્મણીને પોતાની તરુણ બાલકીનું શું થશે, એ એકજ પરન્તુ ઘણી ભારે ચિન્તા હતી. સન્તદાસ સાત્વિક વૃત્તિનો માણસ હતો અને તે એટલો બધો તો ધર્મનિષ્ઠ હતો કે હેને ડોશી અથવા હેની કન્યાનું શું થાયછે અથવા તેઓ કયાં વસે છે, હેનું પણ ભાન ન્હોતું. એને માત્ર એકવાર અન્ન મળ્યું-( પછી તે વધારે અથવા ઓછું હોય હેની ચિન્તા નહિં ) એટલે બસ. અને તે પોતાના વ્રતમાં એટલો તો પ્રવૃત્ત થઇ રહ્યો હતો કે અહોરાત્ર હેના મુખમાંથી ગાયત્રીમન્ત્રનો ઉચ્ચાર થયાં કરતો તથા હેનું મન સદા શિવમન્દિરમાં પોતાનાં પૂજા પાઠમાં નિમગ્ન રૂહેતું. ડોશીએ પોતાની પથારી પાસે બોલાવ્યો ત્યારેજ હેને એમ પ્રતીત થયું કે વખતે તે બ્રાહ્મણીનો આ મંદવાડ છેલ્લો પણ હોય! તેથી તે ખરેખરો ગભરાયો. પુરશ્ચરણ પૂર્ણ થયા પ્હેલાં જો તે બાઇ મૃત્યુ પામે, તો પોતાના વ્રતનું-સંકલ્પનું પાલન કેવી રીતે થઇ શકે?-અને આ ધાસ્તી ઉપરાંત બીજી પણ એક હકીકત થઈ હતી; જેથી તે અજ્ઞાત ન્હોતો. રાતદહાડો અતિશ્રમ અને અલ્પ

* "પુરશ્ચરણ"-એટલે એક મન્ત્ર અથવા શબ્દ અમુક લક્ષ ( સામાન્ય રીતે સવા લક્ષ-) વાર બોલી જવો. આ વ્રત ચાલુ હોય તે દરમિયાન મન-વાણી-અને કર્મથી પવિત્રતા સાચવવી આવશ્યક છે અને ખોરાક સાત્વિક તથા નિદ્રા મર્યાદિત સમય સુધીજ થઈ શકાય છે.

ખોરાક લેવાથી તથા તપશ્ચર્યાના તે સમયમા શરીરની બિલકુલ બેકાળજી રાખવાથી હેનુ ચેતન બહુ ક્ષીણુ થયુ હતુ અને શરીરની પોષણશક્તિ ઘણી મન્દ બની ગઈ હતી તે એટલે સુધી કે પોતાના અસાધારણ મનોબળ માત્રથીજ તે ટકી રહ્યો હતો તેથી જો આ ડોશી તરફથી મળતી અનુકૂળતા તથા સહાય ઓછી થાય અથવા જતી રહે, તો પોતાની જિંદગીના આ મ્હોટામા મ્હોટા કાર્યમા અનિવાર્ય વિઘ્ન આવી પડે અને આખુ જીવન નિષ્ફળજ થઇ જાય !—મનની આવી સ્થિતિમા તે બ્રાહ્મણીનો મ દવાડ, એટલે પોતાનો સ કલ્પ નષ્ટ કરવાનો, પુરશ્ચરણનુ વ્રત ભગ કરવાનો કોઇ અપાર્થીવ શક્તિનો પ્રયત્ન,—એ રૂપેજ જોઈ શક્યો, અને તેથી તે વધારે ભયભીત થયો સામાન્ય લોકમાન્યતાને મ ત્ર સાધના કરનારાનો અનુભવ ટેકો આપે છે કે જ્યારે કોઇપણ વ્રતનો સંકલ્પ લેવામા આવે છે, તે પૂર્ણ થવાનો સમય પ્રાપ્ત થાયછે, ત્યારે દેવતાઓ હેની પરીક્ષા જોવાને હેમા અનેક વિઘ્ન નાખે છે !—આપણા સાધારણ માનવજીવનમા પણ એવા પ્રસગો વારવાર જોવામા આવે છે કે જેમા આપણે કરેલા નવા સ કલ્પોનુ ફળ પ્રાપ્ત થાય, તે પ્હેલા હેમા અવશ્ય કાઇ મુશીબત, કાંઈ સ કટ એવુ આવીને પડે છે કે હેને લીધે આપણો તે સ કલ્પ તોડવાની મ્હોટી લાલચ ઉત્પન્ન થાયછે અને ઘણી વાર તે રાખી શકાવોય મુસ્કેલ થઈ પડે છે ! ગમે તેમ હોય, પરન્તુ સંતદાસના હ્રદયમા જે ભીતિ પ્રકટ થઇ, તે હેને માટે અકારણ ન્હોતી, અને તેથી તે ડોશીના વિચાર સાથે ઘણી સ્હેલાઇથી મળતો થયો

નિર્ધન અવસ્થામા, જિંદગીની જરૂરિયાતોને અભાવે સહન કરવાં પડતાં અનેક દુ ખ દર્દોમા પણ આ વૃદ્ધ સ્ત્રીને એક મહાચિન્તા હતી, અને તે પોતાના જીવનરત્નરૂપ બાલિકા માટે હતી ગરીબ વિધવાના સગા સબન્ધીઓ પૈકી જે કાંઈ થોડા માણસો હેની સાથે ઉપલકિયુ ઓળખાણુ રાખતા હતા, તેઓ પણ હેને મદદ કરવાની વાત થતા, આઘા પાછા થઇ જતા !— આમ વારવાર થતુ જોઇને, તે બિચારી આખરે કટાળીને પોતાના પિતાને ગામ આવીને વસી હતી, અને અહિ રહ્યુ સહ્યુ જે કાંઈ મળે તે ઉપર ગુજરાન ચલાવતી હતી પરન્તુ એવામા હેની પુત્રી જેને પરદેશમા પરણાવી હતી, હેના વરે બીજી સ્ત્રી કરીને હેને ઘરમાથી કહાડી મૂકવાથી, તે પણ પોતાની બાલકન્યા લઇને પોતાની માતાના આશ્રયે આવીને રહી થોડા વખતમા તે તો મરણ પામી, પણ પુત્રી મૂકીને તે ગઈ, એટલે હેને ઉછેરવાનુ કામ ડોશીને માથે આવી પડ્યુ આ હેણે બન્યુ તેમ સ ી રીતે કર્યું ધર્મ ઉપર પોતાની જેવી શ્રદ્ધા હતી, હેવી હેણે તે બાલિકામાં પણ ઉતારી અને સાધુસતની સેવામા પ્રભુભક્તિના જેટલુજ કલ્યાણ રહ્યુ છે, એવી ભાવના હેના હૃદયમા સ્થાપિત કરી સ તદાસ ગામમા આવ્યા પછી તે તુલસીદાસજી કૃત રામાયણનુ નિત્ય વાચન કરતો, તે સાભળવાને બીજા લોકોની સાથે તેઓ પણ જતા, અને હેની સાધુતા ત ર પૂજ્યભાવ થવાથીજ જ્યારે હેણે પુરશ્ચરણનુ વ્રત આરભ્યુ, ત્ય ર આ ડોશીએ–પોતે તો ભીક્ષાવૃત્તિ ઉપરજ ગુજરાન ચલાવતી હતી, તેથી સાથે સાથે મહારાજની તરફથી પણ તે કામ કરવાનું તથા તેની બીજી સેવા કરવાનુ માથે લીધુ હતું.

એક બે વખત ડોશીની પુત્રીના સાસરા તરફના સગા હોવાનુ કહીને હેની તરુણ કન્યાના વિવાહની ખટપટ કરવા, અર્થાત્ હેને કોઈ અજ્ઞાત સ્થળે વેચી દઈ, મળે તેટલા પૈસા કમાઈ લેવા, કોઇ માણુસો આવેલા પરન્તુ ગામના લોકનો સદ્ભાવ અને સંતદાસની

મદદથી તે બ્રાહ્મણી પોતાની પૌત્રીને એવા અધમ લગ્ન અથવા જિંદગીસુધીની ગુલામ-ગીરીમાંથી બચાવી શકી હતી. એ વાતને પણ કેટલોક વખત થઈ ગયો હતો. અને હવે જ્યારે ત્હેને લાગ્યું કે હું અસાધ્ય તાવના દર્દની ભોગ થઇ પડી છું, ત્યારે ચિત્તની જે મહાન વ્યથા થવા લાગી હતી તે પોતાની સુશીલ, ધર્મશીલ પૌત્રીને માટે હતી. સંતદાસને ત્હેણે પોતાની પાસે બોલાવી સઘળી હકીકત સમજાવી. પુરુશ્ચરણનું વ્રત પૂર્ણ થાય, ત્યાં સુધી ભગવતી (પોતાની પૌત્રી) મહારાજની સેવા કરશે અને ત્હેમણે ત્હેને કાંઇ દુઃખ ન આવે એમ દેખરેખ રાખવી; તથા તે પછી કોઈ યોગ્ય પતિ તે બાલિકા માટે શોધી કહાડી ત્હેની સાથે ત્હેનું લગ્ન કરવું. કદાપિ કોઇ સારો યુવાન ત્હેને લાયક ન મળી આવે, તો સંતદાસે પોતે તે કન્યાનો સ્વીકાર કરવો, કારણ કે યુવાન પતિ દુર્ગુણી મળે, ત્હેના કરતાં કોઇ વૃદ્ધ સાધુ પુરુષ સારો.

સંતદાસ આ વાત સાંભળીને પ્હેલાં તો ભડકયો અને બોલી ઉઠયોઃ "નહિં, માઈ! હમ ઐસી લડકીકું ક્યા કરે?–હમ કિસ તરહસે ઉનકુ સમાલ સકે!"–પણ જ્યારે ત્હેને પોતાની ખરી સ્થિતિ સમજાઇ અને કોઈ યોગ્ય યુવાન સાથે તે છોકરીનું લગ્ન કરી આપવાની છુટ હતી, ત્યારે ત્હેણે એ બાઇની ઇચ્છાને અનુકૂળ થવા સંમતિ આપી. ભગવતી ડોશીની પથારી પાસે બેઠી બેઠી આ બધી વાત ઉદાસીન વૃત્તિથી સાંભળતી હતી.

થોડા દિવસમાંજ તે વૃદ્ધ બ્રાહ્મણી તો પ્રભુચરણમાં ગઇ. પણ ત્હેના અન્તઃકાળની સારવારમાં મહારાજની તબિયત નહિં સચવાવાથી ત્હેને પણ વધતી જતી અશક્તિની ઝાપટ લાગી!–એટલે સંતદાસ તાવમાં સપડાયો. છતાં પોતાનું સંકલ્પવ્રત પાળવામાં તો તે કદિય પાછો પડતો નહિં. બે ચાર વખત દિવસમાં ન્હાવાનું અને છ આઠ કલાક દહાડે તથા ત્રણ ચાર કલાક રાત્રિએ એક પલાંઠીએ બેશી જપ કરવાનો, એ નિયમ તો ત્હેણે ચાલુજ રાખ્યો; તેથી ત્હેનું શરીર વધારે વધારે કૃશ અને નિર્બળ થતું ચાલ્યું હતું. છતાં આખરે તાવ તો ગયો. પરન્તુ ત્હેની અસર તે પૂરશ્ચરણ પૂરૂં કરી રહ્યો, તે પછી પણ રહી! આ વિકટ સમયે જો ભગવતીની વાત્સલ્યભરી કાળજી અને સેવા ન હોત તો નિશ્ચય તે પોતાનું વ્રત કદિ પૂર્ણ કરી શકત નહિં. આ સત્ય તે પોતે પણ સમજતો હતો, એટલું જ નહિ, પરન્તુ ત્હેને પણ ભગવતીની તરફ એક પ્રકારની વિલક્ષણ મમતા બંધાઈ હતી. અને તે બાલિકાને પણ બીજું કોઇ સ્વજન નહિં હોવાથી, તથા રાત દિવસ મહારાજની ભક્તિમાં રહેતી હોવાથી, નવરાશના વખતમાં ત્હેની પાસે ભજનકીર્તન અને રામાયણ શીખતી હોવાથી,–ત્હેના તરફ એવીજ ભાવના ભગવતીના હૃદયમાં પ્રકટ થઇ હતી.

અન્તે સંતદાસનું પુરશ્ચરણ સંપૂર્ણ થયું. ગમે ત્યાંથી પૈસા એકઠા કરીને પણ ત્હેણે ગાયત્રીદેવીના તે મહાવ્રતની વિધિપુરઃસર પૂર્ણાહુતી કરી અને યથાશક્તિ બ્રહ્મભોજન આદિ પણ કર્યું. પરન્તુ–પરન્તુ તે સર્વનું પરિણામ ત્હેને પોતાને કાંઇજ સમજાયું નહિં! ન ગાયત્રીદેવી પ્રત્યક્ષ થયાં, ન તો ત્હેમણે સ્વપ્નમાં પણ દર્શન દીધું, ન કાંઈ આર્થિક લાભ થયો, ન કાંઇ લોકમાન્યતા વધી, ન બીજું પણ કાંઈ સારૂં પરિણામ દેખાયું! સંતદાસ સાત્વિક વૃત્તિનો પુરુષ હતો, પણ ગમે તેટલો તોપણ પુરુષ હતો. એટલે જન્મથી સહનશીલતા ત્હેની પ્રકૃતિમાં ઓછી હતી. તે વારંવાર મનને ઘણી રીતે દાબી રાખતો, અને ત્હેના સ્વભાવની અતિઉગ્રતા કદિજ પ્રકટ થવા પામતી. પણ તેમ થતું ત્યારે તે કોઈનો

ન્હોતો ! ગાયત્રી પુરશ્ચરણ કર્યું પણ ગાયત્રી પ્રસન્ન ન થઈ, તો શું પુરુશ્ચરણનો પ્રયોગ એક ધતિંગ જેવોજ હતો ?–આ વિચારમાં તે કોઇની પરવા ન રાખતો ગાંડા જેવો આમ તેમ ફરતો હતો, એવામાં ત્હેને એક અતિ વૃદ્ધ તપસ્વી કોઈ ગિરિકરાડમાં મળ્યો. તે મહાત્માએ સંતદાસને સમજાવ્યું કે " અનેક જન્મનાં વળગેલાં આપણાં પાપ પુરુશ્ચરણથી બળીને ભસ્મ થઈ જાય છે, ત્યારેજ ગાયત્રીમૈયા દર્શન દે છે. ત્હેં એક પુરુશ્ચરણ કર્યું, ત્હેમાં શું થયું ! હું એવા દાખલા જાણુંછું કે ચાર ચાર–પાંચ પાંચ પુરુશ્ચરણ સુધી દેવી પ્રસન્ન થતાં નથી ! પણ તું ખાત્રી રાખજે કે શ્રદ્ધા રાખીને ઉદ્યોગ ચાલુ રાખ્યે ત્હારો વિજયજ છે. " આ ઉત્તરે સંતદાસને ઉંડા વિચારમાં નાંખી દીધો અને જ્યારે તે જાગ્રત થયો ત્યારે પેલો સાધુ ત્યાં ન્હોતો. ત્હેની વિચારગ્રસ્ત અવસ્થા જોઇને તે ત્યાંથી ચાલ્યો ગયો હશે, પરન્તુ સંતદાસને તો એમજ ભાસ્યું કે કોઇ સિદ્ધ મહાત્મા ત્હેને સાન્ત્વન આપવાને પધાર્યા હતા અને વાત કરીને તરતજ અદ્દશ્ય થઈ ગયા. આથી તે દેવાલયમાં પાછો આવ્યો અને ફરીથી પુરુશ્ચરણનો આરંભ કરવા લાગ્યો. ભગવતીએ તે બિચારી મહારાજની દાસી હોયની, તેમ તે કાંઈ પણ વિરુદ્ધતા દર્શાવ્યા શિવાય પ્રથમ પ્રમાણેજ સેવા કરવી પાછી શરૂ કરી.

આમને આમ વર્ષો ઉપર વર્ષો જવા લાગ્યાં. અને સંતદાસ એક પૂરૂં થાય એટલે ત્હેની પૂર્ણાહુતિ કરીને બીજું, એમ પુરુશ્ચરણ પણ કરતો ચાલ્યો. આખરે એકવીસ વર્ષ થઈ ગયાં, પરન્તુ ગાયત્રીદેવીની મન્ત્રસાધનાનાં સાત પુરુશ્ચરણ ત્હેણે પૂર્ણ કીધાં, છતાં માતાજી તો પ્રસન્ન ન જ થયાં ! હવે ત્હેનો ક્રોધાગ્નિ સામટો પ્રજ્વલી ઉઠ્યો. દેવાલય ભગવતીને સોંપી દીધું, સેવા કરવાની ત્હેને આજ્ઞા કરી, અને ગામના લોકો અથવા પોતાના મિત્રવર્ગમાંથી કોઈને કાંઇ જાણવા દીધા શિવાય, ત્હેણે સંન્યસ્ત લઇ લીધું. ગુરુની આજ્ઞાને ઈશ્વરેચ્છા સમાન સમજતી અનાથ ભગવતી, જેણે બાવાજીની એકવીસ વર્ષ પર્યન્ત એક નિષ્ઠાથી, દઢ બ્રહ્મચર્ય પાળીને, પૂર્ણ આસ્થાથી સેવા કરી હતી, તે બિચારીએ આ સ્થિતિ પણ સ્વીકારી.

હવે આશ્ચર્યકારક બનાવ એ બન્યો કે, સંતદાસ સંન્યાસી થઇને ઉભો રહ્યો કે તરતજ ત્હેની દૃષ્ટિ સમક્ષ ગાયત્રીદેવીની ચતુર્ભુજ સ્વરૂપ મૂર્તિ પ્રકટ થઈ: " વરંબ્રૂહિ–વરંબ્રૂહિ (માગ્ય માગ્ય, જે જોઇએ તે) એવાં વચન બોલતાં શ્વેતવસ્ત્ર અને મોતીની માળાઓ તથા ધવલપુષ્પાલંકાર ધારણ કરતાં, તે પરમ કલ્યાણી મહાદેવી જોઇને સંતદાસ પ્રસન્ન ન થયો. આ ત્હેમના અદ્ભુત દર્શનથી તો ત્હેનો ક્રોધ ઉલટો વધારે જોરથી ભભુકી નીકળ્યો અને તે ગાંડો થઇ ગયો હોયની તેમ ત્હેમને ગાળો દેવા લાગ્યો. કારણકે ત્હેણે ધારણ કરેલો સંન્યાસ વાસનાઓના ક્ષયને લઈને નહિં પણ ત્હેની અતૃપ્તિથી ઉપજેલી નિરાશાને લીધેજ હતો ! પરન્તુ ત્હેના ઉગ્ર તપનું ફળ એટલું તો વિશાળ હતું કે ત્હેની પાસેથી–અપશબ્દો સાંભળીતાં છતાં પણ–દેવીથી ત્હેને ત્યજાયો નહિં અને સંતદાસ જ્યાં જાય ત્યાં ત્હેના હૃદયનયન આગળ તે સર્વદા પ્રત્યક્ષ થવા લાગ્યાં. આમ થવાનું બીજું એક કારણ પણ હતું. એકવીસ વર્ષની મન્ત્રસાધનાને પરિણામે આ મહારાજને એવી ટેવ પડી ગઈ હતી કે જાગતાં અથવા ઉંઘતાં, જમતાં, વાત કરતાં અથવા ફરતાં, અહોરાત્ર તે ગાયત્રી મન્ત્રનું જ રટણ કર્યે જતો હતો.

Goodness and Godliness



स्व० सौ० चन्द्रवा

जन्म संवत १९१८ ] [ मृत्यु संवत १९७०

યુનિયન પ્રેસ, ધોબીતલાવ, મુંબાઈ.

!! વાંચો—આ નિવેદન પત્ર !!

તેમાંથી નવુંજ મેળવશો !!

સારામાં સારૂં—અને સસ્તામાં સસ્તુ—વાચન દર મહિને જોઈતું હોય તો તમે ક્યાંથી મેળવશો ?

નીતિ-જ્ઞાન અને "સાહિત્ય"ના અત્યંત ઉપયોગી અને બોધકારક વિષયો વાંચવા ક્યાં જશો ? ૧૮ વર્ષથી ગુજરાતી માસિકોમાં અત્યંત ઉપયોગી સ્થાન ભોગવતું અને ગુજરાતી જાણનાર હરેક વાચકોના ગૃહમાં કયું માસિક સંગ્રહવા લાયક છે ? આવા પ્રશ્ન પુછવા પહેલાં ત્રિપાઠી કંપનીમાં તપાસ કરજો ને ત્યાં પુછજો ! કારણ કે ગુજરાતના વિદ્વાનઅને સુશિક્ષિત સાક્ષરોના ઉત્તમ લેખોનો અપૂર્વ સંગ્રહ મેળવવો હોય તો તેનું સારૂં અને સસ્તુ સાહિત્યનું માસિક પત્ર

## "સમાલોચક"—માસિક—છે !!

દરેક મહિને એન. એમ. ત્રિપાઠી એન્ડ કું:—તરફથી પ્રગટ કરવામા આવે છે. તેનું વરસનું લવાજમ પોસ્ટેજ સાથે ફક્ત રૂ. બે જ રાખવામાં આવ્યું છે. આટલા નજીવા રૂપીયા એમાં દર વર્ષે પ્રસિદ્ધ અને વિદ્વાન સાક્ષરોના લેખોથી ભરપુર સાહિત્ય બહાર પાડવામાં આવે છે !!

વિદ્વાન વર્ગમાં અને સામાન્ય વર્ગમાં તે એવું તો લોકપ્રિય થયું છે કે વધારે ભલામણની હવે જરૂર રહી નથી !! એકવાર વાંચો, મંગાવો ને ગ્રાહક થાવ !

પ્રકાશક:—રા. રમણીયરામ. ગોવર્ધનરામ. ત્રિપાઠી.

C/O એન. એમ. ત્રિપાઠી એન્ડ કો.

પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબઈ નં. ૨.

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઇના શબ્દોમાં કહીએ તો.–"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી, એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વગેરે પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે;" સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતા બાન્ધુનો આત્મા-હૃદય ઉદ્ધારે; માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમા હૃદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસમય કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે.—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી......સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૧૧ મું.] જાન્યુઆરી-ફેબ્રુઆરીઃ ૧૯૧૪. [અંક ૫-૬.

## ગ્રાહકોને વિનંતિઃ

૧. ભેટનું પુસ્તક તૈયાર થવા આવ્યું છે. અને થોડા દિવસમાં (જેમનું લવાજમ વસુલ થયું નથી, હ્મેમના તરફ **વી. પી. થી**) મોકલવામાં આવશે. તે પ્હોંચવામાં હરકત ન પડે, તે માટે જે ગ્રાહકોનું સરનામું બદલાયું હોય અથવા થોડા વખતમાં બદલાય તેમ હોય, હ્મેમણે અમને ખબર આપી હ્મેવો સુધારો કરાવવા તસ્દી લેવી.

૨. ઘણાં ચિત્રોવાળો સ્ત્રીલેખનો મ્હોટો ખાસઅંક ત્રણેક માસના અરસામાં પ્રકટ થશે: હ્મેમાં કેવાં લખાણ મોકલવાં, તે માટે આ અંકનાં પૃષ્ઠ ૧૩૦-૩૧ વાંચવા દરેક બ્હેનને વિનંતિ છે.

૩. **સુન્દરી સુબોધ** હજી નિયમિત થઇ શક્યું નથી, તે માટે અમે દિલગીર છીએઃ અનિયમિતતાની ફરિયાદ દૂર કરવાના પ્રયત્નો ચાલુ છે, જેનું શુભ પરિણામ હવે થોડા સમયમાં જણાયા વિના રહેશે નહિં.

આ ઉપરાંત પત્રની સુન્દરતા, ઉપયોગીતા વધે તેમ કરવાની વ્યવસ્થા પણ શરૂ થઇ છેઃ ઇશ્વરેચ્છા અનુસાર, હ્મેનું સત્ફળ અલ્પ કાળમાંજ નિહાળી શકાશે, એમ શ્રદ્ધા છે.

પ્રકાશક—સુન્દરી સુબોધ.

"સુન્દરી-સુબોધ વાંચનાર તથા હેમાં લેખ મોકલનાર દરેક બ્હેનનું ધ્યાન આ વિષયના ત્રણે વિભાગો તરફ, અને ખાસ કરીને ત્રીજા ભાગ તરફ, ખેંચવા અમે રજા લઇએ છીએ. એ ત્રીજા વિભાગમાં પૂછેલી હકીકત આ પત્ર વાંચનારી દરેક બ્હેન તરફથી અમને જરૂર મળશે, એમ આશા છે.

—તન્ત્રિ, સુ. સુ

# સ્ત્રી-લેખનો ખાસઅંક

## હવે થોડાજ વખતમાં પ્રકટ થશે.

### આ ખાસ અંક માટે કેવા લખાણ આવે, તો તે ઉત્તમ થાય?

૧

વ્હાલી બ્હેનો!

આપ જાણો છો કે સુન્દરી સુબોધને અંગે ચાર પાંચ વર્ષથી સ્ત્રીલેખના ખાસ અંક પ્રસિદ્ધ કરવાની વ્યવસ્થા ચાલુ છે. આ ખાસ અંકોનું કદ પણ ધીમે ધીમે વધારવામાં આવ્યું છે; અને હેમાંનાં આપ બ્હેનોનાં લખાણની પ્રસંશા જે સઘળી જગોએ થતી જોવામાં આવે છે, હેનો બધો યશ આપનેજ છે.

ગયા વર્ષથી ખાસ અંકોનાં લખાણનો ક્રમ બદલવામાં આવ્યો છે, તે આપના જોવામાં આવ્યું હશે. પ્હેલાં ગમે હેવો સ્ત્રીલેખ હોય તે પ્રકટ કરવામાં આવતો. હાલમાં અમુક ઉપયોગી વિષયો તથા જાણવા યોગ્ય બાબતો વિશે લખાણ માગવામાં આવે છે: અને ગયે વર્ષે જે મહત્વના વિષયોથી ભરપૂર ખાસઅંક પ્રસિદ્ધ થઈ શક્યો હતો, તે આપ સર્વની કેળવણી અને સમાજ-સાહિત્ય તરફ વધતી જતી પ્રીતિને લીધેજ હતું, એમાં કાંઈ શક નથી.

ગયા ઓક્ટોબર માસના સુન્દરી સુબોધના અંકનાં પાનાં ૫૮ થી ૬૧ ખાસ વાંચી જવા સઘળી લેખક બ્હેનોને અમારી નમ્ર વિનંતિ છે. હેમાં આવેલા બંને પ્રકટ પત્રોમાં જણાવાયલા કોઇ પણ વિષય ઉપર લેખ મોકલી આપવા અમે અમારી સાહિત્યપ્રેમી અને દેશવત્સલ બ્હેનોને સપ્રેમ આમંત્રણ કરીએ છીએ.

"મ્હારાથી કયેમ લખાય?"—અથવા "હું કાંઈ વિદ્વાન નથી!" એવી ખોટી બ્હીક કોઈ પણ બ્હેને રાખવાની જરૂર નથી. પોતાનાં ભાઈ બ્હેનને અથવા બ્હેનપણીઓને જે રીતે તેઓ પત્ર લખતાં હોય, હેવી રીતે પણ સૂચવેલા વિષયોમાંથી એકાદ અથવા વધુ બાબતો ઉપર લખવું, અને આખો વિષય લખી રહ્યા પછી ફરીથી વાંચી જઇ, કોઈ પાસે તેઓ સુધરાવશે તો હરકત નથી. અથવા સાફ કરીને અમને મોકલશે, તો યોગ્ય સુધારા અમારા તરફથી પણ કરવામાં આવશે. માટે કાંઈ પણ શંકા નહિં રાખતાં, દરેક બ્હેને પ્રયત્ન કરવો. આપણા પ્રત્યેક સત્કાર્યમાં આપણને બળ આપનાર દયાળુ શ્રી પ્રભુ છે, એ વીસરવું નહિં. જેમ બને તેમ વધારે સંખ્યામાં અને સારાં લખાણ મળવાથી અમને બહુ આનન્દ થશે.

પરન્તુ આ સઘળા લેખ અમે વખતસર પ્રકટ કરી શકીએ, તેટલા માટે તે અમને

જેમ અને તેમ વ્હેલા, અને મોડામાં મોડા એપ્રિલ મહિનાની તા. ૩૦મી પહેલાં તો મળવાજ જોઈશે. આ વખતનો સ્ત્રીલેખનો ખાસઅંક જૂન મહિનામાં બ્હાર પાડવાની વ્યવસ્થા અમે ધારી છે: પરન્તુ ત્હેના પ્રકાશનમાં સરળતા મળે, તે માટે જેમ બને તેમ વ્હેલાં તે લખાણ અમને મળવાં જોઈએ.

૨.

લખાણ મોકલવામાં નીચેના વિષયો તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

૧. વાર્તા, જીવનચરિત્રો, રમુજી ફકરા, પાકશાસ્ત્ર, ગૂંથણકલા અને સાથિયા—રંગોળી.

૨. બાલકો માટે વાર્તાઓ, ઉખાણા, રમત-ગમ્મતો, ઔષધો, વગેરે.

૩. કવિતા ઘણી બ્હેનો મોકલે છે, પણ કવિત્વ શક્તિ કાંઇ બધાંમાં સરખી હોતી નથી; તેથી જેઓ લખવાની શરૂઆત કરતાં હોય ત્હેમણે ગદ્યમાંજ લખવું. કવિતા સારી હશે તો તે પણ પ્રકટ કરવામાં આવશે.

૪. **ગયા ઑક્ટોબરના અંકમાં પૃષ્ઠ ૫૮ થી ૬૧ સુધીમાં જણાવેલી બાબતો.**

૫. આ ઉપરાંત કોઈ પણ યોગ્ય લાગે ત્હેવા વિષયો: જેવાકે મુસાફરી, વગેરે.

૩.

**સુન્દરી સુબોધ** વાંચનારી દરેક બ્હેનને નીચે જણાવેલા પ્રશ્નોનો ઉત્તર આપવા અમારી ખાસ વિનાતિ છે:

૧. ત્હમારી હાલની ઉમ્મર-જ્ઞાતિ-અને શાળામાં ક્યાં સુધી અભ્યાસ કર્યો છે તે.

૨. લગ્ન થયું હોય, તો કેટલાં વર્ષની ઉમ્મરે તે થયું હતું ( અને કેટલાં વર્ષની ઉમ્મરે ત્હમે સાસરે ગયાં હતાં ): ત્હમારા પતિની હાલની ઉમ્મર-તેઓ શું ભણે છે ( અથવા શું ધંધો કરે છે ): ત્હમારે શું સંતતિ ( બાળક ) છે-( કસુવાવડ અથવા બાળક મરણ પામ્યાં હોય તો તે પણ જણાવશો. ) તથા પતિનું બીજી વખતનું લગ્ન હોય તો ત્હેને લગતી હકીકત.

૩. ત્હમારા ઘર કુટુમ્બનો ભાર ત્હમારે માથે છે, અથવા બીજાં વડીલ છે—ત્હમારી તબિયત કેમ રહે છે—શરીર બરોબર સારૂં ન રહેતું હોય તો ત્હેનાં શું કારણ ત્હમને જણાય છે—ઓસક નિયમિત થાય છે અને તબિયત સચવાય છે કે નહિં—ત્હમારા કુટુમ્બમાં ( સાસરે અને પિયર ) ત્હમને કાંઇ દુઃખ અથવા ચિન્તા હોય તો તે કેવા પ્રકારની છે: ( ત્હમને કોઈ પણ સાંસારિક અથવા માનસિક બાબતમાં અમારી સલાહની જરૂર હશે તો તે બેલાશક પૂછશો. ) આ તથા ઉપરના સઘળા પ્રશ્નોના ઉત્તર **"ખાનગી"** જ રાખવામાં આવશે. નામ ઠામ શિવાયના ફકરા પત્રોમાંથી ઉતારી, જરૂર જણાશે તો પ્રકટ થશે; પરન્તુ ત્હેનું લખનાર કોણ છે તે કોઇ જાણી શકશે નહિં, એ ખાત્રી પૂર્વક માનશો.

૪. ત્હમે **સુન્દરી સુબોધ** વાંચો છો ?–ત્હમને ત્હેમાં શું ગમે છે—શું ગમતું નથી—ત્હેમાં કેવાં લખાણ વધારે આવવાં જોઈએ ?

૫. ત્હમે ક્યાં પુસ્તકો વાંચ્યાં છે-ક્યાં પત્રો વાંચો છો—નવરાશના વખતમાં શું કરો છો—ત્હમને શું વાંચવું ગમે છે ? ( વાચન વગેરે બાબતમાં પણ અમારી સલાહની જરૂર હશે, તો તે પૂછેથી આપવામાં આવશે )

તન્ત્રિ

# काव्यकुंज.

## એક પ્રસંગ.

૧.

હરિગીત.

રાત્રિ હતી નવરાત્રની—શુમાર બારતણો હતો,
તરછોડી નિદ્રાયાચના બેઠો હતો હું જાગતો;
કહીને ગઈ'તી પ્રિયતમા: "ગરબા મહીં હું જાઉં છું,
સંભાળજો આ બબ ળકી—સંભાળજો આ ઘર બધું."

૨.

નિદ્રસ્થ લઈ મુજ બાળકી હું હીંચકે બેઠો હતો,
જાગે રખે એ બ્હીકથી ધીમો ધીમો હું હીંચતો;
શ્રદ્ધા ભરી નિશ્ચિન્તતામાં સ્વસ્થ થઈ સૂતી હતી,
અંકે મૂકી શિર તાતને નિર્દોષ ન્હાની બાળકી.

૩.

કોમળ કપાળે ફેરવું ધીમો ધીમો મુજ હાથ હું,
જો કણુંકણે, ક્ષણમાં વળી ધીમો ધીમો તો થાબડું;
કૈં કૈં કરૂં કૂંળી કળા વાત્સલ્ય જે જે શીખવે,
ઉભરાય હૈયું હેતથી, પણ 'મા' થતાં નવ આવડે.

૪.

કલાક ત્રણ વીત્યા હશે ત્યાં પ્રિયતમા પાછી ફરી,
" સૂઈ રહી'તી શાન્તિમાં ", કહી સોંપી દીધી બાળકી;
કૈં મશ્કરી કીધી ભીડી: " મ્હોટી કૃપા થઈ આપની ! "
અભિનન્દનો મોંમાં મળ્યાં, એ મન્દ લુચ્ચા હાસ્યથી.

* * * *

૫.

સુકુમાર ભાવ પ્રસંગનું સાદું છતાં રસથી ભર્યું,
આ કાવ્યચિત્ર લઘુ સ્ફુર્યું-સ્ફુર્યું તથૈવ રજુ કર્યું;
સાદાં હશે-રસીયાં હશે-હૃદયો કહીં પૃથ્વી વિષે,
તે વાંચશે ને કલ્પશે-સમભાવથી ભીનાં થશે.

(મુંબાઇ) —ચંદ્રશંકર નર્મદાશંકર.

## વિભુને શરણે.

(આશાગોડી.) રાખોને તમ પાસ, પિતા ! હવે- રાખોને તમ પાસ.
અન્ય ન માગે દાસ, પિતા ! હવે- રાખોને તમ પાસ.

પતિત બાલ પડ્યો ચરણે તવ,
પૂરો તેની આશ; પિતા ! હવે-

ગૂઢ તિમિરથી છાયું હૃદય આ,
પ્રકટાવો સુઉજાસ; પિતા ! હવે-

આ દીન બાલ ફરી ફરી વિનવે—
તમ ચરણે દયો વાસ, પિતા ! હવે—

રાખોને તમ પાસ, પિતા ! હવે- રાખોને તમ પાસ.
અન્ય ન માગે દાસ, પિતા ! હવે- રાખોને તમ પાસ.

(કલકતા.) —ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.

---

## શુભેચ્છા.

અનેક વડીલો પ્રિયે ! નમિત ભક્તિથી પૂજજે,
અનેક અનુજો પ્રિયે ! હૃદય આશિષે પોષજે;
અનેક સહવાસીને સુખદ માર્ગ શીખાવજે,
અનેક ગૃહકાર્યને અનુપ શાન્તિથી સાધજે.

સ્નેહિ ! તું સુખમાં રહી દિવસ સૌ આનન્દમાં ગાળજે,
સ્નેહીનું સુખ ના કદી હૃદયમાં દુઃખેથી સંભારજે;
ઇચ્છા જે પ્રભુની પ્રિયે ! થઈ રહી હર્ષેથી ઉપાડજે,
સદ્ધર્મે રહી લીન, પ્રેમી પ્રભુની ભક્તિ સદા સાધજે.

પ્રણયમાં કરજે નવી પૂરતી,
હૃદયમાં ધરજે અમ મૂરતી;
પ્રણયમાં કરીશું નવી પૂરતી,
હૃદયમાં રમશે તવ મૂરતી.

* *

વિમળ ઉર ઓ ત્હારૂં હોજો સુશાસ્ત્ર વિચારવા,
પ્રબળ ઉર ઓ ત્હારૂં હોજો સુનિયમ પાળવા;
સદય ઉર ઓ ત્હારૂં હોજો અનાથ નિભાવવા,
કરૂણ ઉર ઓ ત્હારૂં હોજો વિપન્ન ઉજાળવા.

(વઢવાણ) —"વિનાયક"



# સ્વાગત.

૧ મોંઘેરાં મ્હેમાન, પધારો મોંઘેરાં મ્હેમાન !
લૂખાં સૂકાં માનઃ પધારો મોંઘેરાં મ્હેમાન !
ગરીબ તણાં ઘર પાવન કરીઆં, આજ અહો ભાગ્યજ ઉઘડીઆં;
સ્વચ્છ કરી પાથરી ગોદડી આ, ગરીબ તણાં સન્માન. પધારો.
શ્રમ હરવા ગંગાજળ લાવું, તૂટલ ખાટે સેજ સમારું;
પગ ચંપી, પંખેથી ઢોળું વાયુ મળે વિશ્રાન્ત. પધારો.
ઊની ઊની ભાખરી જમાડું, છાશ મીઠી ને માખણ આપું;
ભાવતણાં ભોજનીઆં મારાં, આરોગો પ્રિય ભ્રાત ! પધારો.
લૂખાં સૂકાં માન અમારાં, પણ પ્રેમે ભરપૂર અનેરાં;
તનમન ધન અર્પણ કરનારાં, દેશું હ્રદયમાં સ્થાન. પધારો.

( પ્રેમભવન-સુરત ) —" સુહૃદ "

---

# એક પ્રાર્થના.

(ગીત.) જે શુકલપક્ષે ચંદ્રમા સમ વાધતી ને રાજતી,
મધુમાસમાં[1] જુઇજાઇસમ સુવાસને રેલાવતી;
કોયલસમી ટુહુકારથી આનન્દને પ્રસરાવતી,
તે વ્હાલી મારી પૂતળી જીવો બહુ, જીવનપતિ[2] !

જેના વદન-અમ્બુજ[3] વિષે સૌન્દર્યશ્રી[4] અતિ શોભતી,
મુખમાંહિ વાસ કરંતી નિત્યે સત્ય વાણી—ભારતી;[5]
જેનાં નયનમાં સ્નેહ સુધા,[6] મનમહિં નિર્મલ મતિ,
તે વ્હાલી મારી પૂતળી જીવો બહુ, જીવનપતિ !

જેને કુશલતા કર વિષે, ઉદારતા ઉર વિલસે,
ચરણે સુચંચલતા અને સર્વાંગ મોહકતા વસે;
જેને હ્રદયમંદિર સ્વામી ભક્તિ દેવી ભારતી,
તે વ્હાલી મારી પૂતળી જીવો બહુ, જીવનપતિ !

( અમદાવાદ ) " વિ૦ પ્રે૦ "

---

૧. વસન્તમાં. ૨. જીવનના સ્વામી, જીવનની—આયુષની—દોરી જેના હાથમાં તે, પરમાત્મા. ૩. વદન રૂપી કમળ. ૪. સુંદરતારૂપી લક્ષ્મી જેમ લક્ષ્મી કમળમાં વસે છે ને શોભે છે તેમ જેના વદનમાં સુંદરતા શોભી રહી છે. ૫. સત્યજ વાણીમાં છે જેની એવી સારસ્વતી. ૬. સ્નેહરૂપી અમૃત. ૭. જેના શરીરમાં આ પ્રમાણે જુદી જુદી શક્તિઓ રહેલી છે ને જેના હ્રદયરૂપી મંદિરમાં પતિભક્તિ આ બધી શક્તિઓની અધિષ્ઠાત્રી દેવી રૂપે ભાસે છે—પ્રકાશે છે.

## સ્મરણો:

જે જે ગયા સુખમયી દિવસો બધા તે
સ્મરતાં, સખા ! નયનથી નીર આ વહે છે;
ના, ના, કદી પુનરપી નહીં એહ આવે,
જે ભૂતના તીમીર ગાઢ વિષે છૂપાયા.

કે'વું હતું નયનમાં અમીતેજ મીઠું ?
કે'વું હતું વદનમાં મધુહાસ્ય શીળું ?
કે'વો હતો હૃદયમાં પ્રીતિવારી ધોધ ?
કે'વાં મીઠાં સ્મરણ તે સુખનાં ભરેલાં !

કે'વાં હતાં સુખ બધાં પ્રણુયે રચેલાં ?
તેજસ્વી તેજ ભરિયાં, પ્રણુયે રસેલાં ?
આનંદ ધામ સુખ સ્વર્ગિયમાં વસીને
એ સૌમ્ય દેવી જીવને; ફરી જીવતું શે ?

તે પ્રેમસૃષ્ટિ કહિં ને રસઆત્મ તે ક્યાં ?
તે દિવ્ય તેજ, દ્યુતિ ઉર ભરંતી તે ક્યાં ?
તે પ્રેમ,–પ્રેમઅમી છે મમ જીવને ના:
જીવું જગે, ન જીવું, કે હતઆત્મ જીવું !

ચિત્તે તિમિર પ્રસર્યું, નથી પ્રેમ જ્યોતિ,
ચિત્તે તિમર વસિયું, નથી આશઉષા;
હતઆત્મ દેહ જીવું, જીવતુંયે ગમે ના,
રસહીણ વિશ્વ સઘળું મુજને દિસે આ !

ના, ના હવે નવલું હો મમ નેન અશ્રુ,
ના, ના, હવે નહિ સુકે મમ ચિત્ત ચક્ષુ;
તે હાસ્ય, તેજ ફરીથી મુખને વરે ના,
તે સુખ સૂર્ય ફરી જીવનમાં ઝગે ના.

આહા ! મીઠાં સ્મરણ તે સુખનાં ભરેલાં !
સ્મરતાં સદાય મમ જીવન આત્મ રેલે;
સ્મરતાં ઝરે નયનથી નીર હા ! અમોલાં,
આપે પ્રભુત્વ ઉરને જગપન્થ વહેવા.

ગત સુખનાં સ્મરણથી ઉર શાન્તિ પામે;
આત્મા પ્રફુલ થઈને પ્રભુતા વિકાસે,
એવાં મીઠાં પ્રણયનાં અમીવારિ મોંઘાં
પીતાં મળ્યાં મનુજ ને બની દેવ રહ્યાં.

## સુન્દરીસુબોધ.

ભૂતકાળ સુખ સ્મરણો સ્મૃતિમાં રહેજો,
આત્મા ઉદાત્ત કરતા જગ જીવવા દયો;
રસહીણુ શુષ્ક જીવને રસ પૂરજો, ને
નિર્જીવ આત્મ શરીરે અમી સિંચજો એ.

ઉજ્વળ બકૂલ કુસુમો ન સદૈવ રે' કંઇ,
કિન્તુ સુકાય તદપિ મિઠી ગંધ દેછે;
એવા મીઠા પ્રણયનાં સુખસ્વપ્ન મ્હારાં,
ભૂતકાળમાં સરી જતાં, પણ શાન્તી દે છે.

સુખસ્મરણાં અમોલાં એ, ઉજળાં રહીને મ્હને,
પુણ્યપથે જજો દોરી, ભાવીની સુસમૃદ્ધિ એ.

( રાજકોટ ) સ્વ. સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદી.

---

## મ્હારી મેના !

સુંદર લીલા વૃક્ષે બેશી, રાગ મધુરો હેતે ગાતી;
હર્ષ તણાં તું આંસુ ભરતી, ઓ મ્હારી મેના !

હેત અને પ્રેમે તું ટહુકે, હૃદયે મારા શાન્તિ રેલે;
હું પણ ડોલું ટહુકે ટહુકે, મીઠલડી મેના !

પ્રીતિની તું પૂર્ણ પ્રતિમા, શાન્તિ ચિત્ત ધરંતી શ્યામા !
ક્રોધ કદી નવ ધરતી બાલા ! તું મ્હારી મેના !

પ્રેમ ગાનથી પાવન કરતી, હૈયું રસવૃષ્ટિથી ભરતી;
નન્દન મુજ ઉરમન્દિર સરતી, ઓ વ્હાલી મેના !

આશીષ આપો પ્રભુજી હમને, વસીએ અંતર એકજ અમ એ:
ને મધુરૂં હંમેશાં ટહુકે, તે મ્હારી મેના !

(કુંજ વિહાર–ચકલાશી:) " હરિ. "

---

## રસફુલડાં !

આલમતણા અમ ચોકમાં રસફુલડાં ઝળકાવજો !
મીઠી–મજાની શાન્ત સૌરભ સ્નેહભર ફેલાવજો !
જગ–બ્હાને ઉર વ્હેણમાં અમીમય સદા રેલાવજો !
ફુલ માલિકા ગૂંથી રૂડી પ્રિયકંઠમાં આરોપજો !
તમ પ્રેમનો ભોગી ભ્રમર એ ઇચ્છતો:—
અસ્તુઃ અહોઃ!

વાસણાકેળીયાઃ ) —શિરીષ.

# વાર્તાલહરી.

## એકચિત્ર.

( લેખકઃ શ્રીઃ સૌ. શારદાગૌરી મહેતા બી. એ. નવસારી. )

જુન મહિનો પૂરો થવા આવ્યો હતો. એક દિવસ સન્ધ્યાકાળે એક મોટી વાડીના દરવાજા આગળ ત્રણ ચીંથરે હાલ છોકરાં ગુંચળું વળીને બેઠેલાં હતાં. ગોરજે સમયજ કાંઇક એવો છે કે સર્વ સુસ્ત, ઉદાસી અને ખિન્ન થઇ જાય છે. દિવાકરે પોતાનો પ્રકાશ, અને તાપ શમાવી દીધો હોય છે. પવન સ્તંભિત થએલો હોય છે. વૃક્ષ પણ મૌન્ય ધારણ કરે છે. પાંદડાં સુકાઇ જઇને મૃતવત્ નીચાં નમે છે. પશુ સમુહમાં પણ મંદતા ભાસે છે. દિવસભેર ચરીને પાછાં ફરે છે તે પગ ઘસડતાં ઘસડતાં નીચું માથું રાખીને ધીમે ધીમે ગતિ કરે છે.

બિચારાં ત્રણે છોકરાંની દશા ખરેજ દયાજનક હતી. તેમનાં અંગ ઉપર નહિ જેવાં કપડાં હતાં. ન્હાયા ધોયા વગરનાં તેમનાં ડીલ ઉપર સો મણ તો કચરો હતો. માથામાં કાંસકી વરસમાં એકવાર ફરી હોય તો તેમનાં ભાગ્ય. પરોઢીએથી તેમનાં મા બાપ તથા એક બારેક વર્ષનો ભાઈ, એ બધાં મજુરીએ ગયાં હતાં; હજી સુધી પાછાં આવ્યાં નહોતાં. એટલે સ્હવારનાં ભૂખ્યાં જ હતાં. બાળક છોકરાં બિચારાં આખો દિવસ રમી રમીને, તેમજ ભૂખને લીધે થાકી ગયાં હતાં. માંહોમાંહે લઢી લઢીને, અને રડી રડીને કંટાળી ગયાં હતાં, અને છેવટ માબાપ પાછાં આવતાં હોય તો તરત નજરે પડે એમ ધારીને નિઃશ્વાસ થઇને દરવાજા આગળ પડયાં હતાં. રાત્રે ખાવાનું મળશે, એનો ઉદ્યમ કે હરખ કરવા જેટલી શક્તિ કે જુસ્સો પણ તેમનામાં રહ્યો નહોતો, એટલાં થાકીને લોંયપોથ થઇ ગયાં હતાં. ભૂખે પેટે કુદરતનો આનંદ પણ ભોગવવો અશક્ય છે.

છેવટ દીવા થયા એટલે માબાપ આવી પહોંચ્યાં. છોકરાંઓ આંગળીએ વળગી પડયાં ને બધાં ઘરમાં ગયાં.

પિતા ઊંચો ને સુકકો, દરિદ્રતાને લીધે ઘરડાઇ ગએલો હતો. મોં ચીકકું, અને ગાલમાં તો કુવા પડયા હતા. વાડીની દેખરેખ રાખવા માટે એને ત્રણ રૂપીઆનો પગાર કરીને રાખવામાં આવ્યો હતો. બાળપણથીજ ખેતીવાડીના કામનો એને કંટાળો હતો. તેથી તે કામ ઉપરાંત તેણે મહામહા મહેનતે વગસગ લગાડીને સાત રૂપીઆના પગારની પટાવાળાની નોકરી મેળવી હતી. કામ બહુ ભારે નહોતું. પણ લગભગ આખો દિવસ એને ઘર બહાર રહેવું પડતું હતું. ઘેર આવતો ત્યારે હમેશ ભૂખ્યો ડાંસ થએલો, પરંતુ નીશો કરવાને લીધે આનંદી જણાતો હતો.

ધણીની પેઠે બૈરીને પણ પેઢીથી ઉતરી આવેલો કામનો કંટાળો હતો. વાડી, ખેતર, તેમજ ચુલ્હા પ્રત્યે તો આદવેર હતું. નવરાશના વખતમાં કોઇનું દળણું સરખુંએ દળતી નહિં. તો બીજું કામ તો શેનુંજ કરે ? ઘરમાં બેસી રહે તો કાંઇ ઘરનું કામકાજ કરવું પડે. પણ એતો એને જરાં ગમતું નહિ. તેથી સંચા કામે જતી, અને રોજના દસ કલાક ગદ્ધા વૈતરૂં કરવાનું પસંદ કરતી. ગમે એટલાં બાળક છોકરાં હોય પણ તે રડતાં ઘેર મૂકીને

જતી. એમની દાદ જોનાર તો માત્ર ઇશ્વર !

સ્વાભાવિક રીતે રાતે ઘેર આવે ત્યારે થાકીને લથર પથર થએલીજ હોય. હાડકાંને પાંસળાં દુઃખતાંજ હોય; એટલે સદા કકળતી, બબડાટ કરતીજ આવતી. ન એનું ચિત્ત રાંધવામાં લાગે કે ન એનાં ભૂખ્યાં તરસ્યાં, આખા દિવસનાં વ્હીલાં મૂકેલાં છોકરાંને રીતસર ખવાડવા પીવાડવાનું મન થાય. ઘરમાં પગ મૂકે ત્યારથીજ છોકરાંને ઘણી ઉપર ગાળોનો વરસાદ વરસાવે. એકને આમ મારે ને બીજાને આમ ચીંમટા ભરે, ઝુંપડીમાં તો રો કકળ થઈ રહે. ઝુંપડીની અંદર એકવાર નજર કરતાંજ એની ફુઅડતા પ્રત્યક્ષ માલુમ પડી આવતી હતી. જ્યાં જોઇએ ત્યાં ધૂળ ને ગંદવાડો. અને જે બે હાંલ્લાં હોય તે અસ્તવ્યસ્ત પડેલાં હોય. એક પણ વસ્તુ બરોબર ઠેકાણે મૂકેલી હોયજ નહિં. રાંધવા માટે કે પીવા માટે પૂરું પાણી ભરેલું હોયજ નહિં તો ધોવા વીછળવા માટે તો ક્યાંથીજ હોય ! સુકો પાકો રોટલાનો કકડો કરડીને છોકરાં બિચારાં રડી રડીને ઊંઘી જતાં.

તે દિવસે આખો દહાડો બહુજ સખત તાપ પડયો હતો. ધામ પણ પુષ્કળ હતો. પવન એકદમ બંધ થઇ ગયો હતો. ઘણું જબરૂં તોફાન થશે એવા ચાળા લાગતા હતા.

છેવટ રાતમાં સખત વરસાદ આવ્યો. પુષ્કળ વા વંટોળ ને તોફાન થયું. એક દિવસની અંદર કેટલો વિચિત્ર ફેરફાર ! થોડા વખત અગાઉ સર્વ કોઈ વરસાદની આતુરતાથી રાહ જોતાં હતાં. બફારાને લીધે ત્રાહ ત્રાહ પુકારતાં હતાં. ધામથી બ્હાવરાં થઇ ગએલાં માણસો કાંઇ પણ કામ કરી શકતાં નહોતાં. પવનને તો જાણે ઇન્દ્રદેવે સખ્ત કારાગ્રહની અંદર પૂરી દીધો હતો. સમુદ્ર કાંઠે કે નદિ કિનારે એક પણ સ્થળે તેનાથી ટોઢીઉં સરખું કરાતું નહતું. પરંતુ આજ તો સ્હવાર થતાં આકુળ વ્યાકુળતા દૂર થઈ હતી. મેઘરાજાની સ્વારીએ પૂર દમામથી ગાજવીજની સાથે આવીને સર્વત્ર પોતાનું સામ્રાજ્ય સ્થાપી દીધું હતું. જગન્નિયંતા પ્રભુની શી અદ્દભૂત રચના—મનુષ્ય કલ્પના ખરેજ થાકી જાય છે ! અસંત કષ્ટ વેઠયા પછી ધરણી માતા વર્ષાદ રૂપી બાળકના પ્રસવથી આહ્લાદિત થઈ છે. આનંદને લીધે ભૂતકાળની પીડા વીસરી ગઇ છે, અને મુખ પર ઉલ્લાસ ને સ્મિત પ્રસર્યાં છે. અન્તરની મધુરતા પ્રકાશી રહી છે. શી સૃષ્ટિની રમણીયતા ! જ્યાં ત્યાં પાણીને લીધે લીલા લ્હેર થઇ રહી છે !

ઝાડ પાન સઘળાં તાજાં લીલાંછમ દેખાવવા લાગ્યાં છે ! સર્વત્ર નવજીવન આવ્યું હોય એમ ભાસતું હતું. પશુ, પક્ષિઓ, ન્હાનાં જીવજંતુઓ, સહુ આનંદોદ્દગાર કહાડતાં સંભળાતાં હતાં. સર્વ હર્ષથી પ્રફુલિત થયાં હતાં. પૃથ્વી, પાણી, વનસ્પતિ, હવા સર્વત્ર આનંદરવ પ્રસર્યો હતો.

આ પ્રમાણે સમસ્ત સૃષ્ટિ હર્ષ ઘેલી લાગતી હતી ત્યારે આપણી વાડીવાળાની શી દશા હતી ? મરદ તો નોકરીઆત એટલે સ્હવારમાં ચાલ્યો ગયો. બૈરી પણ છોકરાંને રોતાં કકળતાં મૂકીને ગઇ મજુરીએ. ઝુંપડીમાં તો વેંત વેંત પાણીમાં છોકરાં આળોટતાં હતાં. વાડીના મધ્યમાં મોટો બંગલો હતો તે તદ્દન ખાલી હતો. શેઠ તાળાં કુચી દઈને બીજા ઘરમાં રહેવા ગયા હતા. પણ ગરીબ માળીના કુટુંબથી તેનો આશરો લેવાય એમ નહતું. કેમકે એ બધાં મનુષ્ય તો ખરાં પણ ગરીબ સ્થિતિનાં એટલે એમનો હક્ક કેમ ચાલે ?

બપોર થયાને પુષ્કળ વંટોળ થવાથી એટલો છાપરીનો આશરો હતો, તે પણ જતો

રહ્યા. મોટો અવાજ કરીને ઝુંપડું પડી ગયું. છેક ન્હાનું છોકરૂં હતું તેના માથામાં પુષ્કળ વાગ્યું. લોહીની ધાર વહી ગઇ. પણ ત્યાંથી એને ઉપાડે કોણ ? બે મોટાં ભાંડું હતાં, તેમણે તેને ઉપાડી લેવાનો સહેજસાજ પ્રયત્ન કર્યો. પણ બાળકનું શું ગજું ? કાંઇ ચાલ્યું નહિં. એટલે બૂમો પાડીને રડવા મંડયાં. એમનાથી બહાર પણ નીકળી શકાય એમ નહોતું, તેમજ કોઇ દાદ ફર્યાદ સાંભળે તેમ પણ નહોતું. છેવટ છોકરૂં તો સંધ્યાકાળ પડતાં શાન્ત થઇ ગયું. તદ્દનજ શાન્ત થઇ ગયું ! એમ કરતાં કરતાં રાત પડી ત્યારે માબાપ આવ્યાં ઘેર. ઘરમાં આવીને શું જોયું ? ઘરતો હતું ન હતું થઇ ગયું હતું. બે મોટાં છોકરાં માબાપને જોઇને રડવા લાગ્યાં. ન્હાનું બાળક તો આજ કાંઇ ચૂપ લાગ્યું. મા કરતાં બાપનામાં કાંઇક પ્રેમના અંકુર હતા ખરા. તેણે જોયું તો તો બાળક હિમવત્ ટંડું થઇ ગયું હતું. અરે રામ ! એ તો પ્રેમનિધાન મહાન પિતા પરમેશ્વરના શરણમાં પહોંચી ગયું હતું !

અફસોસ ! કેટલાં છોકરાં આ પ્રમાણે માતાની બેકાળજીથી મૃત્યુ પામે છે ! અમુલ્ય જીવનનો નાશ થાય છે ! બાળક ભવિષ્યના જગતનો પાયો–તેમને અત્યંત સંભાળથી ઉછેરવાં એજ સ્ત્રીઓનું પરમ પવિત્ર કર્તવ્ય છે. પશ્ચિમના સમાગમને લીધે ઘણી ખોટી ભાવનાઓ આપણામાં દાખલ થઇ છે. એ ખરેજ શોચનીય છે. ગમે તે રીતે કષ્ટ વેઠીને, પોતાનાં ખરાં કર્તવ્ય છોડી દઇને જ્યાં ત્યાંથી દ્રવ્યોપાર્જન કરવું એજ લક્ષ્ય સર્વે કોઇ રાખે છે. આનું મૂળ કારણ એ છે કે ખોટી જરૂરીઆતો વધી ગઇ છે. ખોટું અનુકરણ કરવાની ટેવ પડી ગઇ છે. સત્ય માતૃભાવના (Motherhood) નો નાશ થઇ ગયો છે !

આપણી રહેણી કરણીમાં સાદાઇ જ્યારે પાછી દાખલ થશે અને સ્ત્રીઓ Mother hood માતૃ ભાવનાની ગંભીરતા સમજાશે ત્યારેજ કાંઇક શ્રેય થશે.

---

## બબ્બેવાર વેચાયલો વર*

### એક સંસારી વાર્તા.

[ લેખકઃ શ્રીયુત્ પ્રાણલાલ કીરપારામ દેસાઇ બી. એ. અમદાવાદ. ]

૧

રા. સા. ચંદુલાલ જમી પરવારી બપોરના પોતાના મકાનમાં નીચે ખડકીમાં ગાદી તકીએ બેઠા બેઠા હુક્કો ગડગડાવતા હતા. હમ્મેશ કરતાં આજે તેઓ વિશેષ બેચેન લાગતા હતા. કશાની તેઓ ઘણીજ અધીરાઇથી રાહ જોતા હોય એમ તેમના ચહેરા પરથી સ્પષ્ટ દેખાતુ હતુ. એવામાં ઓચીંતા " ચંદુભાઇ સાહેબ, આપનો તાર છે " એમ તાર વાળાએ બુમ પાડી. તારવાળાની બુમ સાંભળતાંજ તેઓ એકદમ ઉભા થઇ ઓટલાપર ગયા. એકદમ તાર ફોડી ઉતાવળા ઉતાવળા તે વાંચી લીધો. તારમાં માત્ર આટલાજ શ-

---

* અંગ્રેજી પરથી અનુવાદ. "બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક " માટે આ વાર્તા લખવામાં આવી હતી. વરવિક્રય જે કે આમાં મુખ્ય વિષય છે. તે બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં વિશે છે; પરન્તુ વાર્તા લાંબી હોવાથી ત્રિમાસિકમાં ત્હેને જગા મળી

ર્હ્યાં હતા " હું પહેલા વર્ગમાં પાસ થાઉછું. યુનિવર્સિટીમાં મારો નંબર બીજો આવે છે. મને ઇતિહાસનું ઈનામ મળે છે. "

રા. સા. ચંદુલાલ બે ત્રણ વર્ષ થયા ડેપ્યુટી કલેકટરના ઓદ્ધાપરથી પેનશન લઇ પરવારેલા હતા. રીટાયર થવાની અણીપર હતા તેવામાંજ સરકાર તરફથી એમને રા. સા. નો ખીતાબ મળ્યો હતો. આથી તેઓ પોતાના જીવનનું સાર્થક થયું એમ સમજતા હતા. પૈસો પણ તેમણે બહુ સારો પ્રાપ્ત કર્યો હતો, પરંતુ હજી પૈસાથી તેમનું મન ધરાયુ નહોતુ. લગભગ સાઠેક વર્ષનીતેમની ઉમ્મર થવા આવી તો પણ પૈસાની તેમ ઓદ્ધાની તેમની વાંછના જરા પણ કમી થઇ નહોતી. બને તો કોઈ દેશી રાજ્યના દીવાનની કે એવી બીજી કોઇ નોકરી મેળવવાની તેઓ રાત દીવસ તેવડ કર્યા કરતા હતા. તેની સાથે વળી પોતાના શહેરમાં ઓનરરી મેજીસ્ટ્રેટ, મ્યુનીસીપાલીટીના પ્રમુખ અથવા તો ધારાસભાના મેંબર થવાના પ્રયાસો પણ તેમના તરફથી ચાલુજ હતા. રા. સા. ચંદુલાલના પિતાની સ્થિતિ બીલકુલ સારી નહીં હોવાથી તેઓ તદ્દન ગરીબ અવસ્થામાં ઉછરેલા હતા. આથી તેઓ પૈસાની કીમ્મત બરોબર સમજતા હતા. " પૈસો પ્રાપ્ત કરવો એ કાંઇ રહેલી વાત નથી, પૈસોજ સર્વત્ર પુજાય છે, પૈસો હોય તોજ માન, આબરૂ પ્રતિષ્ઠા વગેરે મળે છે. " આ તેમના ખાસ સિદ્ધાન્તો હતા. પોતાના આ સિદ્ધાતો પોતાના પુત્રો તથા ગામના બીજા જુવાનીઆના મનમાં ઠસાવવા તેઓ નિરંતર પ્રયત્ન કરતા હતા. એમના છોકરાઓને તેમ હાલના જુવાનીઆઓને એમના આ સિદ્ધાન્તો બીલકુલ પસંદ પડતા નહોતા. પણ રા. સા. નો કરબ ઘરમાં તેમ ગામમાં એટલો બધો પડી ગયો હતો કે એમના સામું બોલવાની કે એમના સમક્ષ એમના અભિપ્રાયની વિરૂદ્ધ અભિપ્રાય દર્શાવવાની કોઇની પણ મગદુર નહોતી. નીશાળમાં તેઓ મારી વિદ્યાર્થી તરીકે ભણેલા હતા. તેમ કોઈવાર તો શ્રીમંત સગા વ્હાલાને ત્યાં અન્ન ખાઇ તથા બીજી મદદ લઇ તેઓએ પોતાના દીવસો કાઢયા હતા. પાંચ સાત ચોપડીઓ અંગ્રેજી ભણી તેઓએ માસિક રૂપીઆ બારના પગારથી રેવેન્યુખાતામાં નોકરી શરૂ કરી હતી. માત્ર આપ બળેજ તેઓ ડેપ્યુટી કલેકટરના ઓદ્ધા સુધી પ્હોંચ્યા હતા. આ બધાં કારણોથી કરીને અધીકારીઓને તથા શ્રીમંત લોકોને કેવી રીતે ખુશ રાખવા તથા તેમની મહેરબાની કેવી રીતે પ્રાપ્ત કરવી વગેરે ગુણો—જેને આજકાલના બીનઅનુભવી ને ઉછાંછળા જુવાનીઆઓ ખુશામત કહે છે તે એમનામાં ખાસ કરીને વિશેષ જોવામાં આવતા હતા. આટલુજ નહીં પણ પોતાના આ ગુણો માટે તેમને અભિમાન હતું. ને વાતચીતમાં તેઓ સ્પષ્ટ કહેતા કે આજના વખતમાં તમારે ઉંચે દરજ્જે ચઢવું હોય તો અધીકારીઓને ખુશ કરવાની કળા તમારે શીખવીજ જોઇએ.

રા. સા. ચંદુલાલને એક દીકરી તથા બે દીકરાઓ હતા. દીકરીને તેમણે એક ગર્ભશ્રીમંત સાથે પરણાવી હતી. પોતાના જમાઇએ માત્ર નહીં જેવીજ વિદ્યા પ્રાપ્ત કરી હતી તેથી તે સસરાની માફક ડેપ્યુટી કલેકટરના ઓદ્ધા સુધી ચઢશે એવો બીલકુલ પણ સંભવ નહોતો. બાપદાદાએ મુકેલું ધન બરોબર સંભાળવું તેમ કરકસરથી ખર્ચ કરી પોતાનો સંસાર નીભાવવો એ શીવાય બીજી કશી એમનામાં આવડત નહોતી. તો પણ રા. સા. ચંદુલાલને જમાઇ તરફનો બીલકુલ અસંતોષ નહોતો. એટલુંજ નહિ પણ જમાઈની બાબતમાં રા. સા. ચંદુલાલ પોતાની જાતને મહા ભાગ્યશાળી સમજતા હતા. કારણ

કે જમાઈ પૈસાવાળો હતો ને સસરાને મુરબ્બી તુલ્ય સમજી હમ્મેશાં તેમના ઉપકાસરજ રહેતો હતો. રા. સા. ચંદુલાલને પોતાના છોકરાઓને માટે બહુજ ઉંચો અભિપ્રાય હતો. ને તેમને ખાત્રી હતી કે તેમના બંને દીકરાઓ મોડા વ્હેલા પોતાની માફક ડેપ્યુટી કલેકટર થવાના. પણ જેમ જેમ વખત થતો ગયો તેમ તેમ તેઓ નાસીપાસ થતા ગયા. મોટા છોકરો વૈકુંઠરાય રા. સા. ની અનહદ મહેનત છતાં પણ મેટ્રીકયુલેશનમાં પાસ થઇ શક્યો નહીં. એને માટે ખાનગી માસ્તરો રાખ્યા તેમ વડોદરા, મુંબાઈ, વગેરે ઠેકાણે એને ભણવા મુક્યો પણ એ બધી મહેનત નકામી ગઇ. ચતુર રા. સા. સમજી ગયા કે જેમ જેમ છોકરો મોટો થશે તેમ તેમ લગ્નના બજારમાં તેની કીમ્મત ઘટતી જશે તેથી છોકરો મુંબાઇ ભણતો હતો તે વખતે છોકરાની હુશીઆરી સંબંધી મોટી મોટી વાતો કરી છોકરાનો વિવાહ કરી નાંખ્યો ને છોકરાના સસરા પાસેથી એ વિવાહ બદલ બારસે રૂપીઆ લીધા.

લગ્ન થયા પછીજ રા. સાહેબે દુનીઆને ખબર પડવા દીધી કે મારો વૈકુંઠરાય મેટ્રીકમાં પાસ થઇ શકે એમ નથી. એકાદ બે વર્ષ મીલનું કામ શીખવા મોકલ્યો ત્યાં પણ એ કાંઇ શીખી શક્યો નહીં તેથી છેવટે થાકી કલેકટર સાહેબના ચીટનીસને કહી એને મામલતદારની કચેરીમાં પંદર રૂપીઆના પગારે કારકુનીમાં નાંખ્યો.

મોટા છોકરાએ પોતાની બધી આશાઓ ભંગ કરી તેથી રા. સા. ને બહુજ લાગતું હતુ. પણ નાના છોકરા ઇંદ્રપ્રસાદે તેનુ સાટુ વાળી નાંખ્યું. એ છોકરો નાનપણથીજ બહુજ ચાલાક હતો. હાઇસ્કુલની સર્વ પરીક્ષાઓ તેણે પહેલે નંબરે પાસ કરી ઇનામો મેળવ્યાં હતાં. તેમ મેટ્રીકયુલેશનની પરીક્ષા પણ તેણે પહેલેજ વર્ષે પાસ કરી એટલુંજ નહીં પણ આખી યુનિવર્સીટીમાં તેનો નંબર પાંચમો આવ્યો. છોકરાની તેમ છોકરાના માસ્તરની ઇચ્છાથી રા. સાહેબે તેને મુંબાઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં ભણવા મોકલ્યો. પ્રીવીયસની પરીક્ષા પણ તેણે પહેલે વર્ષે પહેલા વર્ગમાં પસાર કરી એટલે લગ્નના બજારમાં એ છોકરાની કીમ્મત ઘણીજ મોટી અંકાવવા લાગી. એના વિવાહને માટે રા. સા. ચંદુલાલ પાસે ઉપરા છાપરી માગા આવવા લાગ્યા. છોકરાના વિવાહની બાબતમાં રા. સાહેબે માત્ર એકજ સિદ્ધાન્ત સ્વીકારેલો હતો. જે વધારેમાં વધારે રૂપીઆ આપે તેની દીકરી લેવી. છોકરાઓ માટે વહુઓ પસંદ કરતી વખતે તેમની વિદ્યા, આવડત, તેમ બીજા ગુણોની તપાસ કરવાની જરૂર છે એ વિચાર રા સા. તથા તેમની સ્ત્રી રૂક્ષ્મણીને સ્વપ્ને પણ આવ્યો નહોતો. ઉપરા છાપરી માંગા પાછા કાઢયા પછી રા. સા. ચંદુલાલે પોતાના નાના દીકરા ઇન્દ્રપ્રસાદનો વિવાહ અઢી હજાર રૂપીઆ લઇ ગીરધરલાલ માસ્તરની દીકરી ઉર્મિલા સાથે કર્યો. ગીરધરલાલ માસ્તર કાઠીઆવાડના એક દેશી રાજ્યમાં અંગ્રેજી હાઇસ્કુલમાં સેંકડસોના પગારથી હેડ માસ્તર હતા. તે ઉપરાંત તેમને બાપદાદા તરફથી મળેલી થોડી જમીન જાગીર હતી, તેમ સરકાર તરફથી તેમને રૂ. ૨૦૦ નું વાર્ષિક રોકડ વતન મળતું હતું.

ઉર્મિલા સોળ વર્ષની થવા આવી એટલે નાતના શીરસ્તા મુજબ ગીરધરલાલ માસ્તરની સ્ત્રી હીરાલક્ષ્મીએ ઉર્મિલાના લગ્નની ઉતાવળ કરવા માંડી ને આ સંબંધમાં રા.

સા. ચંદુલાલની સ્ત્રી રૂક્ષ્મણીને પણ બે ચારવાર રૂબરૂમાં જઈ તેણે વાત કરી. "ઈન્દ્રપ્રસાદ બી. એ. માં પાસ થશે કે તરતજ લગ્ન કરીશું " એમ કહી રૂક્ષ્મણીએ હીરાલક્ષ્મીને શાંત કરી.

આજ રોજ બી. એ. નું પરીણામ જણાવવાનું છે તેથી રા. સા. ચંદુલાલ તથા રૂક્ષ્મણી કરતાં ગીરધરલાલ માસ્તર તથા તેમની સ્ત્રી હીરાલક્ષ્મી વધારે આતુર માલમ પડતાં હતાં. ઉર્મિલા પણ આખો દિવસ આનંદમાં લાગતી હતી. કારણ કે તેને ખાત્રીજ હતી કે ' મારો પતિ ઈન્દ્રપ્રસાદ કદી પણ નાપાસ થાયજ નહીં.' બી. એ. નું પરીણામ આજરોજ જણાશે એટલે એકાદ મહીનામાં મારૂ લગ્ન જરૂર થશે ' એ વિચારથી ઉર્મિલાનો હર્ષ બીલકુલ માતો નહોતો. હર્ષના આવેશમાં ઉર્મિલાથી આજે બીલકુલ ખવાયું પણ નહીં. ચતુર માબાપ આ હર્ષનું કારણ તરતજ સમજી ગયાં તેથી તેમણે એ બાબતની વધારે પડપુછ કરી પણ નહીં.

તાર વાંચી રા. સા. ચંદુલાલ એટલા પરથી તરતજ ઘરમાં ગયા ને પોતાની સ્ત્રી રૂક્ષ્મણીને ઇંદ્રપ્રસાદની મહાન ફત્તેહની વાત કરી. થોડો વખત અરસ પરસ ખુશાલી દર્શાવ્યા પછી રા. સા. ચંદુલાલે પોતાની સ્ત્રીને કહ્યું " આપણે ઇંદ્રપ્રસાદનો વિવાહ કરી નાંખવામાં બહુજ ઉતાવળ કરી છે. આપણે એકાદ વર્ષ થોભી ગયા હોત તો અત્યારે ચાર પાંચ હજાર રૂપીઆ આપણને સ્હેજમાં મળત, માટે મારા વિચારમાં એમ આવે છે કે આજે આપણે ગીરધરલાલ માસ્તરને ચોખ્ખું કહી દેવું કે અઢી હજારમાં ઇંદ્રપ્રસાદના લગ્ન કરવાનો અમારો વિચાર નથી, બીજા બે હજાર આપો તોજ અમે લગ્ન કરીશું"

પૈસાના લોભમાં રા. સા. ચંદુલાલ કરતાં તેમની સ્ત્રી રૂક્ષ્મણી બીલકુલ ઉતરે એમ હતી નહીં. તેથી ઉત્સાહમાં આવી જઇ તરતંજ તે બોલી ઉઠી. તમારૂ કહેવું બરોબર છે. આપણા ઇંદ્રપ્રસાદ જેવો છોકરો અત્યારે આપણી નાતમાં બીજો એકકે નથી. કલ્યાણરાયભાઇના મંજુના ત્રણ હજાર લેવાયા. હરીલાલભાઈનો રાજેન્દ્ર બીજવર છે તો પણ તેના ત્રણ હજાર સંભળાય છે તો આપણા ઇંદ્રપ્રસાદના ચાર હજાર તો ઓછામાં ઓછા લેવાવવા જ જોઇએ. વળી ગીરધરલાલની છોકરી આઠ દસ હજારનું લઇને આવે એમ નથી. એ લોક કાંઈ આપણા જેવા પૈસાવાળા નથી. દોઢસોનો પગાર છે પણ માસ્તર જને ! વળી હીરાલક્ષ્મી બોહળી વસ્તારી છે તેથી ઉર્મિલાને બે લુગડાં કરવાની પણ આપણને તોડ રહેશે. માટે બીજા બે હજાર તો લેવાજ. પોતાની સ્ત્રીનો વિચાર પણ પોતાના વિચારને પુષ્ટિ આપતો જોઈ રા. સા. ચંદુલાલનો વિચાર દ્દઢ થયો. એક વાર બધુ નક્કી કરી રહ્યા પછી પોતે ફરી જાય છે તેમાં અધર્મ થાય છે, એ વિશ્વાસઘાત કહેવાય વગેરે વિચારો આ ધણી ધણીયાણી બેમાંથી કોઇને પણ ઘડીભેર આવ્યા નહીં. ગીરધરલાલની સ્કુલમાં અત્યારે રજાનો સમય હોવાથી એમનું આખુ કુટુંબ હાલમાં પોતાને વતન આવેલુ હતુ. તેથી રા. સા. ચદુલાલે પોતાના નોકર જોડે ઇંદ્રપ્રસાદનો તાર ગીરધરલાલને વાંચવા મોકલ્યો ને હવે શું થાય છે તેની રાહ તેઓ આતુરતાથી જોવા લાગ્યા.

રા. સા. નો નોકર તાર વંચાવવા આવ્યો કે તરતજ ગીરધરલાલના ઘરમાં ખુશાલી ફેલાઈ ગઇ. ઇંદ્રપ્રસાદ પાસ થશે એની તો સર્વને ખાત્રી હતી પરંતુ તે આટલે સારે

નંબરે પાસ થશે ને યુનિવર્સીટીનું ઇનામ મેળવશે એ કોઇના ધારવામાં નહોતું. તાર વાંચી ગીરધરલાલે એ ખુશ ખબર બધાને કહી. તરતજ આખુ કુટુંબ ગીરધરલાલની આસપાસ વીંટલાઇ વળ્યું. ઉર્મિલા ૭ સાત ચોપડીઓ અંગ્રેજી ભણેલી હતી તેથી તેણે ટેબલ પર પડેલો તાર છાનો માનો શરમાતા શરમાતા ઉપાડી વાંચી લીધો ને મનમાંને મનમાં મલકાવા લાગી.

૨

ઇંદ્રપ્રસાદ પહેલા વર્ગમાં પાસ થયો ને તેને યુનિવર્સીટીનું ઇનામ મળ્યું એ વાત થોડીવારમાં આખી નાતમાં ફેલાઇ ગઈ તેથી સગાં વ્હાલા તથા ભાઇબંધ દોસ્તદારો રા. સા. ચંદુલાલને મુબારકબાદી આપવા આવવા લાગ્યા. ગીરધરલાલ માસ્તર પણ સાંજના રા. સા. ચંદુલાલને ઘેર ગયા. થોડીવાર ગામ ગપાટા માર્યા પછી એકાંત જોઇ ગીરધરલાલે વાત ઉપાડી " ઇંદ્રપ્રસાદનો અભ્યાસ પુરો થયો તેથી હવે આપણે એક બે મહીનામાં લગ્નનું નક્કી કરીએ તો ઠીક. તમે કહો તે દિવસે આપણે જોશીને બોલાવી મહુર્ત બતાવીએ. " રા. સા. ચંદુલાલ હુકો ગડગડાવતા ધીમે રહી બોલ્યા. " આવી બાબતમાં ઉતાવળ કરવાની જરૂર નથી. ઇંદ્રપ્રસાદને એકવીસમું વર્ષ ચાલે છે. એનો વિચાર એલ. એલ. બીનો અભ્યાસ કરવાનો છે. એ છોકરો એટલો બધો શરમાળ છે કે મારી સાથે કોઇપણ જાતની વાત કરતો નથી પરંતુ એની મા સાથે એ વધારે છુટથી વાત કરે છે ને એની માનુ કહેવું એમ છે કે એ હાલમાં પરણવાની વિરૂદ્ધ છે. તમે જાણોછોને કે આજકાલના છોકરાઓના આવી બાબતમાં કાંઇ વિચિત્ર વિચારોહોય છે"

ગીરધરલાલે ધીમે રહી જવાબ આપ્યો " પણ ચંદુભાઈ મારી ઉર્મિલાને સોળ પુરા થઇ સત્તરમું બેઠુ—હું કાંઇ એની દરકાર કરતો નથી-પણ બૈરાંઓ વલોપાત કરે છે ને લગ્નની ઉતાવળ કરે છે માટે હવે તો આપણે ઉતાવળ કરી આંખો મીચી લગ્ન કરી નાંખવાં. પ્રભુ કૃપાએ ઓણુ સાલ આપણે બંનેને સારે સારૂ છે. ઢીલ કરીશું તો વળી થોડો છુટયો, થોડી છુટી માટે હવે તો એ બાબતમાં ઢીલ ના થાય તો સારૂં. રા. સા. ચંદુલાલે જવાબ દીધો. તમારૂ કહેવું બરોબર છે પણ તમે જાણોછોને એલ. એલ. બીનો ખર્ચ ભારે છે. "

રા. સા. ચંદુલાલના બોલવાનો મર્મ બીચારા ગીરધરલાલના સમજવામાં નાઆવ્યો તેણે તો નિખાલસ મને જવાબ દીધો. " હું તો એમ ધારતો હતો કે તમારો વિચાર એને રેવન્યુખાતામાં દાખલ કરવાનો છે " રા. સા. ચંદુલાલે જવાબ દીધો " મારો તો એજ વિચાર છે પણ આજ કાલના છોકરાઓના મનમાં સ્વતંત્રતાની એક ધુન ભરાયલી હોય છે તેથી એનો વિચાર વકીલાત કરવાનો છે. વકીલો કેટલા સ્વતંત્ર હોય છે તે મારા જેવા અધીકારીઓજ જાણે ! સેંકડો વકીલો મારા જેવા મેજીસ્ટ્રેટની ખુશામતો કરતા ને અમારી મહેરબાની મેળવવાનો પ્રયત્ન કરતા મેં જોયા છે. મારૂ જો એ માને તો એના જેવા વિદ્વાનને ઠેકાણે પાડતાં કેટલીવાર ? સાહેબલોકમાં મારે સારી લાગવગ છે. બે ત્રણ વર્ષમાં એને મામલતદાર બનાવવાની ગોઠવણ કરી શકું એમ છું; ને બને તો બારોબાર એને પ્રોવિન્શિયલમાં દાખલ કરી દઇ એકદમ એને ડેપ્યુટી કલેક્ટર બનાવી દઉં !

ગીરધરલાલે જવાબ દીધો. "એમ છે તો તમે ઇન્દ્રપ્રસાદને શીખામણ કેમ આપતા નથી?" રા. સાહેબે જવાબ દીધો. "પણ હવે છોકરાઓ આપણું માનેછેજ ક્યારે? આજકાલતો રેવેન્યુખાતામાં દાખલ થવામાં જ માલ છે. માનઆબરૂ મેળવવાની એ ખાતામાંજ છે."

ગીરધરલાલ—આપનું કહેવું પુરેપુરૂ સત્ય નથી. પણ હવે એ વિવાદી વિષય જવા દો, આપણી મૂળ વાતપર આવો, જોશીને ક્યારે બોલાવીએ? મોટાં છોકરાંઓને લાંબા વખત સુધી કુંવારાં રાખવાં એ ઠીક નહિ ઇંદ્રપ્રસાદ જેવા યુવાન તથા બીન અનુભવી છોકરાને પણ કુંવારી અવસ્થામાં મુંબાઇ જેવા શહેરમાં એકલો રહેવા દેવો એ ઉચિત નથી. મોટા શહેરમાં હરેક પ્રકારની લાલચો હોય છે તે તમે ક્યાં જાણતા નથી?

રા. સા.—તમે મારા ઇંદ્રપ્રસાદને બીલકુલ ઓળખતા નથી, નહીં તો એના સંબંધમાં આવું ના બોલો, એ કાંઈ બીજા છોકરાઓના જેવો નથી. એના આચાર વિચાર તો કાંઇ નવીજ જાતના છે. એની ઉમ્મર તો માત્ર એકવીસ વર્ષનીજ છે તો પણ એટલી નાની ઉમ્મરમાં એણે કેટલીબધી મોટી મોટી ચોપડીઓ વાંચેલી છે. ગઇ રજામાં એ અહીંઆ આવ્યો હતો તે વખતે મેં એની કેટલીક ચોપડીઓ જોઇ હતી. તેમાંની એક ચોપડી જૉન સ્ટુઅર્ટ મીલની લખેલી 'The Subjection of women (સ્ત્રીઓની પરાધીનતા) એ નામની હતી. મને લાગ્યુ કે એ ચોપડીમાં સ્ત્રીઓને કેવી રીતે પરાધીન અવસ્થામાં રાખી શકાય તેવા ઉપાયો સૂચવ્યા હશે તેથી મેં એ ચોપડીનાં કેટલાંક પાનાં વાંચી જોયાં. પણ એ ચોપડીમાં તો એથી ઉલટુજ નીકળ્યું ને મને એમાં કાંઇ સમજણુ પડી નહીં. એ કાંઈ વિચિત્ર છોકરો છે ને વિચિત્ર જાતના પુસ્તકો વાંચે છે. એના અભ્યાસ ઉપરાંતની ચોપડીઓના મને કમીમાં કમી હજાર રૂપીઆ ખર્ચ થયા હશે."

ગીરધરલાલ માસ્તરે હસતા હસતા જવાબ દીધો—"તમે એટલો ખર્ચ કરવા શક્તિમાન છો ને ઉત્તમ પુસ્તકોના વાંચનથી તમારા છોકરાને અગણીત લાભો થયા હશે ને થશે. મારી માફક તમને વધારે દીકરીઓ નથી એટલે તમે સુખી છો.

રા. સા ચંદુલાલ—મારી સ્ત્રીને તો બીજી એકાદ દીકરીનું મન ખરૂ પણ એ વાત કાંઈ આપણા હાથમાં છે? વારૂ ગીરધરલાલ, નાતમાં વાત ચાલે છે કે તમારી ત્રીજી દીકરીનો વિવાહ તમે કલ્યાણરાયભાઈને ત્યાં રૂ. ૨૩૦૦ આપી કર્યો એ ખરી વાત? એ છોકરો તો હાજુ પ્રીવીઅસમાં પણ નાપાસ થયો.

ગીરધરલાલ—વિવાહ થયો એ વાત ખરી પણ મેં એટલી મોટી રકમ આપી છે એવું તમને કોણે કહ્યું? મેંતો માત્ર રૂ. ૮૦૦ જ આપવાના કબુલ કર્યા છે. એ છોકરાના માબાપ ગરીબ છે તેથી એનો બી. એ. સુધીનો ફી ચોપડીઓનો ખર્ચ મેં માથે રાખ્યોછે.'

રા. સા. ચંદુલાલ—એ તમે ઠીક કર્યુ. આપણો બધો પૈસો છોકરાઓની પાછળ ખર્ચી નાંખવો તેમ મૃત્યુ પછી બધું છોકરાઓનેજ આપી દેવું એ ઠીક નથી. મારો અભિપ્રાય તો એવો છે કે આપણી મિલકત આપણે છોકરા છોકરીઓને સરખે હીસ્સે વ્હેંચવી. તમે તથા તમારી છોકરીઓના ભવિષ્યના સુખની આપ કાળજી રાખો છો તે જાણી હું ઘણો ખુશી થયો છું. તમારા ત્રીજા જમાઇના ભણતરની જોગવાઈ કરી આપવાનું તમે માથે રાખ્યું છે એ બરોબર કર્યું તેજ પ્રમાણેમારા ઇન્દ્ર પ્રસાદના એલ. એલ.

બીના અભ્યાસની કાંઇ જોગવાઈ કરો તો ઠીક. મારા ઘરમાંથી કહેતાં હતાં કે ઇંદ્રપ્રસાદના અભ્યાસ પેટે ગીરધરભાઈ બીજા બે હજાર રૂપીઆ આપે તોજ લગ્ન કરવાં.

ગીરધરલાલ—ઓ મારા બાપરે ! બીજા બે હજાર રૂપીઆ ! હું લાવું ક્યાંથી ? મારે તો હજી બીજી ત્રણ છોકરીઓ પરણાવવાની છે. મારા ઘરમાં તે કાંઈ રૂપીઆનું ઝાડ છે કે તોડી તોડીને આપવા માંડુ ?

રા. સા. ચંદુલાલ—તમે આટલા બધા ગભરાઈ કેમ ગયા ? હું કાંઈ પુરેપુરા બે હજાર કહેતો નથી. મારા ઘરમાંથી કેટલાની આશા રખાય છે તેજ માત્ર મેં તમને જણાવ્યું. જુઓ લગ્ન જેવી સંસારી બાબતમાં તો બૈરાંઓનાં મન આપણે પહેલાં પ્રસન્ન રાખવાં પડે છે. ચાલો વધારે નહીં, આપણે પંદરસોમાં તોડ કાઢીશું. બૈરાંઓને હું ગમે તેમ કરી સમજાવીશ. મારા ઇંદ્રપ્રસાદની વિદ્યાના પ્રમાણમાં બીજા ૧૫૦૦ કાંઈ વધારે નથી. ઇંદ્રપ્રસાદ આખી યુનીવર્સીટીમાં બીજે નંબરે પાસ થયો છે એ કાંઇ તમારી જાણ બહાર નથી.

ગીરધરલાલ—પણ હું ગરીબ માણસ બીજા પંદરસેં લાવું ક્યાંથી ? ઉર્મિલાની પછાડી મેં કેટલો ખર્ચ કર્યો છે તે મારૂં મન જાણે છે. તમારા ઇંદ્રપ્રસાદને સંગીત તથા ચિત્રકળાનો શોખ છે તે જાણી મહીને દસ રૂપીઆ ખર્ચી એને શીખવવાને ખાસ બાઇ રાખી છે. વળી રોજ એક કલાક હું એને જાતે અંગ્રેજી તથા સંસ્કૃત શીખવું છું. એણે લગભગ મેટ્રીક્યુલેશન સુધીનો અભ્યાસ પુરો કર્યો છે ને સંસ્કૃતમાં તો એ જાતે શાકુન્તલા વાંચીને સમજી શકે છે.

રા. સા. ચંદુલાલ—આજકાલના છોકરાઓને આ બધા ધતિંગનો બહુ શોખ હોય છે. તમારી ને મારી સ્ત્રી વળી કયે દહાડે અંગ્રેજી તથા સંસ્કૃત ભણ્યાં હતાં ? છતાં આપણો સંસાર શું નથી ચાલ્યો ? પણ ખરેખર હવે જમાનો બદલાયો છે.

ગીરધરલાલ—જમાનો ખરેખર બદલાયોજ છે. તમારા ને મારા સસરાઓએ વળી કયે દહાડે આપણને રૂપીઆ આપ્યા હતા ? છોકરાઓ માટે કન્યા મેળવતાં આપણાં માબાપોને ઉલટી મુશીબતો પડી હશે. ને હજાર દોઢ હજાર રૂપીઆનું પલ્લું કરવું પડ્યું હશે તે તો જુદું.

ગીરધરલાલ માસ્તરે જમાનો બદલાયાની વાત પોતાની વિરૂદ્ધ પલટાવી નાંખી એથી કાંઈ રા. સા. ચંદુલાલ લગાર પણ ગભરાય તેમ હતું નહિ ! સમયસૂચકતા રાખી તેમણે જવાબ દીધો—" વખત બદલાય છે તેની સાથે આપણે પણ બદલાવુંજ જોઇએ, નહીં તો દુનીઆમાં આપણો કોઇ ધડો કરે નહીં. અત્યારે જેમ છોકરીઓને અંગ્રેજી ભણાવવું પડે છે તેમ જમાઇઓ મેળવવાને માટે રૂપીઆ પણ આપ્યા વગર છુટકો નથી. મારા ઇંદ્રપ્રસાદ જેવા વરને માટે તમે પાંચ હજાર આપો તોએ ઓછા છે. "

ગીરધરલાલ—પણ રાવસાહેબ, હવે તો મારા જેવા ગરીબ-પર દયા કરો તો સારૂ. મારે તો હજી ત્રણ છોકરીઓ પરણાવવાની છે. એકલી ઉર્મિલા હોત તો ઘરબાર વેચીને પણ આપને રાજી કરત, પણ હવે તો લાચાર છું. તમે શુકન નાંખ્યો છે તો તેની ખાતર આપણી પહેરણ ઉપરાંત ઇંદ્રપ્રસાદને એક સોનાની ઘડીઆળ તથા બે ત્રણ તોલાની એક

સોનાની વીંટી બક્ષીસ તરીકે આપીશ. એટલેથી રાજી થઈ હવે તો મારા પર કૃપા કરો.

**રા. સા. ચંદુલાલે** મ્હોડુ કટાણું કર્યું ને કાંઈ જવાબ દીધો નહિ. થોડીવાર સુધી બંને, જણા મુંગા બેસી રહ્યા. આખરે ગીરધરલાલે પુછ્યું " ઇંદ્રપ્રસાદની આ પૈસા લેવાની મરજી છે ?"

**રા. સા. ચંદુલાલ**—એ શું સમજે ? ગમે તેટલું ભણ્યો તો પણ વ્યવહારની બાબતમાં તો એ હજુ બાળક છે. ગીરધરલાલ માસ્તર, તમે તો હજી માસ્તરજ રહ્યાછો. નોકરી અર્થે પરદેશમાં રહોછો એટલે નાતની રૂઢીની તમને બીલકુલજ ખબર નથી. હમણાંજ ગોપીદલાલભાઇએ રૂપીઆ ચાર હજાર આપી પોતાની છોકરીનો વિવાહ **નરસીલાલભાઈને** ત્યાં કર્યો. વળી લગન વખતે એક બાઈસીકલ, સોનાની ઘડીઆળ તથા અછોડો આપવાની પકૃણ વધારા ખાતે. એ છોકરો તો હજી **પ્રીવીઅસમાં** જ છે

આ ભાંજગડ ચાલતી હતી તેવામાં રૂક્ષ્મણી બ્હેન પણ મેડે ચઢ્યાં. **ગીરધરલાલ** માસ્તરની સ્ત્રી **હીરાલક્ષ્મી** પણ અનાયાસે ત્યાં આવી ચઢયા. રાતના દસ વાગતા સુધી રગઝગ ચાલી ને છેવટે ઠર્યું કે રૂ. ૨૫૦૦ પ્રથમ નક્કી કર્યા તે ઉપરાંત ગીરધરલાલે રૂ. ૮૦૦ બીજા આપવા તથા લગ્ન વખતે ઇંદ્રપ્રસાદને એક સોનાની ઘડીઆળ તથા ત્રણ તોલાની એક વીંટી બક્ષીસ આપવા.

૩.

**રા. સા. ચંદુલાલને** ઇંદ્રપ્રસાદનું લગ્ન કરવામાં જે ચુંક હતી તેને માટે જરૂરનો અજમો ગીરધરલાલ માસ્તરે ફકાવ્યો એટલે હવે ઇંદ્રપ્રસાદના લગ્ન થવામાં બીલકુલ વાર લાગી નહીં. એક મહીનામાં તો ઇંદ્રપ્રસાદ તથા ઉર્મિલાના લગ્નની સર્વ તૈયારીઓ થઇ ગઈ ને લગન પુરાં થઇ ગયાં. અભ્યાસના અતિશય શ્રમને લીધે ઇંદ્રપ્રસાદનું શરીર નબળું પડી ગયુ હતું. તેથી **ગીરધરલાલે** હવાફેર કરવાને ઇંદ્રપ્રસાદને પોતાને ગામ આવવા આમંત્રણ કર્યું. માતાપિતાનીમરજી ના હોવા છતાં પણ ઇંદ્રપ્રસાદે સસરાનુ આમંત્રણ સ્વીકાર્યું ને સસરાને ગામ ગયો.

ગીરધરલાલના મકાનમાં પાછલી મેડીએ ઇંદ્રપ્રસાદ તથા ઉર્મિલા વાતો કરતાં બેઠાં હતાં ઇંદ્રપ્રસાદે કહ્યું ' ઉર્મિલા, તારા મોટા ભાઇનો સ્વભાવ મને બહુજ ગમેછે. એમના વિચારો પણ કેળવાયલા તથા આગળ પડતા છે. એમ છતાં પણ આપણાં લગ્નને માટે એમણે આટલી બધી ઉતાવળ કેમ કરી તે મારા સમજવામાં આવતું નથી.'

ઉર્મિલા—એમનો વિચાર તો હજી એક બે વર્ષ લગ્ન ઠેલવાનો હતો પણ મારી બાએ બહુ ઉતાવળ કરવા માંડી ને રાત દિવસ એમનો જીવ ખાવા માંડયો. એટલે ના છુટકે એમને પણ ઉતાવળ કરવી પડી.

ઇંદ્રપ્રસાદ—હું પણ પહેલાં તો લગ્ન હમણાં કરવાની વિરૂદ્ધમાં હતો ને મેં મારા કાકાજીને ના લખી હતી, કારણકે મુંબાઈમાં અમે ૫દર વીસ જણાએ મળી એક મંડળ સ્થાપ્યું છે ને તેમાં પ્રતિજ્ઞાઓ લીધી છે કે પચ્ચીસ વર્ષ સુધી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવું. પણ મારા કાકાજીએ મારાપર ઉપરા છાપરી ચાર પાંચ કાગળો લખ્યા ને બે તાર મુકયા એટલે છેવટે નાછુટકે હું આવ્યો ને માત્ર લગનની ક્રિયા કરવાની જ કબુલાત આપીછે.

લગ્નની ક્રિયા ભલે થઈ પણ મેં મારી પ્રતિજ્ઞા પાળવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. મારી ખાત્રી છે કે તારા જેવી કેળવાયલી ને સમજુ સ્ત્રી આ પ્રતિજ્ઞા પાળવામાં મારી આડે નહીં આવે."

આ શબ્દો સાંભળીને ઉર્મિલા તદન શરમાઈ ગઈ ને થોડીવાર સુધી નીચું જોઇ બેશી રહી. બે ચાર મીનીટ પછી નીચું મેં રાખીનેજ એણે પતિને પૂછયું " વારુ, એ શિવાય, તમારા મંડળમાં તમે બીજી શી શી પ્રતિજ્ઞાઓ લીધી છે તેતો મને કહો."

ઇંદ્રપ્રસાદ—બીજી ચાર પાંચ પ્રતિજ્ઞાઓ છે, એકતો બને ત્યાં સુધી આચાર વિચારમાં સંપૂર્ણ રીતે પવિત્ર રહેવું, ગુણકાઓના નાચ જોવા તથા ગાયનો સાંભળવા જવું નહીં, દારૂ પીવો નહીં, કપડાંલત્તાંમાં તદન સાદાઇ રાખવી. બને ત્યાંસુધી આપણા ઘરમાં સ્વદેશી માલજ વાપરવો ને લગ્ન વખતે કન્યાના માબાપ પાસેથી પૈસા લેવા નહીં."

ઉર્મિલા ઉંચું જોઇ ઓચિંન્તી બોલી ઉઠી. " પણ તમે એક પ્રતિજ્ઞા તો તોડી, જે માણુસ એક પ્રતિજ્ઞા તોડે તેને બીજી તોડતાં શી વાર ?"

ઇંદ્રપ્રસાદ—તું શું કહે છે ? મેં કઈ પ્રતિજ્ઞા તોડી છે ?

ઉર્મિલા—તમે તમારા લગ્ન વખતે મારા માબાપ પાસેથી પૈસા તો લીધા છે.

ઇંદ્રપ્રસાદ—એ પૈસાનું નક્કી થયું ત્યારે અમારૂં મંડળ સ્થાપવામાં આવ્યુ નહોતું. અમે જ્યારે પ્રતિજ્ઞાઓ લેવા માંડી ત્યારે સર્વેની રૂબરૂમાં મારી વાતનો મેં પ્રમાણિકપણે ખુલાસો કર્યો ને તે વખતે એમ ઠર્યું કે ભૂતકાળના બનાવો સાથે આ પ્રતિજ્ઞાઓને કાંઇ પણ સંબંધ નથી. પ્રતિજ્ઞા લીધા પછી પ્રતિજ્ઞા વિરૂદ્ધ અમારૂં આચરણ થાય તો અમે પરમેશ્વરના ગુન્હેગાર છીએ.

ઉર્મિલા—એતો ઠીક, આપણો વિવાહ થતી વખતે અઢી હજાર રૂપીઆ આપવાની જે પહુણ થઇ તેના તમે ગુન્હેગાર નહીં, પરંતુ પાછળથી રૂપીઆ આઠસો અપાયા તેમાં તો તમારી પ્રતિજ્ઞા તોડાઇને ?

આ શબ્દો સાંભળતાં જ ઇંદ્રપ્રસાદ એકદમ ચમક્યો ને બોલી ઉઠયો, "ઉર્મિલા, તું શું કહે છે ? મારા કાકાજીએ પહેલાની પહુણ ઉપરાંત તારા મોટા ભાઇ પાસેથી રૂ. ૮૦૦ લીધા છે ?

ઉર્મિલા—" ત્યારે તમે શું એ જાણતા નથી ? મારા મોટા ભાઇ પાસે તે વખતે રૂપીઆની જોગવાઇ ન હોતી તેથી અમારી આમોદની જમીન ઘરેણે મુકી; ને મારી બાની બંગડીઓ વેચી રૂ. ૧૦૦૦ આણ્યા. તેમાંથી રૂ. ૮૦૦ તમારા કાકાજીને આપ્યા ને બાકીના રૂ. ૨૦૦ માંથી તમારે માટે ઘડીઆળ તથા વીંટી આણી; મારા મોટાભાઇએ આંખમાં આંસુ આણી મારી બાની બંગડીઓ વેચી ! પણ શું કરે ? વધારાના રૂ. ૮૦૦ લીધા વીના તમારા કાકાજીએ આપણાં લગન કરવાની સાફ ના પાડી ને આપણો વિવાહ ફોક કરવાની ધમકી આપી."

આ સાંભળતાંજ ઇંદ્રપ્રસાદ રાતોપીળો થઈ ગયો ને આવેશમાં બોલી ઉઠયો "કેવી શરમની વાત છે ! ત્યારે શું હું બબ્બે વાર વેચાયલો વર ! ઉર્મિલા, હું ખરૂં કહું છું કે આમાંનું હું કશું જાણતો નથી. તારી આગળ આ પ્રતિજ્ઞા લઉં છું કે એ ૩૩૦૦ રૂપીઆ હું ગમે તેમ કરીને તારા પિતાને પાછા આપીશ, ને જ્યાં સુધી તારા

પિતાને એ રૂપીઆ મારાથી પાછા નહીં અપાય ત્યાંસુધી મારી જાતને હું એમનો ગુલામ સમજીશ.

૪.

તરતનો આવેલો કાગળ હાથમાં લઇ વાંચતાં વાંચતાં રા. સા. ચંદુલાલ, પોતાના ઘરની અંદરની ઓરડીમાં પેઠા ને પોતાની સ્ત્રીને સંબોધીને બોલ્યા. " બી. એમાં ફર્સ્ટક્લાસમાં આવ્યો તોપણ તારો છોકરો છેક ગધેડા જેવો જ રહ્યો. "

રૂક્ષ્મણી—કેમ શું છે, કોનો કાગળ છે ? ઇંદ્રપ્રસાદનો ? એ શું લખે છે ?

રા. સા. ચંદુલાલ—એ લખે છે તે સાંભળ તો ખરી "હમણાંજ મને ખબર પડી છે કે અત્યાર સુધીમાં મારા લગ્ન બદલ મારા સસરા પાસેથી તમે રૂ. ૩૩૦૦ લીધા છે ત્યાર પછી વરવિક્રયની વિરૂદ્ધમાં મોટું મોટું ભાષણ લખી છેવટે મને હુકમ કરે છે કે એ રૂપીઆ એકદમ તમારે મારા સસરાને પાછા આપી દેવા. "

રૂક્ષ્મણી—મેં તમને નો'તું કહ્યું કે તમે એને એના સસરાને ગામ ના જવા દો, એ કાઠીઆવાડી લોકો બધા વશીકરણ વિદ્યા જાણનારા છે. કોણ જાણે શુંએ ખવડાવી મારા છોકરાને ભુરકી નાખ્યો હશે ને વશ કરી દીધો હશે.

રા. સા. ચંદુલાલ—પણ એ ગધેડામાં અક્કલ નથી ? આટલું બધું ભણેલું ક્યાં નાંખ્યું ? જાણે આખી નાતમાં મેં એકલાએજ રૂપીઆ ના લીધા હોય ? એ રૂપીઆ છેવટે કોને ભોગવવાના છે ? મારા ઘરમાં હશે તો કોઈ દીવસ એને કામ લાગશે. મને તો એ છોકરો તદન ગાંડો થઈ ગયો હોય એમ લાગે છે.

રૂક્ષ્મણી—તેને એકદમ તાર કરી અહીંઆ બોલાવી લો, ત્યાં બહુ વ્હાલ રાખવામાં માલ નથી.

રા. સા. ચંદુલાલ—પણ એતો મને લખે છે કે રૂપીઆ એકદમ અહીંઆ મોકલી આપો. મારા સસરાને રૂપીઆ ૩૩૦૦ આપી દીધા પછીજ હું આપણે ઘેર પાછો આવીશ.

રૂક્ષ્મણી—કમિશનર સાહેબે એને નોકરી આપવા કબુલ કર્યું છે એ વાત તમે એને લખી ?

રા. સા. ચંદુલાલ—ના હું આજજ એને લખવાનો હતો કે, કમિશનર સાહેબે હાલ તરત એને રૂપીઆ ૭૫)ની નોકરી આપવાનું કબુલ કર્યું છે. ડીપાર્ટમેંટલ પરીક્ષા પસાર થશે કે તરતજ એનો પગાર વધારવામાં આવશે. કમીશનર સાહેબે મને બેવાર રોકીને કહ્યું હતું કે જો તમારો દીકરો પ્રમાણિકપણે કામ કરશે તો પાંચ સાત વર્ષમાં એ ડેપ્યુટી કલેક્ટરના ઓદ્ધાપર આવશે.

રૂક્ષ્મણી—આ બધી વાત તમે એને લખો ને એકદમ એને આપણે અહીંઆ બોલાવી લો. મને લાગે છે કે તમે જાતે જઇ અને તેડી લાવો.

રા. સા. ચંદુલાલ—હું તો કોઇ દિવસ એ પંચુજીને બારણે ચઢનાર નથી. તારા છોકરાને ગરજ હોય તો એ અહીંઆ આવે નીકર એ પણ ઘર્યો રહે આટલી બધી નોકરીમાં મેં કોઇનો પગ ટુંકારો ખાધો નથી ને કોઇનું પણ અપમાન સાંખ્યું નથી તો એ આજકાલનો છોકરો મને શીખામણ આપનારો ! એને હમણાં ને હમણાં હું કાગળ

લખું છું કે એને અહીં આવવું હોય તો આવે ને વધારે લપ્પન છપ્પન કરશે તો અત્યારે ને અત્યારે વીલ કરી બધો પૈસો વૈકુંઠને આપી દઇશ. ભલે પછી એ ભીખ માગી ખાય. મને એની બીલકુલ દરકાર નથી.

૫

રા. સા. ચંદુલાલને દસ દિવસ પછી પોતાના ગ્રેજ્યુએટ પુત્ર તરફથી નીચે પ્રમાણે પત્ર મળ્યો.

**મુરબ્બી કાકાજી,**

આપના છેલ્લા પત્રથી મારૂં મન બહુજ ખિન્ન થયું છે. વરવિક્રયની વિરૂદ્ધમાં મેં આટલી બધી દલીલો આપની સમક્ષ રજુ કરી, એનાથી થતી આપણી નૈતિક અધોગતી તેમ ભવિષ્યમાં આપણી નાતની થવાની દુર્દશા વગેરે બાબતો સવિસ્તાર આપને સમજાવી પણ એ બધું નકામું ગયું. આપણો પોતાનો સ્વાર્થ તથા પૈસાનો લોભ બાજુ પર મુકી નાત સમસ્તના કલ્યાણની દૃષ્ટિએ જો આ પ્રશ્ન પર તમે લગાર વિચાર કરશો તો મારા કહેવાનું સત્ય આપને તરતજ સમજાશે. પરંતુ તમારી ને મારી સમજશક્તિમાં તફાવત છે એટલે હું લાચારછું.

તમે, મારાં માતુશ્રી, મોટી બ્હેન, મોટાભાઇ બધાં મારાપર બહુજ ગુસ્સે છો એ જાણી મને અત્યંત દીલગીરી થાય છે. પરંતુ સગાંવ્હાલાંના પ્રેમ કરતાં **સત્ય તથા ન્યાયને હું વધારે પ્રિય ગણું છું**. મારી ખાત્રી છે કે કાળક્રમે સર્વનો ક્રોધ શમી જશે ને સર્વને હું પહેલાંના જેટલોજ વ્હાલો લાગીશ. આપની સર્વ મીલકત મોટા ભાઇને આપી દેવા આપ લખો છો તે જાણી મને આનંદ થયો છે. આપે મને જે વિદ્યા આપી છે. તેને હું સર્વ મીલકત કરતાં અધિક ગણું છું. આ બાબતમાં મને તમારા પર કે મોટાભાઇપર બીલકુલ પણ ક્રોધ આવ્યો નથી ને ખાત્રી રાખજો કે હું ગરીબ રહીશ તોપણ મોટાભાઇના પૈસાની કદી પણ અદેખાઇ કરીશ નહીં. માત્ર મારી આપને એકજ વિનંતિ છે કે મારાં પુસ્તકો જે આપણા ઘરમાં છે તે મને મોકલાવી દેશો. મોટાભાઇને તે તદન નકામાં છે ને મારે મન તે કુબેરના ભંડાર કરતાં પણ વધારે મૂલ્યવાન છે.

મારે માટે આટલી બધી મહેનત લઈ રેવન્યુખાતામાં આપે નોકરીની જોગવાઇ કરી છે તેને માટે હું આપનો અત્યંત ઉપકાર માનું છું. પરંતુ આપ જાણો છો કે મને પહેલેથીજ રેવન્યુ ખાતાની નોકરી પસંદ નથી. વળી મારે મારા સસરાનું રૂ. ૩૩૦૦નું દેવું વાળવાનું છે તે કાંઈ ૩૫ રૂપીઆના પગારમાં પતે નહીં ને મારે ઘણાં વર્ષો સુધી એમના ઋણી રહેવું પડે. આથી કરીને મેં લાહોરની એંગ્લોવૈદિક કોલેજમાં રૂ. ૧૫૦ની નોકરી લીધી છે. મારા ખર્ચને માટે રૂ. ૫૦ બસ છે. દરમહીને હું મારા સસરાને દેવાપેટે રૂ. ૧૦૦ આપીશ. એટલે ૩૩ મહીનામાં એટલે લગભગ ત્રણેક વર્ષમાં હું દેવામાંથી સંપૂર્ણ રીતે મુક્ત થઈ જઇશ. એક બે દીવસમાં અહીંથી બ્હારોબ્હાર લાહોર જનાર છું. આપનો ક્રોધ શમે એટલે મને લખજો કે હું ઉનાળાની રજામાં આપને તેમ મારાં માતુશ્રી તથા ભાઇ બ્હેનને મળવા આવું. એજ મારા માતુશ્રી તથા મોટાભાઇ મોટી બ્હેન વગેરેને મારા પ્રણામ કહેશો. એજ

લી. આપનો આજ્ઞાંકિત પુત્ર.

**ઇંદ્રપ્રસાદના પ્રણામ.**

## વ્યસની શી રીતે સુધર્યો ?

[ લેખકઃ—**શ્રીમતી કીકીબ્હેન.**—દહેગામ ]

મણીલાલ સારો યુવક હતો સર્વ વ્યસનથી તે મુક્ત હતો અને પોતાની પતિ ઉપર તે સંપૂર્ણ પ્રેમી હતો. સવિતા પણ સાધારણ ભણેલી દેખાવડી ને પતિપરાયણ યુવતી હતી. તેઓ સંપુર્ણ સુખ ભોગવતાં હતાં પણ તે સુખ ઘણા દીવસ ટકી શક્યું નહીં, કારણકે મણીલાલને પોતાના વતનમાં રહેવાની મરજી હતી તેથી તેણે નવસારીથી વડોદરે બદલી કરાવી. તે ઈજનેરખાતામાં નોકર હતો ને રૂા. ૭૫) પગાર હતો તેથી સુખ, સગવડ નવસારીમાં સારાં સચવાતાં. પણ એક દીવસ એવી ઇચ્છા થઈ કે વડોદરે જવું અને તેના પરિણામે ખટપટ કરીને તેઓ વડોદરે આવ્યાં ત્યાર પછી મણીલાલનો જીવનક્રમ બદલાયો પ્રથમ હમેશાં તે ઓફિસ છુટતાં તરતજ ઘેર આવતો, તેને બદલે અનેક મિત્રો સાથે તે બાગમાં ફરવા જવા લાગ્યો અને તેમાંથી ધીરે ધીરે વ્યસની, દુરાચારી ને નીશાબાજ થયો. સવિતા જે હમેશની હસતી યુવતી હતી તે હવે સાદી, ભીની આંખવાળી, ગંભીરને દુઃખી બની ગઇ હતી. તેનાં વસ્ત્રોમાં હમેશના જેવી સ્વચ્છતા અને તેના મુખ ઉપરથી મધુર હાસ્ય બેઉ વિદાય થઈ ગયાં હતાં, આજે પણ સવિતા હમેશની માફક સાડાનવ થયા છતાં મણીલાલ ન આવ્યાથી તેની વાટ જોતી બારણામાં બેઠેલી હતી. દસ થયા સાડા દસ થયા. તો પણ મણીલાલ ન આવવાથી થાકીને તે ઉઠી ને રસોડામાં ગઇ, ત્યાં રાંધેલું બધું બરોબર ઢાંકી બારણાંને સાંકળ દઈને ઉપર જઈને હીંચકા પર સુતી. એમ કરતાં સાડાબાર વાગે બારણું કોઇ ઠોકતું હોય તેમ લાગ્યું, ને બારીએથી જોતાં પોતાના પતિને જોઇ સવિતાએ નીચે જઇ બારણું ઉઘાડી જોયું, તો મણીલાલને અને તેના બીજા મિત્રો દારૂ પીને આવેલા વિના કારણ હસતા હસતા ઉભા છે. આ જોઇને સવિતા આઘી ખસી એટલે બધા ઘરમાંજ ભગયા ને પાછો મદીરા દેવીનો દોર ચાલુ થયો. એક શીસો સંપૂર્ણ પેટમાં ગયા પછી મણીલાલના મિત્રોને ઘેર જવાનું સાંભર્યું, અને તેથી ઉઠી બેઉ જણા લથડતા લથડતા પોતાને ઘેર ગયા. મણીલાલ તરફ શોકાતુર નજરથી જોઇ રહેલી સવિતાએ પુછ્યું કે તમે કાંઈ ખાશો હું ખાવાનું લાવું તે સાંભળીને તે હસવા લાગ્યો ને હસતાં બોલ્યો **“ હમ કુચ નહીં ખાઇંગે અમ બસ સો જાઇગે તુમ બી સો જાવ ઓર સારી દુનિયાબી સોજાવગી ”** એમ કહી તે ઉપર ચડયો અને પેહેરેલે કપડેજ તે પથારીમાં પડીને ઘોરવા લાગ્યો. સવિતા પણ એક મોટો નિશ્વાસ મુકીને પાસે સાદડીપર સુઇ ગઈ.

× × × ×

આજ રાતના નવ વાગે સવિતાને રાંધતી જોઇએ છીએ. સગડીની સામે સવિતા ધીમે તાપે બળતા અગ્નિને જોતી જોતી પંખો નાંખતી હતી; તેવામાં મણીલાલ આવીને રસોડાના બારણામાં ઉભો રહ્યો ને કહ્યું “ ખાવાનું તૈયાર છે કે, જમવા આવું છું ” તે સાંભળી સવિતાએ કહ્યું કે રોજ તમે મોડા આવો છો તેથી આજે પણ મેં મોડેથી રાંધવા માંડયું છે ને શાક કરીને દુધ ઉનુ કરવા મુકયું છે જરા ધીરજ ખમો તો હું હમણાજ દશમી કરી આપું છું ” તેના આ નમ્ર જવાબથી પણ મણીલાલ ગુસ્સે થયો

કેમકે હમણા હમણા દારૂ વધારે પીતો થવાથી કામ બરોબર થતું નહોતું અને ઉપરી અમલદારો રોજ ઠપકો આપતા હતા તેમ આજે પણ ઘણોજ ઠપકો તથા દંડની ધમકી તેને આપી હતી તેથી તે ગુસ્સે થઇને ઓફીસથી આવેલો હતો. તેમાં તેની પત્નિનાં નરમ વાક્યો પણ તેને કડવા પડ્યા ને તે ગુસ્સે થઈ ગયો ને બોલ્યો " મરજી સચવાતી નથી, ને વળી પાછી મોડા આવો છો કરીને મારી ખોડ કહાડે છે.? " એમ કહી એક તમાચો જોરથી માર્યો. તમાચો મારતાંજ સવિતા બેસી ગઇ ને રડી પડી ને બોલી " તમે સામું બોલી કરીને મારો વાંક કહાડો છો પણ આપણી નવસારીની સાથે હાલની જીંદગી સરખાવો ને વિચાર કરો કે મારા જીવને કેટલું દુઃખ થતું હશે ? તમે રાતના બાર, બે વાગે આવો છો. દારૂ પીને મરજીમાં આવે તેમ ફરો છો તે હું સહન કરી શક્તી હતી પણ હમણા હમણા તમે મને મારો છો તે મારાથી બીલકુલ સહન થતું નથી. "ના સહન થાય તો મર" એમ કહીને ગુસ્સામાં મણીલાલ દાદરે ચડ્યો અને સવિતા બારણામાં જઇ ઉભી રહી. થોડીકવારે ઘરથી થોડેક આઘે એક કુવો હતો તેમાં મોટો ધબાકો થયો તે સાંભળીને આડોસીપાડોશી " કોણ પડ્યું, કોણ પડ્યું " કરતાં બહાર નીકળી આવ્યાં અને મણીલાલ પણ મારી સવિતા ક્યાં છે કરતો ચીસ પાડીને બહાર નીકળ્યો.

× × × ×

મણીલાલના ઘરમાં આડોશીપાડોશી બેઠાં છે. વચ્ચે મણીલાલ છે ને તેની આંખમાંથી આંસુની ધારા વહી જાય છે. પાડોશીઓ સમાધાન કરે છે એમ કરતાં બાર વાગતા સાંભળીને એક પછી એક દીલાસો દઇ દઇને વીખરાવા લાગ્યા. કોઈ વધારે ડાહ્યા હતા તેણે વિશેષમાં એમ પણ કહ્યું કે " જરા ભ્રમિત મનથી બાઇ કુવામાં પડી કરીને તમને બચાવી લઇશું પણ હવે તમે સુધરી જાવ તો સારૂ " એમ દીલાસા ભેગી જરા શીખામણ દઈ દઇને લોકો બધા વીખરાઇ ગયા. મણીલાલ એકલો પડતાં તેને પત્નિ ભૂતકાળનું સુખ ને હાલમાં તેને દીધેલું દુઃખ યાદ આવ્યું ને તે મુક્તકંઠે રડવા લાગ્યો—અતિશય રડીને થાકી ગયો ત્યાર પછી દારૂના જેટલા શીશા ઘરમાં હતા તે બધા પોતાની પત્નિના નાશનું મૂળ ધારીને ફોડી નાંખ્યા, ને તેણે પરમેશ્વરની આગળ પ્રતિજ્ઞા લીધી કે હવે દારૂ નહિં પીઉં ને ખરાબ રસ્તે નહીં જાઉં. પ્રતિજ્ઞા લીધા પછી તે ઉપર ગયો. બેભાનીમાં બારણાં દેવા પણ ભુલી ગયો ને ઉપર જઇને શુન્ય મેડી જોઇ પાછો રડવા લાગ્યો ને બોલ્યો "સવિતા રાંડ્યા પછીનું ડહાપણ એ કહેવત મારે માટે ખરી છે તને મારીને આજે દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લીધી છે પણ તેથી તું કાંઈ મને પાછી મળવાની છે ? તારા વિના મારૂ ઘર ને હૃદય બન્ને આજથી શુન્ય થઇ ગયા છે " સવિતા, સવિતા કરીને તે ઉંધે માથે રડતો હતો. તેવામાં તેના ખભા પર કોઈનો મૃદુ હાથ લાગતાં તે ચમક્યો ને જોયું તો સવિતા આંખમાં આંસુ સાથે પણ સુખી ચેહેરે ઉભેલી છે. મણીલાલ ઉભો થઇ ગયો ને સામો ઉભો રહી પુછવા લાગ્યો. " સવિતા તું ક્યાંથી આવી " હું તો તને મરી ગયેલી ધારીને રડતો હતો ને તું જીવતી ક્યાંથી આવી. સવિતાએ પોતાના પતિના પગ પાસે ઘુંટણે બેસીને કહ્યું " મને માફ કરો—આટલેલગી તમે દુઃખી થશો એમમેં નહોતું ધાર્યું " " તમે મને કહ્યું કે મરી જા તેથી હું ઘરમાંથી બહાર નીકળી કુવા આગળ ગઇ ને ત્યાં આગળ પડેલું મોટું ઇંટ ચુનાનું ગચ્ચું મહા મુશીબતે કુવામાં હડસેલી ને હું જોડેના ખંડેરમાં ભરાઇ ગઈ. તમે જો મારી આટલી શોધ ને શોક ના કર્યા હોત

તો હું પ્રોફેસર કર્વેના વિધવાશ્રમનો લાભ લેત અને તમને મારાથી છુટા કરત. પણ તમે પ્રતિજ્ઞા લીધી અને મારે વાસ્તે તમે ઘણા દુઃખી થયા તે સાંભળીને હું તમને દુઃખી, થતાં જોઇ ન શકવાથી પાછી આવી છું. આશા છે કે તમારી પ્રતિજ્ઞા પાળશો ને મને માફ કરશો " મણીલાલે બે હાથે તેને ઉંચકી અને તેના કપાળ ઉપર એક ચુમ્બન કર્યું અને કહ્યું " મારી સવિતા દુખી થાય એવું કોઈ પણ પ્રકારનું વર્તન હું આજ પછી કરીશ નહીં

× × × ×

આજે પાંચ ૭ વરસ વિતી ગયા પછી આપણે સવિતાને જોઇએ છીએ. તે હમણા સંપૂર્ણ તંદુરસ્ત ને સુખી છે એમ તેના ચેહેરા ઉપરથી લાગે છે. ને સાંજનો વખત હોવાથી મણીલાલની રાહ જોતી તે બારણામાં બાળકને હાથ ઉપર લઇને ઉભેલી છે. એટલામાં મણીલાલ આવતાંજ બાળક માતાના હાથમાંથી હસતો હસતો કુદી પડયો અને પિતાની પાસે જઈ તે લાડવા તથા માની સામું જોઈને હસવા લાગ્યો. મણીલાલ પુત્રને હાથમાં લઇ એક ચુંબન કરીને બોલ્યો " મનુ તારી માને તો એક દીવસ હું મારી નાંખવા નિકળ્યો હતો. એવા કૃતઘ્નિ પિતા ઉપર તને કેમ હેત આવે છે. ?" સવિતાએ હસીને તેના મોંઢા પર હાથ મુકયો ને બોલી " એ ગઇ ગુજરી વાત ફરીથી સભારો તો તમને મારાને મનુના બેના સમ છે." એમ કહી તે પતિનો હાથ પકડી ઘરમાં લઇ ગઈ અને હવે આપણે પણ તેમને સુખી જોઈને ચાલ્યા જઇશુ.

---

# गृहधर्म.

## દંપતિ પ્રતિ બોધ.

[ એક સન્માનિત વિદ્વાન્ તરફથી મળેલું. ]

લગ્નની ગાંઠથી જોડાયેલાં, સાથે રહીને જીવનનિર્વાહ કરતાં, સંસારયાત્રાનાં સુખ દુઃખ સહાનુભૂતિથી ભોગવતાં, કેટલાંક યુગલોની પરસ્પર સ્નેહવૃત્તિ અવિચ્છિન્ન રહેવા ન્નાં, કોઈ કોઈ સયોગે તેમને પોતાનેજ એવુ બનતું જોવામાં આવે છે કે એક બીજાનું ઉંચું મન સહજ વાતમાં થઈ જાય છે. વર્ષોનાં વર્ષોથી અન્યોન્ય સ્નિગ્ધ પરિચિત છતાં તેમને કંઈ નિર્વેદ જેવું-અભાવ જેવું વખતે થઇ આવે છે. સ્ત્રી સર્વ ગુણ સંપન્ન હોય છે,- ગૃહકાર્યમાં કુશળ હોય છે,-પતિ પ્રતિ પ્રેમભાવના વિશુદ્ધ રાખતી હોય છે, અને તેઓ કેમ પ્રસન્ન રહે એજ પોતાના જીવિતનુ કર્તવ્ય માનીને તદનુસાર વર્તતી હોય છે, તથાપિ તેના સ્વામીને, તે સર્વ વિદિત છતાં-તેના ઉપરનો મોહ જેવો ને તેવો ચાલુ છતાં, તેને જોઇને કેટલીકવાર કંઈ ઉર્મિ પ્રેમસાગરમાંથી ઉછળતી નથી, ને તેની સર્વ સુશીલતનો વશીકરણમંત્ર કેમ જાણે નિઃસાર-નિઃસત્વ-બની ગયો હોય તેમ તેના તરફનો તેનો ભાવ ન્યુનતા પામે છે. જે અવર્ણ્ય આનંદ તેના સહવાસમાં થતા, જેરોમાંચ તેના કોમળ સ્પર્શથી થતે, જે આતુરતા તેના અદર્શનથી વૃદ્ધિ પામતી હતી તેનું હવે નામ નિશાન પણ જણાતુ નથી. કોઈ વિનોદ સ્થાનમાં તે સાથે હોય છે તો વિનોદ વિનોદને ઠેકાણે રહે છે, અને ક્યારે એકાન્તમાં વિચરીએ એવી લાલસા થાય છે. આવા પ્રસંગોમાં કેટલાક અવિચારી પુરૂષો પોતાની અર્ધાંગનાથી જે સુખ મળતું

હતું તે હવે નાશ થયું એમ માનીને તેમનામાં દોષારોપણ કરી આનંદનાં અન્ય સાધનો મેળવવા આડે માર્ગે દોરાય છે. કોઈ કોઈ તો દુર્વ્યસનને અધીન થઈ જાય છે અને જેમની જ્ઞાતિમાં બંધન હોતું નથી તેઓ તો વળી તેનો સદાને માટે ત્યાગ પણ કરી દે છે પરંતુ તેવામાંના સેંકડે નેવુ ટકા તો પાછળથી પસ્તાય છે આ પ્રમાણે સાહસ કરી સદાને માટે વિખુટા પડતાં પહેલાં અને પોતાના પ્રિયજનને નિરાધાર મૂકી, સ્વાર્થબુદ્ધિથી અન્ય સંબંધ બાંધતા પહેલાં જો તેઓ જરા સ્થિર ચિત્ત કરીને વિચાર કરે તો તેઓને એમ જણાયા વિના રહેશે નહિ કે તેમના મનમાં અભાવ ઉત્પન્ન થવાનું કારણ બીજું કંઈ નહિ પણ અતિ પરિચયને લીધે જન્મ પામેલી અવજ્ઞા જ છે. ગમે તેવી સુંદર વસ્તુ વારંવાર આપણી દૃષ્ટિમર્યાદામાં આવ્યાં કરે તો તેનું મોહક સ્વરૂપ ઉડી જાય છે. क्षणे क्षणे यन्नवतां उपैति तदेव रूपं रमणीयतायाः અથવા a thing of beauty is a joy for ever એ સૂત્રને અનુસરીને પોતાના સ્નિગ્ધ જનમાં ખરી રમણીયતાનું સ્વરૂપ અહર્નિશ જોનાર- कालेन वरणात्ययात् परिणते यत् स्नेहसारे स्थित-કાળે કરીને ભેદ રૂપી આવરણ છેદાઈ ગયાથી અંતે તેને સ્નેહસાર ગણનાર વિરલ પુરૂષો નિઃશંક હોય છે તથાપિ સામાન્ય વર્ગના જનસમાજમાં તો ઉપર કહ્યું તેમ મનુષ્યની ચંચળ પ્રકૃતિના બળે કરીને અતિ રૂપવતી સ્ત્રી પણ તેના પતિને અતિ પરિચયથી સામાન્ય સ્ત્રી જેવી લાગે છે અને તેજ પ્રમાણે અતિ સ્વરૂપવાન્ પુરૂષ પણ તેની સ્ત્રીને ચિત્તાકર્ષક થતો મટી જાય છે. રમુજીમાં રમુજી વાર્તાલાપ કરનારને પણ રોજ સાંભળીએ તો તેની વાર્તાની મીઠાશ પ્હેલાં જેવી ન રહેતાં ધીરે ધીરે ઓછી થતી જાય છે. સ્વાદિષ્ટમાં સ્વાદિષ્ટ અન્ન પણ રોજને રોજ ખાઈયે તો અભાવ ઉત્પન્ન કરે છે.

એક લેખક જણાવે છે કે જગતમાં કરોડો સ્ત્રી-પુરૂષો એવાં છે કે તેમને એક બીજાનો સહવાસ અતિ દીર્ઘકાળસુધી અપ્રતિહત રહેવાથી તેની માઠી અસર થતી આવે છે પણ તે તેમના સમજવામાં આવતી નથી એટલે પછી તે દૂર કરવાનો ઉપાય સાફ સેહેલો છતાં ક્યાંથી તેમના જાણવામાં આવે ?

જ્યારે કોઈ માણસને દિવસનું પોતાનું કામ પૂરૂં કર્યા પછી ઘેર પાછા ફરવાનો વિચાર આવતાં કંટાળાથી હૈયુ ધબકે છે એમ જણાય, પોતે લગ્નની ધુસરીને તે વળી આવી સ્ત્રી જોડે-ઉપાડવાની મૂર્ખાઈ કેમ કરી હશે એવો વિચાર આવે,-જ્યારે તેને લાગે કે તેની પ્રિયાનું વદનકમલ કરમાવા માંડયું છે અને તેના શરીરનો બાંધો અગાઉના જેવો નાજુક રહ્યો નથી-જ્યારે તેની દૃષ્ટિ તેની સુંદર વેણી તરફ જવાને બદલે તેનાં સંકુચિત ગાત્રો તરફ જાય-જ્યારે તેનો વાર્તાલાપ મધુમય નહિ પણ નિરર્થક વાચાળપણા જેવો લાગવા માંડે—ત્યારે તેણે નક્કી સમજવું કે હવે તેણે પોતાનાં ગાંસડાં પોટલાં બાંધીને ઘર છોડી થોડીવાર તેની પ્રિય પત્નીથી દૂર જઈ રહેવાનો વખત આવ્યો છે. તેને એમ લાગતું હોય કે તેનો પ્રેમ ઓછો થયો છે તો તે વાત ખોટી છે. વસ્તુતઃ એ માત્ર લગ્નની ધૂસરીના ભાર તળે દબાઈ ગયો છે તેથી તે ઓછો કરવા માગે છે. આવે વખતે તેણે કે તેની સ્ત્રીએ આરામને માટે અલગ સ્થળ શોધવું-થોડા દિવસ એક બીજાના સહવાસમાં ન આવવું એજ આ રોગનું ઉત્તમ ઔષધ છે. વિયોગમાં હેત વધે છે અને એક બીજાને

જ્યારે જોઇ શકતાં નથી ત્યારે જીવનની સપાટી ઉપરની ખરબચડી રેખાઓ અદષ્ટ થઇને તેના અંતરમાં રહેલી સદ્‌ગુણો રૂપી મૃદુ શય્યાનું તેમને ભાન થાય છે. અમુક પળે, અમુક સ્થળે, અમુક સંયોગોમાં એજ પ્રિયજનનો સમાગમ કેવો આહ્‌લાદકારક બન્યો હતો,—અમુક વચનોનું માધુર્ય કેવું સુધામય થઈ પડ્યું હતું,—અમુક કટાક્ષ કેવાં મનોવેધક લાગતાં હતાં-સમીપ રમતાં પોતાનાં પ્રિય બાળકોની નિર્દોષ ચેષ્ટા અને તેમનું મૃદુ-જીવન કેવું હર્ષજનક થયું હતું,—દુઃખના સમયમાં એક બીજાનો સ્વાર્થ-ત્યાગ અને પરિશ્રમ કેવો રુચિકર થઇ પડયો હતો-એ સર્વેનું ચિત્ર અંતર્ દૃષ્ટિ પાસે ખડુ થાય છે અને પુનરપિ એવા પ્રસંગ ક્યારે પ્રાપ્ત થાય તે જોવાની ઉત્સુકતા વધે છે. ટુંકામાં, એક બીજાને અભાવે-એજ જીવન કેવું નિરસ લાગે છે તે પ્રત્યક્ષ અનુભવાય છે અને તેણે ફરીનેજ પુનઃસમાગમ અતિ આનંદોત્પાદક થઇ પડે છે.

જે દંપતીઓ આ સહેલા ઉપાયનો ઉપયોગ વખતસર ચેતીને કરે છે તેઓ સંસાર-સાગરમાં આપત્તિરૂપી મોજાને બળે એક બીજાથી દૂર તણાઇ જવાને બદલે અંતે તેમાંથી ઉદ્‌ભવેલા અમૃત-રસનો સ્વાદ ચાખીને અખંડ અદ્વિતિય આનંદમય સુખી જીવન ગાળવાને સમર્થ થાય છે.

---

## હિંદુ ગૃહસંસાર.

[ લેખકઃ-શ્રીયુત—કૃષ્ણલાલ ત્રીકમલાલ ( બી. એ. ) અમદાવાદ. ]

૫

**પ્રિય સન્મિત્ર,**

હું થોડા દિવસપર કંઈ કામસર પરગામ ગએલો હતો ત્યારે મિ. વિનોદ એકાએક માંદો થઈ જવાથી મને સુકીર્તિ એને તાર કરી બોલાવ્યો હતો. દાક્તરની દવા ચાલે છે અને થોડા વખતમા સારૂં થઇ જશે એમ લાગે છે. તે શાથી માંદો થયો તે પૂછતાં સુકીર્તિ એનના બોલતાં પહેલાં તેની પાસે બેઠેલી એક પાડોશણ બોલી ઉઠી, "અરે ભાઈ! એતો ઈશ્વર સૌ સારાં વાનાં કરશે, પણ ન બનવા જેવું બન્યું છે. માતા મારી મા એને મટાડી દેશે, પણ આ ગઇ કાળી ચૌદશની રાતે કોઈ મુઆ દુશ્મને મારા ઓટલા પર કાયલા વડે સાથીઓ કરી અંદર અડદના દાણા ને માટી મૂકેલી ને કંઈ મંતર લખેલા. હાય બાપ ! મેં તો તે દીઠેલુંએ નહિ ને સવારના પહોરમાં જેવો તે માગ ઓટલા પર રમવા આવે છે તેવો તેનો પગ તેના પર પડયો "—દરદી બાળકના આગળ આવી વહેમની વાત થાય તે સારૂં નહિ ધારી મેં એકદમ બીજી વાત ઉપાડી તે વાત ઉડાવી દીધી.

રાત્રે વાળુ કર્યા પછી હું પાછો મિ. વિનોદને જોવા ગયો. ચારે શેરીમાં બાઈડીઓ ભેગી થઇ ભૂતપ્રેતની વાતો કરતી હતી; ને તેમનાં છોકરાં તે સાંભળવા આવેલાં તે બીનાં બીનાં પોતાની માની કે મોટી બેનની સોડમાં ભરાતાં ભગનાં સાંભળતાં હતાં. મને આવતો દેખી ભૂત ધારી છોકરાં બહુ બીન્યાં, પણ એટલામાં કોઇ બાઈ ગયા અર્ધોદય પર્વ પર

નર્મદા સ્નાન કરવા ભરૂચ જઇ આવેલી હશે તેણે વાત માંડી. "હું જ્યારે ભરૂચ ગઇ હતી ત્યારે જેને ત્યાં ઉતરી હતી તેણે મને વાત કહી કે આ નદીના કિનારા પર એક બ્રહ્મરાક્ષસ રહે છે, ને ધોળાં બગલાના જેવાં વસ્ત્ર પહેરી રાત્રે નવચોકીના ઓવારા પર સુઇ રહે છે. જ્યારે તે કોઈ માણસને જુએ છે ત્યારે જો તે બીએ તો તેનામાં પેસે છે, નહિતો એકદમ કુદકો મારી નદીમાં ધબાક લઇને પડે છે ને અંતર્ધ્યાન થઈ જાય છે."

નર્મદાની વાત સાંભળી બીજીનાથી રહેવાયું નહિ. તે બોલી ઉઠી, "અરે આ નવો ગાડીનો પૂલ બાંધ્યો છે. ને, તે બાંધતાં તો હજારો માણસો મરી ગયાં છે; કેટલાંક દટાઇને, કેટલાંક નદીમાં પડી ડુબીને ને કેટલાંક ચગદાઈને. ને તે બધાં ભૂત થયાં છે; તે તે ગાડીપરના સિપાઈઓ કહે છે કે તે પૂલ પર થઈ રાતના બાર બે વાગતાં કોઈનાથી જવાતું નથી. કારણ કે તે પૂલની વચમાં કોઇ મોટું કાળું ભૂત જેવું લાંબા હાથ પગ કરી ઉભું રહે છે ને જે ત્યાં થઇ જવાનું કરે તેને નદીમાંજ નાખી દે છે. આમ ઘણાય મરી ગયા છે ને પૂલ પાસેની ઓરડીની આસપાસથી રાતે "આવું છું," 'અરે, મને ઉગારો,' 'મરી ગયો રે' એમ ઘણા માણસો બૂમ પાડતા હોય તેમ સાંભળાય છે."
આ સાંભળી એક જણીએ પૂછ્યું કે "આગગાડી તો રાતે પણ જાય છે આવે છે તેને તે ભૂત કેમ કંઇ નથી કરતાં ?" ત્યારે પેલી બાઈએ કહ્યું "ગાડીના ઇંજીનમાં તો કાળકામાતાનું એક નાનું થાનક છે ને રોજ તેની ત્યાં પૂજા કરવામાં આવે છે. તેથી ગાડીને ભૂત પ્રેત કંઇ હરકત કરી શકે નહિ."

આમ વાતો ચાલતી હતી. પણ મારે વધારે મોડું થઇ જવાથી વિશેષ સાંભળવાની ઇચ્છા છતાં હું ઘેર ગયો. પણ કેટલાક વખત સુધી તો વિચારને લીધે મને ઉંઘજ ન આવી. જ્યાં વહેમ-ભૂત, પ્રેત, અપશુકન વગેરેમાં માનતા-આવાં સજડ મૂળ ઘાલીને રહે છે ત્યાં દેશના ઉદયની વાત તો તદન પાયા વગરનીજ લાગે છે. છીંક આવી તો અપશુકન થયા; સવારના પહોરમાં સાવરણીનાં દર્શન થયાં તો દિવસ નઠારો જવાનો; મીઠું હાથોહાથ આપ્યું તો લડવાડ થવાની; બુધવારે ભાઈ જુદા પડ્યા તો ભાગ્યે ભેગા થવાના; બિલાડી આડી ઉતરી તો ભોગ મળ્યા; બહાર જતી વખતે ખાવાનું કે પીવાનું નામ લીધું તો ફેરો અફળ નીવડવાનો; આવા અપશુકનોને વહેમોમાં તથા ભૂત, પ્રેત, પિશાચ વગેરે ખરા માની, કલ્પિત બનાવો, સંયોગોને દુઃખો ઉત્પન્ન કરી વિચાર-શક્તિથી ઉદ્ભવતું દુઃખ અનુભવી, પોતાની વાત ખરી છે એમ સિદ્ધ કરવામાં તત્પર સ્ત્રીઓ બહાદુર વીરનરોને જન્મ આપી શકે ? વૈદ્યો અને ડાકટરોનું એવું માનવું છે કે સ્ત્રીઓના વિચાર અને વિકારની અસર પોતાનાં બાળકો ઉપર અદશ્ય રીતે પણ થયા વિના રહેતીજ નથી. ત્યારે આવી વહેમવાળી, સ્ત્રીઓનાં બાળકો વહેમવાળાં ને બીકણ-ડરકણ-કેમ ન થાય ?

ગર્ભમાંથીજ બીકના ને વહેમના સંસ્કારો લઇ જન્મેલા બાળકને જાણે એટલા સંસ્કારો થોડા હોય તેમ તે રડે કે હઠ પકડે ત્યારે તેને બાવો કે ફકીર આવ્યાની ધમકી આપવામાં આવે ને તેવી રીતે તેના કોમળ મગજમાં મૂળના સંસ્કારોને વિશેષ દઢ કરવામાં આવે ત્યારે કહો કે એ બાળક મોટું થાય ત્યારે બાવા, ફકીર, કાબુલીથી બીએ તો તે આગળ જતે શી મોટી ધાડ મારી શકે ? ને જ્યાં દેશમાં ઘણે ઘેર આવી સ્થિતિ જોવામાં આવે ત્યાં શૈર્યનું સ્વપ્ને પણ દર્શન ક્યાંથી થાય ને શૌર્ય વિના ઉંચા પ્રકારના સદ્ગુણો ને સ્વતંત્રતા કે દેશોદયની વાત પણ કેમ સંભવે ? આજ કારણથી નાનપણમાં

હાલરડાંમાંજ ' મોઘર આવ્યા, વાંસ જેવડા ચોખા લાવ્યા '-ઇત્યાદિ ગાવાનો તથા છોકરાંને રોતાં રાખવા ' હાઉ, ' ' બાહુક, ' ' બાવા ' કે ' સાહેબ ' ને બોલાવવાનો રિવાજ' તદન નઠારો ને હાનિકારક છે ને તેથી તેને જેટલો ધિક્કારીએ તેટલો ઓછો.

તે ઉપરાંત બાળકોને અથવા તેમના સાંભળતાં આવી ભુત પ્રેતની તથા બીજી કોઈ પણ વહેમની વાત કહેવી તે તો બહુજ નઠારૂં. એમના કોમળ મગજ પર છાપ-સારી કે નઠારી-પડતાં વાર લાગતી નથી; તેમાં પણ નઠારી ઝટ પડે છે. શારીરિક બળ ઘણું હોય-ગમે તેવું માણસ જોરાવર હોય-તો પણ જો મન નબળું હોય, જો હિંમત ન હોય તો તે બળ કંઈ મોટાં કાર્યો સાધી શકતું નથી. માટે નાનાં બાળકોને આવી વાતો કહેવી જોઈએ નહિ એટલુંજ નહિ પણ તેઓ સાંભળી શકે તેમ પણ કહેવી જોઈએ નહિ.

તેમાં પણ માંદા માણસો-જેનાં મન ને તન રોગને લીધે બહુ નબળાં પડવાથી આવી વાતો બહુ નઠારી અસર કરી શકે તેમની આગળ આપણી સ્ત્રીઓને વિશેષે કરી ડોશીઓને આવી વાતો કહેવાની ટેવજ હોય છે. ફલાણો આમ મરી ગયો, ને ફલાણી ભૂત થઇ છે, ફલાણીને તો તેની શોકય વળગી છે, ને ફલાણાને નજર લાગી છે—આવી આવી વાત કહેનારને સ્પષ્ટ જણાવી દેવું જોઈએ કે તમારી હાજરી વિના અમારે ચાલશે ને વગર બોલાવ્યે આવી માંદા માણસ આગળ આવી વાતો કહેવાની આ તમારી ટેવ જો તમે ચાલુ રાખશો તો અમારે તમારી સામે સખત પગલાં ભરવાં પડશે; તમારી માનતાવાળી ડાકણ શાકણોની ફોજને તમારીજ સામે મોકલવમાં આવશે તથા ડાકટર રૂપી ભુવાઓ તમારામાં પેઠેલ ભૂતડાકણોને કાઢી મૂકવા તમારો ટોટો ઝાલી તમનેજ કાઢી મૂકશે !

ઈશ્વર કૃપાથી સુકીર્તિ બેન જરાએ વ્હેમી નથી, એટલુંજ નહિ પણ ડાકટરના (સદ્‌ગત મિત્ર ડૉ. માધવના ) ઉપદેશથી આ વિષયમાં મારાજ વિચારને મળતાં આવે છે.

**તા. ક.**—હવે તો મિ. વિનોદને તદન સારૂં થયુ છે ને વળી પાછો પહેલાંની માફક પોટલું થવા માંડયો છે. કાગળ થોડા દિવસ મોડા મોકલ્યા માટે માફ કરશો.

---

## ચોરીનું ચંડાળે જાય.

**( મનહર. )**

વ્રજ ગોપ રાણી લેઇ દૂધ તણી દોણી, ચાલી વેચવાને, જાણી ઉણી-પાણી પૂર્યું થાણીએ;
દામ કરી ખોટે દાડે આવી જમુનાની વાટે, પેઠી ન્હાવા' માટે મૂકી ઘાટે દામ, દોણીએ;
વાંદરે મટુકી ભાળી, ખાવા જાણી ઉધીવાળી, પડયા પૈસા મૂકીવાળી, જોયાં ત્યાં સુજાણીએ;
હાં ! કહી હાંકતાં, નાંખી નાઠો કપી કરી ન્યાય, 'દૂધના દૂધમાં જાય, પાણી તણા પાણીએ ! '

**રસશાસ્ત્ર.**

## ખોટી સમજ.

**( મનહર. )**

છોટાં છોકરાં વરાવી, ફાવી શું ફુલાવાનું છે ? ફુલાવાનું ફોક, એ તો કાંટા છે કલેશના;
પ્રજામની ના પાડે, તે દેશના શું હિતસ્વી છે ? હિતસ્વી ન હોય, એતો દુશ્મનો છે દેશના;
ધર્મનો ન મર્મ જાણે, તે શું ધર્મગુરૂઓ છે ? ગુરૂઓ નહિં, હરામખોર છે હમેશના;
વનિતાનો વિદ્યાભ્યાસ વારે તે શું વિદ્વજ્જન ? વિદ્વજ્જન નહિં. મોટા ગ્રાભ અહેસના !

કૃ. દ. ડો.

# विद्याकला–वैदक.

## અફીણુની ગોળી !

### સ્ત્રીઓ માટે ખાસ ઉપયોગી.

[ લેખકઃ શ્રીયુત " પાદરાકર "-મણિમન્દિર-પાદરા. ]

ન્હાનાં બાલકોને રડતાં બંધ કરવાના ઘરગતુ ઉપાય તરીકે અફીણુની ગોળી કે એવુંજ બીજું કાંઈ ઔષધ હમેશાં આપવાનો રીવાજ આપણામાં છે. જે. રીવાજ આપણાં સર્વે બ્હેનો અને ભાઈઓના જાણવામાં છે. નાના બાલકોને ઉછેરવાનું કામ આપણા દેશમાં બાલકની માતાજ કરે છે, જ્યારે પાશ્ચાત્ય દેશોમાં તે કામ આયા-ધાવ કરે છે. આપણા દેશની સ્ત્રીઓ બાલકો ઉછેરવાના કામમાં ઘણે ભાગે અજ્ઞાન હોવાથી, પરંપરાથી ચાલતો આવેલો ઉપરનો ઉપાય ઘણેખરે ઠેકાણે પ્રચલિત છે. આપણા દેશની સ્ત્રીઓના અજ્ઞાનના લીધે આ રીવાજનું અસ્તીત્વ આપણે માનીએ તો, જે દેશમાં સુશિક્ષિત સ્ત્રીઓની સંખ્યા પુષ્કળ છે, તે દેશમાં પણ આવોજ રીવાજ નજરે પડે છે. ફરક માત્ર એટલોજ જણાય છે કે, સુશિક્ષિત સ્ત્રીઓના દેશમાં અફીણના મિશ્રણવાળી, નીરનીરાળાં ભપકાદાર નામવાળી. પેટંટ ઔષધિઓ, બાલકોનાં રૂદન બંધ કરવા માટે મોટા પ્રમાણમાં-ઉપયોગમાં લેવામાં આવેછે. તાત્પર્ય કે સમાજ સુશિક્ષિત હો કે અશિક્ષિત હો, પણ મનુષ્ય સ્વભાવ અને આનુવંશિક-પરંપરાથી ચાલતા આવેલા સંસ્કારનું પ્રાબલ્ય બહુધા સર્વત્ર સરખુંજ હોય છે. માત્ર જ્ઞાન અને અજ્ઞાનના યોગાનુયોગથી-તેના બાહ્ય સ્વરૂપમાં થોડો ઘણો ફેરફાર દેખાય છે.

ન્હાનાં બાલકોને રડતાં બંધ કરવા માટે હમણાં તો જે ઔષધોનો ઉપયોગ સર્વત્ર કરવામાં આવે છે, તેમાં તેમનાં નામ ગમે તેટલાં સુંદર હોય, તેના ગુણ સંબંધી ગમે તેવી રસાળ ને ચિત્તવેધક જાહેરખબરો પ્રસિદ્ધ કરવામાં આવે, અથવા તેના માટે ગમે તેવા મહાન પુરૂષોનાં સર્ટિફીકેટો રજુ કરવામાં આવે-તોપણ તે સર્વ ઔષધોમાં, કોઇને કોઈ સ્વરૂપે પણ અફીણ તો હોવાનુંજ, અને તે હાનીકારક અને ભયંકર થઇ પડયા શિવાય કદી પણ રહેવાનુંજ નહી. પછી ભલે તે આગરૂની ગોળી હો-બાળાગોળી હો-હીંગકાયાની ગોળી હો-ઝાડો બંધ કરવાની ગોળી હો-ઉંઘ લાવવાની કે કેફ લાવવાની ગોળી હો ! તે નામમાં અફીણનું દર્શન પણ થતું નથી-જ્યારે કામમાં અફીણ લીધા શીવાય ચાલતુંજ નથી.

સુધરેલા દેશોમાં અફીણના બદલે જે પેટંટ દવાઓ તેવા કામમાં વપરાય છે, તેવા પ્રકારની ૨૩-ત્રેવીશ જાતની ઔષધીઓનું અમેરિકાના ખેતીવાડી ખાતા તરફથી હમણાંજ ટુંક સમયપર પ્રથક્કરણ કરવામાં આવ્યું હતું. ને સૌની અજાયબી વચ્ચે ત્રેવીસે દવાઓમાં વધુ કે થોડા પ્રમાણમાં અફીણ જડી આવ્યું હતું. સુધરેલા દેશોમાં આ ઔષધો ભારે ઉળટથી વપરાય છે, મોટા શ્રીમંત લોકોના ઘરમાં તેનો ઉપયોગ કરવામાં

મોટાઈ માની લેવાય છે, અને તેની જાહેરખબરો જો વાંચી, જોવામાં આવે તો સુશિક્ષિત મનુષ્યના મનમાં પણ તેના ગુણ સબંધી શ્રદ્ધા ઉત્પન્ન થયા શિવાય રહે નહી, એટલી તે મોહક હોય છે. તે આ ઠોળી જાહેરખબરો આ એકજ બાબતમાં નહી પણ ટોનિક-શક્તિની દવાઓના સંબંધમાં તેમજ બીજી દવાઓના સંબંધમાં પણ પોકળ જુઠી નીવડી ચુકેલી આપણા આગેવાની પેપરોએ ટુંક સમય પર જાહેર કરી હતી.

આપણા દેશમાં તો રડતા બાલકને ખુલ્લુ અફીણજ આપવામાં આવેછે. કોઇ થોડુ અફીણ ને તેમાં બીજી દવા નાંખી તે મિશ્રણ આપે છે, પરંતુ તે સર્વે ઔષધો પરિણામે અનેક તરેહના ઘાતકને ભયંકર કેવી રીતે નીવડે છે તે આગળ બતાવીશું:—

(૧) નાના બાલકને રોતુ બંધ કરવા માટે અફીણ અગર તેના મીશ્રણવાળી ગોળી યાતો તેવુંજ પેટંટ ઔષધ આપવાની ટેવ પડી એટલે કોઈ કોઈ વાર બાલક બીજા દુ:ખને લીધે, સુંકાવાથી, યાતો કોઈ શારીરિક પીડાને લીધે વધારે રડવા લાગે કે તેને ઉપર લખી દવા કે ગોળી વધુ પ્રમાણમાં આપવામાં આવેછે. આ બાબતનો અનુભવ મ્હારી ઘણી બહેનોને પ્રત્યક્ષ થયો હશેજ. જેમ જેમ બાલક વધુ રડે તેમ તેમ તેના ઔષધ યાતો ગોળીનું પ્રમાણ વધારતા જવામાં આવેછે, ને અંતે તે હળાહળ ઝેરના ભોગ કેટલીવાર બીચારા કુમળાં બાળક થઇ પડી મરી જાયછે.

(૨) ઉપરના ઔષધથી થનાર અનિષ્ટ પરિણામ એવું છે કે, એકવાર નાહાના બાલકને તેની ટેવ પડી કે હમેશાં ઉંઘ આવવા માટે અને આરામ કરવા માટે તે બાલકને તે ગોળી ઠરાવેલે વખતે આપવીજ જોઈએ. ને તેને લીધે તેની શરીરેન્દ્રિય સર્વ રીતે ઔષધ-અફીણની ગોળીને વશ થઈ જાય છે. તે એટલે સુધી કે તે બાલકને કદાચીત એકાદ નાનો કે મોટો રોગ થાય તો તે મટવો મુસ્કિલ થઇ પડે છે. કારણ અફીણના સેવનથી મનુષ્યના અંગે રહેલી સ્વાભાવિક શક્તિ-ચેતના, અફીણના સેવનથી કમી ને.કવચીત તદન નષ્ટ થઇ જાય છે. કે જે શક્તિ રોગ સામે શરીરનો બચાવ કરવા કામ લાગે. તે આપણે ઘણીવાર જોઇએ છીએ કે અફીણના બંધારણવાળો માણસ ઝેરીજ બની જાય છે. તેને વીંછી કે સાપ કરડે તો તે ઝેરી હિંસક પ્રાણી મરી જાય છે. હવે આવા વખતમાં તે બાળકનું અફીણ બંધ કરાવે તો તેનું શરીર તદન દુર્બલ થઇ જાય-ને અફીણ બંધ ન કરે તો ઔષધની યોજના અને ગુણ બીલકુલ થઇ શકતાં નથી. તેથી છેવટે અફીણની ટેવ લક્ષમાં લઇને તેને વીરોધ ન કરનાર એકાદ ઔષધ દરદી માટે શોધી કાઢવાની ફરજ પડે છે. પણ સર્વ પ્રકારનાં દરદો પર કંઈ આવું ઔષધ કામ લાગે નહિ. કારણ કેટલીવાર બાલકની અફીણની ટેવ ડાક્ટરના લક્ષ બ્હાર હોવાથી તેમજ મુદામ કોઈ તેને ચેતાવે નહિ તો બીચારા બાલકની કમબખ્તીજ આવે છે. કેટલીવાર બીજુ ઔષધ આપવાનું છે એમ જાણી અફીણ બંધ કરવામાં આવેછે ને તેથી ઔષધનો ફાયદો થનો નથી ને બિચારૂ બાલક વધુને વધુ રડે છે-થાકી જાય છે ને કદાચ વિપરીત પરિણામ લાવી મુકેછે.

(૩) અફીણની ટેવનું ત્રીજું મોટુ ભયંકર પરિણામ તો એવું આવે છે કે-ને ટેવથી ન્હાનપણથીજ તે બાલકના કોઠાને દવાની ટેવ નિષ્કારણ પડેછે. ને પછી આ ટેવથી તેની પચનેંદ્રિય પરાવલંબી અને કંઈક શિથિલ બનતી જાયછે. ને તેના અંગમાં જે

સ્વાભાવિક ચૈતન્ય-ચપળતા હોવી જોઈએ તે નહી જેવાં થઇ જાયછે. આ સંબંધમાં એક અમેરિકન શ્રીમંત વ્યાપારીની એકની એક લાડકી છોકરીની વાત ખાસ લક્ષમાં લેવા જેવીછે.

આ છોકરીને ન્હાનપણથીજ ઝાડાનું દરદ થતું હતું તેથી તેને વારંવાર Biarrhea mixture ડાયરીઆ મીક્ષ્ચર નામનું એક પેટંટ ઔષધ આપવામાં આવતું હતું. આ દવામાં અફીણનો અંશ છે. વારંવાર આ દવાના સેવનથી તે બાલીકાની પ્રકૃતિ તે દવાને પૂર્ણ આધિન થઇ રહી. હવે તે દવામાં અફીણ છે એમ તેના માબાપને કલ્પના પણ હતી નહી. પરંતુ વખત જતાં એક હુશીયાર ડાકટરે તે વાત તેમની નજરે આણી અને એકવાર તે ઔષધ ન આપતાં માત્ર એકલો અફીણનો અર્ક આપીનેજ તે ડાકટરે તે ઔષધનું કામ કરી બતાવ્યું. ત્યારે તે માબાપની આંખ ઉઘાડી ગઈ. ને તેમણે તે ઔષધ બંધ કરવાનો પ્રયત્ન કર્યો. પણ તે નિષ્ફળ ગયો. તે છોકરીની ઉમ્મર ૧૮-૧૯ વર્ષની થતાં થતાંમાં તો તેની પ્રકૃતિ એટલી બધી બગડી ગઈ ને તે એટલી તો બેરોળ દેખાવા લાગી, કે તે છોડી હવે તો મરી જાય તો વધારે સારૂં એમ તે પ્રેમળ બાપે તે ડાકટરને કહ્યું. તેની પ્રકૃતી સુધારવા અને તેટલા શ્રમ અને દ્રવ્યનો વ્યય કર્યો પણ તેનું કંઇ પણ સારૂં પરિણામ આવ્યુંજ નહિ. દવાની ગેરહાજરીમાં તે છોડી પગ ઘસતી ને છેવટે તે તેમજ મરણ પામી.

આ બાબતમાં સૌથી વધુ આશ્ચર્ય અને દુઃખની વાત તો એ છે કે, નાના બાલકને આ પ્રાણઘાતક ટેવ, તેના પર મરી ફીટનાર તેની માતા પાડે છે. બાલક ઘણું રોવા લાગે કે તેની માતાને તેની બહુજ દયા આવે છે ને ઉમળકો આવે છે ને તે બિચારા ગભરૂ બાલકને તેનાપરના મમત્વને લીધે તેનું દુઃખ કમી કરવાના ઈરાદે જ તેને અફીણની ગોટી-અરે સાક્ષાત ઝેરજ આપે છે. પણ તે બીચારીને કલ્પના સુદ્ધાંત હોતી નથી કે આપણે આ ઔષધદ્વારા આપણા નાજુક ગભરૂ બાલકનું દુખ કમી કરતાં નથી પણ ઉલટું તેના આરોગ્ય અને આયુષ્યરૂપી કુમળા વૃક્ષપર આ રીતે એક ભયંકર આઘાત કરીએ છીએ. પણ આ સર્વ પ્રકાર સ્ત્રીઓની અજ્ઞાનતાને લીધે બને છે. તરૂણ અને બીનઅનુભવી માતાઓને, બાલકનું રડવું ઝટ બંધ થાય તેના ઉપાયો યોજવા ઘણું મન થાય છે. અને કોઈ આધેડ પુખ્ત ઉમ્મરની સ્ત્રીએ કંઇ ઉપાય બતાવ્યો કે લાગલોજ તે ઉપાય કરવાનો જ પણ બીચારી જુવાન માતા સમજતી નથી કે તપાસવાની તકલીફ લેતી નથી કે આ દવામાં શું છે? ને બાલકની પ્રકૃતિપર તે શું અસર કરશે?

હમણાં હમણાં આ બાબતમાં તરૂણ સ્ત્રીઓ-અરે એટલુંજ નહીં પણ પુરૂષોની પણ દિશા ભૂલ થવા લાગી છે. તેનું કારણ-"ભભકાદાર જાહેરખબર!" નાના બાલકોનું રડવું અને બીજા વ્યાધિઓ તાત્કાળ દૂર કરનાર રામબાણ (!) ઔષધો હમણા ઘણાંજ નીકળ્યાં છે અને તેની મોહક અને ચિત્તાકર્ષક જાહેરાતોનો હમણાં સુકાળજ થઈ ગયો છે. તેથી કરીને આ દેશમાં શું! ને પરદેશમાં શું! આવાં ઔષધોપર મોહિત થઇને, તેનાં અનિષ્ટ પરિણામ નહી ભોગવનાર એવા ઘણાજ થોડા માણસો જડશે. ચાર પૈસાની વનસ્પતિ અને થોડી દવાનું મીક્સ્ચર કરી બત્રીસગોળીની બાટલી ભરી રૂપાળું લેબલ ને પેકીંગ કર્યું કે ગમે તેવા નવાશીખાઉ ડાકટરનો બેડો પાર! પછી જુવો તેની જાહેરખબરનો ભપકો! તેઓ તો એમજ સમજે છે કે આખી આલમમાં હજાર એ હજાર પશુ મુર્ખાઓ (!)

આંધળા થઈ હમારી દવા ખરીદનાર નહી મળે ? ને ખરેખર મલે છે પણ ખરા. જાહેર ખબરોપર મોહી પડનાર આજ ઘણાજ માણસો મળી આવશે.

પાશ્ચાત્ય દેશમાં જાત મહેનતપર પેટ ભરનાર અસંખ્ય સ્ત્રીઓ હોય છે. તેઓને આખો દિવસ સખ્ત મજુરી કરવી પડે છે. તેમને રાત્રે સારી નિદ્રા મેળવવાનું સ્વાભાવિક મન થાયજ. તેથી રાત્રે બાળક રડી–પજવી–ત્રાસ આપી ઉજાગરો ન કરાવે એમ ધારી તેને ઉપર જણાવેલું એકાદ પેટંટ ઔષધ આપી દે. ને તેના પ્રભાવે બાલક એકવાર ઉધ્યું કે પ્રાતઃકાળ પર્યંત ચે–કે–ચું કરવાનું નહી. એકવાર એક મોટા વેપારીએ પોતાની કામ કરનારીને પુછ્યું કે " તું વારંવાર રાત્રે ખેલ જોવા જાય છે ત્યારે ત્હારાં બે ન્હાનાં બાલકોની શું દશા થાય છે ? તેણે ઉત્તર દીધો કે " Oh! its a right, sure the one tea spoonful of soothinj syrup keeps them both like dead till morning.

સાહેબ ! એક ચમચા ભર સુધીંગ સાયરપ–એક પેટંટ ઔષધ તેમને આપ્યું કે તે બંન્ને સવાર સુધી મડદા જેવાં સ્વસ્થ પડી રહેશે !

અરે ! આપણે પાશ્ચાત્ય દેશની વાત શા માટે કરીએ ? ખુદ આપણા દેશમાં પણ થોડા ઘણા પ્રમાણમાં આ સ્થીતી દરેક વર્ગમાં છે. પછી તે શ્રીમંત હો કે મધ્યમ વા ગરીબ હો ! મજુર સ્ત્રીઓ તો બાલકને રોતાં બંધ કરવા અફીણ ખવરાવે છે તે વાત કોરે મુકીશું, પણ મધ્યમ વર્ગની તેમજ શ્રીમંત વર્ગની માતાઓના દાખલા જુઓ ! એકાદ વખત બાલક ઘણું રવે–ને બાઇ સાહેબને કામમાં–ગમતમાં–કે નિદ્રામાં ખલેલ પાડી કે જુવો બાલકની કમબખ્તી ! લાગલીજ આગરની હીંગ કાથાની કે બાળા ગોળી હોઈજ છે ! બસ બીચારા ગલરૂ બાલકને ગોળી અરે હળાહળ ઝેર દીધું કે–મડદા જેવું પડ્યું છેજ ને બાઇ સાહેબને માટે શાંતિનો માર્ગ મોકળો થયો છેજ. પણ અરે ઓ સુખવાસી બહેનો ! માતાઓ ! જે બાલક માટે તમે હજારો બાધા આખડી ને પથ્થર તેટલા દેવ કરો છો ! જે બાલકને દુધ ને ઘીથી ઉછેરો છો, તેજ બાલકને તમે તમારા ઘડીભરના સુખ કે કંટાળાને ખાતર હલાહલ ઝેર આપો છો ! અરે તેનું ભવિષ્ય વિષમય કરી નાંખો છો, તેનું તમને ભાન પણ રહે છે ?

આપણા દેશના મજુર વર્ગમાં અદ્યાપિ ઉપરની પેટંટ દવાઓ સદ્‌ભાગ્યે દાખલ થઇ નથી. પણ મધ્યમ અને શ્રીમંત વર્ગમાં તેનો પ્રચાર છુટથી શરૂ થઇ ગયો છે. આ દેશની સામાજિક પરિસ્થિતિ હમણાં બગડેલી હોવાથી નવિન ઉત્પન્ન થનારી પ્રજા પ્રથમના જેટલી બલવાન ને નિરોગી થઇ શકતી નથી. કોઇને માતાનું દૂધ મળતું નથી, તેને કેમીકલ ફુડ કે બાલામૃત પાઓ ! કોઇને કઇ વીકારજ હોય છે તેને સાર્સાપેરીલા પાઓ ! કોઈ તદન દુર્બળ અવસ્થામાંજ જન્મ્યો હોય તો તેને કોડલીવર ઓઇલ કે વીરોલજ પાઓ. આ હરીફાઇ-સેલી સત્ય (!) દવાઓનાં સેવન માટે દરેક ડાકટર (ઘરના) સલાહ આપવાનાજ. આવી સ્થીતી હોવાથી આ પ્રજાને બાલપણથીજ કૃત્રિમ ઉપાયોપર ઉછેરવામાં આવે છે ! ને આ ઉપાયો યોજવામાં પણ પેટંટ દવાઓનેજ પસંદગી આપવામાં આવે છે ! ને તેથી શરૂઆતમાં થોડો ઘણો ફાયદો પણ થાય છે ! એમ લાગતાંજ તે દવા ચાલુ રાખવામાં

પાશ્ચાત્ય લોકો આપણા જેવા આળસુ નહિ હોવાથી, આ ભયંકર ટેવનાં ખરાબ પરિણામ તેમની નજરે ચડ્યાં; અને તેથી હમણાં તે ટેવ કાઢી નાંખવાના પ્રયાસ ત્યાં શરૂ થઈ ગયા છે. આ બાબતમાં "કેરોલાઇન લેટીમર" નામની એક એમ. ડી માં પાસ થયેલી પાશ્ચાત્ય સ્ત્રીએ **"લેડીઝ હોમ જર્નલ"** નામના માસિકમાં એક ઉત્તમ લેખ લખ્યો છે કે*-હમણાં સુધરેલા દેશમાં આ અફીણવાળી પેટંટ દવાઓની ટેવથી દરસાલ બે વરસની ઉમ્મરનાં હજારો બાલકો મરી જાય છે અથવા અફીણના વ્યસનનાં દાસ બની જાય છે.

ઊપરના પેટંટ ઔષધમાં અફીણનું સત્વ હોય છે અને તેનો કેફ અથવા ઝેર કમી-કરવાની કંઇક બીજી વસ્તુ હોય છે. આમ હોવા છતાં પણ આવું ભયંકર પરિણામ તેનાથી થાય છે, ત્યારે જ્યાં માત્ર એકલું-અફીણજ ખવરાવવાનો રીવાજ ધમધોકાર ચાલુ છે, એવા અમારા દેશમાં આ ટેવનું કેટલું અનિષ્ટ પરિણામ આવતું હશે, તેની કલ્પના વાંચકોએજ કરવી. નાના બાલકને અફીણની ટેવ પાડવાથી તેની પાચનશક્તિ કમી થાય છે. પરંતુ ઉપરની બાઈના કહેવાનું પરિણામ તો તેથી ઘણુંજ વધારે ભયંકર આવે છે. આ વિદ્વાન ડાકટર બાનુનો એવો મત છે કે-" જે છોકરાં એકદમ મરી જાય છે-તે પૈકી ઘણાંખરાં અફીણનાં બંધાણી હોઇ તેના ઝેરથીજ મરણ પામે છે. બીજાં નહાનાં બાળકો જે ન્યુમોનીઆ જેવાં ભયંકર દર્દોથી મરી જાય છે તેમાં પણ અફીણની ટેવને લીધે રોગનિવારક ઔષધ ફાયદો નહીં કરી શકવાથી ઘણાં મરણ પામે છે. આવી ટેવ વાળાં જે બાળકો જીવે છે તે સારાં બલવાન તથા હુશીયાર થતાં નથી. તે જલદીથી અશક્ત થઈ જાય છે, ને સંતતી પેદા કરવામાં ઘણાંજ નિષ્ફળ નીવડે છે.

અફીણની ટેવથી નીપજતાં પરિણામ લોકોની નજરે લાવવા હમણાં પાશ્ચાત્ય દેશોમાં ઘણા પ્રયાસ ચાલે છે. અને તેવા હિતકારક કામમાં આપણા લોકોએ પણ ઝુંડો ઉઠાવવો જોઇએ. આ બાબત આગેવાનો-ડાક્ટરો-પેપરોના અધિપતિઓ ને કન્યાશાળાઓના માસ્તરોએ ખાસ પ્રયત્નો કરવા જોઇએ.

નાનાં બાલકો એ રાષ્ટ્રના ભાવિ આધારસ્તંભ હોવાથી તેમની સારવાર સંબંધનો પ્રશ્ન બીજા પ્રશ્નો કરતાં અતિ મહત્વનો ગણાવો જોઇએ. દેશના સર્વ વિદ્વાન ને પ્રતિષ્ઠિત સ્ત્રીવર્ગે આ બાબત ખાસ લક્ષમાં લેવી જોઇએ. બાલક માતાનાજ ખોળામાં ઉછરે છે. માતાની કેળવણીપર બાળકના ભવિષ્યનો આધાર રહેછે. માટે માતાએ તો નાની ઉમ્મરમાં બાલકના આરોગ્ય વિષે ખાસ લક્ષ આપવું જોઇએ ને આ ભયંકર ટેવ દૂર કરવા કટિબદ્ધ થવું જોઇએ. નહીતો બિચારા બાલકો નાનપણથી અફીણી થાય-ભણવાનો અસહ્ય બોજો ને વાંચવાનો જુલમ સહન કરી ચશ્માવાળા નિર્બળ બને અને પછી બાલલગ્ન કરી તેમને પુરાં નિર્માલ્ય બનાવે ! એટલે ચાહ બીડીની ફેશનમાં ઘસડાઈ જલદીથીજ પેલી દુનીઆને લાયક થાય. અને આજ આપણા ભાવિ ભારતના આધાર સ્તંભ !-વિચારો માતાઓ, બ્હેનો ! વિચારો, ને તમારા કુમળા બાલકોને દુધમાં ઝેર ના પાઓ.

---

*It is not too much to say that thousands of children, two years old and under, meet their death every year, either directly or indirectly, from opium contained in soothing syrups, and other like remedies for infants, or else become slaves to the opium habit from the same cause.-*Caroline. W. Latimer, (M D)*

માત્ર બાનકોના ખાવા પીવામા ગાળજી રાખશો તો તે ઘણુ રડશેજ નહી બાળક ઘણુ રડવા લાગે ત્યારે સમજો કે તેને કઇ પણ ખાસ કારણુ છે તે તરસ્યુ છે ! યાતો ભુખ્યુ છે ! યા ઉઘરેટુ છે ! યાતો તેના પેટમા દુખે છે ! કઈ પણ છે ખરૂ ! ને શુ છે તે શોધી કહાડવુ નિરોગી ને સારી રીતે ઉછરે તો બાળક જરૂર આનદમાજ રહેવાનો તો પછી તે કેમ રડયે તેનો તપાસ કરવો જોઇએ પોતાથી ન સમજાય તો સારા ડાકટર કે અનુભવીને પુછવુ તે રસ્તો બતાવશે અગર તો તેને રમવા કે ફરવાની સગવડ કરી દો તેનુ મન રોવા વીવાય બીજી બાજુએ દોરો તે છાનો રહેશે રાતના ન ઉઘે તો સાંજે ઝટ ઉઘવા દેશો નહી-તેને ન્માડો-રાતના બરાબર ધવરાવી-ખવરાવી સારા ગરમ કપડાં પહેરાવી પોતાની સાથે સુવાડો ને તે જરૂર ઉઘી જશે ભને વખત જાય ! પણ બહેનો ! તમારા નાજુક-ગભરૂ-અમલ્ય બાળકને અફીણ આગરૂ-કે એવી કેઇ પણ ગોળી કે ટાનીક દવા કદી પણ આપશો નહી તમારી આળસ-કે મોજને ખાતર તમારા બાળકની જીંદગી નિર્મલ્ય-રદ કરી નાખશો નહી નહીતો તેના જીવનપ્રવાસમા તે બિચારૂં રવડી જશે ને તેનો શાપ તમો માતાઓને મળશે

---

## સ્ત્રીઓ તથા બાલકો માટે વરગથુ દવાઓ.

[ ગયા અ થી ચાલુ ]

( લેખક રા રા **વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર** મુબાઈ )

**ગુમડાં તથા ખસ અને જખમના ઉપાયો.**

બ્હેનો, નાના બાળકોને વારવાર ગુમડા થયા કરે છે, તથા ખસ થાય છે કારણ કે ગદાપણાને લીધે, અજીર્ણને લીધે ગરમીને લીધે લોહીવિકારને લીધે ચેપ લાગવાને લીધે, પડી જવાને લીધે, તથા એવાજ બીજા ઘણા કારણોને લીધે નાના બાળકોને ગડગુમડ બહુ થયા કરે છે માટે તેના સા । ઉપાયો પણ જાણી રાખવા જોઇએ

૧ ગુમડા માટે સૌથી સહેલો અને કુદરતી ઉપાય એ છે કે ભીના લુગડાનો પાટો તે ઉપર બાધી રાખવો તેથી થોડા દિવસમા મીઠું કાઈ પણ દવા વિના જખમ તથા ગુમડા રૂઝાઇ જાય છે પણ તેમાએ સભાળ રાખવી કે, ઉપર જે કપડુ વીટવુ તે બહુજ સાફ હોવુ જોઇએ તેમા કોઇ પણ જાતના જીવજતુ કે મેલ ન હોય તેની ખાસ સભાળ રાખવી બીજુ એક, તે પાટાને સુકાવા દેવો નહિ પણ તેની ઉપર વારવાર પાણી રેડ્યા કરવુ અને તેને ભીનો ને ભીનો રાખવો

૨ ચાકુ કે પથર અથવા કેમ વાગી ગઈ હોય તો તે ઉપર હળદર દમાસની, અથવા જુના રૂને બાળીને તેની રાખ લગાવી અથવા સુધવાની તમાકુ અથવા કળીચુનો લગાડવો તેથી જખમ રૂઝાઈ જાય છે

૩ હરડા બેહડા ને આમળાને અધકચરાં ભાગી તેની ભસ્મ બનાવીને તે ભસ્મ ચાદા ઉપર લગાવાથી તે રૂઝાઈ જાય છે

૪ પીપળાના કુણા પાન અથવા પીપરના કુણા પાન પાણીમા વાટીને ગુમડા ઉપર ચોપડવાથી ઘણી જાતના ભયકર અને હઠીલા ગુમડાઓ પણ મટી જાય છે

૫ તુલસીનાં પાન વાટી જખમ ઉપર ચોપડવાથી બહુ સખ્ત પ્રકારના જખમો પણ બહુ સ્હેલાઇથી રૂઝાઈ જાય છે તેમજ ભાંગરાના પાન નગ અથે મ્ના પાન વાટી ચોપ-

ડવાથી પણ ઘણી જાતના જખમો તથા ગમડાંઓ બહુ જલદીથી રૂઝાઇ જાય છે.

૬. ફટકીને દેવતામાં ફુલાવી લઇ તેનો ભુકો કરી તે ભુકો ચાંદા ઉપર ભભરાવવાથી નહિ રૂઝાતાં હોય તેવાં ચાંદાં પણ રૂઝાઇ જાય છે.

૭. લીંબડાના પાનને વાટી તેની પોટીશ બાંધવાથી ઘણી જાતનાં ગુમડાંઓ જે ન પાકતાં હોય તે પાકી જાય છે. તથા જે જખમો ઘડીકમાં ન રૂઝાતા હોય તે પણ રૂઝાઇ જાય છે.

૮. ગાંઠ ઉપર, બાંબલાઇ ઉપર તથા જે મોટા મોટા ગડગુમડ ઉપડતા હોય, અને ઝટ ફુટતા ન હોય તેની ઉપર કાંદાને છુંદી તેની પોટીશ બાંધવાથી, અથવા હાથલા થોરની પોટીશ બાંધવાથી, અથવા નગડની પોટીશ બાંધવાથી, અથવા મગ તથા બાજરાને બાફી તેની પોટીશ બાંધવાથી, અથવા અજમાને વાટી તેની પોટીશ બાંધવાથી, અથવા અલશીની પોટીશ બાંધવાથી, અથવા ઘઉંના લોટની પોટીશ બાંધવાથી, અથવા લીમડાના પાનની પોટીશ બાંધવાથી ગાંઠ બેશી જાય છે, અથવા ફુટી જાય છે. એ સિવાય ગાંઠ ઉપર દરનો તથા ગરમ પાણીનો શેક પણ થાય છે. માટે જ્યાં જે વખતે જે દવાની જરૂર હોય તે પ્રમાણે વિચારીને ઉપાય કરવો એટલે તેથી તુરત ફાયદો થાય છે.

૯. મનશીલ, હડતાલ, સીંદુર, હીંગળો, ઓદારકાંકરો, ગંધક, કપુર, કાથો, સોનાગેરૂ એ બધું એક એક તોલો લઇ તેમાં હરડાં, બેડાં અને આમળાંનો ભુકો તોલા દશ મેળવી તે બધાંને ઘીમાં નાંખી ગરમ કરવું અને તેમાં મીણ તોલા પાંચ નાંખવું. પછી મીણ તથ. ઘી પીગળીને એક રસ થઇ જાય ત્યારે જરા વાર તે દવાને ચુલે રાખી પછી ઉતારી લેવી. એટલે જ્યારે તે ઠંડુ થશે ત્યારે જામી જશે. પછી એ મલમ ગરમ કરી ગુમડાં ઉપર ચોપડવો, તથવા કપડાં ઉપર તે મલમ ચોપડી તેની પટી ગુમડાં ઉપર લગાડવી. તેથી બહુ સખ્ત પ્રકારનાં ગુમડાં, ખસ, દાદર તથા શરૂઆતનું ખરજવું પણ મટી જાય છે. એ મલમ ઘણો અસરકારક છે, અને તેથી ઘણા પ્રકારનાં ગુમડાંઓ તથા જખમો રૂઝાઈ જાય છે.

બ્હેનો, આ સિવાય ગર્ભિણીના રોગો, સુવાવડના રોગો, કસુવાવડના રોગો વિષે, બચ્ચાંઓ થઇ થઇને નાની ઉમરમાં મરી જાય છે તે વિષે, બચ્ચાંઓ થતાં નથી તે વિષે, ઋતુઆવતી અડચણો વિષે, ક્ષય વિષે, હીસ્ટીરીયા વિષે, તથા સ્ત્રીઓના ગુપ્ત રોગો વિષે ઘણીએ બાબતો કહેવા જેવી છે, તથા તે માટે ઘણીએ દવાઓ કહેવા લાયક છે, પણ એ બધી વિગતો કાંઇ દરેક બહેનોના કામની નથી. એમાં તો જે માણસ ઉંડા ઉતરે તેનેજ એ બાબતોની કાંઇક સમજણ પડી શકે તેમ છે, પણ માત્ર ઉપરછલ્લી વાતો કહી દઇએ તેથી કાંઈ એવી ગંભીર બાબતોના મનમાનતા ખુલાસા થઇ શકે નહિ, તેમજ એ બાબતો કાંઇ સાવ ટુંકામાં કહી શકાય નહિ અને ટુંકામાં કહીએ તો તેની બધી હકીકતો જાણી શકાય નહિ, માટે એ બધી બાબતો ઉપર આ ઠેકાણે હું કાંઇ કહેતો નથી. પણ કોઇ બીજે અનુકૂળ વખતે તથા અનુકૂળ ઠેકાણે એ બાબતો કહેવા હું ઇચ્છા રાખુંછું. અને હાલ તો એટલુંજ કહીને આ બાબત હું સમાપ્ત કરૂંછું કે, જો આવી ગંભીર બાબતો માટે કોઇ બ્હેનોને મારી સલાહ પુછવી હોય તો તેઓને હું સેવાસદનમાં મફત અને પરમાર્થને અર્થે મારાથી બની શકે તે સલાહ તથા મદદ આપતાં હું ખુશી થઇશ, એમ કહીને માજીએ પોતાનું ભાષણ સમાપ્ત કર્યું.

## પાકશાસ્ત્ર.–ખીચડીના પાંચ મિત્ર.

લેખકઃ સૌ. કૃષ્ણાગૌરી હિરાલાલ ત્રિ. રાવળ સુંથરામપુર.

પવિત્ર નર્મદા નદીના કિનારા ઉપરના ચાણોદ-કન્યાળી વગેરે ગામો તરફ જૂદા જૂદા પ્રાન્તના વિદ્વાન તથા ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા સાધુ-સન્યાસીઓ નર્મદાની પરિક્રમા કરવાને નીકળી પડેલા આપણને ઘણા મળી આવેછે પણ ગોધરાથી આગળ જતાં રેવા-કાંઠા અને પંચમહાલ તરફ સંસ્કૃત તથા ઈંગ્રેજી વગેરે ભાષા જાણનાર વિદ્વાન સંન્યાસીઓ ભાગ્યેજ મળી આવેછે. આવા સંજોગોને લઇને લુણાવાડા જેવા જૂદી જૂદી જ્ઞાતિના બ્રાહ્મણોની ઊંચ વસ્તીવાળા સ્થાનમાં કોઇ વિદ્વાન અથવા સારા સ્થાનમાંથી આવેલા-ભગવાં વસ્ત્રધારી સંન્યાસી ( કે સાધુ ) ની સામાન્ય રીતે સારી સેવા થાય એ સ્વાભાવિક છે.

થોડાં વરસ ઉપર સુરત જિલ્લાના કોઈ એક શોખીન સંન્યાસી ફરતા ફરતા લુણાવાડે આવ્યા હતા. તેમણે ઘણા દિવસ સુધી બ્રહ્મણોને ત્યાં મિષ્ટાન્ન ઊડાવ્યા અને પછી શ્રદ્ધાળુ જમાડનારની સંખ્યા પુરી થતાં એક દિવસે સંન્યાસી મહારાજ મ્હને રસ્તામાં મળી ગયાં. ત્હેમણે મ્હને જણાવ્યું કે-મ્હારો વિચાર આવતી કાલે તમારે ત્યાં ભીક્ષા ( ભોજન ) લેવાનો છે. તે ઉપરથી મેં તેમને કહ્યું કે, મહારાજ ! રોજ તો તમે સારી રીતે લાડુ જમો છો પણ હવે કાલે મ્હારે ત્યાં કયુ જમણ જમવા આપની ઇચ્છા છે ? તે મ્હને પ્રથમથી જણાવવા કૃપા કરશો તો હું તમારી ઇચ્છાનુસાર રસોઇ તૈયાર કરી તમને જમાડીશ. આ ઉપરથી સંન્યાસીએ જણાવ્યુ કે-હું રોજ રોજ લાડુ જમી જમીને હવે કંટાળેલો છું તેથી કાલે તમારે ત્યાં કોઇ ઉત્તમ જાતની ખીચડી જમવાનું મ્હને બહુ મન થયું છે. તે ઉપરથી મેં કહ્યુ કે, મહારાજ ! ખીચડી આપને ભાવશે ? ત્યારે તેઓએ કહ્યુંકે-જુઓ બાઈ ! મેં ' રાવળ ' માસ્તર પાસેથી સાંભળ્યું છે કે હમણાં ત્રણ વરસ ઉપર મૂળ અમદાવાદ નિવાસી પણ પાછળથી નોકરીને પ્રસંગે વડોદરામાં રહેનાર સ્વર્ગસ્થ અ સૌ. કેશવબા કૃત ' પાકશાસ્ત્ર ' નું સ્ત્રીઓને અતિ ઉપયોગી એક નવીન પુસ્તક ભાઈ સુબન્ધુ વિનાયક મેંદે છપાવી પ્રસિદ્ધ કરેલુંછે તેમાં ઉત્તમ પ્રકારની ૫દર જાતની ખીચડીઓ બનાવવાનું વર્ણન લખેલું છે, તેમાંથી તમને યોગ્ય લાગે તેવી એક પ્રકારની ખીચડી મારા માટે બનાવવા તસ્દી લેશો; પણ તેની સાથે ' ખીચડીના પાંચ મિત્ર ' તૈયાર રાખવા ભૂલશો નહિં એટલે કાલે આપણને ખીચડી જમતાં ઘણો આનંદ થશે.

મેં પુછ્યું—સ્વામિ ! ખીચડીના પાંચ મિત્ર તૈયાર રાખવા આપે સૂચના કરી પણ તે કયા કયા પાંચ મિત્ર તૈયાર રાખવાના છે તે જણાવો, એટલે તે અગાઉથી તૈયાર રાખવામાં અડચણ આવશે નહિં.

સ્વામિ બોલ્યા—ખીચડીની સાથે રૂતુને અનુકૂળ એક શાક કરશો. પણ તે 'ખીચડીના પાંચ મિત્ર' માં ગણવું નહિં. ખીચડીના ખરા પાંચમિત્રનાં નામ સાંભળો.

(૧) ચોકખુ વિષ્ણુદૈવત (ઘી), (૨) મોળું શુદ્ધ દહીં, (૩) પાપડ, (૪) અથાણું, અને (૫) ઉત્તમ ચટણી.

મેં કહ્યું—બહુ સારૂ મહારાજ, કાલે રવિવારછે તેથી મ્હને પણ અનુકુળતા સારી છે. આપ આવતી કાલે સ્હવારના બરાબર ૧૧ અગ્યાર વાગતા પહેલાં જમવા પધારશો.

કોઇ બોલાવવા આવે એવી રાહ જોશો નહિં. કારણકે 'હુણેશ્વર મહાદેવ 'ની ધર્મશાળા દુર છે અને હમણાં તાપનો વખત છે, તેમજ કોઇ બોલાવવા આવે તેવું નથી.

મ્હારા મનમાં પણ સામાન્ય રીતે વિચાર થયાં કરતો હતો કે સંન્યાસીઓ દૂધ, ઘી, ખાંડ, અને મશાલામાં ભોજન રોજ રોજ જમે એ પસંદ કરવા જેવું નથી. તેમણે તો હમ્મેશાં સાદો અને સાત્વીક અહાર કરવાની જરૂર છે. સ્વામિએ પોતેજ પોતાની મેળે સમજીને-ડહાપણથી સાદું ભોજન જમવા ઇચ્છા દર્શાવી એ ઠીક થયું. પછી બીજે દિવસે ઉત્તમ પ્રકારની ખીચડી તેના પાંચ મિત્રો સાથે સ્વામીને જમાડી તેમને સંતોષવામાં આવ્યા હતા.

આ સ્થળે એટલું જણાવવાની જરૂર છેકે ગૃહસ્થાશ્રમી બ્હેનોએ રસોઇના કામનું યોગ્ય—અને વિશેષ જ્ઞાન મેળવવા 'કેશવબા' કૃત 'પાકશાસ્ત્ર'નું નવીન પુસ્તક વાંચવા ભલામણ કરવામાં આવે છે. આ પુસ્તકની પાંચ પ્રતો ખરીદ કરી મેં મ્હારી બીજી માનવતી બ્હેનોને 'ભેટ' આપેલી તે વાંચી ઉત્તમ જમણને માટે સુપ્રસિદ્ધ સુરત શહેરની અનુભવી બ્હેનોએ પણ પોતાનો આનંદ તથા સન્તોષ બતાવેલો છે. આ અથવા આવાં કોઇ રસોઈને લગતાં સારાં પુસ્તકમાંથી તેમજ પાકશાસ્ત્રના જ્ઞાનવાળી સન્નારીઓ પાસેથી શીખ્યેથી જિંદગી સુધરે છે તેમજ ઘરખર્ચમાં કરકસરથી ઉત્તમ લાભ અને આનન્દ મળેછે. સદ્ગુણી સ્ત્રીઓએ પોતાના પતિ ( અને કુટુમ્બ ) ની અને પ્રકારે સેવા ઉઠાવવાની છે. તેમાં સ્વહસ્તે ઉત્તમ રસોઈ બનાવી પોતાના પતિ વગેરેને પ્રસન્ન વદને જમાડી તેમને રાજી રાખવા એ ઉત્તમ આર્યગૃહીણીઓનું એક મુખ્ય કર્તવ્ય કર્મ છે. તે હાલના સમયની તરૂણ અને કેળવાએલી ભગિનિઓએ વિસરી જવું નહિં.

---

## ગુંથણકળા—કબજા રૂપે ઝભલું.

લેખકઃ સૌ. કૃષ્ણાગૌરી હિરાલાલ વિ. રાવળ—સુંથરામપુર.

**સાધન**—ઝીણું ઊન. અથવા ચીરેલું ઊન, હાથીદાંતનો વાંકડીવાળો ન્હાનો સોયો.

જેમને એક સોયાવડે ગુંથતાં આવડતું હશે, તેમને આ વિષયમાં સમજ પડશે. અથવા જેમને થોડું પણ ગુંથણકામ આવડતું હશે અને તેઓની ઇચ્છા વિશેષ શીખવાની હશે તો તેઆ કામથી જાણીતી બીજી વડીલબ્હેનો વગેરે હરકોઇની પાસેથી જોઇતી સમજ મેળવી શકશે. થોડી સમજ મેળવ્યા પછી 'સુન્દરીસુબોધ'ની તરૂણ વાચક બ્હેનોને ઉપયોગી થઈ પડે એવી ધારણાથી ન્હાનાં બાળકો માટે ઉનના ગુંથણકામનું કબજા જેવું ઝભલું કેવી રીતે તૈયાર કરવું તેની વિગત આ નીચે પ્રકટ કરવામાં આવે છે.

(૧) પહેલાં લાંબી સાંકળી ગુંથી જવી, પછી લાંબી સાંકળીમાં પ્રથમ એક ફુલ કરવું. પછી બે સાંકળી વચમાં મૂકી દેવી. પછી બીજું ફુલ કરવું. એ રીતે આખી લીટીમાં ચાર ચાર સાંકળીનાં ઓગણીશ (૧૯) ફૂલ કરવાં.

(૨) પહેલા આઠ પછી ચાર એ પ્રમાણે બધી લીટી કરવી.

(૩) આખી લીટીમાં ચાર ચાર સેવા

(૪) ચારમાં ચાર અને પાંચમામાં આઠ એ પ્રમાણે આખી લીટી કરવી.

(૫) આખી લીટીમાં ચાર ચાર સેવા.

(૬) ચારમાં ચાર ને પાંચમામાં આઠ પછી છમાં ચાર ને સાતમાં આઠ, દશમાં ચાર ને અગીઆરમાં આઠ, પછી પાછા છમાં ચાર ને સાતમાં આઠ: પછી ચાર રહે તેમાં ચાર ચાર લેવા.

(૭) આખી લીટીમાં ચાર ચાર કરવા.

(૮) ચારમાં ચાર ને પાંચ માં આઠ પછી આઠમાં ચાર ને નવમાં આઠ, દશમાં ચાર ને અગીઆરમાં આઠ પછી આઠમાં ચાર ને નવમાં આઠ પછી ચાર રહે તેમાં ચાર ચાર લેવા.

(૯) આખી લીટીમાં ચાર ચાર લેવા.

(૧૦) ચારમાં ચાર ને પાંચમાં આઠ, પછી દશમાં ચાર ને અગીઆરમાં આઠ. પાછાં દશમાં ચાર ને અગીઆરમાં આઠ. પાછાં દશમાં ચાર ને અગીઆરમાં આઠ. પછી ચાર રહે તેમાં ચાર લેવા.

(૧૧) આખી લીટીમાં ચાર ચાર લેવાના છે.

**બાંધો વાળવા વિષે.**

(૧૨) પાંચ ફૂલમાં ચાર ચાર કરવા. પછી બાર ગણવા. પછી બાંધ વાળી દેવી. પછી પાછા ચાર ચાર લેવા, તે બાર ને પાંચ સત્તર રહે ત્યાં સુધી ચાર ચાર લેવા. પછી પાછા બાર ગણીને પાચ સ્હામી બાજુએ રહે એ પ્રમાણે બાંધ વાળી દેવી.

પછી ચાર ચારની દશ લીટી કરવી. એટલે નીચેનો ભાગ પુરો થયો. પછી ઓછા કરીને બાંધની નવ લીટીઓ કરવી. એટલે આખી બાંધ થશે. એ પ્રમાણે બીજી બાંધ કરવી. એ રીતે બે બાંધો પુરી થાય પછી આગળની બાજુથી ઝભલું ગુલાબી હોય તો આખી લીટી ચાર ચારની વાદળી કે ધોળા ઉનની કરવી અને ઝભલું વાદળી હોય તો એ લીટીઓ ગુલાબી કે ધોળા ઉનની કરવી.

એ રીતે ઝભલાની બધી બાજુએ એવી આખી લીટી કરવી.

એ આખી લીટી પુરી કર્યા પછી જે રંગનું ઝભલું હોય અને જે જૂદા રંગની લીટી કરી હોય તેના ઉપર તેજ રંગની ત્રણ લીટીઓ કરવી. એ પ્રમાણે બાહે અને ગળે એજ રીતે એવાજ રંગની લીટીઓ કરવી. પછી જે રંગની ફરતી લીટીઓ કરેલી હોય, તે રંગન ઝુલ કરવી. અને ઝભલુ બાંધવા માટે ઉનની દોરી ગુથી તેના બે છેડે સુન્દર ફૂમતાં કરવાં.

---

## પાંચ કળીના પંખાની સુંદર લેસ ગુંથવાની રીત.

લેખક: સૌ. **કુસુમ બ્હેન.**

**સાધન:** ૬ નંબરની સફેદ દોરાની આંટી. ૫ નંબરનો લોખંડનો સોયો.

શરૂઆત ૭ સાંકળી માંડીને પહેલી સાંકળીમાં જોડીને ચક્કર કરવું. તેમાં ૩ આંટાવાળા ટાંકા, ૨ સાંકળી, ૩ આંટાવાળા ટાંકા કરી, ત્રણ સાંકળી કરીને ફેરવવું અને ૨ સાંકળીનું જે વચ્ચે પડેલું નાકુ છે તેમાં ૩ આંટાવાળા ટાંકા, ૨ સાંકળી, ૩ આંટાવાળા ટાંકા, અને ત્રણ સાંકળી કરી કરીને ફેરવીને પાછું એ સાંકળીના નાકામાં ઉપર પ્રમાણે કરવું. એમ એકંદર સાત હાર એ પ્રમાણે કરવી. એટલે લગભગ ૧ થી ૧॥ ઈંચ જેટલી લંબાઇ થશે. પછી ત્રણ સાંકળી કરવી અને પાસે જે ૩ સાંકળીનું નાકું પડયું છે તેમાં ૧ સાદો ટાંકો કરવો અને પછી ૫ સાંકળી કરીને પાછું તેમાંજ ૧ સાદો ટાંકો કરીને પાછી

ત્રણ સાંકળી કરીને પાસે બીજું ૩ સાંકળીનું નાકું પડેલું છે તેમાં ૧ સાદો ટાંકો કરીને ફેરવવું. અને ૫ સાંકળી કરીને જે હમણાં ૫ સાંકળીનું નાકું પાડયું છે તેમાં ૧ સાદો ટાંકો કરવો અને ફેરવવું હમણાં જે પાંચ સાંકળીનું નાકું પાડયું તેમાં ૧૧ આંટાવાળા ટાંકા કરીને ૩ સાંકળીનું છેલ્લું નાકું છે તેમાં ૧ સાદો ટાંકો કરીને ફેરવવું. અને ૧૧ ટાંકામાંના પાંચ ટાંકા ઉપર ૫ આંટાવાળા ટાંકા કરી ૫ સાંકળી કરીને પહેલાં નાખેલું તેજ પ્રમાણે પહેલાના ૫ સાંકળીના નાકામાં નાંખવું અને ફેરવીને હમણાં જે નાકું પાડયું તેમાં ૧૧ આંટાવાળા ટાંકા કરી ફેરવવું. અને પાછું ૫ ટાંકા ઉપર ૫ આંટાવાળા કરીને ૫ સાંકળી કરીને પહેલી વખતની માફકજ ૫ સાંકળીના નાકામાં નાંખવું એટલે બે કળી પડશે; અને ત્રીજી કળી પાડવાને જગ્યા થશે. જેવી રીતે એ બે કળી પાડી તેવીજ રીતે બીજી ત્રણ કળીઓ પાડવી. પણ છેલ્લી કળી પાડતી વખત પાંચ આંટાવાળા કરીને પછી ૫ સાંકળી નહીં કરતાં ૧ સાંકળી કરીને ૩ સાંકળીના નાકામાં નાંખી પહેલાંની માફક ૩ આંટાવાળા ટાંકા ૨ સાંકળી ૩ આંટાવાળા ટાંકા અને ત્રણ સાંકળી કરવી અને ફેરવવું. એ પ્રમાણે પાછી સાત હાર ગુંથીને બીજો પંખો પાડવો અને એ પ્રમાણે જેટલી લેસ ગુંથવી હોય તેટલી ગુંથી શકાયછે.

---

# વિવિધ વિહાર.

## રતનડોશીનો સ્વર્ગવાસ.

લેખકઃ શ્રીયુત K. G. M. (બી. એ. એલ એલ. બી) આકોલા.

રા. રા. અધિપતિ, "સુન્દરીસુબોધ,"

મુ. અમદાવાદ.

વિશેષ: અતિશય દિલગીરી સાથે લખવાનું જે ગં. સ્વ. રતનમા સૌ. જ્યોત્સ્ના બ્હેનનો પત્ર આવ્યો, તેજ રાત્રિએ અચાનક સ્વર્ગસ્થ થયાં. ગુજરાતી સ્ત્રીઓની છેલ્લાં કેટલાક વખતથી બદલાતી જતી સ્થિતિ જોઈ, એમનું હૃદય બળતું હતું, અને તબીયત લથડતી ચાલી હતી. એટલે બ્હેન જ્યોત્સ્નાનો પત્ર આવ્યો, તે વખતે સ્થિતિ બહુ નરમ હતી. તે પત્ર એમની આગળ વાંચવામાં આવ્યો. ત્યારથી તેમણે જાણે મોઢા માંડયું હતું. એમના છેવટના શબ્દો "ભગવાન કરે તે ખરૂં, હવે જમાનો બદલાયો છે!" એ હતા.

સૌ. જ્યોત્સ્ના બ્હેન પણ રતનમાના છેલ્લા શબ્દોમાં રહેલી સત્યતા સ્વીકારશે. રતનમાને જ્યોત્સ્ના બ્હેનને શું જવાબ આપવાની ઇચ્છા હતી, તે હું કહી શકતો નથી. પરંતુ તેમના કેટલાક ઉદ્‌ગારોમાંથી નીચેના જાણવા જેવા હોવાથી આપું છું:—

સરલીએ મોંઘી અને દિવાળીના દાખલા આપ્યા, તેવા હજારો દાખલા હું આજે ને આજે એની સુધરેલીઓમાંથી કાઢી આપું.

"સુધરેલીઓ કરતાં અમારા જેવી જુના જમાનાની બાયડીઓ,—ગમે તેવી પણ— ઘરરખુ અને મ્હોટાં કુટુંબોમાં રહી, તેમના જાત જાતના સ્વભાવને નીભાવી લેવામાં વધારે કાબેલ હોય છે."

આ ઉદ્‌ગારોમાં કેટલી સત્યતા છે તે જણાવવાનું હું માથે લઇ શકતો નથી.

મુવેલાં પાછળ તેમના અવગુણ વીસરાવવા માટે તું એટલુંજ કહીશ કે આરતીઓમાં રહેલી સ્વાભાવિક કૃત્રિમતા પારખવાની શક્તિ તેમણે પુરવાર કરી આપી હતી.

આશા છે કે, રતનમાના પક્ષના તેમજ વિરૂદ્ધ પક્ષના સર્વે ભાઇ બ્હેનો તેમનાં મરણથી નિપજેલી દિલગીરી બતલાવવા તેમને ત્યાં કાણે જશે, અને એમનો દહાડો ઉજવશે.

K. G. M.

તા. ક. જે બંધુ અથવા ભગિની ન આવી શકે તેમણે પોતાને ઘેર પણ અવશ્ય કરી ખાવું.

# હિંદુ કાયદામાં પશુ તરીકે સ્ત્રીઓનું સ્થાન.

લેખકઃ શ્રીયુત ભારતી. મુંબાઇ.

હિંદુઓમાં સ્ત્રીઓના ગુણો માટે છેક પ્રાચીન કાળમાં એટલે હિંદુ શાસ્ત્રવેત્તાઓ તરફથી ઘણી પ્રસંશા કરવામાં આવી છે, પણ હાલમાં સામાન્યરીતે હિંદુઓમાં સ્ત્રીઓવિષે જે માન્યતા છે, તે તેથી તદન ઉલટીજ છે હાલમાં એવી માન્યતા ધરાવતા હિંદુઓ તો પ્રાચીન કાળમાં હિંદુ શાસ્ત્રવેત્તાઓએ સ્ત્રીઓની એવી પ્રતિષ્ઠા સ્થાપીત કરેલી માને છે કે નહીં અથવા તે વાત સ્વીકારવા છતાં હાલમાં હિંદુસ્ત્રીઓની તે માટે લાયકાત સ્વીકારે છે કે નહીં એ પ્રશ્ન છે. એટલું ખરૂં છે કે, મધ્યકાળમાં હિંદુ રાજકર્ત્તાઓ અને હિંદુ પ્રજાએ અન્ય પ્રજાઓથી જે પ્રકારના હુમલાઓ ખમ્યાં છે, અને તે સ્થિતિમાં સંજોગવશાત્ હિંદુઓને જે સ્થિતિને અંગીકાર કરવી પડી હતી, તેનું દ્રઢીભૂત સ્વરૂપ તે હિંદુ સ્ત્રીઓની હાલની સ્થિતિ અને હિંદુઓની તેમને માટેની હાલની માન્યતા છે.

બેશક હાલમાં હજુ તેવીજ સ્થિતિ સામાન્ય રીતે ચાલી જતી આપણે અનુભવીએ છીએ, પરંતુ તે છતાં એટલું તો આપણે જોઇ શકીએ છીએ કે છેલ્લી પા સદી થયાં સ્ત્રીઓની એ સ્થિતિ તરફ હિંદુ પ્રજાનો કેળવાયલો-વિચારશીલ વિભાગ, જે સામાન્ય રીતે સુધારકો તરીકે ઓળખાય છે, તે પોતાનુ ધ્યાન મજબુત રીતે આપતો રહ્યો છે અને તેની અસર જનસમાજપર પણ થઇ છે. કારણ કે હાલમાં સાધારણ લોકમાન્યતા સ્ત્રીઓને પશુ જેવી માનવાની છે એમ કહેવામાં આવે ત્યારે તે સ્વીકારવાને આનાકાની થાય છે! ઘણો સુધારો—ધારવા કરતાં સારો સુધારો-થયો છે, એ વાત સ્વીકારવી પડશે. તેમ છતાં એ દ્રઢતા પૂર્વક કહી શકાશે કે હજુ બહુધા સ્ત્રીઓને પશુ સમાનજ માનવાની લોકમાન્યતા કાંઇ બદલાઈ નથી! જો તેમ ના હોત તો આ લેખ લખવાનો પ્રસંગ જે રીતે હાલ પ્રાપ્ત થાય છે, તે રીતે તેવો પ્રસંગ નહિં મળત, એ સ્પષ્ટ છે.

વાચકો વિચાર કરશે કે એ પ્રસંગ શું છે? એ પ્રસંગ-હિંદુ કાયદાનો હિંદુ સ્ત્રી સંબંધમાં કેવો અમલ થાય છે તે અવલોકવાનું બને તેવો એક બનાવ થોડાક ઉપર બન્યો હતો તેને લગતો છે! થોડાક સમય ઉપર મુંબાઇની હાઇકોર્ટમાં તે બન્યો હતો.

આ પ્રસંગ નીચે મુજબ છે;—એક ભરથારે પોતાની પત્નીનો પત્નીની માતા વગેરેના કબજામાંથી કબજો મેળવવા દાવો કર્યો હતો. પતિએ આ દાદ ચાહતાં પોતાની સાસુ–ધર્મમાતા વગેરેપર પોતાનીસ્ત્રીને અનીતિમાં દોરવવાનો આરોપ મુકયો હતો. પત્નીની ઉમર ૧૪ વર્ષની હતી, જે હિંદુ કાયદા મુજબ યોગ્ય ઉમ્મર ગણવામાં આવી છે. કોર્ટમાં મુકદમો ચાલ્યો ત્યારે પત્નિનું જે પ્રતિજ્ઞાપત્ર રજુ કરવામાં આવ્યું હતું તેમાં, તેણે પોતાની

માતા વગેરે સામે મુકાએલા આરોપનો ઇન્કાર કર્યો હતો. વળી વધારામાં એવી હકીકત રજુ કરી હતી કે, પોતાનો સસરો-ધર્મપિતા પોતાની સાથે અસભ્ય (બીભત્સ) વર્તન ચલાવે છે અને પોતાની નીતિ રીતનાં રક્ષણના ભયને લીધે પોતે ધણીસાથે જઇ રહેવા માગતી નથી. તેની માતાએ પોતાનાં પ્રતિજ્ઞાપત્રમાં પણ તેજ હકીકત જણાવી હતી અને પોતાને પોતાની દીકરીને ગમે ત્યાં રહેવા ફરમાવવામાં આવે તે સામે કશોજ વાંધો નથી, એમ જણાવ્યું હતું. માત્ર પોતાની પુત્રીએ જે સંજોગ જણાવ્યોછે, તેવા સંજોગ વચ્ચે તે બાળકીની જીંદગીનું જોખમ ના નીપજે એટલીજ ઇચ્છા બતાવી હતી. આ બાઈ તરફથી ધારાશાસ્ત્રી તરીકે દૈનિક "પારસી" પત્રવાળા માનનીય ફરદુનજી તાલ્યારખાનેજણાવ્યું હતું કે 'કાંઇ નહી તો બાઈ જે સંજોગ જણાવે છે તે જોતાં તેના પતિને તેના બાપથી જૂદો પાડવો જોઇએ. અને તેમ કરવા પછીજ બાઇને તેની સાથે જઈ રહેવા ફરમાવવું જોઇએ.' જજ સર દીનશા દાવરે ચુકાદો આપતાં બાઇને ધણીને ત્યાં જઇ રહેવા હુકમ ફરમાવ્યો હતો, અને વિશેષ કશો હુકમ ફરમાવ્યો નહોતો. આ હુકમ ફરમાવતાં તેમણે થોડીક ટીકા કરી હતી; તે એવી હતી કે બાઇએ પોતાના સસરા સામે જે આરોપ મુકયો છે, તે પોતે માનતા નથી. પોતે બાઇની તેના સસરાએ મશ્કરી વગેરે કર્યાની વાત સ્વીકારીને વળી એમ જણાવ્યું હતું કે મશ્કરી કરવાનું તો એક કુટુંબીક માણસ તરીકે સ્વાભાવીકજ છે, પણ પોતાના દીકરાની વહુ સામે બાઇએ જણાવ્યો છે તેવો ખરાબ ભાવ હોઈ શકે નહીં.

તપાસ દરમ્યાન પડેલી જુબાનીઓ કશો નિશ્ચય બાંધવાને સાધનભૂત થાય તેવી નહોતી, પણ ઉપર જણાવી તેટલી હકીકત ઉપરથી આપણે એવાજ ખુલા સાર-નિશ્ચય ઉપર આવી શકીએ કે, જજ સર દીનશા દાવરનો ચુકાદો કદાપિજ વિચારપૂર્વક ના મનાય. બાઈ પોતે પોતાના ધણી સામે કશો વાંધો લેતી નથી, અને તેના ધારાશાસ્ત્રી તો તેનો શું વાંધો છે તે વધારે સ્પષ્ટ કરે છે તેમ છતાં જજે તે માનવાની ના પાડી છે. પોતાના ચુકાદાના સમર્થનમાં જે દલીલ કરી છે તે તેમનો એ ચુકાદો વિચારપૂર્વકનો નથી, એમ પુરવાર કરે છે હિંદુ સંસાર હાલ જે રીતે ચાલે છે તે જોઇને ભાગ્યેજ લાખમાં એક માણસ એવું કહેનાર નીકળશે કે, હિંદુ સસરો પોતાની બાળ પુત્રવધુઓ સાથે મશ્કરી કદી પણ કરે છે. ગમે તેવા ઉંચામાં ઉંચા સુધારક કુટુંબ માટે હાલ તો આ સ્થીતિ નથી સંભવતી! એથી ઉલટું બાઇએ જેવા પ્રકારની ફરીયાદ કરી છે તેવા પ્રકારના બનાવો વિનાની ભાગ્યેજ કોઈ હિંદુ કોમ હશે. વળી કેટલેક ઠેકાણે એવાજ કે બીજા એવાજ પ્રકારના બલ્કે તેથી પણ વધારે અનીષ્ટ બનાવોના મુકદ્દમા કોર્ટમાં ચાલેલા અને તેમાં તેવી બાબતો પૂરવાર થયલી જાહેરમાં આવેલી છે! આ સઘળી સ્થીતિ જોતાં બાઇને સાસરે જઇ રહેવાનો હુકમ કરવામાં જજ સાહેબ વ્યાજબી હોય, પણ તેમની ટિકા તેમને હિંદુસમાજની જિંદગીના બિનજાણકાર પૂરવાર કરે છે.

આ સઘળું બનવાનું હતું તે બન્યું. પરંતુ તે પરથી વિચારીશું તો હિંદુ કાયદામાં સ્ત્રીઓને પતિના તોર ઉપર છોડવામાં આવી છે. અને તેના પરિણામે આવા અનાવ બને

બ્રીટીશ સરકારે આ કાયદો ઘડયો તે સમયની લોકસ્થીતિને અનુસરીને આ કાયદો ઘડાયો હશે, પણ હાલની સ્થીતિ અવલોકતાં હવે ફેરફાર કરવાની જરૂર જણાય છે. કોઇ પણ સંજોગ વચ્ચે વ્યાજબી કારણે કે ગેરવ્યાજબી કારણે એક મનુષ્ય કિંવા સ્ત્રીને કાયદો આવી ફરજ પાડે એ ઇષ્ટ નથી. કાયદો રક્ષણ દાતા હોવો જોઇએ, નહીં કે કોઇને પણ દુઃખદાતા. હાલનો કાયદો બેઉ પક્ષને કદાચ અને તેમ નહીં તો છેવટે એક પક્ષને દુઃખદાતા થાયજ છે. એ રીતે કોઇને દુઃખદાતા થવા ના પામે એટલો સુધારો એ કાયદામાં થવાની જરૂર તો કોઇ પણ સ્વીકારશે. એ રીતનો કાયદામાં સુધારો કરવા માટે સમસ્ત હિંદુ પ્રજાએ સરકારને અરજ કરવી જોઇએ.

જો પૂરતો વિચાર કરવામાં આવે તો આ બાબતમાં તો, જુનામાં જુના વિચાર વાળાઓ પણ આ સૂચના સાથે સંમત થઇ શકશે. વિધવાના પુનર્લગ્નની છૂટ મૂકવાના વિચારની વિરૂદ્ધ પડતાં તેઓ જે દલીલ કરે છે, તેજ દલીલ તેઓએ આ બાબતમાં ધ્યાનમાં લેવી જોઇએ છે. કોઇ પણ કારણસર પતિથી છૂટકારો મેળવવાને હિંદુ સ્ત્રીઓ, વિધવા પુનર્લગ્નની છૂટ મૂકાતાં પોતાના પતિને ઝેર વગેરે આપીને ઠેકાણે કરી નાંખવાના બનાવ વધી જશે; આ તેઓની દલીલ છે. છૂટકારો મેળવવાની ઇચ્છા થાય તો પતિને ઝેર આપે તેવી પંક્તિની તેઓ હિંદુસ્ત્રીઓને માને છે. ત્યારે હિંદુ કાયદો સ્ત્રીઓને પતિ જીવતો હોય ત્યારે તેવી છૂટ નથી આપતો, તેથી પતિની સાથે જઇ રહેવાની ફરજ પડતાં તેથી છૂટકારો મેળવવાને, ઉપર જણાવવામાં આવ્યું છે, તેમ તેઓનીજ માન્યતા મુજબ પોતાના પતિને ઝેર વગેરે આપે એ સંભવીત નથી શું ? જુના વિચારના હિંદુ સંસારનો જેઓ અનુભવ ધરાવે છે તેઓ એ વાત સ્વીકારશે કે, ? જુના વિચારના હીંદુ સંસારમાં સૌભાગ્યવતી સ્ત્રીઓ કરતાં વિધવાઓ, તેઓ ગમે તેટલું દુઃખ ભોગવતી હોવા છતાં ચોક્કસ પ્રકારે છુટકારો મેળવે છે, એવું આપણે અનેક વખત અનુભવીએ છીએ. તેઓ ચોક્કસ કાર્ય સિદ્ધ કરવાને બીજાં અનેક પ્રકારનાં જોખમ લોકો ખેડે છે; અને સ્ત્રીઓનાં સંબંધમાં તેઓને આવી રીતે ફરજ પડતાં, છુટકારો મેળવવા માટેના આવા જોખમ ખેડવાના બનાવો બને તો તે કાંઇ અસંભવીત નથી. આથી પણ જુના વિચારવાળાઓએ કાયદામાં સુધારો કરવાની સૂચનાનું સમર્થન કરવું જોઇએ છે.

બાબુ ભૂપેન્દ્રે હીંદી સરકારી ધારાસભામાં ઇચ્છાલગ્ન ( Civil Marriage ) ને લગતું જે બીલ રજુ કર્યું હતું અને જે ઉડી ગયું હતું, તેનો ઉદ્દેશ પણ આવો સંજોગ ઉભો થતો અટકાવવાનો અને સામાન્ય રીતેજ સંસાર સુખરૂપ ચાલે તેવો હતો. એ ખરડો સમસ્ત માનવ પ્રજા માટે તૈયાર કરવામાં આવ્યો, પરંતુ તેનો મુખ્ય ઉદ્દેશ આપણે હિંદુ સંસાર માટે લક્ષમાં લેવો જોઇએ. એ ઉદ્દેશ લક્ષમાં લેતાં હિંદુ કાયદામાં સુધારો કરવા માટેની ઉપલી સૂચનાને હિંદુ સુધારકો તો ટેકો આપશે, એ વિષે શક નથી રહેતો.

સઘળા વિચારના હિંદુઓ આ મહત્વની બાબત ઉપર વિચાર કરે એટલું આપણે ઇચ્છીશું.

વાંચો તમને એ અર્પણ !

## હિન્દુ સંસારનું દર્પણ.

( પારો ચઢાવનાર—રા. રા. છબીલ. જ. અંકલેસરીઆ. મુંબઈ. )

પ્રિય અલક,

વિ. મારાથી તને પત્ર લખી શકાતો નથી તેથી તું કદાચિત એવું ધારતી હશે કે હું સંસારના સુખમાં લીન થઇ ગઈ હોઇશ, પણ મારો આ પત્ર વાંચવાથી મારૂં એ સુખ કેવું છે તે વિષે તારી ખાત્રી થશે. મુંબઈ જેવા શહેરમાં જન્મી ત્યાંના કેળવાયલા વાતાવરણમાં ઉછરવાથી આ અજ્ઞાન રાંદેર જેવા ગામડામાં મૂઢ સાસરીઆં વચ્ચે મારૂં જીવન કેવી રીતે પસાર થતું હશે, તેનો ખ્યાલ તને સહજ આવી શકે તેમછે. તને પત્ર લખવાને મને સમય મળેજ કયાંથી ? અને જો કદાચિત્ ચોરી છુપીથી વખત કહાડું તો પણ મારા જેવી એક યુવાન બાળાથી પત્ર લખાયજ કેમ ? સહવારથી સાંજ સુધી હું ઢોરની પેઠે ગદ્ધા વૈતરૂં કર્યા કરૂં છું, છતાં પણ કર્મમાં તો પગને ઠેકાણે રોડાંજ ! સાસુ નણંદનાં બે બોલ ન સાંભળું એજ મારૂં અહો ભાગ્ય !

દરરોજ સહવારમાં હું સૌથી વહેલી ઉઠી ઘરમાંથી કચરો પૂંજો કહાડી, વાસી લોટા અને બીજાં વાસણો માંજુ છું. ત્યાર પછી બીજું ઉચું નીચું કરી જરા વિસામો લેવા થોભું છું તો એકદમ મારાં સાસુજીનું નાકનું ફુંછું ફરી જાય છે અને તેઓ 'કર્કશા સંખણી કે ડાકણ' ની સરસ્વતી સંભળાવી કહે છે કે "થાંભલાની માફક સહવારમાં ઉભી શું રહી છે ? ઘરમા કંઈ કામકાજ કરવાનું બળ્યું નથી કે ?" આ સાંભળી હું રસોડામાં જઇ જો રાંધવાની તૈયારી કરૂં છું અને જો દાળ કે ભાતનું અધરણ થતાં વાર હોયછે તો તરતજ પાછાં મારાં સાસુજી ચમકી પડી કહે છે કે "એકને એક ઠેકાણે શું ચોંટી રહી છે ?" કામ કરૂં છું તેનું પણ દુઃખ છે, નથી કરતી તો તેનું પણ દુઃખ છે. સાસુજીનો બોલ માથે ચઢવી જો હું બીજું કામ હાથમાં લઉં છું તો એકદમ મારાં નણંદ છંછેડાઈ પડે છે અને કહે છે કે "સાત પાંચ કામમાં શું કામ માથું માર્યા કરે છે ? હાથમાંનું તો એક કામ પૂરૂં કર". આ પ્રમાણે મેણાં ટોણાં કે બોલી ચાલી સાંભળી કામ પૂરૂં કર્યા પછી હું પરવારી પાછલે પહોરે જરા આશ્વાસન મેળવવા વાંચવા બેસું છું તો તે પણ મારાં સાસુથી ખમાતું નથી. તેઓ એકદમ હું જ્યાં બેઠી હોઉં ત્યાં દોડી આવી ધાંટા પાડી આડોશીપાડોશી ભેગા કરી જાણે ભાષણ કરતાં હોય તેવી ઢબથી કહે છે કે "આ જોઇ મારી સુલક્ષણી વહુ, એ તો પુસ્તકો વાંચી પરીક્ષા પસાર કરી મહેતાગીરી કરવા જવાની છે ! ચાલો એના માંટીને હવે કમાવા જવું નહિ પડે !—પણ એ ઢોંગ અમારા ઘરમાં નહિ ચાલે, એવું કરવું હોય તો તારા માંટીને લઈ જૂદી નિકળ. સમજી, ખબરદાર ! જો હવે પછી આ ઘરમાં હાથમાં ચોપડી ઝાલી તો." આ ટાયલાથી કંટાળી ચોટલો વાળી હું જો મોઢું ધોઉં છું તો તેનું પણ દુઃખ ! મારાં સાસુજી તરતજ ફડફડી ઉઠી કહે છે કે "નકામું પાણી શું કામ ઢોળે છે ? અહીં તો ભરાતું નથી ! ( ખરૂં જોતાં બધું પાણી હું પોતે ભરૂં છું. ) શહેરની છોકરીઓથી તો બાપ તોબાહ ! રાંડોને માત્ર લટિયાં પટિયાં પાડતાંજ આવડે છે. કામ ધંધાને નામે તો આરતી !

આ બધી લીલાથી ધરાઇ, હું કોઇવાર જો મારી બહેનપણી સુમતિને ત્યાં જવા તૈયાર થાઉં છું તો તેમાં પણ તેમનો વાંધો. મારાં સાસુ મને જતી અટકાવી કહે છે કે "કોના હુકમથી બાહર ભટકવા જાય છે? ચાલ ઘરમાં પેસ!"

ભોગ જોગે જો કોઈ આડોશીપાડોશી મારો પક્ષ લે તો સાથે તેના અને મારા બંનેનાં ભોગ. મારાં સાસુજી આખો દહાડો બરબડ કરી મોઢું ચઢાવી પોતાની વાક્ચાતુર્યતા ચલાવી કહેશે કે "ખરેખર કળીયુગજ આવી પહોંચ્યો છે આ હું પણ એક વેળા વહુ ન હતી કે? પણ બા, મેં તો કદી પણ મારાં સાસુ નણંદને આવી રીતે સતાપ્યાં નથી. અરે તે વેળા ઘરમાં કેટલા બધા માણસો, કુટુંબનો કેટલો બધો વિસ્તાર અને કેટલો બધો કામ ધધો કામ કરવાનો? મારે સાસુ, સસરા, દિયર, જેઠ, નણંદ, અને તેનાં છોકરાં પણ હતાં, પણ મગદુર શું કે જરા ચૂં કે ચાં થાય? હું પાંચ છોકરાંની મા થઇ ત્યાં સુધી તો કોઇના દેખતાં છોકરાના બાપ સાથે બોલતી પણ ન હતી. પહેલું છોકરૂં થયું ત્યારથીંજ મારે ચોટલો ચાંલ્લો ઉંચો મૂકવો પડયો હતો બીજું છોકરૂં થયું ત્યારથી કાંચળી પહેરવાની છોડી દીધી અને ત્રીજું છોકરૂં જન્મ્યું ત્યારથી તો બધું પહેરવું ઓઢવું નેવે મૂક્યું! હાય, મા, આજની વહુઓ શું કરે? એ તો હુંજ સજાત હતી કે મારી સાસુ અને નણંદોના ગમે તેવા ત્રાસ છતાં તેમની સાથે સલાહ સંપથી રહી શકી. આ કળીયુગના જમાનામાં પાંચ છોકરાંની મા થાય છે ત્યાં સુધી રાંડો છકેલીઓ ગુચ્છા પાડવાનું કે ઝભ્ભા ચોળી પહેરવાનું ચુકતી નથી, ધણી તો જાણે તેમના હીસાબમાં નહિ. મૂઆં, આજના છોકરાઓજ બૈરીના મરેલા!

વહાલી અચક, આવી મૂઢ સ્ત્રીઓને દાંતે મોઢે ન ચઢાય, તેટલા માટે હું ગમે તેવાં ચિંથરાં જેવાં કપડાં પહેરી બાવળીઆ જેવી ફરૂં છુ આ સંતાપ તો તને મારાં સાસુજીનો કહ્યો, પણ મારા પતિ, પ્રિય પતિ મારી સાથે કેવી રીતે વર્તે છે તે તો હજુ જણાવવાનું રહીજ ગયું છે મારા પતિ તો જાણે મારી સાથે વાત કરતાં પતિત ન થઇ જતા હોય તેમ પૂંછડીઆ તારાની માફક આવી સરરર કરતાં ચાલ્યા જાય છે. એ દરમ્યાન મારાં સાસુજી સબંધી જો હું એમને કહુ છું તો તરતજ કહે છે કે "મારે હવે એ તારી વંશાવળી સાંભળવી નથી! તુ તારૂં કામ કર્યા કર અને નવરી પડે ત્યારે સારાં સારાં પુસ્તકો વાંચ કે જરા જ્ઞાની બને. તારાં કપડાં જો કેવાં મેલાં ઘેલાં છે? વાગરણ જેવી તો દેખાય છે!" હવે મારે કોનુ માનવુ? મારા પતિનું વચન માની પુસ્તકો વાંચું છું અને સારા કપડાં પહેરૂં છું તો તે મારાં સાસુજીને ગમતું નથી વાંચતી નથી કે સારાં કપડાં પહેરતી નથી તો મારા પતિ તેથી ક્રોધે ભરાય છે. મારી સ્થિતિ સુડી વચ્ચેના સોપારી જેવી છે. મારા પ્રિય ભોળા પતિને મારી સત્ય સ્થિતિનું કયાંથી ભાન હોય? કદાચિત્ તેમને મારી સત્ય સ્થિતિની માહિતી હોય તો પણ પોતાની માની સામે થઇ મને ન્યાય આપવાની કે અપાવવાની તેમનામાં હીમત નથી. શું હિંદુ સ્ત્રીઓ બધી મારા જેવી દુઃખી હશે?

પ્રિય અલક, મને આશ્વાસન આપવા તુ પત્ર નહિ લખે કે?

લી તારી સ્નેહાધીન નિર્મળ.

# બાલવિધવાની નોંધપોથીમાંથી.

( ઉતારો કરનાર શ્રીયુત. ઠાકોર.—મુંબઇ. )

**તા. ૭ મી ઑગસ્ટ ૧૯૧૨**

જેણે મહાસાગર ખેડ્યો નથી, તેને ભરદરીયાના તોફાનનું ભાન ક્યાંથી હોય ? જેણે રાંક ગરીબાઇમાં અવતરી-ઉછરીને-દુઃખની પથારીમાં મીઠી નિંદ લીધી નથી તેને શું ખબર કે ત્યાં કેટલી તંગી છે-પણ કેવો સંતોષ પસરે છે-મોગરાનાં ફુલની ફોરમ ? અમારૂં ગુપ્ત અને પ્રસિદ્ધ દુઃખ પણ તેવુંજ છે ! કોને કહીએ ને કોણ સમજે ? કેટલાકમાં સમજવાનું બળ નથી ને અન્ય કોઇમાં ઇચ્છા નથી હરકોઇ થોડા ઘણાક જે પુખ્ત રીતે સમજે છે, તે ધારે છે કે અમારે શું ? જે જેની પડી તે ભોગવી લો. અરે ! અમને અમારૂં અગાધ દુઃખ મુગે મ્હોડે ભોગવવાની સલાહ આપનાર કઠોર મનનો રાક્ષસી માણસ સંસારને શાપ સમાન છે તે એકલપેટો છે-હિચકારો છે—બેશરમી છે—ક્રૂર છે. કોઇ તેને સુધારશે ?-પણ અમને કોણ ને કેમ સુધારશે ? ગરીબોના બેલી તો ઘણા છે-પરમાર્થમાં સ્વાર્થ સાધી માનપાનનો લોભ કંઇ થોડો લલચાવનાર છે ? અંત્યજોની ઉન્નતિ અર્થે કેવા હોંસીલા પ્રયત્નો ને કેવી તિમ હરીફાઇ જામી છે ? પણ કોને ખબર નથી કે **" ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધીયાને આટો ! "** કાલે મેં વાંચ્યું કે વિધવા તો હિંદુ સંસારના ઉચ્ચ નિયમોનું પરીણામ છે લખનાર સજ્જનને હું ઓળખું છું ગયા વરસેજ પચાસ વરસે તેઓ એક બાલકન્યાની સાથે પોતાનું ત્રીજું લગ્ન કરવાને ભાગ્યશાળી નીવડ્યા હતા. પણ તેમાં શું ? પુરૂષ માત્રને સર્વત્ર છુટ છે-બધી તો બાપડી વિધવાને !

**તા. ૧૦ મી ઑગસ્ટ ૧૯૧૨.**

આજ મારો લગ્ન દિવસ છે. ગયે વરસે આજ હું પરણી હતી-સુખી હતી-પ્રેમના તરંગોમાં ઉડતી હતી. મારો રસીલો પ્રેમીલો પતિ જીવનમય હતો-મારા પ્રતિ પ્રેમની રેલછેલ હતી. દુઃખી દુનિયામાં સુખનો ભાગ હતો-પ્રેમની જ્યોતિ પ્રગટેલી હતી. દુનીયાને નવવધુ માટે સન્માન હતું-મને સંસાર માટે હેત હતું આશાઓ હતી. પણ હવે શું ? ગઇ ગુજરીનાં સંભારણાંમાં દુઃખની વેદના અધિક પીડે છે પણ મારા હીરાનાં મધુર વેણ-" મારી વ્હાલી લાડકડી ! "—તે કેમ વીસારે પાડું ? ઓ તમે સંસારમાં લુબ્ધ થયેલા-દુનિયાના ખાબોચીયામાં ખરડાયેલાઓ ! કોઈ કહેશો કે પ્રેમીથી વીખુટે પડે પ્રેમ કાંઈ વીસરાય છે ? પણ તમે તો શુ સમજો ? કોઈ એક-બે પત્નીને ભુલી જતાં તમને વાર લાગે છે ક્યાં, તે તમને આવી મુશ્કેલી પડતી હોય ? નવિન પત્નીને ગત પત્નીના સ્થાને બેસાડતાં-જુનીનાં કપડાં ઘરેણાંથી નવીને ઢાંકી દેતાં ને જુના પ્રેમો ને તરછોડતાં તમને કંઈ આંચકો નથી આવતી-નથી થતી મનથી કાકલુદી ! અમે સ્ત્રીઓ મનની પોચી ને હેતની હઠીલી તેની આટલી પંચાત-મનના હવાઇ કીલ્લાઓ હેઠા પડ્યા છે ! કેવી સબળ ઉમેદો હતી ! પ્રેમની ગર્જીમાં માનસિક સુખનો બહાર કેવો હતો ! આજ આઠ મહીના થયાં દુઃખને દરીયે મારૂં નાવ ચડ્યું છે ને સઘીયારાનો કીનારો ક્યાંય પણ દૃષ્ટિગોચર થતો નથી. તો

કેમ આ નાવ ડુબતું નથી ? મારા વહાલા પ્રેમીના પડછાયા સીવાય આ દુનીયામાં કોની ઓથ લઊં ? ઓ દુઃખીના તારક ! મને તું આમ હમેશાજ રખડવા દેશે ?

**તા. ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૧૨.**

આજ અમે ગયે વરસે મુંબાઇમાં હતાં. પારસીઓના તહેવાર હતા. હું મારા વહાલા ભરથારની સોડમાં હતી-સુખની હર્ષઘેલી હતી. સવારના પહોરમાં પતિ પ્રેમની એંધાણીરૂપ નાજુક વિંટીની ભેટ મળેલ હતી-અમુલ્ય સુમીનો સંધાત હતો. હેતના વહેળા વહેતા હતા. સર્વત્ર પ્રફુલ્લતાની લેહેર હતી. ગયા તે દીવસો ને બળ્યું આ દુઃખી જીવન ! સત્કાર્યમાં પરોવું ? તેમાં શું વળ્યું ? પર સુખે મુજ દુઃખમાં શું ઓટ થવાની હતી જે ? અમારૂં પોતાનું ઉગ્ર દુઃખ કમી કરવાને કોણ ઉત્સુક છે કે પરદુઃખભંજન થવાને તત્પર થઈએ ? બીજા દેશોમાં જ્યાં બાળ વિધવાઓનો સુભાગ્યે તોટો છે ત્યાં પરમાર્થી-દેશ પ્રેમી-સત્કાર્યોનો ઝુંડો કોણ ઉઠાવે છે ? ધર્મવૃત્તિમાં મનને પરોવું ? શા માટે ? ધર્મ-ભક્તિએ-અરે પેલા ન્યાયી પ્રભુએ મને શુ સુખની સામગ્રિથી નવાજી છે તે તેને આગ્રહથી-પ્રેમથી ગ્રહું ! હું નાસ્તિક નથી, પરંતુ મારૂં તુટલુ-ફાટેલું મન મને નાસ્તિક કરે છે-મને ગાંડી બનાવે છે ! શા માટે હિંદુ બાળવિધવા વિધવા રહે છે ? શામાટે ગાંડી નથી થતી ? ગાંડપણમાં પણમાં પણ સુખ છે-મનની છુટ છે-દુનીયાનો કોપ નથી-થતી તેની ક્રૂરતા. સંસારની ગાંડાં ઘેલાં પર મીઠી નજર છે-મેહેરબાની છે ! નથી પણ તે ફક્ત તુચ્છ વિધવા પર-નથી અમારા પર ! ખરે, કલમ ચાલતી નથી. મન કહ્યુ કરતું નથી. વહાલાનાં વહાલ ગયાં ! લીમોટા પણ ગયા નથી. રહી છે દુનીયાની બુરાઇ ને સગાંવહાલાંની નફ્ટાઇ ! કોઇને આપણી દરકાર નથી, નથી આપણને તેની બી પરવા સંસારનાં ઝુંસરામાં જોડાવું તો નથીજ, તો પછી મોક્ષનો અનુપમ માર્ગ સરળ છે. વહાલા વીર ! તું ક્યાં છે ? તારી પાસે પ્રીતિ ભરી લાડકડી પત્ની આવવાને તલમે છે. ત્યાંજ સુખ છે-સુખની સીમા છે. નહિ કે આ હગાગ સંસારમાં !

---

## હિન્દી સ્ત્રીઓની સ્થિતિ.

(સંપાદક-શ્રીયુત " મુસાફર." વેરાવળ.)

***વિદ્વદ્વર્ય વડિલબંધુ !***

મ્હોટી બ્હેનના તા. ૫ મીના પત્રનો તમોએ લખેલો જવાબ મ્હેં પણ વાંચી લીધો છે, અને મ્હોટી બ્હેનના આગલા પત્રો શું હશે ને હું કશું જાણતી નથી છતાં તમારા છેલ્લા કાગળમાં આવેલી બાબતોનો જવાબ મ્હોટી બ્હેન તો જે લખે તે ખરો, પરંતુ કેટલોક ખુલાસો લખવાનું મને પણો મન થયું છે અને મ્હારી અલ્પ સમજ પ્રમાણે લખું છું, તો તેમાં કાંઇ ભૂલ ચૂક જણાય તો ક્ષમા માગુ છું.

હિંદુ કુટુંબમાં વધૂની સ્થિતિ વિષેની તમારી સમજ ઘણે અંશે બરાબર છે અને તે સ્થિતિ તમારી પેઠે બધા પુરૂષો સમજતા થશે તો કેટલેક અંશે સ્ત્રીઓનો ભાગ્યોદય થવા વખત આવશે ખરો. પરંતુ " અમો પુરૂષ વર્ગોએ સ્ત્રીઓને અમારી ગુલામ બનાવી બનાવી દીધી, એ વગેરે " પુરૂષોની આત્મનિંદામાં કાંઇક સમજફેર થતી હોય એમ મને લાગે છે. ખરુ જોતાં તો એ વિચારો અને રિવાજો પુરૂષોએ એકલાએ પ્રસરેલા હોય એમ માન

મારી અલ્પબુદ્ધિ કબુલ કરતી નથી; પરંતુ સ્ત્રીઓ અને પુરૂષોએ બન્નેએ મળીને સ્થાપિત કરેલા હોય એમ મને તો લાગે છે. તે વિચારોનું પરિણામ પૃથ્વીનું સ્વર્ગ વસાવી શકાય તેવું ઉગ્રતપ વેઠવામાં આવે છે એ વાત તમો તમારાજ પત્રમાં કબુલ કરો છો, પછી એવાં ઉગ્ર તપોનાં સાધનો પોતાને પ્રાપ્ત થાય તેટલા ખાતર તેવા વિચારો અને રિવાજોનો પ્રચાર થવામાં મ્હોટી ખુશીની સાથે સ્ત્રીઓએ અનુમોદન આપ્યું હોય એમ કાં ન માનવું ?–એ મને સમજાતું નથી.

વડિલભાઈ! બાવાઓ જ્યારે ચોરાશી ધુણી તાપે છે ત્યારે છાણાં લોકો પાસેથી પોતાના શરીરને કષ્ટ આપવા માગે છે; અને લોકો બહુજ શ્રદ્ધાપૂર્વક આપે છે તથા પોતાને તેમાં પુન્ય થતું હોય તેમ સમજે છે. વળી તપસ્વી બાવા પણ તે માટે આશીર્વાદ આપે છે. તેવીજ રીતે અમો આર્ય સ્ત્રીઓ અમારી નણંદો, સાસુઓ અને પતિનાં અન્ય કુટુમ્બીઓ અને સ્નેહીઓનો આભાર માની આશીર્વાદ આપીએ તો ખોટું ન ગણાય. અને રડતાં પણ પરોણો ને હસતાં પણ પરોણોઃ એ કહેવત મુજબ રડીને સહન કરવા કરતાં હસીને સહન કરી તેને દૈવીતપ માનીએ તો અંતઃકરણ પણ શાંત રહે તથા તપનું ફળ પણ મળે. આ દૃષ્ટિથી બીજું ફળ એ પણ થાય કે એવાં સ્વજનો તરફ દ્વેષભાવ ઉપજે નહિ અને પ્રેમ ભાવના કાયમ રહે. તમારી સુચના ઉપરથી અમારે એટલો ધડો અવશ્ય લેવા યોગ્ય છે કે અમો એવી સાસુ નણંદો થતાં અટકીએ અને વહુઓ તથા ભાભીઓને દીકરીઓ તથા બ્હેનો માફક ચ્હાતાં શીખીએ તોજ અમો કેળવાએલાં ને સમજુ ખરાં.

પતિને પ્રભુ માનવાનું પરિણામ, અમારી દીન ને અધમદશા, અમારા પરનો બધો જુલમ, વિકાસના દ્વારનું બંધ થવું, વગેરે તમો માનો છો તે તો મને બિલકુલ વાજબી દેખાતું નથી. મ્હારા આ વિચારને માટે ન્હાને મ્હોડે મ્હોટા કોળીઆ ભરવા જેવું ગણાય તો મને માફ કરજો. પણ અમારે માટે તમારા જેવા વિદ્વાન પુરૂષો જે વિશેષણો વાપરે છે તથા અમોને સ્વર્ગની પુતળીઓ ગણે છે તે અમારી **"પતિને પ્રભુ માનવાની"** ભાવના કાયમ છે ત્યાં સુધીજ સમજજો. અને તે ભાવના મટી એટલે અમોને કોઈ નરકમાં પણ ઉભાં નહિ રાખે, એમ ચોકસ સમજજો.

અમારી બુદ્ધિના વિકાસને તમારા તેમજ તમે હાલ જ્યાં વસો છો ત્યાંની વિદુષી મહિલાઓના મતે ભલે વાંધો આવતો હોયઃ પણ અમારો હૃદયવિકાસ થાય છે એમ તું છાતી ઠોકીને કહેવા તૈયાર છું. મ્હોટા ભાઇ, આતો એક પ્રકારનો ખરેખર યોગ–ખરેખરી ઉપાસના ને ખરેખરૂં તત્ત્વજ્ઞાનજ છે, એમ સમજજો.

પતિને **અતિ પ્રિયતમ મિત્રથી** વધારે માનવો કે કેમ તે સંબંધમાં મ્હોટી મ્હેન પાસે તમોએ જે ખુલાસો માગ્યો છે, તેનો ખુલાસો મ્હારા ઉપરના ખુલાસામાં આવી જાય છે અને મ્હોટી બ્હેન તો શું પણ આ દેશની તો ગમે તેટલી સુધરેલી કે કેળવાએલી સ્ત્રી પણ તેમાં બેમત થઇ શકે તેમ નથી.

વળી અંતઃકરણથી નહિ તો ઉપલક મનથી પણ તમારી વિલાયતી વિદુષી બ્હેનોને પણ તે વાતની હા પાડયા સિવાય તો છુટકોજ નથી!

ત્યાંની સ્ત્રીઓ સાથે અહીંની સ્ત્રીઓની સરખામણી કરતાં અમારા સુખ વૈભવ કે બુદ્ધિવિલાસમાં કાંઇ ઉણપ દેખાતી હોય તો તે માત્ર ઐહિક સુખના વિચારોનુંજ પરિણામ છે અને તે પણ ઉપરચોટીયું! કેમકે ત્યાંની મતાભિલાષી સ્ત્રીઓની ઉદ્ધતાઈનાં પોગલો જે

આજકાલ દૃષ્ટિગોચર થાય છે તે જોઇને અમારો અંતરાત્મા તો બળીને ખાખ થઈ જાય છે અને અમોને એમજ થાય છે કે હે પ્રભો ! અમારી સ્ત્રીઓની કોમળ હૃદયની જાતિમાં તેં આવી રાક્ષસી વૃત્તિઓવાળી સ્ત્રીઓને કયાં જન્મ આપ્યો ? હું પૂછું છું કે, ભાઇ,એ બધું કેળવણીનું, સુધારાનુ અને પ્રભુ તુલ્ય પતિને માનવાની માન્યતાથી વિમુખ થવાનું પરિણામ તો નહિ હોય ! ! ! કદાચ તેમ હોય ત્યારે તો, ભાઈ તે મહિલાઓને અમારાં જીવનસૂત્રો સમજાવશો અને તમે લખો છો તેમ બુદ્ધિવિકાસ ભલે ન થતો હોય તો પણ હૃદયાવકાસ તો ચોક્સ થાય છે એમ કહેજો. હું માનું છું તેમજ હોય તો ટુંકી દૃષ્ટિની હિંદુવધૂનું ચારિત્ર્ય પણ ત્યાંની ઉંચામાં ઉંચી કેળવાયલી સ્ત્રીનું ગુરૂપદ તે બાબત લઇ શકે એમ હું માનું, તો કેટલે અંશે હું ખોટી છું તે સમજાવશો.

આ દેશની સ્ત્રીઓ તરફની પૂજ્ય ભાવનામાં વૃદ્ધિ કરવાનું પુરૂષોને શિખવવા તમો જે શ્રમ લો છો તે સ્તુતિપાત્ર છે તેમાં તો કાંઇ શક નથી, પણ તેવોજ શ્રમ ત્યાંની કેળવાએલી મહિલાઓના અંતઃકરણમાં પતિને પ્રભુ માનવાની પતિ કરતાં કોઈ પણ અતિ પ્રિયતમ મિત્રને પણ વિશેષ ન ચ્હાવાની અને પોતાનાં પ્રિય બાળકોને સ્તનપાન કરાવવામાં ખૂબસુરતી કે તંદુરસ્તીની કાંઇ પણ દરકાર રાખ્યા વિના વાત્સલ્યભાવ રાખવાની અને એવી એવી અનેક ભાવનાઓ જે અમો આર્ય સ્ત્રીઓના હૃદયમાં ઉજ્વળ પ્રકાશ આપી હૃદયનો સંપૂર્ણ વિકાસ કરે છે તેવી ભાવનાઓની વૃદ્ધિ કરાવવામાં લેશો, તો અમો સ્ત્રીજાતિ તરફ તમોએ ખરેખરો ઉપકાર કરેલો ગણાશે.

ભાઈ ! પતિને પ્રભુ માનવાનાં શુભ પરિણામો દર્શાવવા આટલો નાનકડો કાગળ બસ નથી, પણ માત્ર તેટલાજ વિષય ઉપર એક મ્હોટું પુસ્તક થઇ શકશેઃ અને તેના ફાયદાઓ સંબંધમાં વખતોવખત પૂછ્યા કરશો તો સારા ખુલાસાઓ આપી શકીશ.

નિષ્કામ વૃત્તિથી સ્વાર્થની કાંઇ પણ દરકાર વિના સ્વર્ગસ્થ ગોવર્દ્ધનભાઈની કલ્પના પુત્રીઓ ધર્મલક્ષ્મી, સૌભાગ્યદેવી વગેરે માટે સ્વર્ગનાં જે ઉચ્ચસ્થાનો નિર્માણ થયાં છે તેનો ધડો અમો અહીંની સ્ત્રીઓ બરાબર લઈ શકીએ તો તમે દર્શાવો છો તે દુઃખ પણ સ્વર્ગ સુખ જેવું લાગે એમાં કાંઈ શક નથી.

હાલ તો આટલા ખુલાસા બસ થશે અને વળી આગળ ઉપર પત્ર વ્યવહાર ચાલુ રહેશે તો મ્હને પણ ત્હમારી પાસેથી ઘણું નવું શીખવાનું મળશે. માટે ન્હાની બ્હેનને ગાંડી ગણી હસી નહિ કાઢશો. ગાંડા હઈયું તો મટી જશું નહિ. પરન્તુ તમારા પત્રના ઉચ્ચ આશય હું સમજી શકી નથી એમ પણ નહિ માનશો. સમજીએ તો પણ બન્ધુ. એકનો ધર્મ તે બીજાનો અધર્મ,-એમ પણ હોય છે ના ? તમોએ જે લખ્યું છે તે પુરૂષોને સમજવા માટે તેમજ સાસુ નણદો અને પતિનાં સમ્બન્ધીઓને સમજવા માટે તો સોનાના પુષ્પ જેવું છેઃ પણ અમારા વર્ગની અજ્ઞાન અબળાઓ તે વાંચી ચ્હડી ન જાય અને પોતાના ધર્મથી વિમુખ ન થઈ બેસે તેમ કરવું તે અમારો ધર્મ.

આ ટુંકા ખુલાસામા બધું સમજ્યા હશો. મારી ટીકા ઉપર નહિ ઉતરી પડતાં આ ન્હાનકડી બ્હેનનું કાલુ ઘેલું લખાણ લક્ષમાં રાખશો. વિચારો અને વાણીની તેમજ ભાષાની ભૂલ ચુકને માટે ક્ષમા કરશો, અને તેમજ અવિનયને માટે પણ.

(આર્યભૂમિ) લિ. ત્હમારી ન્હાની બ્હેનના પ્રણામ.

૨

લેખક: શ્રીયુત "સુમન." સેન્ટાક્રુઝ.

પ્રિય સ્નેહાળ ભગિની,

સુંદરી સુબોધના ગયા ઓક્ટોબર માસના અંકમાં "પત્રમંજૂષા" ના મથાળા નીચે પ્રગટ થએલા પત્રોમાંનો એક પત્ર વાંચતાં તમારા મનમાં ઉત્પન્ન થએલી શંકાઓનું નિરાકરણ કરવાનું તમે મને લખ્યું, તો તેના ઉત્તરમાં મારે જણાવવાનું કે:—

જે મનુષ્યમાં સત્યાસત્યનો નિર્ણય કરવાની શક્તિ પૂરેપૂરી ખીલી ન હોય, તે જ્યારે રીતિરિવાજની ભિન્નતાવાળા બે દેશોની એક બીજાથી વિરોધી સ્થિતિ સરખાવેછે, ત્યારે "સ્વ કરતાં પર શ્રેષ્ઠ" એ ભાવનાથી અંજાઇ જઇ પોતે સત્ય અને અસત્યનો પૂરેપૂરો ખ્યાલ બાંધી શકતો નથી. અમુક વસ્તુના સારા ગુણોની બીજી વસ્તુના સારા ગુણો સાથે તુલના થાય તો તેથી જન સમાજને વિશેષ લાભ થાય, પરંતુ બન્ને વસ્તુમાં રહેલ દુર્ગુણો (જે ખરેખરા દુર્ગુણો છે કે કેમ તેનો નિશ્ચય પછીથી કરવાનો છે, પરંતુ તે લેખક જેને દુર્ગુણ માને છે) તે પ્રગટ કરવાથી જનસમાજના મનમાં ખેદની લાગણી જ ફક્ત ઉત્પન્ન થશે.

પાશ્ચિમાત્ય પ્રજામાં સ્ત્રીઓને સ્વતંત્રતા વિશેષ આપવામાં આવી છે અને હજુ પણ અપાય છે. તે છુટના પ્રમાણમાં આપણા દેશની સ્ત્રીઓને કંઇ પણ છુટ નથી, એ બીના સત્ય છે. પરંતુ તેને લીધે શું, લેખક આ દેશના પુરૂષવર્ગને દોષિત ઠરાવેછે તે યોગ્ય છે ? પ્રથમ તો હું તેમને એજ પ્રશ્ન પુછું છું કે "સ્વતંત્રતા તમે શેને કહો છો ?" કદાચ તમે હિંદુ રિવાજોને ધિક્કારતા હો, તો મારે જણાવવું જોઇએ કે દરેક દેશ અને કાળને અનુસરીને રિવાજો ઘડાય છે. અને જુદા જુદા દેશના રિવાજો જુદા જુદા પ્રચલે છે. તે રિવાજોમાં જમાનાને અનુસરતા ફેરફારો કરવા જોઇએ, કેમકે નહિ તો દેશની અને સમાજના સ્થિતિ પ્રથમની માફકજ ચાલુ રહે છે. પરંતુ તેમાં ખાસ લક્ષમાં રાખવાનું તે એ છે કે દેશકાળને અનુસરીને ફેરફારો કરવાની જરૂર છે; નહિ કે બીજા દેશોનું ખોટું ( અન્ધ ) અનુકરણ કરીને !

યુરોપીયન દેશોમાં સ્ત્રીઓને જે છુટ છે તે તેઓ લાયક થયા પછીજ તેમને મળી છે. અને લાયકાત વિના આપેલ હકનો દુરૂપયોગ થવાનો બહુ સંભવ રહે છે જો હિંદુ સ્ત્રીઓને સ્વતંત્રતાને લાયક કરવી હોય તો પ્રથમ તેઓએ યોગ્ય જ્ઞાન અને વિદ્યા મેળવવા જોઇએ. અને પુરૂષોએ તેમાં તેમને જેટલી બને તેટલી સાહાય્ય આપવી જોઇએ. જો પુરૂષો પોતાની આ મહાન ફરજમાં પછાત રહે તો તેઓ ખરેખર દોષને પાત્ર છે.

"સ્ત્રીઓ સ્વર્ગમાં લેઇ જનારી સુંદરીઓછે અને પુરૂષો શયતાન છે !" એ લખવામાં લેખકે બહુ અતિશયોક્તિ કરી છે અને પુરૂષજાતિ ઉપર એક મોટું કલંક મૂકયું છે. અનાદિ કાળથી તે અત્યાર સુધીના જગતના ઇતિહાસ ઉપર દૃષ્ટિ નાખતાં આવશું તો આપણને જણાશે કે જેટલાં જેટલાં મહાન કાર્યો થઈ ગયાં છે. તેમાંનાં ઘણાંનો કર્તા પુરૂષ હતો અને સ્ત્રી નહિં. જો કે સંસારમાં સ્ત્રીઓની ઉપયોગિતા પણ ઓછી નથી, અને પુરૂષ તથા પ્રકૃતિ બન્ને પોતપોતાના ક્રમમાં ઉપયોગી છે. છતાં પુરૂષ તે રક્ષક છે. અને પ્રકૃતિ (સ્ત્રીજાતિ) તે રક્ષણ કરવાની વસ્તુ છે, એ વાત ભૂલાવી જોઇએ નહિં.

આ લખવાથી સમજાશે કે સ્ત્રી જાતિ ને કોઇપણ રીતે હલકી પાડવાનો મારો આશય નથી. પરંતુ તેઓ પોતે ભૂલાવામાં દોરવાઇ ન જાય અને સત્ય શું છે તે જાણી શકે, તેટલાજ માટે આટલું લખવું પડયું છે.

પુરૂષોની સાથે જીવન માર્ગમાં ચાલીને સંસારની સુંદરતાને જાળવી રાખવા, તથા તેમાં સહૃદયતા ખિલાવીને, પોતામાં રહેલી કુદરતી શક્તિઓ વડે જનસમાજની ઉન્નતિ કરવામાં પુરૂષોને સહાયભૂત થવું, અને પ્રભુએ બક્ષેલી ખુબીઓ દ્વારા પ્રભુની પ્રભુતાનો લોકોને ખ્યાલ આપવો, તેજ સ્ત્રીઓના જીવનની સફળતા છે.

બીજી શંકાના સમાધાન અર્થે જણાવું છું કે અમુક મનુષ્ય પોતે સારી કેળવણી લીધેલો હોય અને વડિલો પોતે જુના વિચારના હોય તેથી પોતાના વિચારોને મળતા ન થતા હોય, તોપણ તેઓની પ્રત્યે તિરસ્કાર દર્શાવવાથી કાંઈ ફાયદો નથી. આપણા શરીરના કોઈપણ અવયવ ઉપર ઘા પડવાથી આપણને દુઃખ થાય છે, પરંતુ શું તેથી આપણે તે અવયવના ઉપર ક્રોધ કરીએ છીએ ? અથવા તે અવયવને કાપી નાંખીએ છીએ ?–પરન્તુ તેમ નથી કરતા, છતાં તેના ઉપરનો ઘા કેમ રૂઝાય તેને માટે ચાંપતા ઉપાય લઇએ છીએ, તેવીજ રીતે-વડિલોના વિચારો પ્રતિકૂળ લાગે તો તેઓને સત્ય આશય સમજાવવો જોઇએ; તેનાથી થતા ફાયદા જણાવવા જોઇએ; અને તેનું કારણ દેખાડવું જોઇએ. જો તેઓને વ્યાજબી લાગશે તો તેઓ આપણી ઇચ્છાને અનુકુળ થવા કદિ પણ આનાકાની કરશે નહિ. આની અંદર મુશ્કેલી ફક્ત એ છે કે આપણા પોતાનાજ વિચાર કાંઈકવાર ન્યાયપુરઃસર હોતા નથી અને આપણે તેને પરમ સત્ય અને જરૂરના માની બેસીએ છીએ ! અને પછી જ્યારે વડીલો આપણી ભૂલ આપણને બતાવે ત્યારે આપણે ઉલટા તેઓની ભૂલ ગણીએ છીએ ! આમ થવાથીજ એક બીજાના મનમાં વિક્ષેપ પડે છે. અને છેવટે કુટુંબમાં કલેશ અને ઈર્ષાની જ્વાળા ફેલાઇને સુખ અને સંપત્તિનો ભોગ લે છે.

(સાન્ટાક્રુઝ). લિ. સ્નેહીબંધુ **સુમન.**

---

# आनन्दाश्रम.

## માટીના ગુણો !

લેખક. શ્રીયુત. K. G. M. ( બી. એ )–અકોલા.

૧.

રા. રા. અધિપતિ, " સુંદરી સુબોધ. " અમદાવાદ.

સાહેબ,

વિનંતિ સાથે લખવાનું જે એક દેશી રાજ્યમાં થોડા વખતઉપર ખેતીવાડીના ખાતામાં જુદી જુદી જાતની **માટીની પરીક્ષા**માં પ્રવીણ એવા મનુષ્ય માટે જગ્યા ખાલી થઈ હતી, જેને માટે ઘણાંક સ્ત્રી પુરૂષોએ ઉમેદવારી કરી હતી. તમારી વાંચનાર બ્હેનો જાણવાને મગરૂર થશે કે તે હરિફાઇમાં એક સ્ત્રી **બ્હેન** મૃન્મતી ફતેહમંદ ઉતર્યા હતાં. ન્હેમની ઉમેદવારીની અરજી આપને મોકલી આપું છું, કે જેથી માટીના ગુણોનું તેમણે કેટલું ગંભિર જ્ઞાન કેટલા શ્રમથી પ્રાપ્ત કર્યું છે, તે સહજ સમજાશે.

લી. સેવક, K. G. M.

૨.

**માટીના ગુણજ્ઞ માટેની જગ્યા બાબતઃ**

મહારાજાધિરાજ.............નો જય થાઓ !

**બ્હેન મૃન્મતી મૃદંગેની નમ્ર અરજ:—**

૧. આપની અર્જદાર એક ગુજરાતી સ્ત્રી છે, અને ઉપરની જગ્યા માટે નમ્રતા પૂર્વક ઉમેદવારી કરવા રજા લે છે.

૨. પોતાને મુખે પોતાનાં વખાણ કરવાં, એ નીતિ વિરૂદ્ધ છે, પરંતુ લોકાચાર એમ કરવાની ફરજ પાડે છે.

૩. મ્હેં માટીના ગુણોનું જ્ઞાન મેળવવા માટેનો અભ્યાસ માત્ર શાળામાં કર્યો નથી; તેમ મ્હેં તે જ્ઞાન માટીને નજરે પણ જોયા શીવાય, ફક્ત તે સંબંધીનાં પુસ્તકોમાંથીજ સંપાદન કર્યું નથી: પરંતુ છેક બાળપણથી દેશ પરદેશની જુદી જુદી જાતની માટીઓ મંગાવી, ત્હેના પ્રયોગો જાત પર અજમાવી તથા ત્હેના વિવિધ રસનો જાતેજ સ્વાદ લઇ, ત્હેના અનેક સદ્ગુણોનો મ્હેં પોતે ઓછામાં ઓછો ત્રીસ વર્ષનો અનુભવ મેળવ્યો છે ! વધુ શું કહેવું ? આપની અર્જદારના માટીની બાબતમાં કેટલાક પ્રયોગોનું વર્ણન, તથા તેઓનાં પરિણામ વાંચ્યાથી આપ નામદારની ખાત્રી થશે.

૪. માટીની જાત પ્રમાણે ફળ, ફુલ અને ધાન્યમાં જુદી જુદી જાતની મિઠાશ આવે છે, એ વાત જગતપ્રસિદ્ધ છે. આપની અર્જદારનો ન્હાનપણથી એવો મત હતો, ( અને તે હવે કાયમ થયો છે ) કે માટીની મિઠાશ ફળ, ફુલની મિઠાશમાં આવે છે, અને તેથી સૌથી મિઠાં ફળ, ફુલ ઉત્પન્ન કરવાને સૌથી મિઠી માટી વાપરવી જોઈએ. અને તેથી મ્હેં ન્હાનપણથીજ જુદી જુદી જાતની માટીની જુદી જુદી જાતની મિઠાશ જાણવા માટે, તે તે જાતની માટી પોતે ખાવાની ટેવ પાડી હતી. રાજાધિરાજ ! જો કે એ ટેવને લીધે મ્હને જુદી જુદી જાતનાં અનેક દુઃખો સોસવાં પડયાં છે, દાક્તરો માર-ફત કંઈક " ઓપરેશનો " કરાવવાં પડયાં છે, તો પણ ધૈર્યથી મ્હેં એ સઘળું દુઃખ સહન કરીને પણ માટીના ગુણોનો અમૂલ્ય અનુભવ મેળવ્યો છે. સઘળું જ્ઞાન મેળ-વવામાં કષ્ટ પડે છે, અને મ્હને પણ એ જ્ઞાન ઘણાં દર્દો ભોગવવાં પ્રાપ્ત થયું છે ! તથાપિ તે પ્રયોગોથી જે મેં નવી નવી શોધો કીધી છે, તે શોધની કિંમતના પ્રમાણમાં તે દુઃખો નજીવાં હતાં એમ મને માન્યા સિવાય ચાલતું નથી. જ્યારે આપ જોશો કે આપણા દેશમાં માટી ખાનારની બહુ મ્હોટી સંખ્યામાંથી પણ મ્હારા પોતાના જેવું વિશાળ અને કીમતી જ્ઞાન કોઈ ને નથી; અને ઘણાં સંકટ પડયાં છતાં ધીરજ અને હિંમતથી મ્હેં માટીના અનુભવો મેળવવાનું ચાલુ રાખી ત્હેની પરીક્ષામાં બી. એ. અથવા એમ. એ. જેટ-લું જ્ઞાન મેળવ્યું છે, ત્યારે આપને પણ વિસ્મય થયા વિના રહેશે નહિ. માટીના જાતી અનુભવઉપરથી થયેલા પૈકી થોડાક નિર્ણયો મ્હારી લાયકાત સાબિત કરવાને હુ૨જુ કરૂં છું.

૫. માટી બે જાતની છે:—(ક) કાચી, જેવી કે, કાળી, લાલ, મલતાની (પીળી), અદ્દ, ઘઉં વગેરે અનાજ જેમી આવતી, ચરણામૃતની,–વગેરે. (ખ) પાકી. જેવીકે,

ઇંટની, મુંબાઇના મમરા વાળાઓને ત્યાં મળે છે તેવી, સફેદ શેકેલી, કલકત્તાની "કોડીયા" અથવા "પલતામા" માટી, વગેરે. આ ઉપરાંત પથ્થરપેનનો નરમ પથ્થર પણ તેનાં ગુણોને લીધે પાકી માટીના વિભાગમાં મુકી શકાય.

૬. ઉપર લખેલી માટીના ગુણો:—

(ક) **કાચીમાટી**માં સૌથી મિઠ્ઠી માટી મ્હારા અનુભવ પ્રમાણે મુલતાની માટી છે. સફેદ માટીમાં અને ઘઉની માટીમાં મિઠાશ છે, પરંતુ તે મુલતાની માટીની મિઠાશ આગળ પાણી ભરે છે! કારણ કે તે સ્હેજે પલળી જાય છે, અને તેથી એની મિઠાશ ઝાડોએ જલદી ખેંચી શકવાનો સંભવ છે, તે પણ ધ્યાનમાં લેવાનું છે. આ મુલતાની માટી મ્હારા જાણવામાં પહેલ વ્હેલી એક બ્હેન તરફથી મ્હને માથું ચોળવા માટે મળી હતી. તે હાથમાં લેતાંજ, ત્હેનાં સુંવાળાપણાથી મ્હને લાગ્યું હતું કે તે મધુર હોવી જોઇએ; અને તેજ દિવસથી મ્હેં તેવી માટી વેચાતી મંગાવી, ઘણાં વરસોથી ખાતીઆવી છું.

બીજે નંબરે—હું આપણા "ચરણામૃત" ને મુકું છું તે ખાતાં મોંઢામાં કાંકરી આવે છે ખરી, પણ ત્હેની મિઠાશના પ્રમાણમાં તેની કાંકરીની કઠણતા નજીવી છે.

ત્રીજે નંબરે—સફેદ માટી, ચોથે નંબરે-લાલ માટી, અને છેલ્લે નંબરે ખેતરની કાળી માટી મ્હારા મત પ્રમાણે આવે છે.

"ગેરૂ" કહેતાં હું વિસરી ગઈ. ત્હેના તો વૈદ્યક ગુણો પણ જાણીતા છે, અને રંગની મોહકતા પણ જાણીતી છે. એક બાજુપર ગાજર મુકો, અને બીજી બાજુએ ગેરૂ મુકો, તો હું અવશ્ય ગેરૂને વધારે પસંદ કરૂં;—જેવી તેની લાલાશ ગાજરની લાલાશને હઠાવનારી છે, તેવીજ ત્હેની મધુરતા પણ અજબ છે!

(ખ) **પાકી માટી**માં—મન લલચાવનારી મમરાવાળાને ત્યાંની "શેકેલી માટી" છે. શું કહું, મહારાજ? જો એ માટી તમે મંગાવી ખેતરોમાં નાંખો, તો મ્હારા ધારવા પ્રમાણે ઝાડે ઝાડે શેરડીનો રસ નિકળે. એ સેકેલી હોવાથી મોંઘી પડે તે વાત ખરી, પણ એથી જરૂર સત્યયુગના અનાજને ભુલાવે એવી મિઠાશ ધાન્યમાં આવે. બાલપણમાં હું ઇંટ અને નળીઆં કરડતી, પણ જ્યારથી આ માટી મ્હારા જાણવામાં આવી, ત્યારથી મ્હેં બીજી સર્વ માટીઓને ગૌણ સ્થાન આપી, આ માટીનેજ પાનસોપારીની જગ્યાએ હું ખાઉં છું.

એક બંગાળી બ્હેને કલકત્તાની "કોડીયા" અથવા "પલતાના" માટી મોકલી હતી, પણ આપણી ગુજરાતી માટીઓ જેવી તો એ નથીજ.

૭. આ શિવાય મ્હેં બીજી ઘણી શોધો કરી છે, કે જેથી કરીને હું એવી ખાત્રી આપવાને શક્તિમાન્ છું કે જે ચીજમાં જેટલી મિઠાશ લાવવી ઘટે, તે ચિજ ઉત્પન્ન કરવા માટે તેટલીજ મિઠાશની માટી હું તૈયાર કરી શકું. દાખલા તરીકે શેરડી માટે અને ઘઉં માટે મમરાવાળાની માટીજ વાપરૂં, અને રૂ-જેમાં મિઠાશની જરૂર નથી,-તેમાં માત્ર કાળી માટીનો હું ઉપયોગ કરૂં. કાંદામાંનો દુર્ગંધ દુર કરવા ક્રેરી માટી વાપરવી તે પણ હું જાણું છું, જે આપની કૃપાથી નિમણુક થતાં હું સિદ્ધ કરી આપવા પ્રયત્ન કરીશ.

લિ. આપની સેવાકાંક્ષિની, મૃન્મતી મૃદંગે.

૩.

મારી ખાવાની ટેવવાળી મ્હેં ઘણી બ્હેનો જોઇ છે, પણ તે સર્વે બ્હેનો બ્હેન મૃન્મતીને પ્રથમ સ્થાન આપશે એમ હું ધારૂં છું. કદાચિત્ એમનાથી કોઈ ઉંચું જ્ઞાન સંપાદન કરતી હશે અને પોતાનો જાતી અનુભવ જાહેર કરવા આગળ આવશે, તો શ્રીમન્ મહારાજા સાહેબના ધ્યાનપર એ સન્નારીનું નામ ઘણી ખુશીથી હું લાવીશ: પરંતુ મ્હને બ્હીક રહેછે કે આપણી સ્ત્રીઓના સ્વાભાવિક લજ્જાળુપણાને લીધે કોઇ ભાગ્યેજ બ્હાર આવશે. એ લજ્જાળુપણું ખરેખર પરમ પૂજ્ય ગુણ છે: અને ખાસ કરીને માટી ખાનારી બ્હેનો તો ત્હેને માટે દેશદેશાન્તરમાં પણ જાણીતી છે !* K. G. M.

## ખીચડી !

### ( એક મઝેદાર કાવ્ય )

લેખક: શ્રીયુત શિરીષ-વાસણકિલીયા.

[ મ્હને કાવ્યનો શોખ છે, અને એતો ખરૂંજ છે કે-કાવ્યના શોખીનોને દરેક પ્રસંગે કાવ્ય બનાવવાની સ્ફુરણા થઇ આવેછે, પછી કદાચ કડીઓ ન ગોઠવી શકાય તો નિરાશ થવું પડે-એ વાત જુદીછે ! એ મુજબજ એક દિવસે ખીચડીને ખદખદતી જોઇ મ્હને તે વિષે કંઇક લખવા સ્ફુરણા થઈ આવી અને કઇક સુન્દર લખાણું પણ ખરૂં. હવે ત્હેમાં શો રસ છે, કેવો સ્વાદ છે, અને કેટલી મિઠાશ છે, ત્હેનો નિર્ણય તો વાંચનારના અનુભવ ઉપરજ મૂકવો વ્યાજબી લાગેછે. કાવ્યની યોગ્ય કદર કદાપિ હાલ નહિ થાય તોપણ ભવિષ્યની પ્રજાઓ કાંઇ ગઈ નથી ! અસ્તુ ! ]

અયિ ! ખદખદતી ખીચડી !
ભૂખ્યાંની ભગવતી દેવિ ! ખોરાકની ખુશનુમા કલિકા !
ગરીબોનું ગુજરાતી ગુલ ! દેવિ ! ત્હારો પ્રભાવ અગમ્ય છે!
સ્વર્ગીયસુખદાતા, ઘૃતસંગી! મીઠી, પોચી, ને પીળી ખીચડી!
દાંત વગરનાં ડોશા-ડોશીની: દયામણી દેવિ ! ખીચડી !
શ્રમહર્ત્તા, શાન્તિદાતા ! ગરીબોનાગ્રહની કુશળ ગૃહિણી!
ભૂખ્યાંની ભૂખ મટાડી શાન્તિમાં સુવાડતી.
દેવી ! ત્હને પ્રણામ છે:- મ્હારા અને ત્હારા સેવકોના—

* આપને "માટીના ગુણો" વિષેનો લેખ મોકલ્યા પછી, રાખ ખાવાથી પેટમાં કાંઇ વિકાર ઉત્પન્ન થયેલો હોવાથી, ઑપરેશન કરાવવા અત્રે આવેલી એવી એક બાઇની ઓળખ પડી હતી. લગભગ દસ મહિનાથી એ બાઈ પીડાય છે, અને ઑપરેશન તુરત કરવામાં નહીં આવે તો મામલો ગંભીર થશે, એમ ડૉક્ટર જણાવે છે. બાઇનો ધણી માસિક ૭૫ રૂપીઆના પગારે સરકારી નોકર છે; ઑપરેશનો ખર્ચ રૂપીઆ ૬૦૦ ની લગભગ થશે, તે ઉપરાંત ઑપરેશનને લઇને જે માનસિક ચિંતા થશે, ત્હેનો એ બુરી આદતમાં પડેલી સર્વે બ્હેનોને ખ્યાલ લાવવા વિનંતિ કરૂંછું. આ બાઈનાં સંબંધમાં એટલી સંતોષકારક બીના જણાવવી જરૂરની છે કે ત્હેના વ્યાધિએ થોડોક વખત ત્હેનાં સંબંધીઓને આનંદ ઉપજાવ્યો હતો, કારણ કે કેટલાક વખત સુધી બાઈ સગર્ભા છે એમ ધારવામાં આવ્યું હતું ! K. G. M.

# મોંજીલાલનાં ભાષણો.

લેખક: શ્રીયુત " R. E. " ( બી. એ )-મુંબાઇ.

( ગયા અંકથી ચાલુ. )

## ભાષણ પાંચમું.

[ પ્રસંગ-મોજીલાલે ઘેર કૂતરો આણ્યો.]

ત્હને આ કૂતરો નથી ગમતો તેનું કારણ સમજી ગયો. કૂતરાનું ખરચ વધશે એટલે ન રાખવો એ ઉપર ઉપરનું કહેવાનું છે. પણ તે સાચું નથી. બસ કારણ આજ. આ કૂતરો મ્હારી સાથે હેતથી રહેછે તે ત્હને પાલવતું નથી. કૂતરાની જાત ઇમાની છે; ધણી પર વ્હાલ રાખવું એ પ્રાણીનો ધર્મ છે. મ્હારે આવા એક જાનવરની જરૂર છે. આ ઘરમાં મ્હારા પર પ્રેમ રાખનાર કોઇ માણસ નથી તો નથી, પણ એક મૂગું જાનવર પણ નહીં કેમ? મ્હને આટલું પણ સુખ મળે તે ત્હારાથી કેમ સહન થાય? ત્હેનો ખરચ વધશે કરી હમણાંથી કુરકુર કરવાનો આરંભ કર્યો છે ! ત્હેં મેના પાળી છે, ત્હેના આરડવાથી મ્હારા કાન ફુટી જાય છે, પણ તે વાસ્તે મ્હેં કોઇ દીવસ તકરાર કરી છે? પડોસના રમાકાકીના પોપટને વચ્ચે વચ્ચેનું ખાવાનું મૂકેછે, તે બદલ ભૂલે ચૂકે પણ મ્હેં કુરકુર કર્યું છે ! અને બન્ને બાબતોમાં એક શબ્દ પણ હું બોલ્યો હોઉં એવું યાદ નથી. પણ આ કૂતરો હું લાવ્યો કે ત્હેને જોતાંજ ખરચને લઇ ત્હેં તકરાર શરૂ કરીછે ને ? આવા સારા, ઉમદા, ધુંટણભર ઉંચા કૂતરાને જોઇ બીજી કોઈ સ્ત્રી તો ત્હેની તારીફની કરવા મંડી હોત, પણ તું તો ત્હેનાં ખાવા પીવાનો હિસાબ કરવા બેઠી ! તું બીજું શું કરે ? ત્હારો સ્વભાવધર્મ એવોજ પડયો ! ત્હારા મ્હારા સ્વભાવ વચ્ચે મ્હોટું અંતર છે. આપણાં માબાપે આપણને છાંટી આપ્યાં પણ સ્વભાવની બાબતમાં પડયો છત્રીસનો આંકડો ! જોશીએ આપણ બન્નેના જન્માક્ષર જોયા હતા પણ સાળાને દેખાયું નહીં કે અમારા બન્નેનો સ્વભાવ મેળ નહીં ખાય. ધણી વિશે બયડીના મનમાં સહાનુભૂતિ નહીં હોય એટલે મંસારથી પરવારી બેસવાનું ! મ્હારી સંસાર સુખરૂપી નૌકા આ સ્વભાવવિરોધના ખડકપર અફળાઇ કકડે કકડા થવાની એ ચોકસ છે. નિર્મિત છે. સંસાર સુખ મેળવવા સ્ત્રીપુરુષ એકજીવ થવાં જોઇએ. અમારો આ સંબંધ જબરદસ્તીની બાંધેલી ગાંઠ છે, એમજ થયું !

મ્હને શું ગમે છે, મ્હારા વિચાર કેવી જાતના છે, એ જ્યારે ત્હને સમજશે, ત્યારે તું આ 'ઇસ્ર'નાં વખાણ કરીશ. આ ઘરમાં તે જોઇએ જ એવું ત્હને લાગશે. જે ખરી પતિવ્રતા છે ત્હેને પોતાની પસંદગી નાપસંદગી બીલકુલ જ હોતી નથી. ધણીને ગમે તે પોતાને ગમે–ન ગમે તે પોતાને ન ગમે. ધણીએ ઘરમાં પ્રચંડ અજગર કિંવા વિકાળ વાઘ લાવી રાખ્યાં, તો પણ પતિવ્રતા સ્ત્રીનો હોઠ જરા પણ હાલવાનો નહીં ! પરંતુ અમારા ઘરમાં તો જૂદોજ તમાસો. કૂતરા જેવા વફાદાર, ઉપયોગી પ્રાણીની જરૂર પણ અમારાં રાણી સાહેબને નથી લાગતી. વળી શું ? હું લઇ આવ્યો તેમાં ! નસીબના ભોગ,

બીજું શું !–શું કહેછે ? મજબુત સાંકળે કૂતરાને બાંધી મુકયો તો–કાંઇ વાંધો નહીં ! એકંદરે મ્હારા વિચારથી તું જરાએ વાકેફ નથી. પછી તે વિચારનું સારસ્ય ત્હારા મનમાં ઠસવાનું કયાંથી ? આટઆટલા દિવસના સહવાસથી પણ ત્હારાથી મ્હારો મત કળાયો નહીં, તે પરથી ત્હારી બુદ્ધિની મંદતા જણાઈ આવે છે. કૂતરો થયો એટલે શું થયું ? ત્હેને બાંધી રાખવાનુ મ્હને બીલકુલ પસંદ નથી. ઇસ દહાડે ઘરમાં અંદર મ્હાર આમ તેમ મરજી મુજબ ફરશે અને રાતે મ્હારી પથારી પાસે પગ આગળ સુઇ રહેશે. મ્હને વ્હાલા એવા કોઈ પણ જાનવરની સોબત મ્હારે જોઇએ જ.

વળી કુરકુર ચાલ્યું ! ‘ મ્હારી બીલાડીને ઇસ મારી નાંખશે.’ ઠીક તે પણ તદ્દન અસંભવિત નથી. ક્ષણભર માની લઇએ કે ઇસએ બીલાડીને મારી નાંખી તો તેમાં થયું શું ? બીલાડીઓનો કાંઇ દુકાળ તો નથી પડયો ને ? એક મરી જશે તો બીજી લવાશે. છતાં પૂછું છું કે બીજી બીલાડીની જરૂર શી છે ? આસપાસ થોડાં બીલાડાં છે ? મ્હને લાગે છે કે અંહી ઉંદર કરતાં બીલાડીની સંખ્યા વધારેછે ! ઈસૂના સપાટામાં બીલાડીને ન પડવા દેવી હોય તો તે પણ ત્હારા હાથમાં છે. ‘ કેવી રીતે–સવાલ પૂછે છે ? આટલી સાદી વાત પણ મગજમાં ઉતરતી નથી ? તદ્દન સ્હેલી ને સટ યુક્તિ ! કબાટમાં કે પેટીમાં બીલાડીને બંદોબસ્તથી પૂરવી. પછી ઇસ ત્હેને કયાંથી હેરાન કરવાનો હતો ? શું, બીલાડીને પણ હરવા ફરવાની છુટ નહીં ? સ્વતંત્રતા!–બીલાડાંને પણ સ્વતંત્રતા જોઇએ, એ તત્ત્વ આજે આપણે તો પ્હેલું સાંભળ્યું ! હું સ્વતંત્રતાનો હિમાયતી હોવાથી ગમે તે વાત કબુલ કરીશ, એવું હરગીજ સમજીશ નહીં ! કૂતરાને છૂટ જોઇએ એટલે બીલાડીને પણ જોઇએ, તાત્પર્ય કે પુરુષોને સ્વતંત્રતા જોઈએ એટલે સ્ત્રીઓને પણ જોઇએ એના જેવી વાત થઇ ! ઘડીભર પણ આ હું સાંભળવાનો નથી. ત્હારામાં સહાનુભૂતિ નથી એવું વારંવાર કહું છું તે આટલાજ માટે. મ્હારા વિચાર એકદમ ત્હારાથી ગ્રહણ થતા નથી. કૂતરાનું સ્વાતંત્ર્ય અને બીલાડીનું સ્વાતંત્ર્ય, તેમજ પુરુષનું સ્વાતંત્ર્ય અને સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય:–એની વચ્ચે નીતિદૃષ્ટિએ મ્હોટો જબરો ભેદ છે. તે ત્હારાથી સમજાતો નથી માટે ત્હારાથી આવી ભૂલ થાય છે.

× × × ×

[મોતીલાલનાં ભાષણો સાંભળતાં સાંભળતાં માનકેર કેટલાંક વરસે સ્વર્ગવાસી થઈ. પછી થોડા દીવસની અંદર મોતીલાલ ફરી પરણ્યા. પાણુકેરને મોતીલાલ વારેવારે કહેતા કે “ માનકેર જીવતી હતી ત્યારે એક શબ્દ પણ બોલવાનું કારણ મળતું ન્હોતું. તે એવો પ્રસંગ આવવા દેતી નહીં. એવી સાધ્વી લાધી હતી પણ કમનસીબે ચાલી ગઇ. ત્હેના હાથે એક પાઈનો ખોટો ખરચ કદી થયો નથી. રસોઇમાં તો તે પ્રત્યક્ષ અન્નપૂર્ણા હતી ! મ્હારો સ્વભાવ, મ્હારી ગમતી ન ગમતી મરજી સમજી તેપ્રમાણે હમ્મેશ વર્તે. અમારે મતભેદ થવાનો વખત કોઇ દહાડો આવ્યો ન્હોતો. પણ જવા દો, તે વાત હવે શી કરવી ? મ્હારૂં દીલ ઓળખનારી, મ્હારો શબ્દ કદી પડયો ન રહેવા દેનારી તે એકજ હતી ! ”]

બાલકો માટે વાર્તા.

# વાલોદ્યાન.

## ગુલાબનું ફુલ.

લેખકઃ—સૌ. "કુમુદ"–પાદરાકર.

ઘણા વર્ષ પહેલાં બંગાળ દેશમાં એક શુરવીર અને બલવાન રાજા રાજ્ય કરતો હતો. તેજ પ્રમાણે તેની રાણી પણ ધર્મ શીલ અને સંદ્દવર્તન શાળી હતી. તેમને માત્ર સંતતી શીવાય સર્વ સુખ હતું. પોતાને છોકરાં થતાં નથી એમ જાણી રાજા રાણી હમેશાં ઉદાસ રહેતાં હતાં. પુત્ર પ્રાપ્તી માટે રાણીએ અનેક વ્રત–બાધાઓ કરીને પરમેશ્વરને અનેક રીતે આજીજી કરી. એક વખત રાણીની પ્રાર્થના સફળ થઇ. ને તેને રાત્રે સ્વપ્નમાં એક સાધુ પુરૂષે દર્શન આપ્યાં અને કહ્યું કે–" રાણી ! તને થોડા વખતમાંજ એક પુત્ર થશે. ને તે જે ઇચ્છે તે તેને તરતજ પ્રાપ્ત થાય એવી દૈવી શક્તિ તેના અંગમાં વસશે. " એવું કહીને તે સાધુ પુરૂષ અદ્રશ્ય થઇ ગયા.

આ સાંભળીને રાણીને અત્યાનંદ થયો, ને તેણે સર્વ વર્તમાન પોતાના પતિને જણાવ્યા, જે સાંભળી સર્વને બહુ ખુશાલી થઇ. પુરા દીવસ થયે રાણીને, તે સાધુના કહ્યા પ્રમાણેજ પુત્ર થયો. આ સુવાર્તા સર્વત્ર પ્રસરી ગઇ ને જ્યાં ત્યાં આનંદ વર્તાઇ રહ્યો. રાજાએ પોતાના રાજ્યવાડામાં મોટો ઓચ્છવ કર્યો. ને ગરીબ ગરબાને પુષ્કળ દાનધર્મ કર્યા. રાજકુવરનું નામ 'વીર' એવું રાખ્યું. કારણ તે શરીરે બલવાન ને નીરોગી હોવાથી વીરત્વવાળોજ થશે એમ સૌને લાગતું હતું. 'વીર' મોટો થવા લાગ્યો. એક દીવસ તેની મા તેને પોતાના બાગમાંની નાની તલાવડીમાં નવરાવવા લઈ ગઇ. ત્યાં વીરને નવરાવી પોતે પણ ન્હાઈ. ને બેઉ જણ ત્યાંના આવેલા એક વૃક્ષ નીચે ઠંડી હવામાં ઉંઘી ગયાં.

તે રાજાને ત્યાં ' ચંદ્રક ' નામનો એક દુષ્ટ બુદ્ધિ નોકર રહેતો હતો જેને કુમારના અંગમાં રહેલી દિવ્ય શક્તિની ખબર હતી. તેણે રાણીના પડખામાંથી તે બાલકને ઉપાડી લીધો. ને તેની જગ્યાએ મારેલા જાનવરનું રક્ત નાંખ્યું ને પોતે રાજપુત્ર 'વીર' ને લઈને દુર દેશાવરમાં ચાલ્યો ગયો. જરા મોટી ઉમ્મર થતાંજ તે દુષ્ટ બુદ્ધિ ' ચંદ્રકે' રાજપુત્રની પાસે બોલાવ્યું કે–" રાજાને શોભે તેવો એક કિલ્લો જોઇએ.' એવું બોલતાંજ ત્યાં એક મનોહર ને મજબુત કિલ્લો ઉત્પન્ન થયો. રાજપુત્ર એકલોજ હોવાથી તેની સાથે ખેલવા સારૂ એક સોબતી જોઇએ એમ મનમાં વિચારીને પેલા દુષ્ટ બુદ્ધિ ચંદ્રકે "રમવા માટે એક નહાની પણ સર્વાંગ સુંદર છોકરી જોઇએ, " એમ તે રાજપુત્ર પાસે બોલાવ્યું. ને બોલતાંજ ત્યાં એક સુંદર રૂપ અને અતિશય મોહકતાવાળી એક બાલીકા આવી ઉભી. અને આ બાલીકાના સહવાસમાં રાજપુત્ર આનંદ કરવા લાગ્યો.

અહીં રાણી જાગીને જુવે તો પોતાનો પુત્ર ન મળે, પણ તેને ઠેકાણે લોહીના ડાઘ જોઇને મોટેથી રડવા લાગી. સર્વેની સમજ એવી જ થઈ કે 'વીર'ને કોઇ હિંસક પશુએ

ફાડી ખાધો હશે. રાજાને અતીશય દુઃખ થયું ને રાણીની બેદરકારી માટે તેના પર અત્યંત ગુસ્સો ઉપજ્યો. અને " ત્હેંજ મ્હારા બાલકને જનાવર પાસે ખવરાવી દીધું-" એમ રાણીને કહ્યું. રાણીએ કહ્યું કે મ્હારો કંઇ અપરાધ નથી પણ મને નાહકનોજ ઠપકો આપો છો. રાજાએ ગુસ્સાના આવેશમાં પોતાના પ્રધાનને હુકમ કર્યો કે રાણીને સામે આવેલા ઉંચ્ચામાં ઉંચ્ચા પર્વત પર જ્યાં માણસ જઇ શકે નહી ત્યાં લઇ જઇને મૂકી આવો. પ્રધાનોએ નિરૂપાયે રાજાના કહેવા મુજબ કર્યું. રાણી પણ પોતાનું નશીબ રહ્યું સમજી તેને તાબે થઈ. ત્યાં તેને ખાવા પીવા આપવાની બંધી હતી પરંતુ જ્યારે જમવાની વખત થઈ ત્યારે ખડકમાંથી બે પંખીઓ નીકલી આવ્યાં. તેમની પાંખ ઉપર એક તાટ જમવા માટે રસોઈ પીરસી તૈયાર આવેલું હતું તે રાણીને આપીને બોલ્યાં: " હમોને બાગમાંથી એક પ્રવાસી સાધુ મહાત્માએ આ લઈ મોકલ્યાં છે તે તું લે ને ખા. " એમ કહી રાણીને તેના પુત્ર સંબંધી સર્વ હકીકત જણાવીને વધારામાં ખાત્રી આપી કે "તેથોડાજ વખતમાં આવી તને ભેટશે." પોતાના નોકર દુષ્ટબુદ્ધિ વિષે રાણી માહિતગાર થઈ ત્યારે તેને નિમક હરામ ચંદ્રક પર ઘણોજ ગુસ્સો આવ્યો. પણ હાલ તો કેવલ શોક કરવા સીવાય બીજો રસ્તો નહતો.

આ તરફ રાજપુત્ર 'વીર' તથા તેની મૈત્રીણી સખી 'વિમલ' દુષ્ટબુદ્ધિ ચંદ્રકને પોતાનો વડીલ માની આનંદમાં કાળ ગાળતાં હતાં. બિચારા 'વીર' ને પોતાનાં માબાપ વિષે કંઇ ખબરજ ન હતી. તે ચંદ્રક હવે એક સદ્ગૃહસ્થ તરીકે રહેતો હતો. જે રાણી ચંદ્રકને પોતાના પેટના પુત્ર સમાન ગણી વખતો વખત ખાનગી મદદ તથા ભેટો આપતી, તેનાજ બાલકને આ દુષ્ટ બુદ્ધિ આવી રીતે લઈ ગયો, એ કેવો નિમકહરામ ! અમે કહીશું કે ધિક્કાર હો તે નિમકહરામ પર !

હવે જેમ જેમ 'રાજપુત્ર વીર' મોટો થતો આવ્યો તેમ તેમ ચંદ્રકને ફીકર થવા લાગી, કે હવે વીર જલદીથી પોતાનાં માબાપ વિષે તપાસ કરશે. અને તેથી પોતાની ભયંકર દશા થવાની. કારણ 'વિર'ના અંગમાં રહેલી દૈવી શક્તિથી 'વીર' તેને તુર્તજ હવે પકડી કાઢશે એમ તેને ચોકસ લાગ્યું તેથી તેણે વીરને મારી નાખવાનો વિચાર કર્યો. અને આ કામ 'વિમલ' પાસે કરાવવાનો તેણે નિશ્ચય કર્યો વિમલને તેણે એક બાજુ બોલાવી 'વીર'ને મારી નાંખવા કહ્યું. પણ વિમલે-તેણે તેમ કરવા સાફ ના કહી. કારણ 'વીર' પર તેને અતિશય પ્રેમ હતો. આથી ચંદ્રકે તેને અનેક રીતે ધાસ્તી અને ભય બતાવ્યાં, ત્યારે વિમળે ઘણી આજીજી અને વિનંતી કરી તેને બચાવવા કહ્યું. પણ તે નિર્દયનું મન બીલકુલ વળ્યું નહી. ને સખ્ત રીતે વિમલને હુકમ કર્યો કે આજ સાંજે 'વિર' ઉંઘી જાય ત્યારે ઠાર કરી તેની જીભનો ટુકડો મને આપવો. એમ કહી બહાર ચાલ્યો ગયો.

બિચારી વિમલ અત્યંત દુખી થઇને સર્વ હકીકત વીરને જણાવવા માટે તેની ઓરડીમાં ગઈ. વીરે તેની વ્યાકુળ મુખમુદ્રા જોતાંજ તેને પુછ્યું કે શું થયું છે ? તેણે તેથી તેને સર્વ હકીકત જણાવી. આ સાંભળી તે દુષ્ટ ચંદ્રક પર તેને અતિશય ગુસ્સો આવ્યો ને તેણે વિમલને જણાવ્યું કે-" તું એક બકરાની જીભ લાવ ને તે નિયમે બનાવવા

સારૂં રાખી મુક. તે સંધ્યાકાળે પાછો આવે ત્યારે તેને તે જીભ બતાવવા સારૂ આ ઓરડીમાં લાવજે. હું અહીં સંતાઇ બેસીશ અને પછી જોઇ લેઇશ;" આ સાંભળી વિમલને અતિશય ઉલ્લાસ આવ્યો. ને તે વિરને ભેટી પડી. પછી તેણે એક બનકની જીભનો ટુકડો આણીને તે પોતાની પાસે રાખી મુકી. વીરને સુવાની જગ્યાએ લોહી છાંટી દીધું ને તે ચાંડાળ ચંદ્રકને આવવાની રાહ જોવા લાગી.

જ્હાંજે તે દુષ્ટ ચંદ્રકે ઘેર આવતાંજ " મહારા કહ્યા મુજબ કર્યું છે કે નહી ? " એમ વિમલને પુછ્યું. તેણે જણાવ્યું કે રાજપુત્રને ઠાર મારી તેની જીભનો ટુકડો ઓરડીમાં રાખ્યો છે. એવું સાંભળીને લુચ્ચા ચંદ્રકને બહુજ આનંદ થયો. ને આનંદભેર તે જીભનો ટુકડો જોવાને અંદર ગયો. વિમલ જીભ બતાવે છે ને ચંદ્રક તે જુવે છે, એટલામાં છુપાઇ બેઠેલા 'વિરે' બ્હાર આવતાંજ બુમ પાડી કહ્યું, " નિચ ! ગળામાં સોનાની સાંકળ ને મુખમાં લાંબી જીભવાળો તું કાળો કુતરો થા " !

રાજપુત્રના મુખમાંથી આ શબ્દો બહાર પડતાંજ તેજ ક્ષણે તે ચંદ્રક કાળો કુતરો બની ગયો. વાંચક ! જુવો કર્યા કર્મનો બદલો કેવો મળે છે તે ! રાજકુમાર વીરસિંહે તે કુત્રાને મજબુત બંધથી બાંધી રાખ્યો. અને રાજપુત્રે તે દિવસ બહુજ આનંદમાં વ્યતીત કર્યો. બીજે દિવસે તે વિમલને કહેવા લાગ્યો કે પ્રિય વિમલ ! ગઇ રાત્રે સ્વપ્નામાં કોઈ પ્રવાસી સાધુ આવી મને મહારી સર્વ ખરી હકીકત કહી ગયો છે. તેથી મ્હારે મ્હારા માબાપને મળવા જલદીજ જવું એમ ઇચ્છા થઈ છે. હું આજેજ આ જગ્યાનો ત્યાગ કરીને મહારા દેશમાં જઇશ. ને ત્યાં જઈ બધો તપાસ કરી પછી તને તેડી જઇશ.

પરંતુ વિમલસુંદરીને એકલાં ત્યાં રહેવું ગમતું હોય તેમ જણાયું નહી. તેણે સાફ કહ્યું કે કુમાર વિરસીંહ હું ત્હમારા શિવાય આ બિહામણા કીલ્લામાં એકલી કદાપી પણ રહેનાર નથી. વીરસીંહે પણ તેણે પોતાનો પ્રાણ બચાવેલો હોવાથી તેનું કહેવું માન્ય રાખ્યું. પરંતુ વિમલને આટલે બધે લાંબે પંથ લઇ જતાં અનેક વિઘ્નો આવશે એમ ધારીને તેણે કહ્યું કે પ્રાણપ્રીય વિમલ ! તું એક સુંદર ગુલાબનું ફુલ બની જા. તરતજ વિમલ ગુલાબનું ફુલ બની ગઇ ને તે ફુલ વીરસીંહે પોતાના ખીસામાં સંભાળીને મુકયું. ચાલતાં ચાલતાં એક નગર નજીક આવી પહોંચ્યો ને જોયું કે સામે ટેકરીપર મનુષ્યથી ન ચઢાય તેવી જગ્યાએ એક મકાન આવેલું છે. તેણે કૌતુકને લીધે ત્યાં જવા ઇચ્છયું. ને દૈવિશક્તિથી ત્યાં પહોંચ્યો, પણ તે ઘર ઘણુંજ ઉંચું હોવાથી ત્યાં ચઢાય તેમ નહોતું તેણે ઇચ્છયું કે એક મોટી સીડી થઈ જાવ. ને તેમ થયું, તેની મદદથી તે મકાનમાં પહોંચ્યો. ત્યાં તેણે શું જોયું ? એક સુંદર સુકુમાર સ્ત્રી મરવા પડેલી છે. નીચે આવી આસપાસ લોકોને પુછતાં તેને જણાયું કે તે પોતાની વ્હાલી માતા જીવનસુંદરી જ હતી. ને તે દુષ્ટ ચંદ્રકને લીધે આ દશાએ પહોંચેલી હતી તે તુર્તજ પોતાની માતાના પગમાં જઈ પડયો. ને સર્વ હકીકત તેને જણાવી. ને બેઉ જણ આંસુ વર્ષાવવા લાગ્યાં

ત્યારબાદ વિરસીંહ પોતાની માતા તથા કાળા કુત્રાને લઇને નગરમાં ગયો. નગરમાં જઇને તેણે રાજાની પાસે હાજર થવા વિચાર કર્યો. તુર્તજ તેની દિવ્ય

શક્તિ તેને તેના પિતા પાસે લઇ ગઈ. રાજાએ પૂછયું કે "હે સુંદર યુવાન પુરૂષ ! તું કોણ છે ? ને કયાંથી આવ્યો છે ?" તેણે જવાબ દીધો. "રાજન ! હું એક મુસાફર છું. ને ઇચ્છીત કાર્ય કરવાની શક્તિ ધરાવું છું. રાજાએ તેને વીકટમાં વીકટ કામ સોંપવા ધાર્યું. ને જો તેમાં ફતેહમંદ થાય તો પોતાના ત્યાં પોતાના પુત્ર તરીકે તેને રોકવા વચન આપ્યું, જે વીરસીંહે કબુલ કર્યું. રાજાએ કહ્યું કે "મ્હારા બાગમાંનું દરેક પાનડું ગુલાબ થઈ જાય. મહારો મહેલ તદન સોનાનો થઇ જાય.તે જમીન માત્ર રૂપાની થઇ જાય. નદીનાં સર્વે પાણી ગુલાબજળ થઇ જાય. મહારાં રસોડાં મીઠાઈથી ભરાઈ જાય. અને સર્વે પ્રજા સુખી થાય." તુરતજ રાજપુત્ર વિરસિંહે પોતાના ખીસામાંથી તે ગુલાબનું ફુલ બહાર કાઢયું. ને બાગમાંના દરેક પાનને તે ગુલાબફુલ અડકાડતાંજ " પ્રવાસી મહાત્મા " ના નામનો ઉચ્ચાર કર્યો. તે તુર્તજ બધી વનસ્પતિ ગુલાબના રૂપમાં બદલાઇ ગઇ. મહેલને ગુલાબ અડકાડતાં તે સુવર્ણનો થઈ ગયો. જમીન ને અડકાડતાં તે રૂપાની બની ગઇ. ને રસોડાંના બારણાને અડકાડતાં તે મીઠાઈઓથી ભરાઈ ગયાં. લોકોમાં પણ સુખ સન્તોષ ફેલાઇ ગયાં. આથી રાજા ખુશ થઇ ગયો. ને તેના ચ્હેરા સામે ધારી ધારીને જોવા લાગ્યો. તેને તુર્તજ પોતાનો રાજકુમાર યાદ આવ્યો ને પોતાની વ્હાલી જીવનસુંદરી ( રાણી ) હૈયે ભરાઇ આવી. તુર્તજ રાજાએ કહ્યું " ભાઇ ! સાચું કહે ! તું કોણ છે? આથી રાજકુંવર રાજાને પગે પડયો ને પોતાનો બધો વૃત્તાંત જણાવ્યો. ને તે કાળો કુતરો પણ બનાવ્યો, જેને માણસના રૂપમાં ફેરવી નાંખતાંજ તે દુષ્ટ ચંદ્રક તરીકે ઓળખાઈ રહ્યો. સર્વે તેને ધીટકાર આપવા લાગ્યા ને રાજાએ તુર્તજ તેને ફાંસી દીધો.

આ વખતે પેલા પ્રવાસીમહાત્મા રાણી જીવનસુંદરીને લઇને ત્યાં આવી પહોચ્યા. રાજા તેને ભેટવા તથા ક્ષમા યાચવા નમ્રતાથી ગયો: પણ રાણી જીવને તેમ ન કરવા દેતાં તેને અટકાવ્યો. સૌએ પોતપોતાની હકીકત જણાવી ને સૌ શાંત થયાં.

રાણી જીવન સુંદરીને પુત્ર લાભ થવાથી સંતુષ્ટ થઇ ગઇ. પણ તે હવે સંસારથી કંટાળી ગઇ હતી. તેણે રાજાની પરવાનગીથી તે પ્રવાસી મહાત્મા પાસે દીક્ષા લઈ, સંસાર ત્યાગ કરી, કફની ધારણ કરી. વિરસિંહ તથા વિમળ લગ્ન કરી રાજ્ય કરવા લાગ્યાં. રાજા પણ વાનપ્રસ્થ લઇ પ્રભુસ્મરણ કરવા લાગ્યો.

ઘણો કાળ વ્યતીત થયો છે, સાંભળો પેલો શું આવે છે ? તોફાની દરીએ નાવ તમારૂં ગોથાં ખાયરે !" હા ! એતો જીવન સુંદરીનો અવાજ ! પ્રભુ સૌને શાંતિ આપો.

---

## मूर्खकी सूई !

એક રાત્રિ સમયે રસ્તા ઉપર એક માણસ કાંઇ શોધી રહ્યો હતો. કોઈએ તેને પૂછયું,—" ભાઈ, શું કરો છો ? " તે માણસે જવાબ દીધો–" મ્હારા ઘરમાં સોય ખોવાઇ ગઈ છે, તે ખોળું છું. " પેલા આદમીએ કહ્યું,—" અરે મૂર્ખ ! ઘરમાં સોય ખોવાઈ છે અને બ્હાર કેમ શોધે છે ? " મૂર્ખે ઉત્તર આપ્યો: " શું કરું ?-ઘરમાં દીવો નથી અને રસ્તા ઉપર સરકારી ફાનસનું અજવાળું છે, તેથી હું અહિંજ ખોળી રહ્યો છું. "

——सौ. 'यावती गणेश.

# રમણીમણિમાલા.

## સ્વર્ગસ્થ સૌ. ચન્દ્રમા.

૧.

શિશુત્વ વિષે સાથે ખેલ્યાં, વસ્યાં પણ સંગમાં,
તરુણ વયમાં વિદ્યા પામ્યાં વળી સહવાસમાં;
મિઠી સરલતા, બ્હેની ! ત્હારા સ્વભાવ વિષે શી, હા ! ;
અરરર ! સખી ! હૈયું ફાટે યદિ સ્મરું સર્વ આ !

સરલ તુજ એ મીઠી મીઠી ભૂલું કયમ વાણી હું ?
સુખદ તુજ સૌ આલાપો ને વિચાર, સખી ! ભૂલું ?
ગમન તુજ આ સ્વમા જેવું પ્રતિક્ષણ ભાસતું,
અરર ! તદપિ સાચું છે એ, યદિ જગ ના જૂઠું !

દડદડ હવે સ્નેહી નેત્રો વહો નવ અશ્રુ એ !
અનલ સમ તું, હૈયા ! શાને દહાય હવે અરે ?
પ્રિયતમ સખી ! હાવાં તું ને વિરામ હજો મીઠો,
પ્રિય પ્રિય સખી ! આત્મો ત્હારો અખંડ સુખો લહો !

—"હૃદયકુંજ" ઉપરથી

૨.

અમારાં પ્રિય ભગિની અ. સૌ. બ્હેન ચન્દ્રમાના અકાળ અવસાનના દુઃખદ સમાચાર જાણી, અમારા ઉપર પ્રીતિ-મમતા રાખનાર અનેક પ્રિયજનો તરફથી જે આશ્વાસન પત્રો મળ્યા હતા, ત્હેને માટે અમે ત્હેમનો અન્તઃકરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ. આમાં, સ્વર્ગસ્થ બ્હેનના પરિચયમાં આવનાર બ્હેનો અને બન્ધુઓ તરફના પણ કેટલાક પત્રો હતા; ત્હેમાં એ બ્હેનની સરલતા-સુજનતા-સાધુતા વિશે જે કાંઇ લખવામાં આવ્યું હતું, તેટલું સામાન્ય રીતે કોઇ પણ મનુષ્યને માટે કહી શકાય, તો નિઃસંશય ત્હેનું જીવન સર્વ રીતે સફળ થયું છે, એમજ માનવાનું કારણ રહે અને અમને પોતાને તો તે પ્રિયજનનો, તે ઉચ્ચાભિલાષી સ્નેહાળ હૃદયનો અહોરાત્ર અનુભવ થયાં કરતો હતો: એટલે અમે એટલુંજ કહીશું કે સ્વર્ગસ્થ સૌ. બ્હેન ચન્દ્રમાની ટુંકી જિંદગીમાં-પુત્રી તરીકે, ગૃહિણી તરીકે, માતા તરીકે, અને મહિલા તરીકે,-ગમે તે સ્વરૂપમાં ત્હેમનું જીવન જોવામાં આવે, તો સર્વદા ત્હેમનું વર્તન એક આદર્શ સન્નારી રૂપજ હતું: અને આમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ થતી નથી. દુર્ભાગ્ય માત્ર આપણી દેશસેવાનું જ છે કે, અનેક અંતરમાં સુવાસ ફેલાવતી, અનેક જીવનમાં પ્રકાશ પ્રસરતી, આવી દિવ્ય ફૂલની કળિયો હજી પૂરો વિકાસ પણ પામી નથી હોતી, એટલામાં ત્હેમનો વિનાશ થાય છે; અને લક્ષ્મી, વિદ્યા, તથા નીતિની આપણી મહાન ન્યૂનતાઓમાં-આનુભૂમિનાં આવાં ભવિષ્યવન્તાં બાલકોની પૂરું અસલ હાનિ દિનપર દિન વધતી જાય છે !

સ્વ. સૌ. બ્હેન ચન્દ્રબાનો જન્મ સંવત ૧૯૩૮ ના ભાદરવા વદ બીજને દિને, અમદાવાદની વડનગરા નાગર જ્ઞાતિમાં સ્વ. રા. રા. વજુભાઈ હીમતભાઈને ઘેર થયો હતો. ત્હેમના પિતા કાઠિયાવાડમાં એક રાજ્યના મેનેજર હતા અને ત્હેમના વડીલ–દાદાએ તે પ્રાન્તના દફ્તરદારનો ઉંચો હોદ્દો ભોગવ્યો હતો. ત્હેમનું કુટુમ્બ (દિવેટિયા–મુનશી) સાહિત્યપ્રેમ અને સંસ્કારીતા માટે સુપ્રસિદ્ધ છે; અને સૌ. બ્હેન ચન્દ્રબાએ શાળામાં બહુ કેળવણી નહિં લીધેલી છતાં, ત્હેમનામાં પણ તે ગુણોનાં અંકુર બાલ્યકાળથી નિહાળવામાં આવતાં હતાં. સૌ. ચન્દ્રબાનું લગ્ન સંવત ૧૯૫૧ ના વૈશાખ શુદ ૧૨ ને દિને રા. રા. ભાસ્કરરાવ મોતીલાલ મેઢ (બી. એ., એલ એલ. બી.)—જેઓ અમદાવાદના એક જાણીના અને પ્રતિષ્ઠિત વકીલ છે, ત્હેમની સાથે થયું હતું; અને એક પુત્ર તથા બે પુત્રીઓ, એ લગ્નના ફળરૂપ સંતતિ ત્હેમણે મૂકી છે. આ બ્હેનનું શોકજનક અવસાન, સંવત ૧૯૭૦ ના માગશર શુદ પુનમને દિવસે, "ડિસ્પેપ્શિયા" (અજીર્ણ–અપચો) એ મહાવ્યાધિથી પાંચ ૭ માસના મંદવાડ પછી થયું હતું.

સુન્દરી સુબોધ તરફ તો ત્હેમની મૂળથી ઘણી પ્રીતિ હતી. "સૌ. મનોરમા"ની સહીથી ત્હેમણે એક સુન્દર કાવ્ય (જે મુંબાઇના ગુજરાતી હિંન્દુસ્ત્રીમંડળનાં ભારત માન્ય પ્રમુખ સૌ. જમનાંબ્હેન સક્કંએ પ્રકટ કરેલા "સ્ત્રીહિતશિક્ષા" નામના સંગ્રહમાં દાખલ થયું છે તે) અને જૂદા જૂદા ઉપયોગી વિષયો ઉપર લેખ લખ્યા હતા. તથા છેલ્લા સ્ત્રીલેખના ખાસઅંકમાં "પરસ્પર સહાયકારી મંડળ" અને ત્હેની પરિષદ્‌ને લગતું એક વાંચવા લાયક લખાણ ત્હેમણે આપ્યું હતું. એમનામાં સ્વાભાવિક વિનય વૃત્તિ એટલી તીવ્ર હતી કે એ અંકમાં ત્હેમની છબી પ્રકટ કરવાની અમારી પ્રબળ ઇચ્છા, માત્ર એમની પોતાની દઢ વિરુદ્ધતાને લીધેજ, અમલમાં મૂકી શકાઇ ન્હોતી!—સુન્દરીસુબોધ તરફની એમની મમતા, અમારી પાસે ત્હેનું કાર્યતન્ત્ર આવ્યા પછી તો ઘણીજ વધી ગઈ હતી; અને આ પત્રમાં જે જે પ્રગતિ,–જે કાંઇ સુધારણા હાલ સુધીમાં થયેલી જોવામાં આવે છે, તે સર્વ સ્વ. સૌ. ચન્દ્રબા તરફથી નિરન્તર અમને પ્રાપ્ત થતી શુભ સલાહ અને સપ્રેમ પ્રોત્સાહનનુંજ ફળ છે, એમ જણાવતાં એ બ્હેનની અસાધારણ બુદ્ધિ અને વિશાળ હૃદયને માટે અમને વાજબી અભિમાન થઇ આવ્યા વિના રહેતું નથી.

સ્વ. સૌ. ચન્દ્રબાના કૌટુમ્બિક અને સામાજિક જીવન વિશે સહજ સૂચન અ. સૌ. અરવિન્દા બ્હેન તથા રા. રા. ડાહ્યાભાઈએ કર્યું છે; અને અમારા પોતાના અનુભવનું ઉલ્લેખન વધારે વિસ્તારથી આગળ ઉપર કરવા અમારો વિચાર છે. તેથી અહિં વિશેષ લખવું યોગ્ય ધાર્યું નથી. વિદુષી બ્હેન અ. સૌ. શારદાગૌરી તરફથી એ સ્વર્ગસ્થ બ્હેન માટે જે સ્નેહ અને સહૃદયતા ભર્યા ઉદ્‌ગાર પોતાના જાતી અનુભવના ફળ રૂપે અમને મળ્યા છે, તે પણ એમના નિખાલસ, વિવેકી, આનન્દી, પ્રીતિપૂર્ણ હૃદયનીજ સાક્ષી પૂરે છે. ટુંકામાં કહીએ તો ઉદાત્ત જીવન, ઉદાર અંતર્ અને આદર્શ વર્તન,–એ સદ્‌ગુણો જો કોઈ જિંદગીને અમૂલ્ય બનાવે છે, તો તે આ બ્હેનમાં ઘણે અંશે હતા; અને આથીજ એમનું અકાળ પરલોકગમન અસહ્ય હાનિ રૂપ થઈ પડ્યું છે.

ઈશ્વરેચ્છા અનિવાર્ય છે, એમ સ્વીકાર્યા શીવાય અન્ય માર્ગ નથી. આ પત્રને અને અમને, તેમજ એમનાં સ્વજન મંડળને એમના અકાળ પરલોક પ્રયાણથી ભારે ખોટ પડી છે. તથાપિ એ બ્હેનના જેવું અમૂલ્ય સ્ત્રીરત્ન (આપણાં વૃદ્ધવડીલોના અનુભવ પૂર્ણ શબ્દોમાં કહીએ તો–) આપણી દોષમય દુનિયાને બહુ વખત સુધી "છાજે" જ

નહિ; અને સુવર્ણ-સુગન્ધથી ભરપૂર અલૌકિક પુષ્પો તો શ્રી પ્રભુપદમાંજ સુહાય: એ ઉચ્ચ ભાવનામય પ્રીતિશ્રદ્ધાને આધિન થવું, એ ધર્મ છે. વિશ્વ પિતાએ આપણી જીવનયાત્રામાં આત્મ વિકાસ અર્થે આપેલી દિવ્ય વસ્તુ કોઇ પણ સમયે પાછી લેવાને ત્હેનો પૂર્ણ અધિકાર છે, અને તે જ્યારે ત્હેનો પુનઃસ્વીકાર કરે છે, ત્યારે આપણા અને આપણાં પ્રીતિપાત્રના, સર્વના કલ્યાણને અર્થેજ તેમ થાય છે, એ પરમ સત્ય છે.

દયા પ્રેમસ્વરૂપ જગત્પિતા વ્હેન સૌ. ચન્દ્રબાના અમર આત્મતત્વને શાન્તિ અને કલ્યાણ સમર્પો. અસ્તુ! —રા. જ.

૩.

સદ્‌ગત સૌ. વ્હેન ચન્દ્રબાના અકાળ મરણથી તેમના પરિચયમાં આવનાર દરેક જણને મ્હોટી ખોટ પડી છે, એમાં કાંઈ શક નથી. મને પણ તેમની સાથેના લાંબા વખતના સંબંધને લીધે ઘણીજ દિલગીરી થાય, એ સ્વાભાવિક છે.

હું ન્હાની હતી અને જ્યારે જ્યારે મ્હારાં બાલસખી સૌ. વ્હેન સતુબાં (જે હાલ "સૌ. પ્રમીલા દિવેટિયા" ના નામથી લેખક તરીકે જાણીતાં છે તે) ની પાસે જતી, ત્યારથી અને સૌ. ચન્દ્રબાને મળવાનો લાભ થતો. તે વખતથી જ તેમનો હસમુખો ચ્હેરો, આનંદી પ્રકૃતિ તથા તેમનું મીલનસારપણું, એ ગુણોની છાપ મારા મન ઉપર સારી રીતે પડી ગઇ હતી. જોકે તે વખતે એ વ્હેન પણ ન્હાનાં હતાં, છતાં તેમનામાં મ્હોટાં માણસના જેવી બુદ્ધિ નજરે પડતી.

અમારી (અમદાવાદની) "નાગર કલબ" માં જે વખતે સ્ત્રીવિભાગ ખોલવાની યોજના કરવામાં આવી હતી, તે સમયે તેના ઉત્તેજન માટે તેમણે તેમણે ઘણો માન ભર્યો ભાગ બહુ ઉત્સાહથી લીધો હતો. તેમજ "ગરબા પાર્ટી"ના પ્રસંગે પણ છોકરીઓને ગરબા ગાતાં શીખવવામાં, તેમ તે દરેક રીતે ફતેમંદ બને તેને માટે તેમણે અન્તઃકરણ પૂર્વક પ્રયાસ કર્યો હતો. ગઇ વખતના જ્ઞાતિના મેળાવડામાં પણ ત્હેમણે પોતાનું નામ બ્હાર ન પાડવાની શરતે છોકરીઓને ઈનામ આપવાનાં પુસ્તકો મોકલી આપ્યાં હતાં. ટુંકામાં કહીએ તો સારાં કામ કરવામાં તે આગળ થતાં અને જે કરતાં તે બહુ ઉમંગથી તથા સાથે કામ કરનારાંને ખુશી કરીને કરતાં.

ન્હાની ઉમ્મરમાં તેમણે પોતાનું ગૃહકાર્ય એવી સારી રીતે ઉપાડી લીધું હતું કે સંસાર-વ્યવહારની બાબતોમાં એમની સલાહ મ્હોટી ઉમરની સ્ત્રીઓ પણ લેતી. અને વનિતા વિશ્રામ, અનાથાશ્રમ, વગેરે તરફ એમને ખરા દિલની લાગણી હતી, તે એમના એ સંસ્થાઓને મદદ કરવાના વારંવાર સાંભળેલા વિચાર તથા પ્રયાસ ઉપરથી જણાઈ આવતું હતું. સ્વ સૌ. ચન્દ્રબાનો એક ગુણ મને સૌથી વધારે યાદ આવે છે. તે હમ્મેશાં હસમુખાં અને આનન્દી રહેતાં. ગમે ત્યારે આપણે મળીએ, તે વખતે તે આનન્દથી અને પ્રફુલ્લ મનથી વાત કરતાં. આ ગુણ સામાન્ય રીતે અમારા વર્ગમાં ઓછો જોવામાં આવે છે. ગૃહસંસારના બોજાને લીધે, નરમ તબિયતને લીધે, અથવા જીંદગીની પ્રતિકૂળતાઓ અને પરાધીનતાને લીધે અમને ગ્લાનિ રહે, એ સ્વાભાવિક છે. અને સૌ. ચન્દ્રબા પણ એવા પ્રસંગોથી મુક્ત નહોતાં. પણ એમનું મનોબળ એટલું હતું કે તે જૂદા જૂદા વ્યાધિ અને ઉપાધિમાં પણ સર્વદા આનન્દમાં રહેતાં. હું યાત્રાએથી પાછી આવી, ત્યારે એમની તબિયત બિમાર હોવા છતાં પણ બધી હકીકત ઘણા રસથી પૂછી હતી અને પોતે યાત્રાએ જવાનો વિચાર જણાવ્યો હતો, પણ દૈવની ઇચ્છા જૂદીજ હતી! એવી ભયંકર

બિમારી હેમને લાગી કે જેમાંથી તેમને આરામ જ ન થયો. આપણામાં એક અસલી કહેવત છે કે **"જેમનો અહિં ખપ છે, તેમનો પ્રભુને ઘેર પણ ખપ છે.!"** એ પ્રમાણે થયું છે.

સૌ. ચન્દ્રબાની ખોટ તેમના કુટુંબમાં પડી છે એટલું જ નહિં પણ આખી નાતને પણ એના મરણથી હાનિજ થઇ છે. એમના જેવી સારાં કામ માટે ઉત્સાહી અને જ્ઞાતિ હિતચિંતક સ્ત્રીઓની બહુ જરૂર છે. કારણ કે હાલમાં અમારી ( વડનગરા નાગર ) જ્ઞાતિમાં સ્ત્રીઓનું ન્હાની ઉમરમાં મરણનું પ્રમાણ વધવા લાગ્યું છેઃ એટલે આવી બ્હેનો જે આગળ જતાં આધેક સન્નારીઓનું સ્થાન સારી રીતે સાચવી શકે એવી જવાથી નાતને ભારે ખોટ પડે, એમાં કાંઇ નવાઇ જેવું નથી. પરંતુ ઈશ્વરેચ્છા આપણો ઉપાય નથી. પ્રભુ એ સદ્‍ગત બ્હેનના આત્માને પરમ શાન્તિ આપો, એ પ્રાર્થના છે.

( ખારાઘોડા ). ૪ સૌ. અરવિન્દા દુકીલ.

**સજ્જનતાનો સ્વીકારઃ** જગતમાં જ્યાં જ્યાં સદ્‍ગુણ જોવામાં આવે–અનુભવવામાં આવે, ત્યાં ત્યાં તેનો ઉત્સાહપૂર્વક, નિખાલસપણે સ્વીકાર કરવો, તેની કદર કરવી એ એક સમાજ પ્રત્યેનું ઋણ છે અને તે ઋણમાંથી મુક્ત થવાના પ્રયાસ કરવામાં દરેક સજ્જને સંતોષ માનવો જોઇએ.

**સ્વ. સૌ** ચન્દ્રબાની પ્રવૃતિઓ સામાજિક કરતાં સાંસારિક વિશેષ હતી, એટલે સામાજિક કલ્યાણ માટે જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેનાર સન્નારીઓ જેટલી તેમની પ્રસિદ્ધિ ન હોય તે સ્વાભાવિક છે; છતાં તેમનું સાંસારિક કર્તવ્યપાલન એટલું ઉત્તમ, આદર્શરૂપ અને અનુકરણીય હતું કે તેમના ચારિત્રનું સંક્ષિપ્ત અવલોકન કરી તે પ્રસિદ્ધ કરવું ઇષ્ટ છે.

**અ. સૌ.** ચન્દ્રબાએ અંગ્રેજી કેળવણી લીધી નહતી, છતાં ગુજરાતી વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકોના વાચનપર તેમને એટલી પ્રીતિ હતી કે મૅટ્રિકયુલેશનનો અભ્યાસ કરનાર સન્નારીને જે સામાન્ય જ્ઞાન હોય, તે ઉપરાંત જગતની તેમ હિંદુસ્થાનની દરેક હીલચાલનું જ્ઞાન તેમને હતું. વાચનને પરિણામે પ્રસંગોપાત "સુન્દરીસુબોધ" માં તેઓ લેખ પણ લખતાં. ગુંથણકળા અને સ્ત્રીજાતિના સામાન્ય ઉત્કર્ષને લગતા, "મનોરમા" આદિ સંજ્ઞાથી લખાયેલા તેમના લેખ પ્રસિદ્ધ છે. તેઓ "અમદાવાદની લેડિઝ ઇન્સ્ટિટયુટ" "વનિતા વિશ્રામ" આદિ સ્ત્રીહિતને લગતાં મંડળોના કામકાજમાં રસ લેતાં અને સારી સહાયતા આપતાં. તેમની જ્ઞાતિનાં સઘળાં સ્ત્રીસંમેલનોમાં તે અગ્રેસર હતાં; અને તેમની દીર્ઘદષ્ટિ અને સુશીલતાથી તથા સર્વને સાથે રાખી કામ કરવાના સદ્‍ગુણને લીધે આ સંમેલનો ફતેહમંદ થતાં. "સુંદરી સુબોધ" પ્રત્યે તેમનો અત્યંત સદ્‍ભાવ હતો અને આ પત્રના તંત્રી, તેમના બન્ધુ રા. રા. રામમોહનરાયને તેઓ એક સબળ સહાય સમાન હતાં. રા. રા. રામમોહનરાય ઉપર અલ્પ સમયમાં આવી પડેલી અનેક કૌટુમ્બિક વિપત્તિઓની તીવ્રતા નરમ પાડનાર, તેમની તે આપત્તિઓમાં તેમને અવલંબન થઇ પડનાર, બ્હેન સૌ. ચન્દ્રબાનું મૃત્યુ તેમને ખરેખર એક મહાન્ સંકટ સમાન છે.

પુત્રી તરીકેનું, ગૃહિણી તરીકેનું, માતા તરીકેનું, એક પડોશી તરીકેનું તેમનું સંસારિક જીવન એટલું સુવ્યવહાર યુક્ત, એટલું ઉન્નત, ભલાઇથી એટલું ભરપૂર વ્યવહારમાં દક્ષતા સાથે એટલી ગંભીરતા. એટલી [illegible]

જોવામાં આવતી નથી. યુરોપીયન જીવનમાં સામાન્ય રીતે લગ્ન પછી પુત્રીનો તેનાં માતાપિતાના કુટુમ્બ સાથે નહિ જેવોજ સબંધ રહે છે. આ કુટુમ્બપર તેનું ઘણું વાત્સલ્ય અગર લાગવગ રહેતો નથી. હિંદુ કુટુમ્બોમાં લગ્ન પછી પુત્રીઓનો લાગવગ તેમનાં માતાપિતાના કુટુમ્બ પર પણ રહેછે અને પુત્રી સુપુત્રી હોયછે તો લગ્ન પછી પણ પોતાના માતપિતાના કુટુમ્બને એક સબળ સહાયરૂપ રહે છે. અ. સૌ. ચન્દ્રબા તેમના માતપિતાના કુટુમ્બમાં એક ઉજ્જવલ પ્રકાશ સમાન હતાં અને સાંસારિક ગુંચવણો તેમ સામાન્ય પ્રસંગોમાં અનેક સમયે ઉત્તમ માર્ગદર્શક થઈ પડતાં. એમના મરણની ખોટ તેમનાં માતુઃશ્રી તથા તેમનાં ભાઈબ્હેનને એક કરતાં વધારે, વિવિધ પ્રસંગે માલમ પડશે.

તેઓ એક આદર્શ ગૃહિણી અને માતા હતાં. સામાન્ય રીતે તેમનું ગૃહ સુવ્યવસ્થિત, સ્વચ્છ, સુન્દર અને પ્રસન્નતાથી ભરપૂર રહેતું. ત્હેમના પતિ રા. રા. ભાસ્કરરાવનો સંપૂર્ણ વિશ્વાસ, જોઈતાં સાધન અને સગવડો પૂરાં પાડવાની તેમની સુજનતા અને ઉત્સુકતા છતાં, ગૃહની સુવ્યવસ્થા, તેની સ્વચ્છતા, તેનું સૌન્દર્ય, તેની સાથે રહેતો આનંદ, એ સર્વનું સન્માન અ. સૌ. ચન્દ્રબાને હતું. ઉત્તમ ગૃહવ્યવસ્થા તરફ તેમનું એટલું લક્ષ હતું. એ વ્યવસ્થામાં તેઓ એટલાં ઓતપ્રોત રહેતાં કે સામાન્ય રીતે કુટુમ્બમાં અન્ય કોઈ ઉપર તેનો કિંચિત્ પણ ભાર આવતો નહિ. માતા તરીકે તેઓ વત્સલ, દયાળુ,–પણ બાળકોના સદ્ગુણના વિકાસ માટે એટલાં આતુર રહેતાં કે બાળકોના નજીવા દોષ પ્રત્યે પણ તેમનું દુર્લક્ષ રહેતું નહિ. વત્સલતા સાથે, બાળકોની કેળવણી, તેમની ઉન્નતિ માટે ઉંડી લાગણી અને પ્રયાસો સાથે, બાળકો પ્રત્યે તેમને ખોટો પક્ષપાત રહેતો નહિ. તેમના મૃત્યુ પછી, તેમના ગૃહનું તેજ, તેની પ્રસન્નતા, તેનો આનંદ, તેની સુન્દરતા ઝાંખાં પડી ગયાં છે અને એક આદર્શ ગૃહિણી અને માતાની ત્યાં ખરેખર ન્યૂનતા માલમ પડી આવે છે.

એક પડોશી તરીકે અ. સૌ. ચન્દ્રબાનો સ્વભાવ શાન્ત, સુશીલ, મીઠાશવાળો, સમભાવયુક્ત અને પરગજુ હતો સુશિક્ષિત સન્નારીઓ ધારે તો પડોશમાં જનસેવાનાં ઘણાં કાર્ય કરી શકે. તેવાં કાર્ય કરવાના ઘણા પ્રસંગ હોય છે. પડોશીઓનાં સુખદુઃખમાં ભાગ લેવો, પડોશનાં સ્ત્રી બાલકનાં સંકટ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેના નિવારણના પ્રયાસ કરવામાં, પડોશમાં અંધકારને સ્થાને ઉજ્જવલતા અને ઉદ્વેગને સ્થળે આનંદનો પ્રચાર કરવો,–એવાં અનેક સત્કાર્ય અવકાશના સમયમાં સ્ત્રીઓ કરે, તો માનવ જીવનમાં સંકટ, ઘણા કલેશ ઓછા થઈ જાય. અ. સૌ. ચન્દ્રબામાં આ પ્રકારનાં સાત્કાર્ય કરવાની શુભેચ્છા અને લાગણી હતાં અને તેઓ પ્રસંગોપાત આવાં કાર્ય કરવામાં આનંદ અને સંતોષ માનતાં

ત્રીશ બત્રીસ વર્ષની નાની વયે થએલા તેમના અકાલ મૃત્યુથી જ્યાં જ્યાં તેમનો સમાગમ અને પરિચય હતાં. ત્યાં ત્યાંથી તેમના અનેક સદ્ગુણની સુમધુરતા, તેનો સુગન્ધ લુપ્ત થયાં છે. ' પોતાના ઉન્નત અને સુશીલ સચ્ચરિતથી, કુટુમ્બોમાં, પડોશમાં, સમાજમાં સુખશાન્તિ, માધુર્ય તથા સુગન્ધનો પ્રચાર કરે, અભિવૃદ્ધિ કરે, તેવી સુશિક્ષિત સન્નારીઓની ન્યૂનતામાં અ. સૌ ચન્દ્રબાના શોકજનક મરણથી વિશેષ ઊનતા આવી છે.

( અમદાવાદ ) —ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ.

# સુન્દરી સુબોધ ** માસિક વધારો.

અંક ૫-૬. ( સુ. સુ: પુ. ૧૧, અં. ૫-૬ ) જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૧૪.

## सरस्वती.

### બ્રહ્મબંસરી.

ગહન શબ્દ એ સુણો;
હો ! ગહન શબ્દ એ સુણો.

બોલે બ્રહ્માંડે બ્રહ્મબંસરી તણો,
રહે આનન્દ આનન્દ સ્થૂલ સૂક્ષ્મનાં કણો;
ગહન શબ્દ એ સુણો.
એ શબ્દ કો મધુર આત્મિક વાણી બોલે,
એ શબ્દ વીંધી ત્રણ લોક અપાર ડોલે.
મન્દ મન્દ જેમ ફોરે મધુર ફુલડાં, સખિ !
ચન્દ્ર ચન્દ્ર જેમ વહે અમૃતચન્દ્રિકા, સખિ !
એવી ધીરી,
એવી ધીરી, ઓ અધીરી ! બજે બ્રહ્મબંસરી;
ગહન શબ્દ એ સુણો.

માની મહાસમય માનવ ભાગ્યનો, હો !
કલ્યાણમંગલ ભણે સુરમંડલીઓ.

ગાજે દેવતાનાં દુંદુભિ આનન્દનાં,
ગીત નન્દનનાં નન્દિની ને નન્દનાં:

ઉંડે પડ્યો અનન્તતાની ઝાડીમાં ઘણો,
ઝીણી તારલીનાં કિરણ સરિખડો ઝીણો ઝીણો:
ગહન શબ્દ એ સુણો.

( રાજકોટ )

ન્હાનાલાલ દ. કવિ.

## નવા વર્ષે—નવી ગાત !

ગયાં વર્ષો વિત્યા યુગો ! કાલ ચક્ર ફર્યા કરે !
છતાં ના સ્નેહના વિશ્વે, માનવી પ્રગતિ ચહે !

જાણે સદાય વસિ વિશ્વ વિશે રહું હું !
જાણે કદિય સ્થુલ આ નથી વર્જવાનું ?
જાણે અનિત્ય સુખ આ ચીર-કાલ માણું !
જાણે કદિ ય નથી મૃત્યુ જ આવવાનું !

પ્રવાસી પ્રેમનાં પન્થી પંખીઓ વનમાં ભમે !
ગુંજે ભૃંગ પ્રતિ ફૂલે ! પ્રભાતે જો ! વને ! વને !

ન કાલની કિમ્મત ઉર ધારી !
વર્ષો ફર્યાં ! ના ફરી જિન્દગાની !
ફર્યું નહિ જીવન હીનભાગી !
નવું ન પામે કશૂંયે કદાપિ !

જૂનું નવું નથી થાતું ! નવું યે ના જૂનું થતું !
અન્તરંગ ધરે ના તો, નવું ના ! શું જૂનું થતું ?

વર્ષો ગયાં ના ગણવાં કદાપિ !
મળી ક્ષણો ના ફરતો તથાપિ !
મહાનુભાવે કરવી સમાધિ !
નવું ચહે જીવન એ સુભાગી !

નવા વર્ષે નવા દેશે, હૃત્પ્રદેશે ગતિ કરી !
આત્મ મન્થનમાંથી એ વસ્તુ પ્રાપ્ત કરો ખરી !

નવીન વર્ષે કરવી કમાણી !
હિસાબ ત્હેનો લખી નોંધ રાખી !
પ્રતિ-દિને મેળ જુઓ તપાસી !
કરો દિલે ! કાલ રહ્યો વિકાસી !

જૂનું ભૂલી જવું વર્ષે ! નવું વર્ષ વધાવજો !
કદિ ના ઠેરતો કાલ ! અન્તરંગ ન્હડાવજો !

ભ્રમિત મનની ભ્રમણા બધીયે—
ત્યજી, સજી શાન્તિ ઉરે સદાયે !
કરે ગતિ કાલની સાથ ભાવે !
નવીન વર્ષે નવું એ કમાયે !

જૂદી છે અર્થ સમ્પત્તિ ! શારીરિયે જૂદી ખરે !
મનોનિગ્રહ-સમ્પત્તિ ! ઉર્ધ્વમાર્ગાનુગામી છે !

નવા પ્રદેશે પ્રગતિ કરીને,
નવા નવા રંગ હૃદે ધરીને;
નવીન વર્ષે ડગ એ ભરીને,
નવી દિશે જીવન ફેરવી લે !
પ્રેમમાં પ્રગતિ વાધો, ધર્મ યુદ્ધ પ્રયાણની !
વાંધો મસ્તાન હૃદેશે નવા વર્ષે—નવી ગતિ !
( સીતાપૂર )

—"मस्तान"

## સંભારણાં.

સ્વર્ગીય સ્નેહનાં સંભારણાં, હો રાજ !
સ્વર્ગીય સ્નેહનાં સંભારણાં;—
હૈયાના અમીઘટ એકમેક ઢાલવી,
કરવી કલ્લોલમય કેલિરે;
પ્રેમનાં પીયૂષ પીવાં, એ પણ મીઠું;
એથી યે મીઠાં સંભારણાં—
સ્વર્ગીય સ્નેહનાં સંભારણાં.
કે કૈં કુદરત સાથ ઉંડું ઉંડું ખેલવું,
આંખડીથી નવું ઉકેલવું ૨;
અજબ પ્રભુની ઝાંખી થાવી, એય મોઘું,
એથી યે મોઘાં સંભારણાં—
સ્વર્ગીય સ્નેહનાં સંભારણાં.
રસનાં યોગી થઈને રસયોગ સાધવો,
અદ્વૈત સૂત્રો ઉકેલવાં રે.
હેતરસ લ્હાણુ લ્હાવી, એ પણ રૂડું,
એથીયે રૂડાં સંભારણાં—
સ્વર્ગીય સ્નેહનાં સંભારણાં.
વ્હાલભર્યાં ઉરથી સત્કારવાનુ માને,
હૈયાં ખોલી હેત ઝીલવાં રેઃ
ઉલ્લાસથી આત્મા ભીંજાય, એય કેવું !
એથીયે કેવાં સંભારણાં—
સ્વર્ગીય સ્નેહનાં સંભારણાં !
( વડોદરા )

—"મંજુ"

## પુલપાંખડીનું સમર્પણ.

( રાગ-પ્રીતીની વાંસલડી વાગી- )

જીવન ! પુલ પાંખલડી લેજે !
હૃદય ! પુલ પાંદલડી લેજે !
અમર વન પુલડાં રસ ભરપુર !—જીવન !

રસ સાગરના ભાવ ભરેલા !
જીવન શાસ્ત્રના ભેદ અમોલા !
અહોહો ! એ પુલનાં શાં નૂર !—જીવન !

જીવન ! સમર્પણ સૌનું આજે !
સૂક્ષ્મ ! સ્થૂળ ! સૌ જીવન કાજે !
ઝળહળતો શો આત્મૈક્યતાં સૂર !—જીવન !

જીવન હમારે રમ્ય બગિચે !
પુષ્પ થયાં તમ નયન અમિએ !
એ પુલડાં તમ ચરણે મુકે જરૂર !—જીવન !

કાવ્યકુસુમની માળ અહો એ !
ઊગે સ્વયંભૂ રમણુ વિષે જે !
આરોપું તમકંઠે પ્રકટે નૂર !—જીવન !

પ્રીતજળે તમ આંખનીતરતી !
દિવ્ય પ્રભાત મહદ અવતરતી !—
આત્મોજસએ જીવન હૃદય અણમૂલ!—જીવન !

તમ સેવન અમ આત્મ ઉજાળે !
તમ સેવન જગ તાપ પ્રજાળે !
મોંઘેરાં એ સેવન વ્હાણાં દૂર !—જીવન !

સૂક્ષ્મ સૃષ્ટિનાં શાસ્ત્ર ભરેલાં !
અલખ ! પ્રેમ ! સ્વલ ! કાવ્ય ! રેલાં !
બિંદુ એવાં દિવ્ય ઝરે અમ પુલ !—જીવન !

જીવન પુલ પાંખલડી લેજે !
હૃદય પુલ પાંદલડી લેજે !
અહો દિલ ડાંખલડી લેજે !—જીવન !

—"પાદરાકર."

## સ્વામીને—

મનનભનો તું તારલો, હો નાથ !
ઝીણું ઝીણું શું પલકે—
મીઠું મીઠું શું મલકે !

ઉર ઉપવનના છોડલા, હો કંથ !
આછું આછું શું પમરે—
સોહે લલીત શું લાડતો !

"હૈયાના હેતની વાંસળી," હો નાથ !
મેરૂ ગભીરૂં તુજ ગાન છે,
મનહર મધુર એનાં તાન છે !

બળતા હૈયાના વડા વડલા, હો કંથ !
શીળી-શી ઠંડી એની છાંય છે,
આત્મા જહિં તૃપ્ત થાય છે !

તરસ્યા અંતરનાં વારિ, હો નાથ !
વર્ષાવચન તું કાઢતો—
તરસ્યાં હૈડાં છીપાવતો !

હૃદય-છીપનો સ્વાતિ, હો કંથ !
વ્હેલો સુનક્ષત્રે આવતો—
મોતી મોંઘું ઉપજાવતો !

આન્તરાંશર્વ ( કેરા ] મુકુટ, હો નાથ !
કેવો રૂડો તું રાજતો—
સદા રહો પ્રભુ આજ, હો !

ભરદરિયે નાવ મુકયું, હો કંથ !
દોરી જશે ત્યાં આવશું—
પ્રીતિ પથે હંકાર તું !

માનસસર-રાજ હંસલા, હો નાથ !
મોતીડાં સ્નેહનાં વીણજે—
હૈયાના ભાવજ ઝીલજે !

દેવોના દેવ મ્હારા વ્હાલા, હો કંથ !
પૂજું હું મન-વચ-કર્મથી—
થાઉં સુખી તુજ દર્શથી !

( વડોદરા ) —" યશામ."

## ' સ્નેહલતા '

જગમાં ફાલે વ્હાલપની બહુ વેલડી,
નવપલ્લવ ધરી વાધે એ રસવેલ જો;
સુમન ખીલે નવલાં સ્મિત ચોગમ વેરતાં,
મન્દ અનિલથી પ્રસરે એ રસરેલ જો:
એ વાડીમાં કંઇક જનો રસ લ્હાણુ લે.

સીંચી સીંચી સ્નેહસલિલ જનની સદા,
પોષે અંકુર અર્પી મૃદુ આશ્વાસ જો;
અનુપમ હુમળકા કઈ પિતૃસ્નેહના,
અંકુરનો કરના શું અધિક વિકાસ જો:
વિકસી વેલી મદભર થઇ નાચે વને.

ભગિની ભાવે વ્હાલ અનુપમ સાચવે,
અવિરત સીંચી સદાય અમૃત સેર જો;
મૃદુ વચને ભ્રાતા પણ પ્રણય પ્રભા ઝરી,
વનલીલાને અર્પે નવલી લ્હેર જો:
કંટક દુર્ગે વશ કીધી રસઘેલડી.

સ્નેહિત વૃક્ષે આશ્રિત એ બાળા બને,
વિકસિત કુસુમોથી મધુકર લલચાય જો;
કોકિલ ફિર કલ રવતાં ચારૂ કંઠથી,
વ્હાલપનો તે પણ કરતાં સત્કાર જો:
સ્વજન હૃદયમાં પ્રીતિ વધારે વેલડી.

બળતાં હૈયાં શાંત કરે અલબેલડી,
મોંઘી અર્પી અંતરની શુદ્ધ વાસ જો;
ફુલ ફળે ફાલે એ અનુપમ સુંદરી,
હોય પછી, ક્હો ! કેમ ન ભાગ્ય વિકાસ જો ?
જીવન સુધારક એ વેલી જગમાં ખરી.

પીયૂષ પીયુ વરસાવે ઉન્નત વ્યોમથી,
વિરસ વિલાસે વાધે એ રસવેલ જો;
સ્વર્ગીય સુખ માણે મહીમાં જાયાપતી,
અજબ અનેરો પ્રિય વ્હાલપનો ખેલ જો:
પ્રેમપથિક થાતું જગમાં બહુ રોણલું.

ધીરજ.

એ ખાતાંનો લાભ લેવાને ગયાં હતાં. પહેલાં કેટલાક માસ દેશાવરનાં છોકરાંને શાળાના એક ભાગમાં રાખવામાં આવતાં હતાં, પણ પાછળથી એ અખતરો નાણાંની તંગીને લીધે છોડી દઇ તેના દીલસોજ હેડ માસ્તર મી૦ પ્રાણશંકર લલુભાઇ દેશાઈ બી૦ એ૦ પોતાને ત્યાં તેમને રાખવા લાગ્યા. હાલ સને ૧૯૧૪ના જાન્યુઆરીમાં બહારગામના ૫ છોકરા (૧ હીંદુ અને ૧ મુસલમાન) રાત્રે શાળામાં સુવે છે અને દનના દીવસોમાં તેમ નીશાળના વખત સીવાયના વખતમાં હેડ માસ્તર મી૦ પ્રાણશંકર લલુભાઇ દેશાઇ, બી૦ એ૦ ને ઘેર રહે છે. તે પણ બીચારાને ત્યાં મુંગો બ્હેરો દીકરો છે. તેને જાતે કેળવવા માટે તેમણે એ બાબતનો અભ્યાસ કરી પોતે મેળવેલી કળાનો લાભ પોતાના દીકરા ઉપરાંત બીજાં એોને પણ આપવા માટે પેનશનની નોકરી છોડી, આ ગ્રેજ્યુએટ આ પરમાર્થી કામ પાછળ મંડયા છે.

એ શાળામાં કેટલાક ઉદ્યોગો શીખાડવામાં આવે છે. ત્યાંનાં બચ્ચાંઓ રૂમાલ ઉપર એવી સરસ રીતે જાળી ભરેછે કે તેનાં વખાણ થાય છે અને ઠીક ભાવ આવે છે. વળી ત્યાં ડ્રોઇંગ ઉપરાંત સીવવાનું, કડીવાળાં બટન (Link Buttons) બનાવવાનું શીખવવાનું હતું. નાણાના સંકોચને લીધે એ કામનું બજારમાં પોસાણ ન થવાથી તે છોડી દેવું પડયુંછે.

સને ૧૯૧૨ માં શાળાના બે છોકરા ફર્સ્ટ ગ્રેડ આર્ટ પરીક્ષામાં બેઠા હતા અને તે બને પાસ થયા છે. સને ૧૯૧૩ માં શાળાના બે છોકરાને ફર્સ્ટ ગ્રેડમાં અને બે છોકરાઓને સેકન્ડ ગ્રેડમાં બેસાડ્યા હતા. એ ચારે છોકરા પાસ થયા છે. આમાંના પ્હેલા બે છોકરા ભાવનગરના રાજ્યના સ્કૅાલરો છે. અને બીજા બે છોકરામાંનો એક વડોદરા રાજ્યના સાવલી તાલુકાના ડેસર ગામનો છે. હજી પણ નાણાંની જો સગવડ હોય તો અનેક ધંધાઓ એ ખાતામાં દાખલ કરી મુંગાં બ્હેરાંની જીંદગી વધુ સુખી બનાવી શકાય. હાલ સને ૧૯૧૩ માં ભાવનગર રાજ્યના ૪ છોકરા આ શાળાનો લાભ લે છે. તેમનામાંના દરેકને નામદાર ભાવનગરના મહારાજા સાહેબ તરફથી માસીક રૂ. ૩ સ્કૅાલરશીપના મળે છે. એ ખાતાંને સરકારી કેળવણી ખાતું વર્ષે રૂ. ૫૦૦ ની અને અમદાવાદની મ્યુનીસીપાલીટી રૂ. ૭૫ની મદદ દર મહીને આપે છે, તે કોઇ પણ રીતે સંતોષકારક લેખી શકાય નહીં. સને ૧૯૧૩ માં તેનો વારસીક ખર્ચ હાલ લગભગ રૂ. ૨૧૦૦ જેટલો થાય છે, જે ૨૫ છોકરાની રાસ ગણો તો દર છોકરે દર મહીને રૂપૈયા ૭ ની આવે છે આ એ ખાતાંના અતીશય કરકસરિયા વાણીયા-શાહી કારભારની ગવાહી આપે છે તેનું રીઝર્વ ફંડ હાલ જાન્યુઆરિ ૧૯૧૪ માં રૂ. ૫૦૦૦ ને સુમારે છે.

તેનો માસીક ખર્ચ રૂ. ૧૭૦ નો છે તે મેળવવા બહુ ભારે પડેછે અને તેને માટે લોકોમાં ઉઘરાણાનું લીસ્ટ ફરતું કરવું પડે છે. **માજી ગવર્નર લોરડ સીડનહામે એ ખાતાનો શુભ હેતુ જોઈ તેને રૂ. ૫૦૦ ની બક્ષેશ કરી હતી** અને એજ માફક ત્યાંના **કમીશનર** અને **કલેકટર** તેને બનતી મદદ કરે છે. પણ દીલગીરી ભરેલું છે કે આપણા અમદાવાદી લખોપતી અને કરોડપતી શેઠીયાઓ તેઓ વચ્ચેના એકપુરા શુભ ખાતાંને જોઈએ તેટલી મદદ કરવાને ઉલટ બતાવતા નથી. એ ખાતાંની મુખ્ય ખુટા મધે, તેને માટેના એક મકાનના ફંડની જરૂર છે, જે ઓછામાં ઓછું અરધા લાખ રૂપિયાનું થવું જો-ઈએ [illegible] તેની કમી વાજબી રીતે ધારે છે. વળી એ ખાતું ત્યાં દેશાવરના છોકરાંઓ [illegible] શકતું નથી તેનું કારણ પણ નાણાંની તંગી છે. દેશાવરથી

આવતા છોકરાઓ માટે રહેવા, ખાવાના મકાનની પહેલી અગત્ય છે. વળી તેમને માટે ઇંગ્રેજી જાણનાર મદદનીશ શીક્ષકની અગત્ય છે એટલુંજ નહીં પણ તેમને માટે જોઇતી સામગ્રીઓ તથા રાચરચીલું પણ મળે નહીં બીચારાં મુંગાં બ્હેરાંઓને જ્ઞાન મેળવવા માટે એક નાનાં સરખાં મ્યુઝિયમની જરૂર છે અને તે ઉપરાંત સમજ આપનાર ચીત્રયુક્ત નકશાઓ, ચીજો બનાવવા માટે નમુનાઓ તથા મોલ્ડો તથા એ અને બીજી ચીજો રાખવા માટે કબાટો વીગેરેની જરૂર જણાવવામાં આવે છે. એ ખાતામાં સીવવાનો વર્ગ પણ છે કે જેનો લાભ છોકરાઓ પણ વધુ લે છે; પણ કપડાં હોય તો શીવે કેની ? તે માટે કમીટી દર વરસે રૂપિયા ચાળીસનાં કપડાંની હદસરની માગણી કરે.છે. અમદાવાદમાંજ કુંદી લગીને મીલો ધમધોકાર કામ કરે છે અને તેના એજંટો મોટાં મોટાં વ્યાજો અને કમીશનો ખાય છે અને ત્યાં વણાતું કપડું એકંદર હજારો માઇલ લંબાઇનું વરસ દહાડે નીકળતું હશે, ત્યાં બિચારાં વાચા વગરનાં બચ્ચાંઓને સીવવા માટે વરસ દહાડે ૪૦ રૂપરડીના કપડાંની તાણ પડે એ ખરેખર અફસોસની વાત છે.

જો અમદાવાદના જુદી જુદી કોમના આગેવાનો આ મહાભારત ખર્ચો (!) ઉપાડી ન શકે, તો શું આપણા પરમાર્થી પારસી શેઠીઆઓ એ અને બીજા જરૂરનાં ખર્ચો માટે જોગવાઈ ન કરી આપે ? અમદાવાદની આસપાસ અનેક રાજવાડાઓ પડ્યા છે. ગુજરાત અને કાઠીયાવાડના રાજાઓનો એક ઝુમખોજ એ અસલી રાજમથકની આસપાસ વીંટળાયલો છે, જેઓ એક દીવસની આતશબાજીમાં સેંકડો રૂપિયાનો ધુમાડો કરે છે. તેઓ આ પોતાની વચ્ચેના એકપુરાં નમુનેદાર ખાતાંને યોગ્ય રીતે પાળી ન શકે ?

નામદાર ભાવનગરના મહારાજાના રાજ્યના ૪ છોકરા એ શાળાનો લાભ છે. તો દરેક છોકરા દીઠ દર મહીનાના રૂ. ૭ ગણતાં દરમાસના રૂ. ૨૮ ની મદદ એઓ સાહેબ આ શાળાને એને અંગે થતા શીક્ષણ વગેરેના ખર્ચ માટે આપે તો એમણે માત્ર એમના રાજ્યના છોકરાઓને મદદ કરી ગણાશે. વડોદરાના ગાયકવાડ સરકારના રાજ્યનાં ૬ છોકરાં (૫ છોકરા અને ૧ છોકરી) પણ આ શાળાનો લાભ લે છે. ઉપરના હીસાબ પ્રમાણે એઓ નામદાર આ શાળાને દર માસે રૂ. ૪૨ ગ્રેન્ટ તરીકે આપે તો તે રકમ તેઓ સાહેબે પોતાના રાજ્યનાં અપંગ બ્હેરાં મુંગાં બાળકોની કેળવણીના નીભાવમાં આપી નહીં લેખાય ? એ બે મહારાજાઓ પોતાનાં રાજ્યનાં એવડી ખોડવાળાં બાળકોનો ભવ સુધારવા ચાહે તો આટલે ટુંકે ખર્ચે (માસીક ૭ રૂપિયામાં) આવી પોતાના રાજ્ય માટે સ્વતંત્ર શાળા તેઓ નીભાવી ન શકે. વળી નામદાર મહારાજા ગાયકવાડના રાજ્યમાં વડોદરામાં આવી એક નીશાળ રોજના બે કલાક કામ ચલાવે છે, એ વાત ખરી છે; પણ બહારગામનાં છોકરાંને રહેવા વગેરેની ત્યાં ગોઠવણ નથી તેમ તે નીશાળમાં દર છોકરા દીઠ ભણામણના માસીક રૂ. ૫ રૂી લેવાય છે અને ત્યાં હુન્નર શીખવાની કાંઈ ગોઠવણ નથી, તેથી બહારગામનાં છોકરાં તેનો લાભ સહેલાઇથી લઇ શકતાં નથી. વળી અમદાવાદ ગુજરાત અને કાઠીયાવાડ બંનેને અનુકુલ પડે તેવું મધ્યનુ મથક છે..

હીંદુસ્તાનમાં બ્હેરામુગાંની એકંદર બે લાખ માણસની વસ્તી છે, તેમને માટે દેશના જુદા જુદા ભાગમાં ૯ નીશાળો છે; તેમાંની ૬ બ્રીટીશ હીંદુસ્તાનમાં છે અને ૩ દેશી રાજ્યોમાં છે. બ્રીટીશ હીંદુસ્તાન માં જે ૬ નીશાળો છે તે પૈકી મુંબઇ ઇલાકામાં ૩ છે, બે બંગાળામાં છે અને એક મદ્રાસમાં છે. આમાંથી મુંબઇવાળી મેંઝગામની બ્હેરા-મુંગાની

નીશાળ આશરે ૨૫ વરસ કરતાં વધારે મુદતથી હસ્તીમાં છે તેનો કારોબાર ઉપર જણાવ્યું તેમ દીલસોઝ રોમન કેથોલીક પાદરીઓ અને બીજા ખ્રીસ્તી ભાઇઓ કરે છે. એ શાળામાં બહાર ગામના ખ્રીસ્તી ન હોય એવાં બ્હેરાં મુગાં માટે રહેવા વગેરેને માટે બોરડીંગની કાંઇ ગોઠવણ નથી આ કારણથી બહારગામનાં આવાં અપંગ બાળકો એનો લાભ લઇ શકતાં નથી. મુંબઇમાં કાલબાદેવી રોડ ઉપર એક બીજી બ્હેરાં મુંગાની શાળા છે તેમાં છોકરાંને શીખવવાને ફી લેવાય છે અને તે એક ખાનગી ગૃહસ્થની માલેકીની છે. અને તેમાં બહાર ગામનાં છોકરાંને રહેવા માટે કાંઈ બોરડીંગ હોય કે તેમાં કાંઇ હુન્નર શીખવવાનો હોય એવું જણાતું નથી. કલકત્તાની બ્હેરા મુગાની નીશાળ ઘણી જુની છે, અને ઉપયોગી કામ કરે છે, પણ તેમાં શીક્ષણ માટે માથા દીઠ રૂ ૫ દરમાસે ફી લેવાય છે. બારીસાલની નીશાળમાં રૂ. ૨ ફી લેવાય છે. મદ્રાસ ઇલાકામાં પાલમકોટામાં આવેલી બ્હેરા–મુંગાની શાળા પાદરી હસ્તક ચાલે છે અને તે ખ્રીસ્તી છોકરાં માટેજ છે. દેશી રાજ્યો પૈકીની વડોદરામાં આવેલી નીશાળમાં રોજ બે કલાક કામ થાય છે. તે એક ગૃહસ્થે પોતાના ખાનગી સાહસ તરીકે કાઢી છે. તેમાં શીક્ષણ માટે દર છોકરા દીઠ દર માસે રૂ.૫ ફી લેવાય છે. બહારગામનાં છોકરાંને રહેવા વગેરે માટે ત્યાં બોરડીંગની સગવડ નથી. તેમ હુન્નર વગેરે શીખવવાની ત્યાં કાંઈ ગોઠવણ નથી. માઈસોરવાળી નીશાળ ત્યાંના નામદાર મહારાજાને ખરચે ચાલે છે અને તેનો લાભ તે રાજ્યનાં બ્હેરાં મુંગાને મળે છે. આ જોતાં આખા હીંદુસ્થાન દેશમાં ૨ લાખ બ્હેરાં–મુગાં માટે અમદાવાદવાળી બ્હેરાં–મુંગાંની શાળા બેનમુન છે. એકલી એજ નીશાળમાં સામાન્ય તેમ હુન્નરની કેળવણી **મફત** અપાય છે. બહારગામના છોકરાઓ માટે રહેવાની તથા ખાવા વગેરેની ગોઠવણ થઇ શકે છે. નીશાળનો વહીવટ જુદી જુદી કોમના આગેવાન હીંદીવાનો કરે છે. નીશાળમાં **ગમે તે છોકરાંને** દાખલ કરવામાં આવે છે. પાંચ વરસની ટુંકી મુદતથી સ્થપાએલી હોવા છતાં એમાં **૨૬** છોકરાં છે. આખા દેશમાં બ્હેરાં–મુંગાં અપંગ બાળકોને **મફત** કેળવવાનાં આ એકજ ખાતાંને મદદ કરી તેને જાથુકનું કરવાનો કોને ઉમંગ નહી આવે ? આપણી અમદાવાદની તેમજ અત્રેની પારસી બ્હેનપણીઓ તથા શ્રીમંતો આવા દયાળુ કામમાં મદદ ન કરે ?

આ કમનસીબો ઉપર બબે જાતનાં દુઃખનો સામટો માર પડે છે; એક તો તેઓ જાતે બ્હેરાં એટલે તેમને તેમનાં માતપીતા જેવા વડીલ વ્હાલાંઓના મીઠા શબ્દો નકામા અને તે સાથ તેમનો વાચાનો ઝરો સુકાઇ ગયેલો: તેથી તેઓ માંહે ને માંહે કેવા બળી જળી મરતાં હશે ?–તેનો ખ્યાલ કરી એવાં સર્વદેશી ખાતાંને ઉચકી આપવાને પછાત પડવું ન જોઇએ. તેમાં નાત જાતનો કશો તફાવત રાખવામાં આવતો નથી. તેમાં **મુફત** કેળવણી આપવા સાથ **મુફત હુન્નરો** શીખવવામાં આવે છે. વળી ત્યાં મુગાં બ્હેરાંઓને રાખી, તેમની પરવરશી કરવા માટે ગોઠવણ રાખી છે; પણ તે માટે જરૂરજ નાણાંની ખુટ છે. ખુદ આપણા ઇલાકામાં રહેલ હજાર મુગા બ્હેરાં કમનસીબો પડેલાં છે. તેઓ માટે નાત જાત યા ધર્મના કશા પણ ફરક વીના આગેવાન હીંદીવાનોના હસ્તક ચાલતું આ એકજ ખાતું છે, જે બિચારૂં નાણાં માટે હાથ સોસરા કરી પોતાનું પોષણ જેમ તેમ કરી ચલાવી લે છે અને તેવા ખાતાને પાંચ વરસની તેની તપાસ પછી જે ફતેહ મળી છે તે જોતાં હવે જાથુકનું કરી આપવાની જરૂર છે. તેના સેક્રેટરીઓમાંના એક મરહુમ

પ્રજા હીતેચ્છુ શેઠ લાલશંકર ઉમિયાશંકર કમનસીબે ૧૯૧૨માં દેવલોક થયા છે, પણ તેમના જોડયા ઓનરેબલ રાવબહાદુર રમણભાઇ મહીપતરામ નીલકંઠ, મેસર્સ પ્રાણશંકર લલ્લુભાઈ દેશાઇ,તથા નર્મદાશંકર દેવશંકર મેહેતા એ કામ પુર ઉલટથી ચાલુ રાખે છે. એના આગેવાન વહીવટ કરનાર તરીકે એવા એક મહાન ધરખમ નર એ મંડળને માથે વસે છે કે જેવણ જો ચાહે તો એકલા એવાં દસ ખાતાંને જાયુકના પાયાપર એકે તડાકે મેલી શકે. ઓનરેબલ સરદાર સર ચીનુભાઈ બેરોનેટે લાખો રૂપૈયા સાયનસની કેળવણી માટે કહાડી આપયા છે, તેવણુજ વાચા વગરનાં બચ્ચાંઓ માટેનાં આ ખાતાને જાયુકના પાયા ઉપર મેલી ન આપે ?

—દી૦ બે૦ પ૮.

૩.

આવાં બેનમુન ખાતાંઓ વીલાયત, અને અમેરીકા દેશમાં સંખ્યાબંધ નીકળ્યાં છે, ત્યાં તેમની અતી સારી કદર થઇ છે. એના દાખલા તરીકે આટલુંજ જણાવવું બસ થશે કે અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટ્સ એકલામાં **૧૯૧ બહેરાં મુગાંની નીશાળો છે. અને તેનો ૧૬૦૦૦ મુગાં બહેરાંઓ લાભ લે છે.** અને તેવી દરેક શાળાનું પોતીકું ધણીઆતું મકાન છે. જ્યારે આ શાળા જાયુકના પાયાપર મુકાતી તો બાજુ રહી, પણ તેની જરૂરીઆતો માટે તેનો હેડ માસ્તરને નાણાની મદદ ઉઘરાવવા ઘરેઘર જવું પડે છે. આને પરીણામે મુગાં બહેરાંઓને કેળવણી આપવાનો ઉપયોગી વખત આવાં ઉઘરાણાં કરવામાં બરબાદ જાય છે.

આ ખાતાના યોજક, તેને ઉભું કરીને આ સ્થિતિએ પહોંચાડનાર, મી. પ્રાણશંકર લલ્લુભાઈ દેસાઇ. ( બી. એ. ) તેને ખીલવવાના ખાસ હેતુથીજ પોતાની પેનશનની નોકરી છોડીને ટુંક પગારે આ સંસ્થા ખાતે જોડાયા છે. તો તેઓએ આ પરમાર્થી કામ માટે જે ઉત્સાહથી પોતાનો જાતીભોગ આપ્યો છે, તે ઉત્સાહ આ ખાતું સારા જાયુકના પાયાપર મુકાય અને મુગાં બહેરાંની જીદંગી સારી કેળવણી પામવાથી ઉપયોગી થાય તો સફલ થશે, અને એમને સંતોષ મળશે. સખી સજ્જનો શાળાને જોઇતાં નાણા ઉઘરાવી આપવાનું કે પુરાં પાડવાનું માથે લે તો મી. પ્રાણશંકર નાણાં ઉઘરાવવાની ખટપટમાંથી મોકળા થાય, અને પોતાનો સઘલો કીમતી વખત મુગાં બહેરાંનાં ઉપયોગી શીક્ષણમાંજ રોકી મુગાં બહેરાંને પોતાની સેવાનો વધુ લાભ આપી શકે.

આ ખાતાને વખતસરની મદદની ગેરહાજરીમાં કેવી રીતે ખમવું પડ્યું છે, તેને માટે નીચલો એકજ દાખલો બસ થશે. કલકત્તામાં બ્હેરાં-મુંગાંને દેશી ભાષામાં શિખવવા માટેની ૨૧ વરસની જુની નિશાળ છે અને તે કામને માટે લાયક માસ્તરો તૈયાર કરવા માટે "નોરમલ કલાસ" છે. અહીંની નિશાળનાજ લાભ માટે તે કલાસનો અનુભવ લેવાને અને તે નિશાળમાં થતા કામના વહીવટનું જ્ઞાન મેળવવાને મી. પ્રાણશંકર કલકત્તે જાય તેટલા માટે મુંબાઇ ઇલાકાના મે. ડિરેક્ટર ઑફ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન એઓએ આ શાળાને રૂ ૧૦૦૦ સુધી ખરચ આપવાને વચન આપ્યું છે, એવું મેં સાંભળ્યું છે. કલકત્તાની નિશાળના નોરમલ કલાસમાં અભ્યાસ કરવા માટે એક વરસ ત્યાં રહેવું પડે છે. એ બાબતમાં વિચાર કરતાં અમદાવાદની નિશાળ ચલાવવાને બીજો લાયક માણસ નહીં હોવાથી તે નિશાળની વ્યવસ્થાપક કમિટીએ દીલગીરી સાથે ઠરાવ કર્યો કે આ નિશાળ

હજી હમણાંજ સ્થપાઇ છે તે દરમ્યાનમાં જો મી. પ્રાણશંકર જશે તો નિશાળ ભાગી પડશે અને તેને ઉભી કરવાને પાછી તેટલી મુશ્કેલી પડશે. આવાં ખાતાં ચલાવવાને ઓછામાં ઓછા બે માણસો તૈયાર કરવા જોઇએ. જો એકજ માણસને તેનો વહીવટ કે નીભાવ કરવાનો હોય તો કોઈ પણ કારણસર તે એવી સંસ્થા ચલાવતા બંધ થાય તો સંસ્થા ભાગી પડે. આ જરૂરી કામ નાણાંની તંગીને લીધે અત્યાર લગણ કમીટીથી બની શક્યું નથી. જો આ ખાતાને વખતસર જોઈતી પૈસાની મદદ મલી હોત તો અત્યારે આ કામ ચલાવી શકે એવો આસીસ્ટંટ તેઓએ તૈયાર કીધો હોત અને મી. પ્રાણશંકર મુગાંબહેરાં બાળકોને કેળવવાના શિક્ષણની રીતનો બહુ અનુભવ મેળવવા એક વરસ કલકત્તે જઈ શકત. વળી કલકત્તાવાળી નિશાળના પ્રિન્સિપાલ ઈંગ્લંડ અને અમેરિકામાં બ્હેરા-મુંગાને કેળવવાની પદ્ધતિની તાલીમ લઈ આવ્યા છે અને તેમને તે ખાતાના વહીવટ કરનારા દર માસે રૂ. ૨૭૫ પગાર આપે છે. એવા એક બીજા ગૃહસ્થને કલકત્તાની નિશાળ તરફથી રૂ. ૬૦૦૦ ખરચીને અમેરિકા તેવી તાલીમ લેવા મોકલ્યા હતા. તે ગૃહસ્થને રૂ. ૧૭૫ નો દરમાયો તે નિશાળ પગાર આપે છે. અમદાવાદવાળી આ નિશાળનો વહીવટ કરવામાં મી પ્રાણશંકર જેવા બાહોશ અને આત્મભોગ આપનાર ગૃહસ્થને જે રૂ. ૭૦ નો પગાર મળે છે, તે તેમના કીમતી કામના પ્રમાણમાં અને ઉપરની કલકત્તાવાળી નિશાળના પ્રિન્સિપાલ અને પ્હેલા આસિસ્ટંટને અપાતા પગાર સાથે સરખાવતાં ઘણો નજીવો છે. જો મી. પ્રાણશંકર નિશાળનું કામ કરતા બંધ પડે અને નિશાળને ઉભી રાખવી હોય તો નિશાળના વહીવટ કરનારાઓએ દર માસના રૂ ૧૫૦-૨૦૦ ના પગારથી કલકત્તા જેવે ઠેકાણેથી નિશાળ માટે હેડમાસ્તર બોલાવવો પડે. આને બીજી રીતે લખીએ તો માત્ર હેડમાસ્તરનો પગાર કાઢવાને કમિટીએ રૂ ૭૦૦૦૦ જેટલી મોટી રકમ વ્યાજે મુકવી પડે.

વીલાયતમાં સ્ત્રીઓનાં જુદાં જુદાં મંડળો આવાં ઉપયોગી ખાતાંઓને મદદ કરવામાં પોતાનો વખત આપીને ગરીબોના ખરા આશીરવાદ મેળવે છે. આપણી બ્હેનીઓ પણ હમણાં હમણાં તેઓને પગલે ચાલી જુદાં જુદાં ઉપયોગી કામોમાં પોતાના તન મન અને ધનથી કીમતી મદદ આપે છે. તો આ શુભ કામને મદદ કરવામાં પણ તેઓ પછાત પડશે નહીજ, એવી આશા હું રાખું છું. જે જે રીતે સખી સજ્જનોને આ શાળાને મદદ આપવી હોય, તે મદદની રકમ રૂબરૂ અથવા મનીઓરડરથી "સુંદરી સુબોધ, અમદાવાદ," અથવા "સેક્રેટરી, 'બ્હેરામુંગા'ની શાળા, અમદાવાદ." એ સરનામે મોકલાવશે તો ઉપકાર સહીત સ્વીકારવામાં આવશે, અને જે જે રકમ પત્રને સરનામે આવશે. તેની પોંહોંચ "સુંદરી સુબોધ" માસીકમાં પ્રસીદ્ધ કરવા તેના

# સમાજ, સાહિત્ય અને વિજ્ઞાન.

## હિન્દની મહિલાઓ.

એક પ્રખ્યાત અંગ્રેજના લેખ ઉપરથી.

અનુવાદ કર્તા:—કાન્તિલાલ છગનલાલ પંડ્યા. ( એમ. એ. ) આમા.

[ મિ. જેમ્સ રામસે મૅક્ડોનલ્ડનું નામ ઇંગ્લેન્ડના કામદારપક્ષના એક નાયક તરીકે, અંગ્રેજી પાર્લમેન્ટના એક બાહોશ સભાસદ તરીકે, હિન્દના સ્વતંત્ર શુભેચ્છક તરીકે, અને હાલમાં નામદાર શહેનશાહે નિમેલા " પબ્લિક સર્વિસ કમિશન " ના એક અગ્રણી સભાસદ તરીકે આપણા દેશમાં સારી રીતે પંકાયલું છે. ઇ. સ. ૧૯૦૯ના અરસામાં પોતાની પત્નીને લઇને તેઓ હિન્દની મુલાકાતે આવ્યા હતા. વિદેશીય લોકો હિન્દની મુલાકાત કરવા આવે છે તે ઘણા જુદા જુદા આશયોથી આવે છે. પરંતુ મિ. મૅક્ડોનલ્ડનો આશય કેવો ઉચ્ચ હતો અને તે કેટલે અંશે સફળ થયો હેના પુરાવા તરીકે, "The Awakening of India "—" હિન્દની જાગૃતિ ".નામનું એમનું પુસ્તક મોજુદ છે. એમને એકાએક ઇંગ્લેન્ડ પાછું ફરવાની ફરજ પડવાથી, આ દેશમાં તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે લાંબો વખત રહી શકયા નહિ, તો પણ આ ટુંકી મુલાકાતની અંદર હિન્દની વાસ્તવિક સ્થિતિનાં કેટલાંક મુખ્ય લક્ષણોનું તેઓએ બહુજ સારી રીતે ગ્રહણ કર્યું, અને એમની પેઠે ટુંકી મુલાકાતે આવનાર બીજા પરદેશીઓ કરતાં ઘણી ઊંડી નજરથી તેઓએ આપણા દેશની સ્થિતિ નિહાળી એટલું જ નહિ, પણ પોતાની અર્ધી જીંદગી અહીં ગાળનારા ઘણા અંગ્રેજો રાગદ્વેષનાં આવરણોથી જે જે સત્યો તરફ આગ્રહપૂર્વક આંખ મીંચી રાખે છે, તેમાંનાં ઘણાં સત્યો એમની સ્વતંત્ર ને સમભાવશીલ દૃષ્ટિએ તારવી કાઢયાં છે. જો કે કેટલાંક અંગ્રેજી વર્તમાનપત્રોએ પોતાનાથી જુદા મતો દર્શાવવા બદલ એમના ઉપર સખ્ત પ્રહારો કરવામાં બાકી રાખ્યું નથી, તોપણ હિન્દના નાયબ વઝીર મિ. મોન્ટેગ જેવા ઉદાર અંગ્રેજોએ એમની સારી કદર કરી છે, અને સત્ય ખોળી કાઢવાની તથા હિન્દને ન્યાય કરવાની દૃઢ ઇચ્છાના મૂર્ત સ્વરૂપમાં એમનું પુસ્તક હિન્દ સંબન્ધી જ્ઞાન મેળવવા ઇચ્છિતા મનુષ્યો આગળ ઘણા કાળ સુધી રહેશે.

હિન્દની પ્રજાનો આત્મા તેઓ આટલા ટુંકા વખતમાં પૂરેપૂરો પરખી શકયા છે એમ તો નહિ જ કહી શકાય—તેઓ પોતે પણ એવો દાવો કરતા નથી,—તોપણ હિન્દની નાડીપરીક્ષા એમણે ઘણી કુશળતાથી કરી છે એટલુંજ નહિ પણ હિન્દનું હૃદય સમજવામાં બીજા ઘણા પરદેશીઓ કરતાં તેઓ વધારે ફાવ્યા છે એ નિઃસંશય છે. હિન્દની રાષ્ટ્રીય પરિષદ્—"નેશનલ કોંગ્રેસ"—ના પ્રમુખ તરીકે એમને નિમવાને એક વખત સંપૂર્ણ તૈયારી થઈ ચૂકી હતી, અને કેટલીક અનિવાર્ય અડચણોને લીધેજ તે અટકી પડી.

એમનાં પત્ની એમની સાથે હિન્દમાં આવ્યાં હતાં, અને હિન્દુસ્તાનના પડદાના રીવાજને લીધે, હિન્દી સ્ત્રીઓની સ્થિતિ જોવાને એમના પતિના કરતાં એમને વધારે લાગ મળ્યો હતો. " હિન્દની જાગૃતિ " ના પુસ્તકમાં ". હિન્દની મહિલાઓ " સંબન્ધી બે પ્રકરણ આ અંગ્રેજ સન્નારીએ લખ્યાં છે, અને આપણી સ્ત્રીઓની સ્થિતિ સંબન્ધી ઘણું બારીક તથા માર્ગસૂચક દર્શન એમણે કરાવ્યું હોવાથી, હેનો અનુવાદ ઉપયોગી થશે એમ આશા રાખી છે. મિસિસ મેક્ડોનલ્ડે જે ચિત્ર આલેખ્યું છે તે કેટલીક રીતે અધુરું

તે ચલાવ્યું હોય, એનાં ઘણાં સુવિખ્યાત ઉદાહરણો મળી આવે છે. અમે ઝાંસીના જીર્ણ દુર્ગ ઉપર ઉભાં હતાં, અને ઝાંસીની રાણીએ સત્તાવનના બળવા વખતે કયી જગ્યાએ પોતાના લશ્કરને જમાવ્યું હતું, કયી જગ્યાએ ત્હેણે આપણો તિરસ્કાર કરી આપણી સત્તાનો તુચ્છકાર કર્યો હતો, અને છેવટે ડુંગરાઓમાં પાછાં હઠી આપણી સામે લડતે લડતે કયી જગ્યાએ ત્હેણે પોતાના જીવનનું સમર્પણ કર્યું હતું–તે સર્વ જગ્યાઓ અમે જોઈ. ફક્ત સત્તર દિવસ સુધીજ એણે આપણી તાબેદારીની ધુંસરી ફેંકી દીધી હતી, તોપણ તે ચિન્તાભર્યા કાળમાં એના જેવા જુસ્સાવાળા જો થોડાક વધારે હિન્દીઓ હોત તો બ્રિટિશ પ્રજા હાલ હિન્દની હાકેમ થવા પામી ન હોત.

બીજી સ્ત્રીઓએ પોતાના પુત્રોની સગીર અવસ્થામાં રાજ્યસત્તા મેળવી હોય છે, અને તે સત્તા પુત્રો મ્હોટા થય તે પછી પણ જાળવી રાખે છે. ગ્વાલિઅરના મહારાજા, જે સૌથી વિશેષ સાહસિક ને યૂરોપીયન જેવા થયેલા હિન્દી રાજાઓમાંના એક છે, ત્હેમનાં માતુશ્રી ને પત્ની સાથે વાતચિત કરવાનો આનન્દ મ્હને મળ્યો હતો. રાજમાતાના જન્મદિવસ નિમિત્ત રાજમહેલમાં "પાર્ટી" હતી, ત્યાં અમને આમંત્રણ મળ્યું, અને મહેલના બાગમાં, રાજમાતાએ આમંત્રેલા હિન્દી પુરુષો અને બ્રિટિશ સ્ત્રીપુરુષોની સાથે વાતચિત તથા રમતગમતમાં અમે ભળ્યાં હતાં.

રાજવંશી મહિલાઓ તથા એમની પરિચારિકાઓએ તો અન્તઃપુરની બારીઓએ નાંખેલા ચકમાંથી જોવા પૂરતોજ ઉત્સવમાં ભાગ લીધો. પરંતુ છેવટે અમે સ્ત્રીઓ મહેલની અંદર જઈ તે નામદારોને મળ્યાં, અને ખાસ મહેરબાનીને પાત્ર થયેલા એકાદ બે ગૃહસ્થોને ચકમાંથી વાતચિત કરવાની રજા આપવામાં આવી. પોતાનો પુત્ર સગીર હતો ત્યારે રાજમાતાએ પોતે રાજ્યની લગામ હાથમાં રાખી હતી, અને હજી પણ મહારાજાને સલાહ આપવાની તથા તે બહાર ગયા હોય ત્યારે એમનું સ્થાન સાચવવાની એમને તાકાત છે, મ્હારા સમજવા પ્રમાણે મહારાજાની પત્નીને પણ રાજદ્રવ્યના અમુક ભાગની જોખમદારી સ્વાધીન કરવામાં આવી છે. આ યુવાન દમ્પતીના જીવનમાં દુઃખની એક છાયા પથરાઈ છે. પોતેજ બાળક જેવી હતી તેવે સમયે મહારાણીનાં લગ્ન થયાં છે અને હજી ત્હેને સંતતિ થઇ નથી. જો કે ત્હેની ઉમર પચીસ ત્રીસને શુમારે હશે તો પણ જાણે હજી બાળકજ હોય એમ, તે ન્હાની ને નિર્બળ-દેખાવની છે. વારસાઈના કાનુનો ને ધર્મના શાસનો પ્રમાણે, પોતાની પાછળ ગાદીવારસ માટે મહારાજાએ ફરીથી "લગ્ન" કરવું જોઇએ. શું રીવાજ ને સગવડને તાબે થઇને મહારાજા પોતાની પહેલી પ્રેમમૂર્તિના હૃદયના કદાચિત્ ચૂરેચૂરા કરશે ? કે પછી પશ્ચિમની ભાવનાને વળગી રહી એકપત્નીવ્રત પાળશે ? રાજમાતાનું વચન એમને કયી તરફ લઈ જશે ?(૨)-પૂર્વમાં ઉત્પન્ન થતા કેટલાક પ્રશ્નો આવા હોય છે અને તેવામાંથી આપણે તદ્દન મુક્ત છીએ.

રાજવંશમાં બનેલા બીજા એક કરુણ પ્રસંગની ઝાંખી, ગાયકવાડના જ્યેષ્ઠ પુત્રની વિધવાની મ્હેં વડોદરે મુલાકાત લીધી ત્યારે, મ્હને થઇ. હું એને મળવા ગઇ ત્યારે તે રાણી અભ્યાસમાં ગુંથાઈ હતી, પણ તે અભ્યાસ મૂકીને એ તરત બહાર આવી અને મ્હારી સાથે વાતચિત કરી તથા પોતાનાં બાળકો બતાવ્યાં. એની ઉમર હજી ૧૮ વર્ષની જ છે ( ઈ. સ. ૧૯૦૯). એને બે ન્હાની પુત્રીઓ છે, અને એનું સૌથી ન્હાનું બાળક, રાજવારસ કુમાર,

જે હાલમાં ૧૧ા વર્ષનો છે, ત્હેનો જન્મ ત્હેના પિતાના મૃત્યુ પહેલાં થોડાં અઠવાડીઆં આગમચજ થયો હતો. જ્યારે કુમાર ફતેસિંહરાવ લગ્ન યોગ્ય ઉમરે પહોંચ્યા ત્યારે ત્હેમને માટે લાયક કન્યા ખોળી કાઢવાને કમિટી નીમાઈ હતી, અને ત્હેણે આ કુમારીને પસંદ કરી હતી રાજકુમારની પસંદગી સારૂ બીજાં કેટલાંક નામો પણ તે કમિટીએ મોકલ્યાં હતાં. એટલે આ લગ્નમાં રાજકુમારની પસંદગીને કાંઇક અવકાશ રહ્યો હતો. આ વિધવા રાણીની પાસે હાલ એની માતા ને માતામહી રહે છે, અને એક અંગ્રેજ "નર્સ" બાળકો સંભાળવાની જોખમદારીમાં ભાગ લે છે. આ ન્હાની બાળા—કારણકે એ તેથી વિશેષ નથી—હાલમાં ઉત્સાહપણથી ચાર કલાક વિદ્યાભ્યાસમાં ગાળે છે, જેમાંના બે કલાક અંગ્રેજીની પાછળ જાય છે: એ બહુ સારૂં છે. કારણ કે જે ઉમરે યૂરોપીય બાળાઓ હજી નિશાળે જતી હોય છે, તે વયે જે સ્ત્રી ત્રણ બાળકની માતા હોય ત્હેને કેળવણી પ્રાપ્ત કરવામાં નિશ્ચય ઘણી વિટમ્બના નડે છે.

વિધવાના શ્વેત વસ્ત્રમાં પદ્માવતી રાણીની કાન્તિ મધુર દેખાતી હતી. વળી તે નરમાશવાળી, વિવેકી અને સ્મિતભરી હતી. સ્વામીના અવસાનથી તે સનાતન નિવૃત્તિ ને એકાન્તવાસની શિક્ષાને પાત્ર થઇ છે; જીવનના વસન્તકાળની ગમે તેવી શરૂઆતમાં પ્રહાર આવી પડે તોપણ, જીંદગીની મઝાઓ ઉપરનો હક વિધવાઓને ખોવો પડે છે. પદ્માવતી રાણીને તો હજી બાળકો છે, તે બાળકને ખાતર પણ જીવવાનું છે; પણ **ઘણી બાળાઓ તો પત્ની થયા પહેલાં વિધવા થાય છે!** એક વિશ્વાસપાત્ર હિન્દવાસીને મ્હોંઢેથી મ્હેં વાત સાંભળી કે એક ઠેકાણે પરણનાર વરકન્યાનો જન્મ થયા પહેલાં, તેઓને બદલે ફુલોના ઢગલા મૂકીને, એક લગ્નક્રિયા કરવામાં આવી હતી! વળી એક માતા પોતાની પાંચ વર્ષની ન્હાની છોકરીના લગ્નની યોજના કરતી હતી, ત્હેને આવા વ્હેલા લગ્નની પાછળ કેવું અનિષ્ટ થાય ત્હેની ચેતવણી આપવામાં આવી, ત્યારે ત્હેણે જવાબ દીધો: "મ્હારી છોકરી વિધવા જ જન્મી હોત તો, હું શું કરત?"

આ વિધવા રાજબાલાની ઓરમાન સાસુ, સૌથી વિશેષ યૂરોપીઅન-સંસ્કારને પામેલી હિન્દી રાણીઓમાંની એક છે. ઓઝલ પડદાની સ્હેજ પણ છાયા વિના, ગાયકવાડની સાથે તે આખા યૂરોપમાં પ્રવાસ કરે છે.(૩) ઇંગ્લેન્ડના ઉંચા વર્ગમાં તે સારી રીતે જાણીતી છે. મુંબાઈમાં પણ છૂટથી ફરે છે, પણ પોતાના સંસ્થાનમાં જાય છે ત્યારે જૂના રીવાજોને તદ્દન છોડી દેતી નથી, અને જ્યાં સુધી વડોદરે રહે છે ત્યાં સુધી થોડોક પડદો રાખે છે. હિન્દની બીજી દિશામાં નજર કરીએ તો બર્દવાનની મહારાણી (–પણ યાદ રાખવું જોઇએ કે આ ખિતાબ ધારણ કરનારના તાબામાં એકકે "રાજ્ય" નથી) પોતાના પતિની પૂરી સંમતિથી એક બે વર્ષ થયાં પડદાની બહાર નીકળી છે, અને આ મહિલા, જે થોડાજ માસ અગાઉ તો સ્ત્રીપુરુષના મિશ્ર મેળાવડામાં પણ કદી ગઈ ન્હોતી, અથવા પોતાનાં કુટુમ્બના કુંડાળાની બહાર કોઇ પુરુષને દેખાવ દેતી ન્હોતી, ત્હેને હવે બજારો ખુલ્લી મૂકવાની ક્રિયા વખતે ભાષણો કરવાની સજાને તાબે થવું પડે છે! ખરેખાત, એણે જોયું હશેજ કે, ગમે તેમ કહીએ તોપણ આખરે જીવનમાં કેટલાંક એવાં પાયશ્ચિત્તો છે જેમાંથી ઓઝલ પડદો પોતાની પૂજારીઓને મુક્ત રાખે છે

ઝનાનામાં ગોંધી રાખવાના આ રીવાજ વિષે મ્હેં બીજી ઘણી કહાણીઓ સાંભળી છે. એક મ્હોટા અમલદારની પત્નીએ મ્હને એક સન્નારીની વાત કહી કે: "એને મ્હારા દિવાનખાનામાં સોને રસેલી ને ઝવાહીરથી મઢેલી પાલખીમાં બેસાડી આણવામાં આવી હતી. તોયે તેમાંથી ઉતરી ત્યારે તે બ્હીક ને શરમની મારી એવી તો ગભરાઈ ગઈ હતી કે વાત નહિ! કહે છે કે પોતાના ઘરના કંપાઉન્ડની બહાર આ પહેલીજ વાર એણે પગ મૂક્યો હતો." રાજ્ય કરનાર જ્ઞાતિની (અંગ્રેજી) બીજી એક મહિલાએ મ્હને વાત કહી કે "હું એક વાર એક છેક ખૂણામાં આવેલા પરગણામાં કેટલીક રાણીઓને મળવા ગઈ હતી. ત્યાં કેળવણીને તેમજ અર્વાચીન સુધારાને કોઈ ઓળખતુંજ ન્હોતું. તેવી જગ્યાએ મ્હેં એક એવી બાળા દીઠી, જેને સારી અંગ્રેજી કેળવણી મળી હતી, જેને વાંચવાનો તીવ્ર શોખ હતો અને જે વર્તમાન સમયના બધા વિષયો ઉપર વાત કરવાને તૈયાર હતી; પણ એક પછાત રહી ગયેલા કુટુમ્બના છોકરાની સાથે એનાં લગ્ન થયાં હતાં, અને ત્હેને પરિણામે, નીર વિનાની માછલી પેઠે, આ અસમાન વાતાવરણમાં તે પીડાતી ને ગુંગળાઈ ગઈ હતી. અંધારામાં એકાએક પડેલા પ્રકાશના એક કિરણની પેઠે એક અંગ્રેજ સ્ત્રીની મુલાકાતને એણે વધાવી લીધી."

વળી એક વૃદ્ધ બેગમ-એના દેહને શાન્તિ હોજો-તેની પણ વાત કહેવાય છે કે નિવૃત્તિ તથા ઓઝલપડદો પાળવામાં તે ચૂસ્તમાં ચૂસ્ત હતી; છતાં આપણી માતા ઈંગ્રેજી સાથે તે જોઇએ તેવા ગાઢ સગપણથી જોડાઇ હતી. (૪) કારણકે જ્યારે એની એક અંગ્રેજ સહીપણીએ એને જુદાં કપડાંમાં છુપાવી બહાર ગાડીમાં ફરવા લઇ જવા માગણી કરી, જેથી પાલખીના પડદાને ફરફરીઆં-"શટર્સ"વાળી બારીઓની નડતર વિના છુટથી એકવાર દુનિયાનું એ દર્શન કરી શકે, ત્યારે તે માગણીને વશ થઈ, આવી વિરલ સ્હેલ કરી આવી.

સ્ત્રીઓની બાબતના આપણા પોતાના રીવાજો અહીં સંશય તથા કટાક્ષથી જોવામાં આવે, એ સ્વાભાવિક છે. આપણાં નૃત્યો, જેમાં સ્ત્રી પુરુષો-ઘણીવાર એક બીજાંથી તદન અજાણ્યાં સ્ત્રી પુરુષો-બેલડીએ ફુંદડી ફરે છે, તે હિન્દી સ્ત્રીઓની વૃત્તિને સખ્ત આઘાત કરે છે, અને અણગમાનો આ સંસ્કાર આપણી અંગનાઓના ખુલ્લી ડોકવાળા પોશાકથી, રજ પણ કમી થવા પામતો નથી ખરે, હિન્દની સન્નારીઓની દૃષ્ટિમાં અંગ્રેજી સ્ત્રીત્વની પ્રતિષ્ઠા વધારવાની આકાંક્ષાવાળી, કોઈ વાઇસરોયની પત્ની પોતાના દરબારમાં દાખલ થનાર પ્રત્યેક સન્નારીએ કેટલાં કપડાં અવશ્ય પહેરવાં જોઇએ, અને જુવાન કુમારિકાઓએ ફક્ત કેવી જાતનાં ખાનગી નાટકો ભજવવામાં ભાગ લેવો જોઇએ, તે વિષે જો મર્યાદાના નિયમો બાંધે, તો ઘણું સારૂં થાય.

અત્યાર સુધી ઉંચી પદવીવાળી મહિલાઓના જીવન સંબન્ધી જ મ્હેં દાખલાઓ આપ્યા છે, પણ તે સમગ્ર સ્થિતિનાં લક્ષણો દર્શાવવા ઓછા નથી.

સભ્યતાની રીતિઓમાં—'એટિકેટ'માં-અનન્ત વિવિધતા હોય છે. એક જ્ઞાતિ અથવા એક કુટુમ્બ એવું એવું ખુશીથી કરી શકે, જે બીજી જ્ઞાતિ અથવા બીજા કુટુમ્બને પાતક જેવું લાગે. ઝનાનાઓની મુલાકાત લેતી વખતે મ્હારે બહુ સાવચેતીથી બોલવું પડતું અને મ્હારા સવાલો ઘણી આનાકાનીથી પૂછવા પડતા. કારણ કે, દાખલા તરીકે, મ્હેં એવું દીઠું કે કેટલેક ઠેકાણે ગૃહની સન્નારીએ મ્હારા વિનોદને માટે ગાયન અથવા

વગાડે એ તદ્દન દોષરહિત મનાતું, ત્યારે બીજાં કુટુમ્બોમાં, આવા વિનોદોમાં સ્ત્રીઓ ભાગ લે એમ ગોળગોળ સૂચના સરખી પણ કરવી એ, હું અજ્ઞાન ને જંગલી પરદેશી ન હોત તો, સ્પષ્ટ રીતે હડહડતા અપમાન તુલ્ય લાગત. " મ્હારી આ આગળ એવી માંગણી કરતાં મ્હને શરમ આવે છે, " એમ એક છોકરાએ ક્ષમાયાચક સ્વરે મ્હને કહ્યું. તે છોકરો મ્હારી અને પોતાની ઓરમાન મા, સંખ્યાબંધ બ્હેનો ને ભાભીઓ વચ્ચે દુભાષીઆનું કામ કરતો હતો. વળી બીજા એક કુટુમ્બમાં તો આ સૂચનાથી કરીને, મ્હારૂં આતિથ્ય કરનાર ગૃહિણી તથા મ્હને મળવા તેડાવેલી બીજી સન્નારીઓ વચ્ચે, બહુ રસભરી મશ્કરીઓ ચાલવા લાગી, જેનું ભાષાન્તર કરવાને, મ્હારા દુભાષીઆ તરીકે કામ કરનાર એક પ્રૌઢ વનિતાએ, અખાડા જ કર્યા.

પરંતુ આ સઘળી વિવિધતામાં અમુક સામાન્ય લક્ષણો મળી આવે છે: બાલત્વ પૂરૂં થયા પહેલાં લગ્ન; ત્હેને પરિણામે બહારની આખી દુનિયાથી તદ્દન અળગાપણું; પતિ તથા નજદીકનાં સગાંઓ એ જ રોજના વિચારો તથા યોજનાઓની સીમા થાય; આપણા બાહ્ય સંસાર વિષેનું જ્ઞાન પરોક્ષ રીતે—" સેકન્ડ હેન્ડ " જ, અથવા ચોરી છૂપાઇને ખૂણેખાંચરેથી ડોકીઆં કર્યાથી જ, મળે તેટલું; વિધવાઓનાં શૂન્ય જીવન; અને કેટલાક દાખલાઓમાં, બ્રિટિશરાજની સ્ત્રીઓનાં જે દૃષ્ટાન્તો તેઓની સમક્ષ હોય ત્હેમને વધારે મળતી આવે એવી, મુક્તિ તથા સ્વતંત્રતા માટે બુદ્ધિ પામતી અભિલાષા.

હિન્દમાં સ્ત્રીઓની સ્થિતિ શી છે તે સમગ્રતાથી તેમ જ સંક્ષેપથી કહેવું હોય તો હું એટલું જ કહું કે **હિન્દુસ્તાન એ જુવાન બાળાઓ વિનાનો દેશ છે.** બારથી વીસ વર્ષ સુધીની, જુવાન અંગ્રેજી કુમારિકાને અંહીં જોવાને મન તો જાણે કેવું તલપે છે કારણ કે બ્રિટિશ રાજ્યનો એક શાપ એ છે કે, બાળકો અમુક ઉમર પહોંચે ત્યારથી તે " સોસાયટી "માં ભળવા લાયક મ્હોટી ઉમરનાં થાય ત્યાં સુધીનો સમય, તેઓને તેઓનાં માબાપો ( અંગ્રેજી ), તંદુરસ્તીના સબબથી, પોતાની સાથે રાખી શકતાં નથી, પરંતુ ઇંગ્લેન્ડ મોકલાવી દે છે.

અલબત્ત, હિન્દવાસીઓમાં મ્હેં આ ઉમરની, ઘણી, શ્રેષ્ઠ મનોહરતાવાળી બાળાઓ દીઠી છે. તેમાંની કેટલીક, જેને હું જુદા જુદા અન્તઃપુરમાં મળી હતી અને જે, રંગીન રેશમી વસ્ત્રો તથા ઝવાહીરનાં નાજુક આભૂષણોથી, કોમળ કાન્તિથી શોભતી હતી, તેઓ હજી મ્હારા મન આગળ ખડી થાય છે. પણ મ્હારે યાદ રાખવું પડતું કે તેઓ બધી પરણેલી વધૂઓ છે, કવચિત્ તો માતાઓ પણ હશે, અને જીંદગીની જોખમદારીઓ એમને માથે ક્યારની ઉતરી ચૂકી હશે. **કૌમારનો રસ અંહીં નથી,** કૌમારનું કાવ્ય અંહીં હાજર નથી; પેલાં વાટ જોવાનાં તથા વિકાસનાં મોઘાં વર્ષો, જ્યારે રાજ્વી વીર હજી ભવિષ્યના પડદા પાછળ રહેલો હોય છે અને જીવનની અદ્દ્ભુત રસિકતા ત્હેની અનિશ્ચિતતામાં હજી સ્વર્ગીય તથા આહ્લાદક હોય છે, તેવાં વર્ષો દીઠા વિના જ, એકાએક, બાલિકા પત્નીમાં રૂપાન્તર પામે છે.

વધારે ગરીબ વર્ગોના પણ તે જ હાલ છે. ગામડાંઓમાં વ્હાલ આવે એવી, ન્હાની, કાળી આંખવાળી બાળાઓ આપણી સ્હામે દોડી આવે છે ને મધુરૂં સ્મિત કરે છે, એવામાં આપણો અનુભવી ભોમિઓ જાહેર કરે છે કે તેઓ માતાઓ છે, કારણ કે ત્હેમની

કાણીની ઉપર કડાંઓ છે. અથવા શણુ કે રૂની મિલોમાં આપણે એવી ન્હાની છોકરીઓ જોઇએ છીએ, જેઓ-જે નવ વર્ષની ન્હાની ઉમરે છોકરાંઓને મિલમાં કામ કરવા કાયદો છૂટ આપે છે, તેથી પણ-ન્હાની હશે એમ આપણને સંદેહ થાય છે. તેવામાં કોઈ આપણને કહે છે કે, એમના કાળા વાળની સેંથી આગળ જે રાતું તિલક છે તે ચિહ્ન દર્શાવે છે તેમ તેઓનાં લગ્ન પણ થઇ ચૂકયાં છે. એક હિન્દી સ્ત્રી ડૉકટરને મ્હેં એક દિવસ પૂછ્યું કે બાળ—માતાઓની સંખ્યા પહેલાં કરતાં હવે કાંઇ ઓછી થઇ હશે ખરી કે ? ત્યારે ત્હેણે ઉત્તર આપ્યો કે આજે જ હું એક પંદર વર્ષની ઉમરની માતાને જોવા ગઈ હતી, અને ગઇ કાલે હું ચૌદ વર્ષની બાળ-માતાને જોવા ગઈ હતી. આવા માતૃત્વનાં પરિણામો શરીરને ઘણું ખરાબ કરી નાંખે એવાં થાય છે, એ વાત કોઇથી પણ વાંધો ન લઈ શકાય એવા વૈદ્યક પૂરાવાથી સાબિત થઇ છે. ઈ. સ. ૧૮૯૦માં, બાળપત્ની કુલમણિદાસીનું કરુણા ઉપજાવે એવી રીતે મૃત્યુ થયું તે પછીથી, બાળલગ્નની સ્હામે હિન્દની પચાવન સ્ત્રી-ડૉકટરોની સહીવાળું એક વિનતિ-પત્ર સરકાર પાસે રજુ કરવામાં આવ્યું હતું. તે સિવાય, બાળલગ્નની અસર મન તથા નીતિ ઉપર ઘણી સંકોચક થાય છે તે હિન્દી સુધારકોમાંના વધારે ચૂસ્ત સુધારકોએ કબુલ કર્યું છે.

આ ઉપરથી સ્વાભાવિક રીતે પ્રશ્નો ઊઠે છે કે પોતે જે રીવાજોને દુષ્ટ તરીકે સ્વીકારતા હોય તેવાઓમાં ફેરફાર કરવા માટે હિન્દના સુધારકો કયી દિશામાં કામ કરે છે, અને તેઓ કેટલે સુધી ફાવે છે ? સતીનો રીવાજ—પતિના શબ સાથે વિધવાને જીવતી બાળી નાંખવાનો રીવાજ-બ્રિટિશ સરકારે કેવી રીતે કાઢી નાંખ્યો તે આપણે બધાંએ સાંભળ્યું છે. ઈ. સ. ૧૮૨૯માં આ રીવાજ બંધ કરવા કાયદો થયો, અને તે વખતે તે મનાના કાયદાની સ્હામે એક અરજી પ્રિવિ કાઉન્સિલ આગળ રજુ કરવામાં આવી હતી, જે ઉપર ૧૮૦૦ હિન્દીઓએ સહી કરી હતી. કલકત્તાનાં કુલીન ને શ્રેષ્ઠ કુટુમ્બોનાં માણસો તેમાં સામેલ હતાં.

તે રીવાજને ફરીથી દાખલ કરવા માટે હવે જો સહીઓ લેવામાં આવે તો, હું ધારું છું કે, એક સહી પણ મેળવવી મુશ્કેલ પડે.

પણ હવે એવી ફરિયાદો સંભળાય છે-અને તે તદ્દન પાયાવિનાની નથી-કે સતીનો પ્રતિબન્ધ, બાળહત્યાનો નિરોધ, સંમતિવયનો વધારો, અને વિધવાપુનર્લગ્નનો કાયદો, એવા એવા સુધારા કરવા માટે, સામાજિક સુધારાનો જે ઉત્સાહ, પ્રગતિશીલ હિંન્દીઓ તથા અંગ્રેજોને ઉભયને ભેગા કામ કરવાને પ્રેરતો હતો, તે ઉત્સાહ હવે મન્દ પડયો છે, અને હાલમાં આગળ વધેલા વિચારકો રાજકીય ચળવળની હિમાયત કરે છે અને સામાજિક સુધારાની ઉપેક્ષા કરે છે.

આપણું ધ્યાન ખેંચવામાં આવે છે કે વિધવાઓને સર્વ સામાજિક આનન્દો તથા સ્વતંત્રતામાંથી બાતલ કરવી એ, "ટાઢી સતી" નો રીવાજ, ત્હેમને જીવતી બાળી નાંખવાના રીવાજ કરતાં પણ વધારે રીબાવનારી ક્રૂરતારૂપ છે. કેટલાક હિન્દી સુધારકો પોતે બાળલગ્ન કરે છે, અથવા તો પોતાનાજ કુટુમ્બની ન્હાનામાં ન્હાની વિધવાની બાબતમાં રૂઢિથી સ્હેજ પણ જુદું પગલું ભરવાની વાતને ઉત્તેજન આપતા નથી, એમ તેઓની સ્હામે આરોપો મૂકવામાં આવે છે. તેમ, બીજી પાસથી, આપણે પણ એટલું

સ્વીકારવું જોઈએ કે જ્ઞાતિના હુકમો જમાનાઓના ધર્મથી પુષ્ટ થયેલી સામાજિક રૂઢિની સંપૂર્ણ સત્તા ભોગવે છે, એટલે ત્હેની સ્હામે ટક્કર ઝીલવી એ જેવી તેવી વાત નથી.

વળી પ્રાચીન ધર્મશાસ્ત્રોમાંથી અવતરણો કાઢીને કેટલાક એમ બતાવે છે કે બાળલગ્નનો રીવાજ, એ મૂળ સનાતન હિન્દુધર્મની સંસ્થા નથી, પણ પાછળથી, જેને પ્રમાણમાં અર્વાચીન સમય કહીએ તેવે સમયે, હિન્દુધર્મમાં ઘુસી ગયેલો ", સુધારો " છે. ઘણા તો એટલે સુધી કહે છે કે બાળલગ્ન ને ઝનાનો એ બન્ને રીવાજો મુસલમાન હુમલાખોરોનાથી પોતાની વહુ દીકરીઓનું રક્ષણ કરવાની જરૂરને લીધેજ હિન્દુધર્મમાં દાખલ થઈ ગયા છે. આના જેવો એક દાખલો હાલમાં ચીનાબસંસ્થાનમાં નજરે પડે છે. ચીનાબનું સંસ્થાન એ મૂળ પંજાબનું એક ઉજડ વેરાન હતું, પણ હવે નહેરકામની પદ્ધતિએ ત્હેને અજાયબ જેવી રીતે ફળદ્રુપ બનાવી દીધું છે. જે સમયે તે પ્રદેશ તદ્દન ઉજડ હતો ત્યારે ત્યાંના મૂળ જંગલી લોકો, જેઓ આપણા જિપસીઓને મળતી આવતી ભરવાડના જેવી જાતના છે, તેઓમાં સાધારણ રીતે પુરૂષો ૩૦-૩૫ ની ઉમરે ને સ્રીઓ ૨૫-૩૦ ની ઉમરે લગ્ન કરતાં. તેઓ કહેતા કે અતિ ન્હાની વયે અમારૂં સ્વાતંત્ર્ય છોડી પરાધીન થવું અમને ગમતું નથી. પરંતુ તે ભૂમિ ફલવતી થઇ એટલે હિન્દના બીજા પ્રદેશોમાંથી લોકો ત્યાં આવી વસવા લાગ્યા અને જોતજોતામાં અસલી જંગલીઓ કરતાં સંખ્યામાં વધી પડયા. એના એજ જંગલી લોકો હવે બાર ચૌદ વર્ષે પોતાની છોકરીઓને પરણાવી દે છે, અને ત્હેના કારણ તરીકે પરદેશી પડોશીઓનો અવિશ્વાસ પ્રકટ કરે છે: " હવે કોઈ ઉપર ભરોસો રાખવા જેવું રહ્યું નથી."

જે હિન્દી સુધારક હાલના સમયમાં એમ પ્રતિજ્ઞા કરે કે હું બાળપત્નીને કદી પરણીશ નહિ, ત્હેને વધારે પાકી ઉમરની પણ અવિવાહિત કન્યા મળવી બહુ મુસ્કેલ પડે છે. અને જો તે કોઈ જુવાન વિધવાને પરણવાનું પસંદ કરે તો તે લગ્ન-જો કે બ્રિટિશ અમલદારોની દૃષ્ટિએ તદ્દન કાયદેસર છે તોપણ વરવધૂ બન્નેને પોતાનાં કુટુમ્બોમાંથી તદ્દન બહિષ્કાર અપાવે છે તથા સમાજમાં તેમજ ધાર્મિક જીવનમાં તેઓની પ્રતિષ્ઠાને તદ્દન ઉંધી વાળે છે. આ સર્વ મુસ્કેલીઓ હોવા છતાં, વધારે મ્હોટી ઉમરે લગ્ન કરવા તરફ તેમજ સ્રીપુરૂષ વચ્ચે વધારે સમાનતા સ્થાપવા તરફ હિલચાલ ધીમેધીમે આગળ વધે છે એમ ખાત્રીથી કહી શકાય. છોકરાઓ ને પુરૂષો તેમજ છોકરીઓ ને સ્રીઓમાં જેમજેમ વધારે કેળવણી ફેલાય છે, તેમતેમ આ હીલચાલને વધારે સહાયતા મળે છે.

જો કે સ્રીકેળવણીની પહેલ ક્રિશ્ચિઅનોએ કરી હતી ( છોકરીઓ માટેની પહેલી દિવસની નિશાળ મિસિસ હાના માર્શમેન નામની એક મિશનરી બાઈએ ઈ. સ. ૧૮૦૭ માં કાઢી હતી ), તો પણ તે ઉપાડી લેવામાં પારસીઓ પણ કાંઈ પછાત રહ્યા ન્હોતા. પદ્ધતિસર સ્રીકેળવણી સ્થાપવાના તેઓના પહેલા પ્રયાસોની " જ્યુબિલી ' બે વર્ષ ઉપર તેઓએ ઉજવી, ત્યારે ઐતિહાસિક " ટેબ્લો " વગેરે દેખાવોની રચનામાં તેમ જ આખો ઉત્સવ ઉજવવામાં, મુંબાઇના હાલના ગવર્નરની સદ્દગત પુત્રી, મિસ કલાર્કે તેઓને સારી મદદ કરી હતી. હવે આર્યસમાજ તથા બ્રાહ્મસમાજની છાયા નીચે, છોકરીઓને

વધારે ઉંચું શિક્ષણ આપવા શાલાઓ નીકળતી જાય છે, અને મુસલમાનો પણ ધીમે ધીમે હારમાં આવતા જાય છે. તેઓના છોકરાઓની નિશાળ તથા કૉલેજના પ્રસિદ્ધ સ્થાન અલિગઢમાં, એક કન્યાશાળા સ્થપાયલી મ્હેં દીઠી ને બીજી સ્થાપવાની વાતચિત સાંભળી. અંગ્રેજી શીખવવા સ્થપાયલી ઘણીખરી કન્યાશાળાઓમાં પ્રાથમિક અભ્યાસનો ઘણો ક્રમ પાછો દાખલ કરવાની ફરજ પડે છે, એટલે વધારે ઉંચું શિક્ષણ પામનાર બાળાઓની સંખ્યા તો ઘણી જૂજ હોય છે. ખરેખર, જો યુરોપીઅન કન્યાશાળાઓ બાતલ કરીએ તો, ઈ. સ. ૧૯૦૯માં આખા હિન્દમાં ૫૬૦૨૬૧ છોકરીઓજ નિશાળમાં ભણતી હતી, અને તેમાંથી “ સેકન્ડરી ” શાળાઓમાં ( અંગ્રેજી સ્કૂલોમાં ) ઉચ્ચતર અભ્યાસની કોટિએ પહોંચનાર બાળાઓ ફક્ત ૧૨૦૮ જ હતી. આમાંથી ૫૫૩ એકલા મુંબાઈમાં હતી.

ઇ. સ. ૧૯૦૨માં પ્રાથમિક કન્યાશાળાઓમાં ૩૪૮૫૧૦ કન્યાઓ હતી, અને હાલમાં ૫૪૫૦૯૧ છે. આમાંની ઘણી છોકરીઓ છોકરાઓની નિશાળે જાય છે ને પોતાના ભાઇઓ સાથે ભણે છે. તો પણ જુદી કન્યાશાળાઓમાં તેઓ વધારે સ્હેલાઇથી જાય છે, અને ગામડાંઓમાં પણ હવે જુદી કન્યાશાળાઓની સંખ્યા વધારવામાં આવે છે. અમે એક ગામડું જોવા ગયાં હતાં, ત્યાં કન્યાશાળા છે એમ સાંભળી અમને તે જોવાની ઇચ્છા થઇ. ઘણી તપાસ કર્યા પછી એક ખાંચાની ગલીમાંથી ત્હેને ખોળી કાઢી. તે શાળા જોઇ હોય તો એક ન્હાની અંધારી ઓરડી સિવાય બીજું કાંઇ મળે નહિ. લગભગ અર્ધો ડઝન છોકરીઓ લખવાની પાટી ને વાંચવાની ચોપડી લઇ ભોંય ઉપર ગોળકુંડાળામાં બેઠી હતી, અને આનન્દી દેખાતી વિધવા-મહેતીજીના બોલો સાંભળતી હતી.

પણ જો કે પ્રગતિનાં ચિન્હો સ્પષ્ટ છે, તો પણ અત્યાર લગીનું બધું કામ સમુદ્રમાં એક બિન્દુસમાન છે ! **જે થવું જોઇએ ને જે થવાનું બાકી છે ત્હેના પ્રમાણમાં જે થયું છે તે લગભગ કાંઈ વિસાતમાં નથી.** મુંબાઇ ઇલાકામાં નિશાળે જવા લાયક ઉમરની દર હજાર બાલિકામાંથી ફક્ત ૫૯ જ નિશાળે જાય છે; મદ્રાસમાં, ૫૭, બંગાળામાં ૩૨, ને સંયુક્ત પ્રાન્તોમાં તો ફક્ત ૧૨ છે. આખા હિન્દની સરેરાશ લઈએ તો સેંકડે ૩ કે ૪ છોકરીઓ ભણવા પામે છે, અને આ આંકડો કોઇને ય મગરૂર થવા જેવી બાબત નથીઃ ખાસ કરીને જ્યારે આપણે જાણીએ છીએ કે આ ત્રણ ચાર ટકામાંનો મ્હોટો ભાગ-મુખ્યત્વે બાળલગ્નને પરિણામે-ફક્ત ઉપર ચોટીઉં વાંચવા લખવાનું શીખે છે ને વિદ્યાનાં મૂળતત્ત્વોનું બહુ ઉપરછલું જ જ્ઞાન સંપાદન કરે છે. અર્થાત્ જેમ હિન્દની બાલિકાઓનો મ્હોટો ભાગ અવિદ્યામાં ઉછરે છે, તેમ અપવાદ લેખે ભણનાર ન્હાના ભાગમાંથી પણ ઘણો ન્હાનો ભાગ જોઇએ તેવી ઉંચી કેળવણી મેળવવા ભાગ્યશાળી થાય છે. (૫)

આ બાબતમાં જે મુશ્કેલી છે તે હવે એટલી બધી લોકો તરફની નથી. ઘરના અન્તઃપુરમાં સ્ત્રીઓ પોતે જ વિદ્યા માટે પોકાર ઉઠાવે છે. રેશમ ને ઝવેરાતથી આભૂષિત થયેલી એક મુસલમીન બાળાની માતાએ મ્હને કહ્યું કે “ એને સારૂં મ્હેં થોડાક માસ્તરો પણ રાખ્યા, પણ અમારી નજીકમાં એકે નિશાળ નથી કે હું એને ત્યાં મોકલી શકું, ” અને તે વખતની તે બાળાના મુખ ઉપરની તીવ્ર ક્ષુધાતુર દૃષ્ટિ મ્હારાથી કદી ભૂલશે

નહિ. એના ભાઇ મારફત એણે મ્હને જણાવ્યું કે "ત્હમને મળવાને હું બહુ બહુ આતુર થઇ રહી હતી," અને બહારની જે દુનિયાથી ત્હેને વિખુટી પાડવામાં આવી હતી તેમાંના એક જણનું થોડી પળનું દર્શન પણ ત્હેની જીંદગીમાં મહોત્સવ તુલ્ય લેખાય એ. મ્હને બહુ કરૂણાજનક લાગ્યું.

લાહોરમાં એક જોવા જેવી જનાના શાળા છે. તેમાં જુવાન બાળાઓને બંધ ગાડીમાં લઇ જવામાં આવે છે. શાળાના બાગની દિવાલોને ઉંચી વાડ બાંધી લેવામાં આવી છે કે જેથી કોઇ પુરુષદૃષ્ટિ ભટકતે ભટકતે તે મેદી અંદર પ્રવેશ પામી શકે નહિ. તે નિશાળમાં મ્હને એક છોકરીની વાત કહેવામાં આવી. સામાન્ય હિન્દી છોકરીઓની પેઠે અભ્યાસમાં ચંચળ હોવાને બદલે તે ઘણી મન્દ હતીઃ ખરે, તે એવી જડભરત જેવી લાગી કે એને માટે કશી આશા રહે નહિ, અને તે એક ખાતર બાકીની બધી છોકરીઓનું ભણવાનું એટલું ધીમું ચાલતું રહેતું કે આખરે ત્હેની શિક્ષકે કંટાળીને કહ્યું કે "આથી તો બહેતર એ છે કે તું નિશાળેજ ન આવે". પણ આથી તે બાપડી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. અને એવી હૃદયભેદક રીતે પોતાની હાલતનો ખુલાસો કર્યો કે-જે છોકરા સાથે એનું સગપણ થયું હતું તે છોકરો અંગ્રેજી કેળવણી લેતો હતો, અને પોતાના વરને જેમાં રસ પડતો હોય ત્હેનું પોતાને કશું આવડતું ન હોય તો તે કદાચિત્ એને તુચ્છકારે અથવા તરછોડી કાઢી પણ મૂકે એમ તે બિચારી બ્હીતી હતીઃ-તેથી તે શિક્ષકનું હૈયું પીગળ્યું ને એને પાછી લીધી. પોતાની મહેનતના પુરાવા તરીકે તે બિચારી "રૉયલ રીડર"નું એક પાનું મ્હોડે કરવા યત્ન કરતી હતી. આમ કરીને, પોતાનો વિવાહિત પતિ આવે ત્યારે ત્હેની આગળ તે પાનું ભણી જઈ તથા અંગ્રેજીમાં આવી તરેહની વાતચિત કરી, એને રીઝવવા તથા એના ગૃહસુખને વધારવા તે માગતી હશે કે કેમ, તે હું સમજી શકી નહિ.

આ પણ એક અર્થસૂચક વાત છે કે અર્વાચીનકાળની સૌથી વધારે પ્રસિદ્ધ હિન્દી નવલકથાઓમાંની બે-બાબુ બંકિમચન્દ્ર ચટ્ટરજીના "આનન્દમઠ"માં અને બાબુ તર્કનાથ ગંગુલિના "હિન્દ આન્તર ગૃહ"માં, ગ્રન્થનાયિકાએ શાન્તિ અને સ્વર્ણલતાને એવી આલેખવામાં આવી છે કે તેઓ, ખાસ સંયોગોને લઇને છોકરાઓની સાથે શિક્ષણ મેળવે છે, અને ઘણીખરી યુવતીઓને જે જ્ઞાન નથી મળતું તે જ્ઞાનના પ્રભાવે તેઓની મોહિની તથા તેઓનું શીલ પોષણ પામે છે. શાન્તિ તો ખરેખાત ઘરનો આશ્રય પણ છોડી દે છે, ને "બાળકો"ની ટુકડીમાં સૈનિક તથા દેશભક્ત તરીકે સામેલ થઇ, પતિના "વીરકાર્ય"માં પતિની સહચારિણી બને છે. "એ ધર્મકાર્યમાં ગુંથાય છે અને એમની સાથે એમાં ભાગ પડાવવા હું આવી છું," એમ તે જણાવે છે, અને આ ધર્મકાર્ય સિદ્ધ થાય છે ત્યારે તેઓ બન્ને તપસ્વી થઈ તીર્થયાત્રાએ નીકળી પડે છે.

જ્યારે સ્વર્ણલતાનો પિતા પોતાની બાળકીની આંગળીઓ તથા મુખાકૃતિ શાહીથી ખરડાયલી જુએ છે, ત્યારે તે બોલી ઊઠે છે, "તું લખતાં શીખે છે! ત્હારે એનું શું કામ છે! સ્વર્ણલતાનો ભાઇ જે પોતાની રજા દરમ્યાન પોતાની ન્હાની બ્હેનને ભણા-

વતો હતો, તે એનો બચાવ કરે છે, અને પિતા નરમાશથી સંમતિ આપે છે કે: "હંઅં, હું સમજ્યો, મ્હારી લક્ષ્મી તો સરસ્વતી પણ છે ને શું!"

અર્વાચીન હિન્દી સ્ત્રીઓની ભાવના, લક્ષ્મી (ગૃહશાન્તિ ને સમૃદ્ધિની દેવી)ની સાથે વધારે ને વધારે સરસ્વતી (વિદ્યાની દેવી) થવાની છે, જો કે તેઓમાં દુર્ઘટ ઘટના ઘડવા જતાં જે જે વહેમો તથા મુશ્કેલીઓની પાર જવાનું છે તેઓનો આપણા પાશ્ચાત્ય મનને લગભગ ખ્યાલ પણ આવી શકે એમ નથી.

વધારે વિસ્તારવાળી કેળવણી માટે માગણી થયાં કરે છે, પણ ત્હેને બે જાતની મુશ્કેલી નડે છે. પહેલી મુશ્કેલી ખર્ચની છે. આપણી સરકાર વર્ષે દહાડે લશ્કરની પાછળ ૨ કરોડ પાઉન્ડ (૩૦ કરોડ રૂપિયા)થી પણ વધારે ખર્ચી શકે છે, પણ કેળવણીની પાછળ સાર્વજનિક નાણાંમાંથી ફક્ત ૨૦ લાખ પાઉન્ડ (૩ કરોડ રૂપિયા)જ વાપરી શકે છે. આ મુશ્કેલી છોકરાઓ તેમજ છોકરીઓ બન્નેની કેળવણીને નડે છે; પણ બીજી મુશ્કેલી તો એકલી છોકરીઓનેજ લાગુ પડે છે, અને તે મુશ્કેલી સ્ત્રીશિક્ષકો મેળવવાની છે. હિન્દમાં સ્ત્રીપુરુષો વચ્ચે જે ભેદ રહેલો છે ત્હેને લીધે પુરુષશિક્ષકો નીમવા ઘણેખરે ઠેકાણે અશક્ય હોય છે, અને સ્ત્રીઓ એટલી વ્હેલી પરણી જાય છે કે શિક્ષક તરીકે "ટ્રેઇન્ડ" થવાનો ત્હેમને વખત મળતો નથી. આપણે ફરીથી સરતમાં રાખવાનું છે કે, આ બાબતમાં પણ આપણે હિન્દી પ્રશ્નની તપાસ કરવા જઇએ તે પહેલાં આપણે આપણા અંગ્રેજી ખ્યાલોને દૂર કરવાના છે. જે છોકરીઓ બાર વર્ષની ઉમર પહેલાં–અથવા તો સ્હેજ તે પછી–નિશાળ છોડી જાય છે, પરણે છે, અને લગ્ન પછી ઓઝલપડદે રહી "પડદે–નશીન" થાય છે, તેઓમાંથી જ સ્ત્રીશિક્ષકની સામગ્રી મેળવવાની છે. અને આ કામ કેટલું કઠણ છે? જમાનાઓ થયાં પ્રચાર પામેલા રીવાજોને તોડી નાંખ્યા વિના સ્ત્રીશિક્ષકો મળશે નહિ, અને આ કામ ધીમે ધીમે પણ વધતા પ્રમાણમાં બનતું જાય છે: અથવા તો બીજો રસ્તો એ છે કે સરકારને વિધવાસ્ત્રીવર્ગનો આશ્રય લેવો પડશે, અને એક પાસથી વિધવાઓને રસ પડે એવો ઉદ્યોગ તથા સંસારમાં સારી પદવી આપી અને બીજી પાસથી ઝનાના શાળાઓ તથા કન્યાશાળાઓને વિધવા સ્ત્રીશિક્ષકો અર્પી, બેવડું હિત સાધવું જોઈશે. હિન્દુઓએ પોતે કેટલાક વિધવા–આશ્રમો સ્થાપ્યા છે, જે બહુ જોવાલાયક છે અને ત્યાં કેટલીક વિધવાઓ પુસ્તકમાંથી વિદ્યા શીખે છે અને ભીજી ભરવા ગુંથવાનું, રસોઇકામ તેમજ હાથના ન્હાના હુન્નરો ઉપર વિશેષ લક્ષ આપે છે. તોપણ એટલું યાદ રાખવું જોઈએ અશિક્ષિત વિધવાઓને શિક્ષક તરીકે કેળવવાનું કામ, નિશાળેથી તરત છુટેલી બાળાઓને કેળવવા જેવું રહેલું નથી, તેથી કરીને પ્રગતિ મન્દ છે અને શિક્ષણનું ધોરણ ઘણું નીચું છે.

પણ હું માનું છું કે રાષ્ટ્રીય અભિમાન બધી મુશ્કેલીઓને હઠાવી રસ્તો કાઢશે. હિન્દી સ્ત્રીઓને હું અંગ્રેજી સ્ત્રીઓના ઘાટ ઉપર ઘડાયલી નકલી નમૂના જેવી જોવા ઇચ્છતી નથી. હું તો એટલુંજ માગું છું કે તેઓ પોતાને જ રસ્તે, પોતાના વ્યક્તિત્વ તથા દેશની સ્થિતિને અનુકૂલ દિશામાં જ, વિકાસ પ્રાપ્ત કરે. અને હું સમજું છું તે પ્રમાણે તેઓ એમજ કરવાની તૈયારી કરે છે. હિન્દી સ્ત્રીઓની "કલમ"ની મ્હેં મુલાકાત લીધી

છે, જે "ક્લબ"ની બધી વ્યવસ્થા હિન્દી સ્ત્રીઓનાજ હાથમાં છે. હિન્દી સ્ત્રીઓનાં પત્રો માસિકો મ્હેં વાંચ્યાં છે, જેઓનું તંત્રીપણું હિન્દી સ્ત્રીઓજ ચલાવે છે. મ્હેં હિન્દી સ્ત્રી "ડૉકટરો" સાથે વાતચિત કરી છે, અને એક પારસી સ્ત્રી વકીલને હું મળી છું; જેને હિન્દમાં જેવી ખ્યાતિ મળી છે તેવી ઇંગ્લેન્ડમાં કોઈ પણ સ્ત્રીવકીલને મળી નથી. એક હિન્દી સ્ત્રી સાથેની અમસ્થી વાતચિતમાંજ મ્હને માલૂમ પડયું કે "વોટર" (સાર્વજનિક ચૂંટણીમાં મત આપવાનો જેને અધિકાર છે તે) ની નામાવલિમાં એનું નામ હતું, તે ઉપરથી વધારે તપાસ કરતાં મ્હારા જાણવામાં આવ્યું કે મુંબાઇના શહેરી-મત આપનારાઓની યાદીમાં, ૫૨૭ હિન્દુ સ્ત્રીઓ, ૨૬૦ મુસલમાન સ્ત્રીઓ, ૪૫૩ પારસી સ્ત્રીઓ અને ૭૩ યુરોપીઅન તથા બીજી જાતિની સ્ત્રીઓ, "સ્ત્રી-વોટર" તરીકે નોંધાઇ છે; અને તેઓમાં કેટલીક પત્નીઓ, કેટલીક વિધવાઓ ને કેટલીક અવિવાહિત સ્ત્રીઓ છે. આથી કરીને, "જે સરતોએ પુરૂષોને હક આપવામાં આવે છે તે જ સરતોએ" હિન્દી સ્ત્રીઓને પણ મ્યુનિસિપાલિટિનો "વોટ" ક્યારનોયે મળી ચૂક્યો છે, અને મ્યુનિસિપાલિટિ તરફથી સભ્યો નવી ધારાસભાઓમાં વિરાજે છે તેઓની બાબતમાં, "તુલશી સુરજી"ના પોતાના "વોટ"નું જેટલું પરોક્ષ વજન પડે છે તેટલુંજ વજન "મીઠીબાઇ, તે તુલશી સુરજીની પત્ની"ના "વોટ"નું પણ પડે છે.

પરંતુ પાશ્ચાત્ય ધોરણ ઉપરની પ્રગતિનાં આ ચિહ્નો, ઝનાનામાં પડદાની પાછળ જે જાગૃતિ શરૂ થઇ છે, જે ઉત્તેજનકારક ચંચળતા ચાલી રહી છે, અને જે આપણા હિન્દનિવાસી અંગ્રેજી (ઍંગ્લો-ઈન્ડિઅન) અધિકારીઓથી ગુપ્ત રહી છે, ત્હેની આગળ તો કાંઈ પણ વિસાતમાં નથી. "સ્વદેશી" હિલચાલનું બળ, હિન્દમાં બનેલા માલને ઉત્તેજન અને તેથી પણ વધીને અંગ્રેજી બનાવટવાળા માલને બૉયકૉટ કરવાનો પ્રયાસ—એ સર્વ હિન્દની મહિલાઓને આભારી છે. રાજ્યકરતી કોમના જે ખરાબ રીતભાતવાળા પુરૂષો દેશના વતનીઓનું નિરન્તર માનભંગ કરે છે તે માટે સ્હામો ક્રોધ કરનાર સ્ત્રીઓ છે, અને પુરુષોનાં હૃદયોના કરતાં તેઓના હૃદયમાં આ માનભંગ વધારે સાલે છે. મુંબાઈની સન્નારીઓએ ખીચોખીચ ભરાયલી એક જાહેર સભા બોલાવી મિ. તિલકને થયેલી સજાની સ્હામે વાંધો જાહેર કર્યો હતો, તે હિન્દી રાષ્ટ્રીયત્વના એક સુભટ તરીકે મિ. તિલકને માટે જે આવેશભરી લાગણી તેઓના હૃદયમાં હતી, ત્હેનુંજ પરિણામ હતું.

જે અશાન્તિ હાલમાં હિન્દી સરકારને ચિન્તા કરાવે છે, તે અશાન્તિનું એક કારણ સ્ત્રીઓનો લાગવગ છે, તે વિસરી જવું, એ કેવળ અન્ધતા જ છે. તે લાગવગ આપણી તરફ કેવી રીતે જીતી લેવો, અને દેશની પ્રગતિ તથા સુવ્યવસ્થાના કાર્યમાં આપણી સાથે સામેલ થવા દેશની મહિલાઓને કેવી રીતે સમજાવવી, એ એક મહાપ્રશ્ન છે, અને ત્હેનો ખરેખર સંતોષકારકરીતે તોડ કાઢવા માટે; ધીરજ જોઇશે, પ્રયાસ જોઇશે, દ્રવ્ય જોઇશે, અને, તે સૌ કરતાં પણ વધારે, બીજા લોકોની દષ્ટિએ વસ્તુઓ જોઈ શકવાની શક્તિ તથા સમભાવભરી કલ્પનાશક્તિ ખાસ જોઇશે.

[ઉપરના લેખમાં કૌંસમાં જૂદે જૂદે સ્થળે જે આંકડા (૧-૨-૩-૪-૫) આપ્યા છે, ત્હેની સમજૂતી નીચેની ફુટનોટમાં જોવામાં આવશે.]

## ફુટ-નોટ.

૧. સ્ત્રીઓને પુરુષોના જેટલી જ સમાનતા તથા તેટલા જ હકો મળવા જોઈએ એવું માનનારી સ્ત્રી. આવી સ્ત્રીઓમાં આકળા પક્ષની કેટલીક સ્ત્રીઓ ઇંગ્લન્ડમાં હાલ પુષ્કળ તોફાન મચાવી રહી છે, તે વાત વર્તમાનપત્રો પૂરેપૂરી રીતે જાહેર કરે છે.

૨. વાચકને યાદ હશે કે આ પુસ્તક લખાયા પછી ઈ. સ. ૧૯૧૨ના છેવટના ભાગમાં ગ્વાલિઅરના મહારાજા વડોદરાની રાજકન્યા ઈન્દિરારાજા સાથે લગ્ન કરશે એમ નક્કી થયું હતું, અને જેવાં અજ્ઞાત કારણોથી આ સંબન્ધ નિશ્ચિત થયો હતો, તેવાં જ અજ્ઞાત કારણોને લીધે, શહેનશાહી મુલાકાત તથા દિલ્હી રાજ્યાભિષેક પછીથી, તે સંબન્ધ ફોક થયો હતો.

૩. આ મહારાણીએ પૃથ્વીના બીજા મુલકોમાં પણ સફર કરી છે. અમેરિકામાં કેટલીક અમેરિકન સ્ત્રીઓએ એમની મુલાકાત લીધી હતી, અને તેથી તેઓની કેટલી નવાઈ થઇ હતી તે હકીકત વર્તમાનપત્રમાં પ્રકટ થઇ હતી.

૪. ઈવ ને આદમ એ ખ્રિસ્તિ ધર્મપ્રમાણે ઈશ્વરની આદિ મનુષ્યસૃષ્ટિ હતી. કુતૂહલ તથા જિજ્ઞાસાના આવેશમાં ગંભીર આજ્ઞાનો ભંગ કરનાર તરીકે ઇવનું ઉદાહરણ ઘણીવાર, સ્ત્રીઓના સંબન્ધમાં, અપાય છે.

૫. હિન્દમાં સ્ત્રી કેળવણીનો પ્રસાર (?) વધારે સમજવા માટે નીચેના આંકડાઓ ઉપયોગી થઈ પડશેઃ—

છેલ્લા ઈ. સ. ૧૯૧૧ના વસ્તીપત્રક પ્રમાણે હિન્દની કુલ વસ્તી ૩૧ા કરોડ મનુષ્યની છે, જેનો લગભગ અર્ધો ભાગ સ્ત્રીઓ છે. હવે આટલાં મનુષ્યોમાં લખી વાંચી જાણે એવા પુરુષો ૧૬૯૩૮૦૦૦ છે, જ્યારે તેવી સ્ત્રીઓ ફક્ત ૧૬ લાખ છે. એટલે હિન્દમાં દરસેંકડે એક સ્ત્રી લખીવાંચી શકે એટલું ભણેલી મળી આવે છે !

હવે બીજી રીતે ગણત્રી કરીએ. પાંચથી પંદર વર્ષ વચ્ચેની છોકરીઓની સંખ્યા ૩ા કરોડની છે, છતાં તેમાંથી ફક્ત ૫ લાખ જેટલી જ હાલ કોઈ પણ નિશાળ કે સ્કૂલમાં જાય છે. તેમાં પણ હિન્દના જુદા જુદા પ્રાન્તમાં જુદું જુદું પ્રમાણ માલમ પડે છેઃ દાખલા તરીકે, આ ઉમરની દર હજાર છોકરીઓમાંથી સંયુક્ત પ્રાન્તોમાં ફક્ત ૧૨ છોકરીઓ ભણે છે, ત્યારે મુંબાઇ ઇલાકાનું પ્રમાણ સૌથી વધારે સારૂં છે, કારણ કે તેમાં દર હજારે ૫૯ છોકરીઓ નિશાળે જાય છે. પરંતુ, છોકરાઓની કેળવણીમાં જેમ બ્રિટિશ હિન્દ કરતાં કેટલાંક દેશી સંસ્થાનો આગળ વધ્યાં છે, તેમ આ બાબતમાં પણ, વડોદરા સંસ્થાનમાં દર હજારે લગભગ ૯૦ છોકરીઓ, ને ત્રાવણકોર સંસ્થાનમાં દર હજારે ૧૩૦ કરતાં પણ વધારે છોકરીઓ નિશાળે જાય છે.

ઇ. સ. ૧૯૦૯-૧૦માં જુદા જુદા પ્રાન્તોમાં કૉલેજનું શિક્ષણ લેનાર કેટલી વિદ્યાર્થિનીઓ હતી, ત્હેના આંકડા પણ સૂચક છે. બ્રહ્મદેશમાં ૧૨ છોકરીઓ કૉલેજનું શિક્ષણ લેતી હતી, પંજાબમાં ૪૪, સંયુક્ત પ્રાન્તોમાં ૪૯, મદ્રાસ ઇલાકામાં ૫૨, બંગાળામાં ૮૪, અને મુંબાઈ ઇલાકામાં ૬૦૧; બીજા સર્વ પ્રાન્તોમાં-૦ !

# માતાઓને શીખામણ, અને ઇચ્છાનુસાર સંતતિ.

લેખકઃ—શ્રીયુત ન્હાનુ દેશાઇ—અમદાવાદ.

(સપ્ટેમ્બરના અંકના પૃષ્ઠ ૩૨ થી ચાલુ.)

૨.

**નેપોલિયન**ની સેનાનાયકતામાં અવશ્ય રહેલું સાહસ, શૌર્ય, અને યુદ્ધનિપુણતા ઇત્યાદિ ગુણોને ઉપજાવનારી ત્હેની મા જ હતી. **નેપોલિયન**ની તદ્દન ન્હાનપણની સાહસ વૃત્તિ, વિજળીના ગડગડાટ વિગેરે સૃષ્ટિ શોભાના પ્રસંગથી બીજા ન્હાના બાળક પ્રમાણે ગભરાઇ ન જતાં ત્હેનાથી મળતો આનંદ અનુભવવાને તલ્લિન થઇ રહેતી. યુદ્ધની વાતો સાંભળવાનું, તોપો ફોડવાનું, શત્રુને મારીને ન્હસાડી મુકવાનું, ઇત્યાદિ શૌર્યાદિ ગુણોનું બીજ વાવનાર ત્હેની મા હતી. યુદ્ધની વાતો સાંભળવાની અને તે સંબંધે ચર્ચા કરવાનું ત્હેને ઘણુંજ મન થતું, અને મ્હોટા થયા પછી લડાઇનોજ ધંધો સ્વીકારવાની ત્હેની ઉત્કટ ઇચ્છા હતી.

લશ્કરી નોકરી તરફ રહેલો ત્હેનો અસાધારણ ઉત્સાહ અને યુદ્ધ કળામાં ત્હેની કુશળ બુદ્ધિ ઉત્પન્ન કરનાર ત્હેને જન્મ આપનારી માતા અને ત્હેની ગર્ભાવસ્થાનો સમય મૂળ કારણ હતાં. એક વખતે લડાઇમાં પતિ સાથે ત્હેનીમા ગઈ હતી, અને તે ધામધુમમાં યુદ્ધ વિષયક વાતો શાંત ચિત્તે મનમાં ધારણ કરતી હતી. આ ત્હેના આચરણનું પરિણામ ત્હેના ગર્ભવાસી બાળક પર થયું; અને આગળ પર તેજ બાળક **નેપોલિયન** આ નામથી સર્વ જગ્યાને ધમધમાવી નાંખનાર અદ્વિતીય વીરરત્ન થયો.

**નેપોલિયન** પ્રમાણેજ મરાઠી રાજ્યનો પાયો નાંખનાર **શિવાજી** થયો હતો. ત્હેનામાં અલૌકિક સામર્થ્યનું જનકત્વ ત્હેની માતા પાસેથી **જીજાબાઈ** તરફથી મળ્યું હતું. **શિવાજી** ગર્ભવાસમાં હતો તે વેળાયે ત્હેની માતાની પરિસ્થીતિનો વિચાર કહી બતાવીએ, એટલે કહેવાની સાર્થકતા લક્ષમાં આવશે. આ વખતે **શિવાજી**ના વડિલ **શહાજી** નિઝામશાહની નોકરીમાં અશાન્તિની પુનર્રચના કરવામાં રોકાયા હતા. તે વખતની ધામધુમમાં **જીજાબાઈ** પતિ સાથેજ હતી. આમાં વિજય મેળવ્યાથી ત્હેને શિવનેરીનો કિલ્લો સોંપવામાં આવ્યો. આ બાઇએ પતિ સાથે સૈન્યમાં અને પછી શિવનેરીના કિલ્લામાં પતિને ત્હેના કાર્યમાં પુષ્કળ મદદ કરી હતી તે વાત જગવિખ્યાત છે. આ વખતે તે ગર્ભાવસ્થામાં હતી. ત્હેનાથી જન્મેલ બાળક **શિવાજી**માં અનેક પ્રકારના ગુણ આથી આવવા પામ્યા હતા. **શિવાજી**ની સ્વરાજ્ય સ્થાપનની લાલસા, યુદ્ધની કુશળતા, હિંદુ ધર્મ પ્રત્યેનો પ્રેમ, ભૂતદયા, વિગેરે ગુણો માતા તરફથી ઉતરી આવ્યા હતા. **જીજાબાઈ**નો ધર્મ પ્રત્યેનો ગુણ આબેહૂબ **શિવાજીમાં** ઉતરી આવ્યો હતો.

ઐતિહાસિક મહત્વનું ત્રીજું ઉદાહરણ છેલ્લા **બાજીરાવનું** છે. ત્હેના ગર્ભવાસ વખતે ત્હેની માતા **આનંદીબાઈ**નાં કારસ્થાન ચાલતાં હતાં; તેથી ત્હેના પુત્રનો આયુઃક્રમ પણ માતાના કાર્ય પ્રમાણે થયો.

રૉબર્ટ બર્ન્સ કવિનું ઉદાહરણ પણ વિચાર કરવા જેવું છે. ત્હેની માની સાંપત્તિક અને સાંસારિક સ્થીતિ જરા સમાધાનકારક ન્હોતી. આ [illegible] દી વૃત્તિ [illegible] . ત્હેને

ગાયન કળાનો ઘણોજ શોખ હતો, અને તે ગૃહકાર્યના ગમે તે કામ પ્રસંગે પણ કવિતા ગાયાં કરતી હતી. આ ટેવ ત્હેના બાળકમાં પણ ત્હેવાજ પ્રમાણમાં આવી હતી.

માતાના ગરોદરમાં ગાયનના અભ્યાસની છાપ ત્હેના બાળક પર પડે છે, ત્હેનું ઉદાહરણ **એમ. એ. ડિફ્રેરિયરે** આપ્યું છે. તે જણાવે છે કે એક સ્ત્રી બેજીવવાળી હતી, તે વખતે ત્હેને ગાયનની ટેવ લાગુ પડી અને પ્રસુતિ પ્હેલાંજ તે બંધ પડી હતી; તેથી ત્હેના પેટે જન્મેલો બાળક પણ આગળ જતાં ગાયન કળામાં પ્રવિણ થયો,

આવીજ જાતનું બીજું ઉદાહરણ **લુઈસીરિગીનું** છે. તે ગર્ભાવાસમાં હતી તે વખતે પણ ત્હેની માની ગાયન તેમજ વાજીંત્રની ટેવ ચાલુ હોવાને લીધે ત્હેની બાળકીમાં પણ આ ટેવ ચાલુ રહી હતી. તે ગાયનાદિ કળામાં એવી પ્રવિણ હતી, કે પોતાની આઠ વર્ષની વયે ત્હેણે ટ્રિસ્ટિના બાસી લી કડી સેનગ્યુરટો નામની જગ્યાએ પોતેજ રચેલા એક કાવ્યનો ઉત્તમ જલસો કરી બતાવ્યો હતો.

**મેડમ બોર્ગામેમોના** પુત્ર **લુઈ ગેંગમોઝટને** પણ માતા તરફથી ગાયન કળાનો બક્ષિસ મળી હતી. ત્હેની વખતે આ બાઈ જ્હારે બેજીવવાળી હતી ત્હારે પણ ત્હેનો સર્વ કાળ ગાયનના અભ્યાસમાં જતો, અને તે જાતના શોખીન લોકોમાં ફરતી; જેથી ત્હેનો છોકરો પણ તે કળામાં પ્રવિણ થયો હતો.

આજ બાઈની છોકરી સંબંધી **જર્નલ લી નાર્ડ** (Journal le Nard) પત્ર પોતાના તા. ૧૪ મી નવ્હેંબર, (૧૮૫૯)ના અંકમાં લખે છે કે "**મેડમ બોર્ગામેમોની** ત્રણ ચ્યાર વર્ષની ન્હાની છોકરીનું પણ વલણ ગાયન કળા તરફ છે. ગાતાં તેમજ ત્હેમાં તાલ પુરતાં પણ ત્હેને આવડે છે, તે જોતાં ખરે ! આશ્ચર્ય ઉપજે છે. ગાવાની ઢબ, તાલ પુરવાની સફાઇ, યોગ્ય આવિર્ભાવ, નાજુક અને મનોહર શબ્દોચ્ચાર પોતાની કાલી ભાષામાં કહાડતાં સાંભળીને અમે ઘણા આશ્ચર્ય ચકિત થઈ ગયા હતા. ત્હેના જન્મ વખતે આ બાઇને ગાયનનો એટલો બધો શોખ હતો કે, ત્હેની પ્રસુતિ પ્હેલાં થોડા વખત સુધી તે ગાતી હતી."

આ જ બાઈના ત્રીજા છોકરાની ગાયન કળા તરફ પ્રવૃત્તિજ ન્હોતી. ત્હેણેજ કહેલી વાત પરથી જણાય છે કે "ગાયન કળા તરફ પોતાનું વલણ ન્હોતું, ત્હેનું ખરૂં કારણ એ હતું કે ત્હેના જન્મ વખતે ત્હેની માનો આ કળા ઉપર અભાવ થઇ ગયો હતો." ત્હેની ગાયન કળાની ટેવ ત્હેના બે સંતાનોમાં આવી, અને ત્રીજામાં શાથી ન આવી તે આ ઉપરથી ચોકખું દેખાય છે.

ગણિતશાસ્ત્રમાં પ્રખ્યાત એવા **ઝીરા કોલબર્નનું** ઉદાહરણ આપવું યોગ્ય છે. આ પ્રસિદ્ધ ગણિતશાસ્ત્રીનો જન્મ ૧ લી સપ્ટેમ્બર ૧૮૦૪ માં થયો હતો. બાલ્યાવસ્થામાં ૭ વર્ષની વયે તે પાંચ આંકડા સુધીના ગુણાકાર, ભાગાકાર, અપૂર્ણાંક, દઢ ભાજક, વિગેરેના દાખલાઓ ગણી શકતો હતો. એક પ્રસંગે હારવર્ડ કોલેજમાં તે ગયો હતો ત્હારે ત્હેને નીચેનો પ્રશ્ન પુછવામાં આવ્યો હતો. ૧૮૧૧ની સાલના દિવસો તેમજ કલાકો કેટલા ?– આનો જવાબ ત્હેણે ૨૦ સેકન્ડમાં આપ્યો હતો. અને તરતજ ૧૮૧૧ની સાલની સકન્ડો

અભણ હતી. ઝીરાના જન્મ પ્હેલાં પોતાના પુત્રને માટે પોતાની પાસના સુતરમાંથી તે કેટલું કાપડ તૈયાર કરી શકે તે પ્રશ્ન ત્હેની માને થયો હતો. પોતે ભણેલી નહિ હોવાથી હિસાબ ગણતાં ત્હેને આવડતો ન્હોતો તેથી તે મનમાં મુંઝાવા લાગી. રાત્રી દિવસના સતત મનનથી ત્હેણે આખરે કેટલું કપડું જોઇએ તે શોધી ક્હાડયું. આ ત્હેના માનસિક પરિશ્રમના બીજનું રોપણુ ગર્ભમાંના બાળકપર થયું, અને આગળ જતાં તે ગણિતશાસ્ત્રમાં પ્રવિણ થયો.

વંશપરંપરાનો ધંધો ન હોય, અને વંશમાં કોઇને વ્યાપાર સંબંધી પ્રશ્ન પણ ન થયો હોય, ત્હેવા પણ ફક્ત માતાની વ્યાપાર વિષયક વાતના અધ્યયનથી અલૌકિક વ્યાપારી બુદ્ધિનાં તત્વો મિ. એચ...નામના ગૃહસ્થમાં દાખલ થયા હતા. ન્હાનપણથી ત્હેને વ્યાપારમાં જોડાવાની ઇચ્છા થઈ, અને મ્હોટપણમાં તે ધંધો સ્વીકારી, ત્હેમાં આવતાં સર્વ સંકટો દૂર કરી, તે એક નામાંકિત વ્યાપારી થઇ ગયો.

સાહિત્ય સંબંધી મીસીસ આર....નો દાખલો પણ જાણવા જોગ છે. ત્હેનો બાપ ડૉક્ટર હતો. ત્હેની માની ગર્ભાવસ્થા વખતે તે પોતાના પતિને હંમેશાં આરોગ્ય વિષયક નિબંધો લખાવવા તેમજ તે પરટીકા કરવામાં ગુંથાયલી રહેતી: આ વિષય સંબંધીનું પરિણામ ત્હેની ગર્ભવાસી બાળકીપર એટલા પ્રમાણમાં થયું કે ત્હેની મ્હોટપણમાં સાહિત્યના નાદમાં પોતાની શરીર પ્રકૃતિને સારી રાખવા માટે આરોગ્યદાયક આહાર તેમજ ઉપચારમાં તે હોંશીયાર થઈ હતી.

માતાની ગર્ભાવસ્થામાં ત્હેને જુદા જુદા વિષયની માહિતી થતાં ત્હેને થનારી સંતતીપર તે તે વિષયની છાપ પડેછે; અને તેથી પોતાનામાં દાખલ થયેલા સંસ્કારોથી ત્હેમની જીંદગી સુખમાં ગળાય છે. મેડિકલ કૉલેજના ડૉ. એચ. ડીન. ના બે પુત્રમાંનો એક ડૉક્ટર અને બીજો વકિલ હતો. આ બન્નેને પરસ્પર વિરોધી જ્ઞાન આવડવાનું કારણ ત્હેની મા હતી. આ બાબતમાટે લક્ષમાં લેવા જેવી વાત એવી છે કે દાકટર થયેલા છોકરાને વકિલના ધંધાનું થોડું જ્ઞાન અને વકિલ થયેલા છોકરાને થોડુંક ડૉક્ટરી જ્ઞાન હતું.

ગાલ હાથપર ટેકનારી એક સુંદર મૂર્તિ એક ગેછવવાળી સ્ત્રીની નજરમાં વારંવાર આવતી હતી; તે એટલે સુધી કે પોતાના નવરાશના સમયમાં તેમજ અન્ય કોઈ પ્રસંગે ત્હેનુંજ ચિંતન ત્હેને થયા કરતું હતું. મૂર્તિની મુખાકૃતિ, અને ગાલ હાથપર ટેકવવાની ટેવ તે બાઇને થયેલી સંતતીમાં આબેહુબ ઉતરી હતી. વિશ્રાંતી લેતી વખતે આ બાળકનાં ગાલ હંમેશાં એવીજ રીતે ટેકવેલો હોય અને ત્હેની આ ટેવ ત્હેના મ્હોટપણમાં પણ ચાલુજ હતી: એમ ડૉ. એડવર્ડ ગેરોવે કહેછે.

આજ પ્રમાણે એક બાઇના શયન ગૃહમાં ટંગાવેલી એક છબીમાંના મોહક બાળક જેવોજ પુત્ર ત્હેને સાંપડયો હતો. આનું કારણ ડૉ. બ્રિટન જણાવે છે કે તે બાઇ ગર્ભાવસ્થામાં તે છબી વારંવાર ત્હેના જોવામાં આવવાથીજ ત્હેનો પુત્ર છબીમાંના બાળક જેવો થયો હતો.

માત પિતાના સ્વભાવ તેમજ ત્હેમના આચાર વિચાર ત્હેમની સંતતીમાં ઉતરે છે, ત્હેની સત્યતા નીચેના ઉદાહરણપરથી મળશેઃ

× × × × અહિંના સેસરાન્સ જજ્જે એક ૨૫–૨૬ વર્ષના તરૂણને ખુનના આરોપસર ફાંસીની શિક્ષા ફરમાવી હતી. શિક્ષા સાંભળ્યા પછી તે તરૂણે કહેલાં કેટલાંક વાક્યો જાણવા લાયક છેઃ—

અપરાધીએ કહ્યું "હું દોષિત છું, મ્હને થયેલી શિક્ષા માટે બિલકુલ ભય નથી; કારણ મ્હારૂં મન દુષ્ટ અને ઘાતકી છે. ખોટી સાક્ષી આપી, ચોરી કરી, મારામારી કરી, ખોટાં નાંણા ચલાવ્યાં, ખાતરો પાડયાં, અને છેવટનો આ ખુનનો ગુન્હો કર્યો છે. તથાપિ મ્હારૂં કહેવું એવું છે કે, મ્હને દેહાંત સાશન મળવું યોગ્ય નથી. કારણ મ્હેં આ સર્વ કૃત્યો ખુશીથી કર્યાં નથી. દુષ્ટ પ્રકૃતિની ટેવો શરીરમાંથી કહાડવા મ્હેં ઘણા પ્રયત્નો કર્યા પણ ત્હેમાં હું નિષ્ફળ ગયો છું. આ દુષ્ટ આત્માના કર્તા મ્હારા બાપ, અને મ્હારી દુષ્ટ વૃત્તિ પેદા કરનાર મ્હારાં માત પિતા ક્યાં છે? ત્હેમની તપાસ કરી ત્હેમને શિક્ષા કરવી જોઈએ."

અપરાધીને ફાંસીની શિક્ષા થઇ. પરંતુ પછીથી પોલિસે કરેલી તપાસપર નજર પાડતાં માલમ પડે છે કે આ તરૂણનો બાપ એક સરદારનો કારભારી હતો. ત્હેની હયાતીમાં ખોટા જમા–ખર્ચ માંડી, ત્હેના મૃત્યુ પછી ત્હેના વારસોને માહિત નહિ હોયેલી અગાધ સંપત્તિ ત્હેણે છુપાવી હતી. માની હકિકત તપાસતાં ત્હેણે પોતાને જન્મેલા બે બાળકોને મારી નાંખ્યા હતા, અને આને પણ મારવાનો પ્રયત્ન કર્યો હતો. આ છોકરો ન્હાનો હતો તે વખતે ત્હેણે પોતાના સોબતીયોને મારવાના પાંચ દસ પ્રયત્નો કર્યા હતા. ઉપલી હકીકત તપાસતાં "હું ગુન્હેગાર નથી, પરંતુ મ્હારાં માત–પિતા ખરેખરા ગુન્હેગાર છે," એવું ત્હેનું કહેવું અક્ષરે અક્ષર ખરૂં ન્હોતું શું?

માત પિતામાંથી માતાના ખરાબ વર્તનથી ત્હેની સંતતી ત્હેવી થાય છે તે ખરૂં છેઃ તેજ પ્રમાણે પતિ પત્નિના અતિશય વિલાસ ગમનથી ત્હેમના ભવિષ્યમાં થનારી સંતતી પણ વિલાસી વૃત્તિની બની પાપમાર્ગ તરફ વળે છે.

ગર્ભપર પડતાં તત્વોનો વિચાર કરતાં **મિસીસ. એચ. પેડલઇન** નીચેનું ઉદાહરણ આપે છે. સ્વાર્થ આગળ નીતિ અને ધર્મ મિસીસ. એ–(નામની બાઇ)માં અલોપ થઇ જતા હતા. ત્હેને એક વખતે એક સાર્વજનિક સંસ્થાની એક જોખમદારી જગ્યાયે નીમવામાં આવી. ત્હાં હતી તે વેળાયે ત્હેણે સ્વાર્થ માટે આ પૈસાનો દુરૂપયોગ કર્યો. છેવટે બાઇનો અને સંસ્થાનો સંબંધ તૂટયો. આ જગાપર સરાસરી તે એક વર્ષ સુધી રહી હતી, અને તે વખતે ત્હેને થયેલી છોકરીની ન્હાનપણથી બીજાનું ચોરવાની વૃત્તિ થઇ હતી.

**લુઇસા. એમ**–આ બાઈની એક છોકરીની વાત આ જ બાઈ જણાવે છે. લુઇસાનું લગ્ન એક સધન, સુશિક્ષિત, અને કુળવાન ગૃહસ્થ સાથે થયું હતું. બન્નેના સ્વભાવ આનંદી અને વર્તન નીતિ શુદ્ધ હતાં. પાશ્ચિમાત્ય સમાજમાં જોઇતા સર્વ ગુણો ત્હેમનામાં હતા. આ બાઇના પ્હેલા જન્મેલા સર્વ છોકરાઓ સારા સ્વભાવના હતા. પછી કેટલાક દિવસો સુધી ત્હેને છોકરાં થયાં નહિ. આ વખતે ત્હેની રહેણી કરણી પ્રથમના જેવીજ હતી. આવી સ્થીતિમાં ગર્ભધારણા ન રહેવી જોઇયે એવું તે ઇચ્છતી હતી. આના ત્રાસમાંથી છુટવાથી ત્હેને ઘણોજ આનંદ થયો હતો. પરંતુ ત્હેનો આ આનંદ ઝાઝા દિવસ સુધી ટકી રહ્યો નહિઃ કારણ કે પાછળથી ત્હેને ગર્ભ ધારણનાં ચિન્હો જણાવા લાગ્યાં. અર્થાત, આનાથી ત્હેને ત્રાસ લાગે તે સ્વાભાવિક હતું; તેમજ ત્હેણે આમાંથી છુટવા માટે ગર્ભ

પાડવાનો પ્રયત્ન પણ કર્યો હતો, પરંતુ ત્હેમાં ત્હેને યશ મળ્યો નહિ. આથી ત્હેનો મૂળનો આનંદી સ્વભાવ બદલાઈને ચ્હીડીયો તેમજ લ્હડકારો થઈ ગયો. ત્હેનો ચ્હેરો હંમેશાં ચિંતાતુર રહેવા લાગ્યો. યોગ્ય દિવસો ગયા પછી ત્હેને થયેલી છોકરી ત્રાસદાયક, અને ચ્હીડીયા સ્વભાવની થઈ હતી. પોતાનો સ્વભાવ પુત્રીમાં આવવાથી હવે તે પસ્તાવા લાગી ! બાકીનાં છોકરાંઓની વૃત્તિ આનંદી, અને સ્વભાવ શાંત, ત્હારે તેજ માતાને પેટે જન્મેલી આ છોકરી ત્રાસ આપનારી, અને ધિક્કારવા લાયક સ્વભાવની થઈ, ત્હેનું કારણ ગર્ભપર પડેલા સંસ્કારો વિના બીજું શું હોઈ શકે ?

ગર્ભપાત કરનારી માતાનો પ્રયત્ન નિષ્ફળ જતાં થનારી સંતતી બહુધા ખુની વૃત્તિની થાય છે. પ્રેસિડેન્ટ ગારફિલ્ડનું ખુન કરનાર ગ્યુ-નું વૃત્તાંત આ વિષયને લગતુંજ છે.

એક ગૃહસ્થના દિવાનખાનામાં ટંગાવેલી એક સુંદર તસબીરનો, અને ત્હેના ન્હાના બાળકનો ચ્હેરો આબેહુબ મળતો આવતો હતો. ત્હેના એક મિત્રે આ છબી તરફ જોઈને કહ્યું: ખરે ! આ બાળકની છબી ચીતરનાર એક હોશીયાર ચિત્રકાર હોવો જોઇયે, એમ કહી ચિત્રકારનાં પુષ્કળ વખાણ કર્યાં. " ત્હેના જવાબમાં તે ગૃહસ્થે જણાવ્યું, " મ્હારા છોકરાની આ તસબીર કહાડનાર ત્હેની મા વગર બીજો કોઈ ચિતારો નથી. " પેલો મિત્ર ત્હેના આ કહેવાનો અર્થ ન સ્હમજ્યાથી તે ગૃહસ્થે જણાવ્યું, "આ તસબીર દિવાન ખાનામાં ટંગાવી તે વેળાયે મ્હારી સ્ત્રી ગર્ભવંતી હતી. તસબીર મોહક હોવાથી તે વાંરવાર ત્હેના તરફ જોઇ ત્હેનું એક સરખું ચિંતન કરતી હતી. ત્હેના આ આચરણથી તસબીરમાં આપેલા બાળકનો ચ્હેરો મ્હારા બાલકને આબેહુબ મળતો આવ્યો. "

**જેનીસિસની** બાલ્યાવસ્થાની પણ આવીજ એક ગમ્મતની વાત છે. તે હંમેશાં ઝાડની ડાળીયો કાપી લાવી, ત્હેને ચિત્રવિચિત્ર રંગી, પાણી પીતી ગાયોની સ્હામે તે દરરોજ મૂકતી. આમાંની ગાયો જ્હારે ગર્ભિણી થઈ અને વાછરડાંઓને જન્મ આપ્યો ત્હારે તે વાછરડાંઓ પણ ચિત્રવિચિત્ર રંગના પટાપટીવાળા થયા હતા.

બાલ્ટીકના એક ગામમાં એક **મિસ. બી.**-નામની એક છોકરી હતી. ત્હેને લખતાં વાંચતાં બિલકુલ આવડતું ન્હોતું. તે ચાર પાંચ વર્ષની હતી ત્હારથીજ ત્હેને ચાળીસ પચાસ ગાયનો તાળ સાથે ગાતાં આવડતાં હતાં. તપાસ કરતાં એમ માલુમ પડયું હતું કે આ ગુણ ત્હેનામાં ત્હેની મા તરફથી ઉતરી આવ્યો હતો.

એક ડૉક્ટરે નીચે પ્રમાણે એક દષ્ટાંત આપ્યું છે. તે કહે છે કે:—એક બાઈના બે બાળકમાંનો એક ઘણો આનંદી અને પ્રેમાળ સ્વભાવનો હતો. આ બન્ને ભાઈ એક વખતે સાથે માંદા પડયા. ત્હેમના મંદવાડમાં પણ તેઓ આનંદી અને શાંત રીતે રહ્યા હતા. ડૉક્ટરે કરેલા ઉપચારો સંબંધી ત્હેમણે કદીપણ કમકમાટ કર્યો ન્હોતો. આ બન્ને છોકરાં માની જીવનદોરી રૂપ હતાં. બન્નેના સ્વભાવમાં એક વધારે આનંદી હતો, ત્હેનું કારણ એવું હતું કે ત્હેની માની ગર્ભાવસ્થા વખતે ત્હેની એક સહચારીણી ત્હેને ત્હાં આવી હતી. ત્હેમનો આખો દિવસ જુના વખતની હાસ્યજનક વાતો ત્હેમજ ઠઠ્ઠા મશ્કરીમાં જતો હતો. આખરે તે બાઈયે જે છોકરાને જન્મ આપ્યો તે આનંદી, પ્રેમાળ અને વાચાળ થયો.

પ્રસંગાનુસાર આવતી પરિસ્થીતિમાં માતાના આચરણથી છોકરાં પર છાપ પડી શકે

છે તે ઉપલાં ઉદાહરણોમાં જણાવ્યું છે. માતાની ઇચ્છા શક્તિ અને વર્તણુકથી બાળકની સ્થીતિ પોતાની ઇચ્છા પ્રમાણે બની શકે ત્હેવું નીચેના ઉદાહરણમાં બતાવ્યું છે.

રોગી અને અશક્ત છોકરાં થાય એવી માતાની પ્રકૃતિ હોવા છતાં કેવળ ડૉકટરના કહ્યાથી સશક્ત અને નિરોગી થાય એટલે માતાયે કરેલા પરિશ્રમનું બીજ ત્હેનાં છોકરાંમાં કેવી રીતે વાવી શકાય તે અત્રે જણાવ્યું છે. તે બાઇને સલાહ આપનાર ડૉકટર, અને ત્હેના આજારીપણાની અને પછીની સ્થીતિ જોનાર, તેમજ આજારીપણાથી ગર્ભપર હોનારી હાનીનો પ્રતિકાર કરવાનું કહી ત્હેનું ઇચ્છીત ફળ જોનાર તે ડૉકટર સિવાય ડૉ. મેસર્સ **જે. આડામ્સ, જે. બી. હોલ, અને સી. એચ. ઉલીપટે** પણ હતા. ભાવિ માતાની પ્રકૃતિ ઘણીજ અશક્ત હોવાથી ત્હેની પાચન ક્રિયા પણ મંદ પડી ગઇ હતી, આવી સ્થીતિમાં ગર્ભે પાંચ અઠવાડિયાનો થયા પછી માતાના પેટમાં અન્ન જવા ન માંડ્યું અને ભયંકર વ્યથા શરૂ થઇ. સરાસરી દસ અઠવાડિયાં પર્યંત ત્હેની આ સ્થીતિ કાયમ જ રહી હતી. આ વખતે કેટલાક દિવસો સુધી ત્હેને કૃત્રિમ રીતે અનાજ આપવાનું ચાલુ રાખ્યું હતું. આ ત્હેના આજાર પછી ત્હેની પ્રકૃતિ જરાતરા સુધરી પણ ત્હેના જઠરાગ્નિની મન્દતા કાયમજ હતી. પ્રકૃતિ અશક્ત, ત્હેમાં વળી આજારીપણું અને કાયમની અગ્નિમાંદ્યતા,-ત્હેથી થનારો બાળક રોગી અને અશક્ત થાય તે સ્વાભાવિક છે; પરંતુ ડૉકટરની સલાહથી પોતાને થનારો બાળક સશક્ત અને નિરોગીજ થવો જોઇયે એવી ત્હેને પોતાના મનથી ખાત્રી હતી. ઇચ્છા શક્તિનો ઉપયોગ અને બીજી આરોગ્ય વિષયક વાતોનું મનન કર્યાથી થનારો બાળક સશક્ત અને નિરોગી થયો. આ બાળક ઘણાજ શાંત સ્વભાવનો હોવાથી ત્હેને ઉંઘ સારી પેઠે આવતી. ત્હેણે પોતાની દાઇને રાતમાં કદિપણ જાગૃત કરી નથી. સરાસરી તે ડૉકટરની સંભાળ નીચે અઢી વર્ષ સુધી રહ્યો, તેથી તે બળવાન અને નિરોગી થવા પામ્યો હતો. આ બાળકના બાપની પણ પાચન શક્તિ અશક્ત હતી. અશક્ત મા બાપને પેટે, ગર્ભપોષણક્રિયા અપૂર્ણ રહેલી છતાં આ બાળક ફક્ત માના માનસિક અને શારીરિક શ્રમથી અશક્ત રોગી ન થતાં સારા દેખાવવાળો, અને નિરોગી જન્મવા પામ્યો હતો.

એક ગૃહસ્થ ગાયનકળામાં એટલો બધો પ્રવિણ હતો કે ત્હેનાં ગાયનો સાંભળવા તેમજ ત્હેમાં હુલ્કા પુરવા અનેક જાતનાં પક્ષિયો આવતાં હતાં. કર્મ ધર્મ સંયોગે ત્હેની સ્ત્રીને આની ગંધ સુદ્ધાં પણ ન્હોતી. પતિના સ્વભાવથી જાણીતી થયા પછી પોતાને પેટે થનારી સંતતીને જો ગાયન કળા આવડશે નહિ તો પતિ ત્હેની દરકાર સુદ્ધાં પણ કરશે નહિ; એવું ત્હેને લાગ્યાથી પોતાની સંતતીને ગાવા બજાવવાનું સારી રીતે આવડે તે માટે તે નિત્ય ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી. પોતાને પણ તે કળા આવડે માટે ત્હેણે પીઆનો વગાડવાનું, તેમજ શીખવાનું શરૂ કર્યું. ત્હેને લાગેલી ચિન્તા અને ગાયન કળાપર લાગેલા મોહનું પરિણામ ત્હેના ગર્ભપર થયું અને ત્હેને પેટે થયેલા બે છોકરાઓ આગળ જતાં ઉત્તમ ગવૈયા બન્યા. ઉપરના ઉદાહરણમાં પોતાને પેટે જન્મ લેનારી સંતતીને ગાયન કળા આવડવીજ જોઇએ, એવી ત્હેની માનસિક પ્રબળવૃત્તિથી તેમજ ત્હેના અર્ધાપર્ધા અભ્યાસથી પણ આવી ઉત્તમ જોડી પેદા થઇ તેજ લક્ષમાં રાખવા જેવું છે.

ઉપલા સર્વ ઉદાહરણોમાં માતાની ગર્ભાવસ્થા વખતે વવાયેલાં બીજ સંતતીમાં કેવી

રીતે ઉગી નીકળે છે તે બતાવ્યું છે; અને તે ઉગવાનું (ઉતરવાનું)કારણ બાળકના ગર્ભવાસના સંસ્કાર સિવાય બીજું કાંઇ નથી. બીજને વાવ્યા પછી ત્હેમાંથી ઉત્પન્ન થતા રોપાને જળસિંચન કર્યાથીજ તે સારો રહી શકે છે, તેજ પ્રમાણે બાળકમાં દાખલ કરેલા સંસ્કારોને કેળવ્યાથીજ ઉત્તમ તરેહની અલૌકિક બુદ્ધિવાળું તે થઇ શકે છે. આ જગતમાં સુશિક્ષિત માબાપની અશિક્ષિત, કુરૂપની સુરૂપ, નીતિમાનની અનીતિમાન, ધર્મિષ્ટની નાસ્તિક, અગર મનુષ્યને કંટાળો ઉપજાવે ત્હેવી તેમજ પ્રેમાળ સંતતી હમેશાં આપણી નજરે પડેછે. ત્હેનું કાંઇ પણ કારણ તો હોવુંજ જોઇયે! સીતારના તારને એક બાજુથી વગાડતાં બીજી બાજુયે જેમ ત્હેનો સુર નીકળે છે, ત્હેમ માતાના આચાર વિચારનું પ્રતિબિંબ ત્હેમની સંતતીમાં ઉતરે છે, તેજ આનું કારણ છે!

અત્યાર સુધીનાં એકંદર વિવેચનોનો સારાંશ આજ છે કે-**ભાવિ બાળકો ગર્ભવાસમાં હોતાં માતા પોતાની ઇચ્છાનુરૂપ અગર પરિસ્થિતિને અનુરૂપ ત્હેની માનસિક, શારીરિક, અને નૈતિકવૃત્તિ બનાવવા શક્તિવાન છે." માટે માતાઓ! જો ત્હમે ત્હમારી, ત્હમારા બાળકોની, ત્હમારા દેશની ઉન્નતિ કરવા ચ્હાતાં હો, તો જાગૃત થાવ. આટલા શબ્દો ગ્રહણ કરી તે પ્રમાણે વર્ત્તવા તૈયાર થાવ.!**

---

## સ્ત્રીઓ વિષે શ્રી કૃષ્ણના વિચારો.

લેખકઃ—શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢિયાર.—મુંબાઈ.

૨.

( ગયા ઑક્ટોબરના અંકના પૃષ્ઠ ૮૩ થી ચાલુ. )

બ્હેનો, આ વાત યાદ રાખજો કે સૌન્દર્યને ટકાવી રાખવું તથા વધારવું એ આપણા હાથમાં છે. અમેરિકામાં "મેરી એડી" નામે એક બાઇ છે. તે ચોરાશી વરસની ઉમરની છે. છતાં પણ જાણે ચોવીશ વરસની ઉમ્મરની હોય તેવી છે. તે કહે છે કે, મને તમે શા માટે ઘરડી કહો છો? માત્ર વરસનો આંકડો સાંભળીને મને ઘરડી કહો તો એ જુદી વાત છે. પણ મારા શરીરના બંધારણ સામે જુઓ. મારા ચકચકીત સલામત દાંત સામે જુઓ. મારા બાલ સામે જુઓ મારા ચહેરા સામે જુઓ. મારી ચાલ સામે જુઓ. અને મારા શરીરમાં જે તાજું લોહી દોડી રહ્યું છે તે સામે જુવો. એમાં કયાંય તમને ઘડપણ દેખાય છે? મારા ચહેરામાં કરચલી પડી છે? મારા બાલમાં સફેદાઈ આવી છે? મારા આંખ, કાન, નાક વિગેરે ઇન્દ્રિયોમાં કાંઇ શિથિલતા થઇ છે?-નહિ. ત્યારે તમે મને શા માટે ઘરડી કહો છો? ચોવીશ વરસની જુવાન છોકરીઓ જેવા ઉત્સાહથી ને તેવાજ બળથી હું ચોરાશી વરસની ઉમ્મરે પણ કામકાજ કરી શકું છું. અને એ ઉપરથી તમને શીખવું છું કે જો તમે પણ ધારો અને કુદરતના નિયમો પાળો તો તમે તમારી જુવાનીને તથા તમારા સૌન્દર્યને જાળવી શકો તેમ છો.

બહેનો, આ વાત બહુ વિચાર કરવા જેવી છે કારણ કે આપણે જોઇએ છીએ કે, આપણી ઘણીએ બહેનો બહુજ નાની ઉમરમાં ઘરડી ડોશીઓ જેવી થઈ પડે છે. અને હજી જુવાની ચાલી આવતી હોય એટલા વખતમાં તો ઘરડીખખ બની જાય છે,

તેથી પરિણામ એ થાય છે કે, નાની ઉમરમાં આ દુનિયાં છોડી ચાલ્યું જવું પડે છે. તેથી પોતાના દેહની પણ સાર્થકતા થતી નથી, અને પોતાના કુટુંબનું પણ ભલું થઇ શકતું નથી. એવું ન થાય માટે સૌન્દર્ય જેના ઉપર આરોગ્યતાનો ને જીંદગીનો આધાર છે, તેની જરૂરિયાત માટે શ્રી કૃષ્ણભગવાન સૌન્દર્ય ઉપર ભાર મૂકે છે. અને વળી સ્ત્રીઓની અંદર કુદરતી રીતેજ પોતાને ગમે તેવું તથા પુરૂષોને ગમે તેવું સૌન્દર્ય રહેલું હોય છે. માટે ઉચ્ચ ભાવનાથી ઇશ્વરની વિભુની જેવા સૌન્દર્યને ખીલવવું જોઇએ. અને દરેક કળાઓમાં તથા આપણા સંબંધમાં આવતી દરેક ચીજોમાં અને દરેક માણસોમાં કોઇકને કોઇક જાતનું પણ સૌન્દર્ય વધે એવા ઉપાયો કરવા જોઇએ.

### શ્રી—એટલે લક્ષ્મી.

બ્હેનો, શ્રીનો પહેલો અર્થ સૌન્દર્ય છે અને શ્રીનો બીજો અર્થ લક્ષ્મી છે: અને યાદ રાખજો કે જેમ સૌન્દર્ય બે પ્રકારનું છે તેમજ લક્ષ્મી પણ બે પ્રકારની છે. એક બહારનું ધન, અને બીજું અંતરનું ધન ચાંદી, સોનું, હિરા, માણેક, મોતી વિગેરે ધાતુઓ તથા રત્નો અને વૈભવો એ બહારનું ધન કહેવાય છે અને ઘણી જાતના સદ્ગુણો તથા ધર્મનું બળ એ અંતરનું ધન કહેવાય છે. એ બંને પ્રકારનાં ધન સ્ત્રીઓની અંદર હોવાં જોઇએ એમ શ્રી કૃષ્ણ ભગવાન આપણને કહે છે.

કેટલાક લોકો કહે છે કે, સ્ત્રીઓને જુદા ધનની જરૂર નથી તેના પતિની મિલકત છે તેજ બસ છે. પણ યાદ રાખજો કે, એ સાંકડા વિચારો છે. કારણ કે શાસ્ત્રનો એ સિદ્ધાંત છે કે સ્ત્રીઓની પાસે સ્ત્રીધન તરીકે કાંઇક વિશેષ માલકત હોવીજ જોઇએ. એ માટે જુદી જુદી નાતોમાં પલ્લાની તથા દાગીનાની રીતો છે. પણ એટલુંજ ધન કાંઇ બસ નથી. ભલે એ રકમ કદાચ બહુ મોટી હોય તો પણ તે રકમ પોતે કાંઈ ખાસ મહેનત કરીને મેળવેલી હોતી નથી, એટલે એવાં ધનની કાંઈ બહુ કીમત નથી. પણ પોતાની અક્કલ હુશીઆરીથી તથા પોતાની જાત મહેનતથી જે ધન મેળવવામાં આવે તે ધનનીજ ખરી કીમત છે. એ ધન પરસેવાનું ધન કહેવાય છે. અને એ ધન પોતાની કમાણીનું ધન કહેવાય છે. માટે સ્ત્રીઓએ પોતાને હાથે બની શકે તેવાં હુન્નર કળાનાં કામો શીખીને તથા પોતાના ખાનગી વખતમાં એવાં કાર્યો કરીને તેમાંથી થોડું ઘણું ધન મેળવવું જોઇએ. અને પોતાના આત્માના સંતોષની ખાતર પોતાની જાતની કમાણીમાંથી દાન આપતાં શીખવું જોઇએ. એ માટે એક વાત છે કે.—

એક રાજા હતો, તેને બહુજ મોટી આવક હતી. અને લાખો રૂપિયા ખરચી શકે તેમ હતું. છતાં પણ તે પોતાને હાથે મોજાં ગુંથતો તથા ટોપીઓ બનાવતો અને તે વેચી [illegible] જે પૈસા ઉત્પન્ન થાય તે પૈસાનું દાન કરતો હતો. એ જોઇને કોઇએ તેને પૂછયું , આપ આમ કાં કરો? આપને પૈસાની શું ખોટ છે કે ટોપી બનાવોછો? ત્યારે તે રાજાએ કહ્યું કે, ભાઇ, રાજ્યની ઉપજ એ જુદી વાત છે, અને મારી પોતાની જાતમેહેનતની કમાણી એ જુદી વાત છે. હું રાજ્યના પૈસા ખરચું તેમાં નવાઈ શું? એ પૈસા લાખો ખર્ચ્યાથી જેટલું પુન્ય થાય તે કરતાં જાત મહેનતથી મેળવેલા થોડાક પૈસા ખરચવાથી [illegible]શું વધારે પુણ્ય થાય તેમ છે. માટે હું હાથે મહેનત કરૂંછું. આવીજ રીતે ઘણાએ [illegible] સતો પણ પોતાને હાથે કેટલીક જાતનાં કામો કરતા હતા અને તેમાંથી પૈસા પેદા

કરી પરમાર્થ કરતા હતા. તેમજ સ્ત્રીઓએ પણ સ્વધન તરીકે પોતાની મીલ્કત હોય તેમાંથી દાનપુણ્ય કરવું એ જુદી વાત છે અને પોતાની જાતમહેનતથી નવાં નવાં હુન્નરકળા શીખીને તેમાંથી પૈસા મેળવવા એ જુદી વાત છે. માટે દરેક બ્હેનોએ કોઇ પણ જાતનાં હુન્નર કળા શીખીને કાંઇક પણ ધન મેળવતાં તથા તેમાંથી પરમાર્થ કરતાં શીખવું જોઇએ.

બ્હેનો ! આતો બહારના ધનની વાત થઈ, પણ હજી અંતરના ધનની વાત પણ જાણવી જોઇએ કારણ કે બહારનું ધન કદી ઓછું હોય અથવા ન હોય તો પણ ચાલશે પણ અંતરના ધન વિના ચાલવાનું નથી. માટે સદ્‌ગુણોનું ને ધર્મનું ધન મેળવવું જોઇએ. કારણ કે એ ધનમાંથી સૌન્દર્ય મળે છે અને એ ધનમાંથી કીર્તિ પણ મળે છે. માટે ધર્મનું ધન મેળવવું જોઇએ. અંતરનું ધન મેળવવું જોઇએ.

**સ્ત્રીઓમાં રહેલો ત્રીજો મુખ્ય ગુણ વાણી છેઃ**

સ્ત્રીઓમાં વાણીનું અદ્‌ભુત બળ રહેલું છે. તેથી સ્ત્રીઓની વાણીને લીધે ઘણાંએ સારામાં સારાં કામો થયાં છે. તેમજ સ્ત્રીઓની વાણીના બળને લીધે ખરાબમાં ખરાબ કામો પણ થયાં છે. સ્ત્રીઓની વાણી મારફત જગતમાં આનંદ ફેલાય એવી પરમાત્માની ખાસ ઇચ્છા છે. તેથી સ્વાભાવિક રીતેજ સ્ત્રીઓની વાણીમાં મધુરતા રહેલી હોય છે, તેઓના અવાજમાં કોમળતા હોય છે તેઓના અવાજમાં રસિકતા હોય છે, અને તેઓનો અવાજ સાંભળવો સૌને બહુ ગમે છે. માટે ભજન, કીર્તન, ભાષણ તથા તેઓની વચ્ચે થતા મીઠડા સંવાદો પુરૂષોની અંદર નવો રસ રેડનારા થઈ પડે છે. કારણ કે સ્ત્રીઓની વાણીમાં કુદરત રીતેજ અદ્‌ભુત બળ રહેલું છે. અને એ બળ એટલું બધું છે કે, તેમાં ઇશ્વર દર્શન થઈ શકે તેમ છે. માટે એવી સ્ત્રીઓની સુંદર વાણીને વધારે રસ ભરેલી ને વધારે બળવાળી બનાવવાની કોશીશ કરવી જોઇએ.

બ્હેનો, યાદ રાખજો કે તમારી વાણીના બળથી તમારૂં પોતાનું તથા બીજા ઘણાઓનું નસીબ સુધરી શકે તેમ છે, અને બગડી પણ શકે છે. જેમકે—

કોઇ સુંદર શક્તિશાળી બાળક હોય તેના હૃદયમાં સ્ત્રીઓની મીઠી વાણીથી સ્નેહનું ને જ્ઞાનનું અમૃત રેડવામાં આવે તો એની જુવાની અને સઘળું જીવન સુધરી જાય છે. કારણકે પુરૂષોની અંદર જે ગુણો રહેલા છે, તે ગુણોનો વિકાસ સ્ત્રીઓની વાણીની મદદથીજ થાયછે. માટે સ્ત્રીઓની વાણીમાં સ્નેહ જોઈએ, દયા જોઇએ, ન્યાય જોઈએ, કોમળતા જોઇએ, ઉંડાણ જોઇએ, સત્યતા જોઇએ, સ્વાભાવિકતા જોઇએ અને આત્મિક બળ જોઇએ. જ્યારે આવા આવા ગુણો હૃદયમાંથી વાણી મારફતે નિકળે, ત્યારેજ તે વાણી સૌની ઉપર જાદુના જેવી અસર કરેછે. આમ હોવાથી જે સદ્‌ગુણી સ્ત્રીઓ હોય છે, જે ધર્મના બળવાળી સ્ત્રીઓ હોયછે અને જે પોતાનું કર્તવ્ય સમજનારી સ્ત્રીઓ હોયછે, તેઓ પોતાની વાણીના બળથી મહાનપુરૂષોને પણ પોતાની હથેળીમાં નચાવી શકેછે. બ્હેનો! સ્ત્રીઓની વાણીના બળથી પાપી માણસો પુણ્યશાળી બની જાયછે સ્ત્રીઓની વાણીના બળથી નમાલા માણસો માલવાળા બની જાય છે. સ્ત્રીઓની વાણીના બળથી લોભીઆઓ ઉદાર બની જાય છે, સ્ત્રીઓની વાણીના બળથી ઘરડાઓમાં જુવાની આવી જાય છે. સ્ત્રીઓની વાણીના બળથી કઠોર માણસોમાં પણ કોમળતા આવી જાયછે. સ્ત્રીઓની વાણીના બળથી નાસ્તિકો આસ્તિક બની જાય છે. સ્ત્રીઓની વાણીના બળથી શુષ્ક હૃદયમાં નવપલ્લવ ગુણો ખીલી નીકળે છે. સ્ત્રીઓની વાણીના બળથી બહુ મુશ્કેલમાં મુશ્કેલ કામો પણ બહુ સહેલાઇથી બની જાય છે. કારણ કે સ્ત્રીઓની વાણીમાં

જાદુપણું રહેલું છે.સ્ત્રીઓની વાણીમાં અલૌકિક આકર્ષણ રહેલું છે. સામા માણસોને પીગળાવીને દ્રવીભુત કરી નાંખે તેવું સ્ત્રીઓની વાણીની અંદર કુદરતી બળ રહેલું છે. માટે સ્ત્રીઓની વાણીથી જગતમાં અનેક માણસોનું તથા બીજા અનેક જીવોનું કલ્યાણ થઇ શકે તેમ છે. માટે એ બળને આપણે ખીલવવું જોઇએ. અને શ્રી કૃષ્ણ ભગવાનનાં વચનોને સાચાં કરી બતાવવાં જોઇએ; ત્યારેજ જીંદગીની સાર્થકતા થઇ શકે.

બ્હેનો ! તમારૂં નસીબ કેટલું બધું મોટું છે ! તમારી ઉપર પરમકૃપાળુ પરમાત્માની કેટલી બધી કૃપા છે ! અને તમારા સ્ત્રીપણામાં કેટલી બધી ખુબી છે ? એ જરા જુઓતો ખરા કે તમારી સાદી સાદી વાણીથી પણ જગતનું ઘણુંએ ભલું થઈ જાય છે. પણ અફસોસ કે હાલના દફતમાં આપણી ઘણીએ બ્હેનો પોતાની વાણીના બળની ખરી કિંમત સમજતી નથી, તેથી તેઓ પોતાની વાણીનો દુરૂપયોગ કરે છે; અને તેને લીધે ઘણી જાતની ખરાબીઓ થાય છે. જેમકે—

કોઈ માણસ માંદુ હોય તો ત્યાં જઇને સ્ત્રીઓ કહે છે કે, અરરરર ? આશું થઇ ગયું ! આટલા દહાડામાંતો શરીરનો સાવ રોટલો વળી ગયો છે ! મારાથી તો તમારા મ્હોંડા સામે પણ જોઈ શકાતું નથી. લોહીનો છાંટો પણ કયાં રહ્યો છે ? અરરર ! કોણ જાણે આમાંથી શું થશે ? અમારા ભાઇનો દીકરો પણ આવાજ મંદવાડમાં ઉડી ગયો ! એમ કહી આંખમાં આંસુ લાવે છે અને રોતી રોતી દર્દીને ગભરાવનારી બીજી પણ ઘણીએ વાતો કરે છે. પણ જેનું મન નબળું પડી ગયેલું હોય એવા દર્દીની આગળ આવી જાતની વાતો કરવાથી શું પરિણામ આવશે એની તેઓને ખબર હોતી નથી કે એની તેઓ દરકાર પણ કરતી નથી. એટલું જ નહિ પણ પોતાના મનમાં ખરેખરૂં એટલું બધું લાગી જાય તેને લીધેજ એ બધું કહે છે એમ પણ નથી. માત્ર જેને ત્યાં ગયાં હોય તેને સારૂં લગાડવા માટે અને પોતાની લાગણી બતાવવા માટે આવી વાતો કરે છે. અને એમ કરી દર્દીની જીંદગીની દોરી ટુંકી કરે છે. અને તેમ છતાં પોતાના મનમાંથી એમ સમજ્યાં કરે છે કે, આજે હું તેને જોઈ આવી ને બે વાતો કરી આવી એ ઠીક કર્યું છે, એમ માનીને એવી ને એવી વાતો બીજા ઘણા જણને કહે છે અને બીજા ઘણાઓના કાનમાં તથા મનમાં એ જાતનું ઝેર રેડે છે.

હવે વિચાર કરો કે આવી બાબતોમાં શું સુધારો ન કરવો જોઇએ ? અને પોતાની વાણીને અંકુશમાં ન રાખવી જોઇએ ? કોઈપણ રોગીનો રોગ વધે, કોઇપણ આશા ભરેલા માણસના મનમાં નિરાશા આવે અને કોઇપણ હિંમતવાળો માણસ નાહિંમત થાય, તેવી વાતો તેને સંભાળવવામાં આવે તથા કોઇપણ માણસના મનમાં ધર્મને નામે ખોટા ખોટા વ્હેમો દાખલ કરવા, અને જે છોકરાંઓ સદ્દગુણી થઈ શકે તેવા હોય તેઓની અંદર પણ પોતાની મુર્ખાઈથી દુર્ગુણોનાં બીજ દાખલ કરવાં !–એ શું મોટામાં મોટું પાપ નથી ? અને તેમ છતાં અફસોસ કે, હજી આપણી લાખો બ્હેનો પોતાની વાણીનો આવો માઠો ઉપયોગજ કરે છે. માટે વાણીની કીંમત સમજી તેના આવા દુરૂપયોગમાંથી બચવું જોઇએ.

૭ કોઇ જુવાનીઓ હુન્નર કળા શીખવા માટે અગર ધંધા-રોજગાર માટે પરદેશ જવા ચઢતો હોય તેનાં વખાણ કરવાને બદલે, તેને માન આપવાને બદલે, તેને ફતેહ ઇચ્છ-

વાને બદલે, અને તેને આશીર્વાદ દેવાને બદલે, તેની વહાલી સગીઓ, મામી, માશી, કાકી, ફૈઈ, બેન, ભાણેજ, ભત્રીજી, દીકરી, સ્ત્રી તથા મા અને દાદીમા વિગેરે કહે છે કે, તમે બહુજ ખોટું કરો છો. ત્યાં જવાની શું જરૂર છે ? શા માટે એવું જોખમ ખેડવું જોઇએ ? અરધો મૂકીને આખો લેવા જવું એ ઠીક નહિ. કાળે પાણીએ તે કોણ જાય ? હાય ! હાય ! દરિયામાં એટલા બધા દહાડા કહાડવા પડે, તે કેમ ગમે ? અમારૂં તો મન માનતું નથી. તું ન માને તો તારી મરજી. બાકી આપણા કુટુંબમાંથી પરદેશ ગયા તે કોઈ સુખી થયા નથી. જુવાર બાજરાનો રોટલો દેશમાં મળે એટલે બસ છે. આપણે લખે શરી થયા નથી ને થવું પણ નથી. માટે ત્યાં જવાનો વિચાર માંડી વાળો. એમ કહીને તેની આગળ બધાં રોવા મંડે છે, અને દૈવયોગે જે કોઈ મરી ગયા હોય, તેના દાખલા સંભળાવવા મંડે છે, તથા જેને ખોટ ગઈ હોય કે માંદા પડીને પાછા આવ્યા હોય તેની એક લાંબી ટીપ કહી સંભળાવે છે. અને તે પણ એવી સરસ રીતે કે નબળા મનના માણસને અસર થયા વિના રહેજ નહિ. તેથીજ આપણા દેશના હજારો જુવાનીઆઓ પરદેશ જતાં ને લાભ મેળવતાં અટકી જાય છે. હવે વિચાર કરો કે, આજના વખતમાં કાંઈ આવા વિચારો ચાલે ? જે વખતે દુનિયામાં વિજળી, તાર, રેલવે, આગબોટ, મોટર, વિમાન, વિગેરે મુસાફરીનાં સાધનો થયાં છે; જે વખતમાં દરેક પ્રજાના હક જળવાય છે; જે વખતમાં દુનિયાની બધી પ્રજા જુદા જુદા દેશોમાં મુસાફરી કરી રહી છે; જે વખતે હરીફાઇનો જમાનો છે; જે વખતે હુન્નર કળાનાં સાધનો આપણા દેશ કરતાં સુધરેલા દેશોમાં ઘણાં જ વધારે છે; અને જે વખતે આપણો આત્મા અંદરથી જાગેલો છે અને બહાર જવા માટે તરફડે છેઃ તે વખતે પોતાની વાણીનો આવો દુરૂપયોગ કરવો એ શું વ્યાજબી છે ? અને તેમ છતાં તમે સૌ જુઓ છો કે, સેંકડે સત્તાણું કેસમાં આમજ થાય છે— અને જે વાણી આગળ વધારવા માટે છે તેજ વાણી ઉલટા પાછળ રાખી દે છે ! એમ ન થાય માટે સ્ત્રીઓએ પોતાની વાણીનું બળ સમજવું જોઇએ તથા પોતાની વાણીનો કયે ઠેકાણે ને કેટલા પ્રમાણમાં ઉપયોગ કરવો જોઇએ તે વાત જાણી લેવાની કોશીષ કરવી જોઇએ.

કોઇ લાયક વિદ્યાર્થી વિદ્યાભ્યાસ કરવા ઇચ્છતો હોય અને પોતાનું જીવન સુધારવા ચ્હાતો હોય તેના રસ્તામાં પણ ઘણી બાઇઓ પોતાની વાણીના બળથી આડા પથરા મૂકી દે છે, અને કહે છે કે, બહુ ભણીને શું કરવું છે ? ઝાઝું ભણે તે કાંતો મરી જાય અથવા ગાંડો થઇ જાય. જોને, આપણી નાતમાં હમણાંજ પેલા બે છોકરા મરી ગયા તે ખબર છે કે ? થોડું નામું લખતાં આવડે ને હિસાબકિતાબ આવડે એટલે બસ. હવે જલદી જલદી નોકરી ગોતી લે. ભણવામાં કંઇ વળે નહિ. ભણવું તે કામ પંડીતોનું છે, એ કાંઇ તારૂં કામ નથી. આપણે ગરીબ માણસ, આપણાથી કાંઈ ભણવાનો ખરચ પોસાય નહિ;-અને પૈસાદાર હોય તો એમ કહે છે કે, આપણને શું કમી છે ? ભગવાને ઘણુંએ આપ્યું છે. ભણી ભણીને લોહીનું પાણી કરી નાંખે તે કાંઇ ઠીક નહિ. અમારે તારી એવી કમાણી નથી જોઇતી. તારા શરીર સામે તો જો. ભણવાની ફીકરમાં છોકરાંઓ લેવાઈ જાય છે. ભણવું એ તો નશીબમાં હોય તો થાય, કંઇ બધાથી બને છે ? એતો જે નવરા હોય તેનું કામ. આપણે સાં મહેનતાઓથી કામ લેવું પડે છે. તું કામમાં ધ્યાન રાખે નહિ ને ભણ્યા કરે તો કાંઈ ચાલે ? ભણવું તે ક્યાં સુધી ? હવે તને બાવીશ વરસ થયાં, એતો

**સ્ત્રીઓમાં રહેલો પાંચમો મુખ્ય ગુણ ઠરેલી બુદ્ધિ છે.**

ઘણા સારા સારા માણસો પણ એમ કહે છે કે સ્ત્રીઓમાં ઝાઝી અટકળ હોતી નથી. પણ શ્રીકૃષ્ણ ભગવાને આપણને એમ કહ્યું છે કે, સ્ત્રીઓની અંદર "મેધા" એટલે કે ઠરેલી બુદ્ધિ હોયછે. બ્હેનો, બુદ્ધિના બે પ્રકાર છે. એક પ્રકારની બુદ્ધિ ચંચળતાવાળી હોય છે, ઉછાંછળી હોયછે, સંકલ્પ વિકલ્પવાળી હોય છે, ઇન્દ્રિયોના વિષયમાં તણાઈ જાય તેવી હોયછે, સંયોગોને આધીન થઈ જાય તેવી હોય છે, ઉંડાણમાં પહોંચી શકે તેવી હોય છતાં પણ ઉપર છરાપણામાં રહી જનારી હોય છે. ઊંચી જાતના સિદ્ધાંતો સમજી શકાતા હોય પણ પાળી શકાતા ન હોય તેવી હોય છે. વાણીમાં આવેલી હોય પણ આચરણમાં ઉતરેલી ન હોય તેવી હોય છે, અને કોઈ કોઇ વખત ઊંધે રસ્તે દોરી જાય તેવી હોય છે. આવી બુદ્ધિમાં અને "મેધા" કે જેને ઠરેલી બુદ્ધિ કહે છે તેની વચ્ચે બહુ તફાવત છે. કારણ કે જે બુદ્ધિથી ધીરજ રહે, જે બુદ્ધિથી કર્તવ્ય કરી શકાય, જે બુદ્ધિથી મનની શાન્તિ જાળવી શકાય, જે બુદ્ધિથી ઊંડાણની વાતો સમજી શકાય, જે બુદ્ધિથી વિકારોને અટકાવી શકાય, જે બુદ્ધિથી ધર્મનું બળ સાચવી શકાય, અને જે બુદ્ધિ પોતાનો વ્યવહાર ચલાવવામાં ઉપયોગી થઇ શકે, એટલુંજ નહિ પણ જે બુદ્ધિ દુઃખને વખતે પણ તથા વિરૂદ્ધ સંજોગોમાં પણ કામ લાગી શકે તે બુદ્ધિને શાસ્ત્રમાં મેધા કહે છે. અને એવી ઊંચી જાતની બુદ્ધિ સ્ત્રીઓની અંદર રહેલી છે, એમ શ્રીમદ્ ભગવદ્ગીતા આપણને શીખવે છે. માટે એ સિદ્ધાંત બહુ યાદ રાખવા જેવો અને વિચારવા જેવો છે.

સ્ત્રીઓમાં ઠરેલી બુદ્ધિ રહેલી છે,—એમ શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે, માટેજ તે માની લેવું એવો અમારો આગ્રહ નથી. પણ અનુભવથી પણ આપણે સમજી શકીએ છીએ કે, સ્ત્રીઓની અંદર ઘણી વખત ઠરેલી બુદ્ધિ દેખાય છે. જેમ કે એક પંદર સોળ વરસનો છોકરો હોય તે સ્કુલમાં તોફાન કરે છે, ઝાડ ઉપર ચડે છે, નદીયે નહાવા ભાગી જાય છે, બીજા છોકરાના કપડામાં સાહીના ડાઘ પાડે છે, કોઈની પેન્સીલ કે નોટબુક છુપાવી દે છે; પોતાની ટોપી કે મોજાં કયાં પડયાં તેનું પણ પુરૂં ભાન પણ હેને હોતું નથી. ટ્રેનમાં મુસાફરી કરતે લાકડી કે છત્રી ભુલી જાય છે. અને જ્યાં કંઇ રમતગમત હોય ત્યાં દોડયાં કરે છે. પણ એને બદલે એટલીજ ઉમરની છોકરી સામે જુઓ. એવડી છોકરીઓ પોતાનું ઘર ચલાવે છે. સાસુ સસરાના હુકમ ઉઠાવે છે. પોતે નાની ઉમરમાં પરણેલી હોય ને એક બે છોકરાં થઈ ગયાં હોય તો તેને પણ સાચવે છે. દુઃખના પ્રસંગો આવી પડે ત્યારે ધીરજ રાખે છે. ઘેર મેહેમાન આવે તેની સરભરા કરે છે. અથાણાં રસોઇ વિગેરે બાબતોમાં હુંશિયાર થઈ ગયેલી હોય છે. અને મુંબઇ જેવા શહેરમાં ધણીધણીઆણી એકલાં રહેતાં હોય તો વર આખો દિવસ બહાર ધંધેરોજગારમાં રોકાયેલો હોય, છતાં પોતે ઘરનો કારભાર શાન્તિથી, કરકસરથી ને વિવેક ભરેલી રીતભાતથી ચલાવ્યાં કરે છે. આ શું ઠરેલી બુદ્ધિનું લક્ષણ નથી? એવડી નાની ઉંમરે છોકરાઓ આટલો બધો બોજો ઉપાડી શકશે ખરા કે? અને એટલી હુંશિયારીથી પોતાનું કામકાજ કરી શકશે ખરા કે? તથા ઘણી જાતના સંજોગોમાં સ્ત્રીઓ જેવી ઠરેલી બુદ્ધિ રાખી શકે, છે, તેવી ઠરેલી બુદ્ધિ જુવાનીઆઓ રાખી શકશે ખરા કે?

આ સિવાય બીજા ઘણા પ્રસંગો એવા હોય છે કે જેમાં સ્ત્રીઓની ઠરેલી બુદ્ધિ આપણે જોઈ શકીએ છીએ. અને એ ઉપરથી એમ ખાત્રી થઇ જાય છે કે, સ્ત્રીઓમાં ઠરેલી બુદ્ધિ રહેલી છે, એ શ્રીકૃષ્ણ ભગવાનનો સીદ્ધાંત સાચો છે. અને જેઓ એમ કહે છે કે, સ્ત્રીઓમાં અક્કલ હોતી નથી, તેઓના વિચાર ભુલભરેલા છે. માટે એવા ભુલભરેલા વિચારોમાં નહિ પડયા રહેતાં, સ્ત્રીઓની અંદર કુદરતી રીતેજ જે ઠરેલી બુદ્ધિ રહેલી છે તેને ખીલવવાની કોશીષ કરવી જોઈએ. કારણ કે બુદ્ધિને ખીલવવાથી કેટલા બધા લાભ થઇ શકે છે, એ કોઈ કોઇથી અજાણ્યું નથી. એટલે એ બાબત ઉપર વધારે વિવેચન કરવાની જરૂર નથી. ટુંકામાં એજ કે, બુદ્ધિ એ અલૌકિક વસ્તુ છે. બુદ્ધિ એ ઇશ્વરની કૃપાનું ફળ છે. બુદ્ધિએ ઇશ્વરનો આશીર્વાદ છે. અને બુદ્ધિમાં પરમાત્મા પોતેજ રહેલો છે. માટે એવી ઠરેલી બુદ્ધિ કે જેને મેધા કહે છે અને જે સ્ત્રીઓની અંદર કુદરતી રીતે રહેલી છે, તેને ખીલવવાની અને તેનો લાભ લેવાની ખાસ તજવીજ કરવી જોઇએ.

**ધીરજ એ સ્ત્રીઓમાં રહેલો છઠ્ઠો મહાન ગુણ છેઃ**

જો સ્ત્રીઓની અંદર ધીરજ ન હોય, તો તેઓની જીંદગી બહુજ દુઃખરૂપ થઇ પડે. કારણ કે સ્ત્રીઓને ધીરજ રાખવા જેવા ઘણા પ્રસંગો આવ્યા કરે છે. જેમકે,–

ઘણી વખત છોકરાંઓ માંદાં પડયા કરે છે. ઘણી સ્ત્રીઓના પતિને પરદેશમાં રહેવું પડે છે. ઘણી સ્ત્રીઓની સાસુ જુના વિચારની ને હઠીલા સ્વભાવની હોય છે. ઘણી સ્ત્રીઓની વહુઓ વઢકણી હોય છે. ઘણી સ્ત્રીઓને પોતાની દેરાણી જેઠાણી કે નણંદ સાથે બનતું નથી. ઘણી સ્ત્રીઓને ગરીબાઇમાં રહેવું પડે છે. ઘણી સ્ત્રીઓને જરૂર કરતાં વધારે કામકાજ કરવું પડે છે. ઘણી સ્ત્રીઓને લુગડાં, ઘરેણાં, વિગેરેની સગવડ મળતી નથી. ઘણી સ્ત્રીઓને બચ્ચાંઓ થતાં નથી. ઘણી સ્ત્રીઓને નાની ઉંમરમાં રંડાપો આવી પડે છે. ઘણી સ્ત્રીઓને પારકે ઘેર નોકરી કરવી પડે છે. ઘણી સ્ત્રીઓ ધર્મના ઘણી જાતના વ્હેમવાળી હોય છે, અને ઘરનાં માણસો તેથી વિરૂદ્ધ વિચારનાં હોય છે, તેથી રોજ કજીઆ થાય છે. કેટલીક સ્ત્રીઓ હંમેશ મંદવાડવાળી હોય છે, ઘણી સ્ત્રીઓ કોઇ કોઇ દીવસ ઊંચી સ્થીતિમાં આવી પડે છે, અને કેટલીક સ્ત્રીઓ નીચી સ્થીતિમાંથી એકદમ ઊંચી સ્થીતિમાં પહોંચી જાય છે. આવે વખતે ધીરજ રાખવાની તેઓને ખાસ જરૂર પડે છે અને ફરજ પડે છે. જો આવા પ્રસંગોએ તેઓમાં ધીરજ ન હોય તો તેઓના બહુ બુરા હાલ થઈ જાય. તેથી પરમ કૃપાળુ પરમાત્માએ દયા કરીને સ્ત્રીઓની અંદર ધીરજ રાખવાનો મહાન ગુણ મૂકેલો છે. માટે તેઓના એ ગુણને ખીલવવાની ખાસ કોશીષ કરવી જોઇએ. કારણ કે, બ્હેનો! ધીરજ એટલે શું,– એ તમને ખબર છે ? એ માટે મહાત્માઓ કહે છે કે–

ધીરજ એ સત્વગુણનું તત્ત્વ છે. ધીરજ એ ઇશ્વરનો આશીર્વાદ છે. ધીરજ એ મનુષ્યમાં જે ઉત્તમ ગુણો રહેલા છે તેમાંનો એક મહાન ગુણ છે. ધીરજ એ જ્ઞાનનું ફળ છે. ધીરજ એ ચારિત્રનું બળ છે, ધીરજ એ શાન્તિની કુંચી છે. ધીરજ એ ધર્મનો થાંભલો છે. ધીરજ એ આનંદની બેન છે. ધીરજ એ ફરજ બજાવવાની કુંચી છે એ મનુષ્ય જાતની ઉત્તમતા છે. ધીરજ એ દેવોની વહાલી વસ્તુ છે.

લક્ષણ છે, અને ધીરજ એ આત્માની ઉન્નતિનું પગથીયું છે. માટે સુખ દુઃખના પ્રસંગમાં ધીરજ રાખતાં શીખવું એ બહુજ મોટી વાત છે. કારણ કે ધીરજ રાખવાથી સંસાર આનંદ રૂપ થઈ પડે છે. ધીરજ રાખવાથી ઘણી જાતનાં દુઃખો ઓછાં થઈ જાય છે. અને ધીરજ રાખવાથી પોતાની ફરજો વધારે સારી રીતે બજાવી શકાય છે. માટે સ્ત્રીઓએ ખાસ ધીરજ રાખતાં શીખવું જોઇએ. અને તેઓ એવી ધીરજ રાખી શકે તે સારૂંજ પરમ કૃપાળુ પરમાત્માએ તેઓની અંદર કુદરતી રીતેજ ધીરજનો ગુણ ઘણોજ વધારે મૂકેલો છે. કારણ કે આપણે જોઇએ છીએ કે, જે સ્ત્રીની અંદર ધીરજ ન હોય તેની જીંદગી દુઃખી હોય છે. તેનો ઘરસંસાર દુઃખી હોય છે. તેનાં સગાંવહાલાં દુઃખી હોય છે. અને તેનાથી પોતાની ફરજો કે પોતાનો ધર્મ બરોબર રીતે પાળી શકાતો નથી. આ બધું ધીરજની ખામીને લીધે થાય છે. એમ ન થાય માટે સ્ત્રીઓમાં ધીરજની ખાસ જરૂર છે. અને તે સારૂંજ પરમ કૃપાળુ પરમાત્માએ સ્ત્રીઓની અંદર ધીરજનો મહાન ગુણ મૂકેલો છે. માટે તેઓની અંદર એ દૈવીગુણ ખીલે તેવી કોશીષ કરવી જોઇએ. કારણ કે એમ કરવાથી તેઓને પોતાને, તેમના કુટુંબને તથા તેમાંથી આગળ જતાં જગતને બેહદ ફાયદો થઈ શકે તેમ છે. માટે બહેનો, તમારામાં રહેલા ધીરજના ગુણને ખીલવોઃ–દૈવી ધીરજના ગુણને ખીલવો.

### સ્ત્રીઓની અંદર સાતમો મહાન ગુણ ક્ષમા છેઃ

બહેનો, જગતમાં જેટલી જાતના સંબંધો છે, તે બધા સંબંધો સ્ત્રીઓને આધારે રહેલા છે. માટે સ્ત્રીઓની કીમત બહુજ મોટી છે. હવે વિચાર કરો કે જેને આધારે જગતના બધી જાતના સંબંધો રહેલા હોય તેની મહાન દરજ્જાવાળી સ્ત્રીઓની અંદર જો ક્ષમાનો ગુણ ન હોય તો જગતના કેવા બુરા હાલ થાય?–એમ ન થાય માટે પરમ કૃપાળુ પરમાત્માએ સ્ત્રીઓની અંદર ક્ષમાનો ખાસ મહાન ગુણ મૂકેલો છે. એટલુંજ નહિ પણ કેટલાક રૂષિઓ તો સ્ત્રીઓને ક્ષમાનો અવતાર કહે છે. કારણ કે સ્ત્રીઓની અંદર ક્ષમાની ખાસ જરૂર છે. જગતના બધા સંબંધો તેને આધારે છે, એટલે જો તેનામાં ક્ષમા ન હોય તો બહુજ ખરાબ થઈ જાય. જેમકે–

આપણે જોઇએ છીએ કે, ઘણી વખત ઘણી સ્ત્રીઓની નણંદ બહુજ કઠોર હોય છે, ઘણી સ્ત્રીઓની સાસુ બહુ જુલમી હોય છે, ઘણી સ્ત્રીઓના દિયર વંઠેલા હોય છે, ઘણી સ્ત્રીઓનાં છોકરાં બહુ તોફાની હોય છે. ઘણી સ્ત્રીઓની વહુઓ ઉછાંછળી ને કહ્યું ન માનનારી હોય છે. ઘણી સ્ત્રીઓના સસરાઓ અડબંગ જેવા હોય છે. ઘણી સ્ત્રીઓની માતાઓ વિચિત્ર સ્વભાવની હોય છે. ઘણી સ્ત્રીઓની બહેનો ફાંટાબાજ હોય છે ને વાતવાતમાં માઠું લગાડી એવી હોય છે. ઘણી સ્ત્રીઓના નોકરો મુરખ હોય છે. ઘણી સ્ત્રીઓના મહેતાઓ બાઉકણ હોય છે. ઘણી સ્ત્રીઓના ટ્રસ્ટીઓ ફોગટની ઉઘાઈકર્યાં કરે તેવા હોય છે. ઘણી સ્ત્રીઓના પતિ મિજાજના ગયેલા હોય છે. ઘણી સ્ત્રીઓના વ્હેવાઇઓ દૂધમાંથી પૂરા કહાડનારા હોય છે. ઘણી સ્ત્રીઓની પાડોશણો તોબા પોકરાવે તેવી હોય છે. ઘણી સ્ત્રીઓની સહીપણીઓ રજનું ગજ કરે તેવી હોય છે. ઘણી સ્ત્રીઓનાં સંગાંવહાલાં નવગજના નમસ્કાર કરવા જેવાં હોય છે. ઘણી સ્ત્રીઓના ગુરૂઓ દૂરથીજ પગે લાગીને ભાગી છૂટવા જેવા હોય છે. અને ઘણી

સ્ત્રીઓના ઘણી જાતના સંજોગો બહુજ કડવા હોય છે. આ બધાની વચ્ચે તેઓને કામ લેવાનું હોય છે. એટલે જો તેઓમાં ક્ષમાનો મહાન ગુણ ન હોય તો તેઓના પોતાના બાર વાગી જાય છે ! તેના સંબંધમાં આવતા સ્નેહીઓને પણ હેરાન થવું પડે છે. કારણ કે આ દુનિયાં મુશ્કેલીઓથી ભરેલી છે, અને માણસો ભુલથી ભરેલાં છે. તે બન્નાંના વાંક સામેજ જોયા કરે અને તેઓને માફી ન આપી શકે, તો તેઓને કેટલી બધી મુશ્કેલી ભોગવવી પડે ? અને તેઓની જીંદગી કેવી કંટાળા ભરેલી થઇ પડે ? એ જરા ખ્યાલ તો કરો ? પણ એમ ન થાય માટે પરમ કૃપાળુ પરમાત્માએ સ્ત્રીઓના સ્વભાવની અંદર ક્ષમાનો મહાન ગુણ મૂકેલો છે. તેથી સ્ત્રીઓ પુરૂષો કરતાં ઘણી વધારે ક્ષમા રાખી શકે છે. અને તેથીજ તેઓ મુશ્કેલીઓની વચ્ચે પણ સુખી રહી શકે છે. માટે આવા અમુલ્ય ક્ષમાના ગુણને કેળવવાની ખાસ કોશીષ કરવી જોઇએ, અને સ્ત્રીઓમાં રહેલો ક્ષમાનો કુદરતી ગુણ હાલમાં અજ્ઞાનતાને લીધે ઓછો થઇ ગયો છે ને પાછો તેઓમાં વધે તેમ કરવું જોઇએ.

બ્હેનો ! સ્ત્રીઓના જીવનમાં આવી આવી જાતની જે ઉત્તમતાઓ રહેલી છે તેમાં ક્ષમા એ મુખ્ય છે. કારણ કે ક્ષમા રાખવી એતો વસિષ્ઠ જેવા બ્રહ્મર્ષિઓનું કામ છે, એ કાંઇ નાનું કામ નથી. મહાત્મા વિશ્વામિત્ર અને મહાતપસ્વી દુર્વાસા જેવા ઋષિઓ પણ ક્ષમા રાખી શકતા નહોતા, તેવી ક્ષમા દ્રૌપદી જેવી સ્ત્રીઓ રાખી શકતી હતી. કારણ કે સ્ત્રીઓની અંદર તેઓના કલ્યાણ માટે પરમકૃપાળુ પરમાત્માએ ક્ષમાનો મહાનગુણ મૂકેલો છે. માટે એ ગુણને ખીલવવાની કોશીષ કરવી જોઇએ. કારણ કે જેમ જેમ ક્ષમાનો મહાનગુણ સ્ત્રીઓમાં વધતો જશે તેમ તેમ તેઓનું જીવન ઉન્નત થતું જશે. અને તેનો લાભ તેનાં સગાવહાલાંને તથા જગતને મળતો જશે. એથી આગળ જતાં સંસારમાં સ્વર્ગ ભોગવી શકાશે. માટે જેમ બને તેમ સ્ત્રીઓમાં રહેલા ક્ષમાના મહાન ગુણને ખીલવવો જોઇએ.

બ્હેનો ! સ્ત્રીઓના જીવનમાં જે ઉત્તમતા છે, સ્ત્રીઓના જીવનમાં જે મધુરતા છે, સ્ત્રીઓના જીવનમાં જે રસીકતા છે, અને સ્ત્રીઓના જીવનમાં જે કોમળતા છે,—તે સ્ત્રીઓમાં રહેલા આ સાત મહાન ગુણોને લીધે છે. માટે તેઓની પ્રકૃતિમાં રહેલા આ સાત મહાન ગુણોને ખીલવવા જોઇએ. અને આ ફાની દુનિયામાં રહીને સ્વર્ગની જીંદગી ભોગવી શકે તથા આ સંસારમાં સ્વર્ગ અનુભવી શકે તેમ કરવું જોઇએ. અને એ બધું, તેઓની પ્રકૃતિમાં રહેલા કીર્તિ, સૌન્દર્ય, વાણી, સ્મરણ શક્તિ, ઠરેલી બુદ્ધિ, ધીરજ અને ક્ષમા,—એ સાત મહાનગુણોને ખીલવવાથી થઈ શકે તેમ છે. અને એ ગુણોને ખીલવવા તેમાં કાંઇ બહુ મુશ્કેલી નથી. કારણ કે એ બધા ગુણો તો સ્વાભાવિક રીતેજ સ્ત્રીઓની પ્રકૃતિની અંદરજ રહેલા છે, એમ શ્રીકૃષ્ણ ભગવાન આપણને ખાત્રી આપે છે. અને તે પણ કોઈ જેવે તેવે ઠેકાણે નહિ, પણ ઉત્તમમાં ઉત્તમ ને પવિત્રમાં પવિત્ર ગીતાજીની અંદર એ બાબત સમજાવેલી છે. માટે મહાત્મા શ્રીકૃષ્ણના એ વચન ઉપર આપણે ખાસ ભાર મૂકવો જોઇએ, અને આપણા અનુભવમાં આવી શકે છે તેવી સ્ત્રીઓમાં રહેલા એ કુદરતી મહાન્ ગુણોનો સૌએ લાભ લેવો જોઇએ. એજ મારી વિનંતી છે. અને એવા મહાન્ ગુણોનો લાભ લેવાનું પ્રભુ આપણી સૌ બ્હેનોને બળ આપે, એમ મારી પ્રાર્થના છે. ॐ શાન્તિઃ !

## લગ્ન.

લેખકઃ રા. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ અમદાવાદ.

**आत्मना ते ऽऽ त्मानं संदधामि प्राणैस्ते प्राणान्संदधामि अस्थिभिरस्थीनि मांसैं र्मांसानित्वचा त्वचं ।**

**અર્થ**:—"હારા આત્માથી આત્માનો, પ્રાણથી પ્રાણનો, હાડકાંથી હાડકાંનો, માંસથી માંસનો અને ચામડીથી ચામડીનો યોગ હું કરૂં છું."

**જગત્‌માં લગ્ન**—એ પરમ પવિત્ર સંસ્થા છે. લગ્ન વગર જગતની પ્રગતિ નથી. લગ્ન વડે કુટુમ્બ અને કુટુમ્બ વડે નગરો તથા રાજ્યનો ઉદ્‌ભવ થાય છે. અપવાદ રૂપે, કેટલાક પુરૂષ અને કેટલીક સ્ત્રીઓ માટે લગ્ન કદાચ ઇષ્ટ ન હોય,–તે સ્થિતિ કોઇપણ રીતે તિરસ્કાર પાત્ર નથી; છતાં સામાન્ય રીતે લગ્નની પવિત્ર સંસ્થા મનુષ્ય માટે નિઃશંક આવશ્યક છે.

**લગ્નની સંસ્થા** સૃષ્ટિના આરમ્ભથી હોય એમ માની શકાતું નથી. જગતના ઘણા દેશોમાં, મનુષ્યની પ્રાથમિક દશામાં લગ્ન ન હોતું, સ્ત્રીઓને માત્ર દાસ તરીકે ગણવામાં આવતી, એમ ઇતિહાસના વાચકને માલમ પડે છે. સ્ત્રીઓને સન્માન આપવાનો આરમ્ભ, સ્ત્રીઓને દાસ નહિ ગણતાં તેમની સાથે લગ્ન કરી તેમને સહચરી ગણવાની ગોઠવણ થયા પછીજ, થયો છે. અમારા સમજવા મુજબ લગ્નથી સ્ત્રીને પુરૂષની સહચરી ગણવાની પહેલ હિન્દુસ્થાને જ કરી છે. હજુ પણ જગતની જે પ્રજાઓ પ્રાથમિક દશામાં છે, તેઓમાં લગ્નની સંસ્થા દાખલ થઇ નથી. ઘણા લાંબા સમયના દાસત્વ પછી સ્ત્રીઓએ લગ્નથી સાંસારિક જીવનમાં પ્રવેશ કરવાનો, પુરૂષની સાથે સમાન પંક્તિ ઉપર આવવાનો હક સંપાદન કર્યો છે. તેમનો તે વાજબી હક જગતના અસ્તિત્વકાલ સુધી રહો, એવું અમે ઇચ્છીએ છીએ.

અમેરિકન વિદ્વાન્ ઈન્ગરસોલ લખે છે કેઃ—પુરૂષે પોતાનાં હૃદય અને બુદ્ધિને એવાં ઉચ્ચ અને સંસ્કારી કરવાં, જેથી કોઈ સન્નારીનું દિલ, તેની સત્પ્રીતિ તેના તરફ આકર્ષાય એવો તેનો મહાન્ અભિલાષ હોવો જોઈએ. લગ્ન અને પ્રીતિ વગર જીવન નિષ્ફલ જાય છે. સ્ત્રી એક પુરૂષના હૃદય રાજ્ય ઉપર અમલ કરે અને પુરૂષ સ્ત્રીના હૃદય રાજ્યપર અમલ કરે, એ અમલ જગતના અમલ કરતાં વધારે કિંમતી છે.

એક એવી કથા છે કેઃ બ્રહ્માએ સૃષ્ટિ ઉત્પન્ન કરી ત્યારે સ્ત્રી પુરૂષને ઉત્પન્ન કરી સિંહલ દ્વીપ ઉપર ફરતાં મૂક્યાંઃ સુન્દર પક્ષી, સુન્દર ગીત, સુન્દર પુષ્પથી ભરપૂર, તેના આ મનોહર દ્વીપ ઉપર આ યુગલને મૂકવાનો હેતુ, લગ્ન પહેલાં તેમનામાં પરસ્પર પ્રીતિ ઉત્પન્ન થાય એ હતો.'

કોયલના ટહુકાર, ચંદ્રના પ્રકાશ અને કુસુમના વિકાસ સાથે તેમના **સંવનનનો** આરમ્ભ થયો. અહીં ભવિષ્યમાં થનાર સાસુ સસરા અગર નણંદ ભોજાઇનું વિઘ્ન ન હોતું. અહીં કોઇ ડોકિયાં કરનાર અગર જૂદી જુદી નિન્દાસ્પદ વાતો ચલવનાર ન હોતું. થોડા સમય પછી બ્રહ્માએ આ બન્ને સ્ત્રી પુરૂષનું લગ્ન કર્યું.

બ્રહ્માએ તેઓને આજ્ઞા કરી કે "તમારે આ દ્વીપ છોડવો નહિ. પણ હમેશાં બન્ને

છે તેમ પતિને દ્વીપ જોવાને કાંઇક ઉત્સુકતા થઈ. સમીપમાં તેણે કાંઇક વધારે સુંદર, મનોહર પ્રદેશ જોયો. પાછા ફરી તેણે પત્નીને કહ્યું "આપણે જરાક આગળ ચાલો. પેલી તરફનો પ્રદેશ કાંઇક વધારે રમણીય લાગે છે." તે પ્રદેશની હદમાં પ્રવેશ કરવાની લગભગમાં તેઓ આવ્યાં, ત્યાં માર્ગ જરા જોખમ ભરેલો હોવાથી પતિએ પત્નીને ઉંચકી ચાલવા માંડ્યું. તેઓ નવીન પ્રદેશમાં પગ મૂકવાની તૈયારીમાં હતાં તેવામાં પગ નીચેની જમીન સરી જઇ સમુદ્રમાં પડી.

સમુદ્રમાં પડતાં પડતાં, ડુબતાં ડુબતાં પુરૂષે બ્રહ્માને કહ્યું, "આ પ્રદેશમાં આવવાનો દોષ મ્હારો છે. મ્હારી પત્નીનો નથી, એને બચાવો."

પતિનું આ સુલક્ષણ છે.

બ્રહ્માએ કહ્યું "હું તેને બચાવીશ પણ તને બચાવીશ નહિ."

પવિત્ર પ્રેમથી ભરપૂર, જગતની માતા આ સ્ત્રીએ આ શબ્દો સાંભળીને કહ્યું "હે બ્રહ્મા ! જો તમે તેને ન બચાવો તો મને પણ બચાવશો નહિ." તેનું મૃત્યુ થાય, તો પછી મને જીવવાની અપેક્ષા નથી."

પત્નીનું આ સુલક્ષણ છે.

બ્રહ્માએ આ વચનોથી પ્રસન્ન થઇ કહ્યું "ત્યારે હું તમને બન્નેને બચાવીશ અને ત્હમારી તથા ત્હમારાં બાળકોની હું સંભાળ લઇશ."

પુરૂષમાં બળની પ્રધાનતા છે, સ્ત્રીઓમાં સુંદરતાનું પ્રાધાન્ય છે. પુરૂષમાં હિમ્મતની પ્રધાનતા છે, તો, સ્ત્રીઓમાં પ્રેમનું પ્રાધાન્ય છે. પુરૂષ પત્નીપર સંપૂર્ણ પ્રીતિ રાખે, તેને યોગ્ય સન્માન આપેઃ સ્ત્રી પતિને સંપૂર્ણ રીતે ચાહ્, તેને યોગ્ય સન્માન આપે;–ત્યાં પછી દૈવકૃપા થાય એ નિર્વિવાદ છે.

સ્ત્રી પુરૂષની સમાન છે. તેને સઘળાજ હક છે, અને ઈન્ગરસોલ કહે છે તેમ રક્ષણનો તેનો એક હક વધારે છે. તમે લગ્ન કર્યું હોય તો પત્નીને સુખી કરવા પ્રયાસ કરો. માત્ર પોતાનાજ સુખ સગવડની કાળજી નહિ રાખતાં પત્નીને પણ સુખી અને આનંદયુક્ત કરવા જે પુરૂષ પ્રયાસ કરશે, તેનું પોતાનું જીવન પણ ઘણું સુખી અને આનન્દ પૂર્ણ થશે સ્ત્રીઓએ પણ આજ પ્રમાણે સદ્‌વર્તન કરવું ઇષ્ટ છે.

જગતનું એક ચિત્ર જોઇએ તો માલમ પડે છે કે, પુરૂષ, પોતાની વાસનાઓને તૃપ્ત કરવા માટે સ્ત્રીઓના દાસ થઇ રહે છે. પ્રેમથી અગર વિષયથી લુબ્ધ થઇ ગયેલા પુરૂષ સ્ત્રીઓના કેવા દાસ, કેવા સેવક થઇ રહે છે, ! ત્યાં તેમનું પ્રભુત્વ ક્યાં જાય છે !–પુરૂષો સ્ત્રીઓના પ્રભુ છે, એ વિચાર પુરૂષોએ સ્ત્રીઓમાં ઠસાવવો એ પુરૂષોનું અજ્ઞાન–મૂર્ખતા માત્ર છે. અમલદાર સિપાઇને આજ્ઞા કરે તેમ સાંસારિક જીવનમાં પુરૂષો સ્ત્રીઓને આજ્ઞા જ કર્યા કરે, એ દિલગીરી ભરેલું છે.

પતિએ ક્રોધ અને ચ્હીડનો ત્યાગ કરવો જોઇએ. ઘણા પુરૂષો બહારથી ઘરમાં આવ્યા કે ગુસ્સો કરે છે, ઘરના આનંદમાં ભંગ કરે છે. ઘરમાં પુરૂષો જાય ત્યારે કુટુમ્બમાં આનન્દ થવાનું, વધવાનું તો દૂર રહ્યું, પરન્તુ ઉલટો ઉદ્વેગ થાય એ ઠીક નથી. આજે તો અમુક સભા મળવાની છે, આજે તો મ્યુનિસિપલ ચુંટણી છે, રૂના અગર કાપડના ભાવ આજ તો તેજ છે, આજ બહુ કામ કર્યું. આ અને આવી અનેક બાબતો અગત્યની છેઃ પરન્તુ તે કુટુમ્બને, કુટુમ્બના સ્ત્રીવર્ગને સંભળાવી, તમારા કામનો, તમારા

લોભનો, તમારી નિરાશાઓનો રોષ, કુટુમ્બપર આણી, કુટુમ્બમાં કોઈ સારી, આનન્દજનક ઉત્તેજક વાત કરવાને બદલે ઉદ્વેગ દાખલ કરવો, એ કોઈ સજ્જનનું લક્ષણ નથી એમ અમારૂં માનવું છે. પુરૂષોને એક સૂચના છે કે તમારા પોતાના કામકાજના બોજા સાથે, બે ચાર બાળકની માતા ગૃહવ્યવસ્થા રાખે, છોકરાંઓની સંભાળ રાખે-એ બોજો, એ શ્રમ સરખાવો અને પછી સ્ત્રીઓને તમારાં દુઃખની વાત કરો. આવી સ્થિતિમાં પણ સ્ત્રીઓ પુરૂષોનાં સુખ સગવડની કાળજી રાખે છે એ પ્રશંસા પાત્ર છે; પરન્તુ પુરૂષોએ, તેમની આ સ્થિતિમાં તેમની સહાયતા, તેમની સેવાની અપેક્ષા નહિ રાખતાં, પરસ્પર વિશ્રાન્તિ અને આનન્દ મળે તેવી કાંઇ યોજના કરવી જોઇએ.

કેટલાક પુરૂષ એવા કૃપણ હોય છે કે તેઓ સ્ત્રીઓને પોતાનાં હૃદય અર્પણ કરેછે, પોતાનાં માન આબરૂ સ્ત્રીઓને સોંપે છે, પણ એક પૈસો તેઓ સ્ત્રીઓને સોંપતા નથી. આમાંની કઈ વસ્તુ તેમને વિશેષ પ્રિય છે તે તેમના આ વર્તન ઉપરથી જણાઈ આવેછે. તમારી સ્ત્રીને તમારી પાસે પૈસા-બે પૈસા માટે, બેઆના,-ચાર આના માટે રૂપિઆ-બે રૂપિઆ માટે વખતો વખત માગણી કરવી પડે, એ ઠીક લાગતું નથી. પુરૂષથી થરથરતી અને પૈસા માટે ટળવળતી સ્ત્રીઓનાં બાળક પણ બ્હીકણ, ભિક્ષુક, અનુદાર નીવડે; એમાં આશ્ચર્ય નથી. એક સ્થળે એમ કહેવામાં આવ્યું છે કે તમારી પાસે એક પૈસો હોય અને તે ખર્ચવાનો જ હોય તો તે એક રાજાની પેઠે ખર્ચો. ભિખારી રહીને પણ રાજા જેવું બહોળું દિલ રાખવું, એ રાજા થઇને કૃપણ થવું એના કરતાં વધારે સારૂંછે.

કૃત્ય અથવા પદવી માત્રથી સુખી થવાતું નથી. સુશીલતા અને સદુદ્યોગથી હમેશાં સ્ત્રી પુરૂષ સુખી થાય છે. તમે ધનવાન્ હો અગર નિર્ધન હો, રાજા અગર રંક હો, પરન્તુ સ્ત્રી એક રત્ન છે એમ ગણી વર્તન કરો. આ રીતે તમારૂં જીવન આનન્દ અને સુગન્ધથી ભરપૂર રહેશે.

સાંસારિક જીવન સુખમય થવા માટે પતિપત્નીમાં પરસ્પર સમભાવ, સદ્ભાવ, અને પવિત્ર સ્નેહ હોવાની આવશ્યકતા છે. જેમનામાં આ સદ્ગુણ છે તે પતિ પત્ની યુવાન હો, અગર વૃદ્ધ હો, પરન્તુ તેમને એક બીજાની અવગણના કરવાનો પ્રસંગ આવતો નથી. આવું કુટુમ્બ હમેશાં આનન્દપૂર્ણ રહે છે.

---

## કાબુલની કામિનીઓ.*

લેખકઃ—રા. રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત-બારાં (કોટા.)

આપણી પવિત્ર માતૃભૂમિ ભારતવર્ષની વાયવ્ય સીમામાં, મુખ્યત્વે કરીને મુસલ-માન ભાઇઓથી વસાયલો જે વિશાળ પ્રદેશ જોવામાં આવે છે, ત્હેનું આધુનિક નામ અફગાનિસ્તાન છે. હાલ એ દેશમાં મુસલમાનોનું રાજ્ય છે. અમીર હબિબ-ઉલ્લા-ખાન ત્હાં આજકાલ રાજ્ય કરે છે. ત્હેની ઘણી ખરી વસ્તી મુસલમાનોની છે. પરન્તુ અતિ પ્રાચીન કાળમાં ત્હાં આગળ મુસલમાનોનો લેશ માત્ર પણ પ્રભાવ નહોતો. એ સમયે મહમ્મદ સાહેબનો જન્મ થયો ન હોતો. તેમજ ઇસ્લામ ધર્મની ઉત્પત્તિ પણ

* પ્રસિદ્ધ બંગાળી લેખક સ્વર્ગસ્થ શ્રીયુક્ત ધર્માનંદ મહાભારતીના લેખનો અનુવાદ.

થઈ નહોતી. એ પ્રાચીન યુગમાં એ પ્રદેશ મૂર્તિપૂજક હિન્દુઓથી પરિપૂર્ણ હતો; મહાભારતમાં એનું નામ અવસાદ રાજ્ય અથવા અવસાદ કંચ છે. 'કંચ' શબ્દનો અર્થ ગિરિ અથવા પર્વત થાય છે. રઘુરાજા જે સમયે દિગ્વિજય કરીને આ દેશમાં પાછા ફર્યા હતા, તે સમયે પણ એ સ્થળે મુસલમાનો નહોતા. કવિવર કાલિદાસ પોતાના જગવિખ્યાત કાવ્ય રઘુવંશમાં અફગાનિસ્તાનનું હિન્દુ દેશ તરિકેજ વર્ણન કરી ગયા છે. એક સમયે ત્હાં આગળ ઘણી મ્હોટી સંખ્યામાં રોમનકેથોલિક ખ્રિસ્તીઓ વસતા હતા. ધીમે ધીમે અવસાદ રાજ્ય મુસલમાન પ્રજાથી ભરાઇ ગયું અને તે ' કોહેબાલ ' નામથી પ્રસિદ્ધ થયું. કોહેબલ શબ્દનો અપભ્રંશ કાબુલ છે. ' કોહ ' શબ્દનો અર્થ છે પર્વત, અને બાલ શબ્દનો અર્થ છે માલા. કોહેબલ શબ્દનો અર્થ થાય છે–An undetached range of mountains,–અવિચ્છિન્ન પર્વતમાળા. આજકાલતો એ દેશની રાજધાનીના શહેરનેજ કાબુલ કહેવામાં આવે છે અને આખા દેશને અફગાનિસ્તાન એટલે કે અફગાનોની ભૂમિ કહેવામાં આવે છે. આજકાલ ત્હાં આગળ રાજા મુસલમાન છે અને પ્રજા પણ મુસલમાન છે, અને એ દેશના બધા રહેવાશીઓ સુન્ની સંપ્રદાયના અફગાન તરીકે ઓળખાય છે. પરન્તુ પ્રાચીન કાળની પ્રથા અનુસાર આજ પણ અફગાનિસ્તાનના લોકોને પૃથ્વીમાં લગભગ બધે ઠેકાણે કાબુલી નામથી સંબોધવામાં આવે છે.

અફગાનિસ્તાનમાં ભ્રમણ કરતાં સ્થળે સ્થળે હિન્દુઓનાં દર્શન થાય છે. હિન્દુઓની સંખ્યા બીજી જગ્યાઓ કરતાં કન્દહાર નગરમાં વિશેષ છે. આ કન્દહાર તે હિન્દુ પુરાણોમાં વર્ણવેલું ગાન્ધાર નગર છે. દુર્યોધનની જનની, અર્થાત્ મહારાજ ધૃતરાષ્ટ્રની પત્ની દેવી ગાન્ધારી આ ગાન્ધાર દેશના રાજાની કન્યા હતી. પૂર્વે કાળમાં અફગાનિસ્તાનના મુસલમાનો લાગ મળતાં હિન્દુઓ ઉપર અત્યાચાર અને અવિચાર કરવાનું ચુકતા નહીં, પણ પંજાબકેસરી મહાબળવાન રાજા રણજીતસિંહ બહાદુરના સમયથી હિન્દુઓ ઉપરનો મુસલમાનોનો અત્યાચાર બંધ થઇ ગયો છે. મહારાજા રણજીતના મુખ્ય સેનાપતિ સુપ્રસિદ્ધ વીર હરિસિંહે અફગાનોને એવા દબાવી નાંખ્યા હતા, અને શિખ સૈન્યની સહાયતાથી પઠાણોને એવા સખ્ત કાબુમાં લીધા હતા કે, આજપણ એ દેશના ન્હાના ન્હાના પઠાણ બાળકો હરિસિંહના નામથી કાંપી ઉઠે છે. અંગ્રેજોના સંસર્ગમાં આવવાથી અફગાનોની અસભ્યતા કેટલાક અંશમાં નષ્ટપ્રાય થઇ ગઇ છે અને કેળવાયલા અને પ્રતિભાશાળી હિન્દુઓ અફગાનીસ્તાનના અમીર સાહેબના હાથ તળે મુખ્ય રાજ્યધારી હોદ્દાઓ ઉપર નીમાયા છે. હિન્દુ અને મુસલમાન બન્ને પ્રજા ઉપર સમાન પ્રીતિ રાખવા માટે અને ત્હેમને સમાન અધિકાર આપવા માટે આપણે સર્વેએ હાલના શાહ અમીર સાહેબનો ઘણો ઉપકાર માનવો ઘટે છે.

ઉપર જણાવી ગયા છીએ તેમ એક સમયે આખો અફગાનદેશ હિન્દુ પ્રજા અને હિન્દુ દેવદેવીઓનાં મંદિરોથી ભરેલો હતો. હિન્દુ ધર્મપાળનારા રાજાઓ તે સમયે રાજ્ય કરતા હતા પ્રજા શૈવ અને સૌર એ બે સંપ્રદાયમાં વિભક્ત હતી. રાજા રણજીતસિંહે જે સમયે કાબુલપર વિજય કર્યો તે સમયે પણ એ દેશમાં હજારો હિન્દુઓ વાસ કરતા હતા. અંગ્રેજો સૌથી પહેલાં, જ્હારે એ દેશમાં ગયા, ત્હારે ત્હેમણે પણ અફગાનિસ્તાનમાં અનેક હિન્દુઓને જોયા હતા. રોમનકેથોલિક પાદરીઓ કાબુલ દેશમાં આવીને જે

લોકોને ખ્રિસ્તી ધર્મમાં વટલાવવામાં સફળ થયા હતા તે લોકોનો મ્હોટોભાગ હિન્દુઓનો હતો. આજ કાલ એ દેશમાં હિન્દુઓની સંખ્યા નજીવી છે. હિન્દુઓ કરતાં શિખલોકોની સંખ્યા વધારે છે, અફગાન દેશમાં ' કાફિર ' નામની એક પ્રાચીન જાતિ વાસ કરે છે. આ જાતિનાં બાલક બાલિકાઓને જોઇને ત્હેમને ઋષિકુમાર અને ઋષિકુમારી કહેવા મન લલચાય છે. કાફિર લોકો એ દેશના પ્રાચીન હિન્દુઓના વંશજ હતા. ત્હેમનો મ્હોટો ભાગ શૈવમાર્ગી અને મુનીઓના જેવા સ્વરૂપ વાળો હતો. પરધર્મી હોવાથી મુસલમાનો ત્હેમને 'કાફિર' નામથી ઓળખે છે. કાબુલની ઉત્તર-પૂર્વદિશા(ઇશાન કોણ)માં એક પર્વતમય પ્રદેશમાં તેઓ વાસ કરે છે. એ લોકો કાળારંગના ઉનનો પોશાક પેહેરે છે તેથી ત્હેમને ' સિહા-પોશ ' પણ કહે છે. સિહાનો અર્થ કાળુ થાય છે, અને પોશ એટલે ધારણ કરનાર. ઇ. સ. ૧૮૮૩ સુધી કાફિર સ્થાન સંબંધી વિશેષ હકિકત લોકોના જાણવામાં ન હોતી. મુસલમાનો ત્યાં આગળ પ્રવેશ કરવાને સમર્થ થયા ન હોતા. એ એક પ્રકારનું સ્વતંત્ર હિન્દુરાજ્ય હતું. કાફિરસ્તાનના બધા રહેવાસીઓ હિન્દુ ધર્મ પાળનારા હતા. કાબુલના અમીરે કોઈ યુક્તિ કરીને, અંગ્રેજ સરકારની મદદથી કેટલાક વર્ષ પૂર્વે ત્હેમને વશ કર્યા હતા. આ પછી તેઓને મુસલમાન ધર્મમાં પણ દાખલ કર્યા છે. એ બનાવ ૧૮૯૬માં બન્યો હતો. કાફિર લોકો જ્યહારે હિન્દુઓ હતા, ત્હારે મ્લેચ્છ સંતાનનો વધ કરવો, એ ત્હેમની સ્ત્રીઓનું એક કર્તવ્ય કર્મ ગણાતું. જેટલા પ્રમાણમાં માણસ મુસલમાનોનો વધ કરી શકતો, તેટલા પ્રમાણમાં તે વધારે કુલીન ગણાતો; અને માન મરતબો પ્રાપ્ત કરતો. જે કોઇ ચૌદ મુસલમાનનો વધ કરતો તે મહા કુલીન ગણાતો. ઓછામાં ઓછા ત્રણ મુસલમાનોનો વધ કર્યો ન હોય એવા ' કાફિર ' કુમાર કે કુમારીનો વિવાહ થવા પામતો નહીં. ઘણી મ્હોટી ઉમર સુધી જો મુસલમાનનો વધ કરવાનો લાગ નમળે તો કુંવારો પુરૂષ કે કુંવારી કન્યા ત્રણ ઝાડને મ્લેચ્છ ગણીને કાપી નાંખતાં, અને પોતાની જવાબદારીમાંથી મુક્ત થયેલાં મનાતાં. એ બધી વાત ઉપરથી સ્હમજાય છે કે, અફગાનિસ્તાનમાં સર્વત્ર શત્રુવધની ખાસ વ્યવસ્થા છે.

કાબુલ અને અફગાન એ બે શબ્દ ઉપર ઘણા લોકોએ અનેક પ્રકારની ભ્રમાત્મક આલોચનાઓ કરી છે અને કરે છે. વસ્તુતઃ ઘણા ખરા લોકોએ એ મુખ્ય શબ્દોના અર્થ જાણતા નથી. તેથી એ વિષયનું થોડું સરખું અવલોકન કરીને વાંચકોનો ઘણા દિવસોનો ભ્રમ દૂર કરવાની હમારી આકાંક્ષા છે. અફગાનિસ્તાનની ભાષાનું નામ 'પશ્તુ' છે-પશ્તુ ભાષામાં અફગાન શબ્દનો અર્થ ' સુન્દર કાયાવાળો ' થાય છે. વાસ્તવિક રીતે અફગાનોના દેશમાં જઇને અફગાનિસ્તાનના રહેવાસીઓને જોયા પછી ત્હેમને સુન્દર કાયાવાળા કહેવાનીજ ઇચ્છા થાય છે, ઉન્નત લલાટ, લાંબા બાહુ, તાજા ખીલેલા કમળ જેવાં લોચન, ગુલાબી રંગના ભરાવદાર ગાલ, વિસ્ફુરિતભવાં, વિશાળ છાતી, નાજુક કમર અને સુડોળ તથા સુંદર શરીર જોયા પછી એવો કોણ હશે કે જ્હેને એ દેશનાં સ્ત્રી પુરૂષોને સુંદર કહેવાની ઇચ્છા ન થાય ? પશ્તુ ભાષામાં ' આફગા ' નામનો એક શબ્દ છે ત્હેનો અર્થ શીતતા-ઠંડક થાય છે. એ ઉપરથી આફગાન શબ્દનો અર્થ શીતલદેશવાસી અથવા શીતભોગી થાય છે. પરન્તુ હમારા અભિપ્રાય અનુસાર આફગાન એટલે સુન્દર એજ ત્હેનો પ્રાકૃતિક અર્થ જણાય છે.

કાબુલ શબ્દ પૃથ્વીની અનેક ભાષાઓમાં અનેક અર્થમાં વપરાતો જોવામાં આવ્યો

છે. બાઇબલની જૂની સંહિતાના ગ્રન્થમાં યાહુદીઓની હિબ્રુભાષામાં કાબુલ અર્થ અપરિષ્હાર અથવા અપરિચ્છન્ન થાય છે. ફારસી ભાષામાં 'કબ્લ' નો અર્થ પૂર્વે અથવા અગાઉ થાય છે, પણ આ અર્થ સાથે કાબુલી શબ્દને કાંઇ સંબંધ નથી ફારસી ભાષામાં વળી 'કાબેલ' શબ્દનો અર્થ પારદર્શી, યોગ્ય અથવા ચતુર થાય છે. ગ્રીકભાષામાં 'કાબોલરા' શબ્દનો અર્થ મહેતા અથવા ભંગી થાય છે, ઇટાલિયન ભાષામાં કાબીલ શબ્દનો અર્થ ભારકર થાય છે, પણ એ બધા બંધ બેસતા નથી. એટલી વાત તો નિશ્ચિત છે કે, પ્રાચીન કાળમાં સમગ્ર આફ્ગાન ભૂમિ 'કોહેબાલ' અથવા કાબુલ નામથી પ્રખ્યાત હતી. વર્તમાન સમયમાં ત્હેની રાજધાની માત્ર કાબુલ નામથી પરિચિત છે, આખો દેશ આફ્ગાનિસ્તાન કહેવાય છે. કાબુલ શબ્દ કોહેબલ શબ્દનો અપભ્રંશ છે, અર્થાત્ ત્હેનો અર્થ પર્વતમાળાનો દેશ એવો થાય છે.

વાંચકોને વિદીત હશે કે પૃથ્વીના કોઇ પણ મુસલમાની રાજ્યમાં મુસલમાન સ્રીઓને સ્વતંત્રતા અને ઊંચી કેળવણી મળતાં નથી. મુસલમાન સમાજ ઘણા લાંબા સમયથીજ સ્રી વિદ્યા અને સ્રી સ્વતંત્રતાની વિષમ વિરોધી છે. પરંતુ જે લોકો પક્ષપાત છોડી દઇને કોરાને શરીફ્ અને હદિસ શરીફ્નો પાઠ કરે છે, જે કોઇ એ ધર્મપુસ્તકોનો ખરો અર્થ જાણવાની ચેષ્ટા કરે છે, ત્હેને અવશ્ય કબુલ કરવું પડે છે કે મુસલમાનોનો ધર્મ અને ત્હેનું સાહિત્ય મૂળથી સ્રીકેળવણીનાં વિરોધી નથી. વળી સ્રી સ્વતંત્રતાનો પૂર્ણ રૂપે વિકાસ ત્હેમનામાં થયો નથી, તો પણ સ્રી જાતિને બિલકુલ પાંજરામાં પૂરી રાખેલાં પક્ષીઓના જેવી બનાવી દેવાનો પણ એમના ધર્મ શાસ્રમાં કે સાહિત્યમાં ઉપદેશ નથી. દિલગીરીની વાત છે કે મુસલમાન ભાઇઓ એ બાબતમાં પોતાના શાસ્રકારોની બિલકુલ ઉપેક્ષા કરતા આવ્યા છે. ઇરાન દેશના ભૂવન વિખ્યાત કવિ અને અતિ ઉચ્ચ સાધક મૌલાના શેખ સાદી પોતાના સુપ્રસિદ્ધ 'ગુલિસ્તાં' કાવ્યમાં લખી ગયા છે કે "ચોકખી સડક દૂર આવેલી હોય તો પણ તે માર્ગે જવું વ્યાજબી છે. (અને ટુંકો રસ્તો કાંટાઓ વાળો કે ખાડખચડો હોય તોપણ ત્હાંથી જવું ગેરવ્યાજબી છે:) તેવીજ રીતે અપ્સરાના જેવી સુન્દર રમણી હોય પણ જો તે બુદ્ધિહીન અને મૂર્ખ હોય તો ત્હેની સાથે લગ્ન કરવું વ્યાજબી નથી.

ખેર ! એટલો નિર્વિવાદ છે કે પૃથ્વીમાં સર્વત્ર મુસલમાન નારી સમાજ ઘોર અશિક્ષા, કુસંસ્કાર અને પરાધીનતામાં ફસાયલી છે. રમણીઓને એમણે એવી પરદાનશીન કરી દીધી છે કે ઘણી જગ્યાએ તો રસ્તામાંની ભિખારણ સુદ્ધાંત પણ પગથી માથા સુધી લાંબો બુરખો ઓઢીને ફરે છે અને એ બુરખામાંના બે છિદ્રોમાંથી દુનિયાને જુએ છે ! ભારતવર્ષની રમણીઓ ઉપર પણ જૂના જમાનામાં મુસલમાનોએ અત્યાચાર ન કર્યો હોત તો આ દેશમાં પરદાના રિવાજની ઉત્પત્તિ થાત નહીં. મુસલમાનોમાં આવા અનેક હાનિકારક રીત રિવાજો હોવાથી એમની સ્રીઓ સંબંધી વિશેષ હકિકત મેળવવી એ કષ્ટદાયક વિષય થઈ પડે છે. વર્તમાન પ્રબન્ધમાં અફ્ગાનિસ્તાનની રમણીઓ સંબંધી કેટલુંક વિવેચન કરવાની ઇચ્છા રાખવામાં આવી છે. આ લેખમાંની વાતો સાંભળેલી કે પુસ્તકોમાં વાંચેલી નથી, પણ હમે (પરિવ્રાજક શ્રીયુક્ત ધર્માનંદ મહા ભારતીજીએ) આફ્ગાન પ્રદેશમાં જાતે ભ્રમણ કરીને, પોતાની આંખે જે કાંઈ થોડાંક વર્ષો ઉપર જોયું હતું તેજ

અત્રે લખવામાં આવ્યું છે. એશિયાખંડમાં આફગાન રમણી એ એક અદ્‌ભૂત પદાર્થ છે. ત્હેમનું વૃત્તાંત વાંચતાં વાંચતાં અનેક વાચકો વિસ્મય સાગરમાં ડુબી જશે. હવે જે સમયે પેશાવર થઈને આફગાનિસ્તાન તરફ પગે ચાલીને અને કદી ઊંટ ઉપર બેસીને ફકીર, સંન્યાસી, મુસાફર અને આફગાન વેપારીઓના કાફલાઓ સાથે અતિ કષ્ટપૂર્વક જઇ રહ્યા હતા, ત્હારે એ વિસ્તારવાળા માર્ગમાં એક પણ આફગાન રમણીને જોઇ શક્યા નહોતા. આફગાનિસ્તાનની સીમામાં જ્હારે સૌથી પહેલી આફગાન સ્ત્રીને જોઇ ત્હારે એમજ લાગ્યું કે જાણે વજ્ર કરતાં વધારે કઠોરતા અને કુસુમ કરતાં વિશેષ કોમળતાને એકત્ર મેળવીને વિધાતાએ આ રમણીને ઉજ્વલ અને મધુર બનાવી છે. વધારે શું કહીએ ? હિન્દુસ્તાન વગેરે દૂર દેશાવરમાં કાબુલી લોકો પોતાની રમણીઓને સ્વદેશમાંથી આણતા નથી. કદાચ કોઇ આણે છે તો પણ ત્હેમની કોમળતા અને મધુરતાનો અંશ ત્હેમનામાંથી ઉડી જાયછે. કેવળ તીવ્રતા અને કઠોરતા બચી રહેછે. થોડાક વર્ષ ઉપરે કલકત્તાના પોલિસ મેજિસ્ટ્રેટ રાય અનુગ્રહ નારાયણસિંહ બહાદુરની કચેરીમાં એક કાબુલી સ્ત્રી ઉપર વિચિત્ર ફરિયાદ માંડવામાં આવી હતી. કલકત્તામાં રહેનારી એક કાબુલી મહિલા ઉપર એવો આરોપ મુકવામાં આવ્યો હતો કે, ત્હેણે મ્યુનિસિપાલેટીના એક મ્હોટા પગારના અમલદાર (સુપરવાઇઝર)ને સાવરણી વડે એવા ઝાટકા નાંખ્યા હતા કે બાબુસાહેબને બુમ પાડતા પાડતા અગિયારા ગણી જઇને પોલિસ પ્રભુનું શરણ લેવું પડયું હતું !

લેખ લાંબો થઇ જવાના ભયથી ભૂમિકા રૂપે આટલું લખીને હવે કાબુલની કામિનીઓનો વિશેષ વૃત્તાંત લખીશું.

કવિઓ કહી ગયા છેકે, પશુઓમાં શિયાળ, પક્ષીઓમાં કાગડો અને મનુષ્યોમાં નાપિક-હજામ અતિશય ધૂર્ત હોય છે હમારા અભિપ્રાય પ્રમાણે ક્ષૌરકાર કેવળ ધૂર્તજ નથી હોતા, પણ ત્હેમનામાંનો એક એક જણ ગામનું એક એક ફરતું વર્તમાન પત્ર (moving newspaper)-સ્વરૂપ હોય છે યુરોપ, અમેરિકા, આસ્ટ્રેલિયા, મિસર, તુર્કસ્તાન, ભારતવર્ષ, વગેરે સર્વ દેશમાં પાડે પાડે, મહોલ્લે મહોલ્લે શી નવી વાત બની છે, કોણ જન્મ્યું, કોણ મર્યું, કોણ પરણ્યું, કોણ રાંડયું: કયા શેઠે દેવાળુ કહાડયું: પોળમાં શી શી નવા જૂની થઈ; વગેરે જાત જાતના સમાચાર નાપિતને મ્હોંએ સાંભળવામાં આવે છે. વિલાયતમાં તો પ્રતિષ્ઠિત હજામો રાજનીતિનું પણ અવલોકન કરેછે. આપણા વાળંદો પણ કાંઇ એ વિષયમાં ઉતરે એમ નથી, વાળંદરાજ રાજાના મહેલથી લઇને પર્ણકુટી પર્યન્ત વિચરણ કરે છે. ગાંયઝ અંતઃપુરમાં પણ જાયછે. તે ઉપરાંત વિવાહ, વરસી આમંત્રણ, નિમંત્રણ, પૂજા પર્વ વગેરેમાં પણ વાળંદરાજની જરૂર પડેછે. એટલા માટેજ હજામ લોકો ફરતા વર્તમાનપત્રની પેઠે જાણે સર્વજ્ઞ હોય, એ પ્રમાણે બધી જાતના સમાચાર લઇ જવા લાવવામાં કામ લાગે છે. આફગાનિસ્તાનના હજામો બીજા દેશોની માફક ધૂર્ત અને સંવાદ વાહક નથી હોતા. કાબુલની કામિનીઓ સ્વભાવથીજ એવી જિજ્ઞાસા વૃત્તિવાળી અને એવી આશ્ચર્યકારક સંવાદવાહક હોય છે કે એમનામાંની દરેક સ્ત્રીઓ સો નાપિતના જેટલી હકિકત જાણીતી હોય છે ! એટલુંજ નહીં પણ એક એક જણી રૉઇટર ( જગપ્રસિદ્ધ તારની એજન્સીના) સાહેબની તાર ઓફિસની એજંટ છે ! ! મહોલ્લામાં કયો નવો માણસ આવ્યો છે, કયો પરદેશી ગામમાં આવ્યો, ત્હેનું નામ શું, કામશું, વિદેશીનો વ્હેરો કેવોછે, તે ધંધો શું

કરેછે, કોને ત્હાં રોગ, શોક, વિવાહ કે મૃત્યુ થયું છે, અંગ્રેજ સરકાર પાસેથી કાબુલમાં આજ કાલ શા નવા સમાચાર આવ્યા છે, અનાજ અને બીજી ચીજોના શા ભાવ છે, કયા દેશમાં કઇ નવી ઘટના બની, ઇત્યાદિ બધી વાતના સમાચાર એ દેશની સ્ત્રીઓની પાસેથી મળી શકેછે. નાપિક પાસેથી કાંઈ વિશેષ ખબર મળે નહીં. સ્ત્રીઓની બેઠક તે જાણે સાક્ષાત્ પાર્લામેન્ટની મહાસભા અથવા તો એક મ્હોટા વર્તમાનપત્રની ઓફિસ!! મહોલ્લામાં કોઇ નવો આદમી અથવા પરદેશી આવતાં ત્હેના ઘરના ઓરડા સુદ્ધાંતની વાત જાણવા યત્ન કરે છે અને જ્યાં સુધી ત્હેને લગતી જરીયે જરી ખબર ન મળે, ત્હાં સુધી પીછો છોડતી નથી. આટલી બધી જિજ્ઞાસા વૃત્તિ હોવા છતાં પણ કાબુલની કામિનીઓ સંપૂર્ણ રીતે પર્દાનશિન અને અંતઃપુરવાસી છે. આટલી બધી જિજ્ઞાસા વૃત્તિવાળી સ્ત્રીઓ પૃથ્વીના બીજા કોઇ દેશમાં હશે કે નહીં તે સંદેહ છે.

કાબુલી સ્ત્રીઓને માથાથી પગ સુધી બરોબર જોયાથી ત્હેમના મસ્તિકના કેશમાં અસાધારણત્વ દેખાયછે એ ખાસિયત અન્ય દેશની મહિલાઓમાં દીઠામાં આવતી નથી. હમે પૃથ્વીના અનેક દેશમાં મુસાફરી કરી છે. હમારા વિચાર મુજબ જાવા બેટની સ્ત્રીઓના કેશ પૃથ્વીના સર્વ દેશની સ્ત્રીઓના કરતાં ઉત્તમ છે. તે પછી જાપાન અને મિસર, ત્હાર પછી તુર્કસ્તાન અને ત્રાવણકોરઃ ભારતવર્ષની યુરેઝિયન રમણીઓના કેશ પણ ઉત્કૃષ્ટ હોય છે. અમેરિકા અને યુરોપની સ્ત્રીઓના કેશ નીચલી શ્રેણીમાં ગણી શકાય. પણ કાબુલની મહિલાઓએ તો એ વિષયમાં પૃથ્વીની બધી સ્ત્રીઓને પરાસ્ત કરી છે. ત્હાંની દરેક સ્ત્રીના કેશનું સૌન્દર્ય, દીર્ઘતા, ચળકાટ, કોમળતા, સ્વચ્છતા આદિ જોઇને તો દિંગ બની જવાય છે. લગભગ બધી સ્ત્રીઓના કેશ એક સરખા હોય છે. શોધ કરવાથી માલુમ પડે છે કે તેઓ કાચી લીલી દ્રાક્ષનો રસ, દાડમ, અથવા બેદાણાનો રસ, અને વધારે પ્રમાણમાં લીંબુના રસવડે વાળને સાફ કરે છે. એ લોકોમાં સાબુનો ઉપયોગ થતો નથી. વાળ વધારે મલિન હોયછે તો ત્હેને વેસણ દ્વારા સાફ કરેછે, ત્હાર પછી મસુરની દાળ વાટીને માથાના કેશને ધુએછે. કાબુલી કામિનીઓ પોતાના વાળમાં ઘાલવા માટે બદામનું તેલ વાપરે છે. સરસવ, તલ કે નાળિયેરના તેલનો કે વિલાયતી હેર ઓઇલનો ઉપયોગ કરતી નથી. ત્હાંની સ્ત્રીઓના માથામાં તાલ પડેલી દીઠામાં આવતી નથી. કાબુલની સ્ત્રીઓના કેશનું આ અસાધારણપણું બીજા કોઇ દેશમાં નથી.

કવિઓ કહી ગયાછે કે ' સ્ત્રીબુદ્ધિ પ્રલયંકરી ! " અર્થાત્ સ્ત્રીની બુદ્ધિ નાશકારક હોયછે. આફ્ગાનિસ્તાનની સ્ત્રીઓ સંબંધે આ કહેવત ખાસ લાગુ પડી શકય એમ છે આપણી સ્ત્રીઓની પ્રલયંકરી બુદ્ધિનો ઉપયોગ વાતચીતમાં, ગપસપમાં પતિ કે પિતાના ઉપાર્જિત દ્રવ્યના દુરૂપયોગમાં થતો જોઇએ છીએ. પણ કાબુલની કામિનીઓની પ્રલયંકરી બુદ્ધિની વાત સાંભળીને તો વાંચકો વિસ્મય પામશે. તેઓ અલંકાર, વેશ આભૂષણ ધુમધામ, મોજશોખ, વિલાસ આદિનું ખર્ચ રાખતી નથી એ દેશમાં વ્યભિચારી સ્ત્રી છેજ નહીં, કોઇ પણ સ્ત્રી સતીત્વથી રહિત છેજ નહીં, એમ કહીએ તો અતિશયોક્તિ નહીં ગણાય. વૃથા કામમાં સમય ગાળવા ત્હેમની પ્રવૃત્તિ નથી થતી, છતાં પણ ત્હેમની બુદ્ધિ એટલી બધી પ્રલયંકરી હોયછે કે તે જાણીને આશ્ચર્ય ઉપજે છે. એ દેશમાં એક પણ બાલિકા, યુવતી કે વૃદ્ધા એવી નથી કે જે વખત આવ્યે લાત, છરો, કે તરવાર ચલાવતાં ન જાણતી હોય પ્રયોજન પડયે યુદ્ધ ક્ષેત્રમાં જતાં પણ કાબુલી રમણીઓ સંકોચાતી નથી. દેશની સ્વાધીનતા નીતિની સ્વાધીનતા, સ્વધર્મની રક્ષા, આદિ ઉચ્ચ વિષયોમાં ત્હેમની બુદ્ધિનું પ્રલયંકરી સ્વરૂપ દૃષ્ટિગોચર થાય છે. વાંચકો જાણતા હશે કે

આફગાનિસ્તાન સાથેનો ભારત વર્ષની અંગ્રેજી સરકારનો સંબંધ સ્થાપન થયા પછી તરતજ બ્રિટિશ પ્રજાએ ત્હાં એક યુરોપિયન રેસિડેન્ટ રાખવાનો યત્ન કર્યો હતો. પણ એમાં એ લોકો સફળ થયા નહોતા. આખરે ગવર્નર જનરલ લૉર્ડ ઓકલેન્ડના રાજ્ય કાળમાં અમીર બહાદુરને અનેક લાલચો આપીને તથા અનેક પ્રકારે સમજાવીનેસર પિટર લમ્સડન સાહેબને પ્રધાન કર્માધ્યક્ષ અને સર લુઈ કાવાગ્નેરી સાહેબને રેસિડેન્ટ નીમીને કાબુલ મોકલ્યા હતા. વધારે શું કહીએ ? એ વખતે આત્તન પઠાણ કાબુલીઓ અને એકસો તેરાશી કાબુલી કામિનીઓએ તીક્ષ્ણ અસ્ત્ર શસ્ત્ર લઇને ધોળે દહાડે સાહેબોના બંગલા ઉપર હુમલો કર્યો અને ત્હેમને બંગલામાંથી બહાર ખેંચી આણીને મેદાનમાં ઉભા કર્યા. આ બનાવ ઉપરથી કાબુલ સાથે અંગ્રેજ સરકારનું યુદ્ધ થયું. યુદ્ધ થયા પછી અંગ્રેજ સરકારે જ્હારે પૂછ્યું કે, હમારા સાહેબોએ ત્હમારા દેશની સ્ત્રીઓ ઉપર કોઇ જુલમ કર્યો નહોતો, છતાં ત્હમારી સ્ત્રીઓએ હથિયાર બંધ જઇને ત્હેમનાં ઉપર હુમલો કેમ કર્યો ? સાંભળ્યા પ્રમાણે એ પ્રશ્નનો ઉત્તર કાબુલી સ્ત્રીઓએ એવો દીધો કે, હમારા દેશના લોકોની ઇચ્છા વિરૂદ્ધ કાબુલમાં રેસિડેન્ટ રાખવામાં આવ્યો હતો. હમારી જાતિની સ્વતંત્રતા ઉપર હસ્તક્ષેપ કરવાનો કોઈને અધિકાર નહોતો—કેવો આશ્ચર્યકારક સ્વતંત્રતાનો શોખ ? કેવું આશ્ચર્યકારક સાહસ અને સ્વદેશ હિતૈષિતા ! રૂશિયા અને તુર્કસ્તાનની વચ્ચે જ્હારે ઘોર સંગ્રામ ચાલી રહ્યો હતો, ત્હારે તુર્કસ્તાનના મુસલમાન શાહને મદદ કરવા અફગાનિસ્તાનની અનેક રમણીઓએ પરિશ્રમ વેઠીને અનેક પ્રકારની યુદ્ધની સામગ્રીઓ તૈયાર કરીને મોકલાવી હતી. રૂશિયાના એક બળવાન પરાક્રમી સેનાપતિને એ વાતની ખબર પડતાં ત્હેણે એ સઘળી સ્ત્રીઓને પકડવાનો હુકમ આપ્યો. ૭૬ સ્ત્રીઓને કેદી બનાવીને સેનાપતિની છાવણીમાં મોકલી આપવામાં આવી કેટલાક દિવસ વીત્યા પછી સેનાપતિએ કહ્યું કે, "આ સ્ત્રીઓ જો મ્હારી સન્મુખ ઉભી રહીને હાથ જોડીને માફી માગે અને કહે કે હવેથી કદી એવું કામ નહીં કરીએ તો હું ત્હેમને ક્ષમા આપીશ અને છોડી દઇશ." સ્ત્રીઓએ સેનાપતિની એ માગણી કબુલ કરી એટલે ત્હેમણે સેનાપતિના ખાસ તંબુમાં મોકલી આપવામાં આવી. આ સમયે ત્રણ સિપાહીઓ પાણીદાર તરવાર સાથે પહેરો ભરી રહ્યા હતા. સેનાપતિ ખુરસીમાં બેસીને વાતચિત કરી રહ્યા હતા, એટલામાં કાબુલી સ્ત્રીઓએ એકાએક અતિ ગુપ્ત રીતે પોતાના કપડાં વડે પહેરેગીરોનાં મ્હોં બંધ કરી દીધાં, અને ત્હેમને એ પ્રમાણે નકામા બનાવી દીધા પછી સેનાપતિની પાસે પડેલી તરવાર ઉઠાવી લઇને તે વડે સેનાપતિ સાહેબના માથાના બે ટુકડા કરી નાંખ્યા. રમણીઓ હવે પોકાર કરીને બોલી ઉઠી કે, 'આનુંજ નામ માફી ! આનુંજ નામ માફી ! !' કેવળ એટલુંજ નહી પણ થોડીવારમાં, આસપાસ એવી ગપ ઉડાવી કે, સેનાપતિએ હમને છોડી મુકી છે અને સેનાપતિના મૃત્યુના સમાચાર પ્રસરે તે અગાઉ તો પુરૂષનો વેશ ધારણ કરીને એ સ્ત્રીઓ શત્રુની છાવણીમાંથી એવી પલાયણ કરી ગઇ કે ત્હેમનો પતોજ લાગ્યો નહીં. કાબુલની સ્ત્રીઓની બુદ્ધિ આ પ્રકારે પ્રલયંકરી છે.

કાબુલમાં શત્રુવધનો રિવાજ સર્વત્ર વિશેષ દૃષ્ટિમાં આવે છે. સ્ત્રીપુરૂષ બંને હથિયાર ચલાવવાની વિદ્યામાં વિશેષ નિપુણ હોય છે. એ દેશમાં ઘણીખરી રમણીઓ જે ગીત ગાય છે, તે આપણા દેશની છોકરીઓનાં ગીતની માફક આનન્દનાં ગાન કે પ્રેમ સંગીત નથી હોતાં. કાબુલની કામિનીનાં ગાન વીર અને રૌદ્રરસથી પરિપૂર્ણ હોય છે. એ દેશની સ્ત્રીઓ અત્યંત ચ્હા પીએ છે. કોઈ કોઇને તંબાકુ પીવાની પણ ટેવ હોય છે. પણ તે

રિવાજ હજુ સ્ત્રીઓમાં સાધારણ થઇ પડયો નથી. કોઇ સદ્દગૃહસ્થની કન્યા, બ્હેન કે સ્ત્રી કદી કુલટા તરિકે પકડાય અને ગુનો સાબિત થાય તો ત્હેના માથાના કેશ કાપી નાંખીને તથા ગળામાં ખાસડાનો હાર પહેરાવીને ગધેડા ઉપર બેસાડીને શહેરના મ્હોટા મ્હોટા બજારોમાં અને રસ્તાઓમાં ફેરવે છે. પરન્તુ જે પુરૂષે ત્હેનું શિયળ ભંગ કર્યું હોય છે, તે જ્યારે પકડાય છે અને ત્હેનો અપરાધ સાબિત થાય છે, ત્હારે એ સ્ત્રીના સ્વામી અથવા બીજા સગાંવ્હાલાંને હાથે ત્હેને મારી નાંખવામાં આવે છે. એજ કાબુલના રાજ્યનો કાયદો છે. કોઈ કોઇ તો પુષ્કળ ધન આપીને પોતાના પ્રાણ બચાવે છે.

કાબુલની કામિનીઓમાં લખવા વાંચવાની ચર્ચા બિલકુલ છેજ નહી એમ કહીએ તો ચાલી શકે. છુટી છવાઈ કેટલીક સ્ત્રીઓ કુરાને શરીફની બે ચાર આયતો મુખસ્થ કરીને ભણી જનારી મળી આવે છે; પણ ત્હેમને એ લખતાં આવડતું નથી. કોઇ કોઈ રમણીઓ કુરાન વાંચી શકે છે, પણ તે કુરાન અને વર્ણમાળાના પુસ્તકના પહેલા ભાગ ઉપરાંત બીજું કોઈ પુસ્તક વાંચી શકતી નથી. કાબુલ દેશની સ્ત્રીઓને સહી તથા કલમ સાથે કાંઇ લાગતું વળગતું નથી. લખવા વાંચવાનું શિક્ષણ લેવાનું ત્હેમને મન જ નથી થતું. સ્ત્રીઓ વિદુષી થાય એવી ઇચ્છા પુરૂષો બિલકુલ કરતા જ નથી. જ્હેને ખરેખરા વિદ્વાન્ કહીએ એવા પંડિતો પણ આફગાન દેશમાં નથી. એટલે સરસ્વતી દેવી કેવળ સ્ત્રીઓમાંજ વાસ નથી કરતી એમ નહી, પુરૂષોમાં પણ એ અદૃશ્યજ છે. જે કોઇ મુસલમાન આખું કુરાન કંઠસ્થ કરી શકે છે, ત્હેને ‘ હાફિઝ ’ કહે છે. કાબુલમાં ‘ હાફિઝ ’ નું ઘણું માન છે. કેવળ કંઠાગ્ર હોવુંજ જરૂરનું છે, ત્હેના એક પણ શ્લોકનો અર્થ ન આવડતો હોય તો કાંઈ ફિકર નહી. જે લોકો થોડા ઘણા ભાગનો અર્થ કરવા શક્તિમાન છે અથવા ઇરાન, તુર્કસ્તાન, હિન્દુસ્તાનમાંથી આખા કુરાનનો અર્થ શીખી આવ્યા છે, તેઓ તો દેવતા સમાન શ્રદ્ધા, સન્માન અને ભક્તિભાવ પ્રાપ્ત કરે છે. સાર માત્ર એટલોજ કે કુરાન સિવાય બીજું કાંઈ ભણવા ગણવાની ચર્ચા કાબુલીઓમાં છેજ નહીં. સ્ત્રીવર્ગ તો તદ્દન અંધકારમાં જ છે.

કાબુલી સ્ત્રીઓની રસોઇ ઘણીજ અગવડ ભરેલી હોય છે. તેમની રોટલી સિવાય બીજી કોઇ ચીજ હિન્દુસ્તાનના માણસને ગળે ઉતરે નહીં. રોટલી પણ એવી જાડી અને કઠણ હોય છે કે આપણાથી ભાગ્યેજ ખવાય. આફગાનોમાં જેઓ શોખીન હોય છે ત્હેમના ઘરની સ્ત્રીઓની બનાવેલી રોટલી બીજાઓ કરતાં જરા નરમ હોય છે ખરી, પણ આકારમાં તો એ પણ કાંઈ ન્હાની હોતી નથી. એવી રોટલી ખાઈને જ હિન્દુસ્તાનના આદમી બે ચાર દિવસમાં કાબુલ છોડવા તૈયાર થાય; ને દાળ એવી જાડી હોય છે કે ભાતમાં મેળવી જ ન શકાય ! માંસ એવી રીતે બનાવવામાં આવે છે કે આપણા દેશના માંસાહારીઓના નબળા જઠરમાં તો તે પચીજ ન શકે. શાકભાજી કરતાં એ દેશમાં માંસનો રિવાજ વધારે પ્રચલિત છે. ભાત ખાવાનો રિવાજ ધીમે ધીમે દાખલ થતો જાય છે, પણ એનો ઉપયોગ ગ્રીષ્મકાળમાંજ થાય છે. ભાત એકલો ખાતા નથી પણ રોટલીની સાથે ખાય છે. પુલાવ વગેરે બનાવવામાં ચોખાનો ખપ પડે છે. ભારતવર્ષમાં આવીને કાબુલીઓ ખિચડી બનાવતાં શિખી ગયા છે, એટલે ઘણી સ્ત્રીઓ શિયાળાની મોસમમાં ખિચડી રાંધે છે. આફગાનિસ્તાનમાં ફળફળાદિ ખૂબ મળે છે એટલે શાકભાજી કરતાં ફળ ફળાદિનો રિવાજ વધારે છે. ખટાઇનો પ્રચાર બહુ થોડો છે. ઘણી જગ્યાએ તો બિલકુલ છેજ નહીં એમ કહીએ તો ચાલે. બકરાં ઘેટાં, આદિનું માંસ ઘણું

ખરું બધે વપરાય છે. ઊંટનું માંસ પણ સઘળે ઠેકાણે વપરાતું જોઇએ છીએ. ગાયના માંસનો વાપર બહુ ઓછો છે.

આફ્ગાન દેશમાં 'સ્ત્રી ભોજન' નો એક તહેવાર છે. કોઇ ખાસ બનાવની યાદગારમાં કોઇ કોઇ ગામની સ્ત્રીઓને જાત જાતનું જમણ જમાડવામાં આવે છે. પણ દસ કરતાં વધારે સ્ત્રીઓ એકઠી થવા ન પામે તો ભોજન થતું નથી. કોઈ કોઈ જગ્યાએ તો બસેં ત્રણસેં સ્ત્રીઓ ભોજન કરવા એકઠી થાય છે. એ સમયે કોઇ પુરૂષ ત્હાં જવા પામતો નથી. ફક્ત સ્ત્રીઓનીજ મારફતે બધી વ્યવસ્થા કરવામાં આવે છે. રમણીઓ એકઠી થઇને જે રીત્યે આસન ઉપર બેસેછે, એ રીત પણ એક નવાઇ જેવીછે. સૌથી આગળ વિધવાનું દળ હોય છે; ત્હાર પછી કુમારિકાઓનું ટોળું, તે પછી સધવાઓનું ઝુંડ હોયછે, અને સૌની પાછળ ફરીથી પરણેલી વિધવાનું મંડળ હોયછે. ભોજનની વાનીઓ પીરસવાની રીત પણ અવનવીજ છે. પહેલાં વિધવાઓને, પછી કુમારિકાઓને, એમ ઉપર જણાવેલા ક્રમ મુજબ પીરસવામાં આવેછે. જમવા તો બધી સ્ત્રીઓ સાથેજ બેસેછે, પણ પીરસવાનો રિવાજ ઉપર મુજબ છે. વાની કેવી રીત્યે પીરસવામાં આવેછે તે જાણવું પણ આવશ્યક છે. કારણકે એ રીત પણ ઘણી કુતુહલજનક છે. ભાણામાં પહેલાં ખુબ મ્હોટા જથ્થામાં મીઠાઈ મૂકવામાં આવેછે. મીઠાઇ ખાંડની બનાવવામાં આવેછે અથવા તો ફળ અને માંસ ભેળવીને બનાવવામાં આવેછે. મીઠાઈ ખાવાનું પૂરૂં નથી થતું, એટલામાં એક પ્યાલો ચ્હા પીરસવામાં આવે છે. ત્હાર પછી રોટલી કે માંસ જે હોય તે પીરસવામાં આવે છે. આખરે મેવો અને ગરમાગરમ ચ્હા પીવડાવવામાં આવે છે. આફ્ગાન દેશમાં સ્ત્રી તેમજ પુરૂષ બન્નેમાં ચ્હા પીવાનો ખુબ રિવાજ છે. એક સ્ત્રી રાત દિવસ મળીને દસ બાર વાર ચ્હા પીએછે. કોઈ કોઇ કોરી પીતાં શીખી છે. બાલિકાઓ ઘણી થોડી ચ્હા પીએછે.

આગળ જણાવી ગયા છીએ કે કાબુલીઓની માતૃભાષા પસ્તુછે. એ ભાષા જેટલી કર્કશ તેટલીજ કઠણ છે. સ્ત્રીઓને એ ભાષામાં ગીત ગાતાં જોઈને હાસ્યરસ સિવાય બીજો કોઇ રસ કે ભાવ ઉત્પન્ન થતોજ નથી. ગાણું પણ હલકું અને નિયમ વગરનું હોય છે. ગીત ગાતી વખતે તેઓ એટલી બુમરાણ કરી મુકેછે કે ત્હેને સાંભળવા કરતાં, એ જગ્યાએથી ઉઠીને ચાલ્યા જવાનું મન થાયછે.

# ફુલવાડી.

## વાંચવા લાયક ૫૦૦ પુસ્તકો.

[વડોદરાના સુપ્રસિદ્ધ "સાહિત્ય" માસિકના તન્ત્રિજીએ જાહેર હરીફાઇથી શહેર લાયબ્રેરી માટે સારામાં સારાં ૫૦૦ પુસ્તકોની, અને ગામ લાયબ્રેરી માટે સારામાં સારાં ૨૫૦ પુસ્તકોની યાદીઓ માગી હતી. જે યાદીઓ ઇનામને લાયક ગણવામાં આવી હતી, ત્હેમાંથી એકેકી તેઓએ "સાહિત્ય"માં પ્રકટ કરી છે. સુન્દરીસુબોધના વાચકોને ઉપયોગી થઇ પડે, તે માટે આ પત્રમાં પણ તે લેવામાં આવી છે, જેમ કરવાની પરવાનગી આપવા માટે "સાહિત્ય"ના તન્ત્રિજી નો અમે ઉપકાર માનીએ છીએ.

આવી કોઈ યાદી ભાગ્યેજ સંપૂર્ણ હોઇ શકે; અને આ પણ નથી. ત્હેમાં રહેલા કોઈ કોઈ દષ્ટિ દોષોનું અમે શોધન કર્યું છે; પરન્તુ જ્યાં સુધારા વધારા કરવાથી અસલ વિષય વિભાગમાં અથવા બીજી રીતે ફેરફાર થવાનો સંભવ હતો, ત્યાં તેમ થયેલું નથી. કેટલાંક વાંચવા લાયક પુસ્તકો રહી ગયાં છે અને થોડાંક બિન જરૂરનાં દાખલ થઇ ગયાં છે; પરન્તુ આવી મ્હોટી યાદીમાં તેમ થવું સ્વાભાવિક છે.

વિષય વિભાગ પ્રમાણે થયેલી પુસ્તકોની વહેંચણીની કેટલીક ખામિઓ દૂર થાય, તે માટે અહિં સૂચન કરવામાં આવ્યું છેઃ

૧. કૃષ્ણજીવન ( રા. રા. જીવનલાલ કૃત ), પ્રાચીન પુરાણોની વાર્તાઓ ( સૌ. શારદા બ્હેન કૃત ), સાહસ સંગ્રહ, અને રજપૂત વીર રસ કથા,–જેવાં પુસ્તકો વાર્તા-વિભાગમાંજ આવવાં જોઇએ.

૨. રામચન્દ્ર ( મિસિસ બિસેન્ટ કૃત ), પાગલ હરનાથ, ગૌરાંગ પ્રભુ, અને કૃષ્ણ ચૈતન્ય,–જેવાં પુસ્તકો જીવન ચરિત્ર વાળા વિભાગમાં રહેવાં જોઇએ.

૩. પ્રવીણ સાગર ( અને તુલસીદાસકૃત રામાયણ ) જેવાં પુસ્તકો, જો કે ધર્મ અને જ્ઞાનના વિભાગમાં પણ આવે તથાપિ કાવ્ય વિભાગમાં તે વધારે ઉપયોગી ગણાય.

૪. "લેન્ડોરના સંવાદો" કાવ્ય–નાટક વાળા ભાગમાં જ જોઇએ. તેમજ "પ્રવાસ પુષ્પાંજલી" અને "ભાઈશંકર ગ્રન્થમાળા."

૫. આત્મારામજી કૃત પૃથુરાજ ચહુઆણ અને બુલાખીરામ કૃત કાવ્યકૌસ્તુભ જેવા કેટલાક હાલે અપ્રાપ્ય થઈ ગયેલા ગ્રન્થો (તેમજ પ્રાચીન કાવ્ય ત્રિમાસિકના અંકો ) આ સંગ્રહને નિરુપયોગી છે; કારણકે તે મળી શકે નહિં.

૬. કાવ્ય—નાટક વિભાગને અન્તે નંબર ૯૨ થી વિવિધ પ્રકારનાં પુસ્તકોની નામાવલી જોઈ, છેલ્લો વિભાગ અમે પાડી લીધો છે. આમાંનાં સઘળાં પુસ્તકો ઉપર આવી ગયેલા ભાગોમાં સારી રીતે ગોઠવી શકાય તેમ છે.

રા. સૂર્યરામે શ્રમ લઇને આ ઘણી ઉપયોગી યાદી તૈયાર કીધી છે તે માટે ત્હેમને ધન્યવાદ ઘટે છે. ત્હેની ખાસ વિશેષતા એ છે કે, ત્હેમાંનાં સઘળાં પુસ્તકો વાંચવાની ભલામણ કરી શકાય ત્હેવાં નિર્દોષ અને ઘણાં ખરાં વાંચવાલાયક તથા ઉપયોગી છે. ૨૫૦ પુસ્તકો વાળી બીજી યાદીનાં પુસ્તકોનો મ્હોટો ભાગ આ યાદીમાં સ્વાભાવિક રીતે આવી જતો હોવાથી તે પ્રકટ કરવામાં આવી નથી. –તન્ત્રિ, સુન્દરી સુબોધ. ]

## ૫૮૦ ઉત્તમ પુસ્તકો. શહેર લાયબ્રેરી માટે.

પસંદ કરનાર: રા. રા. સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયી. લુણાવાડા.
( "ન્યા. રાનડેનું જીવન ચરિત્ર"ના કર્તા. )

### ૧. ઐતિહાસિક અને કલ્પિત નવલકથા, વાર્તા, વગેરેને લગતાં.

| નંબર. | પુસ્તકનું નામ. | ભાષાંતરકર્તા, પ્રકાશક કે કર્તાનું નામ. | રૂ. આ. પા. |
|---|---|---|---|
| ૧ | અરવિન્દ કુમાર | સૌ૦ સુમતિ | ૦ ૬ ૦ |
| ૨ | અરાઢમી સદીનું હિંદુસ્થાન | એપોક | ૧ ૮ ૦ |
| ૩ | અરેબિયન નાઈટ્સ | ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ | ૪ ૦ ૦ |
| ૪ | અલક્ષ્યજ્યોતિ | શિવભાઇ બાપુભાઇ (સુમિત્ર) | ૧ ૮ ૦ |
| ૫ | ઇન્દુ કુમારી | મેશ્રી છગનલાલ નારણદાસ | ૧ ૮ ૦ |
| ૬ | ઇરાવતી | છગનલાલ ઠાકોરદાસ મોદી | ૧ ૮ ૦ |
| ૭ | ઇસપકૃત વાર્તાસંગ્રહ | રણછોડદાસ નારણજી | ૦ ૮ ૦ |
| ૮ | ઉષ:કાળ ભાગ ૧-૨ | સૌ૦ પ્રસન્નગૌરી મહેતા | ૨ ૮ ૦ |
| ૯ | ઉષાકાન્ત | ભોગીન્દ્રરાવ ર. દીવેટીઆ | ૧ ૮ ૦ |
| ૧૦ | ઉભરાઈ જતો પ્રેમ | નારાયણ હેમચંદ્ર | ૦ ૬ ૦ |
| ૧૧ | એમ. એ. બનાકે કયું મેરી મીટ્ટી ખરાબ કીઇ? | અર્જુન કેશવ નાયક | ૧ ૦ ૦ |
| ૧૨ | ઔરંગઝેબ અને રજપૂતો | કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | ૨ ૦ ૦ |
| ૧૩ | ઔરંગઝેબનો ઉદય | દેશાઇ મોહનલાલ મગનલાલ | ૨ ૦ ૦ |
| ૧૪ | અંધેરી નગરીનો ગર્ધવસેન | રા૦ બ૦ હરગોવિંદદાસ દ્વા૦ કાંટાવાળા | ૦ ૧૨ ૦ |
| ૧૫ | કથાગુચ્છ | શિવપ્રસાદ દ. પંડિત ( સસ્તું સાહિત્ય કાર્યાલય. ) | ૦ ૫ ૦ |
| ૧૬ | કથા સરિત્સાગર ભા. ૧-૨ | શાસ્ત્રી શ્યામજી વિ. દાલજી અને દેશાઇ ઇચ્છારામ સૂર્યરામ | ૪ ૦ ૦ |
| ૧૭ | કપિંજલા | શિવભાઈ બાપુભાઈ ( સુમિત્ર ) | ૦ ૬ ૦ |
| ૧૮ | કમળ કુમાર | સ્વ. સૌ૦ સુમતિ | ૦ ૬ ૦ |
| ૧૯ | કરણઘેલો | રા. બા. નંદશંકર તુળજાશંકર | ૧ ૮ ૦ |
| ૨૦ | કાદંબરી | છગનલાલ હરિલાલ પંડ્યા | ૨ ૦ ૦ |
| ૨૧ | કુટુંબમિત્ર | સ્વ૦ કરસનદાસ મૂળજી | ૧ ૦ ૦ |
| ૨૨ | કુસુમાવલી | દોલતરામ કૃપારામ પંડ્યા | ૧ ૮ ૦ |
| ૨૩ | કુળવંતી અજ્ઞાન વિલાપ | સુતરીયા દીનશાહ માણેકજી | ૦ ૮ ૦ |
| ૨૪ | કુંવારી કન્યા | કવિ ભવાનીશંકર નરસિંહરામ | ૦ ૧૦ ૦ |

| | | | |
|---|---|---|---|
| ૨૫ | કૃષ્ણલાલનું વિલ | નારાયણ હેમચંદ્ર | ૦ ૮ ૦ |
| ૨૬ | કૌતુકમાળા અને બોધ વચન | ગણેશજી જેઠાભાઈ | ૦ ૧૨ ૦ |
| ૨૭ | ગુજરાતની જુની વાર્તાઓ | મણિલાલ છબારામ ભટ્ટ | ૧ ૮ ૦ |
| ૨૮ | ગુલાબસિંહ | સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદી | ૨ ૦ ૦ |
| ૨૯ | ગૃહલક્ષ્મી | છગનલાલ નારાયણ મૈત્રી | ૧ ૧૨ ૦ |
| ૩૦ | ગંગા–ગુર્જર વાર્તા | ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ | ૧ ૦ ૦ |
| ૩૧ | ગંગા–ગોવિંદસિંહ | ,, ,, ,, | ૧ ૧૨ ૦ |
| ૩૨ | ચાઇનિઝ ટેઇલ્સ | રતનજી ફરામજી શેઠના | ૧ ૪ ૦ |
| ૩૩ | ચંદ્ર રમણ અથવા પ્રેમનીઆંટી ઘુંટી | નરભેરામ પ્રાણજીવન | ૧ ૦ ૦ |
| ૩૪ | ચંદ્રશેખર | દુર્ગાનાથ ગૌરિનાથ દવે | ૧ ૦ ૦ |
| ૩૫ | ચાંદબીબી ( મેડોઝ ટેલર કૃત) | સન્યા પેસ્તનજી જમસેદજી | ૨ ૦ ૦ |
| ૩૬ | છુપી પોલિસ | પરભુલાલ મૂળચંદ દેસાઈ | ૦ ૧૨ ૦ |
| ૩૭ | સૌભાગ્યવંતા જયાકુંવર | ડૉ. પોપટ પ્રભુરામ | ૦ ૧૦ ૦ |
| ૩૮ | જીવન પ્રભાત | નારાયણ હેમચંદ્ર | ૧ ૦ ૦ |
| ૩૯ | જીવનસંધ્યા | ,, ,, | ૧ ૦ ૦ |
| ૪૦ | જ્યોત્સ્ના | આચાર્ય મણિશંકર મૂળશંકર | ૦ ૧૨ ૦ |
| ૪૧ | જ્યોતિઃપુંજ | માધવરાવ બાબારાવ | ૧ ૮ ૦ |
| ૪૨ | ટીપુ સુલતાન | અરદેશર કુંવરજી મીઠાઇવાળા | |
| ૪૩ | ટુંકી કહાણીઓ ભા.૧–૨ | સૌ० શૃંગાર | ૧ ૦ ૦ |
| ૪૪ | ટુંકી વાર્તાઓ | રત્નસિંહ દીપસિંહ પરમાર અને નારાયણ હેમચંદ્ર (સ. સા ) | ૦ ૧૧ ૦ |
| ૪૫ | ટેલીમેકસ | નગીનદાસ પુરુષોતમદાસ સંઘવી | ૪ ૦ ૦ |
| ૪૬ | ટેલિસ્મેન | ધીમતરામ નવલરામ પંડ્યા | ૧ ૦ ૦ |
| ૪૭ | ડિટેક્ટીવ શેરલોક હોમ્સ | મનસુખલાલ કૃષ્ણલાલ | ૦ ૧૨ ૦ |
| ૪૮. | તારા ( મેડોઝ ટેલર કૃત ) | જહાંગીર એજનજી મજેમાન | |
| ૫૦ | તેજપ્રભા | પ્રેમપ્રવાસ | ૧ ૧૨ ૦ |
| ૫૧ | ત્રણ વર્ષમાં ત્રણ લાખ | શાહ રતનલાલ આત્મારામ | ૧ ૮ ૦ |
| ૫૨ | દીલ્હી ઉપર હલ્લો | દેસાઈ ઇચ્છારામ સૂર્યરામ | ૧ ૦ ૦ |
| ૫૩ | દુર્ગેશ નન્દિની | સ્વ० નારાયણ હેમચંદ્ર | ૦ ૮ ૦ |
| ૫૪ | નણંદ કે બહેન | કરમઅલી ર. નાનજીઆણી | ૦ ૧૨ ૦ |
| ૫૫ | નવલકથા સંગ્રહ | પરમાર રત્નસિંહ દીપસિંહ | ૦ ૮ ૦ |
| ૫૬ | નવા યુગની વાતો ભા. ૧–૨ | પઢીયાર અમૃતલાલ સુંદરજી | ૦ ૧૦ ૦ |
| ૫૭ | નુરજહાન | શાસ્ત્રી પ્રાણજીવન હરિહર | ૨ ૦ ૦ |
| ૫૮ | પતિવ્રતા બેગમ લુત્ફુન્નિસા | કલ્યાભાઈ રામચંદ્ર મહેતા | ૧ ૮ ૦ |
| ૫૯ | પદ્મનાભ | શિવલાલ બાપુભાઈ (સુમિત્ર) | ૧ ૮ ૦ |
| ૬૦ | પાણીપતનું યુદ્ધ | ધીરજલાલ ન. દેસાઇ. | ૨ ૦ ૦ |

| | | | |
|---|---|---|---|
| ૬૧ | પેશ્વાની પડતીનો પ્રસ્તાવ | ઇશ્વરદાસ ઇચ્છારામ | ૨ ૦ ૦ |
| ૬૨ | પ્રભાવતી | પુરૂષોત્તમદાસ લલ્લુભાઇ | ૧ ૦ ૦ |
| ૬૩ | પ્રમદા અથવા સદ્ગુણી વહુ | મદનલાલ લલ્લુભાઇ મુનસફ | ૦ ૮ ૦ |
| ૬૪ | પાંડવાશ્વમેધ | મણિશંકર ગોવિંદજી વૈદ્યશાસ્ત્રી | ૨ ૦ ૦ |
| ૬૫ | પાંડવ અને કૌરવો | ” ” ” | ૩ ૦ ૦ |
| ૬૬ | પ્રિયકાન્ત | રણજીતભાઇ વજુભાઈ દીવેટીઆ | ૧ ૮ ૦ |
| ૬૭ | પૃથુરાજ ચહુઆણ ને ચંદબરદાયી | મણીલાલ છબારામ ભટ્ટ | ૧ ૮ ૦ |
| ૬૮ | પંદરલાખ પર પાણી | ચુનીલાલ લલ્લુભાઈ પરીખ | ૧ ૦ ૦ |
| ૬૯ | બર્થોલ્ડ | રણછોડભાઇ ઉદયરામ | ૦ ૮ ૦ |
| ૭૦ | બાદશાહ અને બીરબલની વાતો | પ્ર. સુવિચાર દર્શક મંડળી | ૨ ૮ ૦ |
| ૭૧ | બાજીરાવ બલ્લાળ | દેશાઈ ધીરજરામ નરભેરામ | ૨ ૦ ૦ |
| ૭૨ | બેગમ સાહેબ | શાસ્ત્રી પ્રાણજીવન હરિહર | ૨ ૦ ૦ |
| ૭૩ | બે બહેનો | રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા | ૦ ૮ ૦ |
| ૭૪ | ભદ્રબાલા | જમિયતરામ લક્ષ્મીરામ પંડિત | ૧ ૪ ૦ |
| ૭૫ | ભદ્રંભદ્ર | રા. બ રમણભાઇ મ. નીલકંઠ | ૧ ૦ ૦ |
| ૭૬ | મણિ અને મોહન | વનમાળી લાધાભાઇ મોદી | ૨ ૦ ૦ |
| ૭૭ | મધુકર | શિવભાઈ બાપુભાઇ (સુમિત્ર) | ૧ ૮ ૦ |
| ૭૮ | મહાશ્વેતા | અમૃતલાલ કહાનજી ત્રિવેદી | ૧ ૪ ૦ |
| ૭૯ | મણુક લુંટારો | ફરદુનજી બહેરામજી | ૧ ૮ ૦ |
| ૮૦ | માલા અને મુદ્રિકા | મણિશંકર રત્નજી ભટ | ૦ ૮ ૦ |
| ૮૧ | મુક્તા | મણિશંકર ગોવિંદજી | ૩ ૦ ૦ |
| ૮૨ | મુકુલ મર્દન | કૃષ્ણરાવ ભોળાનાથ | ૦ ૮ ૦ |
| ૮૩ | મૃદુલા | બોગિન્દ્રરાવ દિવેટિયા (સુબન્ધુ) | ૦ ૮ ૦ |
| ૮૪ | મૃણાલિની | નારાયણ હેમચંદ્ર | ૦ ૮ ૦ |
| ૮૫ | મેવાડની સંધ્યા | વંસંત | ૧ ૮ ૦ |
| ૮૬ | યોગિની | રામમોહનરાય જસવંતરાય | ૧ ૪ ૦ |
| ૮૭ | યોગજીવન | નારાયણ હેમચંદ્ર | ૦ ૧૨ ૦ |
| ૮૮ | રઝીયા બેગમ | નારાયણ વિસનજી ચતુર્ભુજ | ૧ ૮ ૦ |
| ૮૯ | રણવીરસિંહ | પુરૂષોત્તમ વિ૦ માવજી | ૧ ૦ ૦ |
| ૯૦ | રત્નગ્રંથિ | ચતુર્ભુજ માણકેશ્વર | ૦ ૮ ૦ |
| ૯૧ | રતિ સુંદરી | મણિલાલ છબારામ ભટ | ૧ ૪ ૦ |
| ૯૨ | રશિદા | હાજી મહમદ અલારખીઆ | ૧ ૦ ૦ |
| ૯૩ | રામ અને રાવણ | મણિશંકર ગોવિંદજી | ૧ ૦ ૦ |
| ૯૪ | રાસેલાસની કથા | કોઠારી ગીરધરલાલ દયાળલાલ | ૦ ૧૦ ૦ |
| ૯૫ | રૂપસુંદરી | રા૦ બ૦ હ૦ દા૦ કાંટાવાળા | ૦ ૫ ૦ |
| ૯૬ | રૂપનગરની રાજકુંવરી | નારાયણ હેમચંદ્ર | ૨ ૦ ૦ |

| | | | |
|---|---|---|---|
| ૯૭ | લલિત મોહન | પ્ર. ગુજરાતી પંચના અધિપતિ અમદાવાદ. | ૧ ૮ ૦ |
| ૯૮ | લતા અને લલિતા | ચુનીલાલ વર્ધમાન શાહ | ૧ ૮ ૦ |
| ૯૯ | લીકોર્ડ (ડીટેકટીવ નવલકથા) | ભીસતરી રૂસ્તમજી હોરમસજી | ૩ ૦ ૦ |
| ૧૦૦ | લીલા (લોર્ડ લીટન કૃત) | પ્ર. ગુજરાતી પ્રેસ મુંબઇ. | ૧ ૦ ૦ |
| ૧૦૧ | વનરાજ ચાવડો | રા. સા. મહીપતરામ રૂપરામ | ૧ ૮ ૦ |
| ૧૦૨ | વસંતલીલા | રતનલાલ અત્મારામ શાહ | ૧ ૦ ૦ |
| ૧૦૩ | વાસવદત્તા | નારાયણ હેમચંદ્ર | ૦ ૮ ૦ |
| ૧૦૪ | વિક્રમની વીસમી સદી | મોતીલાલ ત્રિ૦ સટ્ટાવાળા | ૩ ૦ ૦ |
| ૧૦૫ | વિધવા લીરૂજ | મંજુભાઇ ભ૦ ત્રિવેદી | ૨ ૮ ૦ |
| ૧૦૬ | વિપિન | રાજેન્દ્ર સોમનારાયણ દલાલ | ૧ ૮ ૦ |
| ૧૦૭ | વિમળા | ચુનીલાલ વર્ધમાન શાહ | ૧ ૦ ૦ |
| ૧૦૮ | વિવિધ મીઠી મીઠી વાતો | સ્વ. નારાયણ હેમચંદ્ર | ૦ ૮ ૦ |
| ૧૦૯ | વાંચવા લાયક વાતો | પુરુષોતમ કહાનજી ગાંધી | ૧ ૦ ૦ |
| ૧૧૦ | વિશ્વભેદ અથવા ૧૨૦૦૦ વર્ષ પૂર્વેનું હિંદુસ્થાન | શરીફ સાલેમહમદ | ૦-૧૦ ૦ |
| ૧૧૧ | વિશ્વવૃક્ષ | સ્વ. નારાયણ હેમચંદ્ર | ૦ ૧૨ ૦ |
| ૧૧૨ | વીરમતી | જટાશંકર રવિશંકર | ૧ ૮ ૦ |
| ૧૧૩ | વીર દુર્ગાદાસ | વિઠ્ઠલદાસ ધનજીભાઇ | ૧ ૦ ૦ |
| ૧૧૪ | શાન્તિદા | સૌ૦ સુમતી | ૦ ૧૨ ૦ |
| ૧૧૫ | શાહજાદો અને ભિખારી | પ્ર. ગુજરાતી પ્રેસ, મુંબાઇ. | |
| ૧૧૬ | શિવાજીનો વાઘનખ અને હલદી ઘાટનું યુદ્ધ | પુ. વિ. માવજી પ્ર. ગુજરાતી પ્રેસ | ૨ ૦ ૦ |
| ૧૧૭ | શિવાજી | ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા | ૧ ૦ ૦ |
| ૧૧૮ | શ્વેતભાનુ | માધુભાઇ બાબારાવ દીવટીયા | ૧ ૮ ૦ |
| ૧૧૯ | સદ્દગુણી વહુ | વનમાળી લાધાભાઈ મોદી | ૧ ૪ ૦ |
| ૧૨૦ | સવિતા સુંદરી | પ્ર. ગુજરાતી પ્રેસ, મુંબઇ | ૦ ૪ ૦ |
| ૧૨૧ | સરસ્વતી | શાહ શીવલાલ આત્મારામ | ૧ ૦ ૦ |
| ૧૨૨ | સરસ્વતીચંદ્ર ભાગ ૧-૪ | સ્વ. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી | ૭ ૧૨ ૦ |
| ૧૨૩ | સરોજની | ગા. કે. દેલવાડાકર | ૦ ૧૨ ૦ |
| ૧૨૪ | સાડા ત્રણ લાખ ભાગ ૧-૨ | ત્રિવેદી માધુભાઇ | ૨ ૮ ૦ |
| ૧૨૫ | સિતારનો શોખ અથવા કહેવાનાં સ્નેહ લગ્ન | જોગીન્દ્રરાવ દિવટિયા. | ૧ ૮ ૦ |
| ૧૨૬ | સિધરાજ જેસંગ | રા સા. મહીપતરામ રૂપરામ | ૧ ૪ ૦ |
| ૧૨૭ | સિંહગઢનું યુદ્ધ | | ૧ ૦ ૦ |
| ૧૨૮ | સુધારાનું શિખર | | ૨ ૮ ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૨૯ | સુધાહાસિની | સૌ. વિદ્યાગૌરી તથા સૌ. શારદાગૌરી | ૧ | ૪ |
| ૧૩૦ | સુરસાગરની સુંદરી | પુરૂષોત્તમ વિશ્રામ માવજી | ૧ | ૮ |
| ૧૩૧ | સુરુચિ અથવા સુખી સંસાર | મદનલાલ લલ્લુભાઇ મુન્સફ | ૦ | ૧૨ |
| ૧૩૨ | સુરેન્દ્રનાથ | સોમેશ્વર મગનલાલ પંડિત | ૧ | ૮ |
| ૧૩૩ | સોમનાથનું શિવલિંગ | શાહ ચુનીલાલ વર્ધમાન | ૧ | ૪ |
| ૧૩૪ | સુંદર બહેન | મણિલાલ છબારામ ભટ | ૦ | ૧૨ |
| ૧૩૫ | સુંદર સોદાગર | મગનલાલ દલપતરામ ખખ્ખર | ૨ | ૮ |
| ૧૩૬ | સંધ્યા અથવા મરાઠાનો સૂર્યાસ્ત | પુરૂષોત્તમ વિશ્રામ માવજી | ૦ | ૧૨ |
| ૧૩૭ | સંસાર સુખ | સ્વ. કરસનદાસ મૂળજી | ૧ | ૦ |

## ૨. ઇતિહાસ અને જીવન ચરિત્રને લગતાં.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | અકબર | ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી | ૦ | ૮ |
| ૨ | અકબર ચરિત્ર | રા. સા. મહીપતરામ રૂ. નીલકંઠ | ૦ | ૮ |
| ૩ | અલેકઝાન્ડ્રાના સમયનું હિંદ | ગણપતરામ હીમ્મતરામ દેશાઇ | ૧ | ૪ |
| ૪ | અશોકનું જીવન ચરિત્ર | જીવનલાલ અમરશી મહેતા | ૦ | ૧૦ |
| ૫ | આનંદીબાઇ જોશી (ડા૦) નું જીવન ચરિત્ર | દ્વારકાબાઇ સાઠે | ૧ | ૮ |
| ૬ | ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનું જીવન | કૃપાશંકર દોલતરામ | ૦ | ૯ |
| ૭ | ઇંગ્લંડનો ઇતિહાસ | રા. સા. મહીપતરામ રૂપરામ | ૧ | ૬ |
| ૮ | ઇંગ્લંડની ઉન્નતિનો ઇતિહાસ | રા. બ. કમળાશંકર પ્રાણશંકર | ૨ | ૦ |
| ૯ | ઉદ્યોગી પુરૂષોનાં જન્મવૃત્તાંત | ડૉ. રતનભદ્ર મણીભદ્ર | ૨ | ૪ |
| ૧૦ | કરસનદાસ મૂળજીનું ચરિત્ર | સ્વ. મહીપતરામ રૂપરામ નીલકંઠ | ૦ | ૮ |
| ૧૧ | કૃષ્ણ ચરિત્ર | કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | ૧ | ૮ |
| ૧૨ | કૃષ્ણ જીવન | જીવનલાલ અ. મહેતા | ૦ | ૫ |
| ૧૩ | કેશવ ચરિત્ર | સ્વ. નારાયણ હેમચંદ્ર | ૦ | ૬ |
| ૧૪ | કોલમ્બસનો વૃત્તાન્ત | પ્રાણલાલ મથુરાદાસ | ૦ | ૫ |
| ૧૫ | ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ | ગોવિંદભાઇ હાથીભાઇ | ૧ | ૦ |
| ૧૬ | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ | ગોવિંદભાઇ હાથીભાઇ | ૦ | ૧૨ |
| ૧૭ | ગુજરાત રાજસ્થાન | કાળીદાસ દેવશંકર પંડયા | ૭ | ૦ |
| ૧૮ | શ્રીયુત ગોવર્ધનરામ | કાન્તિલાલ છગનલાલ પંડયા | ૧ | ૦ |
| ૧૯ | ગૌરીશંકર ઉદયશંકર ઓઝાનું જીવન ચરિત્ર | કાશીરામ વિ. મહેતા. | ૨ | ૦ |
| ૨૦ | ગ્રીસદેશનો ઇતિહાસ | રા. સા. મહીપતરામ રૂપરામ. | ૦ | ૧૪ |
| ૨૧ | ચરિત્ર ચંદ્રિકા | કેશવજી વિશ્વનાથ ત્રિવેદી | ૨ | ૮ |
| ૨૨ | જગતનો અર્વાચીન ઇતિહાસ | રા. સા. જભીયતરામ શાસ્ત્રી. | ૨ | ૦ |
| ૨૩ | ઝાંસી સંસ્થાનનાં મહારાણી | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૪ | રાજસ્થાનનો ઇતિહાસ | પ્ર. સ. સા. વર્દ્ધક મંડળ | ૨ | ૦ | ૦ |
| ૨૫ | દયારામની સંપૂર્ણ જીવન કથા | શેઠ ત્રીભુવન જમનાદાસ | ૧ | ૦ | ૦ |
| ૨૬ | દયારામનો અક્ષરદેહ | ગો. મા. ત્રિપાઠી | ૧ | ૪ | ૦ |
| ૨૭ | દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ | નવનીધરાય નારાયણભાઈ મહેતા | ૦ | ૧૦ | ૦ |
| ૨૮ | દુર્ગારામ મહેતાજીનું ચરિત્ર | રા સા. મહીપતરામ રૂપરામ | ૧ | ૦ | ૦ |
| ૨૯ | ધાર્મિક પુરૂષો | | ૦ | ૪ | ૦ |
| ૩૦ | નરસિંહ મહેતાનું જીવન અને કવન | જયસુખરાય પુ. જોશીપુરા. | ૧ | ૦ | ૦ |
| ૩૧ | નામદાર ગ્લેડસ્ટનનું જીવન ચરિત્ર | ભગવાનલાલ રણછોડભાઈ બાદશાહ | ૧ | ૮ | ૦ |
| ૩૨ | નામદાર મહારાણી વિકટોરિયાનું જીવન ચરિત્ર | ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ. | ૧ | ૮ | ૦ |
| ૩૩ | નામદાર શહેનશાહ જ્યોર્જનું જીવન-ચરિત્ર | એમ્પાયર પબ્લીશીંગ કંપની, મુંબઇ | ૧-૧૨-૦ | | |
| ૩૪ | નામદાર શહેનશાહ બાનુ મેરીનું જીવન ચરિત્ર | મણિલાલ છબારામ ભટ્ટ | ૦ | ૧૨ | ૦ |
| ૩૫ | નામદાર શહેનશાહ સાતમા એડવર્ડનું જીવન ચરિત્ર | શાસ્ત્રી ભોળાદત્ત ગણપતરામ તથા લાખીયા રતિલાલ જીવણલાલ | ૧ | ૪ | ૦ |
| ૩૬ | "હું પોતે" | નારાયણ હેમચંદ્ર | ૨ | ૦ | ૦ |
| ૩૭ | ન્યા. મહાદેવ ગોવિંદ રાનડેનું જીવન ચરિત્ર | સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયી | ૧ | ૮ | ૦ |
| ૩૮ | અમારા જીવનમાંથી કેટલીક યાદગીરીઓ ( ન્યા. મહાદેવ રાનડેનું કૌટુંબિક જીવન ) | સરસ્વતી ભદ્રા મડગાંવકર. | ૧ | ૮ | ૦ |
| ૩૯ | નેપોલિયન બોનાપાર્ટનું ચરિત્ર | ચુનીલાલ બાપુજી મોદી | ૧ | ૪ | ૦ |
| ૪૦ | પૃથુરાજ ચહુઆણ | આત્મારામ કેશવજી ત્રિવેદી | ૧ | ૦ | ૦ |
| ૪૧ | પ્રાચીન ભારત ભાગ ૧ | લક્ષ્મીશંકર મોરારજી | ૧ | ૦ | ૦ |
| ૪૨ | પ્રેસિડેન્ટ જ્યોર્જ વોશિંગ્ટનનું જીવન ચરિત્ર | ગણપતરામ વેણીરામ | ૧ | ૦ | ૦ |
| ૪૩ | પ્રેસિડેન્ટ લિંકનનું ચરિત્ર | મણિશંકર રત્નજી ભટ | ૦ | ૧૨ | ૦ |
| ૪૪ | ફાર્બસ ચરિત્ર | મનઃસુખરામ સૂર્યરામ. | ૦ | ૬ | ૦ |
| ૪૫ | ફ્રેન્ચ રેવોલ્યુશન | ચુનીલાલ બાપુજી મોદી. | ૦ | ૧૨ | ૦ |
| ૪૬ | બુદ્ધ ચરિત્ર | મણિલાલ નથુભાઇ દોશી | ૦ | ૧૦ | ૦ |
| ૪૭ | બેન્જામિન ફ્રાંકલિનનું જીવન ચરિત્ર | ગોવિંદભાઇ હાથીભાઈ | ૧ | ૦ | ૦ |
| ૪૮ | બ્રિટિશ રિયાસત (પૂર્વાર્ધ) | ચંપકલાલ લાલભાઈ | ૧ | ૮ | ૦ |
| ૪૯ | ભારત રાજ્ય મંડળ. | અમૃતલાલ લાલભાઈ | ૧૦ | ૦ | ૦ |
| ૫૦ | ભારતના મહાન પુરુષો | શિવપ્રસાદ દલપતરામ પંડ્યા | ૦ | ૧૨ | ૦ |
| ૫૧ | " વીર પુરૂષો | | ૦ | ૧૨ | ૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૨ | „ સંત પુરુષો | „ | ૨ | ૦ | ૦ |
| ૫૩ | „ સ્ત્રી રત્નો ભા. ૧-૨ | „ | ૨ | ૦ | ૦ |
| ૫૪ | મરાઠી સત્તાનો ઉદય (ન્યા. રાનડે કૃત) | કરમઅલી ર. નાનજીઆણી | ૦ | ૧૦ | ૦ |
| ૫૫ | મહાજન મંડળ | મગનલાલ નરોતમદાસ પટેલ | ૧૦ | ૦ | ૦ |
| ૫૬ | મહાન આલ્ફ્રેડનું ચરિત્ર | ચુનીલાલ બાપુજી મોદી | ૦ | ૫ | ૦ |
| ૫૭ | માઉન્ટ સ્ટુઅર્ટએલ્ફિન્સ્ટનનું ચરિત્ર | ચુનીલાલ માણેકલાલ ગાંધી | ૦ | ૧૨ | ૦ |
| ૫૮ | મેવાડની જાહોજલાલી | વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ | ૦ | ૧૨ | ૦ |
| ૫૯ | રણજીતસિંહ | ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાશ્રી | ૦ | ૧૨ | ૦ |
| ૬૦ | રત્નમાળ | કવિ દલપતરામ ડાહ્યાભાઈ | ૦ | ૧૨ | ૦ |
| ૬૧ | રાજતરંગિણી ભા ૧ લો | દેશાઇ ઇચ્છારામ સૂર્યરામ | ૩ | ૦ | ૦ |
| ૬૨ | રાજા રામ મોહનરાયનું ચરિત્ર | કૃપાશંકર દોલતરામ | ૧ | ૦ | ૦ |
| ૬૩ | રામકૃષ્ણ પરમ હંસનું જીવન | મોતીશંકર ઉદયશંકર | ૦ | ૪ | ૦ |
| ૬૪ | રા. બ. રણછોડલાલ છોટાલાલનું જીવન ચરિત્ર | ભગવાનલાલ રણછોડલાલ બાદશાહ | ૧ | ૮ | ૦ |
| ૬૫ | રાસમાળા ભા. ૧-૨ | રણછોડભાઈ ઉદયરામ | ૪ | ૦ | ૦ |
| ૬૬ | લોર્ડ વિલિયમ બેન્ટીન્ક | દેશાઈ ઇચ્છારામ સૂર્યરામ | ૧ | ૪ | ૦ |
| ૬૭ | લોર્ડ લોરેન્સ | વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય | ૦ | ૧૨ | ૦ |
| ૬૮ | વલ્લભ ચરિત્ર | લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખ | ૧ | ૮ | ૦ |
| ૬૯ | વિક્રમાંકદેવ ચરિત્ર | વલ્લભજી હરિદત્ત આચાર્ય | ૧ | ૦ | ૦ |
| ૭૦ | વિક્રમ ચરિત્ર | મણીલાલ નભુભાઈ | ૨ | ૪ | ૦ |
| ૭૧ | વિદેહી ગુર્જર સાક્ષરો | સુમનસ્ હરિલાલ ધ્રુવ | ૧ | ૮ | ૦ |
| ૭૨ | વીરમંડળ ભા. ૧-૨ | નારાયણ હેમચંદ્ર | ૨ | ૦ | ૦ |
| ૭૩ | સિકંદર નામું | ચુનીલાલ બાપુજી મોદી | ૧ | ૪ | ૦ |
| ૭૪ | સોક્રેટીસનું જીવન ચરિત્ર | ગણપતરામ વેણીરામ | ૦ | ૧૨ | ૦ |
| ૭૫ | સોરઠી તવારીખ અથવા સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ | ભગવાનલાલ સંપતરામ | ૪ | ૦ | ૦ |
| ૭૬ | સ્વામી દયાનંદજીનું જીવન ચરિત્ર | બાલાભાઈ જમનાદાસ વૈશ્ય | ૦ | ૧૪ | ૦ |
| ૭૭ | શંકરાચાર્ય ચરિત્ર | મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી | ૧ | ૦ | ૦ |
| ૭૮ | હઝરત મહમદ પેગંબરનું જીવન ચરિત્ર | એલ. સી. મોમના | ૦ | ૧૨ | ૦ |
| ૭૯ | હિંદના પુત્રો અને મિત્રોનાં જીવન ચરિત્રઃ ભ. ૧-૨. | પ્ર. પાંડુરાવજી દેસાઇ, અમદાવાદ | ૦ | ૮ | ૦ |
| ૮૦ | હેન્રી ફૉસેટનું જીવન ચરિત્ર | છગનભાઈ રેવાભાઈ પટેલ | ૦ | ૧૨ | ૦ |
| ૮૧ | હૈદરઅલી અને ટીપુ સુલતાન | ઝવેરી કૃષ્ણલાલ મોહનલાલ | ૧ | ૪ | ૦ |
| ૮૨ | કુમારપાળ ચરિત્ર | મણીલાલ નભુભાઈ | ૦ | ૧૨ | ૦ |
| ૮૩ | પ્રબંધ ચિંતામણિ | રામચંદ્ર દીનાનાથ | ૧ | ૮ | ૦ |

| | | |
|---|---|---|
| ૬૯ મેરી કારેલીનાં નીતિ વચન | રતનજી ફરામજી શેઠના | ૦ ૮ ૦ |
| ૭૦ મેકસમુલરનાં વેદાંત વિષેનાં ભાષણો | હરજીવન ભગવાનજી શુકલ | ૧ ૦ ૦ |
| ૭૧ મોહમુદ્ગર | પ્ર. વેદ ધર્મ સભા, મુંબઇ | ૦ ૯ ૦ |
| ૭૨ મોહસિનીનાં નીતિવચનો | કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | ૧ ૦ ૦ |
| ૭૩ યુવાવસ્થાનો શિક્ષક | જટાશંકર લીલાધર વૈદ્ય | ૧ ૪ ૦ |
| ૭૪ યૂરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્ય | દુર્ગાશંકર પ્રાણજીવન રાવળ | ૦ ૧૨ ૦ |
| ૭૫ યોગ કૌસ્તુભ | નથુરામ શર્મા | ૧ ૮ ૦ |
| ૭૬ યોગ વાસિષ્ઠ મહા રામાયણ ભા. ૧-૨ | પ્ર. ગુજરાતી પ્રેસ મુંબઇ | ૧૦ ૦ ૦ |
| ૭૭ રાજર્ષિ રામકૃષ્ણ પરમહંસનાં બોધ વચન | નૌતમરાય ઉ. ત્રિવેદી | ૩ ૦ ૦ |
| ૭૮ રામચંદ્ર ( મીસીસ બીસાન્ટના પુસ્તકનું ભાષાંતર ) | એક થીઓસોફીસ્ટ | ૦ ૮ ૦ |
| ૭૯ લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૧-૨ | મોહનલાલ પાર્વતીશંકર દવે | ૧ ૮ ૦ |
| ૮૦ વાલ્મિકી રામાયણ | પ્ર. ગુજરાતી પ્રેસ, મુંબઈ | ૬ ૦ ૦ |
| ૮૧ વિચાર સાગર | મનઃસુખરામ સૂ૦ ત્રિપાઠી | ૧ ૮ ૦ |
| ૮૨ વિદુરનીતિ | પ્ર. ગુ. પ્રેસ, મુંબઈ | ૦ ૨ ૬ |
| ૮૩ વિદ્યાર્થીનો સાચો મિત્ર | છોટાલાલ જીવનલાલ | ૦ ૮ ૦ |
| ૮૪ વિવેક ચૂડામણિ | જયરામ રઘુનાથ | ૦ ૮ ૦ |
| ૮૫ વિશ્વવિલાસ ભા. ૧-૨-૩ | અમૃતલાલ જટાશંકર બુચ | ૧ ૧૨ ૦ |
| ૮૬ શુક્ર નીતિ | ગુજરાતી પ્રેસ, મુંબઈ | ૧ ૮ ૦ |
| ૮૭ શંકર દિગ્વિજય | કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી | ૪ ૦ ૦ |
| ૮૮ સત્ય ધર્મ પ્રકાશ | મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક | ૧ ૪ ૦ |
| ૮૯ સદ્વર્તન | ગણપતરામ અનુપરામ ત્રિપાઠી | ૧ ૮ ૦ |
| ૯૦ સામાજિક સેવાના સન્માર્ગ | ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ | ૦ ૧૨ ૦ |
| ૯૧ સાંખ્યદર્શન | ગાંધી પુ. ક. | ૧ ૦ ૦ |
| ૯૨ સિદ્ધાન્તસાર | મણિલાલ નભુભાઇ દ્વિવેદી | ૨ ૮ ૦ |
| ૯૩ સિદ્ધાન્ત સિંધુ | શ્રીમન્ નૃસિંહાચાર્યજી | ૧ ૮ ૦ |
| ૯૪ સુરત ગોકુળજી ઝાલા અને વેદાન્ત | મનસુખરામ સૂ. ત્રિપાઠી | ૧ ૪ ૦ |
| ૯૫ સુભાષિત રત્ન ભાણ્ડાગાર | પ્ર. વસનજી પ૦ ચાહવાળા | ૫ ૦ ૦ |
| ૯૬ સ્વરૂપાનુસંધાન | ગૌરીશંકર ઉદયશંકર ઓઝા | ૧ ૮ ૦ |
| ૯૭ સ્વામિ રામતીર્થ ( બધા વિભાગો ) | પ્ર. સ. સા. વર્ધક મંડળ | ૨ ૩ ૦ |
| ૯૮ સ્વામિ-વિવેકાનંદ વિચારમાળા | પ્ર. ગુજરાતી પ્રેસ, મુંબઇ | ૨ ૪ ૦ |
| ૯૯ સંસારમાં સ્વર્ગ | અમૃતલાલ સુંદરજી પઢિયાર | ૧ ૮ ૦ |
| ૧૦૦ સ્વર્ગની કુંચી | ” ” ” | ૧ ૦ ૦ |
| ૧૦૧ સ્વર્ગનું વિમાન | ” ” ” | ૧ ૦ ૦ |
| ૧૦૨ સાચું સ્વર્ગ | ” ” ” | ૧ |

| | | | |
|---|---|---|---|
| ૧૦૩ | હિતોપદેશ | રણછોડભાઇ ઉદયરામ | ૦ ૧૨ ૦ |
| ૧૦૪ | હૃદય પરીક્ષણ | નંદનાથ કે. દીક્ષિત | ૦ ૧૨ ૦ |
| ૧૦૫ | નીતિવાક્યામૃત | શાસ્ત્રી રામકૃષ્ણ | ૦ ૪ ૦ |
| ૧૦૬ | નીતિશિક્ષણ | આનંદશંકર બાપુભાઇ ધ્રુવ | ૦ ૧૨ ૦ |
| ૧૦૭ | અર્વાચીન શાસ્ત્રો અને શાસ્ત્રીય વિચાર | મગનલાલ રતનજી | ૦ ૧૨ ૦ |
| ૧૦૮ | પાગલ હરનાથ | નર્મદાશંકર બાળાશંકર | ૦ ૪ ૦ |
| ૧૦૯ | ગૌરાંગ પ્રભુ | પાઠક જગન્નાથ મંચ્છારામ | ૩ ૮ ૦ |
| ૧૧૦ | અમર ચરિત્ર | ભગત બાપાલાલ વેણીરામ | ૩ ૦ ૦ |
| ૧૧૧ | કૃષ્ણ ચૈતન્ય ભાગ ૧-૨ | નર્મદાશંકર બાલાશંકર | ૧ ૪ ૦ |
| ૧૧૨ | ઇમાનનાં મોતી | શીવજી હાજી મહમદ અલારખીઆ | ૨ ૦ ૦ |
| ૧૧૩ | વૃત્તિ પ્રભાકર | મણિલાલ નભુભાઇ | ૩ ૦ ૦ |
| ૧૧૪ | ચેતન શાસ્ત્ર | ,, | |
| ૧૧૫ | નીતિ દર્પણ | વકીલ છગનલાલ ગોડીદાસ | ૨ ૦ ૦ |
| ૧૧૬ | સર્વ દર્શન સંગ્રહ | ભટ્ટ મણિશંકર હરગોવિંદ | ૫ ૦ ૦ |
| ૧૧૭ | ષડ્દર્શન સમુચ્ચય | મણીલાલ નભુભાઇ દ્વિવેદી | ૧ ૦ ૦ |

### ૪. ખાસ સ્ત્રી ઉપયોગી.

| | | | |
|---|---|---|---|
| ૧ | અબલા સંજીવન | દેવશંકર મોતીરામ | ૦ ૮ ૦ |
| ૨ | અબલા હિતદર્પણ | ઉપાધ્યાય મિસિસ જી. કે. | ૦ ૫ ૦ |
| ૩ | અબલોન્નતિ લેખમાળા | મોદી ચુનીલાલ બાપુજી | ૦ ૮ ૦ |
| ૪ | આર્યા ચરિત્રાવલી | કહાનજી ધર્મસિંહ કવિ | ૦ ૧૨ ૦ |
| ૫ | ગર્ભપોષણ અને સંભાવઠ | ડા. ધનજીભાઈ હોરમસજી | ૦ ૬ ૦ |
| ૬ | ગીતમાળા ભા. ૧—૨ | પ્ર. બંધુસમાજ, અમદાવાદ | ૦ ૧૨ ૦ |
| ૭ | ગુંથણકળા | આલીબાઇ હોરમસજી ગજદર | |
| ૮ | ગૃહિણી કર્તવ્ય દીપિકા | કૃપાશંકર દોલતરામ | ૦ ૧૦ ૦ |
| ૯ | ગૃહિણી સુવિચારમાળા | સૌ. માણેકબાઇકહાનજી કવિ | ૧ ૪ ૦ |
| ૧૦ | દાયણુ | ડા. ધનજીભાઇ હોરમસજી | ૦ ૧૨ ૦ |
| ૧૧ | નારીશિક્ષા ભા. ૧-૨ | કૃષ્ણલાલ ભોળાનાથ | ૧ ૦ ૦ |
| ૧૨ | પતિવ્રતા સતીઓ | પ્રાણજીવન હરિહર શાસ્ત્રી | ૨ ૦ ૦ |
| ૧૩ | પાર્વતી કુંવર ચરિત્ર | ગણપતરામ રાજારામ | ૦ ૩ ૦ |
| ૧૪ | પુત્રી શિક્ષા | છગનલાલ ઠાકોરદાસ મોદી | ૦ ૪ ૦ |
| ૧૫ | બાળકોને ઉછેરવા વિષે | છોટાલાલ જીવનલાલ માસ્તર | |
| ૧૬ | ભામિની ભૂષણ અલંકાર ૧ થી ૫ | શ્રીમન્ નૃસિંહાચાર્યજી | ૫ ૪ ૦ |
| ૧૭ | માને શિખામણ | ડા. ત્રિભુવનદાસ મોતીચંદ | ૦ ૬ ૦ |
| ૧૮ | મોટી ઉમ્મરની હિંદુ સ્ત્રીઓની કેળવણી | જગજીવન દયાળજી મોદી | ૦ ૬ ૦ |
| ૧૯ | માંદાની માવજત | ડા. નીલકંઠરાય ડાહ્યાભાઈ | ૦ ૨ ૦ |
| ૨૦ | મિસ નાઇટિંગેલનું ચરિત્ર | સૌ. શારદા સુમંત મહેતા | ૦ ૪ ૦ |

### ૩. વેદાન્ત, ધર્મજ્ઞાન, નીતિ, નિબંધ વિગેરેને લગતાં.

| | | | |
|---|---|---|---|
| ૧ | અધ્યાત્મ કલ્પદ્રુમ | મોતીચંદ ગીરધર કાપડીયા | ૧ ૪ ૦ |
| ૨ | અધ્યાત્મ રામાયણ | વિશ્વનાથ ગોવિંદજી | ૨ ૮ ૦ |
| ૩ | અસ્તોદય અને નળ દમયંતી | મનઃસુખરામ સૂર્યરામ | ૦ ૮ ૦ |
| ૪ | આત્મ દીપિકા | વૈદ્યશાસ્ત્રી | ૦ ૧૨ ૦ |
| ૫ | આત્મ પુરાણ ( ગુ. પ્રેસનું ) | મણિલાલ છબારામ | ૧ ૦ ૦ |
| ૬ | આર્ય ધર્મનીતિ અને ચાણાક્ય નીતિસાર | નારાયણ હેમચંદ્ર | ૦ ૧૦ ૦ |
| ૭ | ઇશ્વર પ્રાર્થના માળા ભા. ૧-૨ | પ્રાર્થના સમાજ, અમદાવાદ | ૦ ૧૦ ૦ |
| ૮ | ઉપનિષદો | શ્રીમન્ નથુરામ શર્મા | ૫ ૦ ૦ |
| ૯ | એમર્સનના નિબંધો | નરભેરામ પ્રાણજીવન | |
| ૧૦ | એરિસ્ટોટલનું નીતિશાસ્ત્ર | મણિશંકર રત્નજી ભટ્ટ | ૦ ૧૨ ૦ |
| ૧૧ | કર્તવ્ય | રા. બ. કમળાશંકર પ્રાણશંકર | ૧ ૮ ૦ |
| ૧૨ | કર્મક્ષેત્ર | શાસ્ત્રી નાથજી મોહનજી વ્યાસ | ૧ ૦ ૦ |
| ૧૩ | કામન્દકીય નીતિસાર | ઇચ્છારામ સૂર્યરામ | ૦ ૧૨ ૦ |
| ૧૪ | કુરાનનું ભાષાંતર | | ૫ ૦ ૦ |
| ૧૫ | ગુપ્ત મન શક્તિની મહાન શોધો | બમનજી સો. બનાજી | ૦ ૧૨ ૦ |
| ૧૬ | ચારિત્ર | મણીલાલ નથુભાઈ દ્વિવેદી | ૧ ૦ ૦ |
| ૧૭ | ચેસ્ટરફીલ્ડનો પુત્ર પ્રતિ ઉપદેશ | સ્વ૦ હરિદાસ વિ. દેસાઈ | ૦ ૧૨ ૦ |
| ૧૮ | ચંદ્રકાન્ત ભા ૧ થી ૩ | ઇચ્છારામ સૂ. દેશાઈ | ૭ ૮ ૦ |
| ૧૯ | જરથોસ્તી ધર્મનીતિ | નારાયણ હેમચંદ્ર | ૦ ૪ ૦ |
| ૨૦ | જાત મહેનત | ગણપતરામ અનુપરામ ત્રવાડી | ૩ ૦ ૦ |
| ૨૧ | જીંદગી અને ઉદ્યોગ | રતનભદ્ર મણિભદ્ર | ૨ ૦ ૦ |
| ૨૨ | જીંદગીનું સાફલ્ય | રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ | ૧ ૦ ૦ |
| ૨૩ | જીંદગીનો ઉપયોગ | છગનલાલ ઠાકોરદાસ મોદી | ૧ ૦ ૦ |
| ૨૪ | જીંદગી જોવાની જુગતી | રાંદેરીયા ડોસાભાઈ ફરામજી | ૦ ૧૨ ૦ |
| ૨૫ | જીવનનો આદર્શ | જીવાભાઈ રેવાભાઈ પટેલ | ૦ ૧૨ ૦ |
| ૨૬ | જીવન મુક્તિ વિવેક | પુરુષોત્તમ કહાનજી ગાંધી | ૧ ૦ ૦ |
| ૨૭ | તુલસીકૃત રામાયણ | શાસ્ત્રી કાળીદાસ ગોવિંદજી | ૭ ૦ ૦ |
| ૨૮ | થીઓસોફી | પ્ર૦ થીઓસોફીકલ સોસાઈટી, મુંબઈ | ૧ ૦ ૦ |
| ૨૯ | દારૂ, અને તેથી તન, મન અને ધન ઉપર થતી અસર | હરિપ્રસાદ ડાહ્યાભાઈ છત્રપતિ | ૦ ૧૦ ૦ |
| ૩૦ | દાસ બોધ ( રામદાસ સ્વામી કૃત ) | પ્ર. મેરવાનજી ફરામજી કામા | ૩ ૦ ૦ |
| ૩૧ | ધર્મ વિચાર | કવિ નર્મદાશંકર લાલશંકર | ૧ ૮ ૦ |
| ૩૨ | નવસંહિતા | ગણપતરામ ગોપાળરામ | ૦ ૧૦ ૦ |
| ૩૩ | નિબંધ કરમાળા ભા. ૧ થી ૬ | કેરમઅલી ર. નાનજીઆણી | ૧ ૧૦ ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ક. વેનોનું પુસ્તક | દુલેરાય છોટાલાલ | ૧ | ૧૨ | ૦ |
| કુટશ હિંદુસ્થાનનું અર્થ શાસ્ત્ર | મોતીશંકર ઉદયશંકર | ૧ | ૪ | ૦ |
| ટિશ હિંદુસ્થાનનો આર્થિક ઇતિહાસ ભા. ૧–૨ | ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી | ૧ | ૧૨ | ૦ |
| નાધવનિદાન. | જયરામ રઘુનાથ ( પ્રકાશક ) | ૧ | ૮ | ૦ |
| મેટિરિયા મેડિકા | રાવળ જ. મ. | ૪ | ૦ | ૦ |
| રસરાજ | દયાશંકર સ્વામજી | ૧ | ૮ | ૦ |
| રસ શાસ્ત્ર | છોટાલાલ નરભેરામ ભટ | ૧ | ૮ | ૦ |
| ૧ રંગ રસાયન વિદ્યા અથવા ક્રોમોપથી | તિલકચંદ તારાચંદ | ૦ | ૪ | ૦ |
| ૨ રસાયન શાસ્ત્ર | ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ | ૦ | ૧૦ | ૦ |
| ૪૩ લોકોપયોગી શારીર વિદ્યા | ડા. નીલકંઠરામ ડાહ્યાભાઇ | ૦ | ૪ | ૦ |
| ૪૪ વનસ્પતિ શાસ્ત્ર | ઠક્કર જયશંકર ઇંદ્રજી | ૧૦ | ૦ | ૦ |
| ૪૫ વાર્નિશ | ત્રીકમલાલ દામોદર વકીલ | ૧ | ૦ | ૦ |
| ૪૬ વિવિધ પ્રકારના તેજાબો | ” | ૦ | ૧૨ | ૦ |
| ૪૭ વિદ્યા કલા ચિંતામણિ | હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી | ૧ | ૮ | ૦ |
| ૪૮ વ્યાયામ કલા શાસ્ત્ર | છગનલાલ લલ્લુભાઈ શાહ | ૨ | ૦ | ૦ |
| ૪૯ વ્યાયામ મીમાંસા | નારાયણ ગીરધર ઠાકર | ૩ | ૦ | ૦ |
| ૫૦ શારીર અને વૈદ્યક શાસ્ત્ર | ડા. ત્રીભોવનદાસ મોતીચંદ શાહ | ૧૦ | ૦ | ૦ |
| ૫૧ સારંગધર સંહિતા | ગુજરાતી પ્રેસ, મુંબઈ | ૩ | ૦ | ૦ |
| ૫૨ સરળ પદાર્થ વિજ્ઞાન | ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી | ૦ | ૬ | ૦ |
| ૫૩ સામાન્ય હુન્નર જ્ઞાન | રતનજી ફરામજી શેઠના | ૧ | ૦ | ૦ |
| ૫૪ સીમેન્ટ બનાવવાનો હુન્નર | ત્રીકમલાલ દામોદરદાસ | ૦ | ૧૨ | ૦ |
| ૫૫ સૃષ્ટિ શાસ્ત્ર ભા. ૧–૨ | ચીમનલાલ હરિલાલ | | | |
| ૫૬ સંગીતાદિત્ય | પ્રો આદિત્યરામજી | ૧ | ૮ | ૦ |
| ૫૭ સ્ટીમ એન્જીનીયર | રામચંદ્ર નરસિંહ | ૨ | ૦ | ૦ |
| ૫૮ હિંદની કાચી દોલત | નિલકંઠરાય ડાહ્યાભાઇ | ૧ | ૦ | ૦ |
| ૫૯ હિંદની ઉદ્યોગ સ્થિતિ | કેશવલાલ મોતીલાલ | ૦ | ૬ | ૦ |
| ૬૦ હિંદુસ્તાનમાં વાવેતરની રીત | દુલેરાય છોટાલાલ | ૧ | ૪ | ૦ |
| ૬૧ હીપ્નોટિઝમ | શાહ પી. એ. | ૨ | ૮ | ૦ |
| ૬૨ હુન્નર મહાસાગર | ગંગાભાઈ પ્રાણશંકર યાજ્ઞિક | ૨ | ૮ | ૦ |

### ૬ કેળવણી, સુધારો, સમાજ વ્યવસ્થા, પ્રવાસ વૃતાન્ત, ભાષા, કોષ વગેરેને લગતાં.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ઇકિવટી અથવા શુદ્ધ ન્યાય | દુર્લભજી ધર્મસિંહ વૈદ | ૩ | ૦ | ૦ |
| ૨ ઇંગ્લંડની મુસાફરી | મહીપતરામ રૂપરામ | ૦ | ૧૨ | ૦ |
| ૩ ઇસ્લામનો ભરતીઓટ | નાનામીયાં રસુલમીયાં | ૦ | ૮ | ૦ |
| ૪ ઐનઇ-અકબરી | રતનજી ફરામજી શેઠના | ૨ | ૦ | ૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ | કવિતા અને સાહિત્ય | રા. બ. રમણભાઈ મ. નીલકંઠ | ૧ | ૮ | |
| ૬ | કાઠીઆવાડ સર્વ સંગ્રહ | નર્મદાશંકર લાલશંકર | [illegible] | | |
| ૭ | કાયદાનો શિક્ષક | જેઠાલાલ દેવશંકર દવે | ૧ | ૦ | ૦ |
| ૮ | કેળવણી | ખુલાખીદાસ ગંગાદાસ દેશાઇ | ૧ | ૦ | ૦ |
| ૯ | કેળવણીનું શાસ્ત્ર ભાગ ૧-૨ | રા. બ. હ૦ દા૦ કાંટાવાળા | ૪ | ૦ | ૦ |
| ૧૦ | ગુજરાત સર્વ સંગ્રહ | કવિ નર્મદાશંકર લાલશંકર | ૨ | ૦ | ૦ |
| ૧૧ | ગુજરાતી કહેવતોનો સંગ્રહ | આશારામ દલીચંદ શાહ | ૨ | ૦ | ૦ |
| ૧૨ | ગુજરાતી ગ્રંથો અને ગ્રંથકારો | મણિશંકર ગોવિંદજી વૈદ્ય | ૧ | ૮ | ૦ |
| ૧૩ | ગુજરાતી નવલકથાનું સાહિત્ય | મણિભાઇ નારણજી | ૨ | ૦ | ૦ |
| ૧૪ | ગુજરાતી ભાષાનો ઇતિહાસ | શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ | ૦ | ૪ | ૦ |
| ૧૫ | ગુજરાતી ભાષાનો શબ્દકોષ | પટેલ લલ્લુભાઈ ગોકળદાસ | | | |
| ૧૬ | ગોમંડળ પરિક્રમણ | સૌ. નંદકુંવરબા રાણીસાહેબ | ૫ | | |
| ૧૭ | જાપાન અને જાપાનીઓ | રતનજી ફરામજી શેઠના | ૧ | ૦ | ૦ |
| ૧૮ | જાપાનની કેળવણીની પદ્ધતિ | અતિસુખશંકર કમળાશંકર | ૦ | ૧૨ | ૦ |
| ૧૯ | નર્મ કથા કોષ | કવિ નર્મદાશંકર લાલશંકર | ૨ | ૦ | ૦ |
| ૨૦ | નર્મ કોષ | ” | ૯ | ૦ | ૦ |
| ૨૧ | નર્મ ગદ્ય | ” | ૧ | ૮ | ૦ |
| ૨૨ | નવલ ગ્રંથાવલિ ભાગ ૧ થી ૪ | સ્વ. નવલરામ લક્ષ્મીરામ પંડયા | ૬ | ૧૪ | ૦ |
| ૨૩ | પૃથ્વી પ્રદક્ષિણા | હાજી સુલેમાન શાહ મહમદ લોધીઆ | ૪ | ૦ | ૦ |
| ૨૪ | પારસી પત્ર પ્રકાશ | મહેરવાનજી મંચેરજી દાદાભાઇ બનાજી | ૧ | ૪ | ૦ |
| ૨૫ | પોલિસની ફરજ ભા. ૧-૨ | પ્રાણશંકર ત્રિપુરાશંકર દવે | ૨ | ૦ | ૦ |
| ૨૬ | પ્રવાસ પુષ્પાંજલિ ( કાવ્ય ગ્રંથ ) | સ્વ. હરિલાલ હ. ધ્રુવ | ૧ | ૮ | ૦ |
| ૨૭ | પ્રાચીન ગુજરાતી સાહિત્ય રત્નમાળા | સ્વ. હરલાલ હ. ધ્રુવ | | | |
| ૨૮ | બર્નિયરનો પ્રવાસ | મણિરાય છગનરાય ભટ્ટ | ૧ | ૦ | ૦ |
| ૨૯ | ભાઇશંકર ગ્રંથમાળા | ભાઇશંકર નાનાભાઇ | ૩ | ૦ | ૦ |
| ૩૦ | માર્કો પોલોનો પ્રવાસ | બાળાશંકર કંથારિયા | ૦ | ૧૦ | ૦ |
| ૩૧ | યુનાઇટેડ સ્ટેટ્સની લોકસ્થિતિ | ચુનીલાલ બાપુજી મોદી | ૧ | ૪ | ૦ |
| ૩૨ | વકતા | શુક્લ રેવાશંકર મગનલાલ | ૨ | ૦ | ૦ |
| ૩૩ | વિધવા વિવાહ | રા. બ. લાલશંકર ઉમીઆશંકર | ૦ | ૬ | ૦ |
| ૩૪ | શબ્દાર્થ ભેદ | લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ | ૦ | ૧૨ | ૦ |
| ૩૫ | શબ્દાર્થ સિંધુ | વિઠ્ઠલ રાજારામ દલાલ | ૫ | ૦ | ૦ |
| ૩૬ | સાહિત્ય રત્ન | ઇશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ | ૧ | ૪ | ૦ |
| ૩૭ | સાહિત્ય વિલાસ | રતનરામ ઉત્તમરામ ભટ | ૧ | ૪ | ૦ |
| ૩૮ | સાહસ સંગ્રહ | રતિલાલ વ્રિજલાલ મજમુદાર | ૧ | ૮ | ૦ |
| ૩૯ | સુદર્શન ગદ્યાવલિ | સ્વ. મણિલાલ નભુભાઇ | ૫ | ૦ | ૦ |
| [illegible] | [illegible] | રા. બ. હરગોવિંદદાસ દા. કાંટાવાળા | ૨ | ૪ | ૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧ | મિસ મેરી કાર્પેન્ટરનું ચરિત્ર | દેવરામ શિવરામ | ૪ | ૩ | ૦ |
| ૨૨ | લીલાવતી–જીવનકલા | સ્વ. ગોવર્ધનરામ મા૦ ત્રિપાઠી | ૦ | ૧૨ | ૦ |
| ૨૩ | વહુને શિખામણ | અંજારિયા રવિશંકર ગણેશજી | ૨ | ૦ | ૦ |
| ૨૪ | શૂરવીર સ્ત્રીઓ | પુરૂષોત્તમદાસ લલ્લુભાઇ મહેતા | ૦ | ૮ | ૦ |
| ૨૫ | સગર્ભા સંરક્ષણ | ડૉ. દેવશંકર મોતીરામ | ૧ | ૦ | ૦ |
| ૨૬ | સતીધર્મ અને પતિ સેવા | છગનલાલ વિશ્વનાથ દ્વિવેદી | ૧ | ૮ | ૦ |
| ૨૭ | સતી મંડળ ભા. ૧–૨ | કેશવજી વિશ્વનાથ ત્રિવેદી | ૫ | ૦ | ૦ |
| ૨૮ | સદ્ગુણી હેમંત કુમારી | સૌ. વિદ્યાગારી ડી. રાવળ | ૦ | ૧૨ | ૦ |
| ૨૯ | સારી સંતતિ | જટાશંકર લીલાધર વૈદ્ય | ૧ | ૮ | ૦ |
| ૩૦ | સાવિત્રી ચરિત્ર | મહાશંકર લલ્લુભાઈ ભટ | ૦ | ૪ | ૦ |
| ૩૧ | સૌભાગ્ય શિક્ષાબ્ધિ | નટવરલાલ કે. ટાઇપીસ્ટ | ૧ | ૪ | ૦ |
| ૩૨ | સંસારમાં સ્ત્રીની પદવી | ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ. | ૦ | ૭ | ૦ |
| ૩૩ | સુંદરી ગુણમંદિર | મહાસુખરામ હ. દાણી | ૦ | ૧૦ | ૦ |
| ૩૪ | સુંદરી સદ્બોધમાળા | જે. એમ. પંડિત | ૦ | ૧૨ | ૦ |
| ૩૫ | સ્ત્રી જાતિનાં કર્તવ્ય | રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા | ૦ | ૧૨ | ૦ |
| ૩૬ | સ્ત્રી દર્પણ | ડા. ડી. એન પટેલ | ૨ | ૮ | ૦ |
| ૩૭ | સ્ત્રી ધર્મ નીતિ | પંડિતા રમાબાઇ | ૦ | ૧૨ | ૦ |
| ૩૮ | સ્ત્રી નીતિ ધર્મ | વિઠ્ઠલદાસ ધનજીભાઇ | ૦ | ૮ | ૦ |
| ૩૯ | સ્ત્રીનો ભવસાગર | ડા. ડી. એન. પટેલ | ૧ | ૮ | ૦ |
| ૪૦ | સ્ત્રીઓની પરાધીનતા | જીવાભાઇ રેવાભાઈ | ૦ | ૮ | ૦ |
| ૪૧ | સ્ત્રીઓની મહત્તા | ગોપાળજી કે. દેલવાડાકર | | | |
| ૪૨ | સ્ત્રી મિત્ર | ડા. નિલકંઠરાય ડા. છત્રપતિ | ૦ | ૩ | ૦ |
| ૪૩ | સ્ત્રી શૃંગાર | બાઇ એસ્ટર ખીમચંદ | ૧ | ૪ | ૦ |
| ૪૪ | સ્વર્ગની સુંદરીઓ | અમૃતલાલ સુંદરજી પઢિયાર | ૧ | ૪ | ૦ |
| ૪૫ | સ્ત્રીઓનું સ્વર્ગ | ” ” ” | ૧ | ૮ | ૦ |
| ૪૬ | સાસુ વહુની લડાઇ | સ્વ. મહીપતરામ રૂપરામ | ૦ | ૧૨ | ૦ |
| ૪૭ | હિંદુસ્થાનના સામાજીક જીવનમાં સ્ત્રીનું સ્થાન | સૌ. વિદ્યાગૌરી તથા સૌ. શારદાગૌરી | ૧ | ૦ | ૦ |
| ૪૮ | મોતીના પડદા સંગ્રહ | મંગળાગૌરી ચુનીલાલ સેતલવાડ | ૩ | ૦ | ૦ |
| ૪૯ | વેતરવા તથા સીવવાની કળા | શીરીનબાઈ ફરામજી પાઠક | ૧ | ૪ | ૦ |
| ૫૦ | નારી પ્રતિષ્ઠા | મણિલાલ નભુભાઈ દ્વિવેદી | ૦ | ૮ | ૦ |

### ૫. આરોગ્ય, વૈદક, અર્થશાસ્ત્ર, ખેતી, હુન્નરકળા, સાયન્સ વગેરે વિષયોને લગતાં.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય. | મહેતા ધનજીભાઇ હોરમસજી | ૧ | ૦ | ૦ |
| ૨ | અર્થશાસ્ત્રનાં મૂળ તત્વો | ચીમનલાલ હરિલાલ સેતલવાડ | ૧ | ૪ | ૦ |

| | | | |
|---|---|---|---|
| ૩ | આરોગ્યતા અને સ્વચ્છતા | ડૉ. ત્રીભોવનદાસ મોતીચંદ શાહ | ૦ ૮ ૦ |
| ૪ | આરોગ્યની કુંચી | ગાંધી છ. ગો. | ૦ ૧૨ ૦ |
| ૫ | આહાર મીમાંસા. | ધ્રુવ હરિલાલ હર્ષદરાય તથા વૈદ્ય હરગોવિંદ ગીરજાશંકર | ૦ ૮ ૦ |
| ૬ | આર્યભિષક્ | શંકર દાજી શાસ્ત્રીપદે | ૧ ૮ ૦ |
| ૭ | ઇંદ્રિય વિજ્ઞાન શાસ્ત્ર | દામુભાઈ ડાહ્યાભાઈ મહેતા | ૦ ૮ ૦ |
| ૮ | ઇલેક્ટ્રો પ્લેટીંગનો હુન્નર | ત્રિકમલાલ દામોદર વકીલ | ૦ ૬ ૦ |
| ૯ | ઉષ્માશાસ્ત્ર | ચુનીલાલ હરગોવિંદ જાની | ૨ ૦ ૦ |
| ૧૦ | કરકસર ( પ્રો. સ્માઈલ્સના ગ્રંથનું ભાષાંતર ) | | |
| ૧૧ | કૉટન, કાર્ડિંગ, સ્પિનિંગ અને વીવિંગનું પુસ્તક. | | ૫ ૦ ૦ |
| ૧૨ | કૉલેરા, મરકી અને ચેપી રોગો | ડા. પ્રાણજીવન મહેતા | ૨ ૦ ૦ |
| ૧૩ | કૃષિ વિદ્યા. | પી. આર મહેતા અને વિઠ્ઠલદાસ ધનજીભાઈ | ૦ ૮ ૦ |
| ૧૪ | ખગોળ વિદ્યા | આત્મારામ મોતીરામ દીવાનજી | ૦ ૧૨ ૦ |
| ૧૫ | ખેતીવાડીનો સુધારો | બાપાલાલ ભાઇશંકર ભટ | ૦ ૧૨ ૦ |
| ૧૬ | ખેતી વિષે નિબંધ | કેસરીસિંગ રાસાભાઇ | ૦ ૧૨ ૦ |
| ૧૭ | ઘરમાં વપરાતી ચીજોનું રસાયન. | ડા. નીલકંઠરામ ડાહ્યાભાઈ | ૦ ૪ ૦ |
| ૧૮ | ઘર વૈદુ | જટાશંકર લીલાધર વૈદ્ય | ૪ ૦ ૦ |
| ૧૯ | ચિકિત્સાબ્ધિ | વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી | ૨ ૦ ૦ |
| ૨૦ | જાદુ કપટ પ્રકાશ ભાગ ૧-૨-૩ | ઇચ્છાશંકર અમથારામ | ૭ ૮ ૦ |
| ૨૧ | દીર્ઘાયુષી શી રીતે થવાય ? | રા. બ. ગોવિંદભાઈ હા. દેસાઇ | ૧ ૦ ૦ |
| ૨૨ | દેશી કારીગીરીને ઉત્તેજન ભા. ૧-૨ | રા. બ. હ. દા. કાંટાવાળા | ૦ ૧૦ ૦ |
| ૨૩ | દેશી રમતોનું પુસ્તક | હરિપ્રસાદ ડાહ્યાભાઇ | ૦ ૮ ૦ |
| ૨૪ | નવીન વૈદ્ય વિદ્યા | મણિલાલ પીતાંબર ભટ | ૩ ૮ ૦ |
| ૨૫ | નાદ લહરી | ગણપતરાવ ગો. બર્વે | ૧ ૦ ૦ |
| ૨૬ | પરદેશી માલ આપણા દેશમાં ઉત્પન્ન કરવા શા ઇલાજો લેવા જોઇએ? | ભવાનીશંકર સોમેશ્વર | ૦ ૮ ૦ |
| ૨૭ | પાક શાસ્ત્ર ભા. ૧ થી ૩ | છગનલાલ ઠાકોરદાસ મોદી | ૨ ૦ ૦ |
| ૨૮ | પૈસો પૈસાને શી રીતે મેળવી શકે ? | રતનભદ્ર મણિભદ્ર | ૧ ૦ ૦ |
| ૨૯ | પ્રાણ વિનિમય | સ્વ. મણીલાલ નભુભાઇ દ્વિવેદી | ૩ ૦ ૦ |
| ૩૦ | પ્રાણીમાત્રનું વર્ગીકરણ | ભાનુસુખરામ નિ. મહેતા | ૦ ૬ ૦ |
| ૩૧ | પ્રૅક્ટિકલ સાઈકૉલૉજી (માનસ શાસ્ત્ર) | દી. બા. હોમીયાર | ૨ ૦ ૦ |
| ૩૨ | ફળ ઝાડની નફાકારક ખીલવણી | અંજારીયા દુલેરાય છોટાલાલ | ૩ ૦ ૦ |
| ૩૩ | પ્રેગાપારી | [illegible] | ૦ ૧૨ ૦ |

| | | | |
|---|---|---|---|
| ૪૧ | સ્વાતંત્ર્ય | મરહાર બીખાજી બેલસરે | ૧ ૦ ૦ |
| ૪૨ | હિન્દુસ્થાનની મુસાફરીનો હેવાલ | અરદેશર ફરામજી મુસ | ૨ ૦ ૦ |
| ૪૩ | હિન્દની રાજ્યવ્યવસ્થા અને લોકસ્થિતિ | બળવંતરામ મહાદેવરામ | ૧ ૦ ૦ |

## ૭ કાવ્યો, નાટકો વગેરેને લગતાં.

| | | | |
|---|---|---|---|
| ૧ | અખાની વાણી | અખો | ૧ ૦ ૦ |
| ૨ | અનસૂયા નાટક | પ્ર. મોરબી નાટક મંડળી | ૧ ૪ ૦ |
| ૩ | અનુભવિકા | સ્વ. બહેરામજી મે. મલબારી | ૧ ૮ ૦ |
| ૪ | અમરસત્ર નાટક | દોલતરામ કૃપારામ પંડ્યા | ૦ ૧૨ ૦ |
| ૫ | આત્મનિમજ્જન | સ્વ. મણિલાલ નભુભાઇ | ૧ ૦ ૦ |
| ૬ | ઇંદુકુમાર નાટક (અંક ૧ લો) | કવિ નાનાલાલ દલપતરામ | ૦ ૧૨ ૦ |
| ૭ | ઇંદ્રજીત વધ કાવ્ય | દોલતરામ કૃપારામ પંડ્યા | ૧ ૦ ૦ |
| ૮ | ઉત્તર રામચરિત્ર | સ્વ. મણિલાલ નભુભાઇ | ૧ ૮ ૦ |
| ૯ | ઋષ્યશૃંગ | સાં. હરિસુખગૌરી વામનરામ | ૦ ૧૦ ૦ |
| ૧૦ | કલાપીનો કેકારવ | પ્ર. મણિશંકર રત્નજી ભટ્ટ | ૨ ૮ ૦ |
| ૧૧ | કહાન કાવ્ય | કવિ કહાનજી ધર્મસિંહ | ૧ ૪ ૦ |
| ૧૨ | કાન્તા નાટક | સ્વ. મણિલાલ નભુભાઇ | ૦ ૮ ૦ |
| ૧૩ | કાવ્ય કલિકા | ભ્રમર અને અંબુજ | ૦ ૫ ૦ |
| ૧૪ | કાવ્ય કૌસ્તુભ ભા. ૧-૨ | કવિ બુલાખીરામ ચકુભાઈ | ૨ ૪ ૦ |
| ૧૫ | કાવ્ય પીયૂષ | મણિલાલ છબારામ ભટ | ૦ ૬ ૦ |
| ૧૬ | કાવ્ય માધુર્ય | હિમ્મતલાલ ગણેશજી અંજારિયા | ૧ ૪ ૦ |
| ૧૭ | કાવ્ય કુસુમાકર | લલ્લુભાઇ કાશીદાસ ઓઝા | ૪ ૦ ૦ |
| ૧૮ | કાવ્ય રસિકા | અરદેસર ફરામજી ખબરદાર | ૧ ૮ ૦ |
| ૧૯ | કાવ્ય વિનોદ ભા ૧ થી ૪ | અમરચંદ પી. પરમાર | ૪ ૦ ૦ |
| ૨૦ | કાવ્ય સંક્ષેપ | કવિ દલપતરામ ડાહ્યાભાઈ | ૧ ૦ ૦ |
| ૨૧ | કાવ્યોદ્યાન | ચુનીલાલ રામચંદ્ર દોલત | |
| ૨૨ | કિરાતાર્જુનીય કાવ્યનું ભાષાંતર | હરિલાલ નૃસિંહરામ મહેતાજી | ૧ ૦ ૦ |
| ૨૩ | કુસુમમાળા | નરસિંહરાવ ભોળાનાથ | ૦ ૮ ૦ |
| ૨૪ | કુંજવિહાર | સ્વ. હરિલાલ હ. ધ્રુવ | ૧ ૮ ૦ |
| ૨૫ | કેટલાંક કાવ્યો ભાગ ૧ ૨ | કવિ નાનાલાલ દલપતરામ | ૧ ૦ ૦ |
| ૨૬ | કેશવકૃતિ | કેશવલાલ હરિરામ | ૧ ૮ ૦ |
| ૨૭ | કલાન્ત કવિ | ભોળાશંકર ઉલ્લાસારામ | ૦ ૮ ૦ |
| ૨૮ | ચંદ્રહાસ નાટક | જીવણદાસ કલ્યાણદાસ પ્રણામી | ૧ ૦ ૦ |
| ૨૯ | ચાંપરાજ હાડો નાટક | મૂળજી આશારામ ઓઝા | ૧ ૦ ૦ |
| ૩૦ | છોટાલાલ પદ બોધિની | છોટાલાલ સેવકરામ | ૦ ૧૨ ૦ |
| ૩૧ | જયકુમારી વિજય નાટક | ઉદયરામ | ૦ ૧૨ ૦ |

| | | | |
|---|---|---|---|
| ૩૨ | દયારામકૃત કાવ્ય સંગ્રહ | ગુજરાતી પ્રેસ મુંબઇ | ૧ ૮ ૦ |
| ૩૩ | દલપત કાવ્ય ભા. ૧ ૨ | કવિ દલપતરામ ડાહ્યાભાઇ | ૩ ૦ ૦ |
| ૩૪ | નભૂવાણી | મહેતા નભૂલાલ ધાનતરામ | ૨ ૦ ૦ |
| ૩૫ | નરસિંહ મહેતા કાવ્ય સંગ્રહ | નરસિંહમહેતા, ગુજરાતીપ્રેસ, મુંબઇ | ૩ ૦ ૦ |
| ૩૬ | નાટ્ય પ્રકાશ | રણછોડભાઇ ઉદયરામ | |
| ૩૭ | નાટ્યશાસ્ત્ર | નથુરામ સુંદરજી | ૫ ૦ ૦ |
| ૩૮ | નર્મ, કવિતા | કવિ નર્મદાશંકર લાલશંકર | ૭ ૦ ૦ |
| ૩૯ | નળાખ્યાન | ધીમતરામ નવલરામ પંડ્યા | ૦ ૫ ૦ |
| ૪૦ | નાગાનંદ | રાજારામ રામશંકર ભટ | ૧ ૪ ૦ |
| ૪૧ | નૃસિંહવાણી વિલાસ ભા. ૧ ૨ | શ્રીમન્ નૃસિંહાચાર્ય | ૨ ૮ ૦ |
| ૪૨ | પાણિપત | રા. બ. હ. દા. કાંટાવાળા | ૦ ૪ ૦ |
| ૪૩ | પ્રાચીનકાવ્યમાળા | ,, તથા નાથાશંકર શાસ્ત્રી | |
| ૪૪ | પ્રાચીન કાવ્ય ત્રિમાસિકના અંકો | ,, ,, | |
| ૪૫ | પ્રકાશિકા | અરદેશર ફ. ખબરદાર | ૧ ૪ ૦ |
| ૪૬ | પ્રેમાનંદની પ્રસાદી | પ્રેમાનંદ ( સં. ક. ભાનુસુખરામ નિ. મહેતા) | |
| ૪૭ | બૃહત્કાવ્યદોહન ભા.૧—૭ | પ્ર. ગુજરાતી પ્રેસ,મુંબઇ | ૧૮ ૦ ૦ |
| ૪૮ | બાણાસુર મદમર્દન નાટક | રણછોડભાઈ ઉદયરામ | ૦ ૧૨ ૦ |
| ૪૯ | બ્રહ્માનંદ કાવ્ય (સ્વામિનારાયણ - સંપ્રદાયનાં કાવ્યોનો સંગ્રહ) | કરમસી દામજી, મુંબઇ | |
| ૫૦ | ભર્તૃહરિ નાટક | ઓઝા વાઘજી આશારામ | ૧ ૪ ૦ |
| ૫૧ | માલતી માધવ નાટક | મણીલાલ નભુભાઇ | |
| ૫૨ | માલવિકાગ્નિમિત્ર નાટક | રણછોડભાઇ ઉદયરામ | ૧ ૪ ૦ |
| ૫૩ | મિથ્યાભિમાન નાટક | કવિ દલપતરામ ડાહ્યાભાઇ | ૦ ૬ ૦ |
| ૫૪ | મુદ્રારાક્ષસ નાટક | કેશવલાલ હ. ધ્રુવ | ૧ ૮ ૦ |
| ૫૫ | મૃચ્છકટિક નાટક | બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા | ૧ ૮ ૦ |
| ૫૬ | રઘુવંશ કાવ્ય ભાષાંતર | હરિલાલ નરસિંહરામ | ૧ ૦ ૦ |
| ૫૭ | રાણકદેવી | ભગવાનલાલ બાપાલાલ | ૧ ૦ ૦ |
| ૫૮ | લઘુ ભારત ભા. ૧ થી ૫ | ગણપતરામ રાજારામ | ૧ ૧૪ ૦ |
| ૫૯ | લલિતનાં કાવ્યો | જન્મશંકર મહાશંકર બુચ | ૦ ૮ ૦ |
| ૬૦ | લલિતા દુઃખ દર્શક નાટક | રણછોડભાઈ ઉદયરામ | ૦ ૮ ૦ |
| ૬૧ | વાનપ્રસ્થ નાટક | મહેરવાનજી માણેકજી | ૨ ૪ ૦ |
| ૬૨ | વિક્રમોર્વશીય નાટક | ઝીણાભાઇ ઘનશ્યામ ભટ | ૧ ૧૨ ૦ |
| ૬૩ | ,, | કેશવલાલ હ૦ ધ્રુવ | ૦ ૮ ૦ |
| ૬૪ | વિલાસિકા | અરદેશર ફ. ખબરદાર | ૧ ૮ ૦ |
| ૬૫ | વિશ્વની વિચિત્રતા | રા. બ. હ૦ દા૦ કાંટાવાળા | ૦ ૫ ૦ |

| | | | |
|---|---|---|---|
| ૬૬ | વીરમતી નાટક | નવલરામ લક્ષ્મીરામ | ૦ ૫ ૦ |
| ૬૭ | વેણી સંહાર નાટક | બળવંતરામ મહાદેવરામ મહેતા | ૦ ૮ ૦ |
| ૬૮ | શકુન્તલા નાટક | સ્વ. ઝવેરીલાલ ઉમિયાશંકર | ૦ ૧૨ ૦ |
| ૬૯ | ,, | બળવંતરામ ક. ઠાકોર | ૦ ૮ ૦ |
| ૭૦ | શાન્તિસુધા | છોટાલાલ નરભેરામ ભટ | ૨ ૦ ૦ |
| ૭૧ | શિશુપાળવધ કાવ્ય ભાષાંતર ભા.૧-૨ | હરિલાલ નરસિંહરામ | ૨ ૦ ૦ |
| ૭૨ | સતી નાટક | નર્મદાશંકર દેવશંકર મહેતા | ૦ ૮ ૦ |
| ૭૩ | સવિતા કૃત કવિતા | કવિ સવિતાનારાયણ | ૧ ૦ ૦ |
| ૭૪ | સુમન ગુચ્છ | દોલતરામ કૃપારામ પંડ્યા | ૦ ૧૦ ૦ |
| ૭૫ | સૈરિંધ્રી ચંપૂ | વલ્લભજી હરિદત્ત આચાર્ય | ૦ ૫ ૦ |
| ૭૬ | સંસારિકા | બહેરામજી મલબારી | ૨ ૦ ૦ |
| ૭૭ | સ્નેહમુદ્રા | સ્વ. ગોવર્ધનરામ માધવરામ | ૧ ૦ ૦ |
| ૭૮ | હરિશ્ચંદ્ર નાટક | રણછોડભાઈ ઉદયરામ | ૦ ૧૨ ૦ |
| ૭૯ | હરિપ્રેમપંચદશી (કવિ બાલાશંકરકૃત) | અનંતરામ માધવજી દવે | ૧ ૦ ૦ |
| ૮૦ | હૃદય કુંજ | ચીમનલાલ દામોદરદાસ ત્રિપાઠી | ૦ ૧૨ ૦ |
| ૮૧ | હૃદય ઝરણાં | સૌ. સુમતિ | ૦ ૧૨ ૦ |
| ૮૨ | હૃદય વીણા | નરસિંહરાવ ભોળાનાથ દીવટીયા | ૧ ૦ ૦ |
| ૮૩ | રજપુત વીરરસ કથા | ઈરાની રૂસ્તમ | ૧ ૦ ૦ |
| ૮૪ | રાયચંદ્ર જૈન કાવ્યમાળા | સંશોધક મહેતા મનસુખભાઈ રવજી | ૦ ૧૨ ૦ |
| ૮૫ | કુમારપાળ રાસ | મેરૂવિજય | ૧ ૦ ૦ |
| ૮૬ | હર્ષસ્નેહ સુધા | શુકલ અંબાશંકર | ૫ ૦ ૦ |
| ૮૭ | દલપત કાવ્ય | ગુ. વ. સોસાયટી | ૩ ૦ ૦ |
| ૮૮ | નર્મ કવિતા | ગુજરાતી પ્રેસ,મુંબઈ | ૫ ૦ ૦ |
| ૮૯ | રૈવતર્શિકાસત્યભામાખ્યાન | રમણ અને કંપની | ૦ ૧૨ ૦ |
| ૯૦ | પાંચાલી પ્રસન્નાખ્યાન | ,, | ૦ ૧૦ ૦ |
| ૯૧ | તપત્યાખ્યાન | ,, | ૦ ૧૦ ૦ |

## ૮. વિવિધ વિષયોને લગતાં.

| | | | |
|---|---|---|---|
| ૯૨ | જ્ઞાન ચક્ર | રતનજી ફરામજી શેઠના | ૨૧ ૪ ૦ |
| ૯૩ | હિંદુસ્તાનનું આરોગ્યશાસ્ત્ર | મહેતા ધનજીભાઈ હોરમસજી | ૧ ૦ ૦ |
| ૯૪ | સૃષ્ટિ શાસ્ત્રનો અભ્યાસક્રમ | હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી | |
| ૯૫ | ખેતીવાડીનાં મંડળો | છોટાભાઇ બાબરભાઇ પટેલ | |
| ૯૬ | દેશી રમતો | છગનલાલ ઠાકોરદાસ મોદી | ૨ ૦ ૦ |
| ૯૭ | ઇરાન | છો. ન. ભટ | |
| ૯૮ | અર્થશાસ્ત્ર | દિ. બા. અંબાલાલ સાકરલાલ | ૧ ૦ ૦ |
| ૯૯ | સાડીના સાહિત્યનું દિગ્દર્શન | દેરાસરી ડાહ્યાભાઇ પીતાંબર | ૦ ૧૨ ૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦૦ | રાજવલ્લભ | નારાયણભારતી યશવંતભારતી | ૨ | ૦ | ૦ |
| ૧૦૧ | યોગ ચિંતામણિ | પુરોહત પૂર્ણચંદ્ર | ૧ | ૮ | ૦ |
| ૧૦૨ | જાતક પારિજાત | સોમેશ્વર દ્વારદાસ જોશી | | | |
| ૧૦૩ | જ્યોતિષ કલ્પતરૂ | „ | | | |
| ૧૦૪ | ગુજરાતી ભાષાનો ઇતિહાસ | વ્રજલાલ કાળીદાસ શાસ્ત્રી | | ૫ | ૦ |
| ૧૦૫ | ધાતુ સંગ્રહ | „ | ૧ | ૪ | ૦ |
| ૧૦૬ | શિક્ષણનો ઇતિહાસ | મણિશંકર રતનજી ભટ | | | |
| ૧૦૭ | દરીયાપાર દેશની વાતો | ત્રવાડી ગણપતરામ ઉત્તમરામ | ૨ | ૦ | ૦ |
| ૧૦૮ | જાપાનનું દૃષ્ટાંત | પટેલ છોટાલાલ બાબરભાઇ | ૧ | ૦ | ૦ |
| ૧૦૯ | દ્રૌપદી દર્શન | નર્મદાશંકર લાલશંકર | ૦ | ૧૨ | ૦ |
| ૧૧૦ | પ્રબોધ ચંદ્રોદય | આચાર્ય વલ્લભજી હરદત્ત | ૧ | ૪ | ૦ |
| ૧૧૧ | મેઝર ફોર મેઝર | નરભેરામ પ્રાણજીવનદાસ | ૧ | ૦ | ૦ |
| ૧૧૨ | ન્હાના ન્હાના રાસો | કવિ નાનાલાલ દલપતરામ | ૦ | ૪ | ૦ |
| ૧૧૩ | અમરૂશતક | કેશવ હર્ષદ ધ્રુવ | ૧ | ૦ | ૦ |
| ૧૧૪ | રણપિંગળ, ભા. ૧-૨-૩, | રણછોડભાઇ ઉદયરામ | ૬ | ૦ | ૦ |
| ૧૧૫ | રામ જાનકી દર્શન | નર્મદાશંકર લાલશંકર | ૦ | ૧૨ | ૦ |
| ૧૧૬ | દેવળદેવી | ભીમરાવ ભોળાનાથ | ૦ | ૮ | ૦ |
| ૧૧૭ | મેઘદૂત | „ | | | |
| ૧૧૮ | શ્રીપાલ રાજાનો રાસ | યશોવિજયજી | ૨ | ૮ | ૦ |
| ૧૧૯ | બહુરૂપી બજાર ભાગ ૧-૮ | રાજા મથુરાદાસ ગોકળદાસ | | | |
| ૧૨૦ | છજીમ | મણિશંકર રતનજી | | | |
| ૧૨૧ | શાહ અકબરનો જમાનો | કોઠાવાળા જરબાનુ મહેરબાનજી | ૧ | ૦ | ૦ |
| ૧૨૨ | ચાણાક્યની ચતુરાઇ | ગટુલાલ | ૧ | ૦ | ૦ |
| ૧૨૩ | મરિયમ | અમૃત કેશવ નાયક | ૧ | ૦ | ૦ |
| ૧૨૪ | રત્ન લક્ષ્મી | જહાંગીર શાહ અરદેશર તાલયારખાન | ૦ | ૧૨ | ૦ |
| ૧૨૫ | ફ્રેડિન્ડ ફ્રોઇસ્ટોયની ટુંકી વાર્તાઓ | દિલ્હીત્યા ઓગીન્દ્રરાવ રતનલાલ | ૦ | ૪ | ૦ |
| ૧૨૬ | સંજયોગી યાને પરમાર ધારાવર્ષા દેવ ભાગ ૧ ૨ | દેસાઇ લલ્લુભાઇ | | | |
| ૧૨૭ | શંભુજી મહારાજ | પરીખ દ્વારકાદાસ મોતીલાલ | ૦ | ૧૨ | ૦ |
| ૧૨૮ | ત્રિપારી વનિતા, | ભીખાઇજી ભીમજીભાઇ પાલમકોટ | | | |
| ૧૨૯ | સહનશીલ સુંદરી | „ „ „ | | | |
| ૧૩૦ | નિર્દય નણંદ | „ „ „ | | | |
| ૧૩૧ | દુર્ગેસજીવન ચરિત્ર | ત્રિપાઠી મનસુખરામ સૂર્યરામ. | ૦ | ૬ | ૦ |
| ૧૩૨ | ફ્રાન્સીસ બેકનનું જીવન ચરિત્ર | દેશાઇ મોતીલાલ છોટાલાલ | ૧ | ૪ | ૦ |

# प्रवासमंजरी.

## હિંદુસ્તાનની યાત્રા.

( સપ્ટેમ્બર માસના પૃષ્ઠ ૪૬ થી ચાલુ )

લેખકઃ-રા. શિવભાઈ બાપુભાઈ—ખારાગોડા.

૨. પુષ્કરજીઃ

અજમેર શહેરથી સાત માઈલ દૂર પુષ્કરતીર્થ છે. વચમાં પહાડની ન્હાની ન્હાની ઘાટ આવે છે. આ ઘાટ ઉપર જ્યારે ગાડીઓ ચ્હડે છે, ત્યારે અશક્ત માણસો પગે ચાલે છે. લગભગ દોઢ માઇલ પગે ચાલવાનું આવે છે. પ્રાતઃકાળ હતો, જેને લીધે પહાડ ઉપર ચાલતાં, ઘાટનાં ઢોળાણ ચ્હડતાં ઉતરતાં અમને ઘણો આનંદ થયો.

નવેક વાગે, અમે પુષ્કરના ઝાંપા આગળ આવી પહોંચ્યાં. અહીં ગોર લોકનાં ટોળેટોળાં હાથમાં ચોપડા લઇને આવી પહોંચ્યાં હતાં. અમે અજમેરથી એક ગોર સ્થાપ્યો હતો. તે બધાને પહોંચી વળે એવો હતો. ઘણા ગોર ચોપડાઓ લઇને આવ્યા ને કેટલાકના ચોપડામાં અમારા સગાં સંબંધીના નામ નીકળ્યાં, પણ અમારો એમ સંકલ્પ હતો કે જે પ્રથમ ગોર સ્થાપ્યો તે ખરો. એમ ન કર્યું હત તો હેરાન પણ થાત. કારણ સંખ્યાબંધ ગોર લોકો ચોપડાઓ હાથમાં લઇને "સુનીએ સાબ, અમદાવાદ-ખાડીયા, ચુનિલાલ મગનલાલ, રામરાવ કૃષ્ણરાવ, હરિબાઇ રાધાલાલ" એમ નામ સંભળાવ્યાજ કરે. એટલું નહીં પણ એકમેક ઉપર પડાપડી કરી દસ જણા સામટા વાંચતા એવા ઘોંઘાટથી મંડી જાય, કે હેમાંથી કોને ઉત્તર દેવો ને કોને ન દેવો એ કઠિન કામ થઈ પડે. જો કોઈ ઢીલો પોચો હોય તો તેનો હાથ ઝાલી ઝાલીને ગોર લોક વાતો કરે, એટલે વાણીયાની "ધમધાંચ્છેરીની" માફક બિચારા યજમાનનો બોરકુટો નીકળે!

ગોરની સંસ્થા હિંદુસ્થાનનાં ન્હાના મોટાં તમામ તીર્થમાં છે. એક બાજુથી જ્યારે તે લોકો આપણને કંટાળારૂપ લાગે છે ત્યારે બીજી બાજુથી તે ઘણા ઉપયોગી છે. અજાણ્યા ગામોમાં, સ્થળોમાં, ગોર લોક ન હોય તો યાત્રીઓને ઉતરવાનું બહુ મુશ્કેલ પડે છે. એટલે ગોર લોકોનાં ઘર (વીશી) "હોટેલ"ની અને તેઓ જાતે "ગાઈડ" (ભોમિયા) ની ગરજ સારે છે. માત્ર એ લોકમાં ઘણા ખરા અપ્રમાણિક ને ઠગ હોય છે, તેટલુંજ સંભાળવાનું છે. વળી પોતે ધાર્મિક ક્રિયા કરાવે છે માટે (જો કે ઘણો ભાગ કાળા અક્ષર કુટી મારે એવો હોય છે ) તેમના પગ ધોઇ પીયો, પ્રથમ આવે ત્યારે દરેક યાત્રી નાળીએર ને રૂપાઓ મુકી પગે લાગો, એવી આજ્ઞાઓ ગોરના ગુમાસ્તા કરે છે. અને ઘણા અજ્ઞાન પણ અંધ શ્રદ્ધાળુ યાત્રીઓ તે પ્રમાણે વર્તે પણ છે: એ લોકનો સામાન્ય ઉદ્ગાર એ હોય છે કે "ક્યા બાબુસાબ, રેલ્વેવાળેકું, ગાડીઓવાળેકું જ બસ આપ પૈસે દોગે, લેકીન હમલોકકું આપ નહીં દોગે? ચીટી (કીડી) માર કે આયે ઓર ચીટી માર કે ગયે, ઇસીમેં આપકા ક્યા કલ્યાણ હોગા!"

અમારા ગોરને અમે પ્રથમથીજ કહ્યું હતું કે અમારે માત્ર પુષ્કરરાજનાં દર્શન કરવાં છે, ને બીજી કાંઈ માથાકુટ કરવી નથી. તે બિચારો કબુલ થયો હતો. એટલે અમને પુષ્કરમાં ગોર તરફની કશી તકલીફ પડી નહીં.

પુષ્કર તળાવનો ઘેરાવો લગભગ દોઢ માઈલ છે. હેમાં કમળનાં પુષ્પ પુષ્કળ થાય છે. આ તળાવમાંથી (અથવા હેના પ્રદેશની નજદિકમાંથી) સરસ્વતી નામની નદી નીકળે

છે, જે સાગરમતી નામની નદીને મળે છે, ને એનું સંયુક્ત નામ "લુણી" થઇ જાય છે, જે કચ્છના રણમાં ગુમ થઈ જાય છે. પુષ્કરના તળાવ ઉપર ગૌઘાટ, બ્રહ્માઘાટ, કપાલ મોચન ઘાટ, ચક્રીઘાટ, બદરી ઘાટ, રામઘાટ, તથા કોટીતીર્થઘાટ છે, તે બધા પત્થરના બનેલા છે, ને રજપુતાનાનાં જુદાં જુદાં રાજ્યો તરફથી બંધાવવામાં આવેલા છે.

પુષ્કરમાં પાંચ મંદીરો છે. પણ બ્રહ્માનું મંદીર સર્વ મંદીરમાં પ્રધાન ગણાય છે. વર્તમાન મંદિર મહારાજા સિંધીયાના દિવાન ગોકુલપર્કે બંધાવ્યું છે. મંદીર ઉંચાણમાં છે. ઘણાં પગથીયાં ચ્હડવાં પડે છે. આ મંદિરમાં બ્રહ્માની ચતુર્મુખ મૂર્તિ, અને ગાયત્રી દેવી તથા સાવિત્રીની મૂર્ત્તિઓ છે. તેમ સનત્ કુમારની અને નારદની મૂર્ત્તિઓ પડખેના મંદિરમાં છે. પુષ્કર તીર્થનું મહાત્મ્ય લગભગ બધાં પુરાણોમાં છે. કાર્તિક માસમાં અને જ્યેષ્ઠ માસમાં પૂર્ણિમા ઉપર મ્હોટા મેળા ભરાય છે.

મંછાબ્હેન પૂર્ણ વૈશ્નવ હતાં, એટલે ગમે તે ગામ કે તીર્થ સ્થળમાં જાય ત્યાં "શ્રીમહાપ્રભુજીની બેઠક", કયાં છે; એમ તજવીજ કરતાં. તે પ્રમાણે તેમણે અહીં પણ "બેઠક" ખોળી કહાડી, જ્યાં અમે બધા દર્શન કરી આવ્યાં. અમારો ઈરાદો અજમેર પાછા જવાનો હતો, એટલે પુષ્કરમાં વધારે રોકાયા નહીં. અને બે વાગે અમે ધર્મશાળામાં પાછા આવી પહોચ્યા.

અજમેરના ગાડીવાળા ઘણા તકરારી હોય છે. પ્રથમ આપણે ગાડીઓનું નક્કી કરીએ છીએ ત્યારે જુદો ભાવ કહે છે, ને મુકામપર આવ્યા પછી ફરી જાય છે. અમારી ગણત્રીમાં અમે "ચમનીયા"ને નહીં ગણેલો. ગાડીવાળાઓએ એના અર્ધા પૈસા માગવા માટે ખુબ તકરાર કરી; પણ હું ડગ્યોજ નહીં. ઠરાવ્યા હતા તેટલાજ પૈસા આપ્યા. પાછળથી મી દિનકરરાવને પુછતાં માલુમ પડયું કે અહીંના ગાડીવાળા ઘણે ભાગે આવા પ્રકારની તકરાર કરી યાત્રીઓને સતાવી પૈસા કહડાવે છે.

તે રાત્રિ અમે આનંદમાં, શાંતિમાં ગાળી. મંછા બ્હેને સુંદર ભજનો, કીર્તનો ગાયાં, જે આનંદથી અમે સાંભળ્યા. સ્હવારે અમારો ઇરાદો જયપુર જવાનો હતો. જેથી ત્રણ વાગે ઉઠી સામાન બાંધ્યો. સામાન બાંધવો એ મહાભારત કામ હતું. કારણ ઘણો નકામો "વેંઢારવા" જેવો હતો. અમારી પાસે સોળ ટીકટ હતી, તે ઉપરાંત અમારે વધારાના પાંચ રૂપીઆ અજમેરથી જયપુર સુધીના આપવા પડયા. જયપુર પહોંચ્યા બાદ તમામ નકામો સામાન એકઠો કરી અમદાવાદ પાછો મોકલી દેવો, એમ નિશ્ચય ઉપર અમે આવી ગયા. તા. ૭ મી જુનના રોજ સ્હવારે આઠ વાગે અજમેરથી બેઠા તે બાર વાગે સ્ટેશન ઉપર ઉતર્યા ને "માજીની ધર્મશાળા" જે ગામના દરવાજાની પાસે ને સ્ટેશનથી બે માઇલ દૂર આવેલી છે, ત્યાં ઉતર્યા. જયપુરમાં જતાં અને આવતાં જગાત લેવાનો રીવાજ છે. અમારી પાસે જકાતી માલ કાંઇ નહતો છતાં નાકે એક કલાક રોકાવું પડયું; કારણ જકાતી અમલદારોનાં મ્હોં મ્હોટાં હતાં, ને મારો ઇરાદો એમને કાંઈ પણ દતવાનો ન હતો.

માજીની ધર્મશાળામાં ઉતરવાની બીલકુલ સગવડ ન હતી, પણ એક સંપૂર્ણ સુખ એ હતું કે ચોવીસે કલાક નળમાં પાણી આવ્યા કરતું, જેવું પાણીનું સુખ આખા શહેરમાં બીજે કોઈ ઠેકાણે નહતું. ધર્મશાળાની પાસે ન્હાનો પણ સુંદર બાગ હતો, જેમાં મોર પુષ્કળ હતા, જેની જોડે રમવાની ન્હાનાં છોકરાંને ખુબ ગંમત પડી. તે દિવસ અમે બીજે કાંઈ ગયા નહીં. કારણ કેસુબાની તબીયત નરમ હતી. અમારો કાફલો જબરો હોવાથી જે આવતા તે અમારાથી અંજાતા. આને લીધે કેટલીક વિશેષ અનુકુળતા અમને મળતી.

## જાપાનનો પ્રવાસ.

( મળેલું )

### ૧. મુંબાઇથી સિલોન:

અમારી કમ્પનીએ કેટલાક સમયથી એવો વિચાર કર્યો હતો કે વ્યાપારની ખીલવણીને સારૂ સિંગાપુર, જાવા, જાપાન વિગેરે દેશો જેની સાથે અમારે સંબંધ છે ત્યાં જઇ આવવું. આ વિચાર અમારાથી અમલમાં મૂકાતા પ્હેલાં કેટલીક પ્રતિકુળતાને લીધે વિલમ્બ થયો. ઈ. સ. ૧૯૧૨ના મે માસમાં છેવટે આ પ્રયાણ આદરવાનું નક્કી થયું. પણ તે વખતે કેટલાક વ્યવસાયને લઇને તુર્તજ તે કાર્ય આરંભી શકાયું નહીં. તેજ વર્ષના ઓગસ્ટ માસમાં અમે અમારી મુસાફરી શરૂ કરી. મ્હારી સાથે અમારી કમ્પનીના એક બીજા ભાગીદાર પણ હતા. ઓગસ્ટમાસની આખરે અમારે જવાનું હોવાથી તે માસની શરૂઆતમાં અમારે કેટલાક ઓર્ડર મેળવવા તથા બીજી તૈયારીઓ કરવાનું લઇ બ્હારગામ જવું પડયું. ત્યાં લગભગ એક અઠવાડીયું ગાળી અમે અમદાવાદ પાછા આવ્યા.

તા. ૨૫ ની ઓગસ્ટે મ્હેં અમદાવાદ છોડયું. મ્હારી સાથે આવનાર ગૃહસ્થને તે દિવસે કાંઈ બાધ હોવાથી તેઓ બીજે દિવસે નીકળવાના હતા. સ્ટેશન ઉપર સગાં સ્નેહીઓની મ્હોટી સંખ્યા મ્હને સફળ સફર ઇચ્છવા એકત્ર થઇ હતી. આ વખતે ઉચ્ચરાયલાં સ્નેહ વચનો કદિ પણ વિસરાય તેવાં નથી. સ્નેહીઓનાં આશિર્વચનો સાથે રાત્રે સ્હાડાનવ વાગે અમે અમદાવાદ છોડયું. મ્હારી સાથે મ્હારા જ્યેષ્ટ બન્ધુ તેમ અમારી કમ્પનીના વ્યવસ્થાપક મુંબઇ સુધી આવ્યા હતા. રસ્તામાં કેટલીક જગાએ મ્હારા અન્ય સ્નેહીઓ તરફથી સત્કાર કરવામાં આવ્યો. તા. ૨૬ મીએ સ્હવારે અમે મુંબઈ ઉતર્યાં અહીંઆં પણ કેટલાક મિત્રો તરફથી સફળ પ્રવાસ ઇચ્છવા મેળાવડા થયા. તા. ૨૮ મી બુધવારે અમારી સ્ટીમર ઉપડતી હોવાથી મ્હારે કેટલુંક કામ ઝટ આટોપી લેવાનું હતું. બપોરે મ્હારા ભાગીદારનો તાર આવ્યો કે "ત્હમારા પાસપોર્ટ સાથે મ્હારો પણ પાસપોર્ટ લેજો" અહીંઆં મ્હારે કહેવું જોઇએ કે હિંદુસ્તાન બ્હાર જો કે કેટલાક દેશોમાં પાસપોર્ટ (ઓળખાણપત્ર) ની કાંઇ જરૂરીઆત હોતી નથી તોપણ તે પાસે રાખવાથી ઘણીજ સરળતા થઈ પડે છે. કારણ કે રજીસ્ટર્ડ કાગળ લેતી વખતે અથવા ચેક વટાવતી વખતે, અને બીજા મુશ્કેલીના પ્રસંગોએ પણ આ પાસપોર્ટ કેટલાક અંશે ઉપયોગી થઇ પડે છે.

પાસપોર્ટ લેવા સારૂ અમે સેક્રેટરીએટમાં અમારા એક સ્નેહી સાથે ગયાં. ત્યાં તપાસ કરતાં પોલિટિકલ ખાતામાંથી માલમ પડયું કે જાપાન સારૂ ખાસ પાસપોર્ટની જરૂર નથી. અમે અમદાવાદના ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ સાહેબ પાસેથી એક જંનરલ પાસ લીધો હતો તેથી અમારૂં કામ ચાલ્યું. ત્યારબાદ પેસેજ (ટિકેટ) વિગેરે સારૂ ટોમસ કુક એન્ડ સન્સની સાથે ગોઠવણ કરી. આ કમ્પની દેશાવર જતા મુસાફરો સારૂ. દરેક પ્રકારની ગોઠવણ કરવાનું માથે લે છે: જેવી કે પ્રવાસીઓની ટીકીટો લાવી આપવી, ત્હેનો સામાન મોકલી આપવો, ત્હેમની પાસેથી ડિપોઝીટ પૈસા લઈ દુનિઆના દરેક ભાગમાં ત્હેમને પૈસા મેળવવાની ગોઠવણ કરી આપવી, વિગેરે. આ કમ્પનીની શાખાઓ દુનિઆના દરેક ભાગમાં છે. આ કમ્પની સાથે દેશાવર જતાં ગોઠવણ કરવાથી પૃથ્વીના સર્વ ભાગમાં કાંઇ પણ મશ્કેલી શિવાય ... ી કરી શકાય છે

ટોમસ કુકની ઓફીસમાંથી અમે અમારા એક મિત્ર સાથે હેમના સ્નેહી રા. ફર્ગ્યુકને ત્યાં ગયા. હેમણે અમને સુરભાળામાં એમના સ્નેહી ઉપર ભલામણ પત્ર આપ્યો; હેમની સાથે જાત્રાના ગોળ સંબંધી પણ કેટલીક વાત કરી.

તા. ૨૭ મી ઓગસ્ટે મ્હારી સાથે આવનાર અમારા ભાગીદાર આવી પહોંચ્યા. બપોરે ટોમસ કુકને ત્યાંથી સરક્યુલેટિંગ નોટસ લઈ આવ્યા. અને કેટલાક પરચુરણ સામાનની ખરીદી કરી ઘેર આવી સામન તૈયાર કર્યો. બીજે દિવસે અમારે જવાનું હોવાથી કેટલાક સ્નેહીઓ તરફથી સ્નેહ સંમેલન થયાં. તા. ૨૮ મીએ પ્રભાતમાં વ્હેલા ઉઠી નિત્ય કર્મથી નિવૃત્ત થઈ થોડુંક બાકી રહેલું કામ આટોપી દીધું. ત્યારબાદ જમી કપડાં પ્હેરવાની તૈયારી કરવા માંડી કારણ સાધારણ રીતે અંગ્રેજી ઢબમાં કપડાં પ્હેરી બંદર ઉપર જવાનો રિવાજ છે. કેટલીક માથાકુટ કરી 'ટાઈ' વિગેરે બાંધી તૈયાર થઈ, બાર વાગ્યાના શુમારે અમે બંદર ઉપર ગયા. અહીંઆં પણ સ્નેહી સંબંધીઓની મ્હોટી સંખ્યા હાજર હતી. સ્હાડાબાર વાગે અમને વૈદકીય તપાસ માટે બોલાવવામાં આવ્યા બંદરના મેડીકલ ઓફીસરે અમારી નાડી તપાસી અમને પાસ આપ્યો: અમે ત્યાંથી સ્ટીમલોંચ તરફ ગયા. લોંચની સીડી ઉપર જતાં ત્યાં આગળના પોલીસના સિપાઇને પાસ આપી અમે લોંચમાં ગયા. આ લોંચ ( વરાળયંત્રથી ચાલતી ન્હાની બોટ અથવા હોડી ) કમ્પનીની હોય છે. ત્યાંથી અમે સ્ટીમર ઉપર ગયા. સ્ટીમર લગભગ બે વાગે ઉપડી. કેબિનમાં અમારો સામન ગોઠવી અમે ડેક (તુતક) ઉપર જઇ બેઠાં. ધીરેધીરે મુંબઇનો રમણીય દેખાવ દૃષ્ટિમાંથી લુપ્ત થવા માંડ્યો. લગભગ બે એક કલાક પછી મ્હને જરા બેચેની માલમ પડવા માંડી ચક્કર આવવાના શરૂ થયા તેથી મ્હેં મ્હારા મિત્ર પાસે મ્હારી પેટીમાંથી ચૂર્ણની ગોળીઓ મંગાવી પણ ગોળીઓ લેતા પ્હેલાં તો દરદ વધવા માંડ્યું. મ્હને દરિઓ લાગ્યા ( sea sickness ) નાં ચિન્હ જણાવા માંડ્યાં રાત્રી પડી. મ્હારી તબીઅત ઠીક નહીં હોવાથી થોડુંક દૂધ પીને જ હું સુઈ રહ્યો. સ્ટીમર ઉપર અમારી સાથે એક પારસી તથા એક ખોજા ગૃહસ્થ હતા. આ બન્ને કોલમ્બો જતા હતા. મ્હારી નાદુરસ્ત તબીઅત જાણી તેઓ મ્હને જોવા આવ્યા અને સલાહ આપી કે મ્હારે નારંગી શિવાય તે દિવસે બીજું કાંઇ ખાવું નહીં. ત્યારબાદ હેમણે મ્હને સારી નારંગીઓ મોકલી આપી. આખો દિવસ બેચેની રહી પણ સંધ્યાકાળે મ્હારી તબીઅત ઠીક લાગવાથી હું ડેક ઉપર ગયો.

મુંબઈ છોડ્યા પછી સ્ટીમર મલબાર કિનારાની લગોલગ જાય છે. દૂરથી કિનારો સ્પષ્ટ માલમ પડે છે. મ્હોટાં મ્હોટાં તાડ, સાગ, સોપારી વિગેરે ઝાડોનો દેખાવ ઘણો મનોહર લાગે છે. હિન્દિ મહાસાગરના સંગમ નજીક આવતાં દરિઓ વધારે તોફાની બને છે. અને હિન્દિ મહાસાગરમાં પ્રવેશ કર્યા પછી તોફાન વધારે જોશ પકડે છે.

મુંબઈથી કોલમ્બો પ્હોંચતાં ચાર દિવસ લાગે છે. વચ્ચે કોઇ જગાએ સ્ટીમર ઉભી રહેતી નથી. તા. ૩૧ મી ઑગસ્ટે બપોરે અમે કોલમ્બો પ્હોંચ્યા. અહીંઆં સ્ટીમર લગભગ આઠેક કલાક રોકાય છે. કોલમ્બોના બંદરનો દેખાવ ઘણો સારો છે. બાંધણી લગભગ પોર્ટીકોના ઘાટની છે. આ પોર્ટીકો ( ઉપર અગાશી જેવું હોય છે ) નીચે તેમજ આજુ બાજુ પાણી છે. અને તેથી દેખાવ ઘણો મનોહર લાગે છે.

અંબાલાના હેન્ગીંગ ગાર્ડન(ઝુલતાબાગો)ના જેવો દેખાવ દૃષ્ટિગોચર થાય છે. બંદર ઉપર રિક્ષા

(ગાડીઓ)તેમજ ઘોડાની ગાડીઓ ભાડે મળે છે. કોલમ્બોસ્ટીમર પ્હોંચ્યા બાદ કંપનીની સ્ટીમલોંચ આવવાની વાર હોવાથી અમે હોડી ભાડે કરી કિનારે ગયા. અમારી સાથે ઉપર કહેલા પારસી ગૃહસ્થ મી. બ્હેરામજી તલાટી હતા. કિનારે આવી રીક્ષા (હાથે ખેંચવાની ગાડી) ભાડે કરી અમે શેહેરમાં ગયા. શેહેરના યુરોપીઅન લત્તાનો ભાગ મુંબઇને મળતો છે. દેશી વિભાગનાં ઘરો કેટલેક અંશે આપણા દેશનાં ઘરોને મળતાં છે. શેહેર ઘણું સ્વચ્છ છે. રસ્તા ઘણા પ્હોળા છે. દેશ ગરમ છે. વરસાદ કેટલે અંશે અનિયમિત છે. અહીંઆં હિંદીઓની મ્હોટી સંખ્યા નજરે પડે છે. પોલીસનો મ્હોટો ભાગ શીખ અને પૂરવીઆઓનો છે. પોલીસ બંદોબસ્ત ઘણો સારો છે. અહીંઆંના લોકો સિંહાલી કહેવાય છે. ભાષા મલયમ્ ભાષાને મળતી વપરાયછે. સિંહાલીઓ રંગે કાળા છે અને કેટલેક અંશે મદ્રાસીઓને મળતા આવે છે. શારીરિક શૃંગારને વાસ્તે ઘણી કાળજી વાળા છે; પુરૂષનો પોશાક લુંગી અને પ્હેરણ છે. આ લોકો શ્વેતવસ્ત્રના ઘણા શોખીન છે. સ્ત્રીઓ સાધારણ રીતે ચણીઓ અને કબજો જ પ્હેરે છે. કેટલીક સ્ત્રીઓ મદ્રાસીની માફક સાલ્લો પણ ઓઢેછે.

કોલમ્બોમાં ખાસ જોવાલાયક બાગ અને મ્યુઝીયમ છે. આ સંગ્રહસ્થાનમાં પુરાતનકાળનાં માછલાં વિગેરે જળચર પ્રાણીઓના નમુનાઓ રાખવામાં આવેલા છે. આ સિવાય બુદ્ધધર્મનાં દેવાલય વિગેરે જોવા લાયક બીજાં કેટલાંક સ્થળો છે, પણ વખત ન મળવાથી અમે તે તરફ જઇ શકયા નહીં. વ્યાપાર કેટલેક અંશે યુરોપીઅનોના હાથમાં છે. અહીંઆંથી માછલાં, ચ્હા, અને એલચી વિગેરે તેજાનાની મ્હોટી નિકાસ છે.

સ્ટીમર આઠ વાગે ઉપડવાની હોવાથી શેહેરમાં કેટલોક વખત ગાળ્યા બાદ અમે પાછા આવ્યા. સ્ટીમર ઉપર આવ્યા પછી અમને ખબર મળી કે તે દિવસે રાત્રે નહીં ઉપડતાં બીજી દિવસે સ્હવાર ઉપડશે. કારણકે ઇંગ્લીશ મેલ આવી નહોતી. સપ્ટેમ્બર ને દિવસે સ્હવારે અગીઆરવાગે અમે પિનાંગ તરફ રવાના થયા.--

---

# वार्तालहरी.

## "એક બાળકને હાથે.–"

લેખક: શ્રીયુત–" છ."

"મ્હારી પ્રિય પત્ની સીતા–જેના ઉપરનો મ્હારો પ્રેમ હજી એવો ને એવો જ પ્રબળ છે અને જેને હું પુરેપુરી ક્ષમા આપું છું, તેને-ગઈ દીવાળીના અમારા અનુપમ આનંદની યાદગીરીમાં મ્હારૂં સર્વસ્વ હું આપી જાઉં છું."

રામચંદ્રરાયે ઉપરનું ટુંકું "વીલ" ફરી ફરીને વાંચ્યું વાંચતાં વાંચતાં એના મનમાં ગઇ દીવાળીનું આહ્લાદજનક ચિત્ર ખડું થયું. તે વેળા સીતા પહેલીજ વાર સાસરે આવી હતી અને આ જ સ્થળે ઉત્કંઠાથી ટની રાહ જોતો પોતે બેઠો હતો; તેટલામાં તેના નૂપુરનો મંદ ઝણઝણાટ અને કડકડતાં નવાં રેશમી વસ્ત્રનો ખડખડાટ સાંભળી કેવો પોતાને સહર્ષ રોમાંચ થયો હતો?–પ્રથમ સમાગમ માટે ઉછળી રહેલી આશાએ પરસ્પર પ્રેમની લાગણી કેવા જોસથી પ્રકટ થઇ હતી,–દીર્ઘ કાળથી મનમાં દબાઇ રહેલા પ્રતિના

ક્યાંથી આવ્યું હશે? તેને પોતાના સામું તાકીને જોતાં જોઇ બાળક પણ તેની સામું જોઇ રહ્યું અને એટલામાં અર્ધા કલાકનો ટકોરો થયો. તેનો શબ્દ કર્ણપર પડતાંજ તે ચમકયો અને ઘડીયાળ સામું જોવા લાગ્યો. હવે બાળકથી તો વધારે વાર રહેવાયું નહિ, તેથી તે ફરીથી કહેવા લાગ્યું—"મને તો બ્હીક લાગે છે!"—અને એમ કહેતાં કહેતાં એની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. રામચંદ્રરાયને બાળક બહુ વ્હાલાં હતાં, તેથી એનાથી આ દેખાવ વધારેવાર જોઈ શકાયો નહિ.

"આવ, બેટા! આવ, મને કહે—તને શાની બ્હીક લાગે છે?"—માયાળુ અવાજે હાથ પ્રસારીને તે બોલ્યો. બાળક શરમાળ ન હતું: તેથી તેણે પોતાની લાંબી લાંબી વાત કહેવા માંડીઃ—

"હું ઉંઘી ગઇ'તી પણ કંઇક ખખડયું કતી તે હું ઝબકીને જાગી–ને બા–બા–કહીને બોલાવવા લાગી—પણ બા તો ન્હોતાં ને અંધારૂં ઘોર હતું તેથી હું દોડતી દોડતી બ્હાર આવી. કહીં દીવો ન મળે. બા ક્યાં ગયાં હશે? એમ મને થયું. એટલામાં તમારા આ ઘરમાંથી અજવાળું આવતું દીઠું તેથી બાને ખોળવા અહીં આવી આ મ્હારી બાપુડીએ બીચારી એકલી બ્હીએ કની, તેથી એનેએ હું લેતી આવીછું.–બા અહીં છે?"—એમ કહી એણે ચોતરફ નજર ફેરવી. પણ બીજા કોઇને નહિ દેખતાં, રામચંદ્રરાયની પાસે આ-વીને એના ખોળામાં લપાઇને ભરાઇ ગઈ, "બેટા! તને તાઢ વાયછે ખરૂં? જો ત્હારા પગ કેવા ઠરી ગયા છે?—એમ કહીને રામચંદ્રરાયે એને તેડી લઇ બારણું બંધ કર્યું તથા એના શરીરને એક ગરમ શાલમાં લપેટી લઇ પોતાની છાતી સરસું રાખ્યું.

"આ મ્હારી બાપુનેએ તાઢ વાય છે. એને નહિ ઓરાડો?" કરુણારસમાંથી હાસ્ય રસે વાત આવી.

રામચંદ્રરાયે ઢીંગલીને પણ શાલમાં વીંટી દીધી. "જો હવે કંઇ એને તાઢ વાયછે?"
"ના, હવે તો નહિ વાય."

"આ તમારૂં ઘર?" થોડીવારે બાળકે પૂછ્યું. જવાબ મળ્યો "હા."

"આ મ્હારૂં ઘર ન્હોય. મને તો અહિં નથી ગમતું"—ડોકું ધુણાવીને બાળકે કહ્યું.

"બેટા, ત્હારૂં નામ શું?"

"હું તો બાની બ્હેન છું."

"ને ત્હારી બાનું શું નામ?'

આ શબ્દ સાંભળતાંજ તેણે એકદમ ઉંચું મ્હોં કરી રામચંદ્રરાયના મ્હોં તરફ જોયું અને ચકિત થઈ હોય તેમ ભવાં ચ્ઢાવીને બોલીઃ–"મ્હારી બાનું! એ તો વળી બા સ્તો"!–જાણે એટલુંએ આવડો મ્હોટો ભાયડો ન જાણતો હોય ને પોતે તેના કરતાં વધારે સમજતી હોય—એમ તેના તરફ જરા તિરસ્કાર ભરેલી દૃષ્ટિ નાંખીને બતાવવા લાગી.

"હા. ભાઈ હા—એ તો ખરી વાત-હું ભૂલ્યો હોં."

"મને ઉંઘ આવે છે–મ્હારે પાણી પીવું છે,–એમ કહીને ત્રીપાઇ ઉપરનો સુંદર પ્યાલો ઉપાડવા એણે બંને હાથ લાંબા કર્યા, પણ તે જોતાંજ રામચંદ્રરાય ચમકયો.

"અરે બેન! એ નહિ હોં–એ પ્યાલો ના લેવાય". પણ એટલામાં તો એ બાળકે તેને હઠીલાઇથી પકડી લીધો અને પોતાને લેવાની ના કહી તે માટે તેના તરફ નાખુશ ચ્હેરે જોતું જોતું તે બોલ્યુંઃ—

"પણ મને તરસ બહુ લાગી છે તે !"

"જો હું તને બીજું પાણી લાવી આપું. એ તો મ્હારે માટે છે, મને આપી દે જોઈયે, આ !"

"નહિ આપું, જાઓ."–એમ કરીને તે પગ પછાડવાને રોવા લાગ્યું. એ બીચારાંનો બીજો શો ઉપાય ચાલે ?

હવે રામચંદ્રરાયે તેને ફોસલાવી લેવાનો બીજો રસ્તો કાઢ્યો: "જો બેન, પહેલું આ બાપુને પાઈએ કની ? એ બીચારીને તરસ ન લાગે ?"

બાળકને વિશ્વાસ તો ન આવ્યો; પણ બાપુનું નામ દીધું એટલે હળવે હળવે એણે પોતાના હાથમાંથી તે છોડ્યો ને બાપુને નીચેથી ઉઠાડવા ગઇ, એટલામાં રામચંદ્રરાયે તે પ્યાલો ઉંચો અભરાઇ ઉપર મૂકી દીધો.

બાળક હવે સમજી ગયું કે આણે છેતરપીંડી કરી.

"જાઓ, તમે તો બહુ નઠારા છો ! હું તમારી સાથે નહિ બોલું". એમ કહીને વળી ડસકું ભર્યું.

"જો બેન, એ તો ગંદી ગંદી દવા છે. હું ત્હારે માટે બીજું કાંઇક સારૂં સારૂં લઇ આવું. તું અહીં બેસજે હોં !"

એમ કહી એ જરા ખસીને આઘો જવા માંડ્યો, ત્યાં તો બાળકે ખુરસી ઉપર ચઢીને અભરાઈ ઉપર હાથ પ્રસાર્યો. તે જોતાંજ તેણે ભયભીત થઇને જોરથી કહ્યું:

"મૂકી દે—એ લેવાય નહિ".—પણ બાળક કંઇ હાથમાં આવેલું છોડે ?–"મ્હારે પાણી પીવું છે–" એમ કહેતે કહેતે એ તો મ્હોંએ માંડવા જતું હતું, ત્યાં રામચંદ્રરાયે તેના હાથ પકડીને પ્યાલો ઝુંટાવવા માંડ્યો. તે ભોંય ઉપર પડી ગયો ને તેના કડકે કડકા થઈ ગયા.

બાળક તો સ્તબ્ધ બની ગયું અને હવે પોતાને એ વઢશે એવી બ્હીકથી ગાભરૂં ગાભરૂં થઇ ગયું.

"બ્હેન, હું તને વઢતો નથી હોં"!—એની બ્હીક જોઇને નરમાશથી એ બોલ્યો. "ભલું થયું ! પરમેશ્વરનો પાડ કે આ બલા ગઇ !"—બલા તો બે પ્રકારની હતી. બાળકનો તથા પોતાનો, બંનેનો જીવ બચ્યો !

"લે બ્હેન–આ નારંગી ખા. એ તને ભાવે છે ?" બાળકે નારંગી એવા જોરથી દૂર ફેંકી કે તેના છુંદે છુંદા થઇ ગયા ત્યારે એણે પેંડો બતાવ્યો તે જોઇને લેવાનું મન તો એને ઘણું થયું પણ તેનેયે તરછોડીને ડોકું ફેરવીને ચડેલે મ્હોંએ એ આઘી જઈ ખુણામાં ઉભી રહી. આખરે જ્યારે એણે એને પાણી લાવી આપ્યું ત્યારેજ એનો મિજાજ ઉતર્યો. પછી ધીમે ધીમે તેને પોતાની પાસે લઈને પટાવતાં પટાવતાં પેલો પેંડો આપ્યો ને તે ખાતાં ખાતાંજ એની આંખો ઉંઘથી ઘેરાવા લાગી—એને ઝોકાં આવવા માંડયાં—પેંડો હાથમાંથી પડી ગયો. તે જોઇ હળવેથી પકડીને એણે એને પોતાના ખોળામાં લીધી અને જોતાંમાં તો એ નિદ્રાવશ થઇ ગઇ. તે પછી ધીમેથી એને ઉચકીને પાસેના પલંગમાં સુવાડી અને એનું મ્હોં તથા હાથ લોહીને એના ઉપર ગરમ દુશાલો ઓઢાડ્યો. એની ઢીંગલીને પણ એની સાથેજ મૂકી અને બાળકના કોમળ ગાલ ઉપર વ્હાલથી ચુમી લેતો લેતો એ હસી પડ્યો !

"અહા ! આ નિર્દોષ બાળકનાં શુકનીઆળ પગલાંએજ મને મોતના ભયંકર પંઝામાંથી બચાવ્યો ? "—આ વિચાર એને તુરતજ સ્ફુરી આવ્યો. એની રીતભાત જોઇને પોતાની રીતભાત ઉપર એનો ખ્યાલ દોડ્યો. "આજ તો હવે થઇ રહ્યું-ને હવે કંઈ હું એવું કરવાનો પણ નથી !"–આ નિશ્ચયથી એના જીવને શાન્તિ વળી.

એટલામાં તેનો નોકર કંઇ જોયતું કરતું હોય તો તે પૂછવા આવ્યો. તેને જોઈને એણે પૂછ્યું:—અલ્યા ભીમા ! જોને આ કોની છોકરી છે ?"

ભીમો એને જોઇને આશ્ચર્ય પામ્યો ને જરા ગભરાયો પણ ખરો.

"બોલને કોની છોકરી છે ? એ અહીં ક્યાંથી આવી ?" શેઠે ફરીથી પૂછ્યું.

"સાહેબ, એતો હેમલતા બ્હેનની મેના. એમની માશીનું ઘર આપણી પડોશમાં છે ને ત્યાં એ મળવા આવ્યાં છે. એને હું લઇ જાઉં ?

"નહિ.નહિ. ભલે એ બીચારી અહીં સુઈ રહે. એને જગાડીશ નહિ. પણ એનાં માતુશ્રીને મ્હારી પાસે મોકલજે"

"પણ સાહેબ, એ તો બંને જણુ નાટક જોવા ગયાં છે."—વળી જરા અચકાતે અચકાતે નોકરે કહ્યું. "આપ કહો તો હું એને તેડી જાઉં."

"ના, હેમલતા બ્હેન આવે ત્યારે કહેજે કે મને મળે."

મોડી રાતે હેમલતા ઘેર આવી, તેને ભીમાએ ઉપરની વાત કહી તે સાંભળી એ બીચારી પણ ડબકી ગઈ. પણ શેઠે બોલાવેલી તેથી જેમ તેમ કરીને બ્હીતી બ્હીતી પણ ભીમા સાથે આવી તો ખરી.

"આ છોકરીને આમ રખડતી કેમ મૂકી ગયાં હતાં ?" શેઠે પૂછ્યું.

"હું મ્હારી માશીની જોડે બ્હાર ગઇ'તી ને આ છોકરી ઉંઘી ગઇ'તી: તેથી હું એને ઘેર મૂકતી ગઇ. એ રાતમાં જાગતી નથી તેથી એને ઉજાગરો કોણ કરાવે, એમ ધારીને સાથે લઈ ગઇ ન્હોતી. પણ એને હું વઢીશ. આપને એણે નકામા જગાડ્યા."

"ના, ના. એવું કંઇ કરશો નહિ. મને તો એના આવવાથી અણજાણે એક લાભ થયો છે, તેનો હું બદલો વાળવા ચાહું છું. તમે ક્યાં રહો છો ?"

એ તો બીચારી આનો અર્થ કંઇ સમજી શકી નહિ; તેથી વિચારમાંને વિચારમાં ઉભી રહી નેં ફરી જ્યારે શેઠે પ્રશ્ન કર્યો ત્યારે બોલી ઉઠી:—"માફ કરજો સાહેબ-અમે ભદ્રમાં ભોળાનાથભાઈના બંગલામાં રહીએ છીએ, અને સીતા બ્હેન પણ અમારે ત્યાંજ છે. આપ જાણતા ન–"પણ વધારે બોલવા જાય એટલામાં તો રામચંદ્રરાયની મુખાકૃતિમાં ફેરફાર થયેલો જોઇને એ ગભરાઈ ગઇ.

"સાહેબ, કદી અમારે ત્યાં આપ પધારો ને પેહેલેથી જાણતા ન હો તો પછી અમને ઠપકો આપોઃ માટે મ્હેં વિનતી કરી હતી." જરા હિંમત આણીને એણે પૂરૂં કહ્યું !"

"તમારે ત્યાં એ ક્યારે આવ્યાં ?"

"ભાદરવા મહીનાની અમાસને દિવસે."

આ સાંભળીને રામચંદ્રરાય ચમક્યો. એ તો જે દિવસે સીતા તેનું મકાન છોડીને ઈ હતી, તેજ દિવસ હતો !

"શું તમે મને–" એમ ગુસ્સે થઇને એને એ ઠપકો દેવા જતો હતો, પણ એટ-

લામાં પાછું પોતાના મનને કબજામાં રાખીને કહેવા લાગ્યો:—" જાઓ ! તમારી આ બાળકીને લઈ જાઓ. હું એનું મ્હોં ફરીથી જોવા માગતો નથી. તમારા જેવાં બૈરાંએ આવા કામમાં માથું ઘાલવું નહિ જોઇએ. "

આ વાક્પ્રહાર થતાંજ તે પોતાની બાળકીને ઉચકી લઇ ચાલવા લાગી પણ જરા અટકીને બોલી:—

" આપ શું કહોછો તે હું સમજતી નથી. મ્હેં કંઇ ખોટું કર્યું હોય એમ પણ મને લાગતું નથી. સીતા બ્હેને આવીને મને કહ્યું કે મ્હારે હમણાં ગુપચુપ રહેવું છે ને મ્હારાં માશીને ત્યાં હું આવતી ત્યારે અમે મળેલાં તેથી મ્હારા ગરીબનું ઘર પાવન કરવા માટે મ્હેં એમનો પાડ માનીને મ્હારાથી બની તેટલી સોઇ કરી આપી. તેમાં કંઇ આપને ખોટું લાગવા જેવું કર્યું હોય તો માફ કરજો. "

રામચંદ્રરાયનો ચ્હેરો આ સાંભળી ઉદાસ થઈ ગયો. હેમલતાના કહેવા પ્રમાણે જ હોય તો પોતે કેવી ભૂલ કરી હતી. તેનો એને આ ક્ષણેજ વિચાર આવ્યો. તેથી થોડીવાર તો એ કંઇ બોલી શકયો નહિ અને એને શાન્ત જોઇને હેમલતા બારણા ભણી જવા લાગી, ત્યારે જ એ ઉતાવળથી બોલી ઉઠયો:—

" શું તમે એમ કહેવા માગો છો કે એ એકલાંજ તમારે ત્યાં તે દિવસથી રહે છે ?"

" હા, જી. કોઇ દહાડોયે એમણે મ્હારા ઉમરાની બ્હાર પગ મૂકયો નથી. " એમ કહીને એ ચાલી ગઈ.

એકલાં પડતાં રામચંદ્રરાયના મનમાં પોતાની આ મ્હોટી ભૂલ ઉપર પડેલા નવા પ્રકાશને લઇને હાથે કરીને પોતાના ઉપર આણેલી આ મહા વિપત્તિને માટે—નિષ્પ્રયોજન ખમેલા દુઃખને માટે—અને જેને પોતાના પ્રાણ કરતાં પણ તે અધિક પ્રિય ગણતો હતો, એવી પોતાની અર્ધાંગના પર પોતેજ વિના કારણ આણેલા કલંકને માટે ઘણો પસ્તાવો થયો.

" અરે ! આ બાળક ન આવ્યું હત તો મ્હેં મ્હારી જીંદગીનો અંત આણ્યો હત. ને બીચારી—દુઃખીઆરી—સીતાનું જીવન અધિક કષ્ટમય કરી મૂકયું હત. એ સીતા—મ્હારી વ્હાલી સીતા—તું મને માફ કરશે ? મ્હેં ત્હારો કેવો મ્હોટો અપરાધ કર્યો છે ? "

પોતાના મનમાં ઉદ્‌ભવેલી ખોટી આ શંકાને લીધે પોતે એટલો એને અન્યાય કર્યો હતો કે તેનું પ્રાયશ્ચિત્ત હવે રહ્યું નથી—કંઇ પસ્તાવો કર્યાથી પણ તેનો બદલો વળે એમ નથી—આવા વિચાર એક પાસથી એને આવવા લાગ્યા: ત્યારે બીજી પાસથી પોતાની શંકા દૂર થઇ અને પોતાની પ્રિયા હજી પાસેજ છે એમ ખાત્રી થવાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. એના મનમાં પ્રેમનો એટલો ઉભરો આવ્યો હતો કે હવે એક ક્ષણ પણ ઘરમાં એના વિના રહેવું ભારે લાગતું હતું. રાત ઘણી ગઇ હતી. બંગલો ઘણો દૂર હતો તો પણ જાણે પોતાના શરીરમાં કોઇ ભૂતે પ્રવેશ કર્યો હોય તેમ એ ઘરમાંથી દોડતો નીકળ્યો. કયારે એને મળુ—એની માફી માગું—અને ફરી પાછી એને અહીં તેડી લાવી મ્હારી ગૃહ-લક્ષ્મી બનાવું. —એજ વિચાર એના મનમાં હવે રમી રહ્યો હતો. જેમ જેમ તે આગળ ચાલતો ગયો, તેમ તેમ પોતે તેની પાસે આવતો જાય છે એ વિચાર એનાહૃદયને ઉત્તેજિત કરતો ને શ્રમ દૂર કરતો. પોતે કેવી મૂર્ખાઇ કરી કે આવી સતીના વિશુદ્ધ ચરિત ઉપર શંકા આણી, એ એને ક્ષણે ક્ષણે મનમાં સાલતું હતું. અરુણોદય થતાંમાંજ તે બતાવેલે સ્થળે આવી પહોંચ્યો.

નાજ હાથથી એ કોતરવામાં આવી છે. જો આવી વીંટી કોઇ પણ માણસના હાથે જોવામાં આવે તો વધૂએ જાણવું કે તે પુરૂષ તેનો પતિ છે; જો વરને માલુમ પડે કે એવીજ મુદ્રા કોઇ સ્ત્રીને હાથે છે, તો સમજવું કે તે સ્ત્રી પોતાની પરિણિતા પત્નિ છે. આ વીંટી હું તમને બન્નેને આપું છું; તે ખોવાય નહી. તેને માટે સંભાળ રાખજો. એ કોઈને આપશો નહી, તેમજ કદી ભૂખે મરવાનો પ્રસંગ આવે છતાં પણ એને વેચશો નહી. વિશેષતઃ મ્હારી આજ્ઞા છે કે, જે મુદ્રા હું તમને આપું છું તેને આજના દિવસથી માંડી પાંચ વર્ષ પર્યંત તમારે કોઇએ પણ પહેરવી નહી. આજે આષાઢ સુદ પાંચમ છે અને અગીઆર વાગ્યા છે. આજથી બરાબર પાંચમા વર્ષના આજ દિને, અને એજ કલાક આવે ત્યાં સુધી મુદ્રા ધારણ કરવાની તમને મનાઈ છે. આ પવિત્ર આજ્ઞાનું ઉલંઘન કરશો તો તમે દારૂણ વિપત્તિનાં ભોગ થશો." આ પ્રમાણે ઉપદેશ કર્યા પછી આનંદ સ્વામિ આશીર્વાદ દઇ સીધાવ્યા. ધનદાસે પુત્રીની આંખેથી પાટો છોડી નાંખ્યો. હિરણ્યમયીએ પોતાના પિતા તથા આચાર્ય સિવાય ઓરડામાં કોઇને જોયું નહી. તેનો પતિ ત્યાંથી અદ્રશ્ય થયો હતો. લગ્ન દિવસની રાત્રી તેણે એકલાંજ ગાળી.

## ( ૪ )

લગ્ન પછી ધનદાસ શેઠ પુત્રી તથા પત્નિ સહિત પાછા ઘેર આવ્યા. બીજાં ચાર વર્ષ વીતી ગયાં. હજી પુરંદર આવ્યો નહેતો. પણ હવે તે પાછો ફરે યા નહી, તેથી હિરણ્યમયીને શું ?

આ સાત વર્ષ સુધી પોતાનો બાળ મિત્ર પાછો ન આવ્યો એથી હિરણ્યમયીને અતિશય ખેદ થયો. "આટલાં બધાં વર્ષ, માત્ર મને ભૂલી જવા માટેજ તે વિદેશ રહ્યો છે, એમ તે કેમ મનાય ? તે જીવે છે અથવા મરી ગયો છે એની પણ શી ખબર ? હવે હું અન્ય પુરૂષની ગૃહિણી થઈ છું, માટે એના દર્શનની અભિલાષા રાખવી એ પણ મને અનુચિત છે. પણ મ્હારો બાળસ્નેહિ વિદ્યમાન છે એમ શા માટે હું ન ઇચ્છું અને ઈશ્વર પાસે ન માગું ?

આ સમયે તેના વૃદ્ધ પિતાની મુખાકૃતિ દુઃખ પીડિત તથા ચિંતાગ્રસ્ત હોય એવી જણાતી હતી, અને છેવટે તે એવા ભયંકર રોગનો ભોગ થઈ પડયો, જેથી તેનો અંત આવ્યો. તેની સ્ત્રી પતિ પાછળ સહગમન કરવા તત્પર થઇ. પોતાના માતાપિતા સિવાય હિરણ્યમયીને બીજું કોઇ સગું નહોતું, તેથી માતાને તેનો પ્રાણઘાતક નિશ્ચય ફેરવવા સજળ નેત્રે તેણે આજીજી કરી, પણ શેઠની વિધવા નિશ્ચયથી ડગી નહી અને હવે હિરણ્યમયીને સંસારમાં કોઇનો આધાર રહ્યો નહી. !

એવી આજ્ઞા ગુંફેલાં હિરણ્યમયીની માતાએ તેને આશ્વાસન દીધું કેઃ–" જો બેટા ! ચિંતા
મને હિરણ્યમયીનું લગ્ન બેશ નથી. તું પરણી તો છે. નિર્માણ કરેલો સમય વીત્યે કદાચ ત્હને
કાશી આવ્યા. પવિત્ર કાશીપુરીમાં ખરો. હવે તું કંઇ ન્હાની નથી. તે ઉપરાંત આખી દુનિયામાં
સ્વામિ તેમની મુલાકાતે આવ્યો, અને લગ્નનો દિ પુષ્કળ છે એને માટે ત્હારા પિતાયે યોગ્ય
સાર સર્વ કાર્ય થાય, એ પ્રમાણે ગોઠવણ કરવા આજ્ઞા
પરંતુ માત્ર એકજ વાતની ન્યૂનતા હતી. તે એજ કે લોકોમાં ખ્યાતી હતી. ધનદાસના મૃત્યુ
અર્થ [illegible] ગયાં હતાં.

પોતાના અલંકારો, ઘર અને ફરનીચર (સરસામાન), એટલુંજ ફક્ત તેની પુત્રીને બક્ષી મીલ્કત તરીકે મળ્યું. એમ માલમ પડયું કે તે વૃદ્ધ પુરૂષને વર્ષોનાંવર્ષો સુધી વ્યાપારમાં ખોટ આવતી હતી. પોતાના નુકસાન વિષે કોઇને કહ્યા વગર ગયેલું દ્રવ્ય પાછું પ્રાપ્ત કરવા માટે તે મૂંગેમૂંગો તરફડીઆં મારતો હતો. આખરે ગૂમાવેલી સર્વ સંપત્તિ પાછી મેળવવાની આશા તેણે છોડી દીધી. ચિંતા અને ધંધા સંબંધી વ્યથા એ તેની માંદગી અને મૃત્યુનું કારણ હતું.

કમનસીબ વેપારી ધંધામાં નિષ્ફળ નીવડયો છે, એ વાત જ્યારે ચોમેર ફેલાઈ ગઇ, ત્યારે માંગનારાઓ હિરણ્યમયી પાસે તેના પિતાનું દેવું ચૂકવવા તાકીદ કરવા લાગ્યા. આ માંગણીઓ વ્યાજબી છે—એમ તપાસ કર્યા પછી, એક ખરી વ્યાપારીની દીકરી તરીકે, પોતાના પિતાનું ઉજ્વળ નામ અને આબરૂ જાળવવા પાસેનું સર્વસ્વ વેચી પિતાનું દેવું તેણે પતાવ્યું.

આખરે અતિશય હાડમારી આવી પડવાથી, તે બિચારી બાળા શહેરને સીમાડે એક ન્હાનું ઝુંપડું ભાડે રાખી, તદન ગરીબાઇમાં અજ્ઞાતજન તરીકે રહેવા લાગી. તેની આશા હવે માત્ર પોતાના ગુરૂ આનંદ સ્વામિમાંજ હતી. પરંતુ દુર્ભાગ્યવશાત્ તેઓ દૂર દેશમાં ગયા હતા, તેમજ આ એકજ મિત્ર અને વડિલને પોતાના દુર્દૈવની જાણ કરવા હિરણ્યમયી પાસે કોઈ પણ હતું નહી.

## ( ૫ )

હિરણ્યમયી જેવી સૌંદર્યવતી યુવાનબાલાને ઘરમાં રાત્રે એકલાં રહેવું ઠીક નહોતું. એમ કરવામાં ઉઘાડું જોખમ હતું એટલું જ નહી પરંતુ લોકોમાં પણ તેને માટે નિંદા ભર્યા વેણ બોલાય. અમલા નામની એક ગોલીની દીકરી તેની બાજૂમાંજ રહેતી હતી. આ બાઇ વિધવા હતી અને એક ન્હાનો બાલક તથા કેટલીક બાલકીઓ તેને પરિવારમાં હતાં. આ સ્ત્રીનો યુવાવસ્થાનો અને મોહકતાનો કાળ વીત્યો હતો; અને એક ઉત્તમ ચારિત્રવાળી નારી તરીકે ત્હેની કીર્તિ સુવિખ્યાત હતી. તેથી હિરણ્યમયી હંમેશ તેના સહવાસમાંજ રાત ગાળતી.

એક દિવસ જ્યારે હિરણ્યમયી પોતાની સખીને ત્યાં સંધ્યાકાળે ગઇ, ત્યારે અમલાએ તેને કહ્યું: "બ્હેન, મેં એક વાત સાંભળી છે. લોકો કહે છે કે, આઠ વર્ષની ગેરહાજરીને અંતે પુરંદર શેટી પાછો સ્વગૃહે આવ્યોછે." આ અણચિંતવ્યા સમાચાર સાંભળી, પોતાની આંખમાં સહસા આવેલાં આંસુને અમલા ન જોઇ શકે માટે હિરણ્યમયીએ પોતાનું વદન ફેરવી નાંખ્યું. સંસાર સાથેનો પોતાનો છેલ્લામાં છેલ્લો સંબંધ પણ જાણે છુટી ગયો હોય એમ તેને લાગ્યું. પુરંદર તેને ભૂલી જવા સમર્થ નીવડયો હતો! જો એમ ન હોય તો તે કેવી રીતે પાછો ફરે? વળી એમ પણ હતું કે હવે પુરંદરને તેનું સ્મરણ હોય યા ન હોય તેથી પણ તેને શું?

છતાં જે પુરૂષનો પ્રેમ આખી જીવનનૌકાનો માર્ગદર્શક ગ્રહ છે, તેજ પુરૂષ પોતાને ભૂલી ગયો છે એમ કલ્પના કરવી એ તેને ઘણું દુઃખકર લાગ્યું: પાછો વિચાર આવ્યો, "કદાચ છેવટે તે મને ભૂલી ગયો પણ હોય! ઘરબાર મૂકી તેનાથી કેટલો કાળ દૂર રહેવાય? વળી એના પિતાનો સ્વર્ગવાસ થયોછે; અને ઘરમાં એની અત્યંત આવશ્યકતાછે."

પુનઃ વિચાર કર્યો કે; "ખરે! હું એક સ્વેચ્છાચારિણી છું. નહી તો પરિણિતા હોઇ મ્હારે પુરંદરનો વિચાર સરખો પણ શા માટે કરવો જોઇએ!"

તેની સખી અમલાએ પૂછ્યું, "શું તું પુરંદરને ભૂલી ગઇ? શુચિસુત ચેટીનો પુત્ર પુરંદર!"

"મને ત્હેનું સ્મરણ છે;" હિરણ્યમયીએ જવાબ વાળ્યો.

અમલાએ કહ્યું, "ઠીક ત્યારે. અગણિત ધનસમૂહ વહાણુમાં ભરી તે આવ્યો છે. લોકો કહે છે કે તામલુક શહેરમાં કોઇની પાસે ન હતું, એટલું દ્રવ્ય તે સાથે લાવ્યો છે."

ઇર્ષ્યાની છાયા જેવી એક વિચિત્ર વેદના હિરણ્યમયીના અંતરમાં ઉત્પન્ન થઈ. પોતાની નિર્ધનતાનું તેને સ્મરણ થયું, તથા પુરંદર સાથે પાણી ગ્રહણ થવાનું હતું એ જુની વાત પણ તેને યાદ આવી. નિર્ધનતાનું કષ્ટ દુઃખકર અને દુઃસહ્ય છે. અને અમલાએ કહેલા આ સર્વ દ્રવ્યની ધણીઆણી તે પોતે થાત. હિરણ્યમયીના અન્યથા ભાવિ તથા વર્તમાન સ્થિતિના વિરોધ માટે કોઇપણ સ્ત્રીનું અંતઃકરણ દુઃખાયા વિના રહ્યું નહી હશે. થોડા સમય સુધી હિરણ્યમયી વિચારગ્રસ્ત રહી. પશ્ચાત્ તેણે બીજી બીજી વાતો કાઢી. છેવટે જ્યારે સર્વ નારીઓ વિશ્રામ લેવા માટે પોતપોતાને ઘેર જતી હતી ત્યારે તેણે એકાએક અમલાનો હાથ પકડી પ્રશ્ન કર્યો, "અમલા, શું તે યુવક પરણ્યો છે?"

"ના, તે નથી પરણ્યો." અમલાએ ઉત્તર દીધો.

હિરણ્યમયીના આત્માને એક વિચિત્ર સૂચના થઇ. એક પળ તેણે વિચાર કર્યો.—પણ નહી, હવે મનને વિશેષ પ્રશ્ન પૂછવાની જરૂર નહોતી. શાંત ચિત્તે તે નિદ્રાધીન થઈ.

( ૬ )

થોડા સમય પછી અમલા હિરણ્યમયી પાસે સ્મિતભર્યે વદને આવી અને કહ્યું, "કેમ અલી! ત્હારી વર્તણુક તથા નીતિને માટે હવે મ્હારે શું સમજવું?"

"કેમ! મ્હારી વર્તણુકમાં તને શું અન્યથા ભાસે છે?" હિરણ્યમયીએ પૂછ્યું.

"તેં અત્યાર સુધી મને કેમ કહ્યું નહી?"

"પણ કહેવાનું હતું શું જે?"

"એજ કે પુરંદર ચેટી સાથે ત્હારે એવો પરમ સ્નેહ છે."

પોતાનાપર આ સહસા મૂકાયલા આરોપથી હિરણ્યમયીના મુખપર લજ્જાના શેરડા પડયા તે બોલી કે, "હા, પણ એ લોકો બાળપણમાં મ્હારા પાડોશી હતા. એમાં બીજું કંઈ કહેવાનું નહોતું."

"શું ફક્ત પાડોશી એટલુંજ? લે જો, આ હું લાવી છું તે!" આમ કહીને અમલાએ એક કાસ્કેટ રજુ કરી. તેમાં એક જીજ્ઞાસોત્પાદક અતિ સૌંદર્યવાળો તથા ભારે મૂલ્યનો હીરાનો હાર હતો. વ્યાપારીની કન્યાને ઝવેરાતની સારી પરીક્ષા હતી. ચકિત થઇ તે બોલી, "અરે આ ચીજની કીંમત તો રાજકુમારને પણ બંધનમુક્ત કરે એટલી છે! તું એ કયાંથી લાવી?"

"પુરંદરે એ તારે સારૂ મોકલી છે. તું મ્હારે ત્યાં રહે છે એમ તેને ખબર પડી એટલે તેણે મને બોલાવી; અને તેણે તારે સારૂ આ મોકલી છે, એમ કહી તને આપવા કહ્યું છે."

હિરણ્યમયીએ પળવાર વિચાર કર્યો. આવી બાદશાહી બક્ષીસનો અંગીકાર કરવાથી દ્રવ્યની તંગી સંબંધી સર્વ ચિંતા ટળી જશે, એમ તેને લાગ્યું. ધનવાન વ્યાપારીની એકની એક પુત્રી હોવાથી તથા આખી જીંદગી વૈભવ ભોગવેલો હોવાથી આ સમયે ધનહીનતાની વેદના તેને ઘણીજ ત્રાસદાયક થવા લાગી. એક ક્ષણ સુધી તેનું મન અનિશ્ચિત રહ્યું. પરંતુ છેવટે નિશ્વાસ નાંખી તે બોલી કે, " અમલા, જા; તે વ્યાપારીને આ હાર પાછો આપી આવ. અને કહેજે કે મ્હારાથી એ વસ્તુનો સ્વીકાર થઈ શકે એમ નથી. "

અમલા અજબ થઈ અને બોલી કે, " આતે શું કહેવાય ? તું તે કંઈ દીવાની બની ગઇ છે, કે હું કહું છું તે તું માનતી નથી ? "

હિરણ્યમયીએ નમ્રતાથી જવાબ દીધો. "બ્હેન, તું કહે છે તે હું શબ્દે શબ્દે માનું છું, અને મ્હારૂં મન પણ બરાબર ઠેકાણે છે, પરન્તુ આવી બક્ષીસનો સ્વીકાર મ્હારાથી ન થાય. "

એને સમજાવવા અમલાએ મિથ્યા માથાફોડ કરી. હિરણ્યમયીએ તેનું કહ્યું કરવા સાફ ના પાડી. આખરે રાજા મદનદેવ નામના તે સ્થળના નૃપની પાસે અમલા હીરાનો હાર લઇ ગઈ, અને આ મહજ્જનને દંડવત્ પ્રણામ કરી કહ્યું, " આવી અમૂલ્ય વસ્તુને તો આપજ રાખવા યોગ્ય છો. "રાજાએ હારનો અંગીકાર કર્યો, અને બદલામાં યોગ્ય મૂલ્યવાન સરપાવ આપ્યો. પણ હિરણ્યમયીને આ સંબંધી બીલકુલ જણાવવામાં આવ્યું નહોતું.

આ બીના પછી થોડે દિવસે પુરંદરની એક દાસી હિરણ્યમયી પાસે આવી અને બોલી કે, " મ્હારા સ્વામીએ કહાવ્યું છે કે, આપ આવી ઝૂંપડીમાં રહોછો એ તેમનાથી સહન થઇ શકતું નથી. તમે તેનાં બાળમિત્ર છો. આપના પિતાનું ઘર તેમને મન પોતાના ઘર જેવું જ છે. અલબત આપ તેમની સાથેજ રહો એમ એમના કહેવાનો આશય નથી. પરંતુ આપના પિતાનું ઘર તેના લેણદાર પાસેથી એમણે ખરીદ્યું છે; અને આપને તે ઘર તેઓ અર્પણ કરવા માંગે છે. આપના અસલના ઘરની બક્ષીસ આપ સ્વીકારશો એમ તેઓ આપની અભ્યર્થના કરે છે. "

નિર્ધનતા જન્ય સર્વ પરિણામ કરતાં પોતાની બાલ્યાવસ્થાના ગૃહમાંથી દૂર થવું, એ હિરણ્યમયીના મનને ઘણુંજ દુઃખકર હતું. જે મકાનમાં પોતે એક બાળક તરીકે રમી હતી, જ્યાં તેનાં માતા પિતાએ અનેક સુખી વર્ષો ગાળ્યાં હતાં તથા તેમનું અવસાન પણ તેણે જે ઘરમાં થતું જોયું હતું, તેજ ઘરમાં પોતે જીવન ગાળી ન શકે, એ એક અતિ દુઃસહ્ય કલ્પના હતી. એ જૂના ઘરનું નામ દેતાંજ તેની આંખમાં આંસુ આવતાં.

દાસીનો ઉપકાર માન્યો તથા તેને આશીષ દઇને બોલી કે, " હું સમજું છું કે આ બક્ષીસનો મ્હારે સ્વીકાર કરવો જોઇએ નહી. પરંતુ મ્હારાપર અધિકાર ભોગવતી ઇચ્છાનું હું શમન કરી શકતી નથી. ત્હારા સ્વામિ સુખી તથા સુભાગ્યવાન થાવ ! "

દાસી પ્રણામ કરી વિદાય થઇ. આ વાતચીત વખતે અમલા ત્યાં હાજર હતી. તેને સંબોધી હિરણ્મયીએ કહ્યું; " બહેન ! ત્યાં એકલાં રહેવું એ મ્હારે માટે અસંભવીત છે. ત્હારે મ્હારી સાથે ત્યાં રહેવા આવવું પડશે. "

અમલાએ આ કબુલ કર્યું, અને પોતાની શેઠાણી સાથે તે ધનદાસ શેઠના ઘરમાં તે

રહેવા ગઈ. તથાપિ પુરંદરને ત્યાં અમલાને જરા પણ જવાની હિરણ્યમયીએ ના પાડી, અને આપણે આશા રાખીએ છીએ કે તેની એ આજ્ઞા માન્ય થઈ.

પોતાના જૂના ઘરમાં વાસ કર્યા પછી હિરણ્યમયીને એક બાબત વિષે ઘણી ગુંચવણ પડી. એક દિવસે અમલાએ તેને કહ્યું કે, "હવે તારે દ્રવ્ય સંબંધી કંઈ પણ ચિંતા કરવાની જરૂર નથી. હું રાજગૃહમાં કામ કરવા રહીછું, અને તેથી પૈસાની જરા પણ તંગી પડવાની નથી. ઘરની વ્યવસ્થા હું મ્હારે સ્વાધીન લઇશ. પરંતુ અલબત, તને હું હંમેશા મ્હારી શેઠાણી તરીકે માન આપીશ."

અને ખરેખર, અમલા પાસે પુષ્કળ ધન ખરચવા માટે છે, એમ હિરણ્યમયીએ જોયું, અને એ સંબંધી મનની સ્વસ્થતાનો ઉચ્છેદ કરે એવા અનેક તર્ક વિતર્ક એ કરવા લાગી.

( ૭ )

આખરે હિરણ્યમયીના લગ્નને પાંચ વર્ષ થઇ ગયા બાદ આષાઢ માસની શુકલ પંચમીનો દિવસ નજીક આવી પહોંચ્યો. એ દિનનું પૂર્ણ સ્મરણ હોવાથી એક વખતે સંધ્યા સમયે તે વિચારગ્રસ્ત થઇ બેઠી હતી.

તેણે વિચાર કર્યો કે, "ગુરૂમહારાજની આજ્ઞા પ્રમાણે કાલે હું મ્હારી મુદ્રા પહેરી શકીશ. પણ શું મુદ્રા ધારણ કરવી ? તેમ કર્યાથી શું લાભ ? કદાચિત્ તેમ કરવાથી હું મ્હારા પતિને ઓળખી શકીશ પણ શું મ્હારે તેમને શોધવા છે ? શા કારણસર અન્ય જનની છબીએ મ્હારા હૃદયમાં દૃઢ નિવાસ કર્યો છે ? મ્હારા પાપી હૃદય પર કાબુ રાખવો તથા તેને શિક્ષા કરવી એ મ્હારી દેખીતી ફરજ છે. નહી તો હું ઘોર પાપમાં પડીશ."

આ સમયે અમલા અતિ આનંદમાં તથા આશ્ચર્યમાં ત્યાં આવી. "એક ફક્કડ વાત સાંભળી છે;" તેણે કહ્યું. "એનું શું તાત્પર્ય છે તથા હવે પછી શું થશે તે કંઇ મ્હારાથી કહી શકાતું નથી"

હીરણ્યમયીએ પૂછ્યું, "શું છે?-શું ?"

"અરે શું ? તને રાજ મંદિરમાં લઇ જવા માટે રાજાનાં આજ્ઞાધારી અનેક દાસ દાસીઓ પાલખી લઇ આવ્યાં છે."

"મૂર્ખી, ત્હારીતો અક્કલ મારી ગઇ છે. રાજાને મહેલ તે વળી શા માટે તેઓ મને લઈ જવા માગે છે ?"

પરંતુ ખરેખર, એટલામાં રાજાની એક દાસી આવી અને યોગ્ય વંદન કરી બોલી કે; "મ્હારા સ્વામિ-ઈશ્વર તેમને દીર્ઘાયુષ્ કરે.-તેમની આજ્ઞા છે કે હિરણ્યમયીએ હમારી સાથે તરત તેમના મહેલમાં આવવું."

હિરણ્યમયી વિસ્મય પામી, પરંતુ ના કહેવા તેનીહિંમત ચાલી નહી. રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન થઇ શકે એમ નહોતું. વળી રાજા મદનદેવના પ્રાસાદમાં જવા માટે કોઇ પણ પ્રકારનો ભય નહોતો. દયાળુ તથા સદ્‌ગુણી તરીકે રાજાની કીર્તિ સુવિખ્યાત હતી. તે જાતે નીતિમાન્ હતો એટલુંજ નહી, પરંતુ તેની રાત્રીચર્યાને લીધે, તેના રાજ્યનો આશ્રય ભોગવનાર કોઇપણ નારીને, પોતાના શિયળનો ભંગ થશે અથવા તો કોઈ પજવણી એવા લેશમાત્ર પણ જોખમનો ભય નહોતો.

હિરણ્યમયીએ અમલાને કહ્યું, "રાજાની આજ્ઞા હું માથે ચઢાવું છું. તું ચાલ મ્હારી સાથે."

અમલાએ તેની સાથે જવા કબુલ કર્યું, અને તેની શેઠાણીને પાલખીમાં બેસાડી અતિ આદર સહિત મહેલમાં લઈ જવામાં આવી. હિરણ્યમયીના આગમનના સમાચાર એક દાસીએ રાજાને જઈ કહ્યા, અને પાછી તરતજ આપણી નાયિકાને રાજા સન્મુખ લઇ જવા તે પાછી આવી.

ઘણી અધીરાઈ તથા કુતુહલથી હિરણ્યમયી બહાર રહી હતી.

રાજાના દેખાવથી હિરણ્યમયીના ઉપર ભારે અસર થઇ. શરીરે તે ઊંચો તથા સૌંદર્યવાન અને ઉમદા છાતિ વાળો હતો. તેનું વક્ષસ્થલ વિશાળ તથા વદન ક્ષાત્ર ઉદ્રેક વાળું હતું. ચક્ષુ દીર્ઘ તથા સૂક્ષ્માવલોકી હતાં, તથા તેની ગતિ ભવ્ય હતી. આવા પ્રતાપશાલી તેમજ કમનીય પુરૂષનું અંતઃપુરની મહિલાઓને પણ વારંવાર દર્શન થતું નથી. તેમજ રાજાને મન પણ દઢ થયું કે વ્યાપારીની સુતા જેવી રમણીય કન્યાઓ રાજ મહેલમાં પણ વિરલજ દશ્યમાન થાય છે.

"શું આ હિરણ્યમયી છે?" રાજાએ પ્રશ્ન કર્યો.

"આપ નામદારની હું નમ્ર સેવક છું" હિરણ્યમયીએ જવાબ દીધો. નૃપતિ બોલ્યો "જે કારણ સર મેં તને બોલાવી છે તે સાંભળ. ત્હારી લગ્ન રાત્રીનું તને સ્મરણ છે?"

"મહાનુભાવ, મને તેનું સ્મરણ છે;" હિરણ્યમયીએ ઉત્તર દીધો.

"આનંદસ્વામિએ તે રાત્રિએ તને જે મુદ્રા આપી હતી તે હજી ત્હારી પાસે છે?"

"મહારાજ, હજી તે મ્હારી પાસેજ છે. પરંતુ આ બીના અતિ ગુપ્ત છે, આપ મહાનુભાવને તેની માહિતિ ક્યાંથી થઈ?"

આ પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે રાજા બોલ્યો, "ત્હારી મુદ્રા ક્યાં છે? મને તે બતાવ."

હિરણ્યમયીએ પ્રત્યુત્તર દીધો. "હું તે ઘેર રાખી આવી છું. પૂરેપૂરાં પાંચ વર્ષની સમાપ્તિ થવા માટે હજી એકાદ કલાક બાકી છે. તેથી મુદ્રા ધારણ કરવા વિષેની સ્વામિજીની નિષેધકારક આજ્ઞા હજી પણ મ્હારે પાળવી જોઇએ."

"ઘણી ઉત્તમ વાત છે; પણ ત્હારા જેવી મુદ્રા આનંદ સ્વામિએ ત્હારા પતિને રાખવા આપી હતી. તેને તું ઓળખી શકશે એમ તું ધારે છે?

'બન્ને મુદ્રાઓ એક સરખીજ હતી. અલબત તે મુદ્રા અને મ્હારી અંગુઠી એક સરખી હોવાથી હું ઓળખી શકુંજ."

આ સમયે રાજાના તરફથી સૂચના થતાં, હાજર રહેલી દાસી એક કાસ્કેટ ત્યાં આગળ લાવી. કાસ્કેટમાંથી એક મુદ્રા લઈ તે હિરણ્યમયીને આપી રાજા બોલ્યો.

"લે જો આ, આજ તે મુદ્રા હોય?"

દીપકના પ્રકાશમાં તેનું સારી રીતે અવલોકન કરી હિરણ્યમયી બોલી કે; "દેવ! સત્યપૂર્વક, આ મુદ્રા મ્હારા પતિનીજ છે. પરંતુ આપ નામદારને તે ક્યાંથી મળી?"

એક પળ વિચાર કરી તે પાછી બોલી કે—

"દેવ! આના દર્શનથી એમ લાગે છે કે મને વૈધવ્ય પ્રાપ્ત થયું છે. મ્હારા પતિનું

મૃત્યુ થવાથીજ આપના હાથમાં એ આવી હશે. કારણકે આ સ્થળના મહિપાલ તરીકે એવી આગંતુક વસ્તુનો અધિકાર આપનોજ છે. જો એમ ન હોત તો મ્હારા પતિએ કદી પણ એને વીલી મૂકી ન હોત."

રાજાએ હાસ્ય કર્યું અને બોલ્યો કે, "બાઇ, હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, તું વિધવા નથી."

"જો એમ હોય તો મ્હારા કરતાં પણ મ્હારા સ્વામિ વિશેષ ધનહીન છે. દારિદ્ર તંગીને લીધેજ તેમણે એ વેચી નાંખી હશે."

"ત્હારો ભર્તા એથી ઉલટો ધનવાન પુરૂષ છે."

"તો આપે છળ અથવા જૂલમથી મ્હારા પતિની પાસેથી મુદ્રા લીધેલી હોવી જોઇએ."

આ ધૃષ્ટતાપૂર્વક સંભાષણથી રાજાને કંઇક આશ્ચર્ય થયું. તે બોલ્યો, "તું ઘણી અવિવેકી યોષિતા છે. અદ્યાપિ પર્યંત રાજા મદનદેવ લૂટારો અથવા ઠગારો છે, એવો કોઇએ પણ આરોપ મૂકયો નથી"

"ભલે, પણ આપ નામદારના હાથમાં એ મુદ્રા આવી કયાંથી?"

"ત્હારા લગ્ન દિવસની રાતે આનંદસ્વામિએ મ્હારી અંગુલીએ એ પહેરાવી હતી."

આ ભાષણ સાંભળી હિરણ્યમયીએ લજ્જાથી પોતાનું શીર નમાવ્યું. તે બોલી, "મ્હારા રાજન્, આપની દાસીનો અપરાધ ક્ષમા કરો. હું બુદ્ધિહીન પ્રાણીછું, અને અજ્ઞાનતાને લીધે મેં પાપ કર્યું છે."

(૮)

પોતે આવા શ્રેષ્ઠ પદ્વી ધારી પુરૂષની પત્નિ છે, એમ સાંભળી હિરણ્યમયીને અતિ આશ્ચર્ય થયું. પરંતુ તેથી તેને અભિમાન અથવા આનંદનો અનુભવ થયો નહી, કિંતુ તેનો આત્મા ખિન્ન થયો. તેણે વિચાર કર્યો, "અત્યાર સુધી હું પુરંદરથી વિખુટી પડેલી રહીછું, એ વાત તો સત્ય છે, પણ બીજા કોઈ સાથે હું હૃદયથી સંલગ્ન થઇ નથી. હવેથી મ્હારે સ્નેહશૂન્ય લગ્નના દુઃખનો અનુભવ કરવો શરૂ થયો. વળી હૃદયથી તો હું પુરંદરનેજ વરી ચૂકીછું. અન્ય જન પર પ્રેમ રાખી, આવા મહાપુરૂષનું ગૃહ તેની ધર્મપત્નિ થઇ મ્હારાથી કેમ દૂષિત થાય?"

આવા વિચારમાં તેનું મસ્તક રોકાયેલું હતું, એટલામાં રાજાએ કહ્યું, "હિરણ્યમયી! તું મ્હારી પત્ની તો છેજ, પરંતુ ત્હારો અંગીકાર કરવા પહેલાં, હું તને કેટલાક પ્રશ્નનો મને જવાબ દેવા ઇચ્છુંછું. કંઇ પણ ભાડું આપ્યા વિના તું પુરંદરના ઘરમાં રહે છે; એનું શું કારણ, વારૂં?"

હિરણ્યમયી લજ્જામય મુખે ઊભી રહી.

પાછું રાજાએ પૂછ્યું, "ત્હારી દાસી અમલા પુરંદરને ઘેર શામાટે વારંવાર આવજા કરે છે, વારૂં?"

હિરણ્યમયી વિશેષ આશ્ચર્ય પામી તથા ખિન્ન થઇ. તે વિચાર કરતી હતી કે, "શું રાજા સર્વજ્ઞ છે?"

રાજાએ પ્રશ્ન પરંપરા ચાલુ રાખી; "એક બીજી અગત્ય બાબત છે. તું પરણેલી અને

હોઈ પુરંદર પાસેથી એક અતુલ કિંમતવાળો હાર તેં શા માટે સ્વીકાર્યો ?"

આ સમયે હિરણ્યમયીએ ઉત્તર દેવા ધૈર્ય ધારણ કર્યું. "રાજાજી, મને સમજાયું કે આપ સર્વજ્ઞ તો નથીજ. તે હાર તો મેં પાછો મોકલ્યો હતો."

"ના, તેં તે મને વેચ્યો છે. જો આ રહ્યો તે." આમ બોલી રાજાએ કાસ્કેટમાંથી હાર લઇ તેને બતાવ્યો. હિરણ્યમયીએ તે તરતજ ઓળખ્યો. અને બિચારી છેક ગમગીન થઇ ગઇ ! તથાપિ તે બોલી કે,

"રાજન્! શું હું જાતે એ હાર આપની પાસે વેચવા માટે લાવી હતી ?"

"ના; પણ ત્હારી દાસી અથવા દૂત અમલા મ્હારી પાસે લાવી. કેમ તેને બોલાવું?"

હિરણ્યમયી ગુંચવારામાં પડી; પણ વળી એક સુખકર કલ્પના થઇ આવવાથી તેનાથી હસ્યા વિના રહેવાયું નહી. ત્વરાથી તેણે જવાબ દીધો,

"મ્હારા રાજન્! હું મ્હારો અપરાધ કબુલ કરૂંછું. અમલાને બોલાવવાની કંઇ જરૂર નથી. મેં આપને હાર વેચ્યો એ હું કબુલ કરૂંછું." આ વખતે રાજાને વિસ્મય થયું તે બોલ્યો;

"સ્ત્રી ચરિત્ર અતિ ગહન છે. પરિણિતા નારી હોઇ, પુરંદર પાસેથી તેં એ ભેટ શા સારૂ સ્વીકારી ?"

"મ્હારા પ્રતિ તેના ગાઢ સ્નેહના ચિન્હના તરીકે મેં તેનો અંગીકાર કર્યો."

આથી રાજાને અધિક આશ્ચર્ય થયું.

તેણે કહ્યું, "તું શું કહેછે ?–કેવા પ્રકારનો સ્નેહ ?

રડતી રડતી હિરણ્યમયી બોલી, "રાજન્, હું દુષ્ટા છું. આપનીધર્મપત્ની થવા હું લાયક નથી. હું આપને સાષ્ટાંગ પ્રણામ કરૂં છું. મને કાળું કરવા દો. મારી સાથે આપનાં કદી પણ લગ્ન થયાંજ નથી, એમ આપ મને ભૂલી જાવ."

નીચી વળી નમસ્કાર કરી હિરણ્યમયી જતી હતી, એટલામાં રાજાનું ગુંચવારામાં પડેલું વદન ઉલ્લાસભર્યા સ્મિતહાસ્યથી પ્રકાસ્યું, તે મોટેથી હસ્યો.

હિરણ્યમયીએ તેના ભણી જોયું. રાજાએ બુમ પાડી કહ્યું "હિરણ્યમયી! તેં મ્હારો જબરો પરાભવ કર્યો. બુદ્ધિવાન યુદ્ધમાં હું હાર્યો છું સાંભળ; તું દુષ્ટા નથી તેમજ હું ત્હારો પતિ પણ નથી. જતી રહે !

હિરણ્યમયી બોલીઃ "મહારાજ ! આ બધી બાબતનો શો મર્મ છે, તે આપ આ દાસીને સમજાવશો ? હું તો માત્ર એક ગરીબ અબલા છું. શું મારે એમ માનવું કે આપના જેવા શ્રેષ્ઠ સજ્જનો મ્હારા જેવી રંક દાસીની હાંસી કરવામાં મઝા માને છે ?"

હજી પણ રાજાએ હસતાં હસતાં કહ્યું કે, "ભલી ભામિની, મ્હારા જેવા મોટા લોકોને આવી મર્મ ગર્ભિત બાબતોનો શોખ હોય છે. હવે મને જરા કહે કે, ૭ વર્ષ ઉપર હારા રત્નાલંકારોમાં એક અર્ધો ફાટેલો કાગળનો ટુકડો હતો તે તને મળ્યો હતો કે નહીં ? શું હજૂ તે તારી પાસે છે ?"

"મહારાજ ! આપ મહાનુભાવ ખરેખર સર્વદર્શીજ છો. તે કાગળ હજી મ્હારી પાસે છે."

રાજાએ કહ્યું, "ઠીક ત્યારે, પાછી પાલખીમાં બેસી ઘેર જા; અને તે પત્ર મ્હારી

પાસે લઇ આવ. જ્યારે તું તે લાવીશ, ત્યારે હું તને બધી હકીકત કહીશ."

( ૯ )

રાજાની આજ્ઞાનુસાર હિરણ્યમયી પાલખીમાં બેસી ઘેર ગઈ, અને ઉપર કહેલો કાગળનો કટકો લાવી રાજાને આપ્યો. રાજાએ તેનું બરાબર નિરીક્ષણ કરી તેના જેવોજ એક બીજો કાગળનો ટુકડો પોતાની પાસેથી કાઢ્યો અને હિરણ્યમયીને તે આપ્યો. તેણે એ બન્ને ટુકડા એકઠા કરવા હિરણ્મયીને કહ્યું, અને એમ કરવાથી હિરણ્મયીને માલૂમ પડ્યું કે ટુકડાઓની કોરણો એક બીજા સાથે બરાબર ગોઠવાતી આવતી હતી.

રાજાએ કહ્યું, " હવે શું લખ્યું છે તે વાંચ."

હિરણ્યમયીએ નીચે પ્રમાણે વાંચ્યું:—

' ( ગ્રહ પરિક્ષા પરથી મને જણાયું) છે કે તમે જે વ્યવસ્થા કરી છે તે, અમંગળ કર છે. ( હિરણ્મયીના જેવી સુવર્ણ પ્રતિમા ) ને ચિરકાલ વૈધવ્ય પ્રાપ્ત થાય એવા જોખમમાં નાંખવી જોઇએ નહી. તેના લગ્નથી (દારૂણ વિપત્તિ પ્રાપ્ત થશે.) જ્યોતિષ, શાસ્ત્રના ગણિત પરથી મેં શોધી કાઢ્યું છે કે, તે કિશોર વયમાં વિધવા થશે. પણ જો વર કન્યા નહી, તો હું એક માર્ગ દર્શાવું છું કે જેથી ભય ઉપજાવનારી ગ્રહોની અશુભ અસરથી ( તેઓ બચી શકે ).

જ્યારે હિરણ્મયી આ વાંચી રહી, ત્યારે રાજા બોલ્યો,—"આ પત્ર આનંદ સ્વામિએ ત્હારા પિતાને આપ્યો હતો."

હિરણ્યમયીએ કહ્યું " હવે હું સમજી. લગ્ન વખતે હમારી આંખોએ શા માટે પાટા બાંધવામાં આવ્યા હતા, લગ્ન ક્રિયા આવી અસાધારણ તથા ગુપ્ત રીતે શા માટે કરવામાં આવી હતી તથા પાંચ વર્ષ પર્યંત હમને મુદ્રા પહેરવાની શા માટે મનાઇ હતી, એ બધું હવે મને સમજાયું. અત્યાર સુધીની બીના તો મ્હારા સમજવામાં આવી, પરંતુ શેષ ભાગનો મર્મ હજી સુધી કળી શકાયો નથી."

રાજાએ ઉત્તર દીધો:—ખરેખર! તને હવે સમજાયું હશે કે આ પત્ર મળવાથી, ત્હારા પિતાએ પુરંદર સાથે ત્હારા વિવાહ સંબંધી સર્વ વાત થતી શા માટે બંધ કીધી હતી, અને પુરંદરે પોતે પણ એથી નિરાશ થઇ સીલોનના પ્રવાસ માટે જવા શા સારૂ નિશ્ચય કર્યો. એ દરમ્યાન યોગ્ય, મંગલકારક વરને માટે આનંદ સ્વામિ શોધ કરતા હતા. તેમની શોધ સફળ નીવડી. એ યુવકની જન્મ પત્રિકા તપાસતાં તેમને માલુમ પડ્યું કે, અઠ્ઠાવીસ વર્ષે આવતી એક ઘાતમાંથી જો તે પસાર થાય, તો તદનંતર તેનું આયુષ્ય એંસી વર્ષ પર્યંતનું હતું. વિદ્વત્તા ભરી શાસ્ત્ર ગણના પરથી તેમને જણાયું કે, તે યુવકને ઉપર જણાવેલી ઉમ્મરે પહોંચે તેટલામાં તથા તેના લગ્ન સમયથી પાંચ વર્ષના કાળ સુધીમાં, લગ્નની નવી શય્યામાંજ તેનું મૃત્યુ થાય. પરંતુ ગ્રહોની ગતિ જોતાં એટલું સ્પષ્ટ સમજાતું હતું કે જો તે યુવાન ભાગ્યની કટોકટીનાં આ પાંચ વર્ષ પસાર કરે તો ત્યાર બાદ તે ઘણી લાંબી વૃદ્ધાવસ્થા ભોગવી શકે.

" આથી જ્યારે વર તેવીસ વર્ષની વયે પહોંચ્યો ત્યારે લગ્ન કરવાં એમ નક્કી થયું. પરંતુ એમ કરવામાં પણ એક ભય હતો. તે એ કે, જો તને આ બધાં વર્ષ સુધી દેખીતી રીતે કુમારી રાખવામાં આવે તો તું કંઇ અયોગ્ય આચરણ કરે અથવા ખાનગી રીતે

બીજા કોઇને પરણે. અને આજ કારણથી તને ભીતિ ઉત્પન્ન કરવા માટે અલંકાર મૂકવાની ત્હારી કાસ્કેટમાં પેલો ફાટેલો કાગળનો કટકો રાખવામાં આવ્યો હતો. નિષેધ કરેલાં કસોટીનાં પાંચ વર્ષ સુધી તું પતિમુખ દર્શન ન કરી શકે એમ ગોઠવણ કરવામાં આવી હતી, તેની તો તને ખબર છેજ. અને ખાસ આ જ કારણ સારૂ લગ્ન ક્રિયા વખતે તમને અન્યોન્યનું મુખ જોતાં અટકાવવામાં આવ્યાં હતાં.

" પરંતુ થોડા માસ અગાઉ તો, અચિંતિત ઘટનાઓ બનવાથી, આ સર્વ યુક્તિ પુરઃસર તથા શાણપર ભરેલી વ્યવસ્થામાં પ્રત્યવાયો નડયા. થોડા માસ પહેલાં જ્યારે આનંદ સ્વામિ અહીં ગુપ્તવેશે આવ્યા ત્યારે તેમને ખબર પડી કે તું છેક નિર્ધન હાલત ભોગવે છે. તેમણે તને જરા જોઇ હતી, જો કે એ સંબંધી તને બીલકુલ ખબર પડી શકી નથી. તથાપિ સ્વામિ મ્હારી પાસે આવ્યા, અને ત્હારા લગ્ન સંબંધી સર્વ વાત મને તેમણે વિદિત કરી. ત્હારાપર જે જે સંકટો પડવાનાં હતાં તે બધાનું જો તેમને પહેલેથી ભાન હોત. તો ત્હારા ગુજરાનને માટે તેમણે યોગ્ય વ્યવસ્થા કરી હોત, એમ તેમણે મને જણાવ્યું. ત્હારી સર્વ સગવડની દેખરેખ રાખવા તેમણે મને ફરમાવ્યું, તથા તેમ કરવામાં જે કંઇ દ્રવ્યનો વ્યય થાય તે સર્વ માટે તેઓ પોતે જોખમદાર છે એમ પણ મને કહ્યું. વળી તેઓએ એક વિશેષ આજ્ઞા કરી, કે ત્હારો પતિ આ શહેરમાં રહે છે, અને તમારો બે જણનો કદી પણ મેળાપ ન થાય એમ મને તપાસ રાખવા તેમણે ઇચ્છા દર્શાવી ત્હારો પતિ કોણ છે તે તેમણે મને કહ્યું. અને તે સમયથી તું સુખ રૂપે સ્વસ્થ પ્રકૃતિથી રહી શકે, એટલા માટે જરૂરનાં નાણાં હું અમલાને આપું છું. સત્ય દૃષ્ટિએ તો ત્હારા પિતાનું ઘર ખરીદનાર તથા તેમાં તને વસાવનાર હુંજ છું. અને દંપતિ ધર્મમાં ત્હારી એકનિષ્ઠાની પરિક્ષા કરવા માટેજ હીરાનો હાર પણ મેં ત્હારાપર મોકલ્યો હતો."

હિરણ્યમયીએ પૂછ્યું, " ત્યારે આપ નામદારને એ મુદ્રા કયાંથી મળી ? આપ પોતે મ્હારા સ્વામિ તથા ભર્તા છો એવો ડોળ કરી શા માટે મને લજ્જા ઉત્પન્ન કરી તથા દુઃખી કરી ? વળી હું પુરંદરને આશ્રયે રહેલી ભાડુત છું તથા તેનાથી ઉપકૃત છું, એવી માન્યતામાં તમે મને શા માટે રહેવા દીધી ? "

રાજાએ ઉત્તર દીધો; " આનંદ સ્વામિની આજ્ઞા થઇ, તેજ દિવસથી ત્હારાપર તપાસ રાખવા મેં માણસો નીમ્યાં હતાં. ત્યારબાદ હારની ભેટ આપી તને લલચાવવા મેં અમલાને સૂચના કરી હતી. છેવટે ત્હારી કસોટીના દીર્ઘ સમયનો આજે અંત આવ્યો છે એમ જાણી, મેં ત્હારા પતિને બોલાવી મંગાવ્યો તથા તમારા જીવનના વિચિત્ર સંજોગોની મને ખબર છે એમ મેં તેને જણાવ્યું અને આખરે તેને આજે પોતાની પત્નિ સોંપવામાં આવશે એમ પણ મેં તેને કહ્યું. ત્હારા પતિએ મને જવાબ દીધો કે, " આપ મહાનુભાવની આજ્ઞા મ્હારે શિરસા વંદ્ય છે, છતાં તેને (સ્રીને) જોવાની મને લેશ માત્ર પણ ઇચ્છા નથી. હમે ન મળીએ એજ અતિ ઉત્તમ છે. " તથાપિ મેં કહ્યું કે, " એવી મ્હારી આજ્ઞા છે. " હુકમને તાબે થયા સિવાય અન્ય માર્ગ પોતાને માટે નથી એમ તેણે કબુલ કર્યું, પરંતુ એટલો વાંધો ઉઠાવ્યો કે, " અત્યાર સુધીનું તેનું જીવન કેવા પ્રકારનું હતું તથા એક પ્રમાણિક સદ્‌ગૃહસ્થની ગૃહિણી તરીકે સ્થાન ભોગવવા તે

યોગ્ય છે કે નહી, તે માત્ર સરકારજ જાણી શકે. અને નિંદા પાત્ર થયલી નારી સાથે જીવન ગાળવા, મ્હારા જેવા શ્રીમંત પદવી ધારી કીર્તિવંત મહારાજા એને નહી ફરમાવે. એમ તેણે વિનતિ કરી હતી મ્હેં તેને પોતાની મુદ્રા મને આપી જવા કહ્યું, તથા એ મુદ્રાના સાધનવડે લગ્ન પ્રતિજ્ઞાને તું એકનિષ્ઠાથી જાળવી શકી છે કે નહી તે વિષે હું પરિક્ષા કરીશ એમ મેં તેને દર્શાવ્યું. તેણે નમ્રતાથી કહ્યું કે, દુનિયામાં બીજા કોઇને પણ તે આ મુદ્રા સોંપી શકે નહી, પરંતુ મ્હારે માટે તેને બીલકૂલ શંશય નહોતો. વળી એ પણ મને કહી લેવા દે કે જે કંઇ ત્હારી કસોટી કરવામાં આવી છે તે તેં ધૈર્યથી સહન કરી છે, તથા છેવટે વિજય પ્રાપ્ત કર્યો છે."

હિરણ્યમયીએ શંકા કરી, "પરંતુ આપ મહારાજે આ દીન દાસીની શી કસોટી કીધી તે હજી પણ હું સમજી શકી નથી."

રાજા બોલતો હતો તે સમયે પણ મહેલની ઉંચી દીવાલોમાંથી લગ્ન સમયના આનંદપ્રદ મધુર સંગીતનો પ્રતિધ્વની નીકળતો હતો. રાજાએ કહ્યું, "અગીઆર થયા છે; ત્હારી સિદ્ધ થયલી પતિપરાયણતાની કસોટી વિષે શેષ ભાગ હું તને પછીથી સમજાવીશ. ત્હારૂં પ્રથમ દર્શન મંગલ મુહૂર્તમાં થાય છે."

આ વખતે હિરણ્યમયીની પાછળનું દ્વાર ઉઘડયું. એક ઉચ્ચ આકૃતિવાળા સૌંદર્યવાન્ પુરૂષે ગંભીરતાથી તે ભુવનમાં પ્રવેશ કર્યો.

રાજાએ કહ્યું, "હિરણ્યમયી, મને ત્હારા પતિની ઓળખ કરાવવા દે."

હિરણ્યમયીએ ઉંચું જોયું; તેનું મસ્તક ભમવા લાગ્યું પોતે જાગૃત છે અથવા સ્વપ્નાવસ્થામાં છે, તે તેને સમજાયું નહી. કારણકે નવિન આવનાર પુરંદરજ હતો.

સુખી દંપતી બોલ્યા ચાલ્યા સિવાય અતિ આશ્ચર્યમાં ઉભાં રહ્યાં; અને પોતે અનુભવતા આનંદને ઉભયમાંથી કોઇ પણ માની શકયું નહી.

પુરંદરને ઉદ્દેશીને રાજાએ કહ્યું, "મિત્ર, તમારા સંપૂર્ણ પ્રેમ તથા આદરને હિરણ્યમયી પાત્ર છે. બન્ધુ! તમે એને સર્વ પ્રકારના યોગ્ય પુરઃસ્કાર પૂર્વક તેડી જાવ. આજ પર્યંત જેવી એની પ્રીતિ નિરંતર તમારા ઉપર હતી, તેવીજ અનન્ય પ્રીતિ હજી પણ તમારે માટે છે. રાત્ર દિવસ એ મ્હારી સૂક્ષ્મ તપાસ નીચે હતી, અને હું જાણું છુ કે એના હૃદયપર ત્હમારીજ સંપૂર્ણ સત્તા છે. તમારી વિનંતિથીજ મેં એની છે વિના કારણ કસોટી કરી છે. મેં એને યથાર્થ રીતે એ મ્હારી પત્ની છે, એટલી પરિસિમા સુધી કહ્યું હતું; છતાં રાજદરબારના માનના પ્રલોભનથી પણ તમારે વિષે એના હૃદયની નિર્ભર ભક્તિ ડગી નહી. મ્હારી પરિણિતા પત્નિ હોવા છતાં તમારા પ્રતિ એના મનમાં દુષ્ટ મદન વિકાર હોવા માટે મને સંશય છે, એમ પણ મેં એને સુચના કરી. વનિતાઓની મર્યાદાનો ધ્વંસ કરનારી આવી બિભત્સ વાણીથી જો એને અપમાન થયું હોત જો એણે પોતાની નિર્દોષતા સિદ્ધ કરી હોત, અને પોતાનો અંગીકાર કરવા માટે મ્હારી પ્રાર્થના કરી હોત, તો હું માનત કે તમારાપરની એની જન્મ પર્યંતની પ્રીતિ એ ભૂલી ગઈ છે. ભાઈ! અતિકોપજનક આરોપનો પણ આ નમ્રજને જે ઉત્તર આપ્યો તેનું તમે અનુમાન કરી શકો છો? એણે ફક્ત એટલુંજ કહ્યું કે, 'હું દોષિત છું, અને આપ મહાનુભાવની સ્ત્રી થવા લાયક નથી.' હિરણ્યમયી! જે હેતુથી સન્નારી તરીકે એક નિર્ઘૃણ તથા અસત્ય કટાક્ષનો

તેં સ્વીકાર કર્યો, તે હેતુ સમજતા હું ખુશી થયો છું, તથા તારે માટે મને પૂજ્યભાવ ઉત્પન્ન થયો છે. પ્રેમ શૂન્ય-સંયોગને શરણ થવા કરતાં અપવાદાત્મક આરોપ સહન કરવાને તું રાજી હતી. મ્હારી પુત્રી! તું તથા ત્હારા સ્વામી સર્વ પ્રકારે સુખી થાવ, એવી મ્હારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે."

હિરણ્યમયીના મનને હજી પણ પૂર્ણ સમાધાન થયું નહી.

તેણે પૂછ્યું, "મહારાજ! આપની દાસીની એક બીજી શંકાનું સમાધાન કરો. જો પુરંદર સીલોનમાં હતા, તો લગ્ન વખતે બનારસમાં એઓ કેવી રીતે આવ્યા? અને જો તે વખતે તેઓ એ પવિત્ર નગરમાં આવ્યા હતા, તો હમે બધાં એ વિષે અજાણ રહ્યાં, એમ કેમ બન્યું?'

રાજાએ જવાબ દીધો, "અરે એ તો સ્હેજમાં સમજાય એમ છે. સ્વામિજી તથા પુરંદરના પિતાએ એ પ્રમાણે ગોઠવણ કરી હતી કે તારા પતિએ સીલોનથી બારોબાર બનારસ જવું. અને લગ્ન ક્રિયા પૂરી થયે પાછાં ત્યાંજ (સીલોન) જવું. રસ્તે જતાં એ પોતાને ઘેર આવ્યા નહોતા. અને એથીજ મ્હારી સર્વોત્તમ તામલૂક નગરીની ચર્ચામાં એ હીલચાલ છેક ગુપ્ત રહી હતી."

આ સમયે નીચોવળી નમન કરી પુરંદર બોલ્યો, "મહારાજ! મ્હારા હૃદયની મોંઘામાં મોંઘી આશા આપ શ્રીમાને આજે પૂર્ણ કરી છે, તેવીજ રીતે સર્વ આશાઓ પરમકૃપાળુ વીશ્વનિયંતા પૂર્ણ કરો. આપ નામદારના સર્વ પ્રદેશમાં આપના દીન દાસ તથા પ્રજામાં પુરંદર શેટીથી આજે કોઇપણ વિશેષ સુખી નથી.

---

# તૂટેલી સારંગી.

( અંગ્રેજી ઉપરથી ફેરફાર સાથે. )

લેખકઃ—રા. રા ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી. કલકત્તા.

બીચારો અન્ધ વિપાદરાય! તે પોતાની સારંગી લઇ સમયે સમયે શોકસંગીતના અતી ગહન અને હૃદયસ્પર્શી સ્વરો જગાવતો. શોક અને હર્ષના મીશ્ર ભાવથી પૂર્ણ મેં તેનું સંગીત કલાકોના કલાકો સુધી સાંભળ્યું છે.

જ્યારે તે પોતાની સારંગીના તારમાંથી વિવિધ પ્રકારના હૃદયભેદક સૂર ઉત્પન્ન કરતો, ત્યારે તેના નયનમાંથી અશ્રુબિન્દુઓ ટપકતાં. તેના શોકસંગીતના તે હૃદયભેદક સ્વરો તેને માથે પડેલા અનેક દુઃખોથી ઉત્પન્ન થયેલા વિષાદી ભાવના પરિણામરૂપ હતા.

શાન્તિ અને આનન્દનાં વર્ષો વ્યતિત થવા લાગ્યાં. યદ્યપિ વિષાદરાય અને તેની પત્નીએ પોતાનાં બે નાનકડાં બાળકોને એક પછી એક ગુમાવ્યાં હતાં, તોપણ તેઓ હજી સુખી હતાં. કારણ કે તેમની મોટી પુત્રી શુચિબાલા અને તેમનો નાનકડો પુત્ર સુમન એ બે બાલકો હજી તેઓને આનન્દ અર્પતાં હતાં.

પણ અફસોસ ! એક દહાડો વિષાદરાયની પત્ની ઓચીંતી આ નશ્વર જગતનો ત્યાગ કરી ગઈ! આ સમયે વિષાદરાયનાં વિષાદની સીમા નહોતી. તેનું હૃદય ચૂર્ણ થઇ ગયું.

ઉપરના બનાવ પછી ૭ વર્ષે વિષાદરાય પોતે મૃત્યુના બીછાના પર પડયો. તેને આખે શરીરે શીતળા નીકળ્યા હતા, તેના નાના પુત્ર સુમન પાસેથી આ રોગ તેને લાગુ પડયો હતો. બાળક તો સાજો થયો, પણ ડૉકટરોએ જણાવ્યું કે આ મૃત્યુના બીછાનામાંથી વિષાદરાયને ઉઠવાની આશા ઘણી થોડીજ છે. તેની પુત્રી શુચિબાલા, જે હમણા બાર વર્ષની થઇ હતી, તે સતત્ ચિન્તા અને સ્નેહથી પોતાના પ્રિય પિતાના બિછાના સન્મુખ બેસી રહેતી અને તેને તપાસ્યા કરતી.

ઈશ્વરકૃપાથી વિષાદરાય સાજો થયો, પણ તે માંદગીમાં તેણે પોતાનાં નેત્રો ગુમાવ્યાં હતાં.

જે સાદા ઓરડામાં વિષાદરાય અને તેની પુત્રી શુચિબાલા બેઠાં હતાં, તે ઓરડામાં અસ્ત પામતો સૂર્ય પ્રકાશનાં કિરણો ફેંકી રહ્યો હતો. ઉનાળાની સમીર લહરી સુવાસિત પુષ્પો ઉપરથી વહીને બારી દ્વારા તે ઓરડામાં દાખલ થઈ મંદ મંદ સુવાસ ફેલાવતી હતી. આ સમયે શુચિબાલા શીવવાનાં કામમાં નિમગ્ન થઇ ગઇ હતી. શીવતાં શીવતાં તેણે પોતાનું માથું ઉંચું કરી થોડેક દૂર વિષાદરાય બેઠો હતો તેને કહ્યું, "પિતાજી ! તે મહાન પ્રભુ આપણા તરફ કેટલો બધો દયાભાવ રાખે છે તેનો હું હમણાંજ વિચાર કરતી હતી. આવા વિપત્તિના સમયમાં પણ તેણે કેટલાં બધાં મનુષ્યોને આપણાં મિત્ર બનાવી રાખ્યાં છે ? પેલી ભલી બાઇ કે, જેના વિષે મેં તમને અગાઉ કહ્યું હતું તેણે જો પોતાના મિત્રોને ભલામણ ન કરી હોત તો જે કામ હમણા હું કરૂં છું તે મને મળત નહીં.—આપણા તરફ માયા રાખી મને શીવવાનું કામ સોંપનારાના પ્રતાપથીજ આપણે આટલો વખત સુધી આ ઓરડો ભાડે રાખી શકયાં છીએ."

ગી તેની પરમ પ્રિય મૃતપત્નીએ પોતાના વહાલા પતિના ઉપયોગ માટે સ્વહસ્તેજ ખરીદી હતી. વિષાદરાય પોતાની પુત્રી શુચિબાલા અને પોતાના પુત્ર સુમન કરતાં આ જગતમાંની અન્ય સર્વ વસ્તુઓના મૂલ્યથી આ સારંગીનું મુલ્ય અધિક આંકતો. અંધાપામાં આ સારંગી તેને આશ્વાસન રૂપ થઇ પડી હતી. અને તેના અનેક વિષાદોમાં હર્ષનાં બિન્દુઓ રેડતી.

વિષાદરાયના કુટુંબમાં ક્ષયરોગ વંશપરંપરાથી ચાલતો આવેલો હતો. હાય ! તે ક્રૂર રોગે શુચિબાલાને પોતાના પંજામાં લીધી.

ગરીબ બીચારો વિષાદરાય ! તેની વ્હાલી પુત્રી, તેના હૃદયને આલ્હાદ અર્પનાર પવિત્ર શુચિબાલા ગઈ !—તેને તજી ગઈ ! તે શોકના ભાર નીચે દબાઇ ગયો. અને તે ભારમાંથી મુક્ત થતાં ઘણો વખત લાગ્યો.

પોતાના નાના પુત્ર સુમનને એક હાથે વળગાડી અને બીજા હાથમાં પોતાની સારંગી લઇ આ મિથ્યા જગતના સર્વ બન્ધનોને તોડી વિષાદરાય પોતાના ઘરનો ત્યાગ કરી બહાર નીકળ્યો. તેના આગલા શેઠની ઉદારતા પર વધારે સમય આધાર રાખવો તેણે ઉચિત ગણ્યો નહીં. તેણે હવે પોતાની માનીતી કલા પોતે પોતાના પુત્રના ગુજરાનના સાધનરૂપ બનાવવાનો નિશ્ચય કર્યો. હવે તે ગામ તેના બીછાને ભટકવા લાગ્યો.

ખરેખર ! જ્યારે તે સ્પષ્ટતા અને મ[illegible] ધીમા ધીમા સ્વરો પોતાની સારંગીમાંથી જગાવતો, ત્યારે તેની આસપાસ [illegible] મનુષ્યોમાં કોઇકજ એવું નીકળતું, કે જેનાં નેત્રો અશ્રુથી ભીંજાયાં ન હોય.

* * * *

ગ્રીષ્મ ઋતુનો સુન્દર દિવસ હતો. ટેકરીઓ અને ખીણો પર, તેમજ વિપીન અને ઝરણાંઓ પર સૂર્ય પ્રકાશતો હતો. લાવરીનું ગીત દૂરના સોનેરી વાદળાંઓમાંથી સંભળાતું હતું. ધાન્યથી ભરેલાં ખેતરો ઉપર થઇને વહેતો પવન સુવાસિત હતો. સર્વ સ્થળે આનંદ, સ્તુતિ અને પ્રેમના ભાવો ઉત્પન્ન કરે એવાં દૃશ્યો નજરે પડતાં હતાં. પક્ષીઓ પણ આ આનંદમાં ભાગ લેતાં હોય તેમ જણાતાં હતાં. તે મહાન પ્રભુ કે જે વૃષ્ટિ તડકો અને પુષ્કળ ધાન્ય આપે છે, તેના પ્રતિ આ દૃશ્ય નીરખતાં આભાર પ્રદર્શિત ન કરે, એવું કયું હૃદય આ જગતમાં હશે ? ખરેખર, નહીંજ હોય.

આવે સમયે કોઇક માનવી તે દૃશ્યમાંથી પસાર થતું જણાતું હતું. અને યદ્યપિ તે માનવી તે દૃશ્ય નીરખવા શક્તિવાન નહોતુ, તથાપિ તેનું હૃદય પ્રભુ પ્રત્યેના આભારથી ઉભરાઇ જતું હતું. મધુર અને તાજો વાયુ તેની ઉંચી થતી ભ્રકુટીને આનંદ અર્પતો હતો.

તે વિષાદરાય હતો. તેનો નાનકડો પુત્ર સુમન તેને દોરી જતો હતો. એક ખેડુતે તેઓને આમંત્રણ કર્યું હતું અને તેને ત્યાં જવા માટે તેઓ હમણાં ખેતરોમાં થઇને ટુંકો રસ્તો લેતા હતા.

એકાએક શિકારીઓના ઉંચા અને આનંદી સ્વરો પવન સાથે અથડાયા. તે સ્વરો સાથે શિકારી કૂતરાઓની ચીસો ભળી જતી હતી. ઉતાવળે દોડતું એક સસલું તે પિતા અને પુત્ર પાસેથી પસાર થઇ ગયું બીજીજ પળે શિકારી કૂતરાઓ અને શિકારીઓ ધસતા આવ્યા.

એક ક્રૂર અવાજ તેજ વખતે સંભળાયોઃ " દૂર ખસ ભીખારડા ! રસ્તામાંથી આઘો નીકળ. "

નાના સુમને ધ્રૂજતાં પોતાના પિતાને કહ્યું " પિતાજી ! જલદી !-જલદી ખસી જાઓ ! "

વિષાદરાય કે જેણે આવા ક્રૂર શબ્દો કદાપી સાંભળ્યા નહોતા અને જે આ પોતાની નજરે ન દેખી શકાય એવા ભયથી ચમકી ગયો હતો, તેના હાથમાંથી સારંગી સરી પડી અને તે શિકારીના અતી વેગથી દોડતા ઘોડાના પગની પાછલી ખરીઓ તેના પર અથડાવાથી તે ભાંગીને ચૂરેચૂરા થઇ ગઈ!

તે લાગણી વગરનો શિકારી પોતાનો ઘોડો કુદાવતાં કુદાવતાં હસતો હસતો બોલ્યો " ભીખારડા ! તારૂં ગીત હવે ગવાઈ રહ્યું."

અરે ! આ સમયે વિષાદરાયના ઉંડા અને હૃદયસ્પર્શી દુઃખને કોણ આલેખી શકે? આ છેલ્લા હીનભાગી બનાવમાં તેના જીવનનાં સમસ્ત દુઃખો એકઠાં થયાં હોય એમ તેને જણાયું.

તે પોતાની ... જે થવાથી એટલાં બધાં પ્રેમસ્મરણો ગૂઢતાથી જડાયેલાં હતાં કે જો કોઈએ ... ષાદરાય અને સોનાના સિક્કાઓથી ભરેલી કોથળી આપવા માંડી હોત તો પણ ... કિરણો ફેંકી રહેલ કરત અરે ! તેની વહાલી મૃતપત્નીએ તે તેનેજ માટે ખરીદી હતી ! ... તે ... સારંગી, તેની વહાલી પુત્રી શુચિબાલાનું આનંદ સ્થાન હતું અરેરે ! શુચિબાલા-તે શાંત પવિત્ર મૂર્તિ ! જ્યારે જીવતી હતી ત્યારે તે સારંગીના ગહન સ્વરો સાથે પોતાના મીઠા અને હૃદયસ્પર્શી સ્વરો મેળવતી ! તેજ-તેજ સારંગી તેની ચિન્તાઓમાં આશ્વાસનરૂપ હતી ! અરે ! તેના એકના એક પુત્ર સુમનના પોષણનું સાધન પણ તેજ સારંગી હતી ! હાય ! તે ગઈ-ગઇ !

જ્યારે શિકારીઓનો ધ્વનિ શમી ગયો, ત્યારે વિષાદરાય તે સારંગીની દશા તપાસવા નીચો વળ્યો; અને દુઃખપૂર્ણ સ્વરે સુમનને પૂછ્યું " બેટા ! તે ભાગી ગઈ કે ? "

નાનો સુમન અત્યંત દુઃખિત બની રડવા સરખો થઇ બોલ્યો " હા, પિતાજી ! ભાગી ગઇ ! તેના ટુકડે ટુકડા થઇ ગયા છે. "

વૃદ્ધ અને અંધ પુરૂષે અસીમ ક્રોધથી પોતાના હાથની મૂઠી વાળી. નાનો સુમન રડવા લાગ્યો અને જાણે તેનું નાનકડું હૃદય ચૂર્ણ થઇ જશે એવી રીતે ડચકાં ખાવા લાગ્યો.

તેટલામાં એક માયાળુ સ્વર સંભળાયો. જે ખેડૂતે તેઓને આમંત્રણ કીધું હતું તેનોજ આ સ્વર હતો. તેણે આ સર્વ દૂરથી જોયું હતું અને સારંગી તૂટવાનો અવાજ સાંભળી તે તરતજ દોડી આવ્યો હતો.

તેણે કહ્યું ' તે ક્રુર મનુષ્યના ઉપર દુઃખનો વરસાદ વરસો. કેવો ક્રુર ! કેવો નીચ ! બદમાશ ! "

વિષાદરાય બોલી ઉઠયો "બસ, બસ, ભાઈ ! બસ. તેનું બુરૂં ન વાંચ. મનુષ્યોએ બદલો વાળવાની ઇચ્છા રાખવી ન જોઇએ. મહા પ્રભુ તેને ક્ષમા અર્પે. તેણે મારાં સર્વસ્વનો નાશ કીધો છે, તોપણ હું તેને ક્ષમા અર્પવા રાજી છું."

તે ખેડુતનાં નેત્રોમાંથી દયાનાં અશ્રુઓ ટપકયાં. તેણે કહ્યું "ભલા પિતા અને પુત્ર ! આવો, મારે ઘેર આવો. ત્યાં તમને ખરા હૃદયનું સન્માન મળશે. શોકાતુર વૃદ્ધ મનુષ્ય ! શોક ન કર. ઈશ્વરકૃપાથી તને આ તૂટેલી સારંગી કરતાં વધારે સારી સારંગી મળશે."

તે અંધ મનુષ્ય બુમ પાડી ઉઠયો "અરે ! ના, ના. મારે તે નથી જોઇતી. તે મારી વહાલી સારંગીનો જોટો મળનાર નથી. મારાં જેને મેં ગુમાવ્યાં છે, તેનાં કરતાં પણ તે મને અધિક પ્રિય હતી. જ્યારે હું તે સારંગીને મારા હાથમાં પકડતો, જ્યારે હું તેના આશ્વાસન અર્પનાર મધુર સુરો સાંભળતો, ત્યારે મારો આત્મા ગત સમયનાં સુખદ સ્મરણથી ઉલ્લાસી બનતો ત્યારે-તે આનંદ ને ઉલ્લાસના સમયે એક રમ્ય સ્વપ્નની પેઠે મારી મૃત પત્ની, મારાં બે નાનકડાં મૃત બાળકો, મારી મધુરી શુચિબાલા, એ સર્વે પુનઃ મારાં નેત્ર સન્મુખ તરી આવતાં. અરે ભલા અને લાગણીવાળા ખેડુત ! તે સારંગી મારી પરમ પ્રિય પત્નીની ભેટ હતી ! અરેરે ! તે શિકારીને ભાગ્યેજ વિચાર આવ્યો હશે કે જ્યારે તેણે તે અમૂલ્ય ભેટના કટકે કટકા કર્યા. ત્યારે તેણે તેની સાથે મારા આ હૃદયના પણ કટકેકટકા કર્યા !

અફસોસ ! એમજ બન્યું હતું ! તે ભલા ખેડુતે પોતાના દુઃખી મહેમાનને ખુશી રાખવા કરેલો પ્રયત્ન સફળ નજ થયો. તે પુનઃ તેના બીછાનામાંથી ઉઠયો નહીં. હાય ! હીનભાગી વિષાદરાય !

---

# आनन्दाश्रमः

## " પોથીમાંનાં રીંગણાં ! "

### ( એક ન્હાની મુસાફરી: ભ્રષ્ટાભ્રષ્ટ વિશે વિચાર. )

લેખકઃ શ્રીયુત " પાન્થિક. "-દહેગામ.

એક સાંજરે હમેશની રીત મુજબ વ્યાયામ કરીને હું બાહારથી ઘેર આવ્યો. વાળુ કર્યા બાદ પથારીમાં આળોટતો પડયો હતો, અનેક તરેહના વિચાર વમળમાં ગોથાં ખાતો હતો, એવામાં મને વિચાર થઈ આવ્યો કે હોળીના તહેવારોની રજાઓના ચાર દીવસ હજુ બાકી છે, તેથી મારે એકાદ બે દીવસ માટે રેલ્વેની ટ્રીપ (મુસાફરી) કરવી. કઈ બાજુ તરફ જવું, જવું તો એવી બાજુ તરફ જવું કે જ્યાં કુદરતની અલૌકીક રચના જોઈ મન આનંદમય થાય, અને રેલ્વેનો બહુ ટુંકો નહીં અને લાંબો પણ નહીં એવો ખુશકારક રસ્તો પસંદ કરવો કે વખતે તેજ દીવસે પાછું ફરવું હોય તો બની શકે. એમ ગડભાંગ કરતાં પ્રાંતિજ રેલ્વેમાં મુસાફરી કરવાનું ઠર્યું. કારણ કે બ્રહ્મખેડ સુધી ગાડીનું છેલ્લું સ્ટેશન છે અને ત્યાંથી તેજ દીવસે મેલમાં પાછું આવી શકાય છે. આ નિશ્ચય કરી નિદ્રાદેવીને આધિન બન્યો. સવારે ઉઠી તપાસ કરાવી કે અમદાવાદથી બ્રહ્મખેડ જવાનો મેલ ક્યારે ઉપડે છે-મારા એક પડોશીથી ખબર મળી કે સવારે પોણાનવે ગાડી રવાના થાય છે. મેં રસોઈઆને તાકીદ કરી. તેણે થોડીવારમાં રસોઇ તૈયાર કરી, મેં જમી લીધું અને સવારે આઠે ઘેરથી નીકળી સાડા આઠે સ્ટેશન ઉપર આવી ટિકેટ ઓફીસની બારી આગળ આવી

"માસ્તર સાહેબ, ટીકીટ આપો" એમ એક બેવાર બુમો મારી. પણ માસ્તર સાહેબ બીજા કામમાં રોકાએલા હતા તેથી મારી વાત લક્ષમાં લીધી નહીં. ટ્રેઈન ઉપડવાનો વખત થઈ જવા આવવાથી મારી ધીરજે હદ છોડી અને પૈસા બારીના કમાડ આગળ ખડખડાવી ઇંગ્લીશમાં મ્હેં કહ્યું Have me one ticket of Braham-khed,please.(મહેરબાની કરી મને એક બ્રહ્મખેડની ટીકીટ આપો ) ઉપરના વાકયથી અથવા કાંતિ પૈસાના ખડખડાટથી ટિકીટ માસ્તર સાહેબનું લક્ષ મારા તરફ થતાં આવ્યા. સ્વભાવ પ્રમાણે "કેમ મોડા આવો છો, ગાડી ઉપડવાનો ટાઈમ થયો છે" એમ તે બબડવા લાગ્યા. મે પણ "પ્લીઝ," "પ્લીઝ" (મહેરબાની કરીને આપો) કહ્યાં કર્યું. અંતે ટીકીટ મળી. તુરતજ ઝાંપા આગલ કપાવી ટીકીટ તપાસનારે કહ્યું, દોડો, દોડો નહીં તો ગાડી ઉપડી જશે. હું દોડતો ગાડી તરફ ગયો. ગાડી ઉપડવાની તૈયારીમાં હતી. હું એક ડબ્બાના ખાંનામાં બારણું ઉઘાડી ચઢી બેઠો. મારા ખાંનામાં ફકત એકજ યુવાન જેવો માણસ ભભકાદાર એટલે સાધારણ ઉજળાં કપડાં પહેરેલાં માથે ટોપી હાથમાં છત્રી ગજવામાં રૂમાલ સાથે બેઠેલો હતો. ઉમ્મર આશરે પચીસેક વર્ષની લાગતી હતી. તેની સાથે કેટલીક વાતચીત કરી. કયાં જવાના છો?-તે પણ પુછી જોયું. તેણે કહ્યું, હું ઈડર જાઉંછું. એમ વાતચીત થતી હતી, તેવામાં ગાડી અસારવે આવી પહોંચી. ત્યાંથી એક વાણીઆ જેવો ગૃહસ્થ વેપારી અમારા ખાનામાં આવી બેઠો. એ વૈશ્નવ ધર્મ પાળતો હશે એમ તેના કપાળે કરેલા ટીલા ઉપરથી મને જણાયું. મેં તેમને પુછ્યું, આપ કયાં સુધી જવાના છો? તેણે કહ્યું હું ઠેઠ બ્રહ્મખેડ સુધી જાઉં છું-કંઇક વેપારના મોખ ઉપર જવાનું થાય છે.-એમ બોલી રહ્યા બાદ થોડો વખત શાંત રહ્યા. ગાડી ઉપડવાની વ્હીસલ થઈ અને ગાડી ચાલી. બાદ પેલા વૈશ્નવે મારી જોડે બેઠેલા ગૃહસ્થને પુછ્યું,-તમે કયાં જાઓછો? તેણે મને જે જવાબ આપેલો તેજ જવાબ આપ્યો અને શી જ્ઞાતિ છો એવો પ્રશ્ન તે ટોપીવાળા જવાનને પુછતાં,-તેણે કહ્યું, સાહેબ, હું ઢેડ છું. તેની વાણી એવી મધુર અને સંસ્કારવાળી હતી કે મારૂં મન તેના તરફ કોઇ પણ જાતના તિરસ્કાર શિવાય આકર્ષાયું અને વિશેષ પુછવાની ઇચ્છા થઈ. પણ હું પુછું તે પહેલાં તો પેલા વૈશ્નવ ગૃહસ્થે પ્રશ્ન કર્યો કે તમે હલકી કોમના હોવા છતાં આવા સારા સંસ્કારવાળા કેમ બન્યા અને કયાંનાં રહીશ છો?

ટોપીવાળો—હું પાટણ જીલ્લાનો રહીશ છું. ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કરી પાસ થયો છું અને નામદાર ગાયકવાડ સરકારના નેકી રાજ્યમાં અંત્યજ શાલામાં માસ્તર તરીકે નોકર છું. એ બધું મે પ્રાપ્ત કર્યું તે કેળવણીનો જ પ્રતાપ હું સમજું છું.

મેં પુછ્યું,-તમારી જ્ઞાતિમાં કેળવાએલાનો કેટલી સંખ્યા હશે?

ટોપીવાળો—આ દસકામાં કેળવણી પામેલાઓની સંખ્યા વધતી જાય છે. મારા કરતાં પણ આગળ વધેલા ઘણા છે. પણ ઉંચ વર્ણના લોકોના તિરસ્કાર આગળ હમારૂં જોર વધારે ચાલતું નથી. પરન્તુ કેટલાક કેળવાએલા ઉચ્ચ વર્ણના ગૃહસ્થોની દિલસોજી અમારી તરફ હવે વળવા માંડી છે, તેથી કંઇક અંશે અમને આશરો મળે છે અને સર્વથી વિશેષ સહાયતા નામદાર ગાયકવાડ સરકારની છે. તેઓ અમારા જેવી પછાત પડેલી જાતને કેળવવા વધારે ઉત્સુક છે અને તેમણે પોતાના રાજ્યમાં, દરેક તાલુકામાં અને લગભગ દરેક ગામોમાં અંત્યજશાળાઓ સ્થાપી છે. તેનો લાભ અમારા લોકો હોંશથી લેવા માંડયા છે અને તેનુંજ પરિણામ આપ રૂબરૂ જુઓ છો તે છે.

વૈશ્નવ—તમારા જેવા સ્વચ્છ અને ભણેલા માણસ સાથે ગાડીમાં સાથે બેસવાને અડચણ નથી; પણ તમારી જાતના બીજા ગંદા અને જેને દેખીને તિરસ્કાર ઉપજે એવા લોકો જોડે બેસવું ઘણા હીંદુઓને પરવડતું નથી. માટે તે જુદા બેસતા હોય તો ઠીક. એ તેમણેજ સંભાળી લેવું જોઇએ.

ટોપીવાળો—હા, સાહેબ! આપ કહો છો તે વાત ખરી છે. પણ જેવા અમે માણસ છીએ તેવાજ આપ માણસ છો છતાં અમે આવી રીતે વારંવાર તિરસ્કારને પાત્ર થઈએ. તેથી અમને માઠું તો લાગે છે, પણ ગાડીએ મુસાફરી કરવામાં અમારો ઈલાજ નથી અને આવી રીતે અમારી તરફ વર્તવામાં આવે તો પછી અમે એની એ સ્થિતિમાં સડયા કરવાના. અમારા લોકોને બોધ આપી, કેળવી સુધારવા જોઇએ, અને તે કામ આપના જેવા ઉચ્ચ કોમવાળાનું છે. અમને આગળ વધારવાનો પ્રયત્ન કરવામાં જ ઉચ્ચ કોમવાળાનું શ્રેય છે.

ઉપરની વાતચીત દરમ્યાન ગાડી નરોડા સ્ટેશને આવી પહોંચી. અમારા ખાનામાં તે સ્ટેશનેથી એક દક્ષિણી પાઘડી પહેરેલો શાસ્ત્રી જેવો, કપાળમાં મોટું તીલક કરેલો એવો, માણસ આવીને બેઠો. તે જરાક વાચાળ હોવાથી અમારે કયાં જવું છે,-કયાંથી આવો છો, વિગેરે શિષ્ટાચારની વાતો કરતાંમાં ગાડી ઉપડી. મેં પાનખાવાની ચિમચી કાઢી અમારા ખાનામાં બેઠેલા વૈશ્નવ ગૃહસ્થને પાન આપ્યું. અમે પાનખાવાના કામમાં રોકાએલા હતા, એવામાં શાસ્ત્રીજી એ ટોપીવાળાને પુછયું, આપ કયાંથી આવો છો? અને શી જ્ઞાતે છો? એવો પ્રશ્ન પુછતાં ની સાથે મેં જ ઉત્તર આપ્યું કે તે જાતે ઢેડ છે. આ શબ્દ શાસ્ત્રીજીના કાને પડતાંજ એકદમતાણને સણકો થયો હોય તેમ તેઓ ઉભા થઇ ગયા. તરત જીભ દબાવી, "ગો વીંદ, ગોવીંદ," નામોચ્ચાર કરવા મંડી પડયા અને તત્ક્ષણે અમારા તરફ કરૂ મુખારવીંદ કરી કહેવા માંડયા કે ભાઇ સાહેબ મને જરા કહેવું તો હતું કે આ ખાનામાં આવશો નહીં. કારણ અહીં ઢેડ બેઠેલો છે. તો હું બીજે બેસત. હવે મારે આજે ઉપવાસ કરવો પડશે અને સર્વ વસ્ત્રો ધોઇ નાંખવાં પડશે હરિ ઇચ્છા, જે બનવાનું હતું તે બન્યું એમ કહી જરા સ્વસ્થ થયા.

ટોપીવાળો—જોયું સાહેબ? આમ છે. હું તો વેગળો બેઠો છું, છતાં ઢેડનું નામ સાંભળતાંજ જ્યારે આ પ્રમાણે બને છે તો પછી સ્પર્શ તો બનેજ શી રીતે? અમારા લોકોને ગાડીમાં કોઇ બેસવા દેતું નથી, બારણા આગળ આવીને ઉભા રહે છે અને બીજા ડબ્બામાં જાઓ જાઓ એમ લોકો બુમરાણ પાડી મુકે છે. પછી નછુટકે ગમે તે ડબ્બામાં અમને બેસાડવામાં આવે છે. આવું વર્તન અમારા તરફ ચલવવામાં આવે છે; તો પછી અમારી સ્થિતી સુધારવા તરફ કેટલાની દીલસોજી હશે તે આપ સાહેબો સમજી લેશો.

આ બધી વાતચીત દરમ્યાન શાસ્ત્રીજી કાનોમાં આંગળીઓ ઘાલી ટોપીવાળાને "ચુપ ચુપ" કહેતા હતા. પણ ટોપીવાળાએ તો એનું બોલવું શરૂ રાખ્યું—

મેં પૂછ્યું:—માસ્તર તમો કહો છો તે સત્ય છે, પણ ધૈર્યતાથી તમારી કોમ જેમ જેમ કેળવણીમાં આગળ વધશે તેમ તેમ આ વ્હેમ ઓછો ઓછો થતો જઈ છેવટે કેવળ નાબુદ થશે.

શાસ્ત્રીજી—(અમારા સામું જોઇ)-ગોવીંદ, ગોવીંદ, તમારા સામે ઢેડ બેઠો છે, તેના દેખતાં તમે પાન ખાઓ છો? માટે તમારે પ્રાયશ્ચિત્ત કરાવવું પડશે. તેને ઉત્તેજન મળે એવી રીતે તમે તેની સાથે વાત કરો છો; તેથી મને લાગે છે કે તમે સુધારાવાળા હશો. ખરે-

ખર સુધારાવાળાઓએ હાલમાં ધર્મનું સત્યાનાશ વાળી નાંખ્યું છે, ગોવીંદ, ગોવીંદ !

વૈશ્નવ—માહારાજ, એનામાં દેઢપણું નથી, એ કેળવાએલો છે. છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો છે. હાલ એ માસ્તર છે.

શાસ્ત્રી—જે અતિશુદ્ર છે તેને વિદ્યાદાન આપવું એજ ધર્મનો નાશ સમજવો. ગોવીંદ, ગોવીંદ, અરે જે શુદ્ર છે તેને વિદ્યાદાન આપવાનો અધિકાર નથી તો પછી અતિશુદ્રની તો વાતજ શી કરવી ? જ્યારે આવુંજ થશે તો પછી બ્રાહ્મણોનો ભાવ કોણ પુછશે ? ગોવીંદ, ગોવીંદ,–હળાહળ કળીયુગ વ્યાપી ગયો!

માસ્તર - શાસ્ત્રી મ'હારાજ,—આટલું બોલતાં માંતો શાસ્ત્રીજી બે કાનમાં આંગળીઓ ઘાલી બોલ્યા કે અલ્યા તું બોલીશ નહી.

વૈશ્નવ—માહારાજ આમ તેને બોલતાં અટકાવો એ ઠીક નહીં. પ્રથમ તેનું કહેવું સાંભળો તમારે સાંભળવાની ઇચ્છા ન હોય તો મૌન ધરો, પણ બીજાને તો સાંભળવા દ્યો. વિદ્યાના સંસ્કારવાળો માણસ બીજા ગમે તે શારીરિક દુષણવાળો હોય અગર અનધિકારી હોય તો પણ તે વિદ્યાથી શોભે છે. મારૂં માનવું તો એવું છે કે પેટભરૂ નિરક્ષર અને આળસુ બ્રાહ્મણ કરતાં તે શ્રેષ્ટ છે.

શાસ્ત્રી—તમે તમારા તીલક ઉપરથી વૈશ્નવ જણાઓ છો, છતાં આમ બોલો છો એથી હું આશ્ચર્ય થાઉં છું. ખરેખર તમને પણ સુધારાવાળાઓનો ચેપ અડકયો લાગે છે ! ગોવીંદ, ગોવીંદ !

વૈશ્નવ—(જરાક મીજાજ ખોઇને) માહારાજ, શું બાહ્ય તીલકથીજ ધર્મ પાળ્યો એમ ગણ્યું છે ? "ઉપરકી ચટાપટી–ભીતરકી રામ જાણે !" કહેવું કંઇ અને કરવું કંઇ. ભગત છે કેવરાવવું છે અને બગલમાં છુરી સંતાડી રાખવી છે, એવું વર્તન રાખી ભોળા અને ધર્મ ઘેલા પુરૂષ અને સ્ત્રીઓને ઠગવી એમાંજ ખરો ધર્મ આવી ગયો ? જે ખરૂં કર્તવ્ય બ્રાહ્મણો અને ગુરૂઓનું છે તેનું તો તેમને ભાનજ નથી. ઉલટા ધર્મને બ્હાને ધુતી ખાવામાંજ પોતાનું ખરૂં કર્તવ્ય ગણે છે.

શાસ્ત્રી—રામકૃષ્ણ ગોવીંદ ! આવુંજ જ્યારે વૈશ્નવોના મોંડામાંથી નીકળે ત્યારે પૃથ્વિનો છેડો નજીક આવવાનો એ નિશ્ચય છે. કહો બ્રાહ્મણોનું શું કર્તવ્ય છે તે તમે જાણો છો કે ? (ગુસ્સો કરી શાસ્ત્રીજીએ કહ્યું)–આંખ્યો મીંચીને શું ઠોક ઠોક કરો છો ?

વૈશ્નવ—બ્રાહ્મણે વેદાધ્યયન કરવું જોઇએ. દરરોજ ત્રિકાળ સંધ્યા અને નિત્ય નૈમિતેક કર્મો કરવાં જોઇએ, અને પોતાના તથા પરિવારના ઉદર પોષણાર્થે યાચના કરવી જોઇએ. નહીં કે હાથમાં સપડાએલ યજમાનને લુંટી પોતે શ્રીમંત થવું ! સંતોષ રાખવો, ગમે તે માણસને વિદ્યાદાન આપવું, અમુકને વિદ્યા ભણવાનો અધિકાર છે અને અમુકને નથી એવો સંકુચિત વિચાર નહીં રાખવો, આધુનિક જમાનાને પિછાની જરૂર જોગા સુધારા પણ દાખલ કરવા આવશ્યક છે. પ્રથમના વખત વહી ગયા છે. ન્યાયી બ્રિટીશ (ગવર્નમેન્ટ) સરકારના અમલમાં દરેક જાતિને કેળવણી બોહોળા પાયા ઉપર અપાય છે. સર્વને સરખો ન્યાય મળે છે. ઢેડ વિદ્યા ભણે તો તેને પણ તેમ કરવા છુટ છે સરકાર જ્યારે લોક કલ્યાણાર્થે છુટે હાથે પૈસો ખરચે છે તો પછી બ્રાહ્મણોએ અન્યને માટે વિદ્યાનાં દ્વાર શા માટે સંકુચિત રાખવાં જોઇએ ? કદાપી બ્રાહ્મણો તેમ કરે તો હવે તેમનું નભી શકે તેમ નથી. કેમકે છાપવાની કળા કેટલાં એક વર્ષથી

અહીં શરૂ થઇ ગએલી છે તેથી વેદ તો શું, પણ બ્રાહ્મણો જેને પોતાનાં ગુહ્યમાં ગુહ્ય પુસ્તકો ગણે છે તે પણ છપાઈ તૈયાર થએલાં છે. તેથી તે દ્વારા પણ જેને જ્ઞાનની અપેક્ષા હોય છે તે લેઈ શકે છે. ધર્મ ગુરૂઓએ પણ આ ઉપરથી સમજવાનું છે કે કારણ તેઓનું પણ બ્રાહ્મણ જેવુંજ વર્તન હોય છે. બલ્કે બ્રાહ્મણ કરતાં પણ એક ચંદાવા ચડે તેવા ધર્મ ગુરૂઓ થયા છે ! પણ હવે કેળવણી ઈંગ્રેજ સરકારના અમલમાં એટલી બધી પ્રસરી ગઇ છે કે, લોકો હવે સારી રીતે સમજતા થયા છે, બ્રાહ્મણો અને ગુરૂઓનાં ધતિંગો લાંબો વખત સુધી હવે નભી શકે એમ છે જ નહીં. બધા બ્રાહ્મણો અને ગુરૂઓ મેં કહ્યા તેવા નહીં હોય તોપણ ઘણો ભાગ તેવો છે. તમે તો **શાસ્ત્રી** માહારાજ બહુ પવિત્ર જણાઓ છો, વિદ્વાન જણાઓ છો,-(આ સાંભળી શાસ્ત્રી માહારાજ સ્હેજ ખુશ જણાયા અને મુછોમાં સ્મિત કરવા લાગ્યા.-)પણ આ તો એકંદર બ્રાહ્મણો અને ગુરૂઓની વાત તમને કહી બતાવી અને એમાં મારો દોષ હોય તો કહી બતાવશો. ઉપરની બધી વાતચિત દરમ્યાન બે ત્રણ સ્ટેશનો પસાર થયાં પણ ધ્યાન બહાર ગયા. છેવટે દહેગામ સ્ટેશન આવ્યું. **શાસ્ત્રી** માહારાજને તૃષા લાગેલી હોવાથી લોટી પકડી બારીએ ઉભા રહ્યા અને કોઇ ઓળખીતાને પૂછ્યું કે અહીં ચોખ્ખું પાણી મળશે ? તેને ઉતાવળ હોવાથી શાસ્ત્રી માહારાજને શું જવાબ આપ્યો તે સાંભળવામાં આવ્યું નહીં. પણ શાસ્ત્રી બાહાર ઉતરી પાણીની શોધમાં આમ તેમ ફરતા હતા. હમને પછી ખબર નથી પણ પેલા હેડ માસ્તરે અમને કહ્યું કે શાસ્ત્રી ચોખ્ખું પાણી શોધતા હતા પણ નહિં મળવાથી પેલી લટકતી ડોલોમાં તમામ લોટા બોળી પાણી લે છે તેમાંથી શાસ્ત્રીજીએ પણ લોટી બોળી પાણી લીધું. આખરે ગાડી ઉપડવાની વખતે શાસ્ત્રી માહારાજ ગાડીમાં ચડીને કહેવા લાગ્યા કે ચોખ્ખું પાણી મળ્યું નહીં, તેથી નભાવી લીધું. તો પણ મેં જાણી લીધું કે **શાસ્ત્રીએ** પાણી લીધેલું હોવું જોઇએ. કારણ લોટી ભીની થએલી હતી તે લુછતા હતા. અને એક બે વખત હોઠઆં કરીને ઓડકાર પણ ખાધા હતા. મને તો શાસ્ત્રી મહારાજ માટે શંકા થઇ કે "**પોથીમાંનાં રીંગણાં**"ની પદ્ધતિના શાસ્ત્રી માહારાજ હશે. શાસ્ત્રીએ ધાર્યું હોત તો ડબ્બો બદલી શકત, પણ હમારી વાતો સાંભળવાના તેમની સબળ ઇચ્છા હોવી જોઇએ તેથી તેઓ પાછા પોતાનીજ જગ્યાએ આવી બેઠા. પાસેનું ખાનું દહેગામ સ્ટેશને ખાલી થવાનું હોવાથી નિશ્ચિંત થઈ શાસ્ત્રીજીને ત્યાં બેસવાનું કહ્યું. શાસ્ત્રી ખુશી થઈ ત્યાં બેઠા. ગાડી ઉપડવાની તૈયારી હતી એવામાં એક પોર્ટર જેવો ડ્રેસ પહેરેલ એક માણસ શાસ્ત્રી બાવા જે ખાનામાં બેઠા હતા તેનું બારણું ઉઘાડી એક બુટ પાટલુન કોટ ટોપી પહેરેલો એવા માણસને લાવી શાસ્ત્રી માહારાજના સામે બેસારી ગયો. તે માણસ લુગડે ઉજ્જ્વળો દેખાતો હતો, તેથી શાસ્ત્રી માહારાજ પ્રસન્ન દિસતા હતા. તે નવો આવનાર પેલા પોરટરનો સગો દેખાતો હતો. ગાડી ઉપડી તો પણ પેલો પોરટર ગાડીના પગથીઆ ઉપર ઉભો રહી આવજો, પત્ર લખજો, સરવેને બોલાવજો, વિગેરે સ્નેહયુક્ત વાતો કરતો હતો. ગાડી કેટલેક દૂર ગયા પછી **શાસ્ત્રી** માહારાજ વિનોદી હોવથી નવા બેઠેલા ગૃહસ્થને તેમણે પુછ્યું, કેમ સાહેબ, કયાં સુધી જશો ? વિગેરે વાર્તા ચલાવી. દરમ્યાન હેડ માસ્તરે પુછ્યું-પેલો પોરટર તમારો સગો થાય કે? તેના જવાબમાં **નવા આવી** બેઠેલા ગૃહસ્થે કહ્યું તે પોર્ટર નથી પણ સ્ટેશનનું ઝાડું કાઢનાર **તથા બાજરૂ**

ભંગી છે અને તે મારી માશીનો દીકરો થાય છે. આ સાંભળતાંજ શાસ્ત્રી માહારાજને વિજળી પકડાવી હોય તેમ આંચકો આવી ઉભા થઇ ગયા અને જોસમાં ઉભાં થતાંમાં તેમના માથા ઉપરની પાઘડી ઉછળી પેલા નવા આવનાર ભંગીના ખોળામાં પડી! શાસ્ત્રી માહારાજે તે નવા આવનારને દુર દુર એમ કહેતાં કેટલીક તિરસ્કાર યુક્ત વાણીનો સ્વાદ પણ ચખાડયો. પેલા ભંગીનો મીજાજ ગયો તેણે કહ્યું;—"આટલી બધી ચોખ્ખઇ કરે છે તો ગાડીમાં બેસવું નહોતું-પગે ચાલીને મુસાફરી કરવી હતી!" અમો બધા આ દેખાવ જોઈ હસવું ખાલી શકયા નહીં. પેલો ભંગી પાઘડી આપવા જતો હતો. માહારાજ ના નાં કરી આંગળી બતાવી સામેના પાટીઆ ઉપર મુક એમ કહેતા હતા. વૈશ્નવ વચ્ચે પડયો અને કહ્યું કે તે માહાત્મા પવિત્ર છે તેથી તેને અડકશે નહીં. પાટીઆ ઉપર મુક. તેથી તેણે પાટીઆ ઉપર મુકી. મેં કહ્યુ શાસ્ત્રી માહારાજ તમે અમારા ખાનામાં આવો તે ઉપરથી શાસ્ત્રી પોતાનો ખડીઓ ( સામાન ) ખાંધે ભેરવી પાઘડી ઉપાડી માથે ઘાલી અમારા ખાનામાં આવ્યા. વૈશ્નવ ગૃહસ્થે ઉઠી પોતાની જગ્યોએ શાસ્ત્રી માહારાજને બેસાર્યાં અને તે સામા પાટીઆ ઉપર જ્યાં માસ્તર બેઠા હતા ત્યાં બેઠા શાસ્ત્રી માહારાજ સ્વસ્થ થયા પછી મનમાં બબડવા માંડયા કે આજે ઘેરથી નીકળતાં થયેલા શુકનના ભાવ એવા હતા કે ઉપવાસજ થશે. ઇશ્વિર ઈચ્છા!-ગોવીંદ, ગોવીંદ! આ શિષ્ટાચાર ચાલતાં રખીઆલનું સ્ટેશન આવી પહોંચ્યું. ત્યાંથી કોઇ અમારા ડબ્બામાં બેઠું નહીં તેમ કોઈ ઉતર્યું પણ નહી. ગાડી આગળ ચાલી. માસ્તરે—ભંગીને ઉદ્દેશીને પૂછ્યું—ભાઇ તમે શો ધંધો કરો છો? અને આ તરફ કેમ આવવું થાય છે?

ભંગી—સાહેબ, હું મુંબઇમાં એક લશ્કરી યુરોપીઅન અમલદારને ત્યાં બબરચી ( રસોઇઓ ) છું અને સાણંદ તાલુકામાં મારૂં વતન છે. હું ત્રણ વર્ષે મુંબઇથી રજા ઉપર આવ્યો છું એટલે મારાં સગાંવાહાલાંને મળવા આ તરફ આવ્યો છું. તલોદ સ્ટેશને મારો એક સગો રહે છે તેને હું મળવા જાઉં છું.

માસ્તર—તમે કાંઇ ભણ્યા છો કે?—ભંગી—હા સાહેબ, મેં ઇંગ્રેજી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કરેલો છે. મારો બાપ અમદાવાદની મીશન સ્કુલના એક યુરોપીઅન સુપ્રીન્ટેન્ડન્ટના તાબામાં બબરચી હતો એટલે મેં ત્યાં રહી અભ્યાસ કર્યો છે,

માસ્તર—ત્યારે તમે કોઈ કચેરીમાં કેમ નોકરી નહીં લીધી?

ભંગી—ભાઈ, આપણી જાત તો ઢાંકી રહે નહીં. જાત છુપાવવાને માટે ખોટું બોલીએ તો પણ ખોટું કહેવાય. સરકાર તો બધી રૈયત સમાન ગણી મને નોકરી આપે, તો પણ હીંદુઓ આપણને માર ખાસડું કરે! અમને કોઇ ઉત્તેજન આપે એવું નહીં, તેથી શું કરીએ.

આ વાતચિત દરમ્યાન શાસ્ત્રી માહારાજ તો કાનમાં આંગળીઓ ઘાલી દાંત તળે જીભ દબાવી મૌન રાખી બેશી રહ્યા હતા. બાદ તલોદ સ્ટેશન આવ્યું. જ્યાં ભંગી ઉતરી પડયો. ખાલી ખાનામાં બે ત્રણ ઠાકરડા જેવા દીસતા માણસો આવી બેઠા. ગાડી આગળ ચાલી. કેટલોક વખત મૌન ચાલ્યા પછી મેં ચમચી કાઢી પારપડી ખાવા માંડી. શાસ્ત્રીજીએ તમાકુ પોતાની પાસે હતી તે ખાવા કાઢી, મને આગ્રહ કર્યો કે આ સારી તમાકુ છે લ્યો. મેં ચાહીને ચપટી લીધી. શાસ્ત્રીજીએ પણ તમાકુનો ડુચો મોંમાં નાંખ્યો. વૈશ્નવે પૂછ્યું,—દેકની

સાથે બેસી પાન ખાવામાં તમે બાધ ગણતા હતા અને હવે તમે પોતે તમાકુ કેમ ખાઓ છો? તેના ઉત્તરમાં શાસ્ત્રીએ કહ્યું,—પાનનો રસ તો પેટમાં જાય અને તમાકુનો રસ બાહાર થૂંકી કઢાય છે માટે તેનો વાંધો નહીં.

માસ્તરે કહ્યું,—શાસ્ત્રી મહારાજ, આપતો વિદ્વાન છો, પંડિત છો, જ્ઞાની છો—એટલું બોલતાંમાં શાસ્ત્રીજી ખુશ થએલા જણાયા કારણુ તે આત્મપ્રશંસાના હિમાયતી હતા એમ તેમના મુખમાં સ્મિત ફરકયા ઉપરથી જણાયું. માસ્તરે આગળ બોલવું શરૂ રાખ્યું કે આપના જેવા વિદ્વાન બ્રાહ્મણો હમારી જાતિના ઉદ્ધાર માટે કાંઇ કરી શકશે નહીં તો હમારી જાતિની જે સ્થીતી છે તેથી પણ વધારે તે વધારે ખરાબ થવાની. અમે પણ હિન્દુ છિએ. પરન્તુ અધમ હિન્દુ છિએ. ઉચ્ચ વર્ણના લોકોએ હમારી તરફ લાગણી બતાવી અમને જ્ઞાન આપી સારી સ્થિતીમાં લાવવા જોઇએ. ભલે તમે અમારો સ્પર્શ ન કરો, અમે માણસ છીએ, કાંઇ પણ કરી શકીએ એવી સ્થિતીમાં તો લાવવાનો પ્રયત્ન કરો? અને તેમ કરશો તો તમો ભુદેવોનો અમારી જાતિના લોકો ઉપર અત્યંત આભાર થશે અને જો તેમ નહીં જ કરો તો વખત વખતનું કામ બજાવશે. અમે અમારી મેળે પછાડા મારીને પણ તરી નીકળીશું. હાલનો જમાનો ફર્યો છે, ન્યાયી ઇંગ્રેજ સરકારના રાજ્યમાં તમામ જ્ઞાતિ છુટથી ફરી હરી શકે છે. પ્રથમના વખતનો વિચાર કરો. તે વખતે મહોલ્લામાં તો શું—પણ ગામમાં હમારા લોકોથી આવી શકાતું નહોતું. હાલના વખતમાં ગામમાં તો શું પણ મહોલ્લે મહોલ્લે અને ખાંચે ખાંચે અમે છુટથી હરી ફરી શકીએ છીએ અને કેલવણી પણ લેતા થયા છીએ. ઇંગ્રેજ સરકારના રાજ્યમાં અમને કેળવવાનાં સાધનો છુટે હાથે પુરાં પાડવામાં આવ્યાં છે, શ્રીમંત ગાયકવાડ સરકારે તો હમારા તરફ સાહાનુભુતિ બતાવી અમને ઉત્તેજન મળે તેવા ઇલાજો લેવા માંડયા છે. હવે આપના જેવા વિદ્વાનોની સહાયની અમને જરૂર છે. અમને હડધુત કરો નહીં. ફક્ત એટલું થશે તો અમારી ઉન્નતિ વિજળી વેગે થઈ આવશે.

વૈશ્નવ—હસતો,—એમ કહી ટહુકો કર્યો એ કહે છે એમાં શું ખોટું છે. ?

શાસ્ત્રી—એમ બનવું ઘણું કઠીણ છે. ભલે તે લોકો વિદ્યા પ્રાપ્ત કરે, ભલે તે લોકો સારી નોકરીઓ મેલવે, અને સુધારાવાળાઓ ભ્રમિત થઈ ભેગા બેસી જમી તેમને આસમાને ચઢાવે. પણ ઉચ્ચવર્ણના બ્રાહ્મણો તેમને મદદ કરે એ બનવાનું જ નથી. માટે આવા પ્રકારની ઝાંઝાંખ કરી મિથ્યા બકવાદથી મારા કર્ણને અપવિત્ર વાતાવરણ લગાડશો માં.

વૈશ્નવ—મહારાજ, તમે બ્રાહ્મણો ના કહેશો તેથી હવે ગતિમાન થએલો તેમનો વર્ગ કોઇ રોકી શકે એમ નથી. અમદાવાદની ગુજરીમાં બ્રાહ્મણ, વાણીઆ, પાટીદાર, ઢેડ, વિગેરે જાતો એક બીજાનો સ્પર્શ કરતી માલુમ પડે છે. તેમાં જઇ આવીને કેટલીક ધર્મઘેલી સ્ત્રીઓ અને પુરૂષો ઘેર આવી વસ્ત્ર પલાળી ન્હાય છે, જ્યારે બીજી બાજુ તેઓના છોકરાઓ તેમ કરતા નથી અને ઉલટા માબાપના ધર્મઘેલા વર્ત્તન ઉપર હાસ્ય કરે છે. એવી બાબતમાં હવે વધારે છોછ રહ્યો નથી.

શાસ્ત્રી—ભાઇ, પાળે એનો ધર્મ છે. તમે વૈશ્નવ થઇને કેમ આમ બોલોછો, એમને નવાઈ લાગે છે. આ વાતચિત ચાલતાંમાં પ્રાંતિજ સ્ટેશન આવી લાગ્યું. ત્યાં બે ગાડીઓ ભેગી થાય છે એટલે કાંઇક વધારે રોકાણુ થયું. ઢાકરડા જેવા બેઠા હતા તે ખાનામાં

તે ચોરો દરવાજામાં દાખલ થયા. અને ઉપર ચડયા. ત્યાં રાજા સુતો હતો તેની ડોકમાંથી ઘરેણાં તથા બીજી કીમતી ચીજો લઇ લીધી અને તે ચોરોની પાસે પેટીઓ હતી તેમાં તે મીલકત ભરી. બે ત્રણ હજાર રૂપીઆ પણ લીધાં. તે બધું લઇને જ્યારે તેઓ નીચે ઉતર્યા ત્યારે સિપાઇઓએ પૂછયું કે આ પેટીમાં શું છે ? ત્યારે તેઓએ કહ્યું કે આમાં રાજાએ અમને થોડાક કાગળો આપ્યા છે. ત્યારે સિપાઇઓએ કહ્યું કે ઠીક, જાઓ. તેઓ પાછા દરવાજામાંથી બહાર નીકળી ગયા. તે બે ચોરો જ્યારે ચારેક ગાઉ ચાલીને આ ખુલ્લા મેદાનમાં બે વાણીઆ સૂતા હતા ત્યાં આવ્યા. તેની પાસે હલકી કીમતનાં ઘરેણાં તથા સો બસો રૂપીઆ મુકીને ચાલતા થયા.

જ્યારે રાજાને ખબર પડી, ત્યારે રાજાએ સિપાઇઓને કહ્યું કે આ બધાં ઘરેણાં તથા માલ મીલકત કોણ લઇ ગયું ? તેઓએ કહ્યું કે રાત્રે બે માણસો આવ્યા હતા અને અમને કહ્યું કે અમારે રાજા સાથે ખાનગી વાતચીત કરવા જવું છે. એમ કહીને તેઓ દરવાજામાં દાખલ થયા ને ઉપર ચડયા. આ વાત સાંભળીને રાજાએ સિપાઇઓને કહ્યું કે તે માણસોની જલદી શોધ કરી આવો.

બધા સિપાઇઓ શોધ કરવા ગયા. તે સિપાઇઓ ચારેક ગાઉ ચાલ્યા, તો મેદાનમાં બે વાણીઆ સુતા હતા. તેને સિપાઇઓએ જગાડયા ને પૂછયું કે આ ઘરેણું ને રૂપીઆ તમે કયાંથી ચોરીને લઇ આવ્યા ? તેઓએ કહ્યું કે અમને જરા પણ ખબર નથી. ત્યારે સિપાઇઓના ઉપરીએ કહ્યું કે આને દરબારમાં લઇ જઇને રાજાના હાથમાં સોંપીદો. સિપાઇઓ તે બે વાણીઆને દરબારમાં લઇ ગયા કે તરતજ રાજાએ તેઓને ફાંસીનો હુકમ દઇ દીધો. તેઓને રાજાએ પૂછ્યું નહિ કે તમે કોણ છો ? તથા ચોરી કેમ કરી ?

હવે જ્યારે સિપાઇઓ તેને ફાંસીએ ચડાવતા હતા ત્યારે તેઓએ સિપાઇને કહ્યું કે અમને પરમેશ્વરનું ભજન કરી લેવા દો. સિપાઇઓને દયા આવી એટલે તેઓને તેમ કરવાની રજા આપી. જ્યારે તે પ્રભુનું ભજન કરી રહ્યા, ત્યારે તેને સિપાઇઓએ ફાંસીએ ચડાવ્યા. તેઓ મરણ પામ્યા.

સાથે બેસી પાન ખાવામાં તમે બાધ ગણતા હતા અને હવે તમે પોતે તમાકુ કેમ ખાઓ છો? તેના ઉત્તરમાં શાસ્ત્રીએ કહ્યું,—પાનનો રસ તો પેટમાં જાય અને તમાકુનો રસ બાહાર થૂંકી કઢાય છે માટે તેનો વાંધો નહીં.

માસ્તરે કહ્યું,—શાસ્ત્રી મહારાજ, આપતો વિદ્વાન છો, પંડિત છો, જ્ઞાની છો—એટલું બોલતાંમાં શાસ્ત્રીજી ખુશ થએલા જણાયા કારણ તે આત્મપ્રશંસાના હિમાયતી હતા એમ તેમના મુખમાં સ્મિત ફરકયા ઉપરથી જણાયું. માસ્તરે આગળ બોલવું શરૂ રાખ્યું કે આપના જેવા વિદ્વાન બ્રાહ્મણો હમારી જાતિના ઉદ્ધાર માટે કાંઇ કરી શકશે નહીં તો હમારી જાતિની જે સ્થીતી છે તેથી પણ વધારે તે વધારે ખરાબ થવાની. અમે પણ હિન્દુ છિએ. પરન્તુ અધમ હિન્દુ છિએ. ઉચ્ચ વર્ણના લોકોએ હમારી તરફ લાગણી બતાવી અમને જ્ઞાન આપી સારી સ્થિતીમાં લાવવા જોઇએ. ભલે તમે અમારો સ્પર્શ ન કરો, અમે માણસ છીએ, કાંઇ પણ કરી શકીએ એવી સ્થિતીમાં તો લાવવાનો પ્રયત્ન કરો? અને તેમ કરશો તો તમો ભુદેવોનો અમારી જાતિના લોકો ઉપર અત્યંત આભાર થશે અને જો તેમ નહીં જ કરો તો વખત વખતનું કામ બજાવશે. અમે અમારી મેળે પછાડા મારીને પણ તરી નીકળીશું. હાલનો જમાનો ફર્યો છે, ન્યાયી ઇંગ્રેજ સરકારના રાજ્યમાં તમામ જ્ઞાતિ છુટથી ફરી હરી શકે છે. પ્રથમના વખતનો વિચાર કરો. તે વખતે મહેલ્લામાં તો શું—પણ ગામમાં હમારા લોકોથી આવી શકાતું નહોતું. હાલના વખતમાં ગામમાં તો શું પણ મહેલ્લે મહેલ્લે અને ખાંચે ખાંચે અમે છુટથી હરી ફરી શકીએ છીએ અને કેલવણી પણ લેતા થયા છીએ. ઇંગ્રેજ સરકારના રાજ્યમાં અમને કેળવવાનાં સાધનો છુટે હાથે પુરાં પાડવામાં આવ્યાં છે, શ્રીમંત ગાયકવાડ સરકારે તો હમારા તરફ સાહાનુભુતિ બતાવી અમને ઉત્તેજન મળે તેવા ઇલાજો લેવા માંડયા છે. હવે આપના જેવા વિદ્વાનોની સહાયની અમને જરૂર છે. અમને હડધુત કરો નહીં. ફક્ત એટલું થશે તો અમારી ઉન્નતિ વિજળી વેગે થઈ આવશે.

વૈશ્નવ—હાસ્તો,—એમ કહી ટહુકો કર્યો એ કહે છે એમાં શું ખોટું છે.?

શાસ્ત્રી—એમ બનવું ઘણું કઠીણ છે. ભલે તે લોકો વિદ્યા પ્રાપ્ત કરે, ભલે તે લોકો સારી નોકરીઓ મેલવે, અને સુધારાવાળાઓ ભ્રમિત થઈ ભેગા બેસી જમી તેમને આસમાને ચઢાવે. પણ ઉચ્ચવર્ણના બ્રાહ્મણો તેમને મદદ કરે એ બનવાનું જ નથી. માટે આવા પ્રકારની ઝાંઝોઝ કરી મિથ્યા બકવાદથી મારા કર્ણને અપવિત્ર વાતાવરણ લગાડશો માં.

વૈશ્નવ—મહારાજ, તમે બ્રાહ્મણો ના કહેશો તેથી હવે ગતિમાન થએલો તેમનો વર્ગ કોઇ રોકી શકે એમ નથી. અમદાવાદની ગુજરીમાં બ્રાહ્મણ, વાણીઆ, પાટીદાર, ઢેડ, વિગેરે જાતો એક બીજાનો સ્પર્શ કરતી માલુમ પડે છે. તેમાં જઇ આવીને કેટલીક ધર્મઘેલી સ્ત્રીઓ અને પુરૂષો ઘેર આવી વસ્ત્ર પલાળી ન્હાય છે, જ્યારે બીજી બાજુ તેઓના છોકરાઓ તેમ કરતા નથી અને ઉલટા માબાપના ધર્મઘેલા વર્ત્તન ઉપર હાસ્ય કરે છે. એવી બાબતમાં હવે વધારે છોછ રહ્યો નથી.

તરફ દર્શાવતા રહેશો; એમ કહી રજા માગી. શાસ્ત્રી મહારાજ તો ઝાંપે જઇ બાહાર નીકળવાની ઉતાવળમાં હતા, એવામાં એક ઢેડ પાસે ઉભો હતો તેને અડકીને ( ઘસાઇને ટીકીટ આપી બાહાર નીકલ્યા તેવા જ તે ચાલ્યા ગયા. તેની છોછ તેમણે લીધી કે નહી તે તો તે જાણે; પણ ગામ તરફ રવાના થતા જણાયા. ગાડીમાં ઢેડ માસ્તરનો સમાગમ થયો તે વખતે તો કહેતા હતા કે સ્ટેશને ઉતરી તમામ વસ્ત્ર બોળી નાંખી ન્હાઇને પછે ગામમાં પ્રયાણ કરીશ, એમ ગાડીમાં બબડતા હતા. તે પ્રમાણે તેમણે કર્યું કે નહી તે તેઓ જાણે; પણ એક કુવો જે સ્ટેશન પાસે હતો તે વટાવીને ચાલ્યા જતા નજરે પડ્યા. વખતે કુવો તેમને અસ્પર્શ જણાયો હશે! ગાડી ઉપડી. બીજા ખાનામાં બે ત્રણ વાણીઆ ગૃહસ્થ ત્યાંથી બેઠા.

વૈશ્નવે કહ્યું—જોયું સાહેબ? બ્રાહ્મણભાઈ મોટી શ્રેષ્ઠતાની વાતો વદ્યા તો. કહેવું કાંઇ અને કરવું કાંઈ; અને બીજાઓને દેખાડવાની મોટી મોટી વાતો કરવી! અંતર ચોખ્ખું નહી અને બાહારની ચટાપટી! આવા માણસોને તેમની ખરી સ્થીતીમાં બાહાર પાડવા જોઇયે. મારે તો ઘણું કહેવાનું હતું પણ મારે ખોટું લગાડવાનું શું પ્રયોજન? એમ ધારી જેટલું કહેવા જેવું હતું તેટલું માર્મિકતાથી કહ્યું છે. મેં કહ્યું, તમે જેટલું કહ્યું છે તેટલું બસ છે. તોપણ એમના જેવા બ્રાહ્મણો અને ગુરૂઓ જ્યાં સુધી એમનું ચાલશે ત્યાં સુધી એમનો પક્ષ તાણવા ચુકશે નહીં; ગમે તેમ છે તોપણ ન્યાયી બ્રીટીશ સરકારના રાજ્યમાં કેલવણીના પ્રતાપે વધુ નભી શકશે નહીં. તો પણ પછાત પડેલી જાતોના ઉદ્ધાર માટે કાંઈક પણ થવુંજ જોઇએ. જેમ શ્રીમંત ગાયકવાડ સરકાર પછાત પડેલી કોમોની ઉન્નતિ અર્થે પ્રયત્ન કરે છે તેમ હવે આપણે પણ તેમાં સામેલ થવું જોઇએ. મને તો તેમની ઘણી જ દયા આવેછે.

વૈશ્નવ—કેલવણીના પ્રતાપે સૌ સારૂં જ થશે. એવામાં બ્રહ્મખેડ દેખાવા માંડ્યું. ડુંગરો ઉપર દેખાતી ઝાડીએ બહુ આનંદ આપવા માંડ્યો. હું તે તરફ જોવા લાગ્યો. વૈશ્નવે કહ્યું, આપ આ તરફ પ્રથમજ આવો છો એમ લાગે છે. મેં કહ્યું, હાજી. આ તરફ એકાદ દીવસ રોકાઓ તો ઠીક; ખરો આનંદ થાય, એમ વૈશ્નવે કહ્યું. હું તો આ તરફ ખરીદી માટે ઘણી વખત આવ્યો છું. આજે તો મારે પાછું ફરવું છે. મેં કહ્યું, મારો પણ એમ વિચાર છે. એમ કરતાં ટરમીનસ બ્રહ્મખેડ સ્ટેશન આવ્યું. સર્વે ઉતરી પડ્યા. વૈશ્નવ ગૃહસ્થે પાછું વળવાની ઇચ્છાએ ગામ તરફ ઝટ ચાલવા માંડ્યું. હું સ્ટેશન ઉપર ઉતરી બેન્ચ ઉપર બેઠો હતો. એવામાં સ્ટેશન માસ્તર બાહાર આવી ગાર્ડ સાથે વાત કરતા હતા અને સહેજ મારી ને તેમની નજર એક થતાં એકદમ મારી તરફ ધસી આવી મને કહે, માસ્તર તમે અહીં ક્યાંથી? મેં પણ તેમને ઓળખ્યા. તેઓ મારા નિશાળના સહાધ્યાયી હતા. એકદમ મને ખેંચી તેમના રૂમમાં લેઇ ગયા અને ચાહ મુકવાનો હુકમ કર્યો. ત્યાર બાદ પાંચેક મીનીટમાં પરવારી મને તેમની રૂમ ( ઓરડી ) માં લેઇ ગયા. ઘણા દીવસે મળેલા હોવાથી એક મેકનો આનંદ માતો નહોતો. મને તો અહી કોઇ ઓળખાણવાળું મળશે એમ સંભવ પણ ન હોતો; છતાં મારા દોસ્ત અહીં માસ્તર છે એમ જાણ્યું એથી મારા આનંદનો પાર નહોતો. ચાહા તૈયાર થઇ. પીતાં પીતાં મેં કહ્યું અહીં ગાડી કેટલો વખત રોકાય છે? માસ્તરે કહ્યું એમ ઉતાવળ કરશો એમ નહીં ચાલે! આજ રાત્રે તો અહીં રોકાવુંજ પડશે. અડધા પોણા કલાકમાં તમે શું જોઇ શકશો? અહીં ગામમાં તો કાંઇ જોવાનું નથી પણ માતાજીનું દહેરૂં અને તે આસપાસની જગ્યો તેમ જંગલ જોવા જેવું છે. ઉતાવળ કરશો તે બનશે નહીં. મેં ઘણુંએ કહ્યું,

મારી જરૂરીઆત બતાવી. તોપણ તેમણે માન્યું નહીં. મારૂં મન પણ ગળ્યું. તો "જેવી ઠીક, તમારી મરજી" પછી પાન પટ્ટી ખાધી. કેટલીક સ્કુલની જુના વખતની વાતો કાઢી. કેટલીક નાંનપણની ગમ્મતની વાતો કાઢી. વખત પસાર થતાં વાર લાગી નહીં. પોર્ટરે આવી કહ્યું; બાબુજી ગાડી ઉપડવાની તૈયારી છે મેં કહ્યું હું જઇશ. માસ્તરે કહ્યું કે સવારે જરૂર જવા દેઇશ. એમ કહી મને હાથે ઝાલી ખેંચી સ્ટેશન ઉપર લેઇ ગયા; તો ત્યાં ગાડી ઉપડવાની તૈયારીમાં હતી. વૈશ્નવ ગૃહસ્થ આવેલા હતા તેમણે મને કહ્યું કેમ આવો છો ને ? હજુ હું સ્ટેશન ઉપરજ છું ગામમાં ગયો જ નથી. સ્ટેશન માસ્તર મારા દોસ્તદાર નીકળ્યા તે આજની રાત અહીં રહેવા મને ઘણો આગ્રહ કરે છે અને તેથી નહીં આવી શકું. મેં તેમને કહ્યું, તમે રોકાઇ જાઓ. આપણે સવારની ગાડી જઇશું. તેમણે કહ્યું મારે જરૂરનું કામ છે તેથી રોકાવાય તેમ નથી. તેઓ ગાડીમાં જઇ બેઠા. હું બેન્ચ ઉપર બેશી રહ્યો. ગાડી ઉપડી. ત્યાંથી પરવારી માસ્તરના ક્વાર્ટર (ઓરડી)માં આવી અમે બન્ને બેઠા. પાન પટ્ટી ખાઈ ગપાટા મારતા હતા માસ્તરની સ્ત્રી છોકરાં પોતાને વતન ગએલાં હતાં. માસ્તર એકલા હતા એટલે અમારે છુટથી વાતચીત ચાલતી હતી. મને કાંઇ અજાણ્યું લાગ્યું નહીં. એક બ્રાહ્મણ પોર્ટર હતો તેને સાંજનું વાળુ તૈયાર કરવાનું કહી અમે બન્ને જણાં ગામ તરફ નીકળ્યા. છ એક વાગ્યા હશે ને અમે સ્ટેશન ભણી પાછા ફર્યા. સ્ટેશન ઉપર કેટલુંક થોભ્યા પછી માસ્તરના મકાન તરફ ગયા. બ્રાહ્મણે રસોઇ તૈયાર કરી મુકી હતી, ફક્ત દુધ આવવાની વાર હતી. પાણી ગરમ તૈયાર હતું. અમે ન્હાયા. ફક્ત દુધ આવવાની વાર હતી, તે પણ એટલામાં આવી પહોંચ્યું; તુરતજ જમવા બેઠા. જમ્યા પછી પાન સોપારી ખાઇ તકીયા ઉપર વામ કુક્ષિ કરી આળોટતા ગપ્પાં મારવા લાગ્યા, એવામાં મારી નજર તેમની ઓરડીમાં એક પેટી જે હારમોનીઅમ વાજા જેવી લાગતી હતી તેના ઉપર પડી મેં કહ્યું, ભાઇ, પેલું પેટી જેવું શું છે ? તેમણે કહ્યું તે હારમોનીઅમની પેટી છે મને શોખ હોવાથી હું શીખું છું. લાવોને વગાડીએ. એમ કહેતાં પોતે લાવ્યા. હું વગાડવા બેઠો. સુરબાહાર નીકળી પડયા. સ્ટેશનના મુસાફર ખાનામાં ગાડી ચુકેલા બે તરગાળા બેઠા હતા. તેઓ સુર સાંભળી અમારી ઓરડી આગળ આવ્યા. બીજા કેટલાક માણસો પણ આવ્યા. તરગાલાઓની બોલી ચાલી ઉપરથી ગાયન વાદ્યમાં હોંશીઆર જણાયા. હું ખુરશી ઉપરથી ઉભો થયો અને તે તરગાલાઓને કહ્યું તમે બેસો ને ચલાવો. એકે કહ્યું, ઠેકા વિના બરોબર ગમ્મત જામશે નહીં, તેથી તબલાંની તપાસ કરાવી પણ ક્યાંય મળ્યાં નહીં, છેવટે એક પખાજ હાથ લાગી. પણ તે સારી હતી. ઠીક ઠાક કરી એક તરગાળો હારમોનીઅમ ઉપર બેઠો અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ગમ્મત જામવા લાગી. તે ગામમાં એક મીર સારો ગવૈયો હતો તેને પણ બોલાવ્યો. તે પોતાની સીતાર સાથે આવ્યો. આ વખતે લગભગ અગીયાર વાગ્યાનો અમલ થયો હશે; દરમ્યાન માસ્તર સ્ટેશન ઉપર જતા આવતા હતા: રાતની ગાડી પણ આવવાની હતી: અગીયાર વાગ્યા પછી બધો સાજ ભેગો થયો અને ગમ્મત ખરેખરી જામી તરગાળા બહુ સારા ગવૈઆ હતા અને વાદ્ય ઉપર બહુ સારો કાબુ હતો. **મીર** પણ તેવોજ હતો તેના આલાપ ઘણા સારા હતા. હું ગાયનનો ઘણો શોખીન હોવાથી મને સારી ગમ્મત પડી, જુદી જુદી જાતના રાગરાગણીઓ છોડવા માંડી. એવી તો ગાયનની છાયા પડી ગઇ કે, આવો જલસો ધારીને જોવા જઇએ ત્યારે જામતો નથી પણ અણધાર્યો જલસો સારો જામેલો હતો. વચમાં માસ્તરે ઉજાગરા માટે કોફી તૈયાર કરાવી હતી. જ્યારે કોફીના પ્યાલા આવ્યા ઘડીઆલ જોઇ ત્યારે એક વાગેલો હતો. હવે ઉંઘવું એમને પણ ઠીક નહીં લાગ્યું કારણ પોણાચારે તો

ગાડી ઉપડવાનો ટાઇમ હતો તેથી આ ગમ્મત આગળ ચલાવી. અડધો કલાક પાન સોપારીમાં વિત્યા બાદ ફરીથી ગાયનની શરૂવાત કરી મને બીજાઓએ આગ્રહ કરવાથી એક ત્રિતાલ છેડયો. કળીંગડાની ચીજ પણ ગાઇ. એમ કરતાં અઢીનો અમલ થયો. તરગાળાઓ થાકયા એમ જણાયું. વળી પાનસોપારી ફેરવી ટટાર થયા. બહુ આનન્દ થયો. આશરે સવા ત્રણના અમલમાં વાદ્ય બંધ કર્યું. માસ્તરે ચાહા તૈયાર રખાવી હતી તેને ઇન્સાફ આપી સૌ વિખેરાયું. હવે અમે સ્ટેશનઉપર આવ્યા. ટીકીટ લેઇ ગાડીમાં બેઠા પણ ચાર વાગ્યા સુધીનો ઉજાગરો હોવાથી ગાડી ચાલવા માંડી ત્યારથી હુતો સુઇજ ગયો. કેટલાંએ સ્ટેશનો ગયાં પણ ખબર પડી નહીં પણ રખીઆલ સ્ટેશને મારી આંખ ઉઘડી. ઉંહું—ઉંહું એમ કરતો હતો, એવામાં સ્ટેશને ગાડી ઉભી રહી. મારા ખાનામાંનો એક ઉતારૂ ગાડીવાળા કહી બુમ મારતો હતો, તેણે બીડી લેઇ જેવી દીવાસળી સળગાવે છે એવોજ હું ઉઠયો. અને મારી અજાયબી વચ્ચે મેં શું જોયું ?-શાસ્ત્રી મહારાજ પોતે બીડી સળગાવી પીતા હતા. દીવસ ઉગવાની તૈયારીમાં હતો એટલે અજવાળું થએલું હતું પણ શાસ્ત્રીજીએ દીવાસળી સળગાવી તેથી અજવાળું બરોબર થયું. મેં માહાત્માને બરોબર ઓળખ્યા. મને જોઇ તે ખશીઆણા પડી ગયા. હું પુછું તે પહેલાં તો તેમણે ખુલાસો કરી દીધો કે આખા દીવસનો ઉપવાસ છે અને મુસાફરી કરી તેથી શરીર બગડયું છે માટે જોકે મને બીડી પીવાનો માહાવરો તો નથી પણ શરીરે ઠીક નથી માટે બીડી પીઉંછું. મેં કહ્યું કાંઇ હરકત નહીં. શાસ્ત્રી બુવા તેજ ગાડીમાં ઇડરથી બેઠેલા હતા પણ હું ઉંઘેલો એટલે મને ખબર પડેલી નહીં. અને અંધારે હુંજ સૂતેલો એ તેમને પણ ખબર પડેલી નહીં ! શાસ્ત્રીજી પહેલે દીવસે તો ભપકો મારતા હતા કે તમામ વસ્ત્રો બોળી મારે નાહાવું પડશે. પણ તેવું મને તો કાંઇ જણાયું નહીં. કારણ ચકરડી પાઘડી જે ભંગીના ખોળામાં પડી હતી તે તેવીને તેવી હતી ! એકે વળ ઉકેલેલો મને માલુમ પડ્યો નહીં. તેમ શરીર ઉપરનાં વસ્ત્રો પણ કાંઇ ધોએલાં કે બોળેલાં જણાયાં નહીં. પછી પોતે નાહ્યા હોય તો તે જાણે ! દહેગામ સ્ટેશન આવ્યું ત્યાં કુવેથી શાસ્ત્રીએ પાણી લાવી મને પણ આપ્યું. મેં મોં ધોઇ પાનસોપારી તમાકુ ખાધી. શાસ્ત્રીને પાન આપ્યું તેમણે પણ ખાધું પછી તેમણે મને પૂછ્યું પેલો બગભગત વૈશ્નવ કયાં ગયો ? મને રીસ તો ચઢી પણ કોઇને ખોટું શામાટે લગાડવું ? એમ સમજી મેં ઉત્તર દીધો કે તેતો કાલે વળતી ગાડીએ વિદાય થયા હતા. પણ મારા મનની ખાત્રી થઇ કે શાસ્ત્રી પોતે જ બગભગત હતા ! તેમણે મને કહ્યું કે ઢેડ માસ્તરની વાત ધ્યાનમાં લેવા જેવી છે પણ તેમને ઉત્તેજન આપીએ તો બધું એકત્ર થઇ જાય. પછી બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યની ચાકરી કોણ કરશે ?-એવાં એવા મુદ્દા ઉપર વાત કરવા લાગ્યા ! મેં કહ્યું ગમે તેમ થાય તોપણ એમને

## બાલમિત્ર

### બાલ કાવ્યો:– બાલુડાં.

કાલાં ઘેલાં બાળ
લાડીલાંનાં લલિત લાડ !
છોટાં મીઠાં બાળ
કુમળાં ફુલડાં રસાળ !
પુનિત વ્હાલાં બાળ
ભલાં મનુજનાં ભૂપાળ !
બાળાં ભોળાં બાળ
એતો ગૃહ–દેવ બાળ !
સ્નેહ ભર્યાં બાળ
અનળ શ્યાં: ન એમને આળ !
રડે હસે બાળ
રમે: સર્વ એ રસાળ !
બાલુડાંનો બોલ
નાદ સ્વર્ગનો અમોલ !
દર્શ વ્હારાં બાળ !
દેવી હર્ષ દે મૃણાલ !
જોઉં સામે બાળ
જોઈ જોઇ થાઉં ન્યાલ !
બાળ ! વ્હાલાં ! બાળ !
વિશ્વે નામ એ વિશાળે-કાલાં

### માતૃ–પૂજા.

આવો આર્ય દેશ સંતાન !
કરીએં માતાનાં ગુણગાન;

માતૃદેવીને વંદન કરતાં
પુનિત હૃદય સૌ બનતાં—
ચર્ણ ચૂમતાં, પાવન બનતાં
હૈડાં ઘેલી ગુજંતા*... આવો આર્ય.

કાલાં ઘેલાં માનાં બાળક
કોકિલ પેરે કૂજતાં—
તરવર ડાળે પરભૃત કૂજે
ત્યમ રસભર સૌ રમતાં...આવો આર્ય.

શીશુ વયમાં, સૌ કુંળા ઉરમાં
જ્ઞાન પીયૂષ એ પાતી—
સાંત્વન કરતી, હૈડે હસતી
શુભ આશિષ એ દેતી...આવો આર્ય.

જ્ઞાન ભરતી, તિમિર હરતી
માતૃ જ્યોતિ ઝળકંતી—
ઝગહળતી એ જ્યોતિ અવિચળ
સ્નેહ સુધા રેલતી......આવો આર્ય.

## बालविनोदः બાળકોના ઉખાણા.

૧ સરસ્વતી-સરસ્વતી, તું મેરી માય, ઝાળપટોળાં કેસર ખાય;
છુટી હોય તો વિદ્યા દે, થાળ ભર્યા લખ મોતી દે.
મોતી ગટમ ગટ વાગે છે, બાવન જોગી જાગે છે;
બાવનના તો આપ્યા કુવા, ગામ વચ્ચે ખોદાવ્યા કૂવા.
ખોદતાં ખોદતાં લાગ્યું ગામ, ભલું વસાવ્યું સમર્થ ગામ;
સમર્થ ગામના ઊંચારેલા, રાત પડે ગુજરાતના ચેલા.

૨ મહેતાજીના નિશાળીઆ ત્રણુએ ને સાઠ;
એક નિશાળીઓ રૂડો, સરસ્વતી માગે ચુડો
ચુડો પહેર્યો હાથે, સરસ્વતી બેઠાં પાટે:
પાટે વળગ્યા મોર, મોર ગયા ચરવા, સરસ્વતી બેઠાં ભણુવા,
ભણી ગણીને ઉતર્યા
રામ દાસની ઘોડી, ત્રણે પગે ખોડી,
એક પગે હાલે ચાલે, પતાળમાનું પાણી કાઢે,
તે પાણીને શું કરવું? માબાપના હાથ પગ ધોઇને પી જવું.

૩ અડીકડી સોનાની કડી બ્રાહ્મણુ ચાલ્યા ડાબી કડી,
ડાબી કડીમાં ઓલાઓલી, દેવાડામાં વાગ્યું ઢોલ;
ઢોલ ઉપર કાંકરી, બગે ઘોડા બાંકરી,
એ ઘોડા ઉપર કોણુ બેસે? બાવાજીનો બેટો.
બાવાજીની અવળી ગાય, સવળી ગાય, આકડીઆંમાં ચરવા જાય,
આકડીએ ઉડાડયાં દૂધ, જઈ પડયાં બ્રહ્માને ઘેર.
બ્રહ્મા કહે છે રામ રામ, ચાલો જઇએ વીરમગામ,
વીરમગામના આગ તારા, વાગ્યા છે લોઢાના ભારા.
ભારા ઉપર દાથરા, ત્રણુએ બંદુકો પાથરા.

૪ એંગડી ગેંગડી છડીઓ ગોળો! હાથ પડે તો આખો ડોળો,
પાકોડાળો, કાનખજુરો કાચબો, મારાપાણી, તારાપાણી, ચંચળપાણી,
આદક પાદક તેલમાં તઈ, આને આ બે ભઇ!
(જે બે જણુને ભાઇ બન ! ।। હોય તેના સામી આંગળી કરી બોલે છે.

૫ જાનો મ્હારા ભાઈ, ભરી આણુ નીર,
-પ્રછી ત્હારી દોરડીને હાંકુ મ્હારા વીર. હાલો હાલ.
(એમ બોલી નાનાં છોકરાંને ઉંઘાડે છે,)

( વાસણાદેવીપા ) —શિષ્ય